

# પ્રકાશકનું નિવેદન

"વિવિધ ગ્રંથમાળા"ના છત્રીસમા (સં. ૧૯૯૩ ના) વર્ષના ગ્રંથાંક ૨૮૯ થી ૯૨ તરીકેનું આ પ્રથમ પુસ્તક છે.

વિક્રમના ૧૩ થી ૧૮ મા સૈકા દરમિયાન મહારાષ્ટ્ર પ્રદેશને પાંચ પ્રાતઃસ્મરણીય મહાત્માઓ પોતાની અસાધારણ પ્રતિભાથી દીપાવી ગયા છે. એ મહાત્માઓ જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, તુકારામ અને રામદાસ છે. આમાંના ચાર સંતો કેટલાક પ્રકીર્ણ ગ્રંથો ઉપરાંત એકેક અતિ ઉપકારક વિસ્તૃત ગ્રંથની પ્રસાદી પણ જનસમાજને આપતા ગયા છે. એ ગ્રંથો તે જ્ઞાનેશ્વરી, એકનાથી ભાગવત, તુકારામના અભંગ અને રામદાસનો દાસબોધ છે. આ સર્વ મહાત્માઓ અસાધારણ જ્ઞાન–ચારિત્ર્યવડે ઉત્તમ ઉપદેશ આપી મહાન ઉપકાર કરી ગયા છે. આથી તેમને 'મહારાષ્ટ્રના મહર્ષિઓ'ની તેમજ તેમના ચાર ગ્રંથોને 'ચાર વેદ'ની ઉપમા એ પ્રદેશમાં અપાય છે તે યોગ્યજ છે.

એ સંતોને ભગવાને પોતાનો સંદેશ લઇને આ પૃથ્વી પર મોકલ્યા હતા અને તેમણે અહીં અવતરીને ભગવાનનું કામ કર્યું છે. એવા એ અવતારી પુરુષોમાંના એક 'સંત તુકારામ'નું જીવન ચરિત્ર પાંડુરંગના પુણ્ય પ્રતાપે વાચક જનતા સમક્ષ રજુ થાય છે.

ગુજરાતમાં જે સ્થાન નરસિંહ મહેતાનું છે તે સ્થાન બલ્કે તેથી પણ વિશેષ મહારાષ્ટ્રમાં સંત તુકારામનું છે. નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં ગાનારને જે આતરિક આનંદ પ્રાપ્ત થાય છે તેવોજ, બલ્કે તેથી પણ વિશેષ આનંદ સંત તુકારામના અભંગોના ગાનારને

પ્રાપ્ત થાય છે અને તેમના એ અભંગો એવા આદરપાત્ર બનેલા છે કે, અભણ ખેડૂતો પણ તેનું ગાન કરતા ભક્તિરસમાં તરબોળ બની જાય છે.

સંત તુકારામ ઈશ્વરપ્રેરિત પુરુષ હતા, તેમનું શાસ્ત્રજ્ઞાન અગાધ હતું અને તે તેમણે લોકભાષા પ્રાકૃતમાંજ જનતા સમક્ષ રજુ કર્યું છે. આંતરિક પ્રેરણાના મધુર ફળરૂપે એ અભંગો આજે અભણથી માંડીને વિદ્વાન સુધીના સૌ કોઇને એકસરખા રસપ્રદ થઇ પડયા છે.

આ ગ્રંથના ઉદ્દેશ ૪૦ વિષે ગ્રંથના મૂળ લેખકે તેમજ ગુજરાતી અનુવાદકે તેમની પ્રસ્તાવનામા લખ્યું છે તે વાંચવા વિનંતિ છે.

આ ગ્રંથ મૂળ મરાઠીમાં શ્રી. પાગારકરે લખ્યો છે. તેનું હિન્દી રૂપાન્તર શ્રી. લક્ષ્મણ નારાયણ ગર્દેએ કર્યું છે અને તે ગીતા પ્રેસ–ગોરખપુરના સંચાલકોએ પ્રસિદ્ધ કર્યું છે. અહીં તેમનો સહર્ષ આભાર માનવામા આવે છે. આ પુસ્તકને છેડે તેમણે પ્રકટ કરેલાં જ્ઞાન–ચારિત્ર્યવર્ધક પુસ્તકોનું જે સૂચિપત્ર છપાયું છે તે વાચવા વિનંતિ છે.

અંતે તે પરમનિયંતા પ્રભુનો આભાર માની ૐ तत्सत्

જ્યેષ્ઠ પૂર્ણિમા–સં. ૧૯૯૩ — ભિક્ષુ—અખંડાનંદ

# अनुवादकना के बोल

**त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।**
**त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥**

ओ जगन्नियंता देवना देव ! तमेज मारी माता, तमेज मारा पिता, तमेज बंधु ने सखा छो, विद्या अने द्रव्य पण तमेज छो. हा......नारायण ! तमेज मारुं सर्व कंइ छो.

श्रीचैतन्य चरितावलीना पांच खंड अने "कल्याण"ना संपादक श्री. हनुमानप्रसादजीना "प्रेमदर्शन"ना अनुवाद पछी श्री तुकाराम चरित्रनुं अनुवादकार्य आ लखनारने प्राप्त थयुं, ते घटघटनिवासी, अंतर्यामी, सर्वनियंता परम कृपाळु परमात्मानी अने परम पूज्य स्वामी अखंडानंदजीनी परम कृपानुंज परिणाम छे.

सत्पुरुषोनां चरित्रोनुं वाचन-मनन अने परिशीलन सामान्य मानवीओने पण उच्चकक्ष थवा प्रेरणा आपे छे, तेम छ मास जेटलो समय आ चित्तपावन संतचरित्रना समागममां नित्य प्रातःकाळ गाळवानुं बन्युं ते अहोभाग्यज छे. साचेज, भाग्योदय थता आवा सद्‌ग्रंथोनां अध्ययन, मनन अने परिशीलन करवानी तक मळे छे.

कह्युं छे के "महापुण्ये कष्टे सुजन जननो संग मळतो." एवा कोइ पुण्योदयनी धन्य क्षणे-धन्य घडीए, चरोतर एज्युकेशन सोसाइटीना एक संस्थापक अने ते समयना मंत्री स्वर्गस्थ अंबालाल मोतीभाइ पटेले (ए सुवकरतने) लगभग अढार वर्षो पहेलां आणंद स्टेशने आ ग्रंथना संपादकनां प्रथम दर्शन कराव्यां. ते पछी त्रणेक वर्षे तेमनो प्रथम परिचय अने पछी निकट सहवास-समागम (लगभग पांच वर्ष सुधी—धन्य ए सद्‌भाग्यनो समय) मळ्यो. एमनी शुभेच्छा, सद्‌भाव अने परमकृपा आजे पण आवा आवा ज्ञान-चारित्र्यवर्धक सुंदर सद्‌ग्रंथोनुं अनुवादकार्य करावे छे अने ज्ञानगंगामां नित्य प्रातःकाळे स्नान करवानुं सद्‌भाग्य आप्या करे छे. एमना—ए पूज्य ने वंदनीय पुरुषना—हुं केटकेटला आभार मानुं ? शा शा गुण गाउं ? साचेज, संतो-सत्पुरुषो दयाना-करुणाना भंडार होय छे, तेमनो कोइक वारनो कोप पण वरदान सरखो होय छे. तेओ कृपा करवा बेसे छे, त्यारे मानवीनी नालायकीओ तरफ नथीज जोता. ए तो बस मेघवृष्टिनी पेठे वरस्या करीने कचरो-पूंजो साफ करी करावीनेज जंपे छे. अने ओ नारायण ! ओ नारायण ! ! अहीं तो केटकेटलुं अंधारुं छे, ते तमाराथी क्यां अ-

જાણ્યું છે ? હવે તો બસ, એ મહાનલ ! એકજ દે ચિનગારી......

સંત તુકારામનો જન્મ ઉચ્ચ કુળમાં ન થયો હોવા છતાંયે તેઓ કેવા ઉચ્ચકક્ષ ભક્ત થઇ ગયા, તેમણે કેવી ઇશ્વરપરાયણતા અને વૈરાગ્ય પ્રાપ્ત કર્યાં, છેવટ સુધી સંસારી જેવા રહ્યા—જાણે એજ નિર્માણ થયું હશે—પણ "સંસારસુ સરસો રહે ને મન મારી પાસ," એવું જનક વિદેહી જેવુ જીવન તો એમણેજ તાદશ જીવી બતાવ્યું.

અહો ! સંત તુકારામે ચિત્તશુદ્ધિના કેવા કેવા સુંદર ઉપાયો બતાવી દીધા છે ! એ વાંચ્યા-સમજ્યા પછી એ માર્ગે ચાલી જોનાર-નેજ એ આનંદ મળવાનો સંભવ છે. મને તો લાગ્યું છે કે તેમણે પરમાર્થમાર્ગના પથિક-ગમે તેવા સામાન્ય માનવીને માટે સહેલાઈથી ચઢી શકાય તેવી એક પરમાર્થમાર્ગની સીડી—નીસરણીજ રજુ કરી દીધી છે. અને મેઘવૃષ્ટિમાં તો સત તુકારામ ખૂબ ખૂબ વરસ્યા છે. એ અંતરમા સોસરા ઉતરી જતા સચોટ ઉપદેશો વાચકને ઘડીભર તો બરાબર ફટકારશે-ચાબખા મારશે અને જાગ્રત થવાની પ્રેરણા પાશે વળી પ્રિય વાચક ! તને એ જગાડી જગાડીને કહેશેજ કે—

ઊઠ જાગ મુસાફિર ભોર ભઈ,
અબ રૈન કહાં જો સોવત હૈ;
જો સોવત હૈ વો ખોવત હૈ,
જો જાગત હૈ વો પાવત હૈ.

વાચનારના અંતરાત્માને ચેતનવતો બનાવવામા સંત તુકારામ-ના સીધા ને સચોટ વાગ્બાણો ઘણો ભાગ ભજવશે—તેને ચેતનથી ભરપૂર બનાવી મૂકશે અને ઉન્નતગામી બનાવશેજ બનાવશે.

આ સુંદર ચરિત્રગ્રંથ લખવામા હરિભક્તિપરાયણ, 'મુમુક્ષુ'ના સંપાદક પંડિત શ્રી. લક્ષ્મણ રામચંદ્ર પાંગારકરજીએ કેટકેટલો પરિશ્રમ લીધો છે અને સંશોધનપૂર્ણ ઐતિહાસિક શોધખોળથી પ્રમાણભૂત અને ભક્તિરસથી ભરપૂર ગ્રંથ તેમણે આપણને આપ્યો છે તે તો આ ગ્રંથના વાચકો તેમની વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવનામાં અને આ ગ્રંથને પાને પાને જોઇ શકશે. 'મુમુક્ષુ' સંપાદક પાંગારકરજી કુશળ ચરિત્ર-લેખક તરીકે અત્રે આપણને દર્શન દે છે. તેમના મૂળ મરાઠી ગ્રંથનો હિંદી અનુવાદ શ્રી. લક્ષ્મણ નારાયણ ગર્દેજીએ કર્યો છે અને ગોરખ-પુરના ગીતા પ્રેસે પ્રસિદ્ધ કર્યો છે. તેના ઉપરથી આ અનુવાદ કરવામાં આવ્યો છે અને ઉપરોક્ત અનુવાદમા જ્યા જ્યા શંકાઓ પડી ત્યાં ત્યાં મૂળ સાથે સરખાવી યથાયોગ્ય સંશોધનપૂર્વક ગુજરાતી અનુવાદ કરવા બનતો પ્રયત્ન કર્યો છે.

આશા છે કે શ્રી ચૈતન્ય મહાપ્રભુને હોંશે હોંશે સત્કારે, ગુજરાત સંત તુકારામનું આ ચિત્તપાવન ચરિત્ર શ્રદ્ધા-ભક્તિપૂર્વક વાંચશે-વિચારશે અને સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તથા તેના સંચાલક ભિક્ષુ-અખંડાનંદજીનો આભારજ માનશે.

આ ગ્રંથમાં ગુરુભક્તિ, વિમાનમાં બેસાડીને લઇ ગયા, વહીઓ જળમાંથી ઉગારી-બચાવી લીધી, મસીદ ઉડ્યાની વાત, ભીંત ચણવાની, સ્વપ્નમાં વીણા ને કરતાળ આપ્યાની વાત તેમજ સદેહે વૈકુંઠ-ગમન વગેરે હકીકતો આવે છે. એ બાબતો માત્ર સ્થૂળ દૃષ્ટિવાળા માનવીઓના સમજ્યામાં ન આવે એ બનવા જોગ છે. પરંતુ જો આપણે ભગવાનને સર્વશક્ત અને સર્વનિયંતા માનીએ, તો કશુંયે ન બનવા જેવું નહિ લાગે. મેસ્મેરિઝમ દ્વારા આપણે ન માની શકીએ એવી એવી બાબતો ને વાતો બન્યાનાં દૃષ્ટાંત આપણે સાંભળીએ છીએ. સ્વપ્નમાં સત્પુરુષો ઉપદેશ કે સૂચનાઓ આપી શકે છે, એ તો આ લખનારે પણ બે-ત્રણ વાર અનુભવ્યું છે. વળી કેટલાક ચમત્કારો લોકવાણી દ્વારા ઉતરી આવ્યા હોય કે સત્પુરુષોનું માહાત્મ્ય વધારવા માટે તેમના જીવન સાથે જોડવામાં આવ્યા હોય તો પણ બનવા જોગ છે. પરંતુ આ બધી બાબતો ભિક્ષુ-અખંડાનંદજી જેવા ઉચ્ચકક્ષ સંપાદકની ચાળણીમાં ચળાઇનેજ વાચક સમક્ષ રજુ થનાર છે, એટલે જરૂર જણાશે ત્યાં ત્યાં સ્પષ્ટીકરણ અને સંશોધન કરી કરાવીને યોગ્ય ને ઉચિત હશે તેજ વાચકને પીરસશે એટલે એ બાબતમાં આ લખનારને વિશેષ કંઈ લખવાનું નથી.

સંત તુકારામની તંબૂર અને કરતાળ (હાથેના મંજીરા) સાથેની કીર્તન કરતી મોહક મૂર્તિનું આપણે ધ્યાન કરીએ છીએ, ત્યારે તો જાણે ભક્ત નરસૈંયો મહારાષ્ટ્રમાં બીજે સ્વરૂપે અવતર્યો હોય એમજ લાગે છે. અહો! તુકાજી! આપે કેવી કેવી અદ્ભુત ને ચિત્તપાવન જીવનલીલા કરી બતાવી! ધન્ય છે તુકાજી! ધન્ય છે! આપનું જીવન અમ સંસારી પામર માનવીઓ માટે માર્ગદર્શક અને પ્રેરક છે, આ દુઃખમય જણાતા સંસારમાંથી તરીને પાર ઉતરવાની નૌકા જેવું છે. પશુ-પક્ષીમાંયે પ્રભુનાં-નારાયણનાં દર્શન કરનાર સંત તુકાજી! આપનાં ચરણોમાં કોટિ કોટિ નમસ્કાર હો! નમસ્કાર હો!! નમસ્કાર હો!!

કલકત્તા<br>બીજા ભાદરવા વદી ૧૧<br>વિ. સં. ૧૯૯૨<br>પ્રાતઃકાળ

સંતચરણરજોઽસ્મુ-<br>ત્ર્યંબકલાલ મા. શુક્લ

જાણ્યું છે? હવે તો બસ, એ મહાનલ! એકજ દે ચિનગારી......

સંત તુકારામનો જન્મ ઉચ્ચ કુળમાં ન થયો હોવા છતાંયે તેઓ કેવા ઉચ્ચકક્ષ ભક્ત થઇ ગયા, તેમણે કેવી ઈશ્વરપરાયણતા અને વૈરાગ્ય પ્રાપ્ત કર્યાં, છેવટ સુધી સંસારી જેવા રહ્યા—જાણે એજ નિર્માણ થયું હશે—પણ "સંસારસુ સરસો રહે ને મન મારી પાસ," એવું જનક વિદેહી જેવું જીવન તો એમણેજ તાદશ જીવી બતાવ્યું.

અહો! સંત તુકારામે ચિત્તશુદ્ધિના કેવા કેવા સુંદર ઉપાયો બતાવી દીધા છે! એ વાંચ્યા–સમજ્યા પછી એ માર્ગે ચાલી જોનાર-નેજ એ આનંદ મળવાનો સંભવ છે. મને તો લાગ્યું છે કે તેમણે પરમાર્થમાર્ગના પથિક–ગમે તેવા સામાન્ય માનવીને માટે સહેલાઈથી ચઢી શકાય તેવી એક પરમાર્થમાર્ગની સીડી—નીસરણીજ રજુ કરી દીધી છે. અને મેઘવૃષ્ટિમાં તો સંત તુકારામ ખૂબ ખૂબ વરસ્યા છે. એ અંતરમાં સોંસરા ઉતરી જતા સચોટ ઉપદેશો વાચકને ઘડીભર તો બરાબર ફટકારશે–ચાબખા મારશે અને જાગ્રત થવાની પ્રેરણા પાશે. વળી પ્રિય વાચક! તને એ જગાડી જગાડીને કહેશેજ કે—

ઊઠ જાગ મુસાફિર ભોર ભઈ,
અબ રૈન કહાં જો સોવત હૈ;
જો સોવત હૈ વો ખોવત હૈ,
જો જાગત હૈ વો પાવત હૈ.

વાંચનારના અંતરાત્માને ચેતનવંતો બનાવવામાં સંત તુકારામ-નાં સીધાં ને સચોટ વાગ્બાણો ઘણો ભાગ ભજવશે—તેને ચેતનથી ભરપૂર બનાવી મૂકશે અને ઉન્નતગામી બનાવશેજ બનાવશે.

આ સુંદર ચરિત્રગ્રંથ લખવામાં હરિભક્તિપરાયણ, 'મુમુક્ષુ'ના સંપાદક પંડિત શ્રી. લક્ષ્મણ રામચંદ્ર પાંગારકરજીએ કેટકેટલો પરિશ્રમ લીધો છે અને સંશોધનપૂર્ણ ઐતિહાસિક શોધખોળથી પ્રમાણભૂત અને ભક્તિરસથી ભરપૂર ગ્રંથ તેમણે આપણને આપ્યો છે તે તો આ ગ્રંથના વાચકો તેમની વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવનામાં અને આ ગ્રંથને પાને પાને જોઇ શકશે. 'મુમુક્ષુ' સંપાદક પાંગારકરજી કુશળ ચરિત્ર-લેખક તરીકે અત્રે આપણને દર્શન દે છે. તેમના મૂળ મરાઠી ગ્રંથનો હિંદી અનુવાદ શ્રી. લક્ષ્મણ નારાયણ ગર્દેજીએ કર્યો છે અને ગોરખ-પુરના ગીતા પ્રેસે પ્રસિદ્ધ કર્યો છે. તેના ઉપરથી આ અનુવાદ કરવામાં આવ્યો છે અને ઉપરોક્ત અનુવાદમાં જ્યાં જ્યાં શંકાઓ પડી ત્યાં ત્યાં મૂળ સાથે સરખાવી યથાયોગ્ય સંશોધનપૂર્વક ગુજરાતી અનુવાદ કરવા બનતો પ્રયત્ન કર્યો છે.

આશા છે કે શ્રી ચૈતન્ય મહાપ્રભુને હોંશે હોંશે સત્કારે ગુજરાત સંત તુકારામનું આ ચિત્તપાવન ચરિત્ર શ્રદ્ધા–ભક્તિપૂર્વક વાંચશે–વિચારશે અને સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તથા તેના સંચાલક ભિક્ષુ–અખંડાનંદજીનો આભારજ માનશે.

આ ગ્રંથમાં ગુરુભક્તિ, વિમાનમાં બેસાડીને લઇ ગયા, વહીઓ જળમાંથી ઉગારી–બચાવી લીધી, મસીદ ઉડયાની વાત, ભીંત ચણવાની, સ્વપ્નમા વીણાને કરતાળ આપ્યાની વાત તેમજ સદેહે વૈકુંઠગમન વગેરે હકીકતો આવે છે. એ બાબતો માત્ર સ્થૂળ દૃષ્ટિવાળા માનવીઓના સમજ્યામાં ન આવે એ બનવા જોગ છે. પરંતુ જો આપણે ભગવાનને સર્વશક્ત અને સર્વનિયંતા માનીએ, તો કશુંયે ન બનવા જેવું નહિ લાગે. મેસ્મેરિઝમ દ્વારા આપણે ન માની શકીએ એવી એવી બાબતો ને વાતો બન્યાનાં દૃષ્ટાંત આપણે સાંભળીએ છીએ. સ્વપ્નમાં સત્પુરુષો ઉપદેશ કે સૂચનાઓ આપી શકે છે, એ તો આ લખનારે પણ બે–ત્રણ વાર અનુભવ્યું છે. વળી કેટલાક ચમત્કારો લોકવાણી દ્વારા ઉતરી આવ્યા હોય કે સત્પુરુષોનું માહાત્મ્ય વધારવા માટે તેમના જીવન સાથે જોડવામાં આવ્યા હોય તો પણ બનવા જોગ છે. પરંતુ આ બધી બાબતો ભિક્ષુ–અખંડાનંદજી જેવા ઉચ્ચકક્ષ સંપાદકની ચાળણીમાં ચળાઇનેજ વાચક સમક્ષ રજુ થનાર છે, એટલે જરૂર જણાશે ત્યાં ત્યાં સ્પષ્ટીકરણ અને સંશોધન કરી કરાવીને યોગ્ય ને ઉચિત હશે તેજ વાચકને પીરસશે એટલે એ બાબતમાં આ લખનારને વિશેષ કંઈ લખવાનું નથી.

સંત તુકારામની તંબૂર અને કરતાળ ( હાથેના મંજીરા ) સાથેની કીર્તન કરતી મોહક મૂર્તિનું આપણે ધ્યાન કરીએ છીએ, ત્યારે તો જાણે ભક્ત નરસૈંયો મહારાષ્ટ્રમાં બીજે સ્વરૂપે અવતર્યો હોય એમજ લાગે છે. અહો ! તુકાજી ! આપે કેવી કેવી અદ્દભુત ને ચિત્તપાવન જીવનલીલા કરી બતાવી ! ધન્ય છે તુકાજી ! ધન્ય છે ! આપનું જીવન અમ સંસારી પામર માનવીઓ માટે માર્ગદર્શક અને પ્રેરક છે, આ દુઃખમય જણાતા સંસારમાંથી તરીને પાર ઉતરવાની નૌકા જેવું છે. પશુ–પક્ષીમાંયે પ્રભુનાં–નારાયણનાં દર્શન કરનાર સંત તુકાજી ! આપનાં ચરણોમાં કોટિ કોટિ નમસ્કાર હો ! નમસ્કાર હો ! ! નમસ્કાર હો ! !

કલકત્તા
બીજા ભાદરવા વદી ૧૧
વિ. સં. ૧૯૯૨
પ્રાતઃકાળ

સંતચરણરજોસ્નુ–
ત્ર્યંબકલાલ મા. શુક્લ

# મૂળ લેખકની પ્રસ્તાવના



ભગવાન શ્રીપાંડુરંગની કૃપાથી આજે શ્રીકૃષ્ણ જન્માષ્ટમી (સંવત ૧૯૭૭)ના શુભ અવસર પર હું મારા વાચકોને શ્રી તુકારામ મહારાજનું આ ચરિત્ર ભેટ કરું છું. ચરિત્રગ્રંથોમાં મારો પ્રથમ પ્રયાસ 'મહાકવિ મોરો પન્ત અને કાવ્ય વિવેચન' હતો. તે આઠ વર્ષના સતત ઉદ્યોગના ફળસ્વરૂપે સંવત ૧૯૬૫માં (મરાઠી ભાષામાં) પ્રસિદ્ધ થયો. ત્યાર પછી શ્રી એકનાથ મહારાજનું સંક્ષિપ્ત ચરિત્ર સંવત ૧૯૬૭ના પોષ માસમાં તેમજ જ્ઞાનેશ્વર મહારાજનું ચરિત્ર અને ગ્રંથવિવેચન સંવત ૧૯૬૯ના ચૈત્રમાં પ્રગટ થયાં. ત્યાર પછી આજે આઠ વર્ષે આ ગ્રંથ પ્રસિદ્ધ થાય છે. શ્રીતુકારામ મહારાજના ઋણથી કંઇક અંશે મુક્ત થવાનો આ અવસર ભગવાને આપ્યો છે, તે માટે તે દયાઘન શ્રીનારાયણનાં ચરણકમળોમાં પ્રણામ કરીને કંઇક પ્રસ્તાવનારૂપે લખવાનો આરંભ કરૂં છું.

સૌથી પહેલાં આ ગ્રંથના આધાર સંબંધમાં કંઇક કહેવું આવશ્યક છે. પ્રથમ અને મુખ્ય આધાર શ્રી તુકારામની અભંગ વાણીનોજ છે. મહારાજનું ચરિત્ર યથાર્થમાં તેમના અભંગોમાંજ આલેખાયલું છે. તેમનું અંતરંગ રહસ્ય, તેમનો અભ્યાસ, તેમનો અનુભવ અને ઉપદેશ તેમના અભંગોમાં એટલી ઉત્તમતાથી ચમકી ઊઠયાં છે કે એટલું સુંદર વર્ણન બીજા કોઈથી પણ થઇ શકશે નહિ. મહારાજના અભંગોને જે જેટલી આસ્થા, આદર તેમજ ઉત્કંઠાથી વાંચશે અને મનન કરશે, તેની આગળ મહારાજ પણ પોતાનું હૃદય તેટલુંજ વધારે ખુલ્લું મૂકી દેશે. મહારાજની પૂર્વપરંપરા અવશ્યજ સમજી લેવી પડશે. હું નિઃસંકોચપણે અને બેધડક કહી શકું છું કે, એ પરંપરાને સમજતાં સમજતાં તુકારામ મહારાજની વાણીના શ્રવણ–મનન–નિદિધ્યાસનરૂપ સત્સંગમાં મારા સ્વજીવનના થોડા

દિવસો યાને વીસ–પચીસ વર્ષ વીતેલાં છે. શ્રી તુકારામ મહારાજના અભંગ એ તેમના સ્વાભાવિક ઉદ્ગાર છે, તેમાં કૃત્રિમતા નામમાત્રની પણ નથી—એ નથી તો વિચારોમાં કે નથી તો ભાષામાં. કેટલાક ગ્રંથ જ્ઞાનસંગ્રાહક હોય છે, કેટલાક ઉપદેશ માટેના તેમજ કેટલાક સ્વગત ભાષણરૂપ હોય છે. તુકારામ મહારાજે જે અભંગ રચ્યા તે સંસારના જ્ઞાનભંડારને ભરવાની બુદ્ધિથી નથી રચ્યા. પરંતુ સંસારને શિખામણ દેવા થોડા અભંગ તેમણે કહ્યા છે ખરા, પરંતુ તેમના મોટા ભાગના અભંગ, ભગવાનની સાથેના એકાંતની સહજ સ્ફૂર્તિમાંથી–સ્વાભાવિક પ્રેરણામાંથીજ નીકળેલા છે. અથવા થોડા એવા પણ અભંગ છે, કે જે તેમના સ્વગત સંલાપથી (મનોમન વાર્તાલાપમાંથી) નીકળી પડયા છે. 'તુકા મ્હણે કરૂં, મનાસી સંવાદ; આપુલાચી વાદ આપણાશી.' આવી તેમના મનની સ્થિતિ હતી. આથી તેમના અભંગ ઘણે ભાગે તો તેમના સ્વગત ભાષણ–ઉદ્ગારથીજ રચાયલા છે. અનેક પ્રસંગોનું વર્ણન આ ચરિત્રગ્રંથમાં તેમનાજ અભંગોદ્વારા થયેલું છે. સ્થળે સ્થળે તેમના અભંગોનાં જે અવતરણ આપેલાં છે, તેનું કારણ પણ એજ છે.

શ્રી તુકારામની અભંગ વાણીજ આ ચરિત્રનો મુખ્ય અને પ્રથમ આધાર તો છેજ; પરંતુ એ અભંગોની ચૂંટણી કેમ કરીને કરી, કયા કયા સંગ્રહો જોયા અને કોને પ્રમાણ માન્યા, એ પણ અહીં બતાવી દેવું આવશ્યક છે. સૌથી પહેલાં, માધવ ચન્દ્રોબાએ સંવત ૧૯૨૨–૨૪ માં તુકારામની 'ગાથા' શિલા મુદ્રણાલયમાં છાપીને પ્રસિદ્ધ કરી. એમાં ૩૩૨૮ અભંગ હતા. એ પછી મુંબઇ શિક્ષણ વિભાગના ડાઇરેકટર સર અલેકઝાન્ડર ગ્રાન્ટની ભલામણથી મુંબઇ સરકારે ચોવીસ હજાર રૂપિયા ખર્ચ કરીને વિષ્ણુ શાસ્ત્રી પંડિત તથા શંકર પાંડુરંગ પંડિત પાસે સંશોધન કરાવીને સાડાચારહજાર અભંગોનો એક સંગ્રહ ઇન્દુપ્રકાશ પ્રેસ દ્વારા છપાવીને પ્રસિદ્ધ કર્યો. એ બન્ને પંડિતોએ દેહુ, તલેગાંવ, કડૂસ અને પંઢરપુરની જૂની હસ્તલિખિત પ્રતો

જોઇને એક પ્રત તૈયાર કરી અને આ પ્રમાણે આ ગ્રંથ સંવત ૧૯૨૬ માં પ્રસિદ્ધ થયો. આના ઉપર વારકરીઓના-યાત્રાળુ ભકતોના તે સમયના પ્રસિદ્ધ નેતા ભારૂ કાટકરની મહોર લાગેલી છે અને મોટા અક્ષરોથી લખેલું છે કે 'આ ગ્રંથને મેં દેહૂમાં જોયો છે. એ બધાએ લેવા યોગ્ય છે.' આ ગ્રંથોમાં શરૂઆતમાં શ્રીતુકારામ મહારાજનું ચરિત્ર અંગ્રેજી અને મરાઠી ભાષાઓમાં આપવામાં આવ્યું છે, જે મહીપતિ બાબાના આધારે લખવામાં આવ્યું છે. તેમાં ટિપ્પણીરૂપે પાઠભેદ તેમજ કઠણ શબ્દોના અર્થ આપવામાં આવ્યા છે. જે જૂની હસ્તલિખિત પ્રતો ઉપરથી આ ગ્રંથ ઉતારવામાં આવ્યો છે, તે પ્રતો મેં જોઇ છે. એ બધી પ્રતો સો કે સવાસો વર્ષથી પહેલાંની નથી, તેમ છતાં પણ તેમની કોઇ પરંપરા તો અવશ્ય છેજ. એ બે પંડિતોને સંતાજી જગનાડેની વહી–પોથી જોવા નહોતી મળી, એ પણ સ્પષ્ટજ છે. એ બધી વાતોનો વિચાર કરતાં 'ઇન્દુપ્રકાશ'માં પ્રકાશિત થયેલો એ સંગ્રહ ઘણો સારો છે. છપાયેલા સંગ્રહોમાં સૌથી સારો સંગ્રહ એજ છે. એ પછી મડગાંવકરજીએ પણ પાઠભેદો સાથે એક સંગ્રહ છાપ્યો છે. આપ્ટે અને નિર્ણયસાગર વગેરેએ પણ વિષયવિભાગ કરીને ભિન્ન ભિન્ન સંગ્રહ પ્રસિદ્ધ કર્યા છે. તુકારામ તાત્યાના નવ હજાર અભંગોનો સંગ્રહ સંવત ૧૯૪૬ માં પ્રસિદ્ધ થયો. તુકારામ મહારાજના અભંગોનો બરાબર સ્થિર અને એકાગ્ર દૃષ્ટિપૂર્વક વિચાર કર્યા પછી આ સંગ્રહમાં સંગ્રહાયલા અનેક અભંગ તુકારામના જણાતા નથી, પરંતુ તે પરથી એમ ન કહી શકાય કે આ સંગ્રહના એવા બધા અભંગો કે જે બીજા સંગ્રહોમાં નથી તે પ્રક્ષિપ્ત છે ખરી. વાત એ છે કે, હજીસુધી અભંગોની પૂરી શોધ અને પરખ સારી રીતે થવા પામીજ નથી. જૂના સંગ્રહમાં લગભગ સાડાચાર હજારથી વધારે અભંગ નથી અને તુકારામના સર્વમાન્ય અભંગ એટલાજ છે. સંવત ૧૯૬૬ માં શ્રી. વિષ્ણુબુવા જોગે સાર્થ સંગ્રહ છાપ્યો. બધા

અભંગોના અર્થ કરવાનો આ પ્રથમજ પ્રયાસ હતો. આ દૃષ્ટિથી જોતાં એ સંગ્રહ સારો છે. આ સંગ્રહની સાથે બાર પૃષ્ઠોની એક પ્રસ્તાવના શ્રીવિષ્ણુ બુવાએ જોડેલી છે અને તે પછી તેમનાજ આગ્રહથી બાર પૃષ્ઠોમાં મારૂં લખેલું શ્રી તુકારામ મહારાજનું ટુંકું ચરિત્ર છે. પંઢરપુરમાં શ્રી તુકારામ મહારાજના અભંગોની બે પ્રાચીન વહીઓ છે, કે જે વારકરી-ભક્ત મંડળમાં પ્રસાદસ્વરૂપ માનવામાં આવે છે. એક ત્યાંના બડવા યાને પંડાઓની વહી અને બીજી માલીઓની વહી. પહેલી વહી બસો વર્ષની જૂની, સુવિખ્યાત વિઠ્ઠલભક્ત શ્રીપ્રહ્લાદ બુવા બડવાના સમયની માનવામાં આવે છે. આ વહી ગંગુ કાકાના મઠમાં છે. બીજી માલીઓની વહી દેહૂકર તથા વાસકરના અખાડાઓમાં માન્ય ગણાય છે. બડવાઓની વહી ઉપરથી પૂનાના આર્યભૂષણ પ્રેસે શ્રી. હરિ નારાયણ આપ્ટેની દેખરેખ નીચે ચાર હજાર બાણુ અભંગોનો સંગ્રહ અને માલીઓની વહી ઉપરથી પુસ્તકવિક્રેતા શ્રી. ગોડબોલેજીએ 'જગદ્ધિતેચ્છુ' પ્રેસમાંથી સાડાચાર હજાર અભંગોનો સંગ્રહ પ્રસિદ્ધ કર્યો. એ બન્ને સંગ્રહો સંવત ૧૯૭૦ માં પ્રસિદ્ધ થયા. બન્નેય સંગ્રહો સંપ્રદાયથી માન્ય છે અને વારકરીઓનાં ભજનોમાં એમનો ઉપયોગ કરવામાં આવે છે. એ સિવાય બીજા બે સંગ્રહો પણ છે. શ્રીતુકારામ મહારાજને વૈકુંઠ સિધાવ્યે પૂરાં ત્રણસો વર્ષ પણ વીત્યાં નહોતાં એટલામાં તો તેમના અભંગોમાં પાઠભેદ અને પ્રક્ષિપ્ત અભંગોનો ઝગડો જાગ્યો અને તેમના મૂળ અભંગો બાબતમાં બધાનો એક અભિપ્રાય થવાનું મુશ્કેલ થઇ પડયું. આવું કેમ થયું, એ પણ એક પ્રશ્ન છે અને તેનો ઉત્તર શોધવાના પ્રયાસમાં શ્રીતુકારામ મહારાજના મૂળ અભંગોનો સંગ્રહ શોધી કાઢવા તરફ બધા શોધકોનું ધ્યાન ગયું. આશાની એક ચમક જણાવા લાગી કે, જો શ્રી તુકારામ મહારાજના લહિયા ગંગારામ મવાલ અને સંતાજી તેલી જગનાડેએ લખેલી

રાજના મૂળ અભંગો કદાચ સરળતાપૂર્વક હાથ લાગે. એજ આશાથી સંવત ૧૯૬૦ માં મેં તળેગાંવ જઇને જગનાડેના ઘરનો સામાન જોયો. તેમાંથી સંતાજી અને તેમના પુત્ર બાલાજીના હાથની વહીઓ–પોથીઓ મળી ગઈ. તેમાં ત્રણ જગાએ 'હસ્તાક્ષર સન્તાજી તેલી જગનાડે' આ લખાણુ વાંચતાં મને ઘણો હર્ષ થયો અને તા. ૨૮–૪–૧૯૦૩ ના 'કેસરી'માં મેં બે કૉલમનો એક લેખ લખીને આ અભંગ સંગ્રહ તરફ બધાનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કર્યો. સંતાજીના એક લેખમાં શાકે ૧૫૬૮ (સંવત ૧૭૦૩) અને બીજા લેખમાં શાકે ૧૬૧૦ (સંવત ૧૭૪૫) લખેલું છે. આ પરથી એ પણ સમજાયું કે, સંતાજી:તુકારામના પ્રયાણ પછી ચાળીસ વર્ષ વધુ જીવિત રહ્યા હતા. સંતાજીના હાથનો લખેલો એ અભંગોનો સંગ્રહ ઉતારીને પ્રકાશિત કરવાનું કામ તો મારાથી બની શક્યુ નહિ, પરંતુ શોધકોની દૃષ્ટિ તો તે બાજુ ગઈજ. શ્રી. દત્તો પંત પોદ્દારે સંતાજીની વહી ઉપરથી ૨૫૮ અભંગ ઉતાર્યા અને તેમને ભારત—ઇતિહાસ–સંશોધક મંડળના પાંચમા સંમેલનના વૃત્તાંતમાં પ્રસિદ્ધ કર્યા. આ પછી સંતાજીની બીજી એક વહીની શોધખોળ કરીને થાણાના શ્રી. વિનાયકરાવ ભાવેએ શ્રીતુકારામ મહારાજના 'અસલી અભંગોનો સંગ્રહ' બે ભાગોમાં હાલમાંજ પ્રસિદ્ધ કર્યો છે. આ સંગ્રહ અત્યંત મહત્ત્વનો છે. એમાં તેરસો અભંગ છે. એ અભંગ તુકારામના મૂળ અભંગ છે. એમાં શંકા લાવવાનું કોઇ પણ કારણ નથી. શ્રી. વિનાયકરાવ લક્ષ્મીદેવીના કૃપાપાત્ર છે અને વિદ્વાન પણ છે. તેમણે આ સત્કાર્ય નિઃસ્વાર્થ પ્રેમથી કર્યું છે. એ 'સંતાજી સંહિતા' યાને 'જગનાડે સંહિતા' હજી અધૂરી છે. આ સંગ્રહમાં છપાયેલા અભંગ સંતાજીના હાથના છે અને શુદ્ધ લેખનપદ્ધતિ અવશ્યજ તુકારામના સમયની અને સાથેજ સંતાજીના હાથની છે, એ વાત પણ ધ્યાનમાં રહેવી જોઇએ. શ્રીતુકારામ મહારાજનું અધ્યયન કેટલું વિશાળ તેમજ કેવી ઉચ્ચ કોટિનું હતું, તે વાચક

આગળ જોશેજ. સંતાજીને જે શિક્ષણ મળેલું હતું તે હિસાબે તેમના લેખનમાં શુદ્ધિ–અશુદ્ધિઓ આવી ગઇ છે. દશ–વીસ વાર હું દેહૂ જઇ આવ્યો. ત્યાં તુકારામના વંશજોને ત્યાંનાં લગભગ બધી પોથીઓનાં પોટકાં અને કાગળપત્રો જોયા, તેમજ એ બધાનો ઉપયોગ આ ચરિત્રગ્રંથમાં યથાસ્થાને કર્યો છે. દેહૂમાં તુકારામના ખાસ ઘરમાં તેમનાજ હાથની લખેલી એક વહી સુરક્ષિત રાખેલી છે. તે જોવા માટે ઘણો પ્રયત્ન કરવો પડયો છે. એમાં મહારાજના બસોપચીસ અભંગો છે. તેની લખાવટ તુકારામના સમયની અને સંતાજીની વહીના જેવીજ છે. તેમ છતાં જે કંઇ લખ્યું છે તે શુદ્ધ અને વ્યવસ્થિત છે. સંત તુકારામના વંશજો પૂર્વપરંપરાથી આ વહીને તુકારામના હાથની લખેલી માનતા આવ્યા છે. તુકારામ મહારાજના હસ્તાક્ષર, કમમાં કમ તેમની સહી મેળવવા માટે મેં નાસિક અને ત્ર્યંબકમાં રહેતા દેહૂકરોની મૂળ વહીઓ જોઇ. તેમની સહી મળી હોત તો ખૂબ આનંદ થાત ! અસ્તુ. અત્રે એક 'અભંગ ગાથા'નો ઉલ્લેખ કરીને આ બાબત પૂરી કરીશ. બહિણાબાઇનો મૂળ સંગ્રહ મને શિઊરમાં મળ્યો છે. છપાયેલો સંગ્રહ નકલ પરથી છપાયો છે, મૂળ ઉપરથી નહિ ! છપાયેલા સંગ્રહમાં એક અભંગ આ પ્રમાણે છે—

કળોં આલેં તુઝેં જિણું, દેવા તૂં માઝે પોષણ. ૧
આઠવિતાં નાંવ રૂપા, સદા નિર્ગુણીંચ લપા. ૨
વાટ પાહે આટવ્યાચી, સત્તા નુરેચિ મુળીંચી. ૩
બહેણિ મ્હણે પરદેશીં, યેથેં આમ્હાં સંગેં જીસી. ૪

આ અભંગ વાંચતાંજ લાગ્યું કે, આ તુકારામનાજ અભંગ છે. અને 'ગાથા'માં જોયું તો સાચેજ એ અભંગ તુકારામનાજ નીકળ્યા. ઇન્દુપ્રકાશ, આર્યભૂષણ અને જગદ્હિતેચ્છુ પ્રેસો દ્વારા પ્રકટ થયેલા સંગ્રહોમાં થોડા શબ્દોના ફેરફાર સાથે આ અભંગ છપાયલા છે. બહિણાબાઇના મૂળ સંગ્રહમાં આ અભંગ આ પ્રમાણે છે:—

કળો અલ તુઝ જિન, દેવા તૂં માઝ પોસન. ૧
આટવિતાં યાવ રૂપા, સદા નિર્ગુણીંચ લપા. ૨
વાટ પાહે આઠવાચી, સત્તા નોરે મુળિચી. ૩
તુકા મ્હણે પરદેસિ, યેથેં આમ્હાંસંગે જીસી. ૪

સન્તાજીની ગાથામાં 'ઇન્દુપ્રકાશ'ના જેવોજ પાઠ છે. ઇન્દુપ્રકાશ 'ગાથા', બે સાંપ્રદાયિક 'ગાથાઓ', સંતાજીની 'ગાથા', બહિણાબાઇની 'ગાથા'—એજ પાંચ સંગ્રહ મુખ્ય છે. પાંચમો ગ્રંથ હજુ છપાયો નથી. થોડો પાઠભેદ છે, શુદ્ધિ–અશુદ્ધિનો થોડો ફેરફાર છે, તેનું સંશોધન થવું આવશ્યક છે; તેમ છતાં તાત્પર્યાર્થની દૃષ્ટિએ જોતાં 'ગાથા–ગાથામાં' બહુ મોટું અંતર નથી! સંપ્રદાયના સિદ્ધાંત જો પરિચિત હોય, શ્રી તુકારામ મહારાજના વિચારો ને ભાવનાઓનો જો અંતરંગ પરિચય હોય, કમમાં કમ વિચારોની અંતર્ધારા સમજાઇ હોય તો કોઈ પણ સંગ્રહવડે કામ લઇ શકાય. અભંગોના શુદ્ધ પાઠ તો ત્યારેજ મળી શકે, કે જ્યારે કાં તો સંત તુકારામના હાથની કોઇ પ્રત મળે અથવા સર્વ ઉપલબ્ધ પ્રતોના અભંગોને ઘણી સૂક્ષ્મતાથી સંશોધન કરીને પરંપરા તેમજ સંશોધન–બન્ને પ્રકારથી સર્વમાન્ય થઈ શકે તેવો કોઈ નવીન સંગ્રહ તૈયાર કરવામાં આવે. મેં અત્યાર સુધીના બધા સંગ્રહોમાં ખાસ ખાસ મહત્ત્વપૂર્ણ અને માર્મિક અભંગો મેળવી જોયા છે અને આ પ્રમાણે સંપ્રદાયપરંપરાની દૃષ્ટિથી વારકરીઓમાં પ્રેમપૂર્વક જોડાઇને તથા આળન્દી, દેહૂ અને પંઢરીમાં પરંપરાનુસાર કથા–કીર્તન–પ્રવચન સાંભળવા–સંભળાવવાથી પ્રાપ્ત થયેલ સંપ્રદાયશુદ્ધ વિચારપદ્ધતિ અનુસાર એ અભંગોનું અધ્યયન અને મનન કર્યું છે. આ ચરિત્ર-ગ્રંથનો જે પ્રથમ અને મુખ્ય આધાર છે તેનું–અર્થાત્ શ્રી તુકારામ મહારાજના અભંગનું આટલે સુધી વિવરણ થયું.

ગ્રંથનો બીજો આધાર શોધખોળ ઉપર છે. ઘણાને આશ્ચર્ય થાય છે કે, એકજ મનુષ્ય શોધક અને ભાવિક

બન્ને શી રીતે બની શકે? મારા વિચાર પ્રમાણે તો સંતો-નાં ચરિત્રનો લેખક ભાવિક, રસિક અને ચિકિત્સક યાને શોધક હોવોજ જોઇએ. પરંપરા, ઉપાસના અને ભક્તિ-ભાવની ઉત્કટતા વિના સંતોનાં રહસ્ય જાણી શકાતાં નથી; તેમજ તેમના ગ્રંથો સમજી શકાતા પણ નથી. આ યુગમાં શોધખોળથી અજાણ્યા રહીએ તેથી પણ કામ ચાલે તેમ નથી. એટલે બનતાં સુધી હું બેઉ વાતો ચરિત્રગ્રંથોમાં મેળવું છું. પ્રસ્તુત ગ્રંથ માટે કરી શકયો તેટલું શોધ-ખોળનું કામ મેં કર્યું છે. તેનું દિગ્દર્શન પણ ઉપર કંઇક કરાવી ચૂકયો છું. આમ તો સમગ્ર ગ્રંથ શોધખોળથી ભરપૂર છે. અહીં તેનો કેટલોક વિસ્તાર કરવો? દેહૂમાં દશ–વીસ વાર જઇને ત્યાંની પોથીઓ, કાગળપત્રો અને વહીઓ જોઈ તથા તેમાંથી આને માટે જેટલી પોષક અને આવશ્યક હતી તેટલીજ સામગ્રી આ ગ્રંથમાં લીધી છે. શ્રી તુકારામ મહારાજના પુત્ર શ્રીનારાયણ બુવાને શિવાજી મહારાજે લખેલા બે પત્રો મને પ્રાપ્ત થયા છે. તુકારામના પુત્રોની સંપત્તિની વહેંચણી અને બહિણાબાઇના પતિના સંબંધનો એક વ્યવસ્થાપત્ર ઈત્યાદિ કેટલાક કાગળપત્રો મારે હાથ આવ્યા છે, પરંતુ આ ગ્રંથમાં તેની ચર્ચા કરી-ને ગ્રંથનું કદ વધારવું હું ઉચિત માનતો નથી. તુકારામની આજ દિન સુધીની વંશાવલી દેહૂ, પંઢરપુર, નાસિક અને ત્ર્યંબકની વંશાવલી તથા પ્રાચીન લેખો સાથે મેળવી તૈયાર કરી, તે પણ આ ગ્રંથમાં જોડી નથી. મહારાજના ઔરસ વંશજો દેહૂ તથા બીજે પણ ઘણા છે. શ્રી તુકારામ મહારાજ પછી તેમના કુળમાં તેમના પુત્ર નારાયણ બુવા સિવાય ગોપાળ બુવા, રાઘોબા અને વાસુદેવ બુવા–એ ત્રણ પુરુ-ષોએ સારી ખ્યાતિ મેળવી હતી. નારાયણ બુવાને છત્રપતિ શ્રી શાહુ મહારાજે ત્રણ ગામ બક્ષીસ આપ્યાં હતાં. દેહૂ ગામની સનદમાં લખ્યું છે કે 'રાજેશ્રી તુકોબા ગોસાંઇ'-ના પુત્ર નારોબા ગોસાંઇએ પ્રસિદ્ધ ગઢ દુર્ગમાં એક પત્ર મોકલ્યો. તેમાં લખ્યું કે, શ્રી તુકારામ મહારાજ દેહૂમાં

'ભગવત્કથા-કીર્તન કરતા કરતા અદૃશ્ય થઇ ગયા, એ વાત પ્રસિદ્ધ છે. તેમનેજ હાથે એ શ્રીભગવાનની મૂર્તિની પૂજા થયા કરતી હતી.' કીર્તન કરતાં કરતાં તુકારામનું અદૃશ્ય થવું, એ વાતની સર્વત્ર પ્રસિદ્ધિ તથા મહારાજે એ મૂર્તિપૂજન કરવું-એ ત્રણે હકીકતો નારાયણ બુવાએ ઘણા મહત્ત્વની કહી છે. આ ગ્રંથના પૂર્વપીઠિકાવાળા અધ્યાયમાં, શોધ કરતાં મળી આવેલા કાગળ-પત્રોનો પૂરો ઉપયોગ કર્યો છે. આ ચરિત્રમાં સંત તુકારામના પ્રપૌત્ર ગોપાળ બુવાના નામનો ઉલ્લેખ કેટલીક જગાએ કરવામાં આવ્યો છે. આ ગોપાળ બુવા તુકારામ મહારાજના વચલા પુત્ર વિઠોબાના પૌત્ર છે. રાઘોબા વિઠોબાના પ્રપૌત્ર છે. વિઠોબાના બે પુત્ર, એક ગોવિંદ અને બીજા ગણેશ. ગોવિંદના પુત્ર ગોપાળ બુવા થયા અને ગણેશના ત્ર્યંબક અને પછી ત્ર્યંબકના રાઘોબા થયા.

તુકારામના પ્રથમ પુત્ર મહાદેવ બુવા હતા. તેમના વંશમાં વાસુદેવ બુવા થયા—તુકારામના મહાદેવ, મહાદેવના આબાજી, આબાજીના મુકુંદ અને મુકુંદના વાસુદેવ. તુકારામની પછી વાસુદેવ બુવાજ સૌથી સારા નીકળ્યા. એમ પણ કહેવાય છે કે, તેમનાથીજ દેહૂનો સંપ્રદાય ચાલ્યો. વંશાવલીનું બાકીનું વિવરણ આ સ્થળે આપવું બીન-જરૂરી છે. આ સિવાય શિઊરમાં જઇ બહિણાબાઈ અને શંકરસ્વામીના સંબંધમાં જે શોધખોળ કરી, તેનો ઉપયોગ યથાસ્થાને કર્યો છે. નિલોબારાયનો હસ્તલિખિત ઓવીબદ્ધ ગ્રંથ મળ્યો, તેનો પણ ઉપયોગ કર્યો છે. દેહૂ અને લોહગાઁવનાં વર્ણન તથા શિલાલેખ પણ વાચકને વાંચવા મળશે. આ ગ્રંથમાંનો 'કાળનિર્ણય' અધ્યાય શોધખોળને લગતોજ છે ગ્રંથમાં જ્યાંત્યાં વારકરી સંપ્રદાયનું સ્વરૂપ દર્શાવેલું છે. જ્યાં જે કાગળ-પત્ર, જૂની પોથીઓ તેમજ સંગ્રહ-સામગ્રી મળ્યાં તે બધાનું સંશોધ બરાબર રીતે કર્યું છે. શોધમાં કોઇ સ્થાન હજુ રહી ગયું હોય અથવા અન્ય કોઇની શોધખોળ આના પછી પ્રગટ થાય તો તેને માટે

જવાબદાર નથી. આઠ વર્ષ થયાં આ ગ્રંથ વિષે ઉહાપોહ
ાલ્યો છે અને તેને વિષે અનેક લેખો તેમજ વ્યાખ્યાન
સિદ્ધ થતાં રહ્યાં છે, તેમ છતાં પણ જો કોઇએ કોઇ વાત
ારાથી છુપાવી રાખી હોય તો એ તેમનોજ દોષ છે.

આ ચરિત્રગ્રંથનો ત્રીજો આધાર. સંત તુકારામના પ્ર-
ાણકાળથી માંડી આજ સુધી તેમનાં જે જે ચરિત્રકથન
ને ગુણકીર્તન થયાં, જે જે આખ્યાયિકાઓ પ્રખ્યાત થઈ,
જે ચરિત્રગ્રંથ તેમજ પ્રબંધ લખાયા—તે બધાનું પર્યા-
ાચના છે. આ વિષે પણ બેએક વાતો કહેવાની છે. આ
ંથમાં તુકારામ મહારાજની ગુણાવલી અને ભગવત્કૃપા-
ા પ્રસંગોનું વર્ણન વાચકને મળશે. આ ગુણાવલી અને
ાગવત્કૃપાના દિવ્ય પ્રસંગો મહારાજના જીવનકાળમાંજ
ગટ થઈ ચૂકયા હતા. આથી તેમના સમકાલીન તથા
છીના સમયના બધા સંત કવિઓએ પ્રેમમાં લવલીન
ઇને તેનું વર્ણન કર્યું છે. ઈન્દ્રાયણીના દહમાંથી (ઊંડા
રામાંથી) તુકારામની વહીઓને ભગવાને પાણીથી બચાવી
ીધી. આ બનાવ સંવત ૧૬૯૭ થી પણ પહેલાં, કોલ્હા-
ર પર્યંત ગામે ગામ ફેલાઈ ચૂકયો હતો. એજ સંવત
૬૯૭ નો એક લેખ બહિણાબાઇના આત્મચરિત્રમાં મળી
ાવે છે કે, કોલ્હાપુરમાં જયરામસ્વામી હરિકીર્તન કરતા
રતા શ્રીતુકારામ મહારાજના અભંગ ગાયા કરતા હતા.
ામેશ્વર ભટ્ટે તુકારામ મહારાજની જે સ્તુતિ કરી છે તેના
સંગો આગળ આવશેજ. તેમનીજ એક આરતીમાં એક
રણ આ ભાવનું છે કે—'પથ્થર સહિત વહીઓને જળ
પર એવી રીતે રાખી કે જાણે લાહીજ પાથરી દીધી ન
ાય!' સદેહે વૈકુંઠગમન વિષે રંગનાથ સ્વામીનું ઘણુંજ
ુંદર પદ છેલ્લા અધ્યાયમાં આવ્યું છે. તેમનાજ ભાઇ
ઠ્ઠલ (જન્મ સંવત ૧૬૭૩)ની પ્રસિદ્ધ 'પ્રાભાતી ઉઠી
ઠી બા પુરુષોત્તમા'માં આ ચર્ચા પણ આવી ગઈ છે
'તેમની વહીઓને તમે પાણી પણ લાગવા દીધું નહિ.'
ંવત ૧૭૪૩ માં દેવદાસે જે 'સંત માલિકા' રચી તેમાં

જણાવ્યું છે કે 'જાતના વાણિયા તુકારામ, તારા ભજનમાં ઘણો ગાઢ પ્રેમ છે. તેથી તેં તે પુરુષોત્તમને પ્રાપ્ત કરી લીધા, ને તેઓ તારા કાગળને પણ જળમાંથી બચાવવા માટે ચાલ્યા આવ્યા.' શ્રીધર સ્વામીના 'સંત પ્રતાપ'માં વહીઓ ઉગાર્યાની હકીકત લખેલી છે. સંવત ૧૭૩૫ પછી સદ્ગુણકીર્તનોમાં તુકારામની વહીઓ તાર્યાના તથા તેમના સશરીરે વૈકુંઠ ગયાના—એ બન્ને બનાવોનું કીર્તન કરવામાં આવ્યું છે. શિવદિન-કેસરી, મધ્વ મુનીશ્વર, દેવનાથ મહારાજ વગેરેએ પોતાનાં પદોમાં તુકારામ મહારાજની સ્તુતિ કરતાં કરતાં એ બે કથાઓનું સ્મરણ કરાવ્યું છે. સમર્થ શ્રી રામદાસ સ્વામીના સંપ્રદાયવાળાઓએ પણ સંત તુકારામ પ્રત્યે અત્યંત પ્રેમ વ્યક્ત કર્યો છે. સમર્થ રામદાસ અને તુકારામ એકબીજાને અવશ્યજ મળ્યા હશે. 'ભિક્ષાને બહાને નાના મોટા સૌને પરખી લે.' 'મહન્ત મહન્તને શોધે.' ઇત્યાદિ શિખામણ 'દાસબોધ' દ્વારા આપનારા સમર્થ, દક્ષિણમાં કૃષ્ણા નદીને કિનારે સંવત ૧૭૦૧ માં આવ્યા. આ પછી પાંચ વર્ષ બાદ સંવત ૧૭૦૭ માં તુકારામ અદૃશ્ય થયા. એ પાંચ વર્ષના સમયમાં સમર્થ તુકારામને કદી મળ્યાજ ન હોય, એ તો અસંભવિતજ લાગે છે. રામદાસ અને તુકારામના મેળાપના કથાપ્રસંગો રામદાસી ગ્રંથોમાં વર્ણવેલા છે. ઉદ્ધવપુત્રે સમર્થના ચરિત્રમાં તથા રંગનાથ આત્યા સ્વામી, વામન, નિવરાજ, બોધલે બુવા અને જયરામ સ્વામીએ લખ્યું છે કે, પંઢરપુરમાં તુકારામ અને રામદાસ મળ્યા હતા.

ભીમ સ્વામીના 'સંતલીલામૃત'માં તુકારામનું ચરિત્ર વીસ અભંગોમાં છે. પરંતુ એ વીસ અભંગોમાં પણ સમર્થ અને તુકારામના મિલનનો પ્રસંગ વર્ણવેલો છે તથા બીજી પણ કેટલીક પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ આખ્યાયિકાઓ છે. 'દાસ વિશ્રામધામ'ની પણ એવીજ વાત છે. તુકારામની કેટલીક અસામાન્ય હકીકતો આ ગ્રંથમાં છે. તેમનાં દુઃખ, તેમનું ધૈર્ય, નિઃસ્પૃહતા અને અનહદ પ્રેમભક્તિનું

ઘણું વધારે વર્ણન છે. સંતોની નાની મોટી બધી ગાથાઓ-માં તુકારામનાં ગુણકીર્તન ગાયેલાં છે. તુકારામની બધી આખ્યાયિકાઓ એકત્ર કરીને અને તેમની કુલપરંપરા જાણીને સંત-ચરિત્રકાર મહીપતિ બાબાએ પહેલાં ( સંવત ૧૮૧૯) 'ભક્તવિજય 'માં પાંચ અધ્યાયોનું તુકારામચરિત્ર લખીને તુકારામ મહારાજની ભારે સેવા કરી છે. આ બધી વાતોથી બરાબર જણાઇ આવે છે કે, તુકારામની કીર્તિ-પતાકા મહારાષ્ટ્રમાં વારકરી અને બીજા બધા સંપ્રદાયોના લોકોમાં કેવી રીતે ઊડતી રહી હતી. પરંતુ સૌથી વધારે ઉત્તમ તો તુકારામના સંબંધમાં મોરો પંતની ૩૦-૩૫ આર્યાઓ છે, કે જેમાં તુકારામ, તુકારામના અભંગ, એ અભંગોનાં કીર્તનો ઉપર અને કીર્તનો દ્વારા જનસમૂહ પર થનારાં પરિણામોનું ઘણુંજ માર્મિક વર્ણન કર્યું છે. તુકા-જી ' મદરહિત, વૈરાગી અને મત્સરરહિત ' હતા. નારદ-પ્રહ્‌લાદની પેઠે લોકોને હરિકથામૃતનું પાન કરાવવા માટે વૈકુંઠમાંથી ઉતરી આવ્યા હતા. એવા આ જ્ઞાનસાગર અને ' મૂર્તિમાન ભક્તિરસ ' શ્રીતુકારામને બધા લોકો ' પ્રેમથી ગાઓ, ધ્યાન કરો અને પોતાનાં પાપોને તુકરામની વાણી વડે ભસ્મ કરો. '

સ્વાત્માનુવ દેખતે તુકજી કેવલ સખા જનકજીકે,
વૈરાગ્ય દેખ જિનકા ડોલન લાગે અંગ સનકજીકે. ૧૬
વાણી અભંગ જિનકી બિન હોકે હો ન હરિકથા સૌંચી,
શ્રોતા અભંગ પાતે સ્તન માતાસે પ્રસન્નતા સૌંચી. ૧૯
બહુ જડ જીવોંકા જો સુભક્તિકી દેં સીખ તુકા જ્ઞાની,
ઉન સમ કોઇ હોગા કભી કહીં કયા ભક્ત તુકા-બાની. ૨૦
( હિંદીપદ્યાનુવાદ )

'ઇન્દુપ્રકાશ 'વાળો સંગ્રહ પ્રસિદ્ધ થયા પછી તુકા-રામ મહારાજના ચરિત્ર અને અભંગો તરફ લોકોનું ધ્યાન વિશેષરૂપે લાગ્યું. આ સંગ્રહમાં આપેલા ચરિત્રના આધાર ઉપર બંગાળી અને કર્ણાટકી ભાષાઓમાં સંત તુકારામનાં

ચરિત્ર લખાયાં. શ્રી. બાલકૃષ્ણ મહલાર હંસનો એક સુંદર નિબંધ (સંવત ૧૯૩૭), શ્રી. કેલુસ્કરલિખિત ચરિત્ર (સંવત ૧૯૫૩), શ્રી. ભિડેજીનો 'તુકારામ બુવા'નો નિબંધ અને પછી ઇન્દોરના પ્રો. શાંતારામ દેસાઇગ્રથિત 'તુકારામ અભંગ રત્નોં કે હાર' શીર્ષક સત્ય જિજ્ઞાસાપ્રધાન અને તલસ્પર્શી હૃદયની લગનીથી લખાયેલો નિબંધ–એ સઘળા નિબંધ અને ગ્રંથ પ્રસિદ્ધ થયા. ફ્રેજર સાહેબે તુકારામના કેટલાક અભંગોનો જે અંગ્રેજી અનુવાદ કર્યો છે તે પ્રસિદ્ધ છે. આપણા ખ્રિસ્તી ભાઇઓ પણ શ્રીતુકારામના ગુણ–ગૌરવની સેવામાં આપણાથી બહુ પાછળ નથી. ડૉ. મેરી માઇકલનો નિબંધ પણ સારો છે અને રેવરંડ નેહેમ્યા (પહેલાંના હિન્દુ શ્રી. નીલકંઠ ગોરે)નો લખેલો 'તુકારામનું ધર્મવિષયક જ્ઞાન' એ નિબંધ બહુ વિદ્વત્તાપૂર્ણ છે. રેવરંડ નવલકર અને ડૉ. મેકનિકલે અંગ્રેજી ભાષામાં લખેલા લેખોનો ઉલ્લેખ કરવા જેવો છે. અત્રેની તુકારામ–ચર્ચ–સોસાઇટી તુકારામની વાણીનો પ્રચાર કરવામાં ઘણી પ્રયત્નશીલ છે. અત્યાર સુધી જે જે લોકોએ પોતપોતાની રીતે તુકારામના ચરિત્ર અને અભંગો વિષે જે કંઇ લખ્યું છે, તે સૌને ધન્યવાદ આપીને હવે આ ગ્રંથની દૃષ્ટિ સંબંધે બે શબ્દ લખું છું.

આ ગ્રંથના (૧) અભંગોનું સૂક્ષ્માવલોકન, (૨) શોધ અને (૩) અત્યારસુધીના પ્રયત્નોનું નિરીક્ષણ એ ત્રણ આધાર બતાવ્યા; હવે આ ગ્રંથનું સ્વરૂપ સંક્ષેપમાં નિવેદન કરું છું. મંગળાચરણ પછી પહેલાં કાળનિર્ણયના પ્રશ્નનો નિકાલ કર્યો છે. એ પછી બે અધ્યાયમાં તુકારામનું પૂર્વચરિત્ર છે અને પછી સમગ્ર મધ્યખંડ ઉપાસનાપ્રધાન છે. આ ઉપાસનાખંડ શ્રી તુકારામ મહારાજનાં વચનોનાજ આધાર ઉપર વિસ્તારપૂર્વક લખેલો છે. તેમાં મહારાષ્ટ્રીય ભાગવતધર્માનુયાયીઓ–અર્થાત્ વારકરીઓ તેમજ સામાન્ય રીતે બધાનેજ આ ભાગવતસંપ્રદાયનું વિશુદ્ધ મૂળક્રમથી યથાર્થ અને સંપૂર્ણ જ્ઞાન થાય, અને સમજાય કે તુકારામ કયા સાધનક્રમ વડે સાક્ષાત્કારની ટોચે પહોંચી ગયા, તેમની

આગળ સગુણોપાસનાનું રહસ્ય ખુલ્લું થઇ જાય, તેમને શ્રીવિઠ્ઠલસ્વરૂપનું જ્ઞાન થાય અને તેમને માટે પરમાર્થમાર્ગે ચાલવું સુગમ થાય તથા ભક્તિમાર્ગને તેઓ સ્પષ્ટ જોઇ શકે એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એજ આ વિસ્તારનો મુખ્ય હેતુ છે. ભાવિક ભક્તોને આ મધ્યખંડ ઘણો પ્રિય અને બોધપ્રદ થશે. વારકરી સંપ્રદાયની સિદ્ધાંતપંચદશી બતાવીને એકાદશી વ્રત, નામસંકીર્તન, સત્સંગ અને પરોપકારનું મહત્ત્વ તેમજ તુકારામના પૂર્વાભ્યાસનું વિવરણ કરીને તથા વિસ્તારપૂર્વક અંતરંગ પ્રમાણો આપીને એ ચર્ચા ચલાવી છે કે, તેમણે કયા કયા ગ્રંથોનું અધ્યયન કર્યું હતું અને કયા ગ્રંથમાંથી શું મેળવ્યું હતું. સાતમા અધ્યાયમાં ગુરુકૃપા અને ગુરુપરંપરાનું વિવરણ આપ્યું છે. ચિત્તશુદ્ધિનાં સાધનોમાં વાચક તુકારામની લોકપ્રિયતાનું રહસ્ય, મનોજય, એકાંતવાસ, આત્મપરીક્ષણ અને નામસંકીર્તનનો આનંદ લે. પછી ભક્તિમાર્ગની શ્રેષ્ઠતા, સગુણ નિર્ગુણવિવેક, શ્રીવિઠ્ઠલોપાસના અને શ્રી મૂર્તિપૂજા, ભગવાનને મળવાની લગની—એ બધું જોતાં સગુણ પ્રેમને ચિત્તમાં ભરતાં ભરતાં વિઠ્ઠલસ્વરૂપનો પરિચય પ્રાપ્ત કરી શ્રીવિઠ્ઠલમૂર્તિને ધ્યાનથી મનોમંદિરમાં બેસાડે અને રામેશ્વર ભટ્ટ તથા તુકારામ મહારાજના પછીના મર્મને જાણીને તુકારામની ધ્યાનનિષ્ઠાને ધ્યાનમાં લાવી શ્રી તુકારામની સાથે સગુણ સાક્ષાત્કારના તેમના આનંદનો પ્રત્યાનંદ પ્રાપ્ત કરે. આ ગ્રંથનો મધ્યખંડ શ્રીતુકારામના ચરિત્રનું હૃદય છે. એજ હૃદયને લઇને આગળ વધે. મેઘવૃષ્ટિમાં સંત તુકારામે સંસારીઓને વારે વારે કેવા જગાડયા છે, દંભીઓને કેવા ઉઘાડા પાડયા છે, તે જોઇ લયો. પછી તુકારામ અને શિવાજી પ્રકરણ પૂરેપુરૂં વાંચ્યા પછી વાચક સમજી લેશે કે, સંતો ઉપર સંસારીઓ તરફથી જે આક્ષેપ કરવામાં આવે છે તે કેટલા અયોગ્ય છે. આ પછી સોળ શિષ્યોની વાર્તાઓ, નિલોબારાયનો મહિમા અને એના પછી વારકરી નેતાઓ, તુકારામ બાબા અને જીજાબાઇનો ગૃહપ્રપંચ, બન્નેની દૃષ્ટિઓનું મધ્ય-

સ્થાન જોતા જોતા શ્રી તુકારામ મહારાજ જ્ઞાનભક્તિના પરમાનંદને કેમ કરીને પ્રાપ્ત થયા અને શી રીતે સશરીર વૈકુંઠ પધાર્યા તે જુઓ.

## ધન્યવાદના બે શબ્દ

ઇંદોર સંસ્થાનાધિપતિ શ્રીમંત સવાઇ તુકોજીરાવ હોલકરે આ ચરિત્રગ્રંથનું લેખન લગભગ સમાપ્ત થઇ ચૂકયા પછી આ સત્કાર્યને માટે ઘણી મોટી દ્રવ્યની મદદ આપી, તે માટે હું તેમના પ્રત્યે મારી હાર્દિક કૃતજ્ઞતા દર્શાવું છું. તુકાપ્રેમી શ્રીશિવરાવ કૃષ્ણ કેંકિણી તથા સ્વ૦ કર્નલ કીર્તિકર અને આ ગ્રંથની હસ્તલિખિત પ્રતને વાંચતાં વાંચતાં ચર્ચા દ્વારા મદદ કરનાર શ્રી. ભિડેજીનો પણ મહાન ઉપકાર છે. વળી ભગવાન શ્રીપાંડુરંગના ઉપકાર તો શબ્દોદ્વારા વ્યક્ત થઇજ શકતા નથી. તુકાજીની વાણીમાં એજ કહેવું પડે છે કે—

બસ કરો સ્વામી અબ યે વચન, તેરે કૃપાદાન વાણીરૂપ.
તેરા દિયા તેરે ચરણોં પૈ વારા, ભાર હૈ ઉતારા પાંડરંગ.

પૂના 'મુમુક્ષુ' કાર્યાલય
જન્માષ્ટમી-સંવત ૧૯૭૭

સાધુસંતોનો દાસાનુદાસ–
લક્ષ્મણ રામચંદ્ર પાગારકર




| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨૧ | ભગવ ન | ભગવાન |
| ૧૭ | ૧૬ | ઉદ્ધત | ઉદ્ધૃત |
| ૪૦ | ૩૧ | મુક્તા | મુક્ત |
| ૪૭ | ૧૩ | યથાવધ | યથાવિધ |
| ૮૧ | ૨૧ | વળીઆ | વળી આ |
| ૮૭ | ૨૧ | ।વઠ્ઠલ | વિઠ્ઠલ |
| ૮૯ | ૨૭ | ઉ– | ઉપાય |
| ૧૫૪ | ૩૧ | केलपो | कल्पो |
| ૧૫૬ | ૨૮ | વેદોપનિષત્કલા | વેદોપનિષત્કાલ |
| ૧૭૩ | ૧૮ | હતુ અને | હતું |
| ૧૮૮ | ૨૮ | શ્રતિશાસ્ત્રાં | શ્રુતિશાસ્ત્રમા |
| ૧૯૮ | ૧૧ | આ આ | આ |
| ૧૯૯ | ૮ | માન | મીન |
| ૨૦૩ | ૪ | ભંગમા | અભંગમાં |
| ૨૧૯ | ૧૭ | ભાકત | ભકિત |
| ૨૪૦ | ૨૯ | શદ્રાને | શદ્રોને |
| ૨૪૧ | ૫ | સાક્ષારતા | સાક્ષરતા |
| ૨૪૩ | ૧૯ | સોપન, | સોપાન, |
| ૩૩૨ | ૨૯ | જ્ઞાનાજન | જ્ઞાનાર્જન |
| ૩૪૭ | ૭ | શ્રીવિઠ્ઠલની | શ્રીવિઠ્ઠલજી |
| ૩૪૮ | ૨૭ | જ્ય | જય |
| ૩૮૨ | ૨૯ | પરામાનંદ | પરમાનંદ |
| ૩૯૧ | ૨૫ | ધન્વતરિની | ધન્વંતરિની |
| ૩૯૨ | ૧૪ | તેમને | તમને |
| ૪૧૮ | ૧૮ | કરમા | કરવામાં |
| ૪૪૪ | ૧૧ | મડાગાડ | મડાગાંઠ |
| ૪૪૫ | ૨૮ | निःश्रेयसकरे उमे | निःश्रेयस्करी उभौ |
| ૪૬૭ | ૫ | विश्वोपकरिमतम् ॥ | विश्वोपकारिमतम् ॥ |
| ૫૦૭ | ૧૦ | કર્તવ્ર્ય | કર્તવ્ય |
| ૫૦૮ | ૨૬ | હાદિક | હાર્દિક |
| ૫૪૬ | ૨૫ | ભરા | ભરાઇ |

# अनुक्रमणिका

# પ્રત્યાકાર



નીચેનાં પુસ્તકોનો આભાર સ્વીકાર કરી જણાવવાનું કે, આ સંસ્થા તરફ આવતાં પુસ્તકો વાંચી-વંચાવી અભિપ્રાયાદિ છાપવાનું ધોરણ રખાયું નથી; પરંતુ યોગાનુયોગ નીચે પ્રમાણે માત્ર પુસ્તકોનાં નામ, દામ, કદ, મૂલ્ય વગેરેજ જણાવાય છે.

## ૧–ગીતા પ્રેસ–ગોરખપુર તરફનાં હિંદી પુસ્તકો

**શતપંચ ચૌપાઈ**—( ભાવપ્રકાશિકા ટીકા સહિત ) ટીકાકારઃ-શ્રી. વિજયાનંદ ત્રિપાઠી. કદ ૫×૭ા, પૃષ્ઠ ૩૪૦, સાદું પૂંઠું, રૂ.ાાન્

**ભક્તિયોગ**—લેખકઃ-ચૌધરી રઘુનંદન પ્રસાદ સિંહ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૭૨૮, સાદુ પૂંઠું, મૂલ્ય રૂ. ૧)ન

**વર્તમાન શિક્ષા**—લેખકઃ-શ્રી. હનુમાનપ્રસાદજી પોદ્દાર. કદ ૫×૭ા, પૃષ્ઠ ૪૮, સાદુ પૂંઠું, મૂલ્ય ૦)-

**ઐતરેયોપનિષદ્**—(સાનુવાદ શાંકરભાષ્ય સહિત.) કદ ૬×૯, પૃષ્ઠ ૧૦૪, સાદુ પૂંઠું, મૂલ્ય રૂ. ોન

**તૈત્તિરીયોપનિષદ્**—(સાનુવાદ શાંકરભાષ્ય સહિત.) કદ ૬×૯, પૃષ્ઠ ૨૫૨, સાદુ પૂંઠું, મૂલ્ય રૂ. ાાા-

**માંડૂક્યોપનિષદ્**—(સાનુવાદ શાંકરભાષ્ય સહિત) કદ ૬×૯ પૃષ્ઠ ૨૯૬, સાદુ પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

## ૨–નવજીવન કાર્યાલય–અમદાવાદ તરફનાં પુસ્તકો

**મારી જીવનકથા**—લેખકઃ-શ્રી.જવાહરલાલ નહેરૂ, ભાષાંતરકર્તાઃ-મહાદેવ હરિભાઈ દેશાઇ. કદ ૬×૯, પૃષ્ઠ ૯૯૬, પાકુ પૂંઠું મૂલ્ય રૂ. ૩)

**નવલગ્રંથાવલિ**—તારણ કાઢનારઃ-નરહરિ દ્વારકાદાસ પરિખ. કદ ૬×૯, પૃષ્ઠ ૫૯૬, મૂલ્ય રૂ. ૨)

**વ્યાપક ધર્મભાવના**—લેખકઃ-મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. કદ ૫×૭ા, પૃષ્ઠ ૫૭૮, મૂલ્ય રૂ. ાાાન

## ૩–અન્ય સજ્જનો તરફથી મળેલાં પુસ્તકો

**મેરી કહાની**—જવાહરલાલ નહેરૂ. ( હિંદી ) સંપાદકઃ-શ્રી. હરિભાઉ ઉપાધ્યાય. પ્રકાશકઃ-સસ્તા સાહિત્ય મંડલ, દિલ્હી. કદ ૬×૯, પૃષ્ઠ ૭૭૬, પાકુ પૂંઠું, મૂલ્ય રૂ. ૪)

**શ્રીરવિભાણ સંપ્રદાયની વાણી ભા. ૨ જો**—પ્રકાશકઃ-શ્રી.મંછા-

રામ મોતી. ઠે. શોલાપુર રોડ, પુના. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૫૧૬, સાદુ પૂંઠું, અમૂલ્ય.

**સ્ત્રીરોગચિકિત્સા**—લેખકઃ-વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી-પ્રાણાચાર્ય. પ્રકાશકઃ-ગુજરાત આયુર્વેદિક ફાર્મસી-રીચીરોડ, અમદાવાદ. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૨૮૮, પાકુ પૂંઠું, મૂલ્ય રૂ. ૧ાા

**દિવ્ય માર્ગદર્શિકા**—સંપાદકઃ-શ્રી. ઈશ્વરભાઇ સુનીભાઈ પટેલ. પ્રકાશકઃ-ધી હિંદુ મિત્રમંડળ-બુકોબા ( ઇ૦ આફ્રિકા ) કદ ૬ાાા×૧૦, પૃષ્ઠ ૩૪૦, પાકુ પૂંઠું, મૂલ્ય રૂ. ૧ાઽ

**જાપાનની કેળવણી**—અનુવાદકઃ-શ્રી.જગમોહનદાસ જગજીવનદાસ મોદી. પ્રકાશકઃ-પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. વડોદરા. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૮૮, સાદુ પૂંઠું, મૂલ્ય રૂ. ૦ાા

**પ્રાચીન ભગવદ્ગીત અને કર્મોપાસના**—ભા. કઃ-શ્રી.ત્રિકમલાલ હરિલાલ આર્યોપદેશક. પ્રકાશકઃ-પ્રેમચંદભાઇ મગનલાલ મોદી, સાળવીવાડ, સરસપુર-અમદાવાદ. કદ ૩ાા×૫ા, પૃષ્ઠ ૨૭૮, પાકુ પૂંઠું, મૂલ્ય રૂ. ૦ા—

**આપણું જીવન**—લેખક અને પ્રકાશકઃ-ઉપર પ્રમાણે. કદ ૫×૬ાાા, પૃષ્ઠ ૩૨, સાદુ પૂંઠું, મૂલ્ય રૂ. ૦)—

**પૂજ્ય નારાયણ સ્વામીનો અનુભવ**—પ્રકાશકઃ-શ્રી. ઓધવજી શવજી કુણા, ધર્મેંદ્રસિંહજી રોડ, રાજકોટ. કદ ૫×૬ાાા, પૃષ્ઠ ૩૦, સાદુ પૂંઠું, મૂલ્ય ૦)—

## ૪-રિપોર્ટ, વૃત્તાંત ઇત્યાદિ

**પુણે અનાથ વિદ્યાર્થી ગૃહ**—વૃત્તાત વ પોચ. તા. ૧-૧૦-૩૫ થી તા. ૩૦-૯-૩૬ સુધીનો વાર્ષિક વૃત્તાત.

**દિવા હિંદુ સહકારી મંડળીના** શૌર્ય મહોત્સવનો તા. ૧-૧-૩૭ નો હેવાલ.

**પઢિયાર મિત્ર મંડળ લાયબ્રેરી**—ચોરવાડનો સને ૧૯૩૬નો સત્યાવીસમા વર્ષનો વાર્ષિક રિપોર્ટ.

**ધી શેઠ મનસુખલાલ છગનલાલ હિંદુ વિધવા આશ્રમ**—નો સને૧૯૩૩-૩૪ અને ૧૯૩૪-૩૫નો વાર્ષિક વૃત્તાંત અને હિસાબ.

**બહેરા-મૂંગાની શાળા, અમદાવાદનો** ૨૮ મો વાર્ષિક હેવાલ સને ૧૯૩૬નો

## मंगलाचरण

समचरणसरोजं सान्द्रनीलाम्बुदाभं
जघननिहितपाणिं मण्डनं मण्डनानाम्।
तरुणतुलसीमाला कन्धरं कञ्जनेत्रं
सदयधवलहासं विठ्ठलं चिन्तयामि ॥

### અભંગ

(૧)

સમચરણ દૃષ્ટિ વિટેવરિ સાજિરી,
તેથેં માઝી હરી વૃત્તિ રાહો. ૧
આણિક ન લગે માયિક પદાર્થ,
તેથેં માઝેં આર્ત નકો દેવા. ધ્રુ૦
બ્રહ્માદિક પદેં દુઃખાચી શિરાણી,
તેથેં દુશ્ચિત્ત ઝણી જડાં દેસી. ૨
તુકા મ્હણે ત્યાચેં કળલેં આમ્હાવર્મ,
જેં જેં કર્મ ધર્મ નાશિવન્ત. ૩

અર્થાત્ જેમનાં ચરણ અને નેત્ર સરખાં છે એવા ભગવાન ઇંટ ઉપર ઉભેલા ઘણાજ સુંદર લાગે છે. હે ભગવન્! હે હરિ!! મારી ચિત્તવૃત્તિ હમેશાં ત્યાંજ લાગી રહો. બીજો કોઇ માયિક પદાર્થ મારે જોઇતો નથી. ભગવન્! તેમાં મારૂં મન કદી પણ ન લાગો. બ્રહ્માદિ પદ દુઃખોનાંજ ઘર છે, તેમાં મારૂં ચિત્ત કદી ફસાઓ નહિ. તુકારામ કહે છે કે, તેનો મર્મ મેં જાણી લીધો છે; જે જે કર્મ-ધર્મ છે, તે સર્વ નાશવંત છે."

સમચરન દીઠિ ઇંટાસન સોહે,
મેરો મન મોહે, સદા હરિ. ૧
આન ન ચાહિય, માયિક પદાર્થ,
વિષય કામાર્થ, નાહીં નાહીં. ટેક
બ્રહ્માદિક પદ, દુઃખ નિકેતન,
તહાં મેરો મન, ન હો કદા. ૨
તુકા કહે યાકો, જાન્યો, સબ મર્મ,
જો જો કર્મ ધર્મ, નાસૈ અંત. ૩ (હિન્દી પદ્યાનુવાદ)

(૨)

ભક્તરાજ પુણ્ડલીકે એ મોટો ઉપકાર કર્યો કે વૈકુંઠ ધામના પોતાના બ્રહ્મને અહીં લઇ આવ્યા. બાલમૂર્તિ શ્રી પાંડુરંગ ( શ્રીકૃષ્ણ ) ગાયો તેમજ ગોવાળો સહિત અત્યંત પ્રેમથી આવીને અહીં સરખા પગે ઉભા છે. એક અક્ષરના વધારાથી આ બીજું ( ભૂ– ) વૈકુંઠજ છે. બીજાં પણ અનેક વૈકુંઠ કહેવાતાં તીર્થસ્થાન છે, પરંતુ આના જેવાં નથી. એની પંચક્રોશીમાં પાપ-તાપ અથવા આધિ-વ્યાધિ આવીજ શકતાં નથી. પછી વિધિ અને નિષેધ અહીં કોને માટે હશે ! પુરાણ કહે છે કે, અહીંના મનુષ્યો ચતુર્ભુજ છે, તેમના હાથોમાં સુદર્શન ચક્ર છે, કલ્પાન્તે પણ અહીં કદી પાપ પ્રવેશ કરી શકતું નથી. પંઢરી ( પંઢરપુર ) મહાક્ષેત્ર છે, તેનો મહિમા અપાર છે. તુકારામ કહે છે કે, અહીંના વારકરી ( નિયમપૂર્વક યાત્રા કરનારા શ્રીવિઠ્ઠલભક્ત ) ધન્ય છે.

(૩)

કટિપર કર, ઉર તુલસીમાલ, ઐસી નંદલાલ છબિ દેખૂં.
ચરન સરોજ ખિલે ઇંટપર, ઐસી સમરૂપ છબિ દેખૂં. ધ્રુ૦
કટિ પીતાંબર ગરુડ-વાહન, પરમમોહન છબિ દેખૂં.
સૂખ સૂખ હુઆ પંજર કેવલ, અબ તો દયાલ આવો નાથ.
તુકાકી હે સ્વામી, કરો પુરી આસ, કરો ન નિરાસ હરિ મેરે.

(૪)

હે રુક્મિણીવલ્લભ ! તમારી છબીમાં મારી આંખો જડાઇ જાય. હે નાથ ! તમારૂં રૂપ મધુર છે, તમારૂં નામ પણ એવુંજ મધુર છે. એવું કરો કે એજ માધુરીમાં મારો પ્રેમ હમેશાં રહ્યા કરે. અરે મારી વિઠામાઇ ! મને એજ વરદાન આપ અને મારા હૃદયને તારૂં ઘર બનાવી લે. તુકારામ કહે છે કે, હું બીજું કંઈ નથી ઇચ્છતો, સમગ્ર સુખ તો તારાં ચરણોમાંજ છે.

(૫)

સુંદર સુકુમાર, મદનમોહન, રવિ-સશિ-માન હર લીને.
કસ્તૂરીલેપન, ચંદનકી ખૌર, સોહે ગર હાર, વૈજયંતી. ટેક

સુકુટ કુંડલ, શ્રીમુખ સોહત, સુખ-સુનિર્મિત, સબૈ અંગ.
પીતપટધારે, પીતાંબર કાછે, ઘનશ્યામ આછે, કાન્હા મેરે.
જી મેરા અધીર, મિલૈકોં મુરારી, હટો તુમ નારી, તુકા કહૈ.

(૬)

સુંદર સો ધ્યાન, ઠાઢેં ઇંટાસન, કર કટિ સન, મન ભાવૈ.
ગલે વૃંદા-માલ, કાછે પીતાંબર, મોહે નિરંતર, સોઈ ધ્યાન. ધ્રુ૦
મકર કુંડલ, જગમગૈ સ્રવન, કૌસ્તુભ રતન, કંઠ રાજૈ.
તુકા કહે મેરો, યહે સર્વ સુખ, જો દેખૂં શ્રીમુખ, પ્રિયતમ.

(૭)

શ્રીઅનંત મધુસૂદન, પદ્મનાભ નારાયણ;
જગવ્યાપક જનાર્દન, આનંદઘન અવિનાશ. ૧
સકલ દેવાધિદેવ, દયાર્ણવ શ્રીકેશવ;
મહાનંદ મહાનુભાવ, સદાશિવ સહજ રૂપ. ધ્રુ૦
ચક્રધર વિશ્વંભર, ગરુડધ્વજ કરુણાકર;
સહસ્રપાદ સહસ્રકર, ક્ષીરસાગર શેષશયન. ૨
કમલનયન કમલાપતિ, કામિની-મોહન મદનમૂર્તિ;
ભવતારક ધારક* ક્ષિતિ, વામન મૂર્તિ ત્રિવિક્રમ. ૩
સર્વેશ સગુણ નિર્ગુણ, જગજ્જનક જીગજીવન;
વસુદેવ-દેવકીનંદન, બાલરાંગન× બાલકૃષ્ણ. ૩
તુકા રાવરી શરણી, ઠાંવ દીજૈ નિજ ચરણ;
વિનય મેરી કીજૈ શ્રવણ, ભવબંધન તે છુડાવો. ૬

(૮)

જે નિત્ય, નિરામય, અદ્વૈત આનંદસ્વરૂપ અને યોગી-

---

* અર્થાત્ 'ક્ષિતિધારક'–પૃથ્વીને ધારણ કરનારા. આ વિષયમા ગીતા અ. ૧૫ શ્લોક ૧૩ માં ભગવાન કહે છે કે–'**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा**' અર્થાત્ પૃથ્વીમા આવીને હું સર્વ ભૂતોને-પ્રાણીઓને ધારણ કરું છું. આનું ભાષ્ય કરતાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, હું પૃથ્વીમા પ્રવેશીને રહેલો છું, તેથીજ આ મહા-જલ-સમુદ્રમા આ માટીના એક લોદા જેવી પૃથ્વી ઓગળી જતી નથી.

×બાલરૈંગન—આ મરાઠી શબ્દપ્રયોગ હિન્દી અનુવાદમા પણ જેમનો તેમ રહેવા દીધો છે. 'રૈંગને' નો અર્થ રેંગના અને રેંગના-રૈંગના હિન્દીમા પણ કહેવાયજ છે. —**હિન્દી અનુવાદક**

કપટી, મસ્તીખોર, છળકપટી, કોઇનાથી ગાંજ્યો ન જાય તેવો, એવા અર્થમા આ શબ્દ વપરાયો લાગે છે. —**ગુજરાતી અનુવાદક**

જનોના ધ્યેયરૂપ છે, તેજ સમચરણુ શ્રીવિઠ્ઠલરૂપને જુઓ. તેઓ ભીમાના કિનારે ઇંટ ઉપર વિરાજી રહેલા છે, પુરાણું જેની સ્તુતિ કરતાં થાકતાં નથી અને વેદ જેનો પાર પામતા નથી, તેજ શ્રીપુંડરિકના પ્રેમથી સાકાર બનીને આવ્યા છે. તુકારામ કહે છે કે, સનકાદિક મુનિઓ જેમનું ધ્યાન ધરે છે તેજ અમારા કુલદેવ આ શ્રીપાંડુરંગ મહારાજ છે.

(૯)

શ્રી વિઠ્ઠલ–નામ–સંકીર્તન ઘણુંજ મધુર છે. વિઠ્ઠલ એજ અમારૂં જીવન છે અને ઝાંઝ–કરતાલજ અમારૂં બધું ધન છે. 'વિઠ્ઠલ, વિઠ્ઠલ' વાણી અમીરસસંજીવની છે. તુકારામ એજ રંગમાં રંગાયેલા છે, અંગેઅંગમાં વિઠ્ઠલ શ્રીરંગ છે.

(૧૦)

મારી વિઠા માતા પ્રેમરસ પાય છે, છાતીએ વળગાડીને પોતાના અમૃતસ્તન મારા મુખમાં આપે છે. પોતાની પાસેથી જરા પણુ વિખૂટો પડવા નથી દેતી. જે કંઇ માગું છું તે આપે છે. 'ના' તો કદી પાડતીજ નથી. નિષ્ઠુર તો જરા પણુ નથી, દયાની મૂર્તિ છે. તુકારામ કહે છે કે, તે પોતાના હાથ વડે જે કોળીઆ મારા મુખમાં મૂકે છે, તે બ્રહ્મરસથી ભરપૂરજ હોય છે.

(૧૧)

આષાઢી આવી, કાર્તિકીનું બજાર ભરાયું. બસ, એજ બે બજાર પૂરતાં છે; અને વેપાર કરવાનું હવે કામ નથી. અહીં ભક્તિના ભાવથી કૈવલ્યાનંદના ઢગલાઓની આપ–લે કરો. વિઠ્ઠલ નામના સિક્કા અહીં ચાલે છે, તેના વિના કોઇ કોઇને અહીં પૂછતું નથી.

(૧૨)

નૈહર હૈ મેરા, પંઢરીપત્તન, ફરત ધાન, ગાઊં ગીત.
રાઇ રખમાઇ, સત્યભામા માતા, પાંડરંગ પિતા કરે વાસ.
ઉદ્ધવ અક્રૂર, વ્યાસ અંબરીષ, નારદ મુનીશ, ભાઈ મેરે.
ગરુડજી બન્ધુ, લાડિલે પુંડલીક, તિનકે કૌતુક, ગેય મેરે.
મેરે બહુ ગોતી, સંત ઓ મહંત, નિત્ય સુમિરત, સર્વનામ.

નિવૃત્તિ જ્ઞાનદેવ, સોપાન ચાંગાજી, મેરે જીકે હૈંજી નામદેવ.
નાગ જનમિત્ર, નરહરિ સુનાર, રૈદાસ, કબીર, સગે મેરે.
સુને સૂરદાસ, માલી સાંવતાજી, ગીત ગુણકેજી ગાવો ગાવો.
ચોખામેલા સંત, હૃદય કે હાર, કભી ના બિસાર હરિદાસ.
જીવકે જીવન, એકા-જનાર્દન, પાઠક શ્રીકાન્હ, મીરાબાઇ.
અન્ય મુનિસંત, મહંત સજ્જન, સબકે ચરણ, માથે ધરૂં;
સુખસંગ જાતે, પંઢરી દર્શન, તદીય કીર્તન, કરૂં સદા.
તુકા કહે માતા, પિતા મેરે યે હી, સુખરૂપ ગૃહી ગૃહાશ્રમી.

(૧૩)

એ સંતોના મહાન્ ઉપકારો છે. ક્યાં સુધી ગણાવું! એ મને નિરંતર જગાડતા રહે છે. શું આપીને તેમનો આભાર ઉતારૂં ? તેમનાં ચરણોમાં મારા પ્રાણ પણ અર્પણ કરી દઉં તો પણ તે ઘણાજ થોડા છે. જેમના સ્વૈર આલાપમાં પણ હિતભર્યો ઉપદેશ હોય છે, તેઓ કેટલું કષ્ટ વેઠીને મને શિક્ષણ આપે છે! વાછડા ઉપર ગાયનો જે ભાવ હોય છે, તેજ ભાવથી તેઓ મને સાચવી રાખે છે.

(૧૪)

જે બ્રહ્મરૂપ છે, તેમનાં કર્મ પણ સંકલ્પ-વિકલ્પથી રહિત હોવાને લીધે બ્રહ્મરૂપજ હોય છે. સ્ફટિક પથ્થરને જે રંગની વસ્તુ પાસે રાખો, તેજ રંગનો તે દેખાશે; પરંતુ વાસ્તવમાં તે ઉપાધિથી અલગજ રહે છે. બાળકો માતાને અનેક પ્રકારની બોલીથી બોલાવે છે, પરંતુ તે બોલીઓનું યથાયોગ્ય જ્ઞાન માતાનેજ હોય છે. એવા જે ઉપાધિરહિત અંતર્જ્ઞાની છે, તેમને તુકારામ વંદન કરે છે અને તેમનાં ચરણોમાં વારંવાર નમન કરે છે.

(૧૫)

સંતોએ અમને માર્મિક વાત ખુલ્લી કરીને બતાવી દીધી છે-હાથમાં ઝાંઝ, મંજીરા લઈ લ્યો અને નાચો. વળી સમાધિસુખને પણ આને ખાતર જતું કરી દો. એવો બ્રહ્મરસ આ નામ-સંકીર્તનમાં ભર્યો છે. ભક્તિભાગ્યનું બળ-ભરોસો એવાં છે કે તેનાથી આ બ્રહ્મરસના સેવનનો આનંદ

દિવસે-દિવસે વધતોજ જાય છે. ચિત્તમાં અવશ્ય કોઇ સંદેહ ન હોવો જોઇએ. સમજી લ્યો કે ચારે મુક્તિઓ હરિદાસોની દાસીઓ છે. તુકારામ કહે છે કે, તેનાથી મનને શાંતિ મળે છે, અને ત્રિવિધ તાપ એક ક્ષણમાં નાશ પામી જાય છે.

(૧૬)

સદા-સર્વદા નામ-સંકીર્તન અને હરિકથાનું ગાન થવાથી ચિત્તમાં અખંડ આનંદ રહ્યા કરે છે. સંપૂર્ણ સુખ અને શણગાર એમાં મને મળ્યાં છે અને હવે આનંદમાં ડોલી રહ્યો છું. હવે કશાની પણ ઉણપજ રહી નથી. આજ દેહમાં વિદેહનો આનંદ લઇ રહ્યો છું. તુકારામ કહે છે કે, હું તો અગ્નિરૂપ થઇ ગયો છું, હવે આ અંગોમાં પાપ-પુણ્યનો સ્પર્શ પણ થવા પામતો નથી.

(૧૭)

નામ-સંકીર્તન સુગમ સાધન, પાપ ઉચ્છેદન જડ-મૂલ.
મારે મારે ફિરો કાહે બન બન, આવે નારાયણ ઘર બૈઠે.
જાઓ ન કહીં કરો એકચિત્ત, પુકાર અનન્ત દયાઘન.
'રામકૃષ્ણ હરિ વિઠ્ઠલ કેશવ' મંત્ર ભરિ ભાવ જપો સદા.
નહીં કોઈ અન્ય સુગમ પંથ, કહૂં મૈં શપથ કૃષ્ણજીકી.
તુકા કહે સીધા સબસે સુગમ, સુધીજનારામ રમણીક.

(૧૮)

કોટિ-કોટિ આનંદ મારા અંતરમાં સમાઇ ગયા છે. નામનો અખંડ પ્રેમપ્રવાહ ચાલ્યો છે. રામ-કૃષ્ણ-નારાયણ નામ અખંડ જીવન છે, તે કેમે કરીને પણ ખંડિત થનાર નથી. તુકારામ કહે છે કે, આ અને પરલોક બન્ને તેના સમાન કાંઠા છે.

(૧૯)

હરિપદ દાસા નાહિં ભય ચિંતા, દુઃખકે નિહન્તા નારાયણ.
નહિં સિર ભાર સંસાર ઉદ્વેગ, હરે ભવરોગ પાંડરંગ.
રહે મન ધીર સદા સમાધાન, સુખકે નિધાન સંગ ખડે. ૨
તુકા કહે મેરે સખા પાંડરંગ, વ્યાપિ રહે જગ ઇકલે હી.૩



# संत तुकाराम

## अध्याय १ लो-काळनिर्णय

"જે જે કંઇ ધર્મ છે તેની રક્ષા કરવા માટે દરેક યુગમાં હું આવ્યા કરૂં, એ તો મારો સ્વભાવજ છે અને એ પહેલેથીજ ચાલ્યું આવે છે. (૪૯) એજ કામને માટે હું યુગે યુગે અવતાર લઉં છું, પરંતુ આ વાતને જે સમજે છે તેજ બુદ્ધિમાન છે." (૫૭)

(શ્રી જ્ઞાનેશ્વરી-અધ્યાય ૪)

### ૧-શ્રી તુકારામના ચરિત્રનો મહિમા

આ પ્રથમ અધ્યાયમાં શ્રીતુકારામ મહારાજના જીવનના મુખ્ય મુખ્ય બનાવોનો સમયાનુક્રમ નક્કી કરવાનો છે. તત્ત્વદૃષ્ટિએ વિચારીએ તો મહાત્માઓના જીવનનો હિસાબજ આપણે શું કાઢી શકીએ! મૃત્યુને મારીને જેઓ ચિરંજીવી થયા અને કાળનાગને નાથી તેના ઉપર નાચતાં નાચતાં જે માત્ર લોકસંગ્રહને માટે સ્વેચ્છાથી ભૂલોકમાં વિચરતા રહ્યા, તેમને વળી જન્મ અને મૃત્યુ કેવાં! જીવન-મુક્ત મહાત્મા લોકકલ્યાણની વિમલ સૂક્ષ્મ વાસના ચિત્ત-માં ધારણ કરીને વખતે વખતે આ ભૂલોકમાં અવતાર લીધા રે છે અને કેટલાક સત્સંગીઓને પોતાના સત્સંગનો અ-ામાન્ય લાભ આપીને જ્યાંના ત્યાં વિલીન-અદૃશ્ય થઇ ય છે. જન્મ-મરણનું તો આપણે તેમના ઉપર મિથ્યાજ ારોપણ કરીએ છીએ! યથાર્થ રીતે, સૂર્ય ભગવાન ઉ.

પોતાના સ્થાનમાંજ સ્થિર રહે છે, પરંતુ ઉદયથી તે અસ્ત પામતા સુધીના સમયને 'માપ' માનીને આપણે તેમના પર, તેમના ઉગવા અને આથમવાનું આરોપણ કર્યા કરીએ છીએ. આપણા દિવસનું માપ પણ એવુંજ હોય છે કે જ્યારે આપણા ઘરની છત ઉપર સૂર્યનો પ્રકાશ આવે છે, ત્યારે આપણે સમજીએ છીએ કે સૂર્યોદય થયો; અને જ્યારે આપણા ઘરથી સૂર્ય ભગવાન દેખાતા નથી ત્યારે આપણે સૂર્યાસ્ત થયો માની લઇએ છીએ. શ્રીરામ-કૃષ્ણાદિ ભગવદવતારોની અને અન્ય વિભૂતિઓનાં ચરિત્રોની પણ એજ વાત છે. તેમનું અજન્મા હોવા છતાં 'જન્મવું', અક્રિય હોવા છતાં પણ 'કર્મ કરવું' અને અમર હોવા છતાં પણ મરવું એજ તેમનું યથાર્થ ચરિત્ર છે ! તુકારામ મહારાજના આવા ચરિત્રનો વિચાર કરવા બેસીએ તો તેમનું ચરિત્ર લખવું અસંભવિતજ બની જાય છે. તુકારામ કહે છે કે 'હું વૈકુંઠવાસી છું, વૈકુંઠમાંથી અહીં આવ્યો છું.' આવા વૈકુંઠવાસી તુકારામનું ચરિત્ર ક્યાંથી ક્યારે શરૂ થયું અને ક્યાં જઇને સમાપ્ત થયું, એ ભલા કોણ બતાવી શકે છે? તુકારામે પોતેજ બતાવી દીધું છે કે તેઓ ક્યાંથી આવ્યા અને શા માટે આવ્યા હતા ! 'ભક્તિનો ડંકો વાગે, કળિકાળનું દમન થાય અને બધા લોકો ભક્તિથી ભગવાનનો જયજયકાર કરે' એજ તેમના અવતરવાનું પ્રયોજન હતું; અને તેમનું ચરિત્ર પણ તેમનીજ વાણીથી 'બાની કરૂં વેદનીતિ, કરૂં કૃતિ સંતોંકી' એજ હતું. ભગવાનનો સંદેશ લઇનેજ તે આવ્યા હતા. 'તુકા મ્હણે હરિ પઠાયો સંદેશ, સુખદ સુદેશ ભક્તિપંથ.' ભક્તિનો ડંકો બજાવવા, કળિકાળરૂપી નાગને નાથવા, વેદનીતિનો પ્રચાર કરવા, ભગવાનના સુખદ સુરમ્ય ભક્તિમાર્ગનો સંદેશો લઇને તે આવ્યા હતા—અર્થાત્ તેઓ સિદ્ધરૂપે—ભગવદ્વિભૂતિરૂપેજ અવતર્યા હતા. આવા સત્પુરુષનું ચરિત્ર સામાન્ય સાધકના ચરિત્ર જેવું લખવું એ શું યોગ્ય ગણાશે ! દુકાળ પડયો, સ્ત્રી-પુત્ર અન્ન વિના ભૂખે મરી ગયાં, મન વ્યાકુળ થઈ ગયું

ચિત્તમાં વિષાદ છવાઇ ગયો અને પછી વૈરાગ્ય આવ્યો! એટલે ભંડારા પર્વત ઉપર ગયા, ત્યાં ગ્રંથોનું અધ્યયન અને નામસ્મરણ કરવા લાગ્યા. સ્વપ્નમાં સાક્ષાત્ ગુરુએ આવી દર્શન દઇને અનુગ્રહ કર્યો. આથી તેઓ કૃતાર્થ થયા, કવિત્વ સ્ફૂર્યું, મુખમાંથી અભંગરૂપ ગંગા વહેવા લાગી, હરિકીર્તનોની ધૂમ મચાવી અને અંતે પરલોક સીધાવ્યા. એ વાતો સિવાય શ્રી તુકારામ મહારાજનું ચરિત્ર આપણે શું વર્ણવી શકીએ! આ બાબતોમાં સંસારી દુઃખોનો જે ભાગ છે તે તો કેટલાય સંસારીઓ અને સાધકોના ભાગ્યમાં લખાયેલોજ હોય છે. એજ રસ્તે સૌ ચાલી પણ રહ્યા છે. પરંતુ તેમને તુકારામ મહારાજ જેવી દિવ્ય સ્ફૂર્તિ થતી નથી તેનું શું કારણ છે? દુષ્કાળ, અપમાન, આપદા, સ્ત્રી–પુત્રનો વિરહ વગેરે બાબતોથી ઘણાજ દુઃખી થઇ તુકારામ સંસારથી ઉપરામ થયા, એ તો અમે (ચરિત્રકાર) તુકારામ-ચરિત્રમાં કહીશું; પરંતુ એવી એવી આપદાઓનું રુદન કરનારા અસંખ્ય જીવો આ સંસારમાં છે. છતાં એ બધાને તુકારામના જેવી ઉપરામતા થોડી ઘણી પણ કેમ થતી નહિ હોય? વિવિધ વિપત્તિઓથી ગભરાઇ જઇ કૂવામાં પડનારા યા અફીણ ખાઇને આત્મઘાત કરવા તૈયાર થનારા અથવા 'હાય પૈસા!' 'હાય પૈસા' કરતાં મરનારા, મધમાં લપટાયેલી માખીની માફક ધનનીજ પાછળ પડેલા અને તેમાંજ મરનારા જીવોની આ સંસારમાં કંઈ ઉણપ નથી. ઉણપ તો, જે લોકો વિપત્તિઓ ઉપર સવાર થાય છે અને તેમનાથી દબાઈ જતા નથી, એવા માણસોની છે. ધનને ગોમાંસ સમજનારા, વિપત્તિઓના પહાડોને ફગાવી દેનારા તુકારામ એવાજ રણબંકડા વીરોમાં અગ્રગણ્ય હતા. એવા વીર—એવા વીરશિરોમણિ કે જેમણે માયાને જડ મૂળથી ઉખાડી નાખી હતી, તેઓનો ઉદ્ભવ ક્યાંથી થયો એ તો એક પ્રશ્ન છે. વાત એમ છે કે, જે મહાત્મા છે તે મહાત્માજ છે. તેમના સંબંધમાં કાર્યકારણપરંપરા જોડવાની આપણી વિચારપદ્ધતિ બિચારી બેકારજ બની જાય છે.

તુકારામ જેવા સંતવીર માત્ર એકજ જીવનના પરિણામરૂપ નહિ, પરંતુ ' अनेक जन्मसंसिद्ध ' હોય છે. તુકારામે દેહગ્રામમાં, અને તેની ચારે બાજુએ જે પુણ્ય-કાર્ય કર્યાં તે પુણ્ય-કાર્ય તે પૂર્વજન્મોમાં પણ કરતા રહ્યા, તેથીજ વિપત્તિઓના મોટા મોટા કોટ-કિલ્લાઓને તેમણે સહેલાઈથી જીતી લીધા. વિપત્તિઓ આવ્યા કરવાથી તેમને વૈરાગ્ય આવ્યો, એમ કહેવું એ અહીં શોભાજનક નથી. અત્રે ખરી વાત તો એ છે કે, તેમના જન્મસિદ્ધ અપાર જ્ઞાન-ભક્તિ-વૈરાગ્યની આગળ વિપત્તિઓ રેતીની ભીંતની પેઠે નાશ પામી ગઈ. તુકારામજીએ પોતેજ કહ્યું છે કે 'પાછલા અનેક જન્મોથી હું આજ કામ કરતો આવ્યો છું'. સંસારના દુઃખથી દુઃખી થતા એવા જીવોને વિશ્વાસ આપીને ધીરજ આપવી, હરિનાં ગીત ગાવાં, વૈષ્ણવોને એકત્ર કરવા અને પથ્થરોને પણ પીગળાવવા એ બધું તો કરતો આવ્યો છું—જન્મોજન્મ એજ કાર્ય કરતો આવ્યો છું અને આ જન્મમાં પણ એજ કરવું છે.' તેમના સિવાય બીજું કોણ એવું કરી શકે ! એક જગ્યાએ તેમણે કહ્યું છે કે ' ભગવન્ ! જ્યારે જ્યારે આપે અવતાર લીધો ત્યારે ત્યારે ભક્તિનો આનંદ લૂંટવા અને તે આનંદ બધાને વહેંચવા હું પણ આપની સાથે આવ્યો છું.' વારકરીઓને વિશ્વાસ છે ને આ લેખક પણ માને છે કે, તુકારામ શ્રીનૃસિંહાવતારમાં પ્રહ્‌લાદ, રામાવતારમાં અંગદ અને શ્રીકૃષ્ણાવતારમાં ઉદ્ધવ હતા તથા કળિયુગમાં પહેલા નામદેવ થઇને અને પછી તુકારામનો વેશ લઇને આવ્યા હતા. પ્રભુના પ્રત્યેક અવતારમાં આવીને તેમણે ભક્તિનો ડંકો બજાવ્યો અને આગળ પણ બજાવતાજ રહેશે. એવા જે શ્રી તુકારામે મહારાષ્ટ્ર દેશના દેહૂસ્થાનમાં આવીને નિવાસ કર્યો તેમની એ બધી અવતારલીલાઓની એક માળા ગૂંથી તૈયાર કરવી એ તેનાથીજ બની શકે કે જે એવાજ દિવ્ય દૃષ્ટિસંપન્ન મહાત્મા હોય —અર્થાત્ એવી ભગવાનની વિભૂતિઓનાં આગલાં પાછલાં બધાં ચરિત્રોમાં એક રીતે પ્રવાહિત થનાર અંતઃસલીલા-

ની ધારાને પ્રત્યક્ષ કરી શકતા હોય. એ પરમ સદ્‌ભાગ્ય કોને પ્રાપ્ત થયેલું છે ? અમે તો અમારા અંતરંગ સ્વજનોના પણ અંતર્ગત મનોવ્યાપારોની પણ બરાબર માહિતી જાણી શકતા નથી–તેમના સ્વભાવ, ગુણ, દોષ અને ચેષ્ટાઓની ગાંઠોને ખોલી શકતા નથી; તેમના ક્રમવિકાસના ઇતિહાસના ગોરખધંધાને પણ બરાબર ઠેકાણે લાવી શકતા નથી, તેમનાં ચરિત્રોના વિવિધ પ્રસંગોનું વાસ્તવિક સ્વરૂપ જાણી શકતા નથી, અને અમારા પોતાના મનની વાતો પણ સમજી શકતા નથી; એવી અવસ્થામાં તુકારામ જેવા દિવ્ય પુરુષોનાં ચરિત્રોનું રહસ્ય ભલા શું જાણી શકીએ ! સાચુંજ છે કે, મહાત્માઓનાં ચરિત્રનું વર્ણન કરવું એ તો આસમાન ઉપર ખોલ ચઢાવવા જેવુંજ છે ! મહાત્માઓનાં ચરિત્ર મહાત્માઓજ જાણી શકે છે, મહાત્માજ લખી શકે છે. સ્વયં સંત થયા સિવાય સંતના ચરિત્રનું રહસ્ય જાણી શકાતું નથી. તુકારામ જેવા સંતનું ચરિત્ર તુકારામ જેવા સંતજ લખે તોજ તેમનું ચરિત્ર–કથન યથાર્થ થઈ શકે. આ બધું કંઈક વિચારવા છતાં પણ મેં આ ચરિત્ર લખવાનું સાહસ કર્યું છે. કવિકુલતિલક કાળિદાસના કથનાનુસાર મારો આ પ્રયત્ન કદાચ કોઈ વામન માણસ ઉંચા વૃક્ષની ઉંચી ડાળને લાગેલાં ફળો તોડવાને માટે પોતાના હાથ ઉંચા કરતો હોય તેના જેવો તો નહિ હોય ! આ વાતનો ડર મને લાગ્યો, પણ બાળક ઉપર મોટેરાઓની કૃપા હોય છે. ફળ તોડવાની બાળકની ઇચ્છા જાણીને મોટાઓ તેને પોતાના ખભા ઉપર બેસાડી લે છે, અને તેમની ઉંચાઈને આધારે બાળક પોતાની હઠ પૂરી કરી લે છે. મેં આ ચરિત્ર લખવાનું સાહસ કર્યું છે તે એવુંજ છે અને સાધુ–સંતોના કૃપાશીર્વાદનોજ તેને આશરો છે. આ બાળહઠ પાર પાડવી તે પણ તેમનુંજ કામ છે. ભક્તોનાં ચરિત્ર ભગવાનને પ્રિય હોય છે. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે 'જે મારાં (ભગવાનનાં) ચરિત્રોનું કીર્તન કરે છે, તેઓ મને પ્રાણોથી પણ વધારે વહાલા લાગે છે. (૨૨૭) અને જે મારા ભક્તોની

કથા કહે છે, તેને તો હું મારો પરમ દેવ માનું છું. (૨૩૮) (જ્ઞાનેશ્વરી અ. ૧૨) શ્રીજ્ઞાનેશ્વરી ગીતા માતાનાં એ વચનો અનુસાર આ પુણ્ય-કાર્ય ભગવાનને પ્રસન્ન કરવાનું સર્વોત્તમ સાધન જાણીને, ચિત્તમાં દૃઢ શ્રદ્ધા ધારણ કરીને શ્રીપાંડુરંગ ભગવાનનું વારંવાર સ્મરણ કરીને હું આ વાગ્યજ્ઞની શરૂઆત કરૂં છું.

## ૨–કાળગણનાનું મહત્ત્વ

શ્રી તુકારામ મહારાજનો જન્મ ક્યારે થયો, તેમને ગુરૂપદેશ ક્યારે પ્રાપ્ત થયો, તેઓ અહીંથી ક્યારે ચાલ્યા ગયા, તેમના જીવનની મુખ્ય મુખ્ય ઘટનાઓ ક્યારે-કયા ક્રમથી થઇ અને તેમની પૂરી ઉંમર કેટલી હતી, એ બધી બાબતોની ચર્ચા અત્યાર સુધી થોડી ઘણી થઇ ચૂકી છે. પરંતુ સઘળી બાજુએથી એ બધી વાતોનો પૂર્ણ વિચાર કરીને નિર્ણય કરવાનું કામ હજુ સુધી થયું નથી. તેથી આ નિબંધમાં આ નિર્ણય કરવાનું કામ યથાશક્ય પૂરૂં કરીએ. પરમાર્થદૃષ્ટિએ કાળગણનાનો વિચાર ભારે મહત્ત્વનો નથી; પરંતુ ઇતિહાસની દૃષ્ટિએ તેનું મહત્ત્વ વધારે છે. મહાત્માઓનાં જીવનચરિત્રોમાંથી મુમુક્ષુ મનુષ્યો એજ જાણવા ઇચ્છે છે કે તે મહાત્માઓમાં કયાં કયાં દિવ્ય લક્ષણ હતાં, અને તે દિવ્ય સંપત્તિ તેમણે શી રીતે પ્રાપ્ત કરી હતી, પરિસ્થિતિ સાથે લડતાં-ઝગડતાં તેઓ મહાન પદે કેમ કરીને પહોંચ્યા, તેમને વૈરાગ્ય કેવી રીતે થયો, તેમણે શું શું અભ્યાસ કર્યો, કેવીકેવી દિનચર્યા અને જીવનચર્યા બનાવી, તેમની જ્ઞાન-ભક્તિ અને ભગવન્નિષ્ઠા કેવી હતી, સંકટોમાંથી ભગવાને તેમને કેમ કરીને ઉગાર્યા, સંસારને તેઓ શું શીખવી ગયા વગેરે વગેરે. મુમુક્ષુઓનું તો એજ ધ્યાન રહે છે અને બરાબર પણ એજ છે; કારણકે સંત-ચરિત્રોને જોઇને પોતાનું ચરિત્ર સુધારવાની, સંતોનાં નિર્મળ ચરિત્ર-દર્પણને પોતાની સમક્ષ રાખીને તેમના ભક્તિ અને જ્ઞાન-વૈરાગ્યને પામવાની, તેમનાં પગલાં જોઇ

જોઇને તેજ રસ્તે ચાલવાની શુભેચ્છા ભગવત્કૃપાથી જેમને પ્રાપ્ત થઇ હોય, તેમણે કાળગણના જેવી નીરસ ચર્ચા કરીને શું કરવું છે ! આંબાવાડિયામાં બેઠેલો મનુષ્ય ભૂખ લાગતાં કેરી તોડીને ખાઈ લેવું એજ જરૂરી કાર્ય સમજશે. પરંતુ આ ઝાડ કોણે, કયારે, કેમ કરીને અને કયાંથી મેળવીને ઉગાડ્યાં અને કેટલા વરસમાં એ ફળ્યાં, વગેરે ચર્ચાનું શું પ્રયોજન છે ? ભૂખ મટાડવાની ચિત્તવૃત્તિમાં આ ચર્ચાનું કંઈ ખાસ મહત્ત્વ નથી. તેનું કામ ભૂખ મટાડવાનું છે, આમ તેમ જોવાનું નથી. મહાન્ ભક્ત પ્રહ્લાદ કયા સૈકામાં, કઇ જાતિમાં, કયા દેશમાં, કયારે જન્મ્યા અને કેટલાં વરસ જીવ્યા ? ભાગવત ગ્રંથ કોનો બનાવેલો છે–વેદવ્યાસદેવનો કે બોપદેવનો ? અથવા તેની રચના કઇ શતાબ્દીમાં થઈ ? વગેરે વાતોની ચર્ચા પરમામૃતના તરસ્યા પરમાર્થના સાધકોને નીરસ જેવીજ જણાશે. તે પ્રહ્લાદના જીવનરસને પામવા માટે તરફડવા લાગશે કે જેથી કરીને પ્રહ્લાદે પિતાના બધા અત્યાચારો સહન કરીને નારાયણના પરમ રસનું પાન કર્યું ! આવડી ઉંમરમાં આટલું મહાન તપ અને આવી અટલ નિષ્ઠા ! તેનાજ ધ્યાનમાં નિમગ્ન થઇને તે પ્રેમપૂર્ણ અંતઃકરણમાં પ્રહ્લાદને પોતાનાં નેત્રોમાં ચિત્રિત કરી લેશે, અને 'પોકારતાંજ દોડી આવીને સ્થંભ ફોડીને બહાર નીકળનારા એવા દયાળુ મારા વિઠામાઇ સિવાય બીજા કોણ હોઈ શકે ?' આ કથારહસ્ય હૃદયમાં ધારણ કરીને તુકારામની પેઠે તે ભગવત્પ્રેમાનંદમાં કૂદવા અને નાચવા લાગશે. સાચા ભક્તોનો એજ માર્ગ છે અને પોતાના પરમ કલ્યાણનું એજ સાધન છે, એમાં કંઇજ સંદેહ નથી. તેમ છતાં પણ આધુનિક પદ્ધતિથી ચરિત્રગ્રંથ લખનાર લેખક કાળગણનાની ઉપેક્ષા પણ કરી શકતો નથી. ઇતિહાસ અને સમાજશાસ્ત્રની દૃષ્ટિથી કાળનિર્ણયનું ઘણું મહત્ત્વ છે. કાળનિર્ણય ઇતિહાસનું નેત્ર છે, કાળનિર્ણય વિના ઇતિહાસ આંધળો રહી જાય છે. કાળનો નિર્ણય બરાબર ન થવાથી કાર્ય–કારણનો સંબંધ સમજવો

બધે આજ તિથિએ તુકારામ મહારાજના પ્રયાણકાળનો પુણ્યોત્સવ ઉજવવામાં આવે છે. વર્ષના સંબંધમાં ત્રણ મત થઇ ગયા છે; પરંતુ મુશ્કેલી એ છે કે, શાકે ૧૫૭૦, ૧૫-૭૧, ૧૫૭૨ એમાંથી કોઈ પણ વર્ષે ફાગણ વદી બીજને સોમવાર નહોતો. ફાગણ વદી બીજે સોમવાર ન મળતાં રાજવાડે મહોદયે સોમવારમાટે પ્રયાણકાળ એક વર્ષ પાછો તાણ્યો છે, પરંતુ ૧૫૭૦માં પણ એ તિથિએ સોમવાર નથી આવતો, પણ રવિવાર આવે છે. ૧૫૭૧ માં શનિવાર અને ૧૫૭૨ માં ગુરુવાર આવે છે. ફાગણ વદી બીજે એ ત્રણે વર્ષોમાંથી કોઇમાં પણ સોમવાર નથી. પરંતુ પ્રયાણકાળને એજ ત્રણ વર્ષની અંદરજ રાખવો પડશે. શિવાજી મહારાજનો જન્મ શિવનેરીના કિલ્લામાં શાકે ૧૫૪૯ માં* વૈશાખ સુદી બીજને દિને થયો. દાદાજી કોંડદેવની સહાયથી તેમણે સ્વરાજ્ય–સંસ્થાપનનો ઉદ્યોગ શાકે ૧૫૩૫ ના અરસામાં શરૂ કર્યો. શિવાજીની મનોભૂમિ ધર્મભૂમિ હતી, જીજાબાઇ ( તેમનાં માતા ) અને દાદાજી મારફતે તેમને જે શિક્ષણ પ્રાપ્ત થયેલું તે પણ ધાર્મિક શિક્ષણજ હતું. શિવાજીના હૃદયમાં એ વિશ્વાસ દૃઢ થયો હતો કે સ્વરાજ–સંસ્થાપનનો ઉદ્યોગ સાધુસંતોના કૃપાશીર્વાદ વિના સફળ થઇ શકે નહિ. તેથી ચિંચવડનિવાસી મહાત્મા દેવ અને દેહૂના વિદેહ–દેહી શ્રીતુકારામનાં પાવન દર્શનોનું સદ્ભાગ્ય તેમને શાકે ૧૫૩૫ પછીનાં ૫–૬ વર્ષની અંદરજ પ્રાપ્ત થયું અને કીર્તન સાંભળવાનો પણ તેમને રસ લાગ્યો. દાદાજી પૂનાના સૂબેદાર હતા. એક સંન્યાસી મહાત્માના કહેવાથી તેમણે તુકારામ મહારાજને પૂનામાં બોલાવ્યા અને પૂનાવાસીઓ મહારાજનું કીર્તન સાંભળીને મુગ્ધ થઇ ગયા. બધાના ચિત્ત પર તેમના જ્ઞાન–ભક્તિ–વૈરાગ્યનો રંગ

*'જેધે શકાવલી' અને 'શિવભારત' ના પ્રમાણથી હવે શ્રીશિવાજી મહારાજનું જન્મવર્ષ શાકે ૧૫૫૧ (સંવત ૧૬૮૬) માનવામાં આવે છે તેજ પ્રમાણથી જન્મદિવસ ફાગણ સુદી ૩ છે.

હિન્દી અનુવાદક

લાગ્યો હતો, એમ મહીપતિ બાવાએ લખી રાખ્યુ છે. દાદાજીનું મૃત્યુ ૧૫૬૯—૭૦ શાકેની લગભગમાં થયું. ૧૫૬૮ સુધી તો તેઓ અવશ્ય જીવતા હતા, કારણકે ૧૫૬૮ નો તેમનો એક નિર્ણયપત્ર પ્રસિદ્ધ છે. તેમનું તુકારામજીને પૂનામાં બોલાવી લાવવું, તેમના કીર્તન ઉપર પૂનાવાસીઓએ મુગ્ધ થઇ જયજયકાર કરવા, તુકારામ મહારાજની અનેક કથાઓનું શિવાજીએ શ્રવણ કરવું વગેરે બાબતો શાકે ૧૫૬૬ અને ૧૫૭૧ ની વચ્ચેની છે. શાકે ૧૫૭૦—૭૧ ના લગભગ તુકારામ, શિવાજી અને રામદાસ ત્રણેનો મેળાપ અવશ્ય થયો હશે; એટલે આના પછી અને ૧૫૭૨ ની પહેલાં—અર્થાત્ ૧૫૭૦,૭૧ અને ૭૨ એ ત્રણ વર્ષમાંથી કયું વર્ષ નક્કી કરવા યોગ્ય છે તે જોવામાટે એક બાબત વિચારવા જેવી છે.

## ૬—પ્રયાણકાળનો નિર્ણય

તુકારામ મહારાજે પોતાનાં ધર્મપત્ની જીજાબાઇને ‘પૂર્ણબોધ’ નામથી ૧૧ અભંગોમાં જે ઉપદેશ કર્યો છે, તે પ્રયાણના ચાર—પાંચજ દિવસ પહેલાં કરવામાં આવ્યો હશે, એ તે અભંગો જોવાથી સ્પષ્ટજ જણાઇ આવે છે. ‘તુકારામ અને જીજાબાઇ’ વાળા અધ્યાયમાં એ અભંગોનો વિસ્તારથી વિચાર થવાનો છે, તેથી અહીં આ પ્રસંગમાં જેટલા ભાગનો વિચાર જરૂરી છે, તેટલોજ કરીશું. એ અભંગોમાં તુકારામજી જીજાબાઇને કહે છે કે ‘ ઘરબાર, ગાય—બળદ, બાળબચ્ચાં એ સઘળા ઉપરથી પોતાનું મમત્વ દૂર કરો અને પોતાનો પિંડ છોડાવી લ્યો. બધાને પોતપોતાનું પ્રારબ્ધ છે, તેથી તમે તેમના મોહમાં ફસાઇને પોતાનો નાશ ન કરો. ઘરબાર, વાસણ કુસણ વગેરે બધું બ્રાહ્મણોને દાન દઇને એકદમ નિશ્ચિંત થઇ જાઓ. આથી આપણે સાથેજ વૈકુંઠ ચાલ્યાં જઇશું. દેવ, ઋષિ, મુનિએ બધા આપણા બન્નેનો જયજયકાર કરશે.........આ સુખ બન્નેને મળશે, દેવતા અને ઋષિઓ મોટો ઉત્સવ કરશે

રત્નજડિત વિમાનમાં બેસાડશે, ગંધર્વો નામ-ગાન કરશે, સંત, મહન્ત, સિદ્ધ આગેવાની કરશે, સુખમાત્રની ઈચ્છા ત્યાં પૂર્ણ થશે. જ્યાં આપણાં માતા-પિતા બેઠાં છે, ત્યાં ચાલો અને તેમનાં ચરણોનું આલિંગન કરીને તેમાં આ-ળોટીએ. જ્યારે આ નેત્રોને માતા-પિતાનાં દર્શન થશે, તે સમયના સુખનું વર્ણન હું શું કરૂં !'

એ અભંગોથી સ્પષ્ટજ જણાઇ આવેછે કે 'પૂર્ણબોધ' ના એ અભંગો તેમણે જ્યારે તેમનું ધ્યાન વૈકુંઠ તરફજ લાગ્યું હતું, તે સમયે રચેલા હોવા જોઇએ. પ્રયાણુ પહેલાં થોડા દિવસોમાં તેઓ જીજાબાઇને કહ્યા કરતા હતા કે 'હવે આપણે વૈકુંઠ જઇએ !' પણ તે તેમની વાત સમજી શકી નહિ. એ અભંગ એજ સમયના છે કે જ્યારે તેમનાં નેત્રો સમક્ષ 'એ દેવર્ષિ' 'જડિત વિમાન', 'એ વૈકુંઠવાસી માતા-પિતા' આવી ગયાં હતાં. સુદ દશમથીજ વૈકુંઠનું રટણ લાગ્યું હતું ! તેજ દિવસે ભગવાન તુકારામને મળવા વૈકુંઠથી આવ્યા. તે સમયે તેમનો સત્કાર કરવા યોગ્ય કોઇ સામગ્રી તુકારામ પાસે નહોતી. ત્યારે તેમણે આ આશયનો અભંગ કહ્યો કે 'હૃષીકેશ અતિથિ થઇને ઘેર આવ્યા છે, હવે તેમને શું આપીને સત્કાર કરૂં ! પાણીમાં ચોખાના દાણા ઓગાળીને તેમની સામે ધર્યા.' આ ઘટનાના સ્મારક-તરીકે ફાગણ સુદ ૧૦ ને દિવસે ભગવાનને ભાતનો ભોગ ધરાવ-વામાં આવે છે. આ દિવસ, દેહૂમાં હજુયે 'કણુ દશમી' નામથી જાણીતો છે.

બીજી પણ એક વાત છે. વૈકુંઠ પધારવાનો નિશ્ચય કર્યા પછીજ તેમણે જીજાબાઇને 'પૂર્ણબોધ' સંભળાવી પોતાનું કર્તવ્ય પૂરૂં કર્યું. લેખકની આ કેવળ કલ્પના નથી. નિલોબારાયે પણ કહ્યું છે કે, સ્વર્ગમાં જતા પહેલાં તુકા-રામે પોતાની પત્નીને ઉપદેશ આપ્યો. આ ઉપદેશ તેમણે કયે દિવસે કર્યો એ તેમનાજ અભંગો ઉપરથી જણાઇ આવે છેઃ-' પ્રાતઃકાળનો સમય છે, બારશના પર્વનો દિવસ

છે; વળી શુકલપક્ષનો સોમવાર છે-એવા પર્વને દિવસે જીવ કંઠાણુ કરીને સર્વ કંઇ દાન દઇ દો.' ફાગણ સુદ ૧૧ ને રવિવાર, ૧૨ ને સોમવાર, ૧૩ ને મંગળવાર, ૧૪ ને બુધવાર, પૂનમ ને ગુરુવાર, વદ પડવો ને શુક્રવાર અને વદી બીજને શનિવાર-આ પ્રકારે તિથિ-વારનું આ એક સપ્તાહ બની જાય છે અને 'પિલે'ના કેલેન્ડર પ્રમાણે પણ આ હિસાબ બરાબર મળતો આવે છે. ફાગણ સુદ ૧૨ ને સોમવાર હતો, એ વાત તુકારામ મહારાજના અભંગ પરથીજ જણાય છે, અને એજ ક્રમથી ગણત્રી મેળવીને જોઇએ તો પણ વદી બીજે જ્યારે શનિવારજ આવે છે તો સીધો હિસાબ એજ છે કે, શાકે ૧૫૭૦, ૭૧ અને ૭૨ એ ત્રણ વર્ષોમાં જે કોઇ વર્ષે ફાગણ વદી બીજે શનિવાર હોય તેજ વર્ષ તુકારામ મહારાજના પ્રયાણનું વર્ષ માનવામાં આવે. શાકે ૧૫૭૨ માં આ તિથિએ ગુરુવાર છે, ૧૫૭૦ માં રવિવાર છે અને કેવળ ૧૫૭૧માંજ આ તિથિએ શનિવાર છે. ફાગણ સુદી બારશે સોમવાર હોવો જોઇએ તે એજ વર્ષમાં છે અને એજ ક્રમથી વદી બીજે શનિવાર છે. તેથી શાકે ૧૫૭૧ નેજ તુકારામ મહારાજના પ્રયાણનું વર્ષ માનવું જોઇએ. કેટલાક જૂના કાગળોમાં ૧૫૭૧ માંજ તુકારામ મહારાજે પ્રયાણ કર્યાનો ઉલ્લેખ પણ છે. તાત્પર્ય એ છે કે, ફાગણ વદી બીજ (પૂર્ણિમાન્ત માસના હિસાબે ચૈત્ર વદી બીજ ) શાકે ૧૫૭૧ ( સંવત ૧૭૦૬ ) શનિવારને દિવસે પ્રાતઃકાળે તુકારામ વૈકુંઠ પધાર્યા એ વાત નક્કી થઈ.* હવે જન્મવર્ષ જોઇએ.

## ૭-જન્મવર્ષના સંબંધમાં ચાર મત

જન્મવર્ષના સંબંધમાં ચાર મત આ પ્રમાણે છે:—

(૧) કવિ-ચિત્રકાર જનાર્દન રામચંદ્રજીએ લખ્યું છે કે 'તુકારામ દેહૂમાં શાકે ૧૫૧૦માં જન્મ્યા.'

* આ દિવસે અંગ્રેજી તારીખ ૯મી માર્ચ ઇ. સ. ૧૬૫૦ હતી. મૂળલેખક

(૨) દેહૂ અને પંઢરપુરની તુકારામની વંશાવળીમાં તેમનો જન્મ 'મહા સુદી ૫ ગુરુવાર શાકે ૧૫૨૦'નો લખેલો છે.

(૩) ઇતિહાસકાર રાજવાડેએ વાઇથી મળેલી એક પ્રાચીન વંશાવલિને પ્રમાણ માની, જુદાં જુદાં પ્રમાણો સાથે સરખાવીને તુકારામનો જન્મ શાકે ૧૪૯૦માં ગણ્યો છે.

(૪) 'સંતલીલામૃત'માં મહીપતિ બુવાએ તુકારામનાં પ્રથમ એકવીસ વર્ષોનું જે ચરિત્રવર્ણન કર્યું છે, તેના ઉપરથી નીચેની વાતો જણાય છે—

૧૩ મે વર્ષે તુકારામને માથે ગૃહસ્થાશ્રમનો ભાર આવી પડયો.

૧૭ મે વર્ષે તેમનાં માતાપિતા આ લોક છોડી ગયાં અને પછી મોટા ભાઇ સાવજીની સ્ત્રીનો દેહાંત થયો.

૧૮ મે વર્ષે સાવજી તીર્થાટન કરવા ગયા.

૨૦ મા વર્ષ સુધી એ ત્રણે વર્ષ તેમણે ઘર, પુત્ર અને સ્ત્રીની સાથે સુખપૂર્વક ગૃહસ્થાશ્રમ ચલાવ્યો.

૨૧ મે વર્ષે દેવાળું નીકળ્યું, ભયંકર દુષ્કાળ પડ્યો. તુકારામની પહેલી પત્ની અને તેનાથી ઉત્પન્ન થયેલા બન્ને પુત્ર અન્ન વિના તરફડતા તરફડતા મરી ગયા.

મહીપતિ બુવાએ આ વિવરણ આપી આને તુકારામ-ચરિત્રના 'પૂર્વાર્ધની સમાપ્તિ' કહી છે. આનો વાચ્યાર્થજ ગ્રહણ કરીએ અને એ ૨૧ વર્ષને પૂર્વાર્ધ માની લઇએ તો તુકારામનું આયુષ્ય ૪૨ વર્ષનુંજ માનવું પડશે. મહીપતિ બુવાએ તુકારામના પ્રયાણનું વર્ષ ૧૫૭૧ જ બતાવ્યું છે. આમાંથી ૪૨ વર્ષ ઓછાં કરીએ તો જન્મનું વર્ષ શાકે ૧૫૨૯–૩૦ આવે છે. જો આ 'પૂર્વાર્ધસમાપ્તિ'ને લક્ષ્યાર્થથી 'અજ્ઞાન-પ્રકૃતિનો અંત' માનીએ તો જન્મનું કોઇ પણ વર્ષ માની શકાય છે. પરંતુ ઘણાઓએ વાચ્યાર્થજ ગ્રહણ કર્યો છે, અને જન્મવર્ષ શાકે ૧૫૩૦ ગણ્યો છે.

## ૮–ચાર મતો વિષે વિચાર

એ ચાર મતોમાંથી કોણુ બરાબર ઉતરે છે, એ હવે જોવું જોઇએ. કવિ-ચિત્રકારે જન્મનું વર્ષ ૧૫૧૦ આપી દીધું છે, પરંતુ કોઈ પ્રમાણુ બતાવેલું નથી; એટલે તે સ્વીકારી શકાય તેવું નથી. દેહુ અને પંઢરપુરની વંશાવળીઓ મેં જોઈ છે. તે ૫૦-૭૫ વર્ષથી વધારે જૂની નથી અને એમાં જે જન્મવર્ષ ૧૫૨૦ આપેલું છે, તેની સાથે તેમાંજ આપેલી જન્મતિથિ મહા સુદી પાંચમ ને ગુરુવારનો મેળ બેસતો નથી. મહા સુદ પાંચમને ગુરુવાર નહોતો. આ વર્ષે મહા સુદી પાંચમ ને રવિવાર હતો અને મહા વદી પાંચમે સોમવાર હતો. એટલે આને પણુ પ્રમાણુ માની શકાય નહિ.

## ૯–ઇતિહાસકાર રાજવાડેનો મત

ઇતિહાસકાર રાજવાડે જન્મવર્ષ શાકે ૧૪૯૦ માને છે અને એના પક્ષમાં ત્રણુ પ્રમાણુ આપ્યાં છે. (૧) વાઇમાં મળેલી વંશાવળી, (૨) નિબંધમાળામાં વામન વિષ્ણુ લેલે દ્વારા પ્રકાશિત એક પ્રાચીન પત્ર, જેમાં તુકારામના ગુરુ-ઉપદેશના સંબંધમાં મહીપતિ નામના કોઈ પુરુષના બનાવેલા પાંચ અભંગ છે, જેમાંથી એક અભંગનો ભાવાર્થ એ છે કે, બાબાજી ચૈતન્યે શાકે ૧૪૯૩ પ્રજાપતિ નામના સંવત્સરમાં વૈશાખ વદી બારશે સમાધિ લીધી અને તેમનાથી ૩૦ વર્ષ પછી તુકારામ પર અનુગ્રહ કર્યો. પ્રજાપતિ નામના સંવત્સરથી ૩૦ મો સંવત્સર શાર્વરી (શાકે ૧૫૨૨) છે. પરંતુ તુકારામે એક અભંગમાં કહ્યું છે કે મહા સુદ ૧૦ ને ગુરુવાર હોવો આવશ્યક છે. શાકે ૧૫૨૨માં આ તિથિએ ગુરુવાર નથી મળતો, શાકે ૧૫૨૦માં વિલંબી સંવત્સર આવે છે–અર્થાત્ ઉપરોકત મહિપતિના અભંગમાં ત્રીસ વર્ષની જે વાત દર્શાવેલી છે, તેનો અર્થ ત્રીસજ નહિ, પણુ પચીસ–ત્રીસ જેવો છે. આ રીતે રાજવાડેના મત પ્રમાણે બાબાજી ચૈતન્યે તુકારામને શાકે ૧૫૨૦

વિલંબ નામના સંવત્સરમાં મહા સુદ ૧૦ ગુરુવારને દિને ઉપદેશ કર્યો. જન્મનું વર્ષ શાકે ૧૪૯૦ અને ગુરૂપદેશનું વર્ષ ૧૫૨૦ માનીને આ વચ્ચેનાં તુકારામ ચરિત્રનાં ૨૧ વર્ષનું વિવરણ રાજવાડેએ, જે મહિપતિ ખુવા બતાવે છે તેનેજ માન્ય કર્યું છે. શાકે ૧૫૭૧ ના ફાગણ માસમાં તુકારામે પ્રયાણ કર્યું–અર્થાત્ તે સમયે તેમની ઉંમર ૮૧ વર્ષની હતી. ઉપરોક્ત મહીપતિના અભંગમાં ૧૪૯૩માં બાબાજી ચૈતન્યની સમાધિની વાત છે અને તે પછી ત્રીસ વર્ષે તુકારામને તેમનો ગુરૂપદેશ પ્રાપ્ત થાય છે. એનેજ બરાબર માની લેવાથી તુકારામની ઉંમર તે સમયે ૨૫–૩૦ વર્ષની હશે એ સ્પષ્ટ થાય છે–અર્થાત્ આ પ્રકારે તેમનું જન્મ–વર્ષ શાકે ૧૪૯૦ માનવું પડે છે. (૩) તુકારામજીએ એક અભંગમાં કહ્યું છે કે 'વૃદ્ધાવસ્થા કાન આગળ આવીને વાતો કરવા લાગી.' આથી પણ રાજવાડે અનુમાન કરે છે કે તુકારામ સ્વર્ગે જતી વખતે ઘણા વૃદ્ધ થઇ ગયા હતા.

એ ત્રણ પ્રમાણો સિવાય એક પ્રમાણ રાજવાડે તરફનું હુંજ રજુ કરી દઉં છું. તુકારામજીના શિષ્યોમાંથી એક શિવા કાસાર નામે શિષ્ય લોહગામમાં રહેતા હતા. ત્યાં તેમનો બનાવેલો એક કૂવો છે અને તેના ઉપર શાકે ૧૫૩૪ માં કોતરેલો એક શિલાલેખ છે. તે શિલાલેખને શોધીને તેના પર એક નિબંધ મેં શાકે ૧૮૩૭ માં ભારત ઈતિહાસ–સંશોધક મંડળીની સભામાં વાંચ્યો હતો. રાજવાડેજી જેને લોહગાંવ બતાવે છે, તે લોહગાંવ નથી; એ વાત મેં તે લેખમાં સપ્રમાણ બતાવી દીધી હતી અને તે શિલાલેખ પણ રજુ કર્યો હતો. આ શિલાલેખથી તુકારામનો જન્મ શાકે ૧૪૯૦ માંજ થયો હશે, એજ વાતની પુષ્ટિ થાય છે.

## ૧૦–તેમના મતનું પરીક્ષણ

હવે રાજવાડેના મત પ્રમાણે તુકારામનો જન્મ શાકે ૧૪૯૦ માં માનવો એ કેટલું યુક્તપુરઃસર છે, તે જોઇએ.

વાઇની વંશાવળીને પ્રમાણ માનીએ તો તે પ્રમાણમાં પ્રમાદ લાગે છે. મહીપતિ બુવા અને દેહૂકરોની વંશાવળી બન્ને એકજ અભિપ્રાય દર્શાવે છે કે, વિશ્વંભર બુવાના બે પુત્રોમાંથી હરિ મોટો હતો અને મુકુંદ નાનો હતો, પરંતુ વાઇની વંશાવળીમાં તુકારામના દાદાનું નામ રંગનાથ ને વડદાદાનું નામ સોમાજી લખ્યું છે. પરંતુ મહીપતિ બુવા અને દેહૂકરોની વંશાવળી બન્ને દાદાનું નામ કાન્હજી અને વડદાદાનું નામ શંકર બુવા બતાવે છે. અહીં એ પણ યાદ રાખવું જોઇએ કે વાઇમાં કોઇ વારકરીના ઘરની કોઈ પોથીમાંથી મળી આવેલી વંશાવળી કરતાં તુકારામના સાચા શિષ્ય અને શોધક મહીપતિ બુવા અને તુકારામના વંશજોનાં વચન વધારે વિશ્વાસપાત્ર અને માનવા યોગ્ય છે. તેથી વાઇની જે વંશાવળીમાં આવી આવી ભૂલો છે, તેમાનું જન્મવર્ષ ૧૪૯૦ પણ કેટલે દરજ્જે વિશ્વાસપાત્ર હોઇ શકે ?

રાજવાડેએ મહીપતિના જે અભંગ ઉદ્ધૃત કર્યા છે, તે મહીપતિ કોણ હતા ? જરૂર કોઇ મહીપતિ નામધારી હતા, પરંતુ મહીપતિ બુવા તે નથી, તે વાત એ અભંગોનીજ બે વાતો પરથી સ્પષ્ટ થાય છે. કારણ કે આ મહીપતિ કહે છે કે, તુકારામને ઓતુર નામના સ્થાનમાં ગુરૂપદેશ પ્રાપ્ત થયો અને ભક્તલીલામૃતમાં મહીપતિ બુવા લખે છે કે, તુકારામને આ ઉપદેશ દેહૂમાં પ્રાપ્ત થયો. બીજી વાત એ છે કે, રાઘવ ચૈતન્ય, કેશવ ચૈતન્ય અને બાબાજી ચૈતન્ય તુકારામના ત્રણ ગુરુઓ છે—અર્થાત્ બાબાજી ચૈતન્યના કેશવ ચૈતન્ય અને કેશવ ચૈતન્યના ગુરુ રાઘવ ચૈતન્ય હતા. એ બંને બાબતો પરથી સ્પષ્ટ થાય છે કે, તાહરાબાદકર શ્રી મહીપતિ બુવાના એ અભંગ નથી. આ કોઈ બીજાજ મહીપતિ છે. રાજવાડે જે વાઇની વંશાવળી અને મહીપતિના અભંગોના આધાર ઉપર તુકારામની ૮૧ વર્ષની ઉંમરની મહેલાત ઉભી કરે છે તે આધાર ઘણાજ કાચા છે; તેમને પ્રમાણભૂત માની શકાય તેમ નથી.

'જરા કર્ણમૂલે' વાળી વાતપરથી રાજવાડેજીએ અનુમાન કર્યું છે કે, મૃત્યુસમયે તુકારામ ઘણા વૃદ્ધ થઇ ગયા હતા. કાનની પાસેના વાળ જ્યારે ધોળા થવા લાગે છે, ત્યારે તેને યમરાજની ધજા અથવા યમરાજના આગમનની પ્રથમ સૂચના માનવાની અને કહેવાની પરિપાટી પહેલેથીજ ચાલી આવી છે. પરંતુ અતિવૃદ્ધ થવું એજ તેનો ઉદ્દેશ્ય નથી હોતો. વાળ ધોળા થવાની શરૂઆત ૩૮ મા વર્ષથી ૬૦ મા વર્ષ સુધી પોતાની પ્રકૃતિ અનુસાર આગળ પાછળ શરૂ થઈ જાય છે. તુકારામને ૧૮મા વર્ષ પછીથી સંસારમાં દુઃખજ દુઃખ ભોગવવાં પડયાં, આથી ૪૦ મા વર્ષની લગભગ તેમના મોંમાંથી 'વૃદ્ધાવસ્થા કર્ણમૂળમાં આવીને વાતો કરવા લાગી'–એવા ઉદ્‌ગાર નીકળ્યા હોય તો શું આશ્ચર્ય! અને 'વૃદ્ધાવસ્થા કર્ણમૂળમાં આવીને વાતો કરવા લાગી' આ વાક્ય પરથી વૃદ્ધાવસ્થા યા વાળ ધોળા થવાની શરૂઆતજ સૂચિત થાય છે; અને એજ અભિપ્રાય વ્યક્ત કરવા માટે આ પ્રાચીન ઉક્તિનો પ્રયોગ કરવામાં આવે છે. કથાસરિત્સાગરના બીજા લંબકના બીજા તરંગનો ૨૧૬ મો શ્લોક જુઓ—

अथ तस्य जरी प्रशान्तिदूतीमुपयातां क्षितिपस्य कर्णमूलम्।
सहसैव विलोक्य जातकोपा चत दूरे विषयस्पृहा बभूव॥

વળી આ સુભાષિત તો પ્રસિદ્ધજ છે કેઃ—

कृतान्तस्य दूती जरा कर्णमूले समागत्य वक्तीति लोका शृणुध्वम्।
परस्त्रीपरद्रव्यवाञ्छां त्यजध्वं भजध्वं रमानाथपादारविन्दम्॥

સંસ્કૃત સાહિત્યમાંથી આવાં અનેક અવતરણો આપી શકાય તેમ છે. જો પ્રયાણકાળમાં તુકારામ સાચેજ ઘણા વૃદ્ધ થયા હોત તો ઘડપણ સૂચવનારા બીજા પણ ઉલ્લેખ તેમના અભંગોમાંથી મળી આવત અને રાજવાડેજી તેમને પણ ટાંકી બતાવત; પરંતુ એવો ઉલ્લેખ કોઇ પણ સ્થળે મળી આવતો નથી.

હવે શિવા કાસારના કૂવાની વાત બાકી રહી. આ કૂવા ઉપર શાકે ૧૫૩૪નો લેખ છે. આથી તુકારામનો જન્મ એ સમયની પણ પહેલાં થયો હશે, એવું અનુમાન કોઇ કરે તો તે પણ માની શકાશે નહિ. તુકારામજીએ શિવબા ઉપર કૃપા કરી ત્યાર પછી તેમનીજ આજ્ઞાથી શિવબાએ તે કૂવો કરાવ્યો હતો, એવું મહીપતિ બુવાએ લખ્યું છે. પરંતુ આ સાંભળેલી વાતજ તેમણે લખેલી હશે. કૂવાના શિલાલેખમાં 'શિઊજી' નામ છે. પરંતુ આ શિઊજી તુકારામના શિષ્ય શિવજી કાસાર છે કે તેમના કોઇ દાદા–વડદાદા અથવા બીજા કોઇ, તે નિશ્ચયપૂર્વક જાણી શકાતું નથી. એટલો નિશ્ચય તો અવશ્યજ થઇ શકે છે કે, તુકારામના શિષ્ય શિવજીએ તુકારામની આજ્ઞાથી આ કૂવો બનાવરાવ્યો હોત તો તે શિલાલેખમાં જ્યાં શ્રીગણેશ અને કાલિકાને પ્રથમ નમન કરવામાં આવ્યું છે ત્યાં તેમના સ્થાનમાં અથવા તેમની સાથેજ 'श्री पांडुरंगाय नमः' 'श्री रुक्मिणीविठ्ठलाभ्यां नमः' એવું પણ અવશ્ય હોત. તુકારામના શિષ્ય થઇને ગણેશ અને કાલિકાને યાદ કરે અને વિઠ્ઠલ–રખુમાઇને ભૂલી જાય, એવું બની શકેજ નહિ. તેથી આ કૂવો બનાવનાર શિવા કાસાર અથવા તો તુકારામના શિષ્ય શિવા કાસાર નથી; અથવા કંઇ નહિ તો કૂવો બનાવવાના સમય સુધી તે તુકારામનો શિષ્ય નહોતો, એ વાત સિદ્ધ થાય છે. આ રીતે તુકારામના જન્મનું વર્ષ શાકે ૧૪૯૦ માનવાની પુષ્ટિ આ કૂવાથી પણ થતી નથી.

તુકારામની ઉંમર ૮૧ વર્ષની માનવા વિરુદ્ધ બીજી પણ એક વાત છે કે, જે સમયે તુકારામ વૈકુંઠ સીધાવ્યા, તે સમયે જીજાબાઈ ગર્ભવતી હતાં. તુકારામનાં બન્ને લગ્ન તેમનાં માતાપિતાની હયાતીમાંજ થયાં હતાં અને માતાપિતા તેમના સત્તરમા વર્ષની વયે મૃત્યુ પામ્યાં હતાં, એ મહીપતિ બુવાએ સ્પષ્ટજ કહ્યું છે. રાજવાડેજી પણ આ વાત માને છે કે, તુકારામનો પ્રથમ વિવાહ તેમના બારમા

વર્ષમાં અને બીજો વિવાહ ચૌદમા વર્ષમાં થયો—અર્થાત્ તુકારામનાં બીજાં પત્ની તેમનાથી વધારેમાં વધારે ૫-૬ વર્ષ નાનાં હશે; એટલે કે પ્રયાણકાળે જો તુકારામ ૮૧ વર્ષના હોય તો જીજાબાઈ ૭૫-૭૬ વર્ષનાં હશે. પરંતુ આ ઉમ્મરે તેમને સંતાન થવું અસંભવિતજ છે. પોતાની વાતના સમર્થનમાં રાજવાડેજીએ નિઝામુલ્મુલ્ક, જર્મન તત્ત્વવેત્તા ગેટે અને ગુરુચરિત્રમાં વર્ણવેલ વંધ્યાને વૃદ્ધાવસ્થામાં સંતાન થવું, એ ત્રણ દૃષ્ટાંત રજુ કર્યાં છે.

રાજવાડેજી જણાવે છે કે, નિઝામુલ્મુલ્ક જ્યારે ૮૦ વરસના હતા, ત્યારે તેમને છોકરો જન્મ્યો હતો. પરંતુ આ છોકરાની માને નિજામ અલીની માતા નિઝામુલ્મુલ્કની કેટલામી સ્ત્રી હતી, કેટલા વર્ષની હતી તથા રાજપુરુષોની જન્મકથાઓમાં કયારે કયારે કેટકેટલાક દાવપેચ હોય છે તે બધી વાતોનો વિચાર તેમણે નથી કર્યો. નિઝામુલ્મુલ્ક જેવાઓનાં ઉદાહરણ મહાત્માઓનાં ચરિત્રોમાં આપવાં એ પણ બરાબર નથી. બીજું ઉદાહરણ ગેટેનું છે. ૬૦ વર્ષ સુધી તે બ્રહ્મચારી રહ્યા, પછી તેમણે લગ્ન કર્યાં અને લગ્ન પણ એક યુવતીની સાથે કર્યાં; તેથી એ દૃષ્ટાંત પણ બંધ બેસતું નથી. વળી શીત કટિબંધનાં માણસોની વાત કંઇક છે અને ઉષ્ણ કટિબંધના લોકોની વાત કંઇક જુદી છે. તેથી પણ આ ઉદાહરણ બરાબર નથી. ત્રીજું ઉદાહરણ 'ગુરુચરિત્ર' માં વર્ણવેલી સ્ત્રીનું છે. રાજવાડેજી કહે છે કે 'પ્રસિદ્ધ ગુરુચરિત્રમાં માસિકધર્મ છૂટી ગયે વીસ–પચીસ વર્ષ વીતી ચૂકયાં હતાં, એવી એક વૃદ્ધ સ્ત્રીને સંતાન થવાનું લખ્યું છે. એ સ્ત્રી પ્રસૂતિને સમયે ૭૦–૭૫ વર્ષની હશે.' આ વાત 'ગુરુચરિત્ર' ના ૩૯ મા અધ્યાયમાં છે. તે સ્ત્રી સોમનાથની પત્ની ગંગા છે. આ સ્ત્રીને ૬૦ મે વર્ષે ગુરુકૃપાથી સંતાન થયું હતું, એ તો ગુરુચરિત્રમાં લખ્યું છે, પરંતુ રાજવાડેજીએ તેને ૭૦-૭૫ વર્ષની બનાવી દીધી છે. આ કથામાં આ સ્ત્રી ૬૦ વર્ષની હોવાનો કેટલીએ વાર

ઉલ્લેખ થયો છે. બીજું એ કે, ગંગાબાઇ વંધ્યા હતી અને તેને પુત્રસુખના દર્શનની ઘણી લાલસા હતી. જીજાબાઇની વાત એવી નહોતી. યુવાવસ્થા પ્રાપ્ત થતાંજ તેને બાળકો થવા લાગ્યાં અને તેથી તે પોતે પણ કંટાળી ગઈ હતી. ત્રીજી વાત એ કે, ગંગાબાઇ વંધ્યા હતી અને બાળક માટે તેણે કેટલીયે માનતાઓ માની હતી. પુત્રને માટે તે ઈશ્વરને પ્રાર્થના કર્યા કરતી હતી અને શ્રીગુરુએ પોતાની સિદ્ધતાનો એક ચમત્કાર બતાવ્યો કે, તેને ૬૦ વર્ષની અવસ્થામાં પુત્ર આપ્યો. જીજાબાઈના સંબંધમાં આવી કોઈ વાત નથી. જીજાબાઈને સંતતિની કંઈજ ઉણપ નહોતી. બાળ-બચ્ચાંનું પાલન-પોષણ કરતાં આ જંજાળથી તે કંટાળી ગઈ હતી. અને એવી સ્થિતિમાં જીંદગીને ૭૫ મે વર્ષે જીજાબાઈને સંતાન થાય એ તો અસંભવિત વાત છે. એટલે ખરી વાત એ છે કે, પ્રયાણસમયે તુકારામની ઉંમર ૮૧ વર્ષ નહોતી તેમ ન તો જીજાબાઈનો માસિકધર્મ પણ છૂટયો હતો. ચોથી વાત એ કે, જીંદગીને ૨૧મે વર્ષે વૈરાગ્ય પસંદ કરનારા તુકારામ ૮૧ મા વર્ષમા પણ ગ્રામ્યધર્મમાં રચ્યાપચ્યા હોય એ વાત પણ બરાબર નથી. વર્ણાશ્રમ ધર્મનો સામાન્ય નિયમ એવો છે કે—

> शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम् ।
> वार्धक्ये मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम् ॥
> (रघुवंश, सर्ग १-८)

આ સાધારણ નિયમને તુકારામે ન માન્યો હોય, એ વાત તો સમજી પણ ન શકાય તેવી છે. પ્રાચીન પરંપરા એજ છે કે, કોઈપણ ધાર્મિક હિન્દુ ૫૦-૫૫ વર્ષની ઉંમર પછી ઘણે ભાગે ગ્રામ્ય ધર્મમાં મન નથી લગાડતો; તો પછી જે તુકારામ પોતે અવતરવાનું પ્રયોજન બતાવે છે કે 'ધર્મરક્ષણ માટે મારો બધો પ્રયત્ન છે' જે પોતાની 'વાણી વડે વેદનીતિજ કહે છે' અને 'જે સંતોએ કર્યું તેજ કરે છે,' તે તુકારામ પોતાના આ છેલ્લા પુત્રના ગર્ભવાસને સમયે ૮૧ વર્ષના હોઈજ શકે નહિ.

## ૧૧–સંવત ૧૬૮૬ નો દુષ્કાળ

હવે રહ્યો ત્રીજો મત, કે જેને અનુસરીને તુકારામનું જન્મવર્ષ શાકે ૧૫૩૦ છે. આના પક્ષમાં ઐતિહાસિક પ્રમાણ પૂરતાં છે અને પરંપરાની માન્યતા પણ છે. મહીપતિ બુવાએ જે એમ કહ્યું છે કે, ૨૧ વર્ષની ઉંમરમાં જીવનનો 'પૂર્વાર્ધ સમાપ્ત થયો' તે વાચ્યાર્થથી પણ ખરાખર છે; અને તેને પ્રમાણ માનવામાટે ઐતિહાસિક આધાર પણ છે. વાચ્યાર્થ લેવાથી તુકારામ મહારાજની ઉંમર કુલ ૪૧–૪૨ વર્ષની માનવી પડે છે અને આ પ્રકારે તેમનું જન્મવર્ષ શાકે ૧૫૩૦ સ્વીકારવું ઠીક છે. મહીપતિ બુવાએ લખ્યું છે કે, તેમને '૨૧ મે વર્ષે-વિપરીત કાળ' આવ્યો–અર્થાત્ ભયંકર દુષ્કાળ પડયો અને તેમાં તેમની પ્રથમ પત્નીને અન્ન વિના પ્રાણ ત્યજવા પડ્યા. તુકારામ મહારાજનું આ ૨૧ મું વર્ષ (જન્મવર્ષ ૧૫૩૦ માનવાથી) શાકે ૧૫૫૧ માં આવે છે; અને ઇતિહાસથી આ વાત મળે છે કે, શાકે ૧૫૫૧ (વિક્રમ સંવત ૧૬૮૬ યા ઈસ્વી સન ૧૬૨૯–૩૦)માં કેવળ પૂનામાંજ નહિ, સમસ્ત મહારાષ્ટ્રમાં ભયંકર દુષ્કાળ પડયો હતો. અબ્દુલ હમીદ લાહોરી નામના એક મુસલમાન ઇતિહાસકારે શાહજહાં બાદશાહના શાસનકાળમાં પ્રથમ ૨૦ વર્ષનો એક ઇતિહાસ 'બાદશાહનામા'ના નામથી લખ્યો છે. આ લાહોરી ઈ. સ. ૧૬૫૪ માં મરણ પામ્યા હતા. તે તુકારામના સમકાલીન હતા. 'બાદશાહનામા'માં તેમણે લખ્યું છે કે 'પાછલે વર્ષે (ઈ૦ સ૦ ૧૬૨૯) બાલાઘાટ બાજુ વરસાદ ન થયો અને દૌલતાબાદ તરફ તો એક ટીપું પણ પાણી પડયું નહિ. આ વર્ષમાં (સન ૧૬૩૦) આસપાસના બધા પ્રદેશોમાં અનાજ ઓછું પાકયું અને દક્ષિણ અને ગુજરાતમાં તો હાહાકાર મચી ગયો. ત્યાંના લોકોની સ્થિતિ એવી બેહાલ થઇ ગઈ કે કંઇ કહેવાની વાતજ નહિ. રોટલીના એક એક ટુકડાને ખાતર જાનવરો તેમજ બાળકો વેચાવા લાગ્યાં, છતાં પણ કોઇ ખરીદનાર મળતું નહિ. મોટા મોટા દાની એક–એક

ટુકડા-માટે હાથ લંબાવવા લાગ્યા ! લાશોમાંથી હાડકાં કાઢી કાઢીને તેને દળી દળીને તે ભૂકી લોટમાં ભેળવાવા લાગી. એટલે સુધી વાત આવી ગઇ કે માણસ માણસને ખાવા લાગ્યાં ! અરે, એટલે સુધી કે માબાપ પોતાનાં બાળકોને ખાવા લાગ્યાં !! જ્યાં ત્યાં લાશોના ઢગલા દેખાવા લાગ્યા. સારામાં સારી જમીનમાં પણ એક દાણોયે પાક્યો નહિ. ક્યાંય એક ટીપુ પાણી નથી, એક દાણો અન્ન નથી. આવી દશા એ પ્રાંતોની થઇ........' (ઇલિયટ એન્ડ ડૉસન ભા૦ ૭, પૃષ્ઠ ૨૪૦) આવોજ ઉલ્લેખ એલફિન્સ્ટનના ઇતિહાસમાં (પૃષ્ઠ ૫૦૭) અને પૂના ગેઝેટિયર (ભા૦ ૩ પૃષ્ઠ ૪૦૩)માં કરેલો છે. તુકારામ મહારાજના સમકાલીન ઇતિહાસકારે શાકે ૧૫૫૧-૫૨ ના એ ભયંકર દુષ્કાળનું આ વર્ણન કર્યું છે. શાકે ૧૫૫૧ ની વર્ષા ઋતુ વરસાદ વિનાજ વીતી. આથી તેજ વર્ષે દુકાળની સામે થવું પડયુ. પરંતુ પહેલાંનું એકત્ર કરેલું અન્ન જ્યાં જેટલું હતું તેના વડે તે વર્ષ તો તે લોકોએ સુખ-દુઃખમાં વીતાવી દીધું; પરંતુ જ્યારે શાકે ૧૫૫૨ માં પણ વરસાદ ન થયો ત્યારે લોકોના દુઃખનો કંઇ પારજ રહ્યો નહિ. અને એટલે સુધી વાત આવી કે હજારો માણસો અન્ન વિના મરી ગયાં અને માણસ માણસને ખાવા લાગ્યાં ! આ દુષ્કાળ વિષે આપણે ત્યાં ઘરનું પ્રમાણ પણ મોજૂદ છે. રાજવાડે મહોદયે 'મરાઠાઓના ઇતિહાસનાં સાધન' પ્રસિદ્ધ કર્યાં છે. તેના ૧૫ મા ખંડમાં શિવાજી મહારાજના સમયનો પત્રવ્યવહાર પ્રસિદ્ધ થયો છે. (લેખાંક ૪૧૩-૪૧૪ અને ૪૧૯ જુઓ.) મૌજા નિગુરડાના પાટીલ (ગામના મુખી-પટેલે) શાકે ૧૫૫૧ ના આસોમાં ૩૧ ગામની પોતાની જાગીરનો અર્ધો ભાગ વેચતાં લખ્યું છે કે 'આફત અને કષ્ટને લીધે ભૂખે મરીએ છીએ' તેથી 'અર્ધી' પટેલાઇ-જાગીર અમારી રાજી ખુશીથી વેચી દઇએ છીએ.' શાકે ૧૫૫૩ માં ફરીથી એજ બાકીની જાગીરનો અર્ધો ભાગ વળી વેચ્યો છે, કેમ-કે દુકાળને લીધે અસહ્ય કષ્ટ છે-ખાવાને અન્ન નથી, વ્ય-

વહાર કરનાર કોઇ વણિક નથી.' આ પછી શાકે ૧૫૫૫ માં બચેલો ભાગ પણ એમ કહીને વેચી માર્યો કે 'મહાભયંકર દુકાળ છે, ગાય–બળદ રહ્યાં નથી, અન્ન વિના મરી જઇએ છીએ.' આ બધું શાકે ૧૫૫૨ ના દુકાળથી મહારાષ્ટ્રમાં× કેવો કાળો કેર વર્ત્યો હતો, એ બતાવવા માટેજ લખ્યું છે।

## ૧૨–કાન્હજીના શોકોદ્‌ગાર

તુકારામ મહારાજના પ્રયાણ પછી તેમના નાના ભાઇ કાન્હજીએ જે વિલાપ કર્યો છે, તેના ૧૮ અભંગ છે. તે અભંગો જોઇને કોઈ પણ એમ ન કહી શકે કે, કોઇ ૮૧ વર્ષના વૃદ્ધના મૃત્યુથી આ શોક થયો છે. આ અભંગોમાં એટલો કરુણ રસ ભરેલો છે કે તે જોઇને એટલું તો જરૂર સમજાશે કે, તુકારામ સૌને પોતાનો સ્વાદરસ લગાડીને અકાળેજ ચાલ્યા ગયા. કાન્હજી તુકારામ પછી થયા હતા. બહુબહુ તો તેમનાથી તેઓ ૩–૪ વર્ષ નાના હશે. તુકારામ

---

× મહીપતિ બુવાએ પણ એ દુકાળનું વર્ણન કર્યું છે. પરંતુ તેમણે જે લખ્યું છે તે સાંભળેલી વાતોના આધારે લખ્યું છે. પોતાની આંખોથી દેખેલી હકીકત નથી. આના પ્રત્યક્ષદર્શી શ્રી સમર્થ રામદાસ સ્વામી હતા. તેમની ઉંમર તે સમયે ૨૧–૨૨ વર્ષની હશે. એજ સમયની લગભગ તેમનો તીર્થયાત્રાકાળ શરૂ થયો છે. તેમણે આ દુકાળનું વર્ણન આ પ્રકારે કર્યું છેઃ–'બધા પદાર્થોનો અભાવ થઇ ગયો, માત્ર દેશ રહી ગયો, લોકો ઉપર સંકટના પહાડ તૂટી પડયા. કેટલાંયે દેશ છોડીને ચાલ્યાં ગયાં, કેટલાંયે જ્યાંનાં ત્યાંજ મરી ગયાં, જે બચ્યાં તેઓ પોતાને ગામ પાછાં ફરીને મરી ગયાં. ખાવાને અન્ન ના રહ્યું, ઓઢવા–પાથરવા કપડાં ન રહ્યાં, ઘર–ગૃહસ્થીની કોઇ ચીજ ન રહી! બધા લોકો દુઃખી દુઃખી થઇ ગયા. એનાં નિશાનો હજુ સુધી મોજુદ છે. કેટલાયે જાતિભ્રષ્ટ થઇ ગયા. કેટલાંયે ઝેર ખાઇને મરી ગયાં, કેટલાયે પાણીમાં ડૂબી મુઆં, કેટલાંયનું દહન ને દફન ન થયું. એમ જણાય છે કે, દુકાળ અને પરરાજ્યનો જુલમ બન્ને એક–સાથેજ તૂટી પડયાં હતાં.

('રામદાસ અને રામદાસી વર્ષ ૧, અંક ૧૦)

જ્યારે વૈરાગી થયા ત્યારે કાન્હજી લડીને તેમનાથી જુદા થઇ ગયા હતા. આ સમયે તુકારામ વીસ-પચીસ વર્ષની વયના હશે. પાછળથી કાન્હજીએ તુકારામની યોગ્યતા જાણી, ત્યારે તેમને ઘણો પશ્ચાત્તાપ થયો અને તે તેમના શિષ્ય બન્યા. પ્રયાણને સમયે મહારાજની ઉંમર જો ૮૧ વર્ષની હોત તો કાન્હજીના આવા અનુતાપભર્યા ઉદ્‌ગાર આટલા વેગપૂર્વક કદી ન નીકળત કે 'સખા જાણીને મેં તમારી સાથે અતિ પરિચયનો વ્યવહારજ કર્યો;' અથવા 'સંસારમાં મુજ ચાંડાળને તમે દુઃખ દઈ ગયા' ઇત્યાદિ. તુકારામ તે વખતે આટલા વૃદ્ધ હોત તો તેનો એ અર્થ થાત કે, કાન્હજીને ૪૦-૫૦ વર્ષ સુધી તેમનો સત્સંગ પ્રાપ્ત થયો હતો. કાન્હજી પણ વૃદ્ધ હોત, તેમનાં પૂર્વ-કર્મો ઓગળી જઇને નૂતન ગાંભીર્યમાં બદલાઇ ગયાં હોત, તો તેમાંથી આવા અનુતાપનો પ્રવાહ કદી ન નીકળત. કાન્હજીના મોંમાંથી એવી વાત પણ ન નીકળત કે 'મારી ઓઢણી ઝુંટવાઇ ગઇ.' 'મારૂં ઘર ડૂબ્યું, બાળ-બચ્ચાં અનાથ થઇ ગયાં' 'ભર્યું-ભરેલું ઘર ઉજ્જડ કરી નાખ્યું.' તુકારામ જો આ સમયે વૃદ્ધ હોત તો આવા ઉદ્‌ગાર ન નીકળત અને આવા ઉદ્‌ગારોમાં ત્યારે કોઇ ભાવ-અર્થ પણ ન હોત. આ સઘળી વાતોથી એજ નક્કી થાય છે કે, વૃદ્ધાવસ્થાનો પ્રારંભ થતા પહેલાંજ તુકારામ આ લોકમાંથી ચાલ્યા ગયા. કાન્હજીનો એક ઉદ્‌ગાર એવો પણ છે કે, 'બાળકો ધ્રુસકે ધ્રુસકે રડે છે, તેમના કરુણ સ્વરથી પૃથ્વી ફાટી જવા ઇચ્છે છે.' તુકારામની ઉંમર આ વખતે જો ૮૧ વર્ષની હોત તો તેમનાં સંતાનમાંથી કોઇ ૪૦ વર્ષનું, કોઈ ૫૦ અને કોઇ ૫૫ નાં હોત અને ત્યારે કાન્હજીને એમ પણ ન કહેવું પડત કે 'બાળકો ઘેર ઘેર રડતાં ફરે છે.' આ બધા ઉદ્‌ગાર તે સ્થિતિમાં વ્યર્થ થઇ જાત. આ બધા ઉદ્‌ગારોપરથી એજ પ્રગટ થાય છે કે, તુકારામ મહારાજ અને તુકારામના ભાઇ કાન્હજીનાં સંતાન તે સમયે ૧૫-૨૦ વર્ષની ઉંમર આસપાસનાં હશે. કાન્હજીની વાણી

પરથી એ પણ નથી જણાતું કે તુકારામનો ગૃહપ્રપંચ આ સમયે સમાપ્ત જેવો થયો હોય. બીજી વાત એ કે, જ્યારે અકાળેજ વિયોગ થાય છે, ત્યારે કરુણરસ શોભે છે અને સ્ફૂરે છે પણ ત્યારેજ, એ તો સઘળા રસજ્ઞ અને રસિક લોકો જાણેજ છે. વળી એમ પણ ન કહી શકાય કે, આ અભંગ પ્રક્ષિપ્ત છે. કારણકે એ તુકારામ મહારાજની સાથે રહેનારા તેમના લેખક સંતાજી જગનાડેની વહી ઉપરથી શ્રી. ભાવેજીના 'અસલી ગાથા-ભાગ ૧' લામાં પણ ઉતારવામાં આવ્યા છે.

## ૧૩–પૂર્વપરંપરા

એ બધાં પ્રમાણોથી સિદ્ધ થયું કે, તુકારામનો જન્મ શાકે ૧૪૯૦ જેટલો આગળ તો નથી. જન્મવર્ષ ૧૫૩૦ માનવાથી ચરિત્રના બધા પ્રસંગોની સાંકળ બરાબર જોડાઇ જાય છે. મહીપતિ બુવાએ ૨૧ મા વર્ષે પૂર્વાર્ધ પૂરો કર્યાની જે વાત કહી છે, તે વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ બન્ને રીતે બરાબર બેસી જાય છે. જીજાબાઇ તુકારામ મહારાજના પ્રયાણસમયે ગર્ભવતી હતાં, આ વિષયમાં પણ કોઈ અસંગતતા નથી આવતી. (કારણ, તે સમયે તેમની ઉંમર ૩૬–૩૭ વર્ષની હશે.) મહીપતિ બુવા કહે છે કે 'એકવીસમે વર્ષે વિપરીત કાળ આવ્યો.' એ શાકે ૧૫૫૧ ના મહાદુર્ભિક્ષની ઐતિહાસિક ઘટનાની સાથે મળી જાય છે; અને કાન્હજી વિલાપ કરે છે તે પણ સાર્થક થાય છે તથા પરંપરાથી ચાલી આવેલી માન્યતાને પણ અમાન્ય કરવાની કંઇ જરૂર પડતી નથી. પરશુરામ પંત તાત્યા ગોડબોલેએ શાકે ૧૭૭૬ માં 'નવનીત' ની પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ કરી હતી. તેમાં તેમણે લખ્યું છે કે 'તુકારામ ૪૦ વર્ષની ઉંમરમાં આ લોક છોડી પરલોક સિધાવ્યા.' સરકારી સહાયથી પ્રકટ થતા 'ઇન્દુપ્રકાશ'વાળા સંગ્રહમાં કહ્યું છે કે 'શાકે ૧૫૩૦ માં દેહૂમાં તુકારામનો જન્મ થયો. તુકારામ અદૃશ્ય થયા તે સમયે તેમની ઉંમર ૪૨ વર્ષની હતી, એજ વાત બધા સંતો ને તુકારામના વંશ-

જેમાં સર્વત્ર પ્રસિદ્ધ છે.' આ પ્રમાણે બધાં પ્રમાણોથી તુકારામ મહારાજનું જન્મ-વર્ષ શાકે ૧૫૩૦ જ નિશ્ચિત થાય છે; અને એનેજ માનીને તુકારામની જન્મ-કુંડલી બનાવવાથી જ્યોતિષ જે ચરિત્રફળ દર્શાવે છે, તે પણ તુકારામ મહારાજના ચરિત્રને મળતું આવે છે. તેથી શાકે ૧૫૨૦ (સંવત ૧૬૬૫) માં તુકારામ મહારાજનો જન્મ થયો હતો એ વાતને સૌ લોકો સ્વીકારશે.

## ૧૪–ગુરૂપદેશનું વર્ષ

હવે ગુરૂપદેશનો સમય નક્કી કરવો રહ્યો. જન્મ શાકે ૧૫૩૦ માં થયો, ૧૫૫૧–૫૨ ના દુકાળમાં તેમની સ્ત્રીનો અન્ન વિના દેહાન્ત થયો, તે પછી તેમને વૈરાગ્ય થયો–અર્થાત્ ગુરૂપદેશનો સમય શાકે ૧૫૫૨ પછીજ છે. પરંતુ તે શાકે ૧૫૫૮ પહેલાંજ હોઇ શકે છે. કારણ આ પ્રમાણે છે:–બહિણાબાઈ ૧૫૫૦ માં જન્મી અને ૧૬૨૨ ના આસો સુદ પડવાને દિવસે સમાધિસ્થ થઇ. (ગાથા બહિણાબાઇ ભાગ ૧, પૃ. ૧૮૩) અર્થાત્ તે સમયે તેમની ઉંમર ૭૨ વર્ષની હતી. આ વાત તેમણે પોતે પણ પોતાના યાત્રા-સમયના અભંગોમાં કહી છે. બહિણાબાઇ જ્યારે ૧૧–૧૨ વર્ષની હતી, ત્યારે તુકારામે સ્વપ્નમાં તેને દર્શન દીધાં હતાં. બહિણાબાઈ કોલ્હાપુરમાં હતી, પોતાના પતિની સાથે બેસીને જયરામ સ્વામીનું કીર્તન સાંભળ્યા કરતી હતી. એજ કીર્તનોદ્વારા તુકારામ મહારાજની કીર્તિ તેના સાંભળવામાં આવી અને તુકારામ મહારાજ તરફ તેનું ધ્યાન લાગ્યું. એવી અવસ્થામાં 'કાર્તિક વદ ૫ ને રવિવારે તુકારામ મહારાજે સ્વપ્નમાં આવીને પૂર્ણ કૃપા કરી.' કાર્તિક વદી પાંચમે (પૂર્ણિમાન્ત માસના હિસાબે માગશર વદ ૬) રવિવારનો યોગ શાકે ૧૫૬૨ માં આવે છે. તેથી બહિણાબાઇના સ્વપ્નાનુગ્રહનો સમય મિતિ કાર્તિક વદી ૬ શાકે ૧૫૬૨ જ છે. આ સમય સુધીમાં ભગવાને 'તુકારામની વહીઓને પાણીમાંથી ઉગારી લીધી' એ વાત કોલ્હાપુર

સુધી ફેલાઇ ચૂકી હતી. આ પછી બહિણાબાઇ પોતાના પતિ અને માતા-પિતાની સાથે દેહૂમાં આવ્યાં. ત્યાં થોડોક સમય મમ્બાજી બુવાને ઘેર રહ્યાં. મંબાજીએ તેને એમ કહીને પોતાને ત્યાં રાખી લીધી કે 'આગળ સોમવતી અમાસ આવે છે ત્યાં સુધી અહીંજ રહો.' સોમવતી અમાવાસ્યાનો યોગ ૧૫૬૨ના ફાગણમાં, ૧૫૬૩ના કાર્તિકમાં ને ૧૫૬૪ના શ્રાવણમાં પણ છે-અર્થાત્ એ ત્રણ વર્ષોમાંથી કોઇ પણ વર્ષમાં તે દેહૂમાં ગઇ હશે; છતાં જ્યારે ૧૫૬૨ માં કાર્તિક વદી પાંચમે શ્રીતુકારામ મહારાજનો સ્વપ્નાનુગ્રહ થયો છે, ત્યારે એજ સંભવિત છે કે, ગુરુનાં દર્શનની ઉત્કંઠાથી તે તેજ વર્ષના ફાગણમાંજ દેહૂ ગઈ હોય. ત્યાં ગયા પછી મંબાજીએ તેને ઘણું દુઃખ દીધું. તેજ દુઃખકથામાં મંબાજીની આ ફરિયાદનું પણ વર્ણન છે કે, રામેશ્વર ભટ્ટ જેવા વિદ્વાન પણ તુકારામ પાસે જઇને તેમનો ચરણ-સ્પર્શ કરે છે, એ તો ઘણોજ મોટો અનર્થ છે. આ બન્ને ઉલ્લેખોથી એમ સમજાય છે કે, તુકારામની વહીઓ રામેશ્વર ભટ્ટે ડૂબાડી અને ભગવાને તેને ઉગારી લીધી. આ વાત શાકે ૧૫૬૨ પહેલાંજ બધે ફેલાઇ ચૂકી હતી. આ કથા બહિણાબાઇએ ૧૫૬૨ના કાર્તિક માસ પહેલાં સાંભળી. જ્યારે આ ઘટના બની તે અરસામાં થોડા દિવસોમાંજ સાંભળી હોય અથવા તો એક-બે વર્ષ પછી સાંભળી હોય. એમ માની લેવામાં કંઇ પણ હરકત નથી કે, આ ઘટના ૧૫૬૦ની લગભગમાં થઇ હશે. તુકારામને કવિત્વસ્ફૂર્તિ થઇ અને તેઓ અભંગ રચવા લાગ્યા. આ વાતને ૧૫૬૦ માં બે-ત્રણ વર્ષ વીતી ચૂકયાં હશે. 'તુકારામ પોતાનાં કીર્તનોમાં પોતાનાજ બનાવેલા અભંગો ગાય છે અને તે અભંગોથી વેદાર્થ પ્રગટ થાય છે.' આ વાત ફેલાતાં ફેલાતાં રામેશ્વર ભટ્ટના કાન સુધી પહોંચી; અને તે પછી તુકારામને વિરોધી લોકો કષ્ટ પહોંચાડવા લાગ્યા. આ અવસ્થાને જો ૧૫૬૦ ના વર્ષમાં રાખીએ છીએ તો તેમને કવિત્વસ્ફૂર્તિ થવાનો સમય ૧૫૫૭-૫૮ રાખવો પડશે. આ હિસાબથી

આની પહેલાંજ પરંતુ ૧૫૫૨ પછી જે કોઇ વર્ષમાં માઘ સુદી દશમને ગુરુવાર હોય તેજ વર્ષ તેમને ગુરૂપદેશ મળ્યાનું વર્ષ માનવું પડશે. જન્મોત્રીમાં શાકે ૧૫૫૪ ની મહા સુદ દશમે ગુરુવાર છે. આ પ્રમાણે સાબિત થાય છે કે, શાકે ૧૫૫૪ સંવત ૧૬૮૯ (અંગ્રેજી તારીખ ૧૦ મી જાન્યુઆરી ઈ. સ. ૧૬૩૩) મહા સુદ ૧૦ ગુરુવારને દિવસે બ્રાહ્મ મુહૂર્તમાં ભંડારા પર્વત ઉપર શ્રી તુકારામને સ્વપ્નમાં શ્રીગુરુએ ઉપદેશ આપ્યો.

## ૧૫–અભંગરચનાનો ક્રમ

શ્રીગુરુ-ઉપદેશ પછી તુકારામને કવિત્વસ્ફૂર્તિ થઈ. તુકારામનો એક અભંગ છે કે 'જાતિ શૂદ્ર વૈશ્ય કિયા વ્યવસાય' (જાતિ શૂદ્ર વૈશ્ય કેલ્યા વ્યવસાય) તે કોઇ આગલા અધ્યાયમાં આવશે. તેમાં તુકારામજીએ પોતાના જીવનની મુખ્ય મુખ્ય ઘટનાઓ ક્રમપૂર્વક બતાવી છે. પહેલાં ગૃહસ્થાશ્રમ સંભાળ્યો, વેપારમાં ખોટ ગઇ, દુકાળમાં પ્રથમ પત્ની અન્નવિના મરી ગઇ, વૈરાગ્ય આવ્યો, શ્રીવિઠ્ઠલ મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો, ગ્રંથ વાંચ્યા, તે પછી સ્વપ્નમાં ગુરુનો ઉપદેશ થયો અને એ પછી કવિત્વસ્ફૂર્તિ થઇ. કવિત્વ–સ્ફૂર્તિ શાકે ૧૫૫૬માં થઇ એમ માનીએ તો શ્રી તુકારામજીના શ્રીમુખમાંથી સતત ૧૫ વર્ષ પર્યંત અભંગ–ગંગા વહેતી રહી. એ પંદર વર્ષોમાં હજારો અભંગ તેમના મુખમાંથી નીકળ્યા. સઘળા અભંગ આજે મળતા નથી. કવિત્વ–સ્ફૂર્તિ થયા પછી સૌથી પહેલાં તેમણે બાળલીલા ઉપર ઓવીઓ રચી અને પોતેજ બાલબોધ (દેવનાગરી) લિપિમાં વહીમાં લખી. શ્રીકૃષ્ણ દ્વૈપાયન મહર્ષિ વેદ વ્યાસે શ્રીમદ્ભાગવત લખ્યું. તેમના 'દશમ સ્કંધમાં હરિલીલામૃત' છે, અને તેમાં 'જગદાત્મા ગોકુલમાં ક્રીડા કરી રહ્યા છે' એજ શ્રીકૃષ્ણની ગોકુળની બાળલીલાનો પ્રસંગ છે. 'તેની નવસો ઓવીઓ છે.' જેનો મર્મ મહીપતિ બુવા કહે છે કે 'સાધુ સંતોજ સ્વાનુભવથી જાણે છે.'

આ ઓવીઓ એવી છે કે તેમને ઓવી પણ કહી શકાય ને અભંગ પણ કહી શકાય. અભંગ એટલા માટે કહી શકાય કે થોડાં ચરણો પછી 'તુકા મ્હણે'–અર્થાત્ તુકારામ કહે કહીને એટલો ટુકડોજ તોડીને જોડેલો છે. તેને અભંગ કહીએ તો એમાં ચરણોની સંખ્યાનું કંઈ ઠેકાણું નથી; કોઇમાં ત્રણ ચરણ છે, કોઇમાં ત્રણથી વધારે અને કોઇમાં ત્રીસ સુધી નાનાં મોટાં કેટલાંય ચરણો છે. રચના ઓવીના જેવી છે. અભંગની જે ખાસ વિશેષતા છે કે, બીજા ચરણમાં સ્થાયી પદ આવે છે, તે આમાં નથી. ઓવી બદ્ધ જેવી રચના છે, તેથી અમે તેને ઓવીઓજ કહીએ છીએ. અભંગનો હિસાબ ગણીએ તો એ બાળલીલાના ૧૦૦ અભંગ છે અને ચરણ ગણીએ તો ૯૦૦ ઓવીઓ છે. વાત એકજ છે. દેહૂ–પંઢરીના સંગ્રહોમાં બાળલીલાનું વર્ણન પહેલાં આપેલું છે, પછી 'પાંડુરંગનમન'ના ૨૩૧ ઓવીઓના ત્રણ અભંગ આપ્યા છે. 'ઇન્દુપ્રકાશ સંગ્રહ'માં એ ત્રણ અભંગ પહેલા અને 'બાળલીલા વર્ણન' પછીથી આપ્યું છે. એ ત્રણ અને બાળલીલાના સો અભંગ મેળવીને ઓવીનાં ૧૧૨૫ ચરણ થાય છે અને થોડા સંગ્રહોમાં ઓવીઓનો સરવાળો ૧૧૦૦–૧૧૨૫ જેટલોજ આપેલો છે. આ બહિરંગની વાત થઇ. વર્ણવેલા વિષયને જોઇએ તો ૨૩૧. ઓવીઓ પ્રસ્તાવના જેવી છે અને સૌથી પહેલાં તુકારામજીએ એજ લખી હશે. તુકારામજીના ઉપાસ્ય દેવ શ્રીપાંડુરંગ હતા, તેથી સૌથી પહેલાં તેમણે તેમનું ચરિત્ર લખ્યું છે, એ સ્વાભાવિકજ છે. મંગળાચરણ વગેરેથી સ્પષ્ટ જણાય છે કે, આ રચના કરતાં કરતાં તુકારામજીને એ ધ્યાન છે કે, આ મારી પહેલી કૃતિ છે. બેએક વર્ષ પહેલાં ગુરુનો ઉપદેશ થયો હતો, આથી ગુરુવંદના પણ આમાં સ્વાભાવિકપણેજ આવી ગયેલી છે.

બાળલીલાની ઓવીઓના થોડા સમય પછી દધિકાંડ, ગિલ્લી–દંડા, દડો વગેરેના અભંગ બન્યા હશે. બાકીના બધા અભંગોનો કાળક્રમ નક્કી કરવો મુશ્કેલ છે. પરંતુ

બાળલીલા પછી આત્મપરીક્ષણ, દર્શનલાલસા, પરિચયની ઘનિષ્ઠતા, ધન્યતા, પૂર્ણતા અને ઉપદેશ, એવો ક્રમ જો આ બધા અભંગોનો તૈયાર કરવામાં આવે તો તેમાં બહુ ભારે ભૂલ થઇ જવાનો સંભવ નથી. બાળલીલાના અભંગ તુકારામજીએ પોતેજ લખ્યા. પછી કીર્તનપ્રસંગથી કીર્તનીઆ અને શ્રોતાઓની જમાવટ જેમ જેમ વધવા લાગી અને ખાસ કરીને જ્યારથી ગંગારામ બુવા ગવાલ અને સંતાજી જગનાડે અભંગ લખનારા મળી ગયા, ત્યારથી તુકારામજીનું પોતાનું લખવાનું છૂટી ગયું હશે. એ લેખકોએ પણ તુકારામજીના બધા અભંગો લખ્યા હશે, એ તો કહી શકાતું નથી. એક વાર દેહૂમાં એક વૃદ્ધ વારકરીના મુખેથી સાંભળ્યું હતું કે, તુકારામજીએ એક લાખ અભંગ ભંડારા પર્વત ઉપર રચ્યા, એક લાખ ઇન્દ્રાયણીને ભેટ કર્યા અને એક લાખ લોકોને દાન કર્યા. આનો અર્થ એટલોજ સમજાય છે કે, ભંડારા પર્વત ઉપર તુકારામ મહારાજ જ્યારે શ્રી વિઠ્ઠલના ધ્યાન અને નામ-જપમાં નિમગ્ન હતા, ત્યારે ભગવાનને સંબોધન કરીને અસંખ્ય અભંગો તેમણે કહ્યા હશે. તેઓ આ સમયે એકાંતમાં હતા. એકાંતના આ અભંગોને ભગવાન સિવાય બીજું કોણ સાંભળી શકે તેમ હતું? અને તે આનંદના અનુભવમાં નિમગ્ન તુકારામજીને પણ એ અભંગો લખી રાખવાનું ભાન પણ નહિ રહ્યું હોય. ઇન્દ્રાયણીના ધરા આગળ પણ એકાન્તવાસમાં એમજ થયા કરતું હતું. કીર્તન-પ્રસંગથી અથવા અન્ય અવસરે જે અભંગ તેમના મુખમાંથી નીકળ્યા તેમાંથી થોડા-લગભગ સાડાચાર હજાર-અભંગ લેખકોની લેખિની સુધી પહોંચ્યા. મહારાજના હૃદયમાં સ્વાનંદનો જે ભંડાર ભરેલો હતો, તેમાંથી ઘણો થોડોજ ભાગ અમારે ને આપને હાથ આવ્યો છે. ભગવાનની સાથે એમને જે એકાંતમિલન થયું, તે સમયનું સમગ્ર સુખ ભગવાનેજ લૂંટયું અને સદ્ભાગ્યે બે-ચાર કણજ આપણને મળ્યા છે! આ બે-ચાર દાણાઓથી સમગ્ર ભંડારની કલ્પના જો કોઇ કરી શકે તો



# અધ્યાય ૨ જો—પૂર્વવૃત્તાંત

"હે પાંડુરંગ! પૂર્વપરંપરાથી પ્રાપ્ત એવી મારે વડીલોપાર્જિત તારી ચરણસેવા છે. ઉપવાસ અને પારણાંજ મારે માટે તારાં મંદિર-દ્વાર છે. એના ભોગનોજ અધિકાર મને મળ્યો છે. વંશપરંપરાથીજ હું તારો દાસ છું."—સંત તુકારામ

## ૧—દેહૂક્ષેત્રનું વર્ણન

શ્રી તુકારામ મહારાજના નિવાસ વડે પાવન તેમજ વિખ્યાત થયેલું પુણ્યક્ષેત્ર દેહૂગ્રામ, પૂના પ્રાંતમાં ઇંદ્રાયણી નદીને કિનારે આવેલું છે. આળંદીથી પાંચ કોસ, તળેગાંવથી ૪ કોસ અને ચિંચવડથી ત્રણ–ચાર કોસ પર આ પાવન તીર્થ છે. તે પૂનાથી વાયવ્ય દિશામાં, તળેગાંવથી પૂર્વમાં, ચિંચવડથી ઉત્તરે અને આળંદીથી વાયવ્ય કોણમાં છે. દેહૂની ચારે બાજુએ થોડે થોડે દૂર, નાના મોટા અનેક પર્વત છે. શેલારવાડી નામના રેલ્વે સ્ટેશનથી આ સ્થાન ત્રણ માઈલ ઉત્તર તરફ છે. સ્થાન નાનકડું હોવા છતાં તેનું મહાભાગ્ય છે કે ત્યાં શ્રી તુકારામ મહારાજનો જન્મ થયો હતો. તુકારામના સમયમાં આ સ્થાન નામકીર્તનથી ગાજી રહેતું હતું. અને એજ પુણ્યબળને લીધે આગળ જતાં આ સ્થાન મહારાષ્ટ્રનાં મહાક્ષેત્રોમાં ગણાવા લાગ્યું. મહારાષ્ટ્રનું સૌથી મુખ્ય ક્ષેત્ર પંઢરપુર છે. શાલિવાહનના ૧૩ મા શતકમાં જ્ઞાનેશ્વર મહારાજને લીધે આળંદી ક્ષેત્રનો મહિમા વધ્યો, શાલિવાહનના ૧૬મા સૈકામાં એકનાથ મહારાજને લીધે પૈઠણની પ્રતિષ્ઠા વધી અને શાલિવાહનના સત્તરમા સૈકામાં તુકારામ મહારાજને લીધે દેહૂ પ્રસિદ્ધ

થયું. તુકારામ મહારાજની પહેલાં દેહૂમાં બે-ચાર નાનાં-નાનાં મંદિર હતાં અને તેમના આઠમા પૂર્વજ શ્રીવિશ્વંભર બુવાએ ત્યાં શ્રીવિઠ્ઠલ-રખુમાઇ( રુક્મિણીકાન્ત શ્રીકૃષ્ણ )-નું મંદિર બંધાવ્યું હતું ત્યારથી, અથવા કહો કે જ્યારથી તેમના કુળમાં પંઢરીની વારીનો નિયમ વિશેષરૂપે ચાલુ થયો ત્યારથી, દેહૂગ્રામ પુણ્યક્ષેત્ર બન્યું. પરંતુ જ્યારથી તુકારામ મહારાજનાં, આ ધરતી પર પગલાં થયાં ત્યાર-થીજ તેનું મહાન પુણ્ય પ્રગટ થઇને ચારે દિશામાં વિખ્યાત થયું તુકારામ મહારાજને લીધેજ દેહૂ, મહારાષ્ટ્રનાં મહા-ક્ષેત્રોમાં ગણાવા લાગ્યું. દેહૂના સંબંધમાં તુકારામ મહારા-જનો એક અભંગ પણ પ્રસિદ્ધ છે. તે તુકારામ મહારાજ-ના પ્રસિદ્ધ થયેલા અભંગોના બધા સંગ્રહોમાં મોજૂદ છે અને સંતાજીની વહીમાં પણ હોવાથી તે નિઃશંક પ્રમાણ-ભૂત છે. આ અભંગમાં તુકારામ મહારાજ પોતાના સમ-યના દેહૂક્ષેત્રનું વર્ણન આ પ્રમાણે કરે છે—

“ જ્યાં શ્રી પાંડુરંગ વિરાજે છે, તે પુણ્યધામ દેહૂ-ગ્રામને ધન્ય છે. ત્યાંના સદ્‌ભાગી ક્ષેત્રવાસી જેઓ હમેશાં નામસંકીર્તન કરે છે, તેઓને ધન્ય છે. આ દેહૂ ક્ષેત્રમાં વિશ્વપિતા, વામાંગમાં રુક્મિણી માતાની સાથે, કેડે હાથ રાખીને ઉત્તરાભિમુખ ઉભા છે. સામે ગરુડસ્થાનમાં પીપ-ળાનું વૃક્ષ હાથ જોડીને ઉભું છે. દક્ષિણમાં શ્રી શંકરલિંગ શ્રીહરેશ્વર છે અને ઇન્દ્રાયણી-ગંગાના કિનારાની શોભા અપૂર્વ છે. બલ્લાળ વનમાં શ્રીલક્ષ્મીનારાયણ વિરાજી રહ્યા છે અને ત્યાંજ શ્રી સિદ્ધેશ્વરનું નિવાસસ્થાન છે. દ્વાર પાસે શ્રીવિઘ્નરાજ વિરાજે છે અને બહારની બાજુએ ભૈરવ અને હનુમાનજી નજીક નજીક શોભી રહ્યા છે. આજ સ્થાનમાં આ દાસ તુકારામ ‘ શ્રીવિઠ્ઠલ’નાં ચરણોને હ્રદયમાં ધારણ કરીને, શ્રીહરિનું કીર્તન કર્યા કરે છે. ”

દેહૂમાં હાલ શ્રી વિઠ્ઠલનું જે મંદિર આવેલું છે અને તેની બહારની બાજુએ જે સ્વેશીઓ આવેલી દેખાય છે, તે

બધું પાછળથી થયેલું છે. શ્રીવિઠ્ઠલ–રખુમાઇ (શ્રીવિઠ્ઠલનાથ અને શ્રીરુકિમણી માતા)ની મૂર્તિઓ તો તુકારામ મહારાજના પૂર્વજ શ્રી વિશ્વંભર બુવાએ સ્થાપેલી હતી તેજ છે, તુકારામજીના સમય સુધી તે શ્રી વિઠ્ઠલ–મંદિર જીર્ણ થઇને પડવાની તૈયારીમાં હતું. તુકારામ મહારાજે તેનો જીર્ણોદ્ધાર કર્યો; જો કે જીર્ણોદ્ધારનું તે કામ અવશ્યજ તુકારામની આર્થિક સ્થિતિ પ્રમાણે સામાન્યજ થયું હશે. તુકારામ મહારાજના પુત્ર નારાયણ બુવાને ત્રણ ગામની જાગીર મળી, તે કાળની સ્થિતિ કંઇક જુદી હતી અને તે સમયે તો તુકારામ મહારાજની કીર્તિ પણ સર્વ સ્થળે ફેલાઇ ચૂકી હતી. આ પછીજ મંદિર વધારવામાં આવ્યું અને દેહૂના ઇંગલે પાટિલ વગેરે ધનવાનોએ તે મંદિરને આટલું મોટું અને ભવ્ય બનાવરાવ્યું. આમ છતાં ઉપરોક્ત અવતરણમાં તુકારામે દેહૂનું જે વર્ણન કર્યું છે, તે આજે પણ યથાર્થ છે. બધા દેવતા, દેવસ્થાન અને તેમની બાજુનાં સ્થાન જેમનાં તેમ હયાત છે. પંઢરપુરમાં શ્રીવિઠ્ઠલ એકલાજ ઇંટ ઉપર ઉભા છે. શ્રી રુકિમણીજીનું મંદિર ત્યાં પાછળથી થયેલું છે અને દેહૂમાં શ્રીવિઠ્ઠલ–રખુમાઇ પાસે પાસેજ ઉભાં છે. તેમની મૂર્તિઓ ઉત્તરાભિમુખ છે–અર્થાત્ મંદિર પણ ઉત્તરાભિમુખ છે. સામેજ ગરુડસ્થાન છે. ગરુડ તેમજ હનુમાનજી ભગવાનની સામે હાથ જોડીને ઉભેલા છે, પૂર્વદ્વારની પાસે દક્ષિણાભિમુખ શ્રી વિઘ્નરાજ છે અને બહાર ભૈરવજીનું નાનું મંદિર છે. મંદિરની પશ્ચિમ તરફ હરેશ્વરનું મંદિર છે અને 'ઇનામદારો'ની મોટી હવેલી છે. તેની પેલી તરફ સંત તુકારામજીનું ઘર છે, જે ઘરમાં–જે કોટડીમાં–તુકારામનો જન્મ થયો અને જ્યાં પાછળથી શ્રી વિઠ્ઠલ–મૂર્તિની નવસ્થાપના થઇ. તુકારામના ઘર અને હવેલીની પશ્ચિમ બાજુએ ઇન્દ્રાયણી પાસે એક ખંડિયેર છે. કહે છે કે, અહીં પહેલાં મંબાજી બુવાનું ઘર અને બગીચો હતાં. શ્રીવિઠ્ઠલ મંદિરની પરિક્રમામાંજ જમણી બાજુએ ઇનામદારોની

હવેલી અને તુકારામનું પોતાનું ઘર છે. પાસેજ એક ગલી છે. આ ગલીમાંથી નીચે ઉતરતાં જમણી બાજુએ મંબાજીનું ખંડેર છે. આ બધાં સ્થાન પરિક્રમાની અંદરજ આવે છે. એક પ્રસંગમાં કહ્યું છે કે તુકારામની ભેંસ મંબાજીના બાગમાં પેસી ગઇ. મનમાંનો ખાર કાઢવાનો આ સારો લાગ જોઇને તે મત્સરમૂર્તિ મંબાજીએ તુકારામ ઉપર જૂઠે જૂઠો એવો આરોપ મૂકયો કે, તેમણે જાણી જોઇને કાંટાની વાડ દૂર કરી મારા બગીચામાં ભેંસને દાખલ કરી છે. એમ કહીને તેણે તેજ કાંટાનાં ઝાંખરાંવડે તુકારામને ખૂબ માર માર્યો હતો. જે સ્થળે તુકારામને આ માર પડ્યો હતો, તે સ્થાન પણ તુકારામના ઘરની પશ્ચિમે ઈન્દ્રાયણી આગળ છે. એ બધાં સ્થાનોની પશ્ચિમ બાજુએ બલ્લાળ વન છે અને ત્યાં શ્રીસિદ્ધેશ્વરજીનું મંદિર છે. આ મંદિરની પૂર્વ બાજુએ શ્રી લક્ષ્મી–નારાયણનાં મંદિર છે. આ મંદિર નાનાં અને પથ્થરનાં બનાવેલાં છે. એ મંદિરો તેમજ તુકારામના ઘરની પૂર્વે તથા ઉત્તરપૂર્વમાં બીજા લોકોનાં ઘર હતાં અને આજે પણ છે. દેહૂક્ષેત્ર તે સમયે આ પ્રમાણે વસેલું હતું. ઈન્દ્રાયણી નદી દેહૂક્ષેત્રને અડીને ઉત્તર તરફ વહે છે. મંદિરની બહાર અને નદીને કિનારે પુંડલીકનું મંદિર આવેલું છે. ત્યાંથી ઉત્તર તરફ આગળ વધતાં દોઢ માઇલ લાંબો એક મોટો દહ–ધરો આવે છે. આ દહને કિનારે ગોપાલપુર વસેલું છે અને ત્યાં જૂનું પીપળાનું વૃક્ષ છે. આજ વૃક્ષની પાસે મહારાજનું અંતિમ કીર્તન અને પછી મહાપ્રયાણ થયું હતું. અહીંથી વળી નીચે ઉતરતાં અર્ધોએક માઇલ પર કરંજાઇનું સ્થાન છે. દહનો આ વચલો ભાગ છે. અહીં મુરલીધરજીનું મંદિર આવેલું છે. મહારાજ દહ આગળ એકાંતમાં જે સ્થાને બેસતા તે આજ સ્થાન હતું. અહીંજ રામેશ્વર ભટ્ટે તેમને પુષ્કળ દુઃખ આપેલું ત્યારે મહારાજ એક શિલા ઉપર તેર દિવસ સુધી ધ્યાનમાં પડ્યા રહ્યા હતા. આજ અવસ્થામાં શ્રીકૃષ્ણે બાલરૂપમાં તેમને દર્શન દીધાં ને તેમની વહીઓને જળમાંથી ઉગારી

હતી. આ પ્રકારે આ શિલા ભક્તજનોને માટે અત્યંત પ્રિય અને પૂજ્ય થઇ. તુકારામજીના સ્વર્ગારોહણ પછી ભક્તજનો આ શિલાને ધકેલતા ધકેલતા શ્રી વિઠ્ઠલ મંદિરમાં લઇ આવ્યા હતા અને મંદિરની અડોઅડજ તુકારામજીની પ્રથમ સ્ત્રી રખુમાબાઈનું જે 'વૃંદાવન' છે, તેને આધારે તે શિલા ઉભી કરી દીધી. ઇન્દ્રાયણીના કિનારા ઉપર ઉભા રહીને પશ્ચિમ તરફ જોવાથી ડાબી બાજુએ છ માઇલ ઉપર ગોરાડી યા ઘોરવડીનો પહાડ જણાય છે. દેહૂથી બરાબર પશ્ચિમમાં બે માઇલ દૂર ભંડારા પહાડ અને જમણી બાજુએ દહને પેલે પાર દેહૂથી આઠ માઇલ દૂર ભામગિરિ યા ભામનાથ અથવા ભામચંદ્ર પર્વત દેખાય છે. શ્રીક્ષેત્ર દેહૂનું આ સંક્ષિપ્ત વર્ણન છે.

## ૨–કુળ–ગોત્ર

હવે શ્રી તુકારામ મહારાજના કુળનો કંઇક પરિચય મેળવીએ. ભગવાનના ભક્તોનાં કુળ–ગોત્ર જોવાની વસ્તુતઃ કોઇ આવશ્યકતા નથી હોતી. ભગવદ્ભક્ત કોઈ પણ જાતિ અથવા કુળમાં–ગમે ત્યાં–ઉત્પન્ન થયેલ હોય તોપણ તે વિશ્વવંદ્યજ હોય છે. નારાયણે જેને અપનાવ્યો તેનું કુળ–ગોત્ર ધન્ય થઇ ગયું; જેનું દેહાભિમાન ગળી ગયું, તે વર્ણાશ્રમ ધર્મને પાર કરી ગયો. ત્રણે લોકને પાવન કરનારા મહાત્મા જે દેશમાં, જે કુળમાં અને જે જાતિમાં જન્મ લે છે તે દેશ, તે કુળ, તે જાતિ અત્યંત પવિત્ર છે.

"પવિત્ર તેં કુળ પાવન તો દેશ.
જેથેં હરિચે દાસ જન્મ ઘેતી."

અર્થાત્ તે કુળ પવિત્ર છે, તે દેશ પાવન છે, કે જ્યાં હરિના દાસ જન્મ લે છે. તુકારામજીનુજ આ વચન છે અને એ તદ્દન સાચું પણ છે; તેમ છતાં પણ મહાત્માઓનાં ચરિત્રોનો સર્વ પ્રકારે પૂરેપુરો વિચાર કરતાં છતાં, લૌકિક દૃષ્ટિથી તેમના કુળ અને જાતિનો વિચાર કરવો પડે છે. મહારાજનું 'તુકા વાણી (વણિક્)' નામ પ્રસિદ્ધ છે–અર્થાત્

તેઓ જાતિના વાણિયા હતા એમજ લોકો સમજી શકે છે, પરંતુ ખરી વાત એમ નથી. વાણિજ્ય-વ્યાપાર તેમના ઘરમાં કેટલીયે પેઢીઓથી ચાલતો આવ્યો હતો અને તુકારામે પોતે પણ પોતાની ઉગતી અવસ્થામાં વાણિયાનુંજ કામ કર્યું તેથી તે વાણિયા કહેવાયા. તેમની જાતિ વાણિયાની નહોતી. આજકાલ કેટલાક જાતિનું અભિમાન ધરાવનારા વિદ્વાનો તેમને 'મરાઠા ક્ષત્રિય' બતાવવાના ચક્રાવામાં પડ્યા છે, પરંતુ આપણે તુકારામનેજ તેમની જાતિ અને કુળ પૂછી લઈએ. તુકારામ કહે છે કે—

જાતિ શૂદ્ર વૈશ્ય કેલા વેવસાય, આદિ તો હા દેવ કુળપૂજ્ય.

અર્થાત 'જાતિનો હું શૂદ્ર છું, ધંધો વશ્યનો કર્યો અને ઉપાસના મારા કુલપૂજ્ય દેવ (વિઠ્ઠલ)ની કરી.'

"બરેં દેવા કુણબી કેલોં
નાહીં તરી દંભે અસતોં મેલોં."

અર્થાત "હે ઈશ્વર! તેં મને કણબી બનાવ્યો એ સારૂં કર્યું, નહિ તો દંભને લીધે હું માર્યો જાત."

"શૂદ્રવંશી જન્મલોં, મ્હણોનિ દંભે મોકલિલોં. ૧
અરે તૂં માઝા આતાં, માયબાપ પંઢરિનાથા. ધ્રુ૦
ઘોકાયા અક્ષર, મજ નાહીં અધિકાર. ૨
સર્વભાવેં દીન, તુકા મ્હણે યાતિહીન." ૩

"શૂદ્ર વંશમાં હું જન્મ્યો, એટલે દંભથી તો હું છૂટયો અને હવે હે પંઢરિનાથ! તુંજ મારાં માતા-પિતા છે. વેદાક્ષર ગોખવા કે સાંભળવાનો મને અધિકાર નથી. તુકારામ કહે છે કે, હું સર્વ પ્રકારે દીન તેમજ જાતિથી હીન-હલકો છું.÷

÷ તુકારામ મહારાજના આ ઉદ્દગારોથી કોઈ કોઈ લોકો અતિ અધીરાઈથી એવું અનુમાન કરી બેસે છે કે, મહારાજનો આ બ્રાહ્મણો ઉપર કટાક્ષ છે; પરંતુ એમ નથી અને બ્રાહ્મણો પણ આને પોતાની નિંદા ન માને. તુકારામે વેદોના અક્ષર નહોતા વાંચ્યા; તેમ છતાં

આજ તુકારામ આગળ ઉપર પોતાની કરણીથી નરના નારાયણ થયા, વિધિના વિધાતા બન્યા, એ વાત જુદી છે; પરંતુ તેમનો જન્મ શૂદ્ર જાતિમાં થયો હતો, એ વાત તેમનાંજ વચનોથી સ્પષ્ટ થાય છે. મહીપતિ બુવાએ 'ભક્ત લીલામૃત'માં કહ્યું છે કે 'વૈષ્ણવ ભક્ત તુકારામ શૂદ્રજાતિમાં જન્મ્યા હતા. મોરો પંત અને નિબંધમાલાકારે પણ બહુ કૌતુકપૂર્વક શૂદ્રકવિ કહીનેજ તુકારામ મહારાજનો ઉલ્લેખ કર્યો છે. સંત તુકારામની જાતિના સંબંધમાં આ વિચાર થયો. હવે તેમના કુળ વિષે કંઇક વિચાર કરીએ. સમર્થ રામદાસ સ્વામીની બેઠકમાં—ઝૂંપડીમાં હનુમંત સ્વામીએ તુકારામનું 'મોરે' કુલનામ (અલ્લ) આપેલું છે અને મહીપતિ બુવાએ 'આંબલે' કહ્યું છે. એમાંથી સાચું કુળનામ કયું છે—મોરે કે આંબલે ? એ પ્રશ્ન થોડા સમય પહેલાં લોકો કર્યા કરતા હતા, પરંતુ મેં નાશિક તથા ત્ર્યંબકમાં દેહૂકરોના તીર્થપુરોહિતોને ત્યાંની વહીઓ જોઇ. તે પરથી જાણ્યું કે, તેમનું કુળનામ 'મોરે' અને ઉપનામ 'આંબલે' છે. ત્ર્યંબકમાં શ્રી તુકારામ મહારાજ ગયા હતા, એ વાત સાચી છે; પરંતુ નાશિક તેમજ ત્ર્યંબક એ બન્ને સ્થાનોમાં તુકારામ મહારાજના પુત્ર નારાયણ બુવા અને તેમના વંશજોના લેખ છે. તુકારામ મહારાજના હસ્તાક્ષરના કાગળ ફાટી જવાથી નાશ પામ્યા છે, એ જોઇને બહુ દુઃખ થયું. નાસિકનો લેખ મારી પહેલાં શ્રી. પાં. ન. પટવર્ધને પ્રાપ્ત કરીને પ્રસિદ્ધ કર્યો હતો; પરંતુ તેમને મૂળ લેખ મળ્યો

---

પણ પુરાણ અને બીજા પ્રાકૃત ગ્રંથો વાંચેલા હતા અને બ્રાહ્મણોને પણ તેઓ અત્યંત પૂજ્ય માનતા હતા, એ વાત આગળ ચાલતાં આપોઆપજ પ્રસંગોપાત સમજાઇ જશે. અધ્યયનની સાથે જે દંભ-દર્પાદિ વિકારો ઉદય કરે છે, તેજ વિકારો પ્રત્યે અહીં તિરસ્કાર પ્રગટ કરવામાં આવ્યો છે. '**विद्या विवादाय**' નો જે સામાન્ય પ્રકાર જોવામાં આવે છે, તેનાથી 'અક્ષર વાંચવાનો' અધિકાર ન હોવાથી તુકાજી મુક્ત રહ્યા, એજ વાત પર સંતોષ વ્યક્ત કર્યો છે.

મૂળલેખક

નહોતો, માત્ર નકલ મળી હતી અને નકલમાં જે એક ભૂલ હતી તે તેમના લેખમાં પણ આવી ગઇ છે. અસ્તુ. નારાયણ બુવાનો મૂળલેખ વેદમૂર્તિ શંકર ગોવિંદ ગાયધનીની વહીમાં છે, તે લેખમાં તુકારામજીના પુત્રો અને પૌત્રોનાં નામ છે. તે લેખ આ પ્રમાણે છે–"લિ૦ નારોબા ગોસાવી પિતા તુકોબા ગોસાવી દાદા બોલ્હોબા ભાઇ વિઠોબા ગોસાવી માહાદજી (ગોસાવી) વિઠોબાના પુત્ર ઉધોબા રામજી ગણેશ ગોસાવી ગોવિંદ ગોસાવી મહાદજીના પુત્ર આબાજી તેમના કાન્હોબા ગોસાવા તેમના પુત્ર ખંડોબા માતા અવળિબાઈ કુણુબ વાણી (કણબી વાણિયા) ઉપનામ આંબલે ગામ દેહૂ પ્રાંત પૂના કુલનામ મોરે.' આ મૂળ લેખમાં નારોબા(નારાયણ બુવા)ની માતાનું નામ 'આવળિબાઇ' છે. શ્રી. પટવર્ધનના લેખમાં આ નામ 'અવંતીબાઇ' છે એ ભૂલ છે. તુકારામ મહારાજની પત્નીનું નામ જીજાબાઇ ઉર્ફે અવળિબાઇ હતું. નારાયણ બુવાએ પોતાની જાતિ અને કુળના સંબંધમાં ખુલ્લેખુલ્લું લખી દીધું છે કે 'કુણુબવાણી ઉપનામ આંબલે કુલનામ મોરે.' ત્ર્યંબકમાં દેહૂકરોના તીર્થોપાધ્યાય વેદમૂર્તિ પેંડભટ બાપુજી કાણવ-ની વહીમાં નારાયણ બુવાનો જે લેખ છે તે આ પ્રમાણે છે–"નારોબા પિતા તુકોબા ગોસાવી દાદા બોલ્હોબા ભાઇ માહાદાબા અને વિઠોબા ભત્રીજો રામ અને ગણો અને ગોવિંદજી પિતરાઈ ભાઇ આબાજી માતાજી જીજાઇબાઇ જાત કણબી આંબલે વાસ દેહૂ પ્રાંત પૂના." આ લેખમાં નારોબાએ પોતાની માતાનું નામ 'જીજાઇબાઇ' આપેલું છે અને જાતિ કણબી બતાવી છે. બીજા પણ થોડા લેખોમાં 'કુણુંબ-વાણી અંબલે' નામનો ઉલ્લેખ છે. એ બધા લેખો પરથી એ નિર્વિવાદરૂપે નક્કી થાય છે કે, તુકારામ શૂદ્ર, કુણુંબ-વાણી (કણબી વાણિયા) હતા, તેમનું કુળ મોરે હતું અને ઉપનામ આંબલે, અંબલે હતું. જાતિ અને કુળ દેહની સાથે સંબંધ રાખે છે. જે દેહાતીત છે, તેમને માટે જાતિ અને કુળ કેવાં? સાધક અવસ્થામાં તુકારામ

મહારાજે પરમાર્થદૃષ્ટિથી એમ પણ કહ્યું છે કે 'જેમને હૃદયથી હરિ વહાલા છે, તેઓ મારી જાતિના છે.' અસ્તુ. આપણે તુકારામના દેહની જાતિ અને કુળ જોયાં, હવે તેમના કુટુંબ-વંશનો વિચાર કરીએ.

## ૩–કુળની પૂર્વપ્રતિષ્ઠા

તુકારામનું કુટુંબ ઘણું સુખી, સમૃદ્ધ અને આબરૂદાર હતું. દેહૂગાંવમાં આ કુટુંબની સારી પ્રતિષ્ઠા હતી, એ આ કુટુંબમાંથી મળેલા કાગળ-પત્રોથી જાણી શકાય છે. આ લોકો દેહૂના મહાજન હતા. તુકારામજી उदासीनवदासीन-વૈરાગી જેવા થઇને આ મહાજની વૃત્તિ છોડી ચૂકયા હતા. પછી નારાયણ બુવાએ આ કામ ફરીથી સંભાળી લીધું હતું. રાજશક ૫ કાલયુત સંવત્સર અર્થાત્ શાકે ૧૬૦૦ (સંવત ૧૭૩૫)ના ફાગણ માસમાં લખેલો શિવાજી મહારાજનો એક આજ્ઞાપત્ર છે. તેમાં લખ્યુ છે કે 'તુકોબા ગોસાવીના પુત્ર નારાયણ ગોસાવીએ કહ્યું છે કે, પૂના પરગણાના દેહૂ ગામની મહાજની મારા પિતાની વડીલોપાર્જિત પરંપરાગત વૃત્તિ (જીવિકાનું સાધન) છે, પિતા ગોસાઇ થયા તેથી મહાજની ચલાવવાની તેમને પરવા નહોતી. હવે હું એ ન ચલાવું તો આજીવિકા ચાલે તેમ નથી; તેથી કુલપરંપરાથી ચાલતી આવેલી મહાજની હું ચલાવવા ઇચ્છું છું તેથી પહેલેથી આ વૃત્તિ જેમ ચાલતી આવી છે તેજ રીતે અમે આગળ ચલાવીએ એવું આજ્ઞા-પત્ર લખી આપવામાં આવે.' આથી મહારાજે પૂના પરગણાના અધિકારીને એવી આજ્ઞા આપી કે, એમની મહાજની પરંપરાગત ચાલી આવી છે, તેજ પ્રમાણે આગળ ચાલવા દેવી. આ લેખથી જણાય છે કે, તુકારામે મહાજનપણું ન કર્યું, પરંતુ આ ધંધો તેમના કુટુંબમાં ઘણા સમયથી ચાલ્યો આવતો હતો. તુકારામના પૌત્રોની લખેલી એક યાદીમાં પણ 'શ્રીતુકારામ બાબા વાસ્તવ્ય ક્ષેત્ર દેહૂકી ક્ષેત્ર મજકૂરકી મહાજની' એ અક્ષરો છે. તુકા-

રામના પુત્ર મહાદેવ બુવા, વિઠ્ઠલ બુવા ને નારાયણ બુવાનો શાકે ૧૬૧૧ નો ફારગતીનો એક કાગળ મળ્યો છે. એમાં મહાદેવ બુવા પોતાના બન્ને ભાઈઓને લખે છેઃ– 'આપણું વડીલોપાર્જિત બે ઘર છે; એક શ્રી સમીપ ને એક પેઠ (બજાર)માં મહાજનીનું ઘર. મેં મહાજનીવાળું ઘર અને મહાજની લીધી અને તમને બન્નેને શ્રી સમીપનું ઘર અને શ્રીની પૂજા સોંપી છે.' અને એક કાગળમાં લખ્યું છે કે 'શ્રીવિઠ્ઠલટિંટે' (દેહૂમાં એક ખેતરનું નામ) શ્રીને નામે પહેલેથીજ છે; એ વાત ગામના પંચો સમક્ષ પંત મુતાલિક અને પંત પ્રધાને પાકી કરાવી લીધી.' આ લેખ શાકે ૧૬૪૨નો છે. એ બધા લેખોથી જાણી શકાય છે કે, તુકારામના કુટુંબમાં મહાજનીનો ધંધો પરંપરાગત હતો. બજારમાં મહાજનીની હવેલી, મહાજનીનો અધિકાર અને આવક હતી. તેજ રીતે શ્રીની પૂજા–અર્ચાને નિમિત્તે 'પુરાતન ઇનામ' હતું. મહાજનીની હવેલી સિવાય એમનું ખાસ ઘર શ્રીની પાસે હતું. જે ગામમાં બજાર ભરાતું હતું તે ગામમાં મહાજન અને શેટે એમ બે અધિકારી રહેતા હતા. તેમના ઓદ્ધા મોટા ગણાતા હતા. આ સિવાય પણ તેમને કંઇક ખેતીવાડી, શાહુકારી અને વેપાર પણ હતો. તાત્પર્ય એ કે, પ્રતિષ્ઠિત, સારા કુળવાન અને સામાન્ય વેપારી કુટુંબમાં તુકારામનો જન્મ થયો હતો. પરંતુ આ કુટુંબમાં દેહૂની મહાજનીજ ચાલી આવી હતી એમ નથી; એક બીજી વડિલોપાર્જિત વૃત્તિ ચાલી આવી હતી. તુકારામે પહેલી વૃત્તિની ઉપેક્ષા કરી હતી, પરંતુ બીજી વૃત્તિ એટલી ઉત્તમતાથી ચલાવી કે તેથી દેહૂનીજ નહિ પરંતુ સમસ્ત મહારાષ્ટ્ર અને અખિલ વિશ્વના મહાજન થવાના આઠેય અધિકાર સૌ લોકોએ એકમતે તેમને આપી દીધા છે. આ મહાજની કયી તે હવે જોઇએ. નવું કંઈ ન કરવું, પૂર્વજોની પરંપરાજ ચાલુ રાખવી, એમાંજ શોભા છે.

"નવે કરૂં નયે જુનેં', સાંભાળાવે જ્યાચેં ત્યાણેં;
મિરાશીચા ઠાવ, રાજા કરૂનિ ઉપાવ."

'નવું કંઇ ન કરવું', જૂનું જે કંઈ છે તેને દરેક જણે સંભાળી રાખવું. વડીલોની વૃત્તિનું જે સ્થાન છે તેની દરેક ઉપાયે રક્ષા કરો.' એજ તુકારામનો ઉપદેશ છે.

## ૪–પરંપરાથી મળેલો વિઠ્ઠલપ્રેમ

તુકારામ પોતાની અનન્ય ભક્તિથી ત્રણે લોકમાં વંદ્ય થયા. પરંતુ જે કુટુંબમાં તેમનો જન્મ થયો હતો, તે કુટુંબનો ઇતિહાસ જોઇએ તો કહેવું પડશે કે, વિઠ્ઠલ–ભક્તોના કુટુંબમાં જન્મ થવાથી વિઠ્ઠલભક્તિ તેમને વંશ-પરંપરાગત સંસ્કારોથીજ મળેલી હતી. તેમના કુટુંબમાં તેમના આઠમા પૂર્વજ વિશ્વંભર બુવા પ્રસિદ્ધ વિઠ્ઠલભક્ત થયા હતા. વિશ્વંભર બુવાના સમયથીજ દેહૂગ્રામ પુણ્ય-ક્ષેત્ર થઈ ગયું હતું. વિશ્વંભર બુવાએ દેહૂમાં વિઠ્ઠલ મંદિર બનાવરાવ્યું અને તેમાં જે વિઠ્ઠલમૂર્તિ સ્થાપીને પૂજા કરી તેજ મૂર્તિ તુકારામજીના સમયમાં અને ત્યાર પછી પાંચસો વર્ષ બાદ આજે પણ તે વિરાજી રહી છે. આ અધ્યાયને મથાળે જે અભંગ છે તેમાં તુકારામજીએ પોતાના પૂર્વજો-ની ભગવદ્ભક્તિનો ઇતિહાસજ દર્શાવી દીધો છે. તુકાજી કહે છે કે પાંડુરંગની ચરણસેવા મને મારા પૂર્વજો તરફથી મળેલી વડીલોપાર્જિત સંપત્તિ છે. મારા પૂર્વજોએ એકા-દશી મહાવ્રતના ઉપવાસ અને પારણાં કરીને શ્રીવિઠ્ઠલને ભક્તિ વડે પોતાને વશ કર્યા અને તેમના દ્વારપાળ બન્યા. તેમણે ચરણસેવાનો અંશ અમારા ઉપભોગ માટે રાખ્યો છે અને આ પ્રકારે અમે વંશપરંપરાથી વિઠ્ઠલના દાસ છીએ. તુકારામના પૂર્વજોએ તેમને માટે ઘર–બાર, ચીજ–વસ્તુ, જમીન–જાગીર સર્વ કંઈ રાખ્યું હતું. મહાજનીની વૃત્તિ પણ રાખી હતી અને આ વડીલોપાર્જિત સંપત્તિમાંથી તેમને પોતાની ઘર–ગૃહસ્થી ચલાવવામાં ઘણો ખરો સાથ પણ મળ્યો; પરંતુ તેમને આ વડીલોપાર્જિત સંપત્તિ કરતાં વિઠ્ઠલની ચરણસેવારૂપ વંશપરંપરાની જાગીરજ ઘણી વધુ કિંમતી જણાઇ હતી અને એજ ઉપરના અભંગનો ભાવ

છે. સાચું છે કે, બાળબચ્ચાંને માટે જમીન-જાગીર રાખી જનારાં માબાપ શું ઓછાં છે ? દુર્લભ તો તેઓજ છે કે જે પોતાનાં સંતાનમાટે ભગવદ્દભક્તિની સંપત્તિ મૂકી જાય છે.

તુકારામ અને સમર્થ× રામદાસ જેવા સંત પુરુષોના ભાગમાં એવી સંપત્તિ તે સમયે આવી હતી. તુકારામને વારંવાર આ વાત ધ્યાનમાં રહ્યા કરતી કે વિઠ્ઠલભક્તોના ઘરમાં મારો જન્મ થયો, મારાં માતાપિતાએ મને વિઠ્ઠલોપાસનારૂપ દૈવી સંપત્તિ આપી અને મને શ્રી વિઠ્ઠલના ખોળામાં મૂક્યો; મારાં માતા-પિતાએ અને મારા પૂર્વજોએ ભગવાનની જે ભક્તિ કરી, તેનો હું વારસ છું. તેમણે જે રસ્તો બતાવ્યો, તેજ રસ્તેથી હું ચાલું છું. તેમનાજ આચરણનું હું અનુકરણ કરી રહ્યો છું. ઈ૦ ઇ૦ કેટલી શુદ્ધ, નિરભિમાન અને કૃતજ્ઞતાપૂર્ણ ભાવના છે ! કોઈ પણ મનુષ્ય જે સારો યા ખરાબ હોય છે તેમાં બેજ કારણ સમજાય છે. એક તો તેના કુળની રીતિ-નીતિ અને બીજું પોતપોતાના પૂર્વજન્મોના સંસ્કાર. કોઇના પૂર્વસંસ્કાર

---

× તુકારામજીનો જન્મ સંવત ૧૬૬૫ ( શાકે ૧૫૩૦ ) માં ઇંદ્રાયણીના તટ ઉપર દેહૂ ગામમાં થયો હતો. તેજ સાલમાં રામભક્ત રામદાસ સ્વામીનો જન્મ ગોદાતટે જાંબસ્વાગાંવમાં થયો હતો. એ બને પરમ ભક્ત એકજ સાલમાં જન્મ્યા હતા અને બને જણે પોતાનાં આચરણ અને ઉપદેશ દ્વારા મહારાષ્ટ્રમાં ભગવદ્દભક્તિનો પુષ્કળ પ્રચાર કર્યો. ' રામ વિઠ્ઠલ દુજા નાહીં ' ( રામ અને વિઠ્ઠલ બે નથી.) આ વાતને ધ્યાનમાં રાખીને તેમના ચરિત્ર અને ઉપદેશ તરફ જોવાથી ભક્તોને એકસરખોજ આનંદ પ્રાપ્ત થાય છે. પૂર્વજોએ વિઠ્ઠલચરણ-સેવાની પરંપરાથી ઉતરી આવેલી સંપત્તિ આપી. તેથી તુકારામે કૃતજ્ઞતાપૂર્વક જે ઉદ્દગાર પ્રગટ કર્યા છે, તેવાજ સમર્થ રામદાસે પણ પ્રગટ કર્યા છે. સમર્થ કહે છે કે-

**બાપેં કેલી ઉપાસના, આમ્હીં લાધલેં ત્યા ધના. ૧**
**રામદાસ્ય આલેં હાતા, અવઘા વંશ ધન્ય આતાં. ૨**

( બાપે ઉપાસના કરી તેજ ધન અમને આપ્યું છે. રામદાસ્ય હાથમાં આવી ગયું; હવે તો આખો વંશ ધન્ય થઇ ગયો. મૂળલેખક )

શુદ્ધ હોય છે, તો કોઇના કુળની રીતિ-નીતિ સારી નથી હોતી. એવી પરિસ્થિતિમાં જો તેના પૂર્વસંસ્કાર બળવાન હોય તો તે 'ભાંગમાં તુલસી' જેવાં હોય છે. કોઇનો જન્મ સારા કુળમાં થયેલો હોય છે, પરંતુ તેના પૂર્વજન્મના દુષ્ટ સંસ્કાર બળવાન થયેલા હોવાથી એવી અવસ્થામાં તે 'તુલસીમાં ડુંગળી' જેવા લાગે છે. પૂર્વસંસ્કાર પણ શુદ્ધ હોય અને જન્મ પણ ઉત્તમ કુળમાં થયેલો હોય, એવું તો ભાગ્યેજ હોય છે. એવો શુદ્ધ દૂધ-સાકરનો સંયોગ જ્યાં થાય છે ત્યાંજ ' શુદ્ધ બીજનાં સુંદર મીઠાં ફળ 'ની ઉક્તિ ચરિતાર્થ થાય છે. તુકારામજીનો સિદ્ધાંત એજ છે કે ' જેવાં બી તેવાં ફળ-ઉત્તમ કે અમંગળ ' અર્થાત્ જેવાં બીજ તેવાંજ ફળ થાય છે; ફળ માત્ર બીજથીજ છે, ગમે તો તે ઉત્તમ હોય કે અધમ. જીવના સંસ્કાર પરમ શુદ્ધ હોય અને એવા સંસ્કારોના વિકાસને માટે પૂર્ણ અનુકૂળ કુલ અને પરિસ્થિતિમાં તેનો જન્મ હોય, એ તો મહાન ભાગ્ય હોય તોજ થાય છે. એવા નવ પેઢીઓ સુધી વિઠ્ઠલોપાસનાનું પુણ્યવ્રત આચરણ કરનારા કુળમાં તુકારામનો જન્મ થયો હતો.

પંઢરીચી વારી આહે માઝે ઘરીં,
આણિક ન કરીં તીર્થવ્રત. ૧
વ્રત એકાદશી કરીન ઉપવાસી,
ગાઈન અહર્નિશીં મુખીં નામ. ૨

પંઢરીની વારી (યાત્રા) કરવાનો નિયમ મારા ઘરમાં ચાલ્યો આવે છે, તે હું કરૂં છું; બીજું કોઇ તીર્થવ્રત કરતો નથી. ઉપવાસ કરીને એકાદશીનું વ્રત કરીશ અને રાતદહાડો મુખેથી નામગાન ગાઈશ.

એજ તુકારામના કુળનું વ્રત હતું. તુકારામનો એક અભંગ છે. ( ઐકા વચન હેં સંત ) તેમાં તે કહે છે કે ' અનાયાસે પૂર્વપુરુષોની સેવા થઇ જાય છે. એટલે એ દેવતાઓને પૂજું છું. ' 'શ્રીવિઠ્ઠલ અમારા કુળના દેવતા'

છે, એ અમારા 'કુળદૈવત' છે, અને તેમની ઉપાસના કરવી એ અમારો 'કુળધર્મ' છે. વગેરે વગેરે ઉદ્ગાર તેમના મુખમાંથી અનેકવાર નીકળ્યા છે. જેના કુળમાં જે ઉપાસના ચાલી આવે છે, તેજ ઉપાસનાને નિષ્ઠાપૂર્વક ચલાવવાથી તે કૃતકાર્ય થાય છે. તુકારામનો એક અભંગ છેઃ 'કુલધર્મે જ્ઞાન' ( અર્થાત્ કુલધર્મથી જ્ઞાન થાય છે. ) તેમાં તે કહે છે કે, કુલધર્મનું પાલન કરવાથી ઉદ્ધારનું સાધન મળી જાય છે, જ્ઞાન પ્રાપ્ત થાય છે, ગતિ-ભક્તિ-વિશ્રાંતિ બધું કુલધર્મથી મળે છે. દયા, પરોપકાર વગેરે કુલધર્મના પાલનમાં આપોઆપજ થઇ જાય છે. તાત્પર્ય એજ કે, તુકારામ કહે છે કે—

તુકા મ્હણે કુળધર્મ દાવી દેવીં દેવ,યથાવિધ ભાવ જરી હોય.

જો યથાવિધિ (શુદ્ધ) ભાવ હોય 'તો' 'કુલધર્મ દેવતામાં દેવત્વ પ્રત્યક્ષ કરાવી દે છે. તુકારામનો આ અનુભવ છે અને એજ અનુભવ બીજા સંતોનો પણ છે. શ્રીવિઠ્ઠલની ભક્તિનો કુલધર્મ પ્રાપ્ત કરતાંજ તેમને દેવતામાં દેવત્વ પ્રાપ્ત થયું-ભગવન્મૂર્તિમાં ભગવાન મળ્યા, ભગવન્મૂર્તિજ સચ્ચિન્મય થઇ અને તે મૂર્તિનું ધ્યાન કરતાં કરતાં અંદર-બહાર સર્વત્ર વિઠ્ઠલજ વ્યાપી રહ્યા.

આ પવિત્ર કુળની ભગવદ્ભક્તિના અરુણોદયરૂપ જો વિશ્વંભર બુવાને માનીએ તો તેનો મધ્યાહ્ન શ્રીતુકારામ મહારાજ છે. કોઇ પણ મહાત્માના ચરિત્રને જોઈએ તો જણાઈ આવે છે કે, જે કુળને તે ધન્ય કરે છે, તે કુળમાં તેની પહેલાંની પાંચ-દશ પેઢીઓથી ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યાદિ ગુણોની અત્યંત વૃદ્ધિ થયા કરતી હોય છે. જ્ઞાનેશ્વર મહારાજના કુળમાં તેમના વડદાદા ત્ર્યંબક પંત પહેલાં ભગવદ્ભક્ત થયા હતા, એકનાથ મહારાજના કુટુંબમાં તેમના વડદાદા ભાનુદાસ પ્રસિદ્ધ થયા, સમર્થ રામદાસના કુટુંબમાં નવ પેઢીઓથી વારી-યાત્રાનું વ્રત ચાલ્યું આવતું

બુવા વિખ્યાત વિઠ્ઠલભક્ત હતા. પવિત્ર કુળ અને પાવન દેશમાંજ હરિના દાસ જન્મ લે છે. જ્યારે કોઈ કુળમાં પવિત્રતાના સંસ્કાર, પવિત્ર રહેણી–કરણી, પવિત્ર આચાર–વિચાર વગેરે પરંપરાથી દૃઢ થતા ચાલ્યા આવે છે, ત્યારે તે બધાના કુળરૂપ ત્રણે લોકમાં સત્કીર્તિ–પતાકા ફરકાવનાર એવા કોઈ મહાત્મા અવતાર લે છે. તેથી આપણાં ધર્મશાસ્ત્રોમાં કુલપરંપરાને શુદ્ધ રાખ્યા કરવાનું અત્યંત કઠણ વિધાન છે. હિન્દુ સમાજમાં કુલધર્મ અને કુલાચારનો બધો મહિમા હોવાનું કારણ આજ છે. પંઢરીની વારી ( યાત્રા ) કરનારાઓએ મદ્ય–માંસ છોડવું પડે છે, તે સિવાય તેમના ગળામાં તુલસીની માળા પહેરાવવામાંજ આવતી નથી. પંઢરીની યાત્રા, એકાદશી વ્રત, મદ્યમાંસનો પરિત્યાગ, હરિપાઠ વગેરે અભંગોનો પાઠ અને નિત્યભજન પ્રત્યેક વારકરીને માટે ખાસ જરૂરનું છે. આ વારકરી સંપ્રદાય તુકારામ મહારાજના કુળમાં નવ પેઢીઓથી ચાલ્યો આવતો હતો, તેથી તેમના કુળના સંસ્કાર કેટલા શુદ્ધ અને પવિત્ર થયા હશે તેની કંઇક કલ્પના કરી શકાય તેમ છે. ઉત્તમ કુળમાં જન્મ લેવો અને નિષ્ઠાપૂર્વક કુલધર્મનું પાલન કરવાથી શું ફળ મળે છે, તે જો કોઇ પૂછે તો તેનો સૌથી શ્રેષ્ઠ ઉત્તર શ્રી તુકારામ મહારાજના ચરિત્રમાંથી મળે છે.

## ૫–શ્રી વિશ્વંભર બુવા

તુકારામ મહારાજના આઠમા પૂર્વજ વિશ્વંભર બુવા બાળપણમાંજ પિતા વિનાના થઇ ગયા હતા. તેઓ અને તેમનાં માતા એ બેજ જણ તે કુટુંબમાં બાકી રહ્યાં હતાં. પછી વિશ્વંભર બુવાનો વિવાહ થયો. તેમની સ્ત્રીનું નામ આમાબાઇ હતું. વિશ્વંભર બુવાએ પોતાના પિતાની વણિક્ વૃત્તિજ આગળ ચલાવી. તેમનો વ્યવહાર ચોખ્ખો હતો, જૂઠું કદી બોલવું નહિ, પ્રારબ્ધ પ્રમાણે જે મળી જાય તેનો સત્કાર્યમાં ઉપયોગ કરવો, સાધુ–સંત–બ્રાહ્મણ અને

અતિથિ-અભ્યાગતોનો સત્કાર કરવો, ગૃહસ્થાશ્રમનાં બધાં કાર્યો કરતાં છતાં નામસ્મરણમાં મગ્ન રહેવું, રાત્રે ભક્તોને એકત્ર કરીને ભજન કરવું, શ્રીરામ અને શ્રીકૃષ્ણની લીલા બધાને સંભળાવવી અને પ્રાણીમાત્ર ઉપર દયાભાવ રાખી તન-મન-વચનથી પરોપકારાર્થે ઉદ્યોગ કરવો, એ તેમનો નિત્યક્રમ હતો. વિશ્વંભર બુવામાં આવી ભક્તિ રહેલી જોઇ તેમની માતા અત્યંત પ્રસન્ન થતાં હતાં. તેમનું અંતઃકરણ પ્રેમમય હતું. એક વાર તેમણે વિશ્વંભર બુવાને કહ્યું કે 'તારા બાપદાદાઓ પંઢરીની વારી-યાત્રા એકધારી રીતે કરતા આવ્યા છે, તું પણ આ ક્રમને કદી નહિ છોડે તોજ સંસારમાં સફળતા પ્રાપ્ત કરી શકશે.'

માતાનો આ ઉપદેશ સાંભળીને તેમણે પંઢરી (પંઢરપુર જવાની તૈયારી કરી. તેમને પોતાને ઘણો ઉત્સાહ હતો, તેમાં માતાની આજ્ઞા થઇ, પછી તો પૂછવુંજ શું! વિશ્વંભર બુવા ચાર ભકતોને સાથે લઇને બહુ આનંદપૂર્વક ભજન કરતા કરતા પંઢરી ગયા. ત્યાંનો અપૂર્વ ભજન-સમારંભ જોઇને તેમને પોતાના દેહનું પણ ભાન ન રહ્યું. વારકરી ભકતોનો મેળો, ચંદ્રભાગાના નિર્મળ જળનો એ વિશાળ પટ, શ્રીવિઠ્ઠલની શાંત સુંદર સગુણ મૂર્તિ, પુણ્ડલીક, નામદેવ, ચોખામેળા વગેરે ભગવદ્ભકતોની અદ્ભુત લીલાઓનું સ્મરણ કરાવતાં એ પુણ્યસ્થાન, હરિકીર્તન અને નામસંકીર્તનનું તે દૃશ્ય જોઇ વિશ્વંભર બુવાના ચિત્ત-માં પ્રેમસાગર ઉછળવા લાગ્યો. ભગવાનની મૂર્તિ આગળથી તેઓ ઉઠી શકતાજ નહોતા!

"તેં બ્રહ્મ સનાતન, નિજ ભક્તાંચેં હૃદયરત્ન.
નાસિકાગીં ઠેવિલેં ધ્યાન, દેખતાંચી મન તન્મય.
સર્વાંગીં બુકા ઉધળલા, કંઠીં કોમળ તુળશીચ્યા માળા.
વિશ્વંભરેં દેખોનિ ઘનસાંવળા, આનંદ ઝાલા માનસીં.
સગુણ રૂપ દેખોનિ દૃષ્ટી, તેંચિ ઠેવલેં હૃદય સંપુટીં.
બ્રહ્માનંદ સોહળા સૃષ્ટીં, દેખોનિ પોટીં સંતોષ."

અર્થાત્ "જે પોતાના ભક્તોના હૃદયનું રત્ન છે, તે સનાતન બ્રહ્મને નાકની અણી પર તેનું ધ્યાન કરીને જોયો. જોતાંજ મન તન્મય થઈ ગયું. તેમનાં સર્વ અંગોમાં સુગંધનો લેપ થયો છે, કંઠમાં કોમળ તુલસીની માળા શોભે છે. એવા તે ઘનશ્યામને જોઇ વિશ્વંભરનું મન આનંદમગ્ન થઇ ગયું. દૃષ્ટિથી સગુણ રૂપ જોયું. તેનેજ હૃદયમાં રાખ્યું, સૃષ્ટિમાંજ બ્રહ્માનંદની મઝા જોઇ ચિત્તને ખૂબ સંતોષ થયો."

આ પ્રમાણે દશમથી પૂર્ણિમાના કાંદો (ઉત્સવનું નામ છે) સુધી પંઢરપુરમાં રહીને વિશ્વંભર બુવા દુઃખી હૃદયે દેહૂ પાછા ફર્યા. પંઢરીનો બધો આનંદ તેમણે પોતાની માતાને જણાવ્યો અને તેમની આજ્ઞાથી દરેક પખવાડિયે પંઢરીની યાત્રા કરવી શરૂ કરી. રાત-દિવસ શ્રી વિઠ્ઠલનું ચિંતન કરતાંકરતાં તેમણે ક્રમપૂર્વક આઠ મહિનામાં પંઢરપુરની સોળ યાત્રાઓ કરી. દરેક દશમે એક વખત જમતા, એકાદશીએ નિરાહાર-ઉપવાસવ્રત પાળતા અને રાત્રે જાગરણ કરતા. હરિકીર્તન શ્રવણ કરીને તેમનું અંતઃકરણ પ્રેમથી ગદ્ગદ્ થઇ જતું. ખૂબ ઉલ્લાસપૂર્વક પંઢરી જતા, પરંતુ જ્યારે ત્યાંથી પાછા ફરતા ત્યારે તો ગદ્ગદ્ થઇને અશ્રુપૂર્ણ નયનોથી ભગવાનની મનોહર મૂર્તિ જોઇને પાછા ફરતાં તેમના પગ ભારે થઇ જતા હતા. ભગવદ્ભક્તિમાં વિશ્વંભર બુવા એટલા તન્મય થઈ ગયા હતા. અંતે ભગવાન તેમની ભક્તિ ઉપર પ્રસન્ન થયા અને સાકાર રૂપે પ્રગટ થઇને તેમણે તેમને હરિનામનો મંત્રોપદેશ આપ્યો. ચિત્ત હરિચરણમાં લાગી જવાથી ગૃહસ્થાશ્રમના કામમાં તેમનું મન લાગતું નહોતું અને આ કારણને લીધે ખુલ્લંખુલ્લા કેટલાકો તેમનાં ગુણગાન ગાવા લાગ્યા તો કેટલાક તેમની નિંદા પણ કરવા લાગ્યા. વિશ્વંભર બુવાની અનન્ય ભક્તિ જોઇને ભગવાને તેમને સ્વપ્ન આપ્યું કે હવે તમારે પંઢરપુર આવવાની કંઈ જરૂર નથી; હવે હુંજ તમારે ઘેર આવીને રહીશ. સ્વપ્ન પ્રમાણે વિશ્વંભર બુવા ગામના પચાસ-સો માણસોને સાથે લઇને દેહૂની પાસે જે આમ્રવન

હતું ત્યાં ગયા. ત્યાં જે સ્થાનમાં સુગંધી ફૂલ, અરગજા ચૂર્ણ અને તુલસીપત્ર પડેલાં જોયાં, ત્યાં અટકી ગયા અને તે જમીન ખોદવા લાગ્યા તો ત્યાંથી 'સગુણ શ્યામ પાંડુરંગ મૂર્તિ' નીકળી આવી. 'વામાંગે માતા રુકિમણી શોભતાં હતાં, કેડમાં દિવ્ય પીતાંબર હતું, ગળામાં તુલસીના સુંદર હાર હતા, એવી સુંદર મૂર્તિ જોઇને સૌ લોકો જયજયકાર કરવા લાગ્યા.' વિશ્વંભર બુવા તે મૂર્તિને દેહૂ લઇ આવ્યા અને પોતાના ઘરની નજીક ઇન્દ્રાયણીના તટ ઉપર બહુ ઠાઠમાઠપૂર્વક તેમણે તે મૂર્તિની સ્થાપના કરી અને ત્યાં મંદિર બનાવરાવ્યું. ત્યારથી દેહૂગ્રામ પુણ્યક્ષેત્ર બની ગયું.

## ૬-વિશ્વંભરના પુત્ર

વિશ્વંભર બુવાના અવસાન પછી તેમની સ્ત્રી આમાબાઇ પોતાના બે-પુત્ર હરિ ને મુકુંદ-સાથે પોતાનો સમય વિતાવવા લાગ્યાં. પતિના સત્સંગથી તેમના અંતઃકરણમાં પણ ભગવત્પ્રેમનો ઉદય થઇ ચૂકયો હતો. પતિની પાછળ શ્રી વિઠ્ઠલની પૂજા-અર્ચા ઉત્તમ રીતે ચાલુ રાખવાનું કામ તેમને પ્રિય હતું. થોડા દિવસ એજ પ્રમાણે ચાલ્યું; પરંતુ પાછળથી પુત્રોની રાજસી પ્રકૃતિને લીધે તેમના વિચારોમાં ખલેલ પડવા માંડી. હરિ તેમજ મુકુંદને 'સેના-તુરંગ શિબિકા આભરણ'નો શોખ લાગ્યો. ક્ષાત્રવૃત્તિ તરફ ખેંચાઇને તેઓ બન્ને માતાનું કહ્યું નહિ માનતાં ઘેરથી ચાલ્યા ગયા અને કોઇ રાજાને ત્યાં જઈ નોકરી કરવા લાગ્યા. આ રાજા કોણ અને કયાંનો હતો તે જાણવાનાં કંઇ સાધન નથી. પછી પુત્રોએ માતાને પોતાની પાસે બોલાવી લીધી. માતા પોતાની બન્ને વહુઓની સાથે ત્યાં ગઇ. આમાબાઇ તનથી તો પોતાના પુત્રો પાસે ગઈ, પરંતુ તેનું મન દેહૂની વિઠ્ઠલમૂર્તિમાંજ લાગેલું હતું; રાજસેવા કરનારા પુત્રોના ઠાઠમાઠથી તેમને કંઇ પણ સુખ થતું નહોતું. તેમની તો એજ ઇચ્છા હતી કે છોકરા ઘેરજ રહે, વડીલોનોજ ધંધો કરે અને ભગવાનની પૂજા-અર્ચા કર્યા કરે; પરંતુ દીકરા

નવજુવાન હતા, તેમનામાં જુવાનીનું ખમીર ખેલતું હતું, વૈભવ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની ધૂન તેમના પર સવાર હતી. એટલે તેમને પુત્રોની પાસે જવું પડ્યું. સાંસારિક સ્નેહસંબંધનું પ્રેમસુખ કેટલું નિષ્ઠુર હોય છે, એ તેમને હવે જોવાનું હતું. માયાપાશ બહુ કઠણ છે. મન દેહૂમાં ભગવાનની પાસે છે, જ્યારે શરીર છોકરાઓની પાસે; આ તેમની હાલત હતી. દીકરા યશસ્વી નીકળ્યા, યશ દિવસે દિવસે વધવા લાગ્યો. થોડા સમય પછી શ્રી વિઠ્ઠલે આમાબાઈને સ્વપ્ન આપ્યું કે 'તું પુત્રમોહથી મને દેહૂમાં મૂકી આવી છે, પરંતુ તારા પુત્રો યુદ્ધમાં માર્યા જશે અને તેમનો બધો વૈભવ નાશ પામી જશે.' આમાબાઈએ આ સ્વપ્ન પોતાના પુત્રોને કહ્યું; પરંતુ તેઓ સ્વપ્ન ઉપર વિશ્વાસ મૂકે તેવા નહોતા. અંતે રાજા ઉપર શત્રુએ હુમલો કર્યો, ભયંકર યુદ્ધ થયું અને તેમાં હરિ અને મુકુંદ બન્ને જણ માર્યા ગયા. મુકુંદની સ્ત્રી સતી થઈ. શોકાકુળ આમાબાઈ મોટી વહુને સાથે લઈને દેહૂ પાછી ફરી. માતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું ફળ છોકરાઓને મળ્યું અને માતા પહેલાં કરતાં પણ વધારે વિરક્ત થઈને શ્રી વિઠ્ઠલનાં ચરણોમાં વળી વધુ ને વધુ પ્રેમ રાખવા લાગી. હરિની સ્ત્રી ગર્ભવતી હતી. પ્રસૂતિને માટે તેને આમાબાઈએ તેને પિયર નવ લાખ ડંબર મોકલી આપી. ત્યાં સમય આવતાં પ્રસૂતિ થઈ, પુત્ર પ્રસવ્યો અને તેનું નામ વિઠ્ઠલ રાખવામાં આવ્યું. દુઃખ, શોક અને વૈરાગ્ય સહિત ભગવત્પ્રેમનાં પરસ્પર વિરુદ્ધ મોજાંઓથી આમાબાઈની ચિત્તવૃત્તિ ઉદાસ થઈ ચૂકી હતી. પાછળથી જ્યારે શરીર વૃદ્ધાવસ્થાથી જર્જરિત થઈ ગયું, ત્યારે તેમના ઉપાસ્ય દેવે તેમને ધૈર્ય આપ્યું, તેમના ઉપર ભગવાનનો પૂર્ણ અનુગ્રહ થયો અને નાના પૌત્રને પાછળ મૂકીને તે સ્વર્ગે સિધાવ્યાં.

## ૭–વંશવિસ્તાર

હરિના પુત્ર વિઠ્ઠલ. તેમને માતા-પિતાના વિયોગના

દુઃખને લીધે યુવાવસ્થામાંજ વૈરાગ્ય આવ્યો અને તેનું મન ભગવદ્ભક્તિમાંજ લાગ્યું. એ વિઠ્ઠલને પદાજી નામનો પુત્ર થયો, પદાજીને શંકર, શંકરને કાન્હો અને કાન્હાના બોલાજી થયા. આ બોલાજીજ તુકારામ મહારાજના પિતા.

## ૮—વંશાવળી

તુકારામ મહારાજના સૌથી મોટા પુત્ર મહાદેવ બુવાના વંશજ ( વર્તમાન ) રામભાઉ દેહૂકરના પંઢરપુરના ઘરમાંથી તુકારામ મહારાજની જે વંશાવળી મળી આવી છે તે આ પ્રમાણે છેઃ—




(સ્રી ૧ રખમાબાઈ અને ૨ જીજાબાઇ)

'સંતલીલામૃત'માં મહીપતિ બુવાએ જે વંશાવળી આપી છે, તે અને આ એકજ છે. તુકારામ મહારાજના જે વંશજ દેહૂમાં છે, તેમને ત્યાં પણ આજ વંશાવળી છે. 'કેશવ ચૈતન્ય કલ્પતરુ' ગ્રંથમાં નિરંજન સ્વામીએ જે વંશાવળી આપી છે, તે પણ આજ વંશાવળીને મળતી આવે છે.

દેહુના કાગળ-પત્ર જોતાં જોતાં તુકારામ મહારાજના પૌત્ર ઉદ્ધવ બુવાના હાથનો એક લેખ મળી આવ્યો છે, તે અહીં આપીએ છીએ—

શ્રી

'વંશાવળી સ્વામીની—મૂળ પુરુષ વિશ્વંભર બુવા, તેમના પુત્ર બે-મોટા હરિ ને નાના મુકુંદ. હરિ બુવાના પુત્ર વિઠોબા, વિઠોબાના પુત્ર પદાજી, પદાજીના પુત્ર શંકર બુવા, શંકર બુવાના પુત્ર કાન્હોબા, કાન્હોબાના પુત્ર બોલ્હો બુવા, (તેમના) મોટા પુત્ર સાવજી બુવા, વચલા તુકારામ બુવા અને નાના કાન્હોબા. સાવજી બુવાને કંઈ ન હતું. તુકોબાના ત્રણ પુત્ર-મોટા મહાદેવ, વચલા વિઠોબા અને નાના નારાયણ બુવા. મહાદેવ બુવાના પુત્ર આબાજી બુવા, આબાજી બુવાના ત્રણ પુત્ર-મોટા મહાદેવ બુવા, વચલા મુકુંદ બુવા અને નાના જયરામ બુવા. વિઠોબાના ચાર પુત્ર-મોટા રામાજી બુવા અને ઉદ્ધવ બુવા, તથા ગણેશ બુવા અને ગોવિંદ બુવા. રામાજી બુવાને કંઈ ન હોતું. ઉદ્ધવ બુવાના પુત્ર મોટા ખંડોબા, વચલા વિઠોબા અને નાના નારાયણ બુવા. કાન્હોબાના ગંગાધર બુવા, ગંગાધર બુવાના ખંડોબા અને ખંડો બુવાના ગંગાધર બુવા.

આ પ્રમાણે તુકારામનાં જાતિ, કુળ, તેમના પૂર્વજ અને તેમની વંશાવળી સંબંધી જે જે વિશ્વાસપાત્ર હકીકતો મળી આવી તે આ અધ્યાયમાં આપવામાં આવી છે.



# અધ્યાય ૩ જો–સંસારનો અનુભવ

"ભગવાનનું ઓળખાણ એ છે કે જેને ઘેર તેઓ પધારે છે, તેના ગૃહસ્થાશ્રમ પર ધા-ફટકો પડે છે."—તુકારામ

## ૧–મહારાષ્ટ્રધર્મની પૂર્વપરંપરા

તુકારામનો જન્મ સંવત ૧૬૬૫ (શાકે ૧૫૩૦)માં થયો હતો. તે વિષે પહેલાંના અધ્યાયમાં પૂરતાં પ્રમાણો દ્વારા સાબીત થઇ ચૂક્યું છે. હવે જે સમયે મહારાષ્ટ્રના ક્ષિતિજ પર તુકારામ મહારાજ જેવા ભક્તચૂડામણિનો ઉદય થયો તે કાળના મહારાષ્ટ્રની ઉડતી નજરે–ટુંકામાં સમાલોચના કરીએ. શ્રી જ્ઞાનેશ્વર મહારાજના સમયમાં મહારાષ્ટ્ર સંપૂર્ણ ઐશ્વર્યશાળી હતું. તે સમયે મહારાષ્ટ્રની રાજધાની દેવગિરિમાં હતી. તેનું હાલનું મુસલમાની નામ દૌલતાબાદ છે. ત્યાં યાદવ (જાદવ) રાજાઓ રાજ્ય કરતા હતા અને રાજ્યશાસન પણ ઉત્તમ રીતે ચાલતું હતું. શ્રીજ્ઞાનેશ્વરીના ઉપસંહારમાં જ્ઞાનેશ્વર મહારાજે તે સમયના યાદવરાજ શ્રીરામચંદ્ર યા રામદેવ રાવનો આ પ્રમાણે બહુ સન્માનપૂર્વક ઉલ્લેખ કર્યો છે.

'તેથી યદુવંશવિલાસ, જે સકળકળા–નિવાસ.
ન્યાયાતેં પોષી ક્ષિતીશ, શ્રી રામચંદ્ર.'

શાલિવાહનના તેરમા સૈકામાં રામદેવ રાવ જેવા ધર્માત્મા રાજા, હેમાદ્રિ જેવા વિદ્વાન અને બુદ્ધિમાન રાજ્યકાર્યકર્તા, બોપદેવ સરખા પંડિત, શ્રી જ્ઞાનેશ્વર મહારાજ જેવા અવતારી ભાગવતધર્મપ્રવર્તક, નામદેવ જેવા સગુણ

પ્રેમી સંત, ચોખામેલા, ગોરા કુંભાર ને સાંવતા માળી-જેવા ભક્ત, મુકતાબાઇ ને જનાબાઇ જેવી પરમભક્ત સ્ત્રીઓ જે કાળે મહારાષ્ટ્રમાં ઉત્પન્ન થઇ તે કાળ સાચેજ પરમ ધન્ય છે. શાકે ૧૨૧૨ (સંવત ૧૩૪૭)માં મહારાષ્ટ્રીય સાહિત્યમાં મુકુટમણિ સરખો શોભાયમાન જ્ઞાનેશ્વરી જેવો અદ્વિતીય ગ્રંથ મહારાષ્ટ્રના મહાભાગ્યથી તે પ્રદેશમાં રચાયો. આ સમય પછી તરતજ ઉત્તર બાજુથી મુસલમાની ફોજો દક્ષિણ પર ચઢી આવી અને મહારાષ્ટ્રમાં મુસલમાનોનો અધિકાર સ્થપાયો. પરંતુ આ સમયમાં પણ આ અધિકાર સર્વ સ્થળે પૂરેપુરો સ્થપાયો નહોતો. કેટલાક મરાઠાઓ એવા હતા કે જેઓ પોતાનો ગઢ અને પ્રદેશ પોતાના હાથમાંજ રાખીને બેઠા હતા અને મુસલમાની બાદશાહત સામે કદી થયા નહોતા. તેઓ સ્વતંત્રજ હતા. જ્યારે ગુલબર્ગાના બ્રાહ્મણી સુલતાનનો અમલ ચાલતો હતો, તે વખતે તુંગભદ્રાને કિનારે વિદ્યારણ્ય સ્વામી-(પૂર્વાશ્રમના માધવાચાર્ય) એ હરિહર અને બુક્ક નામના બે જુવાન રાજકુમારોને શિક્ષણ આપી તેમના દ્વારા વિજયાનગર રાજ્યની સ્થાપના કરાવી હતી. મુસલમાનોના બ્રાહ્મણી રાજ્યના પાંચ ભાગ થઇ ગયા, તે સમયથી મરાઠા વીરો અને બ્રાહ્મણરાજનીતિજ્ઞોએ ધીરે ધીરે પોતાનો પગપેસારો શરૂ કર્યો. અને શાકે ૧૫૪૯ (સંવત ૧૬૮૪) માં શ્રી શિવાજી મહારાજનો જન્મ થયા પહેલાં મહારાષ્ટ્રના પુનરુત્થાનનાં સ્પષ્ટ લક્ષણ દેખાવા લાગ્યાં. વચગાળાના ત્રણ સૈકાઓમાં પરાધીનતાને લીધે મહારાષ્ટ્રને અનેક દુઃખો ભોગવવાં પડયાં હતાં; છતાં મરાઠાઓની તેજસ્વિતા આ સમયે પણ સુરક્ષિત હતી. તેમનું સ્વાભિમાન તદ્દન નષ્ટ થયું નહોતું. વિધર્મીઓનું રાજ્ય થવાથી આ કાળ ધર્મગ્લાનિનો હતો, છતાં પણ એજ કાળમાં કેટલાક સંત કવિઓ ઉત્પન્ન થયા અને તેમણે ધર્મનિષ્ઠાની બુઝાતી જ્યોતિને બુઝાવા ન દેતાં પ્રદીપ્ત રાખી હતી. શાલિવાહનના તેરમા સૈકામાં જ્ઞાનેશ્વર, નામદેવ વગેરે મહા-

ત્માઓએ ભાગવત ધર્મની સ્થાપના કરીને ધર્મનો ઝંડો મહારાષ્ટ્ર ઉપર ફરકાવ્યો હતો. એ મહાપુરુષોનો આ ઉદ્યોગ વ્યર્થ થાય તેમ નહોતો. તેમણે જે ઉદાર ધર્મતત્ત્વામૃતની વૃષ્ટિ કરી રાખી હતી, તેથી વિધર્મી રાજસત્તાના ધર્મગ્લાનિરૂપ ભયંકર દુકાળમાં પણ હિન્દુઓનું હિન્દુત્વ સુરક્ષિત રહ્યું હતું. આ સમયમાં જે સંત અને કવિ થયા તેમનાજ કર્તવ્યથી ધર્મની રક્ષા થઇ અને વિપરીત કાળ સાથે ઝૂઝતાં ઝૂઝતાં મહારાષ્ટ્રીય સમાજનું ધૈર્ય નષ્ટ થયું નહિ. તે ધીરતાથી વિધર્મ સાથે લડતો રહ્યો અને પોતાનો બચાવ કરતો રહ્યો. કોઇ પણ રાષ્ટ્રનો ઉત્કર્ષ સ્વદેશ, સ્વધર્મ તેમજ સ્વભાષાના રૂપમાં ત્રણ પ્રકારથી થાય છે. એ ત્રણેનો ઉત્કર્ષ એજ રાષ્ટ્રનો ઉત્કર્ષ છે અને એ ત્રણેનો હ્રાસ એજ રાષ્ટ્રનું મૃત્યુ છે. મહારાષ્ટ્ર પરાધીન તો થયું. પરંતુ પરાધીનતાની એ પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ તેણે સ્વધર્મ અને સ્વભાષા છોડયાં નહિ. મુસલમાનોની નોકરી કરનાર મરાઠા વીરોમાંથી જેમ આગળ જતાં શાહજી સરખા પરાક્રમી કુશળ રાજનીતિજ્ઞ ઉત્પન્ન થયા, તેવાજ મુસલમાનોની નોકરી કરનારાઓમાં દામાજી પંત ને જનાર્દન સ્વામી જેવા પરમ ભાગવત પણ થયા અને તેમણેજ લોકોની ધર્મનિષ્ઠાને જાગ્રત રાખી. વિધર્મીઓના રાજ્યકાળમાં આચાર-વિચાર પણ પલટાઇ જાય છે. આચાર અને વિચારનો જ્યાં મેળ હોય છે, ત્યાંજ ધર્મ જીવતો–જાગતો રહી શકે છે. બૌદ્ધ સંપ્રદાયની લહરને પાછી વાળીને પહેલાં કુમારિલ ભટ્ટે આચારધર્મ જગાવ્યો અને ત્યારે શંકરાચાર્યે જ્ઞાનનો ડંકો બજાવ્યો. શાકે ૧૩૦૦ (સંવત ૧૪૩૫) થી શ્રીપાદ, શ્રી વલ્લભ અને શ્રી નૃસિંહ સરસ્વતીએ ધર્મજાગૃતિનું જે કામ કર્યું, તેનો પરિચય શાકે ૧૪૭૦ની લગભગમાં રચાયલા 'ગુરુચરિત્ર' ગ્રંથથી મળી શકે છે. નૃસિંહ સરસ્વતી શાકે ૧૩૮૦ બહુધાન્ય સંવત્સરમાં ફાગણ વદી પડવાને દિવસે 'નિજાનંદમાં બેઠા.' (ગુરુચરિત્ર અધ્યાય ૫૧) શાકે ૧૩૯૬ ના ભયંકર દુકાળમાં

દામાજી પંતે બાદશાહના કોપથી આવનાર સંકટ સામે ઉદારતાથી નીડરપણે શાહી ધાન્યાગાર–ભંડાર લૂંટાવી દીધો અને હજારો માણસોના પ્રાણનું રક્ષણ કર્યું. ભગવાન હમેશાં ભકતોના સહાયક છે, એ વાત ભગવાને વિઠૂ મહારનું રૂપ ધારણ કરીને સૌ કોઇને બતાવી દીધી છે. કાન્હૂપાત્રા વેશ્યા હતી, પરંતુ તેની પણ નિષ્ઠા જોઇને લોકો ભક્તિમાર્ગ ઉપર વિશ્વાસ–શ્રદ્ધા રાખવા લાગ્યા. મંગલવેઢયાના દામાજી પંતની પેઠેજ દેવગઢ (દેવગિરિ–દોલતાબાદ) માં જનાર્દન સ્વામીના તપે ઘણું કામ કર્યું. જનાર્દન સ્વામીના શિષ્ય એકા જનાર્દન, જની જનાર્દન અને રામા જનાર્દન હતા. ચાંગદેવ, દાસો પંત વગેરે અનેક ભક્તો આ સમયમાં થયા. એકનાથ મહારાજના (સંવત ૧૫૮૫–૧૬૫૫ ) ઉદાર ચરિત્રથી મહારાષ્ટ્રમાં ફરી વાર ભાગવત ધર્મનો પ્રચંડ જયજયકાર થયો. એકનાથી ભાગવત (સંવત ૧૬૩૦), રુકિમણીસ્વયંવર ( સંવત ૧૬૨૮), ભાવાર્થ રામાયણ, હજારો અભંગ અને બીજી કવિતાઓ મહારાષ્ટ્રમાં લોકપ્રિય થઇ. સાન શૃંગી ઉપર ત્ર્યંબકરાય, ચિંચવડમાં મોર્યા ગોસ્વામી, શિંગણાપુરમાં મહાલિંગદાસ વગેરે મહારાષ્ટ્રના બધા પ્રાંતોમાં સંવત ૧૬૩૫ ( શાકે ૧૫૦૦ ) ની લગભગ અનેક ભગવદ્ભક્ત અને ગ્રંથકારો થયા હતા. એ બધાનાં અલગ અલગ કાર્યોનું એકત્ર ફળ ભાગવતધર્મનો પ્રચારજ હતું અને તેમની ઉપાસના ભિન્ન ભિન્ન હોવા છતાં અથવા સંપ્રદાયો જુદા હોવા છતાં પણ તેઓ સર્વ દ્વારા ધર્મજાગૃતિનુંજ કામ થયુ. જ્ઞાનેશ્વર ને નામદેવ પછી મહાન કાર્ય એકનાથ મહારાજ દ્વારા થયું. એકનાથ મહારાજે ગુરુકૃપાની અલૌકિક શક્તિથી અત્યંત પ્રાસાદિક ગ્રંથો રચ્યા અને તેમના દિવ્ય ચારિત્રના પણ જનસમાજ ઉપર ઘણાજ ઉત્તમ સંસ્કાર પડયા. જનાર્દન સ્વામીની પેઠેજ એકનાથ મહારાજ પણ જ્ઞાનેશ્વરી ઉપર પ્રવચન કરતા હતા. આથી આ ગ્રંથ પ્રત્યે સૌનું ધ્યાન લાગ્યું. એકનાથ મહારાજના અવતારકાર્યનો પ્રભાવ દેવગઢ, પૈઠણ

ને પંઢરપુરજ નહિ પરંતુ પૂના પ્રાંત પર પણ ખૂબ પડયો. સંવત ૧૬૪૦ માં એકનાથ મહારાજ સેંકડો વારકરીઓ-યાત્રાળુઓને સાથે લઇને આળંદી ગયા. ત્યાં તે ત્રણ મહિના રહ્યા. નિત્ય ભજનકીર્તન થયા કરતાં હતાં. ત્યાં તેઓ કોઇ પાસેથી કંઇ લેતા નહિ. એક લિંગાયત વાણિયાના રૂપમાં ભગવાન હમેશાં બધાને સીધું-પાણી આપ્યા કરતા હતા. ભગવાનેજ એકનાથ મહારાજને ઋણમુક્ત કર્યા ! આ વાત પૂના પ્રાન્તમાં ઘેરે ઘેર ફેલાઈ ગઇ અને આ બનાવને ૫૦ વર્ષ થયા પછી તુકારામ મહારાજે એમ કહીને આ ઘટનાનો ઉલ્લેખ કર્યો છે કે 'પ્રત્યક્ષને માટે બીજું પ્રમાણ શું જોઇએ ? (ભગવાને) એકાજી (એકનાથ)નું દેવું ચૂકવ્યું એ તો પ્રત્યક્ષજ છે !' એકનાથ આળંદીથી પાછા ફર્યાં ત્યારથી આળંદીની વારી (યાત્રા) થવા લાગી અને દશજ વર્ષ પછી સંવત ૧૬૫૦ ની લગભગ એક 'દેશપાંડે' સજ્જને જ્ઞાનેશ્વર મહારાજની સમાધિ આગળ સભામંડપ બનાવરાવ્યો. એકનાથ મહારાજના આગમનથી આળંદીનો મહિમા ઘણો વધ્યો, યાત્રા વધારે થવા લાગી, જ્યાં ત્યાં જ્ઞાનેશ્વરીનું પારાયણ થવા લાગ્યું અને ભાગવતધર્મ ઉપર લોકોની શ્રદ્ધા અને પ્રીતિ ઘણીજ વધી. એકનાથ મહારાજે સંવત ૧૬૫૫ માં પૈઠણમાં સમાધિ લીધી અને ત્યાર પછી દશજ વર્ષે દેહૂમાં તુકારામનો જન્મ થયો. તુકારામ અને રામદાસ સ્વામી એકજ સાલમાં જન્મ્યા હતા અને તેમના દ્વારા મહારાષ્ટ્ર પ્રાંતમાં કૃષ્ણભક્તિ અને રામભક્તિની બે ધારાઓ વહેવા લાગી હતી. ગુરુચરિત્રનો દત્ત-સંપ્રદાય, પંઢરીનો વારકરી સંપ્રદાય, સમર્થ રામદાસનો રામદાસી સંપ્રદાય વગેરે સઘળા સંપ્રદાયો ભગવદ્ભક્તિ શીખવનારા ભાગવત ધર્મનાજ સંપ્રદાય હતા અને તેમના મુખ્ય સિદ્ધાંતોમાં કશા૫ર કોઇ ભેદ નહોતો. બધાએ એકજ ધર્મ ફેલાવ્યો. તુકારામ અને સમર્થ જ્યારે ૧૯ વર્ષના હતા ત્યારે-અર્થાત્ શકે ૧૫૪૯ (સંવત ૧૬૮૪) માં પૂના પ્રાંતનાજ શિવનેરી કિલ્લામાં શ્રી શિવાજી મહારાજનો જન્મ થયો. તુકારામ,

રામદાસ અને શિવાજી, એ ત્રણ મહાવિભૂતિઓ થઇ અને તેમણે જે કંઇ કાર્ય કર્યું તેના પોષક અને સહાયક અનેક પુરુષો તે સમયમાં મહારાષ્ટ્રમાં ઉત્પન્ન થયા હતા. મહારાષ્ટ્રમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિનું ઐકય સિદ્ધ થવાનું હતું. એ મહાત્માઓના અવતાર 'भवो हि लोकाभ्युदयाय तादृशाम्' આ કાળિદાસની ઉક્તિ અનુસાર સંસારના અભ્યુદય માટે થયો. આ અભ્યુદય કેમ અને કેવી રીતે થયો, તે સૌ કોઈ જાણે છે. એ મહાવિભૂતિઓએ આવીને મહારાષ્ટ્રને સદ્ભાગ્યના દિવસો દેખાડયા. જે હકીકત અહીં ધ્યાનમાં રાખવાની છે, તે એ કે શ્રીજ્ઞાનેશ્વર અને નામદેવે મહારાષ્ટ્રમાં જે ભાગવત ધર્મની સ્થાપના કરી અને જેનો પ્રચાર કરવા માટે એકનાથ આવ્યા તેને એકનાથ મહારાજેજ આળંદીમાં આવીને પૂના પ્રાંતમાં સારી રીતે જાગ્રત કર્યો. આવા શુભ સમયમાં દેહૂમાં તુકારામનો જન્મ થયો. જ્ઞાનેશ્વર, નામદેવ અને એકનાથના બાકી રહેલા ધર્મકાર્યને પૂર્ણ કરવા માટેજ દેહૂમાં શ્રી તુકારામજીએ અવતાર લીધો. ભગવાન શ્રીકૃષ્ણના હૃદયમાંથી નીકળીને મહારાષ્ટ્રમાં પુંડલીકના ગોમુખથી પ્રગટ થનારી ભાગવત ધર્મની ભાગીરથી જ્ઞાનેશ્વર, નામદેવ અને એકનાથરૂપી પ્રચંડ પ્રવાહો સાથે વહેતી વહેતી પૂના પ્રાંતવાસી જનતાના સદ્ભાગ્યથી ત્યાં તુકારામસ્વરૂપે વહેવા લાગી. બહિણાબાઇના કથનાનુસાર જ્ઞાનેશ્વર મહારાજે જેનો પાયો નાખ્યો, નામદેવે જેનો વિસ્તાર કર્યો, એકનાથે જેના ઉપર ઝંડો ફરકાવ્યો તે ભાગવતધર્મરૂપ પ્રાસાદ-મહાલય ઉપર તુકારામરૂપી કળશ ચઢયો.

## ૨—શ્રી તુકારામનાં માતાપિતા

તુકારામના ભાગ્યશાળી પિતા બોલાજી અને પરમ પુણ્યવતી માતા કનકાઇ દેહૂમાં સુખપૂર્વક રહેતાં હતાં. બોલાજીએ પોતાના કુળદેવ શ્રી વિઠ્ઠલની ભક્તિભાવથી ઉપાસના કરી અને પંઢરપુરની આષાઢી અને કાર્તિકી વારી

યાત્રા-સતત ચાળીસ વર્ષ સુધી કરી. પતિ અને પત્ની-બન્ને જણ પોતાનાં જીવન પરોપકાર ને પવિત્ર કાર્યોમાં ગાળતાં હતાં-ભૂખ્યાને અન્ન આપતાં, તરસ્યાને પાણી પાતાં, દીન-દુઃખીઓને દયાપૂર્વક સહાય કરતાં, સાધુ-સંતોની શોધ ને સેવા* કરતાં. ઘરમાંની વિઠ્ઠલમૂર્તિની બહુ પ્રેમથી પૂજા-અર્ચા કરતાં અને સદા ભજન-પૂજનના આનંદમાંજ રહેતાં. આજ તેમનું નિત્યકાર્ય હતું. બોલાજીની એવી ખ્યાતિ હતી કે 'સંસારવ્યવહાર ચલાવતાં તેઓ કદી જૂઠું બોલતા નહિ.' બોલાજી સાંસારિક કાર્યોમાં પણ ચતુર હતા; તેઓ કંઇક મહાજની, કંઇક વેપાર ને કંઇક ખેતી કરીને સુખપૂર્વક નિર્વાહ કરતા હતા. વેપારમાં દયા અને સચ્ચાઇ રાખતા હતા. તેમના પ્રથમ પુત્ર સાવજી થયા. બીજા પુત્ર વખતે કનકાઇને વૈરાગ્યનોજ સ્વાદ-રસ લાગ્યો. તે એકાંતમાં બેસતી, કોઇની પણ સાથે વધારે બોલતી નહિ અને સંસાર પ્રતિ કંઇ પણ ધ્યાન દેતી નહિ; એવી સ્થિતિ થઇ ગઇ હતી. તેની કૂખેથી મહાન વિષ્ણુભક્ત જન્મ લેવાના હતા, ઘણે ભાગે એજ કારણે તે દિવસોમાં તેમને નામદેવરાયના અભંગ સાંભળવાની ઇચ્છા થઈ આવતી અથવા તે હરિકીર્તન સાંભળતી અથવા વિઠ્ઠલ મંદિરમાં એકલીજ શ્રી વિઠ્ઠલ-રખુમાઈ તરફ દૃષ્ટિ રાખીને કલાકો સુધી એકાગ્ર થઇને બેસી રહેતી હતી. યથાસમયે તેની કૂખે શ્રી તુકારામનો જન્મ થયો. ભક્તલીલામૃતમાં મહી-

* સંવત ૧૬૪૦ માં જ્યારે એકનાથ મહારાજ આળંદી ગયા હતા, ત્યારે તેમનાં દર્શન કરવા અને કીર્તન સાંભળવા બોલાજી પણ કનકાઇની સાથે કેટલીયે વાર ગયા હશે અને તુકારામજીએ બાળપણમાંજ માતા-પિતાના મુખેથી એકનાથ મહારાજની વાતો સાંભળીજ હશે. બોલાજી પોતે પરંપરાથી વારકરી-યાત્રાળુ હતા, તે એકનાથ મહારાજ જેવા પરમભક્ત અને વારકરી સંપ્રદાયના તે સમયના સર્વમાન્ય મહંત બોલાજીના સ્થાનથી ત્રણજ કોસ દૂર આળંદીમાં આવ્યા હોય ત્યારે તો એ અવસર કેમ જવા દે! બોલાજીએ અવશ્યજ તેમનાં દર્શન કર્યાં હશે કીર્તન સાંભળ્યાં હશે અને તેમના સત્સંગનો લાભ ઉઠાવ્યો હશે.—હિંદી અનુવાદક

પતિ બુવા પ્રેમથી વર્ણન કરે છેઃ—( તુકારામ મહારાજ શું જનગ્યા—)

"કનકામાઈની કૂખમાં મહાનક્ષત્ર સ્વાતીનો વરસાદ પડયો અથવા મુક્તિથી પર ચોથી ભક્તિજ ઉતરી આવી; અથવા કહો કે સ્વયં વરુણ ભગવાનજ અવતર્યા. તે ઉદર-રૂપી છીપમાં નામપ્રેમનું નીર પડયું, તેજ હરિપ્રેમી, હરિ-ભક્ત મુક્તાફળરૂપે તુકારામ જન્મ્યા. નવધા ભક્તિના જે પ્રયત્ન કર્યા, તે નવ માસ પૂર્ણ થયા અને કનકામાઇના મહાભાગ્યથી પરમ વૈષ્ણવ તેમના ગર્ભમાં આવીને રહ્યા."

કનકા માતાના સદ્ભાગ્યનું શું કહેવું! પોતાની અસીમ ભક્તિથી ભગવાનને નચાવનાર અને સર્વત્ર સત્કીર્તિનો ઝંડો ફરકાવનાર સુપુત્રને જેણે જન્મ આપ્યો તે પુત્રવતીના મહાભાગ્યનો મહિમા કેટકેટલો ગવાય! આ કનકાઈનાં એક જન્મનાં નહિ પરંતુ અસંખ્ય જન્મોનાં પુણ્ય હતાં કે જેથી દેવલોકને પણ દુર્લભ એવા તુકારામ જેવા શ્રેષ્ઠ પુત્રની પ્રાપ્તિ થઇ.

કીર્તન-ભક્તિનો ડંકો વગાડનાર સમર્થ પુત્ર જેની કૂખે જન્મ લે છે તેજ માતા યથાર્થ પુત્રવતી છે. વિષયો-થી વૈરાગ્ય થાય, તેથીજ વેદાંતશાસ્ત્રે તથા સાધુ-સંતોએ પણ સ્ત્રીનિંદા કરી છે; પરંતુ અહીં તો કહેવું પડશે કેઃ—

નારી-નિંદા મત કર પ્યારે, નારી નરક કી ખાન;
ઇસી ખાન સે પૈદા હોતે, ભીષ્મ રામ હનુમાન.

જે ખાણમાં આવાં રત્ન પેદા થાય છે, તે સ્ત્રીજા-તિની નિંદા કોણ કરી શકે? શ્રીકૃષ્ણને ગર્ભમાં ધારણ કરનાર દેવકી અને તેનું લાલન-પાલન કરનાર યશોદા જેવી ભાગ્યશાળી હતી તેવીજ તુકારામની જનની પણ ભાગ્યશાળી હતી. તુકારામ પછી કાન્હજીનો જન્મ થયો. સાવજી, તુકાજી અને કાન્હજી ત્રણેની બાળલીલા જોઇને બોલો બુવા અને કનકા માતા મનોમન પોતાના ભાગ્યને ધન્ય સમજતાં હોય તો તેમાં શું આશ્ચર્ય!

### ૩–બાલ્યકાળ

તુકારામના જીવનનાં પ્રથમ તેર વર્ષો માતા–પિતાના સંરક્ષણ–છત્રની શીતળ છાયામાં બહુ સુખપૂર્વક વ્યતીત થયાં. બાળપણમાં તુકારામ બહારનાં છોકરાં સાથે જરૂર અનેક પ્રકારની રમતો રમ્યા હશે. શ્રીકૃષ્ણ તેમજ તેમના ગોપ-બાલસખાઓની બાળ–લીલાઓનું તેમણે અત્યંત પ્રેમ વડે વર્ણન કર્યું છે! મોઈ–દંડા, માર–દડી, ગેડીદડો, મૃદંગ, લંગડી, આટિયાપાટિયા, હુતુતૂતૂ વગેરે બાળકોની અનેક રમતો પર તેમના અભંગ છે. ભગવાન સાથે પ્રેમકલહ કરતાં કરતાં પણ તેમણે બાળકોની રમતોનાં સુંદર દૃષ્ટાંત આપ્યાં છે. એ બધા પરથી જણાય છે કે બાળપણમાં તુકારામ બહુ રમતિયાળ હતા. ભગવાન સાથે ઝગડતાં તેમને પ્રપંચી–ઝગડાખોર કહી દેવા, ક્યાંક પાસા ઉલટા પડયા અને ક્યાંક 'પોબાર' 'બૂમ પાડવી' વગેરે અનેક રમતની પરિભાષાના પ્રયોગોથી તુકારામનું બાળપણનું રમતિયાળપણુંજ પ્રગટ થાય છે. મનુષ્યના જીવનની વિશેષ ઘટનાઓ, તેની રુચિ–અરુચિ, તેના ભિન્ન ભિન્ન અનુભવ, તેનો અભ્યાસ, તેના ફેરફારો, તેના સંગી–સાથી, એ બધાનો પ્રભાવ તેમના ભાવ, વિચાર અને ભાષા ઉપર પડયા કરે છે. તેની ભાષાથી પણ આવી અસરોની ખબર પડે છે. અવશ્યજ એ ભેદો સમજવામાં ઘણી સાવધાની અને સૂક્ષ્મદર્શિતાનું કામ છે. અહીં એક ઉદાહરણ આપી એ વાતને સ્પષ્ટ કરીએ છીએ. ઉદાહરણ પણ મનોરંજક લાગશે. 'યુક્તાહારવિહાર' શું છે એ તો સૌ કોઈ જાણે છે. જ્ઞાનેશ્વર મહારાજે 'યુક્તાહારવિહાર'નો અર્થ 'સામાન્ય માપથી મપાયેલા ગણેલા કોળિયા' એવો કર્યો છે; અને એકનાથ મહારાજે 'ભગવાનને ભોગ ધરાવીને યથેષ્ટ ભોજન કરવા'નેજ 'યુક્તાહારવિહાર' કહ્યો છે! આનું રહસ્ય એજ જણાય છે કે, એકનાથ મહારાજને ત્યાં સદાવ્રત હતું અને હમેશાં બ્રાહ્મણ–ભોજન થયા કરતું હતું. તેથી તેમણે 'યુક્તાહાર વિહાર' નો એવોજ અર્થ લીધો કે જેથી

ભગવાનને ભોગ ધરાવીને બ્રાહ્મણોને તૃપ્ત કરવાના સત્કાર્યમાં કંઈ અડચણ આવતી નહિ. તાત્પર્ય એ કે, મનુષ્ય જેવી અવસ્થામાં હોય છે, તેવો તેનો અનુભવ, ભાવ અને સ્વભાવ બને છે, અને તેના મુખમાંથી ભાષા પણ તેવીજ નીકળે છે. સાધુ–સંતોનાં સદ્વચનો વડે અલૌકિક પરમાર્થ તો થાય છેજ, પરંતુ તે ઉપરાંત તેની સાથે સાથે લૌકિક વ્યવહારનો નિર્દેશ પણ થાય છે. એટલુંજ નહિ, પરંતુ તેની વાણીમાં પારમાર્થિક સિદ્ધાંતની સાથે વ્યાવહારિક દૃષ્ટાંતનો એવો મેળ રહે છે કે તેમના ગ્રંથોથી પરમાર્થની સાથે સાથે વ્યવહારનું પણ અનુપમ શિક્ષણ મળે છે. ઘણે ભાગે વ્યવહારની ભાષામાંજ પરમાર્થના ગૂઢ સિદ્ધાંત પણ બતાવી દેવામાં આવે છે. તેમનાં દૃષ્ટાંત, રૂપક ને ઉપમાલંકાર વગેરેમાં વ્યવહારનું શિક્ષણ ભરેલુંજ હોય છે અને સિદ્ધાંત તો પરમાર્થ આપનારાજ હોય છે. શ્રી તુકારામનું બાળપણ રમત–ગમતમાંજ વીત્યું એમ કોઇ ન માને. હા, તેમની વાણીમાં ખેલાડીપણાનો રંગ આવે છે. પાંડુરંગની ભક્તિ તો તેમના ઘરનો ધંધોજ હતો.

## ૪–સંસારસુખનો અનુભવ

બોલ્હોજીએ એક પછી એક પોતાના ત્રણે પુત્રોના વિવાહ કરી દીધા. ત્રણેય લગ્નસમયે બાળકજ હતા. તુકારામનો પ્રથમ વિવાહ થયો તે સમયે તેમની ઉંમર બાર વર્ષની હશે. તેમની ગૃહિણીનું નામ રખુમાઇ હતું. વિવાહ થયા પછી બેએક વર્ષ બાદ જ્યારે માલમ પડયું કે, રખુમાઇને દમનો રોગ છે અને તે સાજી થવાની કંઇ આશા નથી, ત્યારે તુકારામનાં માતા–પિતાએ તેમનું બીજું લગ્ન કર્યું. તુકારામનું આ બીજું લગ્ન પૂનાના આપાજી ગુલબે નામના એક ધનવાન શાહુકારની કન્યા સાથે થયું હતું. તુકાજીની એ ગૃહિણીનું નામ જીજાબાઇ અથવા આવળીબાઇ હતું. આ પ્રમાણે પુત્રો અને વહુઓથી ભરેલું ઘર જોઇને કનકાઇને પોતાનો સંસાર સુખી અને ધન્ય લાગ્યો હશે!

એક પત્ની છતાં બીજું લગ્ન કરવું એ નિંદાસ્પદ હોય છે છતાં પણ એ દોષ તુકારામને દઈ શકાય તેમ નથી, એ સ્પષ્ટજ છે. પુત્રો અને વહુઓને જોઇને કનકાઈના દિવસો આનંદમાં વીતતા હતા. મહીપતિ બુવાએ ઠીકજ કહ્યું છે કે

પુત્ર સ્નુષા ધન સંપત્તી, ભ્રતારયુક્ત સૌભાગ્યવતી.
યાહૂનિ આનંદ સ્રિયાંચે ચિત્તીં, નસે નિશ્ચિત દુસરા.

'પુત્ર, વહુ, ધન, સંપત્તિ, સૌભાગ્યરૂપ જીવિત પતિ, એ કરતાં વધારે આનંદ સ્ત્રીઓ માટે સાચેજ બીજો કોઈ હોતો નથી.' બોલાજીની આ ઉતરતી ઉંમર હતી—લગભગ પચાસ વર્ષની હશે. તેમનો સમય સુખપૂર્વક વીતતો હતો. 'બધી બાબતો અનુકૂળ હતી, ધંધા-રોજગારની સ્થિતિ સારી હતી, કંઈ ઉણપ નહોતી, દીનવત્સલ ભગવાનની સંપૂર્ણ કૃપા હતી.' સર્વ પ્રકારે સુખી હતા. ધીરે ધીરે બોલાજીના મનમાં થવા લાગ્યું કે, હવે બધું કામકાજ છોકરાઓને સોંપી દઇને ભગવાન પ્રત્યે ધ્યાન જોડવું જોઇએ. તેમણે મોટા છોકરાને બોલાવ્યો અને કહ્યું કે, ઘરબારનો સઘળો ભાર હવે તમે તમારા શિર પર ઉઠાવી લો. પરંતુ સાવજીના વિરક્ત ચિત્તમાં આ વાત ઉતરી નહિ. તેમણે અતિ નમ્રતાપૂર્વક કહ્યું:-'મને આ જંજાળમાં ન ફસાવો. હું તો હવે તીર્થયાત્રાએ જવા ઇચ્છું છું. એવો આશીર્વાદ આપો કે આ શરીર કૃતાર્થ થાય' બોલાજીએ ખૂબ સમજાવ્યા, પરંતુ સાવજીની બુદ્ધિ ગૃહપ્રપંચની માયાથી છૂટવાનેજ ઇચ્છતી હતી એટલે સાવજીથી નિરાશ થઇ બોલાજીએ સઘળો ભાર તુકારામને માથે નાખ્યો. આ સમયે તુકારામ તેર વર્ષના બાળક હતા. આ સુકુમાર અવસ્થામાંજ આ પ્રમાણે તેમને માથે ગૃહસ્થાશ્રમનો મહાન બોજો આવી પડયો. ધીરે ધીરે બધું કામ તેમણે સંભાળી લીધું, જમાખર્ચના ચોપડા લખવા લાગ્યા, હુંડી-ચિઠ્ઠી આપવા-લેવા લાગ્યા, દુકાને બેસવા લાગ્યા, ખેતીવાડીની દેખરેખ રાખવા લાગ્યા, મહાજની પણ કરતા અને આ બધાં કામ તેઓ બહુ કુશળતાથી કરતા

હતા. લોકોના મુખેથી તેમની પ્રશંસા સંભળાવા લાગી. સઘળા લોકો કહેવા લાગ્યા: 'જુઓ, બાળક હોવા છતાં કેવી ચતુરાઈ, કુશળતા, પરિશ્રમ અને સચ્ચાઇપૂર્વક બધું કામ સંભાળ્યા કરે છે!' ચોપડા ખાતાં વગેરે જોઇને પોતાનો બધો વહેવાર તેમણે સારી રીતે સમજી લીધો હતો અને તેઓ ભારે કુશળતાથી બધું કામ ચલાવતા હતા. બોલાજીએ તેમને એ શિખામણ આપી હતી કે 'લેણદેણ અને બધું કામકાજ એવી કુશળતાથી કરવું જોઇએ કે નફો–નુકસાન હમેશાં નજર સામે રહે અને એવાંજ કામ કરવાં કે જેમાં અંતે આપણને લાભ થાય.' તુકારામે પિતાના ઉપદેશને શિર પર ચઢાવ્યો અને કહ્યું કે, હું એજ પ્રમાણે કરીશ. 'એજ પ્રમાણે કરીશ' એ શબ્દો વૈખરીના હતા, અને એનો જે પરમ અર્થ થતો હતો તે તુકારામના ચિત્તમાં જાગ્રત થયો. તેમને જે પરમ અર્થ મળ્યો તે એ હતો કે 'સાવધાન! સંસારમાં જે કંઈ લાભ છે તે શ્રીહરિ છે અને અશાશ્વત દ્રવ્યસંગ્રહ એ હાનિ છે; આ લાભ–હાનિને ધ્યાનમાં રાખી શ્રીહરિપદરૂપ પરમલાભ પ્રાપ્ત કરી લ્યો.' તુકાજીએ ઘરનું બધું કામ ઘણી સારી રીતે સંભાળી લીધું. એ જોઇને તેમનાં માતા–પિતા બહુ ખુશી થયાં. તેમની વ્યવહારદક્ષતા જોઇને તેમના ભાઈબંધો અને આડોશી-પાડોશીઓ બોલાજીની પાસે આવી તેમને વધાઇ આપવા લાગ્યા. ચાર વર્ષ આ પ્રમાણે સારા સુખમાં વીત્યાં; માતા-પિતા, ભાઇભાંડુ—બધાં પ્રસન્ન હતાં, ધનધાન્યથી ઘર ભરપૂર હતું, ઘરનાં બધાં માણસો સુખી ને તંદુરસ્ત હતાં, ગામમાં સર્વત્ર પૂરતી પ્રતિષ્ઠા હતી, લેશમાત્ર અભાવ નહોતો. સૌ લોકો તુકારામને ધન્ય ધન્ય કહેવા લાગ્યા.

## ૫–માતાનું સુખ

તુકારામને આ સમયમાં માતાપિતાનું–ખાસ કરીને માતાનું સુખ સારૂં મળ્યું, એ વાત તેમના અભંગો પરથી સ્પષ્ટ જણાય છે. પરમ પિતા પરમાત્માને આપણે ગમે

તેવા ભાવપૂર્વક જોઇએ ને પોકારી શકીએ છીએ. કારણ કે તે પિતા પણ છે અને માતા પણ છે. પરંતુ તુકારામજીએ ભગવાનને મોટે ભાગે 'મા' કહીનેજ બોલાવ્યા છે. શ્રીગીતાજીએ ' माता धाता पितामहः ' ' पिताऽसि लोकस्य चराचरस्य ' કહીને ભગવાનને બન્ને રૂપમાં બતાવ્યા છે અને માતા-પિતા છે પણ એક જેવાંજ. તેમ છતાં માતાના હૃદયનો પ્રેમરસ કંઇ જુદોજ છે. શ્રુતિમાતાએ પણ પહેલાં ' मातृदेवो भव ' કહ્યું છે, પછી ' पितृदेवो भव ' કહ્યું છે. ' માતા '-' મા ' શબ્દમાં જે માધુર્ય છે, જે જાદુ છે, જે પ્રેમસર્વસ્વ છે, તે કોઇ પણ શબ્દમાં નથી. માતાનું હૃદય આકરા તાપથી પણ કદી ન સૂકાનારૂ અને હમેશાં ભરપૂર વહેતા અમૃતસરોવર જેવું છે. માતાનો પ્રેમ સર્વ જીવોનું જીવન છે. માતા પરમપિતા પરમાત્માની કરુણામયી મૂર્તિ છે. પરંતુ જો પરમાત્માનું વાત્સાલ્ય જોવું હોય તો તે માતાનાજ કોમળ હૃદયમાં જોઇ શકાય છે. બાળક ઉપર માતાનો જે પ્રેમ છે, તેમાં કોઇ જાતનો લોભ નથી. એનુંજ નામ નિષ્કામ પ્રેમ છે. આપણે જે ઉછરીએ છીએ, જીવીએ છીએ, વધીએ છીએ તે માતાનાજ સ્તનના દૂધ-અમૃતના પાનથી. માતાનું આ દૂધ એ શું છે ? તેના રોમ-રોમમાં સંચાર કરનાર પ્રેમનું કેવળ બાહ્યરૂપ છે. તુકારામ કહે છે કે 'તુકા મ્હણે માઇબાપેં, અવઘીં દેવાચીં સ્વરૂપેં' એ અક્ષરશઃ સત્ય છે. તેમ છતાં માતાનો પ્રેમ તે તો માતાનોજ છે. તેથી તુકારામ વારંવાર ભગવાનને 'વિઠામાઇ' ' કનૈયા-મૈયા ' કહીનેજ પુકારતા હતા. માતૃપ્રેમ જેવો ઈશ્વરી ભાવ છે, તેવોજ તે પ્રેમનો પૂર્ણરૂપે અનુભવ કરવો એ ઈશ્વરનો પ્રસાદ છે. માતૃપ્રેમ સ્વાભાવિક છે, તેજ પ્રમાણે માતૃભક્તિ પણ સ્વાભાવિકજ છે અને હમેશાં સ્વાભાવિક રહ્યા કરવી જોઇએ. પરંતુ જેમ પાણીનું વહેણ નીચાણની તરફ હોય છે-પાણી ઉંચે ચઢી શકતું નથી, તેજ પ્રમાણે આ વિચિત્ર સંસારમાં માતાનો પ્રેમ જેટલો સ્વાભાવિક જોવામાં આવે છે તેવો કે તેટલો સ્વાભાવિક પ્રેમ સંતાનનો

માતા પ્રત્યે ભાગ્યેજ જોવામાં આવે છે. બાળક જ્યાં સુધી દૂધ ઉપર જીવે છે, ત્યાંસુધી તે બીજો કોઇ માર્ગ ન હોવાને લીધે માતાના પ્રેમનો ઉત્તર તેવાજ પ્રેમથી આપ્યા કરે છે. પરંતુ તેજ બાળક જ્યારે મોટો થાય છે, ત્યારે તેના પ્રેમમાં અનેક શાખાઓ ફૂટી નીકળે છે. પહેલાં તે પોતાના સંગી-સાથીઓ સાથે પ્રેમ કરે છે, પછી પત્નીના પ્રેમમાં બંધાય છે, પછી બાળકના પ્રેમને વશ થાય છે, આ પ્રમાણે પ્રેમ પોતાનો રંગ બદલતો અને પોતે વહેચાતો જાય છે અને કોઇ કોઇ વાર ડાળીઓ-પાંદડાંમાં ફસાઇને પોતાના મૂળને પણ ભૂલી જાય છે આથીજ માતૃપ્રેમને બેવફા નીવડનારા કુલાંગારો પણ કયાંક કયાંક ઉત્પન્ન થઇ જાય છે. પરંતુ આ વાત પ્રાકૃત જીવોની છે પુણ્યાત્મા તો એવા મહાભાગ-મહાન હોય છે કે તેમનો માતૃપ્રેમ જીવનપર્યંત અખંડપણે વહ્યા કરે છે અને એવા અખંડ માતૃભક્ત મહાત્માજ મહત્પદ પામે છે મહાત્મા પુંડલીક પોતેજ યુવાવસ્થામા વિષયાસક્તિને વશ થઇ થોડા સમય સુધી માતાને ભૂલી ગયા હતા ઈશ્વરની મહાન કૃપા થઇ કે તેઓ દૈવયોગે કુક્કુટ-મુકકુટના આશ્રમમા પહોચ્યા અને ત્યા તેમણે માતૃભક્તિનો મહિમા જોયો. તેનાથી તેમની આંખો ઉઘડી ને પછીથી તેઓ એવા માતૃભક્ત બની ગયા-માતૃભક્તિની એમણે એવી પરાકાષ્ઠા દર્શાવી કે ભગવાન પોતે તેમના પર પ્રસન્ન થયા અને તેમના દર્શને આવ્યા. અને ત્યારથી ઈંટના આસનપર ઉભાજ છે. તુકારામ પ્રશ્ન કરે છે 'પુંડલીકે શું કર્યું ?' અને પોતેજ જવાબ આપે છે. ' માતા-પિતાને ઈશ્વરરૂપ માન્યાં. ' તેનું ફળ તેમને શું મળ્યું ? તુકારામ કહે છે કે ' ઇંટ ઉપર પરબ્રહ્મ આવીને ઉભા રહ્યા. ' આજ મહાભાગવત પુંડલીક માતૃ-પિતૃભક્તિના પ્રતાપે સંતોના આગેવાન અને મહારાષ્ટ્રમાં ભાગવત ધર્મના આદ્યપ્રવર્તક થયા લૌકિક મનુષ્યોમાં પણ છત્રપતિ શિવાજી મહારાજ તથા નેપોલિયન, સિકંદર વગેરે દિગંતકીર્તિવાળા દિગ્વિજયી પુરુષો માતૃભક્તિના

મહાન પુણ્યબળનાંજ મધુર ફળ હતાં. માતૃ-પિતૃ-ભક્તિ સઘળા ઉત્તમ ગુણોની ખાણ છે. ગુણોમાં સૌથી શ્રેષ્ઠ ગુણ માતા-પિતાની ભક્તિજ છે. જેના હૃદયમાં આ ભક્તિનો રસ નથી, તેનામાં કોઇ પણ ગુણ ફળતો નથી. તુકારામનું હૃદય તો પ્રેમનું સરોવરજ હતું. પ્રેમઝરતું હૃદય લઇનેજ તે જન્મ્યા હતા. જીંદગીના ૧૭મા વર્ષ સુધી તેમણે માતા-પિતાના પ્રેમનો અનુભવ મેળવ્યો અને ભક્તિભર્યા અંતઃકરણથી માતા-પિતાની ખૂબ સેવા કરી. પાછળથી માતા-પિતાનો સ્વર્ગવાસ થયો, મોટાં ભાભી મરણ પામ્યાં, ભાઇ પણ ઘેરથી ચાલ્યા ગયા, અન્ન વિના પ્રથમ પત્નીના પ્રાણનો અંત આવ્યો, પ્રથમ પુત્ર સંતાજીનું મૃત્યુ થયું, દેવાળું નીકળ્યું, શાખ જતી રહી—આ પ્રમાણે એક પછી એક અનેક સંકટો તેમના ઉપર આવતાં ગયાં. આથી તેમનું ચિત્ત દુઃખી થયું અને પછી વૈરાગ્ય થઇ આવ્યો. તેમનો પ્રેમ જેવો ગાઢો હતો તેવોજ તેમનો વૈરાગ્ય પણ તીવ્ર અને જ્વલંત થઇ ગયો હતો. કેટલોક કાળ તો તેમની પ્રેમ-વૃત્તિ સરસ્વતી નદીની પેઠે ગુપ્તજ રહી. તેમની બીજી પત્ની તેમને પ્રસન્ન કરીને તેમના પ્રેમને ફરીથી જાગ્રત કરે તેવી નહોતી. તે ચીઢિયા સ્વભાવની, વાત વાતમાં ગુસ્સે થનારી અને કેવળ કર્કશાજ હતી! સાચેજ, આવી કર્કશાથી તેમના વૈરાગ્યનેજ પુષ્ટિ મળી હશે. જેમ જેમ વૈરાગ્ય વધવા લાગ્યો, તેમ તેમ તેમને ભગવાન પણ વહાલા લાગવા માંડયા. ' ભગવાન ' તરફ વળતાંજ તેમની પ્રેમ-સરસ્વતી ફરીથી પ્રગટી. પ્રેમ કરવા માટે હવે તેમને પાત્ર પણ ઉત્તમ મળ્યું. વૈરાગ્યના સંગથી દિવ્ય અને પાવન થયેલા આ પ્રેમ-પ્રવાહે ભગવાનને પોતાની પરિક્રમામાં જાણે ઘેરી લીધા. તુકાજીએ તે સમયે સદ્ગ્રંથો ખૂબ પ્રેમથી વાંચ્યા, પંઢરપુરની યાત્રાઓ કરી, ભજન-પૂજનનાં મગ્ન થયા અને ભગવાનનાં સગુણ દર્શનોની અભિલાષા સેવવા લાગ્યા. શરીર, ઘર વગેરે બધી ઉપાધિઓથી ચિત્ત ઉપરામ થઇ ગયું હતું અને બસ એજ એક આશા રહી હતી કે સાધુ-

સંતોને દર્શન દેનારા ભગવાન મને કયારે મળશે ? એજ એક ધૂનમાં ચિત્તની બધી વૃત્તિઓ સમાઇ ગઇ. અગ્નિનો આકરો તાપ લાગવાથી જેમ દૂધ ઉભરાઇ જાય છે, તેજ રીતે દઢતર વૈરાગ્યના પ્રખર તાપથી તપતાંજ તે કરુણાઘન મેઘશ્યામ પીગળી ગયા; અને જ્યાં તુકારામ તેમની રાહ જોતા ધૂનમાં બેઠા હતા ત્યાં વૈકુંઠ ધામમાંથી ઉતરી આવ્યા. આત્મારામે આવીને તુકારામને દર્શન દીધાં, તુકારામને પોતાના નયનાભિરામ મળી ગયા. માતા–પિતાની ભક્તિરૂપ પ્રેમ ઈશ્વરપ્રેમરૂપે થઇ ગયો. પછી તો તુકારામ એવો અનુભવ કરવા લાગ્યા કે નવનીલ ઘનશ્યામના રૂપમાં દર્શન દેનાર પરમાત્મા તો પ્રાણીમાત્રમાં રમી રહ્યા છે– તેઓ પ્રત્યેક પ્રાણીના હૃદયમાં વિરાજમાન છે; ત્યારે આ જીવો તેમને ભૂલીને પ્રમાદમય એવી મોહમદિરાનું પાન કરી ઉન્મત્ત થઇ દુઃખના મહાગર્તમાં શા સારૂ પડી રહ્યા છે ? જીવોના આ અપાર દુઃખનું ભાન થતાં તેમનું ચિત્ત વ્યાકુળ થઈ ઉઠયું. તેજ વ્યાકુળતામાંથી તેમની અભંગ–વાણી નીસરી પડી. આત્મા–પરમાત્માનો પ્રેમ આ પ્રકારે ભૂતદયાનો પ્રવાહ થઇને વહેવા લાગ્યો. માતા–પિતાની ભકિત ભગવદ્‌ભકિત થઇ ગઇ અને ભગવદ્–ભકિત ભૂત–દયાની સકળ સંતાપહારિણી જડ–જીવોદ્ધારિણી ભાગીરથી બની. તુકારામનું સમસ્ત ચરિત્ર આ પ્રકારે પ્રેમના પ્રવાહનોજ ઇતિહાસ છે. તેમના હૃદયમાં પહેલાં આત્મોદ્ધારની ભાવના જાગી; તેજ ભાવના ફળીભૂત થઇ ભૂત–દયાથી દ્રવિત થઇને વહેવા લાગી. સંતોના હૃદયની મૃદુતા અનુપમ હોય છે. તે મૃદુતા ફૂલોમાં નથી, ચંદ્રની ચાંદનીમાં નથી, નવનીત–માખણમાં નથી, કયાંય પણ નથી. કેવળ જયાં છે ત્યાંજ પ્રેમકળારૂપિણી છે. સમત્વની અખંડ સમાધિ લગાવી રહેલા પ્રેમયોગી અંતે તે પ્રેમમાં પીગળી જઇને તેમાંજ મળી જાય છે. ભૂતદયાથી દ્રવિત થઇને જે ઉપદેશવચન તેમના શ્રીમુખમાંથી નીકળ્યાં, તેની લૌકિક ભાષામાં કયાંક કયાંક કઠોર શબ્દો પણ આવ્યા

છે. પરંતુ આવા પ્રત્યેક કઠોર શબ્દની આગળ-પાછળ પ્રેમ, પ્રેમ ને પ્રેમજ છે. આથી સારા-ખોટા બધા જીવોના કાનોમાં પડીને એ શબ્દો આનંદની ગલીપચીજ પેદા કરે છે. શ્રી તુકારામજીના સમસ્ત જીવનમાં આ જે દિવ્ય પ્રેમ ઓતપ્રોતરૂપે ભરેલો છે, તેજ પ્રેમ તેમના ૧૭ મા વર્ષ સુધી તેમનાં માતાપિતાને મળ્યો હતો. 'વિઠામાઈ' ને સંબોધીને જે અભંગ તેમણે રચ્યા છે, તેમાં દૃષ્ટાંતરૂપે માતૃપ્રેમનું અત્યંત રસપૂર્ણ અને અનુભવયુક્ત વર્ણન છે. આથી જણાય છે કે, તુકારામને માતૃસ્નેહનું અત્યુત્તમ સુખ મળ્યું હતું. માતૃ-પ્રેમ-વર્ણનના થોડા અભંગોનો ભાવાર્થ આ નીચે આપીએ છીએઃ—

"બાળકે માતાને કહેવું પડતું નથી કે મા તું મને સંભાળ. માતા તો સ્વભાવથીજ તેને પોતાના હૃદય સાથે વળગાડી રાખે છે. એટલે હું પણ વિચાર શા માટે કરૂં? જેને માથે જે ભાર છે તે તો છેજ. માગ્યા વિનાજ માતા બાળકને ખવડાવે છે અને બાળક ગમે તેટલું ખાય, પણ માતા ખવરાવતાં થાકતીજ નથી. રમતમાં બાળક ભૂલી જાય તો પણ માતા તેને નથી ભૂલતી, બળાત્કારે પકડીને તેને છાતીએ વળગાડે છે અને સ્તનપાન કરાવે છે. બાળકને કંઈ તકલીફ હોય તો માતા આકુળ-વ્યાકુળ થઈ જાય છે, તે પોતાના દેહનું ભાન ભૂલી જાય છે અને બાળકને કોઈ પણ પ્રકારની તકલીફ પડવાજ દેતી નથી, તેથી હું પણ શા માટે વિચાર-ચિંતા કર્યા કરૂં? જેને માથે જે ભાર છે તે તો છેજ."

* * * *

"બાળકને ઉપાડી છાતીએ વળગાડવું એજ માતાનું સૌથી મોટું સુખ છે. માતા તેના હાથમાં રમકડું આપે છે, અને તેનું કૌતુક જોઇને પોતાના જીવને ટાઢક કરે છે. તેને શણગાર સજાવે છે અને તેની શોભા જોઇ જોઇને પરમ પ્રસન્ન થાય છે. તેને પોતાની ગોદમાં લઇને એકી-

ટસે તેના તરફ જોતી તેનું મોં જોયા કરે છે. વળી બાળક-
ને ક્યાંક નજર ન લાગી જાય એટલા માટે તરતજ તેનું મોં
સંતાડી દે છે. તુકારામ કહે છે કે ક્યાં સુધી કહું, આવા
કેટકેટલાયે લાભ છે; દરેક લાભ શ્રી પદ્મનાભનુંજ સ્મરણ
કરાવે છે."

* * * *

"માતૃપ્રેમની એ વિહ્વળતા–એ હૃદય કંઈક ઓરજ
છે. મન ખરાબ હોવાથી ધીરજ રહેતી નથી, એ જુદી
વાત છે; પરંતુ સાચી વાત તો એજ છે કે, માતા બાળકને
બહુ રડવા દેતી નથી."

* * * *

"માતાના સ્તન પર મોં લાગતાંજ માતા ધવરાવવા
લાગે છે. પછી બન્નેય લાડ લડાવતાં લડાવતાં એકબીજા-
ની ઇચ્છા પૂર્ણ કરે છે. અંગે અંગ મળતાંજ પ્રેમરંગ
ગાઢો થાય છે. તુકારામ કહે છે કે, બધો ભાર માતાના
શિર પરજ છે."

* * * *

"માતાના ચિત્તમાં બાળકજ રમ્યા કરે છે. તેને
પોતાના દેહનું ભાન નથી રહેતું; જેવું બાળકને ઉપાડી
લીધું કે તરતજ તેનો બધો થાક દૂર થઇ જાય છે."

* * * *

"બાળકની કાલીકાલી વાતો માતાને સારી લાગે છે,
તે તેને તરતજ પોતાની છાતીએ લગાવી દે છે અને
સ્તનપાન કરાવે છે. એજ પ્રમાણે ભગવાનનો જે પ્રેમી છે,
તેનું સર્વ કંઇ ભગવાનને વહાલું લાગે છે અને ભગવાન
તેની બધી મનોકામનાઓ પૂર્ણ કરે છે."

* * * *

"ગાય જંગલમાં ચરવા જાય છે, પરંતુ તેનું ચિત્ત

તેની ગમાણમાં બાંધેલા વાછરડા તરફજ હોય છે. મારી માતા ! મને પણ એવોજ બનાવી દે, તારાં ચરણોમાં સ્થાન આપીને રાખી લે."

* * * *

માઝી વિઠ્ઠલ માઉલી, પ્રેમપાન્હા પાન્હાઇલી. ૧
કુર્વાળૂનિ લાલ સ્તનીં, ન વજે દૂરી જવળૂની. ધ્રુ૦
કેલી પુરવી આળી, નવ્હે નિષ્ઠુર કોવળી.
તુકા મ્હણે ઘાંસ, મુખીં ઘાલી બ્રહ્મરસ. ૩

* * * *

આ પ્રમાણે અનેક અવતરણો આપી શકાય તેમ છે, પરંતુ અહીં આટલાંજ પૂરતાં છે.

## ૬-દુઃખના ડુંગર

અસ્તુ. સંસારનો ભાર ઉપાડી લીધા પછીનાં પ્રથમ ચાર વર્ષ ખૂબ સુખપૂર્વક વીત્યાં. પરંતુ ભગવાનની ઇચ્છા તો એ હતી કે, તુકારામ સંસારબંધનથી મુક્ત થઇને લોકોદ્ધારનું કાર્ય કરે. તેથી હવે તેમના ઉપર એકએકથી ભારે સંકટ આવવા લાગ્યાં. એ અસહ્ય સંકટોનું પરિણામ એ આવ્યું કે, તેમનાં બધાં સંસારી સ્નેહબંધનો કપાઇ ગયાં. તેમની ઉંમર હજુ ૧૭ વર્ષનીજ હતી તે અરસામાં તેમનાં માતા-પિતા આ લોક છોડી ગયાં અને મોટા ભાઇ સાવજીની પત્નીનો પણ દેહાંત થઇ ગયો. આથી તેઓ અત્યંત દુઃખી થયા. આ પછી બીજેજ વર્ષે સાવજી તીર્થ-યાત્રા કરવા ચાલ્યા ગયા. સાવજી પહેલેથીજ વિરક્ત હતા, વળી પત્નીના દેહાંતથી વધારે વિરક્ત થઇ ગયા. તેમની ઉંમર આ વખતે વધારે નહોતી, બહુ બહુ તો વીસની લગભગ હશે, તેમ છતાં બીજું લગ્ન કરીને ફરીથી ગૃહ-સ્થાશ્રમ માંડવાની માથાકૂટ એમને ન સૂઝી. તેમને તો લાગ્યું કે, જે થવાનું હતું તે બધું થઇ ચૂક્યું, હવે બાકીનું જીવન હરિભજનમાંજ આનંદથી વીતાવવું જોઇએ. એમ

વિચારીને તેઓ તીર્થયાત્રા કરવા ચાલ્યા ગયા. સાત પુરીઓ, બાર જ્યોતિર્લિંગ તથા પુષ્કરાદિ તીર્થોની યાત્રા કરતાં કરતાં તેઓ કાશી પહોંચ્યા અને ત્યાંજ આત્મચિંતનમાં અને સત્સંગમાં પોતાનું બાકીનું જીવન ગાળ્યું. આ તરફ તુકારામ ભાઇના વિયોગથી અતિ દુ:ખ પામવા લાગ્યા. માતા–પિતા સ્વર્ગે સીધાવ્યાં, ભાઇ ઘર છોડીને ચાલ્યા ગયા; આથી તેમને પણ સંસારનો ભાર અસહ્ય જણાવા લાગ્યો. ગૃહસ્થાશ્રમનાં બધાં કામ કરતા હતા, પણ તેમાં તેમનું મન લાગતું નહોતું. તેમની આ ઉદાસીનતાનો લાભ ઉઠાવીને તેમના જે કરજદારો હતા તેઓ દેવાળીઆ બની ગયા અને જે લેણદારો હતા તેઓ તકાદો કરવા લાગ્યા. પિતાની સંપત્તિ અસ્તવ્યસ્ત થઇ ગઈ. પરિવાર મોટો હતો, બે સ્ત્રીઓ હતી, એક બાળક હતું, નાનો ભાઇ હતો, બહેનો હતી. આટલા જીવોને કમાઇને ખવરાવનાર એકલા તુકારામ હતા, કે જેમનું મન હવે આ સર્વ પ્રપંચથી–સંસારથી ભાગવા ઇચ્છતું હતું; પરંતુ ઘરનાં માણસોને માટે અન્ન–વસ્ત્રની જોગવાઈ કરવા માટે તેમણે બજાર વચ્ચે પરચુરણ ચીજોની એક દુકાન કરી હતી. આ દુકાને તેઓ બેસતા હતા, મુખેથી 'વિઠ્ઠલ, વિઠ્ઠલ' નામ જપતા હતા, કદી જૂઠું બોલતા નહિ, વેપારમાં કયારેય કોઇને છેતરતા નહિ, ગ્રાહકો પ્રત્યે પણ દયાદૃષ્ટિથી જોતા અને છૂટે હાથે માલ તોળી આપતા હતા. કોઇ પૈસા ન આપે તો તેમને પૈસાની કંઈ પરવાજ નહોતી. કોઈ દિવસ પૈસાનું નહિ, પરંતુ હમેશાં રામનુંજ નામ લીધા કરતા હતા. આ પ્રમાણે ચાર વર્ષ વીત્યાં. પરંતુ આ રીતે દુકાન કેમ કરીને ચાલે ? દુકાનમાંથી લાભને બદલે નુકસાનજ થયુ અને એ બીજાના દેવાદાર બની ગયા. રાત–દહાડો મહેનત કરવા છતાં પણ કંઇ હાથ ન આવતું અને શાહુકારો તો પોતાના માગતા પૈસાને માટે છાતી ઉપર સવાર થતા ! આખરે ઘેર જપ્તી આવી ! ઘરમાં જે કંઇ સરસામાન હતો તે વેચી દીધો. દેવાળું નીકળવાની તૈયારી

થઈ. એક વાર સંબંધીઓએ મદદ આપીને વાત ઉડાવી દીધી. બેએક વાર સસરાએ પણ મદદ કરી. પરંતુ તેમના ઉપડેલા પગ પાછા સ્થિર થયા નહિ. તેમને કૌટુંબિક સ્નેહ-સુખ પણ નહિ જેવુંજ હતું. પહેલી સ્ત્રી તો બહુ સીધી હતી, પરંતુ બીજી જીજાબાઇ મહાન કર્કશા હતી–રાત-દહાડો કચકચ કર્યાજ કરતી હતી. એ કર્કશાને કારણે, તુકારામને અનેક સંકટો વેઠવાં પડયાં, અને ઘણી ફજેતી થઈ. તે રાતદહાડો મહેનત કરવા છતાંયે કંગાળજ રહ્યા. અતિ દુઃખથી તેઓ કહે છે કે 'આ લોક કે પરલોક એકેય સધાયો નહિ. ન તો માયા મળી કે ન તો રામ મળ્યા!' હવે તુકારામને ભવતાપ અસહ્ય થઈ પડયો હતો. ઘેર કર્કશા પત્ની અને બહાર માગનારાઓનો તકાદો! કયાંય પણ ચેન–સુખ નહિ! જે કોઇ કામ કરતા તેમાં અપયશનાજ ભાગી બનતા. એક વાર રાત્રે બળદ પર અનાજ લાદીને આવતા હતા ત્યાં રસ્તામાં એક કોથળો પડી ગયો. ઘરમાં ચાર બળદ હતા, ત્રણ કોઈ રોગથી અકસ્માત મરી ગયા. જે સંકટ ટાળવા માટે તેઓ આટલા ઉદ્યમી અને ચિંતાતુર રહેતા હતા, તે પણ આખરે આવીને હાજર થયું. દેવાળું નીકળવાનો જે ભય હતો તે સાચોજ પડયો. પછી તો ગામના લુચ્ચા–લફંગાઓ પણ આવીને તેમને સતાવવા લાગ્યા. તેમને જોઇને તેઓ કહેતાઃ 'લો ભગવાનનું નામ! હરિનામે તમને ન્યાલ કરી દીધા!!' એમ કહીને તુકારામને હલકા બતાવવાના યત્નો કરતા! ગામમાં કોઇ પણ તેમનું હિત ઇચ્છનાર ન રહ્યું. એક પૈસો પણ કયાંયથી ઉધાર અથવા કરજે મળતો નહોતો. એક વખત તુકારામે બહુ સાહસ કરીને મરચાં ખરીદ કર્યાં અને કોથળાઓ ભરીને કોંકણ ગયા. ત્યાં તેમની સરળતા જોઇને ઠગોએ તેમને ઠગી લીધા. ઈશ્વરની દયાથી કંઇક પૈસા વસુલ થયા હતા, તે પાછા ફરતાં રસ્તામાં એક માણસ મળ્યો. તેણે સોનાનાં ઢાળ ચઢાવેલાં પિત્તળનાં કડાં સોનાનાં કહીને તેમને વેચ્યાં ને તેમની પાસે જે કંઇ હતું તે લઇને

તે ચાલતો થયો. જ્યારે તુકારામ પોતાના ગામમાં પહોંચ્યા ત્યારે પરખાવતાં ખબર પડી કે કડાં તો પિત્તળનાં છે ! લોકોએ બેવકૂફ બનાવ્યા અને ઘરમાં ઘરવાળીએ પણ ખૂબ ખબર લઈ નાખી. આમ ગાંઠના પૈસા પણ ગુમાવ્યા અને ઉપરથી દક્ષિણામાં જગતના હાસ્યપાત્ર બનવું પડયું. તેમ છતાં પણ એક વાર વધારે જીજાબાઈએ પોતાના નામની ચિઠ્ઠી લખીને તુકાજીને બસો રૂપિયા અપાવ્યા. આ રૂપિયા વડે તેમણે મીઠું ખરીદ્યું અને વેચવા માટે પરદેશ ગયા. મીઠું વેચ્યું અને તેનાથી બસોના અઢીસો તો ઉપજાવ્યા. પરંતુ પાછા ફરતા હતા ત્યાં એક દરિદ્ર બ્રાહ્મણ મળ્યો. તે પોતાનું દુઃખ તેમની આગળ રોયો. એમને દયા આવી અને જે અઢીસો રૂપિયા કમાઈ લાવ્યા હતા, તે એ બ્રાહ્મણને આપી નિશ્ચિંત થયા. પછી ખાલી હાથે ઘેર પાછા આવ્યા ! પત્નીના દુઃખ અને આશ્ચર્યનું તો પૂછવુંજ શું ! તેણે તેમની શબ્દપુષ્પો વડે બરાબર પૂજા કરી ! એજ સમયમાં પુના પ્રાંતમાં ભયંકર દુકાળ પડયો ! અન્ન વિના હાહાકાર મચ્યો ! ઘણોજ ભયંકર દુકાળ અને અનાવૃષ્ટિ વ્યાપ્યાં ! એક ટીપું પણ પાણી ના મળે ! પાણી વિના જીવો તરફડવા લાગ્યા ! ઝાડ–પાન સૂકાઇ ગયાં ! ઘાસ વિના બળદો મરી ગયા ! હજારો મનુષ્યો ભૂખે મરી ગયાં ! તુકારામનાં મોટાં પત્ની પણ આમાં સ્વાહા થઇ ગયાં ! તુકારામની કંઇ શાખ બાકી રહી નહિ ! ઘરમાં અન્નનો એક દાણો પણ બાકી રહ્યો નહિ ! કોઇને બારણે જતા તોપણ કોઇ ઉભું રહેવા દેતું નહિ ! બજારમાં રૂપિયે શેર અનાજ વેચાયું ! અન્ન વિના સ્ત્રી મરી ગઈ ! આ દુર્ઘટનાથી એમના મર્મસ્થાનપર એવો આઘાત થયો કે જે કદી ભૂલાય તેમ નહોતો ! પત્નીની પાછળ તેમનો પહેલો લાડકો પુત્ર પણ મરી ગયો ! દુઃખ અને શોકની બીજી શી હદ હોય ! માતા–પિતા સ્વર્ગે સીધાવ્યા પછી ચાર–પાંચ વર્ષની અંદર તુકારામની ઘરવખરી ધૂળમાં મળી ગઇ ! બધી સંપત્તિ–ગાય, બળદ, સ્ત્રી, પુત્ર ઇજ્જત–આબરૂ બધા ઉપર પાણી

ફર્યું ! દુઃખ અને શોકનો તો જાણે મહાસમુદ્રજ ઉભરાઇ આવ્યો ! સંસારી દુઃખોના અતિ અસહ્ય ડંખોથી કાળજું ફાટી ગયું ! ધરતી આગ બનીને ભડભડાટ સળગવા લાગી. આકાશ તૂટી પડયું, જાણે ગૃહસ્થાશ્રમ પર પ્રલયનાં પૂર ફરી વળ્યાં !

## ૭—વૈરાગ્યનું બીજારોપણ

સાચું કહીએ તો સંસાર દુઃખોનુંજ ઘર છે. જન્મ–મરણનાં મહાદુઃખોની વચમાં ફરતાં આ સંસારમાં જે કોઇ આવ્યો તે દુઃખોનો મહેમાન બન્યો. સંસાર દુઃખરૂપ છે, એ તો શાસ્ત્રનો સિદ્ધાંત છે અને એજ જીવમાત્રનો છેવટનો અનુભવ છે. તુકારામ સંસારમાં ચાર વર્ષ કોઇ પણ પ્રકારે સુખપૂર્વક રહ્યા તેટલામાં તો દ્રવ્યહાનિ, માનહાનિ, દુકાળ અને પ્રિયજનના વિયોગની એક એકથી વિશેષ વિપત્તિઓ તેમના ઉપર તૂટી પડી અને એથી સંસારનું ભયાનક સ્વરૂપ તેમની સમક્ષ પ્રગટ થયું. સાંસારિક દુઃખોના એ આઘાતોથી, સંસારની દુઃખમયતા તેમને સ્પષ્ટ જણાઇ. આવી અને તેમનુ ચિત્ત આવા સંસારમાંથી ઉઠી ગયું. પ્રથમ પત્ની ઉપર તેમને અત્યંત સ્નેહ હતો, તે તેમની આંખો આગળ અન્ન વિના તરફડતી મૃત્યુ પામી ! અને તેમના પ્રેમનું પ્રથમ પુષ્પ–બાળક સંતાજી–જોતજોતામાં કરમાઇ ગયું. માતા, પિતા, ભાભી, પત્ની, પુત્ર–બધાને કાળ ભરખી ગયો અને ભયંકર કાળનાં બધાં દુઃખ એકી સાથેજ તેમના ઉપર તૂટી પડયાં. આથી તેમના અંતઃકરણને ઘણો ભારે આઘાત લાગ્યો. તેમનું ચિત્ત ઉદાસ થઇ ગયું. આવે સમયે જો તેમની બીજી પત્ની જીજાઇનો સ્વભાવ સારો હોત તો તે પતિને સાંત્વના આપીને પ્રેમથી તેમના ચિત્તને લીલુંછમ બનાવી દેત, તેમના મન પ્રમાણે વર્તીને સંસાર પરથી પંખીની પેઠે ઉડી જનારા તેમના મનને સુંદર વાણીથી અને પ્રેમાલાપ વડે ફરીથી સંસારમાં બાંધી રાખવાનો પ્રયત્ન કરત ! પરંતુ આ બધી કલ્પના-

ઓથી શું વળે તેમ છે! ભગવત્સંકલ્પ અનુસારજ સૃષ્ટિના સઘળા વ્યાપાર થયા કરે છે. સામાન્ય જીવો સાંસારિક સુખ–દુ:ખોની ચક્કીમાં પીસાઇ જાય છે, પરંતુ એજ દુ:ખો ભાગ્યવાન પુરુષોના ઉદ્ધારનું કારણ બને છે. ભગવાન શ્રી-રામચંદ્રના દાદા રાજા અજની યુવાન પ્રિય પત્ની આજ પ્રમાણે અકાળે મૃત્યુ પામી હતી! તે સમયે તેમણે જે શોક કર્યો છે તેનું વર્ણન કવિકુલતિલક કાલિદાસે (રઘુવંશ સર્ગ ૮) કર્યું છે. અજે કહ્યું: 'મારૂં ધૈર્ય ખૂટી ગયું', સમસ્ત સુખવિલાસ સમાપ્ત થઇ ગયાં, વસંતાદિ ઋતુઓ શ્રીહીન થઇ ગઇ, ગાયન બંધ થઇ ગયાં, એ આભૂષણોનું હવે શું પ્રયોજન રહ્યું!' મારૂં ઘર તો શૂન્ય થઇ ગયું. પ્રિયે! તું તો મારી ગૃહસ્વામિની હતી, મંત્રણા આપનાર પ્રધાન હતી, એકાંતમાં પ્રેમાલાપથી રીઝવનાર સખી હતી. મારી પાસેથી લલિત કળાઓ લેનાર શિષ્યા હતી તે તને મૃત્યુ મારી પાસેથી હરી ગયું! અરે! મારૂં સર્વસ્વ લૂંટાઈ ગયું! તને ઉપાડી જઇ તેણે મને રસ્તાનો ભિખારી બનાવી દીધો! અજ મહાવિલાસી રાજા હતા અને તેમનું વર્ણન કરનાર પણ કોઇ આલતુ–ફાલતુ નહિ પણ સાક્ષાત્ કવિ-કુલમણિ કાલિદાસ છે! છતાં આવોજ શોક–સંતાપ પ્રિય પત્નીનો વિયોગ થતાં પ્રત્યેક વિયોગી પતિને અવશ્યજ થતો હશે, તેમાં કંઇજ સંદેહ નથી. પરંતુ સાચું પૂછો તો સંસારમાં સાચો પ્રેમ છે કયાં? અને જો હોય તો ભાગ્યેજ હોય છે! જ્યાં સાચો પત્નીપ્રેમ હોય ત્યાં વળી પુનર્લગ્ન કેવાં! પુનર્લગ્નની કલ્પના પણ ત્યાં આગળ જઇ શકે તેમ નથી. સાચો પ્રેમ કદી મરતો નથી, કાળ પણ તેને મારી શકતો નથી. થોડી વાર તો સૌ વિરહીઓ રોઇ પડે છે. એવા પ્રેમીઓ તો અનેક છે કે જેઓ પોતાની મૃત પત્નીને યાદ કરી કરીને આંખોથી આંસુ વહાવતા જાય છે અને બીજી બાજુ ફરી પરણવાની ચિંતામાં પોતાની જન્મોત્રી પણ શોધ્યા કરતા હોય છે. એક તરફ વિરહ–દુ:ખની કવિતા કરે છે અને બીજી તરફ બીજા લગ્નની તૈયારીઓ કરે છે.

આવા નામનાજ પ્રેમીઓનો 'પ્રેમ' એ પ્રેમ થોડોજ હોય છે! ક્ષુદ્ર કામને પ્રેમનું સુમધુર નામ આપીને એવાઓ લોકોની આંખોમાં ધૂળ નાખતા ફરે છે. પ્રેમ તો નિષ્કામ–નિર્વિષયીજ હોય છે અને તેનું એકમાત્ર પાત્ર પરમાત્મા છે. આવો પ્રેમ ભક્તોનાજ ભાગ્યમાં હોય છે. ભક્તોમાં સાચાપણું હોય છે. વૈરાગ્યના અંજનથી જ્યારે આંખો ઉઘડી જાય છે, ત્યારે નશ્વર સંસારના ભેદભાવોમાં વહેંચાયલો પ્રેમ, નિગ્રહ વડે ભેગો કરી–એક કરીને એક પરમાત્માનેજ અર્પણ કરી દે છે. 'પ્રેમામૃતની ધારા ભગવાનની આગળ વહેવરાવે છે.' અજને સાંત્વના આપતાં આપતાં મુનિશ્રેષ્ઠ વસિષ્ઠ કહે છે કે—

अवगच्छति मूढचेतनः प्रियनाशं हृदि शल्यमर्पितम् ।
स्थिरधीस्तु तदेवमन्यते कुशलद्वारतया समुद्धृतम् ॥

અર્થાત્ 'મોહ વડે જેનું જ્ઞાન ઢંકાયેલું છે તે પ્રિય વસ્તુના વિયોગને હૃદયમાં કાંટા ભોંકાવા સરખો સમજે છે; પરંતુ જે ધીર છે, તે તેને કલ્યાણ માટે ઉઘડેલા દ્વારરૂપ માને છે.' મહર્ષિનાં આ બોધવચનનો બોધ મહાત્માઓના ચિત્તમાં સ્વાભાવિકપણેજ ઉદય પામે છે. દેવર્ષિ નારદની માતા તેમને બાળપણમાંજ ત્યજી ગઇ ત્યારે એ દેવર્ષિના હૃદયમાં એવોજ દિવ્યભાવ ઉઠયો હતો. તેમણે કહ્યું—

तदा तदहमीशस्य भक्तानां शममीप्सतः ।
अनुग्रहं मन्यमानः प्रातिष्ठं दिशमुत्तराम् ॥
(श्रीमद्भागवत १-६-१०)

'ભક્તોનું કલ્યાણ ઈચ્છનારા ભગવાને મારા ઉપર આ મોટો અનુગ્રહ કર્યો છે, એમ માનીને હું ઉત્તર તરફ ચાલી નીકળ્યો.' તુકારામજી પણ નારદજીનીજ કોટીના પુરુષ હતા. તેમણે પણ આ મહાદુઃખમાં પોતાની અલૌકિક સ્થિતપ્રજ્ઞતા પ્રગટ કરી. દુઃખ એ કલ્યાણનું દ્વાર છે. જગદ્ગુરુ પરમાત્મા આપણને શિખામણ દેવા માટે અનેક

પ્રકારનાં સુખદુઃખોમાં લઈ જઈને સત્ય જ્ઞાનના પાઠ ભણાવે છે. એ પાઠોને હૃદયંગમ ન કરીને આપણે અજ્ઞાની મૂઢ જનો ઉદ્દંડ-ઉદ્ધત બાળકોની પેઠે ભૂલી જઈએ છીએ અને નિર્લજ્જ થઇ વારંવાર તેમના હાથનો માર ખાઇએ છીએ. પરંતુ જેઓ પુણ્યાત્મા હોય છે તેઓ એ વિવિધ પ્રસંગોથી ભગવાનનું મન ઓળખે છે અને અધિકાધિક જ્ઞાનથી લાભ મેળવે છે. તેમને દૃઢ વિશ્વાસ હોય છે કે, સર્વજ્ઞ ભગવાન જે કંઇ કરે છે, તેમાંજ અમારૂં હિત છે. આ શાંતિસુખ આપનાર નિર્મળ તત્ત્વને તેઓ પોતાના હૃદયની સાથે જોડી રાખે છે અને આ કારણે મહાન્ સંકટોમાં પણ સ્થિર રહે છે. વંટોળિયાથી વૃક્ષો ઉખડી જાય છે, પરંતુ પર્વત સ્થિર રહે છે. સામાન્ય જીવ અને મહાત્માઓની વચ્ચે આજ મોટું અંતર છે. વિપત્તિમાં વીરોને વિશેષ પાનો ચઢે છે, એજ પ્રમાણે ભક્તોની નિષ્ઠા વળી વિશેષ દૃઢ થાય છે. તુકારામ પર સંકટના જે પહાડો તૂટી પડયા અને દુકાળને લીધે વાત વાતમાં હજારો મનુષ્યો મરી ગયાનું જે ભયંકર દૃશ્ય તેમનાં નેત્રો સમક્ષ હાજર થયું તેનાથી તેમણે જાણ્યું-બહુજ સારી રીતે જાણ્યું કે, આ મૃત્યુલોક શું છે અને કેવો છે અને અહીં રહીને શું થાય છે? આથી તેમના હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો અને ખાત્રી થઈ ગઇ કે, આ ભવસાગરની પાર ઉતારનાર પાંડુરંગના સિવાય બીજું કોઈજ નથી. આ સમયે તેમના મનની સ્થિતિ કેવી હતી, તે તેમનાજ શબ્દોમાં જુઓ—

(૧)

**બાપ મેલા ન કળતાં, નવ્હતી સંસારાચી ચિંતા. ૧**
**વિઠો તુઝેં માઝેં રાજ્ય, નાહીં દુસર્યાચેં કાજ. ધ્રુ૦**
**બાયલ મેલી મુક્ત ઝાલી, દેવેં માયા સોડવિલી. ૨**
**પોર મેલેં બરેં ઝાલેં, દેવેં માયેવિરહિત કેલેં. ૩**
**માતા મેલી મજ દેખતાં, તુકા મ્હણે હરલી ચિંતા. ૪**

"પિતા મારી અજ્ઞાન અવસ્થામાંજ સ્વર્ગે સીધાવ્યા. તે સમયે સંસારની કોઇ ચિંતા નહોતી. અસ્તુ. હે વિઠ્ઠલ

ભગવાન્ ! તારૂં ને મારૂં રાજ્ય છે, એમાં બીજા કોઇનું કામ નથી. સ્ત્રી મરી ગઇ, સારૂં થયું ! મુક્ત થઈ ગઇ–માયાથી છૂટી ! છોકરો ચાલી નીકળ્યો, એ પણ સારૂંજ થયું–ભગવાને માયાથી છોડાવ્યો ! માતા મારા દેખતાં ચાલી ગઇ. તુકારામ કહે છે કે, ચાલો, હરિએ ચિંતા હરી લીધી.”

(૨)

બરેં ઝાલેં દેવા નિઘાલેં દિવાળેં,
બરી યા દુષ્કાળેં પીડા કેલી. ૧
અનુતાપેં તુઝેં રાહિલેં ચિંતન,
જાલા હા વમન સંવસાર. ધ્રુ૦
બરેં જાલેં દેવા બાઇલ કર્કશા,
બરી હે દુર્દશા જનાંમધ્યેં. ૨
બરેં જાલેં જગીં પાવલેં અપમાન,
બરેં ગેલેં ધન ઢોરેં ગુરેં. ૩
બરેં ઝાલેં નાહીં ધરલી લોકલાજ,
બરા આલોં તુજ શરણ દેવા. ૪

“ભગવન્ ! સારૂં થયું કે દેવાળું નીકળ્યું ! દુકાળ પડ્યો એ પણ સારૂંજ કર્યું. અનુતાપ પામવાથી તારૂં ચિંતન તો ચાલ્યા કર્યું અને સંસાર પણ વમન જેવો થઇ ગયો. સ્ત્રી મરી ગઈ તે પણ સારૂંજ થયું છે અને વળીઆ દુર્દશા ભોગવી રહ્યો છું, તે પણ સારૂંજ છે. સંસારમાં અપમાનિત થયો, એ પણ સારૂંજ થયું. ગાય, બળદ અને દ્રવ્ય વગેરે બધું ચાલ્યું ગયું, એ પણ સારૂંજ થયું. લોકલાજ ના રહી, તે પણ સારૂં થયું અને એ (તો બહુજ) સરસ થયું કે ઓ ભગવન્ ! હું તમારે શરણે આવી ગયો.”

× × × ×

(૩)

દેવ ભક્તાલાગીં કરું નેદી સંસાર,
અંગેં વારાવાર કરોનિ ઠેવી. ૧
ભાગ્ય ધાવેં તરી અંગીં ભરે તાઠા.
મ્હણોનિ કરંટા કરોનિ ઠેવી. ધ્રુ૦

શ્રી ઘાવી ગુણવંતી તીપેં ગુંતે આશા,
યા લાગીં કર્કશા પાઠી લાવી. ૨
તુકા મ્હણે સાક્ષ મજ આલી દેખા,
આણિક યા લોકાં કાય સાંગોં. ૩

"ભગવાન ભક્તને ઘરસંસાર ચલાવવાજ દેતા નથી, બધી જંજાળોથી તેને અલગ રાખે છે. જો તેને વૈભવશાળી બનાવે તો અભિમાન તેની પાછળ પડે, જો ગુણવતી સ્ત્રી આપે તો તેનામાં તેની ઇચ્છા રહ્યા કરે. એટલે તેની પાછળ કર્કશા સ્ત્રીને વળગાડી દે છે. તુકારામ કહે છે કે, આ બધું તો મેં પ્રત્યક્ષ જોઈ લીધું; હવે એ લોકોને બીજું શું કહું!"

(૪)

સંસારાચ્યા તાપેં તાપલોં મી દેવા,
કરિતાં યા સેવા કુટુંબાચી. ૧
મ્હણુનિની તુઝે આઠવલે પાયે,
યેવો માઝે માયે પાંડુરંગે. ધ્રુ૦
બહુતા જન્મીંચા જાલોં ભારવાહી,
સુટિજે હે નાહીં વર્મ હાવે. ૨
વાઢિયેલોં ચોરીં અંતર્બાહ્યાતકારીં,
કણુવ ન કરી કોણી માઝી. ૩
બહુ પાંગવિલોં બહુ નાગવિલોં,
બહુ દીસ જાલોં કાસાવીસ. ૪
તુકા મ્હણે આતાં ધાંવ ઘાલી વેલીં,
બ્રીદ તુઝેં જગીં દીનનાથા. ૫

"આ કુટુંબ-પરિવારની સેવા કરતાં કરતાં, સંસારના તાપથી હું બળી ચાલ્યો. તેથી હે પાંડુરંગ માતા! તારાં ચરણોનું સ્મરણ થયું. અનેક જન્મોનો બોજો વહન કરતો આવ્યો છું, તેનાથી છૂટવાનો મર્મ હજુ સુધી પણ જાણી શકાયો નથી. અંદર-બહાર સર્વ બાજુથી ચોરોએ ઘેરી લીધો છે, છતાં પણ આ સ્થિતિમાં પણ કોઇ મારા પર દયા નથી કરતું. હાય હાય કરતો ઘણુંયે ભટક્યો-આથ-

ડચો, ઘણુંયે લૂંટાયો, હવે તરફડતાંજ દિવસો વીતી રહ્યા છે. તુકારામ કહે છે કે, જલદી દોડી આવો. હે દીનાનાથ ! સંસારમાં તમારૂં બિરદ (નામ-ખ્યાતિ) સાચવો."

(૫)

પંચમહાભૂતાંચિયે સાંપડલેં સંધીં,
ઘાતલોંસે બંદીં અહંકારેં ૧
આપુલ્યા આપણ બાંધવિલા ગળા,
નેણેંચિ નિરાળા અસતાંહી ધ્રુ૦
કાસયા હા'સત્ય માનિલા'સંસાર,
હાં હે કેલે ચાર માઝે માઝે. ૨
કાં નાહીં શરણ ગેલોં નારાયણા,
કાં નાહીં વાસના આવરિલી. ૩
કિંચિત સુખાચા ધરિલા અભિલાષ,
તેણેં બહૂ નાશ કેલા પુઢેં. ૪
તુકા મ્હણે આતાં દેહ દેઊં બળી.
કરોનિ સાંડૂં હોળી સંચિતાચી. ૫

" પંચમહાભૂતોની વચ્ચે ફસાયો છું, અહંકારના કેદખાનામાં પડયો છું. હું મારૂ ગળું મારી મેળેજ પકડાવી રહ્યો છું, અળગો હોવા છતાં પણ અળગાપણાને જાણી શકતો નથી. સંસારને મેં શા સારૂ સત્ય માની લીધો ? 'મારૂં, મારૂં' કરીને શામાટે બૂમો પાડતો ફર્યો ? નારાયણને શરણે કેમ ન ગયો ? વાસનાને શા માટે રોકી ન રાખી ? તુકારામ કહે છે ,કે હવે આ દેહનું બળિદાન આપી દઇને સંચિત કર્મોને બાળી નાખીશ."

આમાં પહેલા અવતરણથી જણાય છે કે, તુકારામ જ્યારે નાના હતા, ત્યારે તેમના પિતાનો સ્વર્ગવાસ થયો. તે પછી દુકાળમાં તેમની પ્રથમ સ્રી રખુમાઇ, પ્રથમ પુત્ર સંતાજી અને અંતે તેમનાં માતા કનકાઇનું મૃત્યુ થયું. જ્યારે કંઇ ' જાણ્યું-સાંભળ્યું' નહોતું, ત્યારે પિતા મરી ગયા.' અર્થાત્ અકસ્માત્ તેમનું મૃત્યુ થયું અથવા હું જ્યારે અજ્ઞાન હતો, ત્યારે મરણ પામ્યા; અથવા તુકારામ ક્યાંક

કોઇ કામે ગયા હતા, ત્યારે તેમનું મૃત્યુ થયું યાને મરતી વખતે પિતાને મળી શક્યા નહિ.' આમાંથી ગમે તે વાત સંભવિત છે કે જેનો નિશ્ચય કરી શકાતો નથી. ગમે તે હો, પરંતુ માતા–પિતા અને સ્ત્રી–પુત્રના મરવા છતાં પણ આ ધીર પુરુષના મુખમાંથી એજ ઉદ્‌ગાર નીકળે છે કે 'હે વિઠ્ઠલ ! તારૂં–મારૂં રાજ્ય છે. એમાં બીજાંઓનું શું કામ !' આ રીતે આવા મહાદુઃખમાંથી પણ તેમણે એજ સંતોષ મેળવ્યો કે હવે ભજનાનંદમાં કંઈ અડચણ ન રહી ! દેવાળું નીકળ્યું, દુકાળે દુઃખ દીધું, કર્કશા સ્ત્રીએ ચાબખા માર્યા, અપમાન થયું, ધન ગયું, બળદ મરી ગયા, લોકલાજ છોડીને ભગવાનનું શરણ લીધું–આ બધું કહે છે કે 'સારૂં થયું;' કેમકે સંસાર વમન–ઉલટી થઇને નીકળી ગયો. અનુતાપથી હવે માત્ર તમારૂં ચિંતનજ રહી ગયું.' આ સાંસારિક દુઃખોને લીધે સંસારમાંથી જીવ ઉઠી ગયો. તેનાથી ચિત્ત દૂર થઈ ગયું અને અનુતાપથી શુદ્ધ થઈને ચિત્ત ભગવાનનુંજ ચિંતન કરવા લાગ્યું. એજ બીજા અવતરણનો ભાવાર્થ છે.

ફળકટ હા સંસાર, યેથેં સાર ભગવંત.

"આ સંસાર નિઃસાર છે, અહીં સાર (કેવળ) એક ભગવાનજ છે."

સંસાર કાલગ્રસ્ત, નશ્વર અને દુઃખરૂપ છે. એનો બધો બાહ્ય દેખાવ ફોગટ છે અને ભગવાન મળે તોજ જન્મ સફળ છે, એજ તુકારામને દૃઢ વિશ્વાસ થઇ ગયો છે.

તુકા મ્હણે નાશિવંત હેં સકળ, આઠવે ગોપાળ તેંચિ હિત.

અર્થાત્ "તુકારામ કહે છે કે આ બધું નાશવાન છે; ગોપાલનું સ્મરણ કર, તેમાંજ કલ્યાણ સમાયેલું છે."

સુખ પાહતાં જવાપાડેં, દુઃખપર્વતાં એવઢેં.

અર્થાત્ "સુખ જુઓ તો જવ બરાબર છે અને દુઃખ તો પર્વત જેટલું છે."

૧

દુ:ખમાંદવડી આહે હા સંસાર, સુખાચા વિચાર નાહીં કોઠે.

અર્થાત્ "આ સંસાર દુ:ખથી ભરપૂર છે, તેમાં સુખનો વિચાર સરખો કયાંય પણ નથી."

× × × ×

દેહ નાશવાન છે, દેહ મૃત્યુની ધમણ છે. સંસાર કેવળ દુ:ખરૂપ છે. ભાઇ-ભાંડુ સઘળાં સુખનાં સાથી છે, તેથી તુકારામનો જીવ સંસાર પરથી ઉઠી ગયો અને તેમને અવિનાશી અખંડ સુખની ભૂખ લાગી. આ મૃત્યુલોક અનિત્ય અને સુખરહિત છે, અહીં આવીને મારૂં ભજન કરો. 'अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥' એ તો ભગવાને ( ગીતા અ. ૯–૩૩ માં ) પોતેજ કહ્યું છે. ભગવાને કહ્યું છે, કે શાસ્ત્રોએ પણ બતાવ્યું છે અને સંતોએ પણ એજ ઉપદેશ આપ્યો છે, છતાં આ સત્ય એવું છે કે બધાને પોતપોતાના અનુભવ વડેજ જાણવું પડે છે. એને જાણવા માટે અસંખ્ય જન્મોના પુણ્ય પ્રતાપથી મનોભૂમિને તપાવીને તૈયાર કરવી પડે છે. વિપત્તિના તાપથી જ્યારે જમીન તૈયાર થાય છે, ત્યારે તેમાં ઉત્તમ પરમાર્થ ઉપજે છે. ચોથા અવતરણમાં તુકારામે એજ દર્શાવ્યુ છે. સંસારના તાપથી હુ તપ્યો અને તેથી ભગવાનનાં ચરણોનું સ્મરણ થયું. આ જન્મનાં બધાં દુ:ખ સામે આવ્યાં, તેથી પાછલા સઘળા જન્મ યાદ આવ્યા. અસંખ્ય જન્મ આમજ દુ:ખોમાં વીત્યા, સુખના અંદરના અને બહારના–બધા સાથી ચોર છે, એ કોઇ પણ કામમાં આવનાર નથી. એમ વિચારીને અત્યંત દીન થઇ તેમણે ભગવાનના પગ પકડ્યા. ચોથા અવતરણનો એજ સારમર્મ છે. પરંતુ બીજાઓએ મને ઠગ્યો, એમ કહેવુ બરાબર નથી; સાચી વાત તો એ છે કે, અહંકારેજ મારો નાશ કર્યો, અહંવૃત્તિને લીધેજ મેં સંસારને સત્યરૂપ જાણ્યો અને તેની જાળમાં મારી જાતેજ ફસાયો. આટલા અસંખ્ય જન્મો અને આ જન્મનાં આટલાં વર્ષ મેં નિરર્થકજ ગુમાવ્યાં. હવે આ

શરીર ભગવાનના ચરણે સમર્પણ કરી દીધું. એ પાંચમા અવતરણનો ભાવાર્થ છે. દિગ્દર્શન માટે આ પાંચજ અવતરણ પૂરતાં છે.

'એ સારૂં થયું' એ અવતરણ જુઓ. શું થયું ? સંસાર મિથ્યા છે–એની જાણ થઈ અને 'આંખો ઉઘડી.' દુઃખથી આંખો ઉઘડે છે ત્યારે દુઃખ એજ અનુગ્રહ જણાય છે. સંસારમાં જો સુખ હોત તો શુક વગેરે તેને ગિરિ-ગુફાઓમાં ન શોધતા ફરત. માકણવાળા ખાટલામાં જેમ મીઠી નિદ્રા આવવી અસંભવિત છે, તેજ પ્રમાણે અનિત્ય સંસારને ભરોસે સુખ મળવું પણ એ અસંભવિત છે. આ વિચાર તુકારામના અભંગોમાં વારંવાર પ્રગટ થયેલા છે. તુકારામને સાચો અનુતાપ થયો અને તેમના અંતઃકરણ-માં વૈરાગ્ય વ્યાપ્ત થયો. વૈરાગ્ય પરમાર્થનો પાયો છે. દેહ સાથે સમસ્ત દશ્યમાન સંસારના નાશવંતપણાની મહોર જ્યાં સુધી ચિત્ત ઉપર લાગી જતી નથી, ત્યાં સુધી જ્ઞાન ટકી શકતું નથી. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે 'વૈરાગ્ય વિના ક્યાંયે જ્ઞાન ટકી શકતું નથી' (જ્ઞાનેશ્વરી ૧૫–૩૬) એ તો નક્કીજ છે. પરંતુ એવો વૈરાગ્ય જ્યારે જીવ સંસા-રથી તદ્દન કંટાળી જાય છે, ત્યારેજ થાય છે. 'આ સમસ્ત સંસાર અનિત્ય છે. આ અનિત્યતા જ્યાં જાણી લીધી ત્યાં વૈરાગ્ય જીવ ખાઇને પાછળ પડે છે.' (જ્ઞાનેશ્વરી ૧૫–૩૯) આવો દૃઢતર વૈરાગ્ય ઉત્પન્ન થવામાંજ ભગવાનની દયા છે. વૈરાગ્ય એ કંઇ ખેલ નથી, ભગવાનની દયા હોય તોજ તેનો લાભ મળે છે. ભગવાન જેના ઉપર અનુગ્રહ કરવા ઇચ્છે છે, તેને તે પહેલાં વૈરાગ્યનું દાન દે છે. આવો પરમ શુદ્ધ વૈરાગ્ય તુકારામને પ્રાપ્ત થયો અને ત્યાંથી તેમનો પર-માર્થ શરૂ થયો.

## ૮–સુવર્ણપાશથી મુક્તિ

વૈરાગ્યની સાથે સાથે ચિત્તવૃત્તિઓની શુદ્ધિ માટે તેમણે એકાંતવાસ શરૂ કર્યો. પહેલાં ભામનાથના પર્વત-

ઉપર ગયા અને ત્યાં પંદર દિવસ રહ્યા. અહીં તેમણે ભગવાનનું નામસ્મરણ અને ધ્યાન કર્યું. આ તરફ તુકારામ ઘેરથી ચાલી નીકળ્યાની વાત ફેલાઇ ગઈ અને જીજાબાઇ પણ વ્યાકુળ થયાં. જીજાબાઇનો મિજાજ ઘણો આકરો હતો છતાં પણ તે મહાન પતિવ્રતા હતાં. તુકારામ વિના તેમને એક ઘડી પણ ચેન પડતું નહિ. તેમણે તુકારામના નાના ભાઈ કાન્હજીને તેમને શોધવા મોકલ્યા. કાન્હજી ફરતા ફરતા ભામનાથ પર્વત ઉપર પહોંચ્યા. ત્યાં તુકારામ મળ્યા. કાન્હજી તેમને આગ્રહપૂર્વક ઘેર લઈ આવ્યા. તેમને જોઇને જીજાબાઇને ખૂબ હર્ષ થયો. પિતાના સમયથી જે જે લોકોને ત્યાં તુકારામનુ લેણું-માગતું હતું, તે બધાનાં ખત તુકારામે બહાર કઢાવ્યાં અને તેમને લઇ જઇને તેઓ ઇંદ્રાયણીના ધરામાં નાખવા લાગ્યા. ત્યારે કાન્હજીએ અતિનમ્રતાથી કહ્યું: 'આપ તો સાધુ થઈ ગયા, પરંતુ મારે બાળ-બચ્ચાંનું પાલન કરવાનું છે. આ આટલા રૂપિયા જો આપ આ રીતે ડુબાડી દેશો, તો મારૂ કામ કેમ ચાલશે!' આ સાંભળીને તુકારામજીએ જવાબ આપ્યો: 'ઠીક છે; તો આમાંથી અર્ધાં ખત તમે લઇ લો અને જુદા થઇ જાઓ અને તમારો ગૃહસ્થાશ્રમ ચલાવો. અમારો બધો ભાર શ્રી વિઠ્ઠલ ભગવાન ઉપર છે. હવે મારો એજ જીવનક્રમ નક્કી થઈ ચૂકયો છે. જીવનનિર્વાહ હવે પાંડુરંગજ ચલાવશે. હા, તમને નુકસાન ન થાય એટલુ તો મારે જોવું જોઇશે. તેથી તમે તમારો ભાગ લઇને અલગ થઇ જાઓ. મારી ચિંતા ન કરશો.' આ રીતે તુકારામે અર્ધાં ખત કાન્હજીને સોંપ્યાં અને બાકીનાં અર્ધાં તેજ ક્ષણે ઇન્દ્રાયણીને અર્પણ કરી દીધાં! એ ખતોને દહમાં-ધરામાં નાખી દેવાનુ કારણ મહીપતિ બુવા માર્મિકતાપૂર્વક બતાવે છે કે-

"અનુભવ ન હોય તો પુસ્તકનું જ્ઞાન નકામું છે. આમેય બીજાઓના હાથમાં જે ધન છે, તે પણ વ્યર્થ છે. તેનાથી મન ખરાબજ રહ્યા કરે છે. અમુક માણસ પાસે

આટલું લેણું છે, પરંતુ તે આપશે કે નહિ આપે, કોણ જાણે શુંયે થશે !' એવી એવી ચિંતા અને દુરાશા જીવને રહાજ કરે છે; તેથી તેમણે પોતેજ બધા કાગળ-પત્રો ઇંદ્રાયણીના ધરામાં નાખી દીધા."

તુકારામે પોતાની ચિત્તવૃત્તિ પાંડુરંગને અર્પણ કરી દીધી. આ વૃત્તિને પાછળથી ખેંચનારી દુષ્ટ દુરાશા તેઓ ઇચ્છતા નહોતા. દેવાનો અનુભવ તો તેમને પૂરેપુરો મળીજ ચૂક્યો હતો. કહે છે કે—

'દેવાના ભારથી શરીર જડ થઇ ગયું, સંસારે (ખૂબ) તરફડાવ્યા.' હવે લેણદેણના ઝઘડાથી સદાને માટે મુક્ત થઇને નિર્વિઘ્નપણે હરિભજનમાં લાગી જવા માટે તેમણે બધાં ખત ઇન્દ્રાયણીના ધરામાં નાખી દીધાં. ત્યાર પછી તેમણે દ્રવ્યને સ્પર્શ કર્યો નથી. દરિદ્રતાનાં બધાં દુઃખ સહન કરી લીધાં, ભિક્ષા માગીને પણ નિર્વાહ કર્યો, પરંતુ દ્રવ્યનો સ્પર્શ કદી પણ ન કરવાનો નિશ્ચય કરીને તેઓ ધનના પાશથી સદાને માટે મુક્ત થઈ ગયા.

## ૯—એકાંતવાસ અને યાત્રા

તુકારામની દિનચર્યા થોડો સમય સુધી આ પ્રમાણે હતીઃ—પ્રાતઃકાળે પ્રાતર્વિધિથી નિવૃત્ત થઇ શ્રીવિઠ્ઠલ ભગવાનના મંદિરમાં જતા, ત્યાં પૂજા-પાઠ કરતા અને પછી ઈન્દ્રાયણીને પેલે પાર જઇને કોઈ વાર ભામનાથ તો કોઇ વાર ભંડારા અને કોઇ વાર ગોરાડાના પર્વત ઉપર જઇને ત્યાં જ્ઞાનેશ્વરી અથવા શ્રી નાથ ભાગવતનું પારાયણ કરતા અને પછી આખો દિવસ નામસ્મરણ કરતા રહેતા. સંધ્યાકાળ થતાં ગામમાં પાછા ફરતા, મંદિરમાં જઇને કીર્તન સાંભળતા અને પછી પોતે કીર્તન કરવામાં અર્ધી રાત વિતાવી દેતા. પછી પાછલી રાત્રે થોડુંક સૂઈ લેતા હતા. આ પ્રમાણે વિરક્તની સ્થિતિમાં રહીને તેમણે ભૂખ-તરસ જીતી લીધાં, નિદ્રા અને આળસ બન્ને ગયાં, યુક્તાહાર-વિહાર હોવાથી પૂર્ણ ઇન્દ્રિયવિજય થયો. આ બધું

અવશ્યજ ધીરે ધીરે થયું. સદ્ગ્રંથસેવન, નામ-સ્મરણ, કીર્તન અને ધ્યાન-ધારણા, વગેરેના અભ્યાસમાંજ તેમનો બધો સમય વીતતો હતો. તેમણે ઘણી તીર્થયાત્રાઓ કરી નહોતી. આષાઢી-કાર્તિકી વારી-યાત્રા પરંપરાથી ચાલી આવી હતી. તે તેમણે પણ છેવટ સુધી ચલાવી. આળંદી નજીકમાંજ-ચાર કોસ ઉપર હતું અને જ્ઞાનેશ્વર માતા પર તેમની નિષ્ઠા પણ અસીમ હતી. આથી તેઓ વારંવાર આળંદી જતા હતા. નિવૃત્તિનાથની સમાધિ ત્ર્યંબકેશ્વરમાં છે અને ચાંગદેવની સમાધિ પુણતાંબેમાં છે. એકનાથ મહારાજનું પૈઠણક્ષેત્ર તો પ્રસિદ્ધજ છે. એ ત્રણે ક્ષેત્રો ગોદાવરીને કાંઠે છે; તેથી વારકરીઓના મેળાની સાથે તુકારામ પણ એ ક્ષેત્રોમાં જઈ આવ્યા હતા. એક અભંગમાં ગોદાવરીના કાંઠા વિષે તેમના આ ઉદ્ગાર છે કે 'નિર્મળ ગોદાવરીને તટે સુખપૂર્વક દિવસ વીતે છે.' કાશી, ગયા અને દ્વારકા જોયાની વાત તેમણે એક જગાએ લખી છે.

વારાણસી ગયા પાહિલીં દ્વારકા, પરિ નયે તુકા પંઢરીચ્યા.'

'વારાણસી, ગયા અને દ્વારકા જોઈ, પરંતુ આ પંઢરપુરની બરાબરી કરી શકે તેમ નથી.' તેમનો એક અભંગ છે 'તારૂં લાગલે બંદરી' (વહાણ બંદરે લાગ્યું.) આથી જણાય છે કે, તેમણે વહાણ દ્વારા દ્વારકાની યાત્રા કરી હતી. અસ્તુ. આ યાત્રા તેમણે સંવત ૧૬૮૮-૮૯ માં કરી હશે. વૈરાગ્ય થયા પછી બેએક વર્ષની અંદરજ કાશી-દ્વારકા વગેરે તીર્થસ્થાનોમાં જઈ આવ્યા હશે. અસ્તુ. આ પ્રમાણે સંસારનો અનુભવ મેળવીને તેની નિઃસારતાને સારી રીતે જાણીને તુકારામ પરમાર્થમાર્ગના અનુગામી થયા. પરમાર્થ પ્રાપ્ત કરવા માટે તેમણે જે ઉપાય કર્યા અને તેમને જે સિદ્ધિ પ્રાપ્ત થઈ તેની સમીક્ષા બીજા ખંડમાં વિસ્તારપૂર્વક કરીશું.

# અધ્યાય ૪ થો—આત્મચરિત્ર

"તેથી જે સુહૃદ હોઇને શુદ્ધ મતિવાળો છે, અનિંદક અને અનન્ય ગતિવાળો છે, તેને ગુહ્યમા ગુહ્ય વાત પણ સુખેથી કહેવી."

—જ્ઞાનેશ્વરી અ૦ ૯-૪૦

## ૧–સંતચરિત્રોનું શ્રવણ

આપણે કોઈ મહાન પુરુષને જોઇએ છીએ તો જાણવાની ઇચ્છા થાય છે કે તે મહાન્ કેવી રીતે થયો, કયા માર્ગે ને કેવી રીતે ચાલ્યો, કયા કયા ગુણ તેણે પ્રાપ્ત કર્યા, તેનો ઉત્કર્ષ કેવી રીતે થયો, ઇત્યાદિ. આ જિજ્ઞાસા સાત્વિક હોય છે. કારણ કે આ જિજ્ઞાસાની અંદર એક નિર્મળ ભાવ છુપાઇ રહે છે. તે એ કે, આપણે પણ તેનું અનુસરણ કરી શકીએ. કોઈ સત્પુરુષનાં જ્યારે આપણે દર્શન કરીએ છીએ અથવા તો ગુણગાન સાંભળીએ છીએ, ત્યારે એજ ઇચ્છા થાય છે કે આપણે પણ તેમના ગુણો જાણીએ અને જે માર્ગે ચાલીને તેમણે આ મહાન પદની પ્રાપ્તિ કરી તે માર્ગે આપણે પણ ચાલીએ. મહાન પદની પ્રાપ્તિ થવી એ કંઇ નાના બાળકના ખેલ નથી. મહાન પુરુષ તેને માટે જે કંઈ કષ્ટ ઉઠાવે છે તે કષ્ટોને સહન કરી લેવાનું સામર્થ્ય અને પુણ્ય બધાનાં નથી હોતાં. તેથી જિજ્ઞાસા તૃપ્ત થયા પછી પણ બધા લોકો મહાન્ પુરુષોનું અનુકરણ કરી શકતા નથી. વાત સમજ્યામાં આવી જાય છે પણ તેનો અમલ કરી શકાતો નથી, છતાં સમજવું એ આવશ્યક છે. વેદશાસ્ત્રોમાં બ્રહ્મનિષ્ઠ પુરુષોના અનેક ગુણો વર્ણવેલા છે. મહાન્ પ્રયાસથી જેમણે એ ગુણો પ્રાપ્ત કર્યા,

નયે બોલોં પરિ પાળિલેં વચન,
કેલિયાચા પ્રશ્ન તુહ્મીં સંતીં. ધ્રુ૦
સંવસારેં જાલોં અતિદુઃખેં દુઃખી,
માયબાપ સેખીં ક્રમિલિયા. ૨
દુષ્કાળેં આટિલેં દ્રવ્યેં નેલા માન,
સ્ત્રી એકી અન્ન અન્ન કરિતાં મેલી. ૩
લજ્જા વાટે જીવા ત્રાસલોં યા દુઃખેં,
વેવસાય દેખે તુટી યેતાં. ૪
દેવાચેં દેઊળ હોતેં તેં ભંગલેં,
ચિત્તાસી જેં આલેં કરાવેં તેં. ૫
આરંભીં કીર્તન કરીં એકાદશી,
નવ્હતેં અભ્યાસીં ચિત્ત આધીં. ૬
કાંહીં પાઠ કેલીં સંતાંચીં ઉત્તરેં,
વિશ્વાસેં આદરેં કરોનિયાં. ૭
ગાતી પુઢેં ત્યાંચે ધરાવેં ધ્રુપદ,
ભાવેં ચિત્ત શુદ્ધ કરોનિયાં. ૮
સતાંચેં સેવિલેં તીર્થપાયવણી,
લાજ નાહીં મનીં યેઊં દિલી. ૯
ટાકલા તો કાંહીં કેલા ઉપકાર,
કેલેં હેં શરીર કષ્ટવૂની. ૧૦
વચન માનિલેં નાહીં સુહૃદાંચેં,
સમૂળ પ્રપંચેં વીટ આલા. ૧૧
સત્ય અસત્યાસી મન કેલેં ગ્વાહી,
માનિયેલેં નાહીં બહુમતાં. ૧૨
માનિયેલા સ્વપ્નીં ગુરૂચા ઉપદેશ,
ધરિલા વિશ્વાસ દૃઢ નામીં. ૧૩
યાવરીયા જાલી કવિત્વાચી સ્ફૂર્તિ,
પાય ધરિલે ચિત્તીં વિઠોબાચે. ૧૪
નિષેધાચા કાંહીં પડિલા આઘાત,
તેણેં મધ્યેં ચિત્ત દુખવલેં. ૧૫
બુડવિલ્યા વહ્યા બૈસલોં ધરણેં,
કેલેં નારાયણેં સમાધાન. ૧૬
વિસ્તારીં સાંગતાં બહુત પ્રકાર,
હોઈલ ઉશીર આતાં પુરે. ૧૭

આતાં આહે તૈસા દિસતો વિચાર,
પુઢીલ પ્રકાર દેવ જાણે. ૧૮
ભક્તા નારાયણ નુપેક્ષી સર્વથા,
કૃપાવંત ઐસેં કળોં આલેં. ૧૯
તુકા મ્હણે માઝેં સર્વ ભાંડવલ,
બોલવિલે બોલ પાંડુરંગેં. ૨૦

આ અભંગોમાં શ્રી તુકારામ મહારાજ પોતાના જીવનની કેટલીક મુખ્ય વાતો આ પ્રમાણે ગણાવે છે—

(૧) હું જાતિનો શૂદ્ર છું, પરંતુ મેં ધંધો વૈશ્યનો કર્યો છે.

(૨) મારા કુળસ્વામી–દેવ પાંડુરંગ છે, તેમનીજ ઉપાસના અમારા કુળમાં પરંપરાથી ચાલી આવે છે.

(૩) પિતા–માતાનો સ્વર્ગવાસ થયા પછી સંસારનાં મેં અનેક દુઃખ ઉઠાવ્યાં છે. દુકાળ પડયો તેમાં ઘરમાં જે કંઈ હતું તે બધું દ્રવ્ય સ્વાહા થઇ ગયું અને દ્રવ્યની સાથેજ પ્રતિષ્ઠા પણ ધૂળમાં મળી ગઇ. એક સ્ત્રી 'અન્ન, અન્ન' પોકારતી મરી ગઇ, જે જે ધંધો કર્યો તેમાં નુકસાનજ વેઠવું પડયું, તેથી મહાકષ્ટ થયું અને મારી પોતાની બાબતમાં મનેજ શરમ આવવા લાગી. આ પ્રમાણે સંસારથી અસહ્ય પરિતાપ થયો.

(૪) આવી સ્થિતિમાં મનને રાજી કરવાની એક વાત સૂઝી. શ્રીવિશ્વંભર બુવાનું બનાવેલું શ્રી વિઠ્ઠલમંદિર તૂટી પડયું હતું. તેનો જીર્ણોદ્ધાર કરવાનો વિચાર મનમાં ઉઠ્યો. રાત–દહાડો પરિશ્રમ કરીને આ કાર્ય પૂરું કર્યું.

(૫) સાધનમાર્ગમાં પહેલાં એકાદશી વ્રત કરવા માંડયું અને નામ–સંકીર્તન કરવા લાગ્યા. શરૂઆતમાં અભ્યાસ ન થવાથી તેમાં મન આનંદ લેતું નહોતું. એટલે સંતોના ગ્રંથો વાંચ્યા. તેમનાં થોડાં બોધ–વચન કંઠસ્થ કર્યાં. સંતોનાં વચનો ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો અને આદરથી તેમને હૃદયમાં ધારણ કર્યાં, એટલે અર્થનું મનન

કરતાં કરતાં અભ્યાસમાં મન લાગવા લાગ્યું.

(૬) કોઈ ભગવદ્ભક્ત હરિકીર્તન કરતા તો હું તેમની પાછળ ઉભો રહીને ભજનનું સ્થાયી પદ ગાયા કરતો હતો અને ભક્તિભાવથી મનને શુદ્ધ કરીને મનને મનનમાં લગાડી શ્રીહરિપ્રેમને મનમાં ભરવા લાગ્યો.

(૭) કીર્તન–ભજન, નામ–સંકીર્તન કરનાર કોઇ પણ સંત મળી જતા તો તેમનાં ચરણોમાં પડીને તેમનું ચરણામૃત લઇ તેનું પાન કરતો હતો. એ પ્રમાણે કરવામાં મને કદી શરમ આવી નથી.

(૮) શરીરથી મહેનત કરીને જે કંઇ પરોપકાર બનતો તે કરતો હતો. પરોપકારનાં કાર્યોમાં દેહને ઘસી નાખવો સારો લાગતો હતો.

(૯) આ પ્રમાણે મેં પરમાર્થની સાધના શરૂ કરી. કથા–કીર્તનોમાં અને સંતોના સમાગમમાં અત્યંત આનંદ આવવા લાગ્યો. ચિત્ત તેમનામાંજ રમવા લાગ્યું. પરહિતનાં કાર્યો કરવામાં શરીરને કષ્ટ આપી થકવી નાખવામાં મઝા આવવા લાગી. પરંતુ મારી સ્થિતિ મારાં સ્વજનોથી સહન થઇ શકી નહિ! ભાઇ–ભાંડુ અને સ્ત્રી વગેરે બધાં ઉપદેશ આપવા લાગ્યાં અને ગૃહપ્રપંચ તરફ ખેંચવા લાગ્યાં. પરંતુ મેં મારા હૃદયને કઠોર બનાવી દીધું હતું. કોઇનું કંઇ પણ સાંભળ્યું નહિ. ગૃહપ્રપંચથી મારૂં મન જડ–મૂળથી ઉઠી ગયું હતું! તેના તરફ જોવાનીયે ઇચ્છા નહોતી. સ્વજનો પોતાના તરફ ખેંચતા હતા, પરંતુ મારૂં મન પરમાર્થ તરફ ખેંચાતું હતું. લોકો પ્રવૃત્તિમાર્ગ બતાવતા હતા, પરંતુ મન તો નિવૃત્તિમાર્ગમાંજ રમતું હતું. પ્રવૃત્તિ–નિવૃત્તિની આ ખેંચતાણમાં સત્યાસત્યની ઓળખ માટે મેં મારા મનને સાક્ષી બનાવ્યું અને સત્યસ્વરૂપ ભગવાન શ્રીહરિનાજ માર્ગનું અનુસરણ કર્યું. અસત્ય–મિથ્યા–નશ્વર પ્રપંચને તિલાંજલિ દઈ દીધી, બહુમતને ન માન્યો અને નિત્યાનિત્યનો વિવેક કરી નિત્યનેજ અપનાવી લીધો.

(૧૦) આ પ્રમાણે જ્યારે હું શ્રીહરિ–ચરણની પ્રાપ્તિ માટે કૃતસંકલ્પ થયો, ત્યારે સદ્ગુરુ શ્રી ચૈતન્ય મહારાજે સ્વપ્નમાં દર્શન દઇને 'શ્રીરામ કૃષ્ણ હરિ' એ મંત્રનો ઉપદેશ આપ્યો. મેં હરિનામમાં દઢ વિશ્વાસ ધારણ કરી લીધો–એજ વિશ્વાસ ચિત્તમાં દઢ કરી લીધો કે શ્રીહરિ-નામ એજ તારનાર છે, એજ મારા સુવિખ્યાત શ્રીહરિને મેળવી આપનાર છે. મેં એનોજ આશરો લીધો.

(૧૧) અખંડ હરિનામસ્મરણમાં જ્યારે ચિત્ત લીન થવા લાગ્યું, ત્યારે કવિતા કરવાની પ્રેરણા થઇ. શ્રીહરિ-કીર્તન કરતાં હરિપ્રસાદરૂપે અભંગવાણી નીકળવા લાગી. મેં જાણ્યું કે આ મારી બુદ્ધિનો પ્રકાશ નથી, આ ભગવાનનોજ પ્રસાદ છે, તેનીજ વાત તેના વડે મારા દ્વારા નીકળે છે, એમ જાણીને કૃતજ્ઞતાથી ગદ્ગદ્ થઇને હૃદયમાં મેં શ્રીવિઠ્ઠલનાથનાં શ્રીચરણ ધારણ કરી લીધાં.

(૧૨) આ રીતનો ક્રમ ચાલતો હતો, તેવામાં વચમાંજ (રામેશ્વર ભટ્ટ દ્વારા) 'નિષેધ'નો 'આઘાત' થયો. હું ભગવાનને પ્રસન્ન કરવા ભગવાનનીજ પ્રેરણાથી કવિતા કરતો હતો. પરંતુ કેટલાકોએ મારા આ પ્રયાસને અનુચિત માન્યો. તેઓ આનો વિરોધ કરવા લાગ્યા. આ વિરોધથી મારૂં ચિત્ત દુઃખી થયું અને મેં અભંગોની બધી વહીઓ લઈ જઇને ઇંદ્રાયણીના દહમાં ડુબાડી દીધી. ત્યાર પછી (તેર રાત્રિ–દિવસ) ભગવાનને બારણે લાંઘણ કરીને તેમનાજ ધ્યાનમાં પડયો રહ્યો; ત્યારે નારાયણને દયા આવી. તેમણે પોતેજ દર્શન દઇને મારૂં સમાધાન કર્યું અને મારી વહીઓને–પોથીઓને પણ પાણીમાંથી ઉગારી લીધી.

## ૩–વૈરાગ્ય

આ પ્રમાણે એ અભંગોમાં, ઘર–કુટુંબનો ભાર તુકારામને માથે પડયો ત્યારથી તે તેમને ભગવાનનો સગુણ સાક્ષાત્કાર થયો, ત્યાં સુધીની સઘળી મુખ્ય ઘટનાઓનું વર્ણન શ્રીતુકારામનાજ શબ્દોમાં સાંભળવા મળ્યું છે.

પહેલાં તેમણે વૈશ્યનો ધંધો કર્યો—અર્થાત્ વાણિયાની દુકાન કરી. થોડાં વર્ષ તેમનું આ કામ સારું ચાલ્યુ પરંતુ પછીથી તેમના પર એકે એકે અનેક વિપત્તિઓ આવી, તેનાથી તેઓ અત્યંત દુઃખી થયા અને સંસારથી તેમને વૈરાગ્ય આવી ગયો ! માતા-પિતાનો દેહાંત થયો, દુકાળમાં બધું ધન સ્વાહા થઈ ગયું, દ્રવ્યની સાથે પ્રતિષ્ઠા પણ ચાલી ગઈ, વ્યાપારમાં દેવાળું નીકળ્યું, પત્ની અન્નને માટે તરફડી તરફડીને મરી ગઈ, જે પણ કામ કર્યું તેમાં નુકસાન ગયું; આ પ્રમાણે બધી તરફથી તે પ્રપંચના દાવાનળથી ઘેરાઇ ગયા ! દુઃખમય સંસારની દુઃખમયતા તેમણે સારી રીતે જોઈ લીધી અને તેમને વૈરાગ્ય થઈ આવ્યો. ઘર વગેરેના પ્રપંચના પંચાગ્નિથી જ્યારે માણસ આ રીતે દાઝી જાય છે, ત્યારે તે પરમાર્થમાં પ્રવૃત્ત થવું એજ શ્રેય માનવા લાગે છે. સંસારદુઃખથી દુઃખી અને ત્રિવિધ તાપથી બળી ઉઠેલો જીવજ પરમાર્થનો પાત્ર બને છે. આમ તો આપણે બધા સંસારદુઃખથી દુઃખી છીએ અને કોઈ કોઇ વાર દુઃખ અતિ અસહ્ય થઇ જતાં સંસારમાંથી ક્ષણિક વૈરાગ્યનો પણ અનુભવ કરી લઇએ છીએ, પરંતુ ફરીથી પાછા મધમાં લપટાયેલી માખીની પેઠે તેજ સંસારમાં લપટાયેલા રહીએ છીએ ! તુકારામ સંસારથી ઉપરામ થયા. પરંતુ તુકારામની ઉપરામતા અને આપણી સામાન્યજનોની ક્ષણિક ઉપરામતામાં ઘણું અંતર છે ! તેમને જે વૈરાગ્ય થયો, તે પ્રપંચના મૂળમાંથી થયો; તેમણે જેમાંથી સમસ્ત પ્રપંચ નીકળ્યો છે, તે વાસનાનેજ છેદી નાખી. જેને શ્મશાનવૈરાગ્ય કહે છે તે ક્ષણિક વૈરાગ્ય તો આપણને બધાને હમેશાંજ થયા કરે છે. પરંતુ શ્મશાન-ભૂમિમાંથી વિદાય થતાંજ તે વૈરાગ્ય પણ હંમેશને માટે વિદાય થઈ જાય છે. કારણ કે તે વૈરાગ્ય ઉપર ઉપરનો હોય છે, ચાર આંસુ પડતાંજ તે શમી જાય છે. તુકારામ પ્રપંચથી કેવળ કંટાળ્યાજ નહિ, પ્રપંચની જડ સુધી પહોંચ્યા અને તેના વાસનારૂપી મૂળનેજ ઉખાડી'. ' તેમણેજ જાણી

લીધું કે, સંસાર નશ્વર છે અને સાંસારિક સુખ એ કેવળ ભ્રમ છે. તેમણેજ જાણ્યું કે, પ્રાપંચિક વાસનાઓમાં કદી ફસાવું ન જોઇએ. આ પ્રમાણે તેમના હૃદયમાં તે વૈરાગ્યનું બીજારોપણ થયું કે જે પરમાર્થવૃક્ષનું મૂળ છે.

## ૪—સાધનમાર્ગ

સંસારથી વિમુખ થતાં પરમાર્થ તેમની સામો આવ્યો. પરમાર્થની પ્રાપ્તિને માટે તેમણે જે સાધન કર્યાં, તેનું પણ વર્ણન આગળ કરીએ છીએ. શ્રીવિઠ્ઠલ-મંદિરનો તેમણે જીર્ણોદ્ધાર કર્યો, એકાદશી વ્રત અને હરિ-જાગરણ કરવા લાગ્યા, કીર્તનકારો ને ભજનીકોની પાછળ કરતાળ લઇને વિશુદ્ધ ભાવે તાલધારી બની જઇ ઉભા રહેતા હતા, સાધુ-સંતોના ગ્રંથ વાંચવા લાગ્યા તથા મનન-સુખ આપનારી તેમની સુંદર ઉક્તિઓને કંઠસ્થ કરવા લાગ્યા, લોકલાજ છોડીને સંતોના ચરણસેવક બન્યા, શરીરથી બની શકે તેટલો પરોપકાર કરતા. આજ એમનો સાધન-માર્ગ હતો. તેમ છતાંયે સ્ત્રી, બંધુ, આપ્ત-સ્વજનો પ્રયત્ન કરતાં રહ્યાં કે તુકારામ પરમાર્થ છોડીને પાછા પ્રપંચમાં મન લગાડે. પરંતુ એ લોકોનો એ પ્રયત્ન તો તુકારામના અવિચળ નિશ્ચયનું એકમાત્ર પારખુંજ હતો. અંતઃકરણની પ્રેરણાને પ્રમાણ માનીને સઘળાનું સાંભળ્યું ન સાંભળ્યું કરીને તેઓ નિષ્ઠાપૂર્વક પોતાના ઉપાસનામાર્ગનેજ પકડી રહ્યા. એમનો આવો અટળ વિશ્વાસ જાણી લઈ શ્રીસદ્‌ગુરુ મહારાજ શ્રીચૈતન્યે તેમના ઉપર અનુગ્રહ કર્યો, સ્વપ્નમાં ઉપદેશ આપ્યો, તુકારામના પરમ પ્રિય 'રામ કૃષ્ણ હરિ' મંત્રની દીક્ષા આપી. તુકારામે પોતેજ આ પ્રમાણે પોતાનો સાધનમાર્ગ બતાવી દીધો છે. શ્રીવિઠ્ઠલ-મંદિરના જીર્ણોદ્ધારથી તે શ્રીસદ્‌ગુરુની કૃપા થતાં સુધીનાં બધાં સાધનો તેમણે 'ભક્તિભાવથી ચિત્તને શુદ્ધ કરીને' કર્યાં. એ સાધનોમાં અંતિમ ને મુખ્ય સાધન એક નામસ્મરણજ હતું. તેમનું નામ-સ્મરણ કદી છૂટ્યું નહિ, પરંતુ આથી કોઇ

એમ ન સમજે કે અન્ય સાધનોનું મહત્ત્વ કોઈ પ્રકારે ઓછું છે. તેમનું પ્રથમ સાધન વિઠ્ઠલમંદિરના જીર્ણોદ્ધારનું હતું. આ મંદિર દેહૂમાં શ્રીવિશ્વંભર બુવાના સમયથીજ હતું. ત્યારથી ત્યાં ભગવાનની પૂજા–અર્ચા, ધૂપ–દીપ, આરતી વગેરે સર્વ વિધિ બરાબર થતાજ હતા. આ વિઠ્ઠલ મંદિર તુકારામના પહેલાં પણ હતું અને પછી પણ છે. તેમણે જે કંઇ જીર્ણોદ્ધાર કર્યો તે એજ કર્યો કે, પથ્થર એકઠા કર્યા, માટી પાણીમાં ભીંજવીને ગારો બનાવ્યો, દિવાલો તૈયાર કરી અને આ બધું પોતાના શરીરે પરસેવો પાડીને કર્યું. ભગવાનની આ કાયિક સેવા હતી. આ કાયિક સેવા દ્વારા ભગવાનના મંદિરનો તેમણે જે જીર્ણોદ્ધાર કર્યો તેથી તેમનો પોતાનો પણ જીર્ણોદ્ધાર થયો. હૃદયના અંતસ્તલમાં દબાઇ રહેલો ભાવ ઉપર ઉભરાઇ આવ્યો, ભક્તિ જાગ્રત થઇ અને એજ ભક્તિએ તેમને પછીથી ભગવાનનાં દર્શન કરાવી દીધાં. તુકારામે પોતેજ કહ્યું છે કે 'જે ભંડાર દાટી રાખ્યો હતો, તે આ ભાવ–ભક્તિ દ્વારા હાથ લાગ્યો.' જે ભાવથી ભગવાન રહે છે, જે ભાવથી ભગવાન મળે છે, તેજ ભાવને તેમણે મંદિરના જીર્ણોદ્ધારથી પોતાની સમક્ષ મૂર્તિમાન કર્યો. ચિત્તમાં ભાવનો ઉદય થવાથી ગારો અને માટીનું કામ કરતાં કરતાં પણ ભગવાનની સેવા કેવી રીતે પ્રાપ્ત થઇ તે ભક્તોજ જાણી શકે છે. હું તો એજ સમજું છું કે, જે વિશ્વાત્મક વિશ્વપિતા શ્રી પાંડુરંગના નામનો ઝંડો તેમણે વિશ્વ ઉપર ફરકાવ્યો. તે વિશ્વાત્મા તુકારામની આ પ્રથમ ચરણસેવાના સમયથીજ પોતાની સ્નેહવૃષ્ટિ તુકારામ ઉપર વર્ષાવી રહ્યા હતા. ચંદન, ધૂપ–દીપ, આરતી, પ્રભાતી, દંડવત્, ભજન–પૂજન–કીર્તન વગેરે ઉપાસનાનાં બહિરંગ છે, અને ચિત્તમાં જો તેમની સાથે ભાવ ન હોય તો આ બધાં બહિરંગ બહારનાં બહાર જ રહી જાય છે. ચિત્તમાં જો ભક્તિભાવ હોય તો આજ બહિરંગ તે ભક્તવત્સલ શ્રીવિઠ્ઠલનાં ચરણકમળોની પ્રાપ્તિનાં પાકાં સાધન બની જાય છે. તુકારામના ચિત્તમાં વિમળ

ભક્તિનો વિશુદ્ધ ભાવ હૃદય પામી ચૂક્યો હતો, અને આ ભાવનો સંગ કરીને-અંતરંગને બહિરંગમાં મેળવીને તેમણે શ્રીવિઠ્ઠલ મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો, એકાદશી વ્રત કર્યું, મહાત્માઓના ગ્રંથો વિશ્વાસ અને આદરપૂર્વક વાંચ્યા, સતત અભ્યાસને માટે તેમનાં વચનોને કંઠમાં ધારણ કરી લીધાં, કીર્તનકારોની પાછળ તાલધારી બનીને ઉભા રહ્યા-'આ બધું 'ભક્તિભાવથી મનને શુદ્ધ કરીને' કર્યું'. તેમનો સાધનમાર્ગ ભાવનામય હતો, ભાવના વડેજ ભાવના ભોક્તા ભગવાન પ્રસન્ન થયા અને મહારાજ શ્રી ચૈતન્યજીનો ઉપદેશ મળ્યો, તેનાથી બધાં સાધન સફળ થયાં અને બધાં સાધનોના ફળસ્વરૂપ તેમને ભગવન્નામની લગની લાગી. ભગવાનની પૂજા-અર્ચા, સદ્ગ્રંથનું સેવન, સંત-સમાગમ, એકાદશી વ્રત, શ્રીહરિકીર્તન અને નામસ્મરણ-એ સઘળાં સંત તુકારામના સાધનમાર્ગનાં અંગ હતાં. એજ સાધનોથી અને શ્રીગુરુની કૃપાના બળ-ભરોસાથી તે આગળ ને આગળ વધતા ગયા અને અંતે ભગવાનની પૂર્ણ કૃપાના અધિકારી થયા.

## ૫-સગુણ સાક્ષાત્કાર

વૈરાગ્ય થયા પછી સાધનમાર્ગે ક્રમપૂર્વક ચાલવાનુ બતાવીને અંતે શ્રીભગવાનનો અનુગ્રહ થવાની વાત કહી છે. ભગવત્કૃપાનો પ્રથમ પ્રસાદ કવિત્વની સ્ફૂરણા હતો. આ કવિત્વની સ્ફૂરણા સામાન્ય નહિ પરંતુ અત્યંત વિલક્ષણ છે. તુકારામના સમયમાં કવિત્વની બડાશ હાંકનારા એવા ઘણાએ કવિઓ શેરીએ શેરીએ ભટકયા કરતા હતા અને આજે પણ એવાઓ છે કે જેઓ પ્રાચીન કવિઓની કૃતિઓને 'મક્ષિકાસ્થાને મક્ષિકા' ના જેવો અનુવાદ કરીને અથવા સાહિત્યની ચોરી કરીને પણ પોતે કવિ અથવા મહાકવિ, હોવાનો ઢોંગ કરે છે. એવા કવિઓ તુકારામના કાવ્યસ્રોતનું રહસ્ય જાણી શકે તેમ નથી. અસ્તુ. તુકારામે જે કવિતા કરી તે અંતર્યામીની સ્ફૂર્તિ-પ્રેરણા હતી. તે પ્રેરણા વિના તેમણે એક પણ અભંગ નથી રચ્યો. જે

કંઇ રચના કરી તે ભગવાનની પ્રેરણાથી ભગવાનની પ્રસન્નતા માટે અથવા તો 'स्वान्तः सुखाय' (પોતાના આંતરિક સુખ) માટે કરી છે. તેમની આવી અભંગરચનાઓને તેમની ન કહેતાં તેમના પ્રેમભર્યા અંતઃકરણમાંથી આપોઆપ નીકળી પડેલી અભંગ-પ્રેમધારા કહીએ તો વધારે યોગ્ય ગણાશે. તેમના અભંગ શ્રીહરિપ્રેમના અમૃતોદ્ગાર છે! આ અભંગવાણી 'સખા ભગવંત' ની વાણી છે. તેમની આવી લોકવિલક્ષણ પ્રેમવાણીને શ્રી રામેશ્વર ભટ્ટ જેવા વિદ્વાન વૈદિક બ્રાહ્મણે 'નિષિદ્ધ' ઠરાવી ત્યારે તુકારામનું ચિત્ત દુઃખ પામે એ સ્વાભાવિકજ હતું. તેમણે અભંગોની બધી વહીઓને ઇન્દ્રાયણીના દહમાં ડૂબાવી દીધી; ત્યારે 'નારાયણે સમાધાન કર્યું'-ભગવાને તેમને દર્શન દીધાં અને તેમની વહીઓને પણ જળમાંથી ઉગારી લીધી. તુકારામનો જીવ કેટલાય દિવસોથી જે ભગવાનનાં દર્શનમાટે તરફડયા કરતો હતો, તે હવે શાંત થયો. હવે તેમને ભગવાનનાં મન, વચન, નયન—બધાં અંગ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થયાં. તેમની વ્યાકુળતા દૂર થઇ. ભગવાનની વાતો હવે કેવળ કહેલી-સાંભળેલીજ ન રહી, જોવામાં પણ આવી ગઇ. હવે તેઓ મેં ભગવાનને જોયા છે, એમ પણ કહેવા સમર્થ થયા. એજ અભંગોના અંતમાં તેમણે કહ્યું છે કે-

'ભક્તા નારાયણ તુ પેક્ષી સર્વથા,કૃપાવંત ઐસેં કળોં આલેં'.

ભગવત્કૃપાનો પ્રત્યક્ષ અનુભવ તેમને પ્રાપ્ત થયો. સ્વાનુભવથી હવે તેઓ કહેવા લાગ્યા કે, ભક્તોને શ્રીહરિ કદી ભૂલતા નથી. આ સગુણ સાક્ષાત્કારની વાત તેમણે સંકેતમાત્રથીજ કહી છે. આ વિષયમાં તેમના કેટલાક ખાસ અભંગ પણ છે કે જેનો વિચાર હવે પછી એકાદ અધ્યાયમાં સ્વતંત્રરૂપે કરવામાં આવશે.

## ૬–બીજા અભંગનો વિચાર

"નયે બોલોં પરી પાળિલેં વચનેં" કહીને તુકારામે ઉપરોક્ત અભંગમાં પોતાના ચરિત્રની જે જે મુખ્ય

મુખ્ય બાબતો ગણાવી દીધી છે તેમાં સહેજ આત્મસ્તુતિ પણ નથી, તેમ છતાં પોતાનું ચરિત્ર પોતાની મેળેજ કહ્યું, એજ એક વાતનો તેમને એટલો ખ્યાલ રહ્યો છે કે બીજા અભંગમાં ઘણી લઘુતા ધારણ કરીને મહારાજ કહે છે કે "મારો ઉદ્ધાર ન થયો! કેમ કરીને થાય! હું પણ આપ સઘળાઓમાંનોજ એક છું; જેવા આપ છો, તેવોજ હું પણ છું. આપ સર્વે એકબીજાની દેખાદેખીથી મને જે મોટાઇ આપો છો, તેને હું યોગ્ય નથી; આપે એ પ્રમાણે કરવું પણ બરાબર નથી. મેં કર્યું છેજ શું? ગૃહસ્થાશ્રમ ચલાવવો મારે માટે ભારરૂપ થઈ પડયો. મારા કુળમાં હું એવો અભાગીઓ ઉત્પન્ન થયો કે કંઇ પણ પુરુષાર્થ નહિ બની શકવાથી ઘરબાર છોડીને મોં છુપાવી દઇ હું જંગલમાં જઇ બેઠો! આજે ભગવાનની સેવા-પૂજા-અર્ચા કરૂં છું, તે પણ મોટા લોકો કરતા આવ્યા છે, તેથી કરું છું. ભાવભક્તિ તો કંઈ છેજ નહિ!" તુકારામે શ્રોતાઓને આ પ્રમાણે બહુ સમજાવવા ઇચ્છયું. એ લોકોના ચિત્ત ઉપર આનો શો પ્રભાવ પડયો હશે, તે અનુમાનથી જાણી શકાય તેમ છે. તેમણે એમજ માન્યું હશે કે, મહારાજ જે આવી આવી વાતો કહી દે છે તે માત્ર એટલાજ માટે કે લોકો તેમને મહાત્મા સમજીને તેમની પાછળ ન પડે, ઉપાધિમાં વધારો ન થાય અને જે ઇશ્વરી પ્રસાદ મળ્યો છે, તે સુસ્થિર અને સુદૃઢ કરવાને માટે એકાંત મળ્યા કરે. મહારાજનું જે કંઇ ચરિત્ર હતું તે તેમનાથી છુપું નહોતું. કીર્તન કરતાં કરતાં મહારાજ કેવા તન્મય થતા હતા, તે એ લોકો હમેશાં જોતાજ હતા. ભગવાનને માટે મહારાજે ગૃહસ્થાશ્રમને લાત મારી હતી, એ પણ તેમણે પોતાની આંખે જોયું હતું. વળી તેઓ એ પણ જોતા હતા કે 'રામ-કૃષ્ણ-હરિ'ના જયનાદથી સમસ્ત દેહૂગ્રામ, ભંડારા, મોરાડા અને ભામગિરિના પર્વતો ગાજી ઉઠતા હતા-તેમની આનંદગર્જનાથી ગાજી ઉઠતા હતા. સર્વત્ર તેમના યશનો ડંકો વાગી રહ્યો હતો કે તુકારામ મહારાજને

ભગવાને પ્રત્યક્ષ દર્શન દઇને તેમના 'અભંગો'ની પોથીઓને જળમાંથી ઉગારી લીધી હતી. આવી અવસ્થામાં તેમના "હું ભક્તિભાવથી ભગવાનની પૂજા નથી કરતો" કે "મારો ઉદ્ધાર નથી થયો" એ કથનને ભક્તોએ કયા ભાવમાં ગ્રહણ કર્યું હશે, એ બતાવવાની આવશ્યકતા નથી.

## ૭–મધ્યખંડની પ્રસ્તાવના

અસ્તુ. આ પ્રમાણે તુકારામે 'જાતિ શૂદ્ર'વાળા અભંગમાં ત્રણ મુખ્ય વાતો કહી છે—(૧) વૈરાગ્યપ્રાપ્તિ, (૨) સાધનમાર્ગ અને (૩) રામેશ્વર ભટ્ટ દ્વારા થયેલો 'નિષેધ' અને સ્વયં ભગવાન પાંડુરંગ દ્વારા તેનું નિવારણ થવું. જન્મથી તે સગુણ સાક્ષાત્કાર થતા સુધીનું–અર્થાત્ ૩૦ વર્ષ સુધીનું ચરિત્ર મહારાજે અહીં કહી દીધું છે. આજ ક્રમથી આપણે તેમના ચરિત્રનો વિચાર કરવો પડશે. પાછળના અધ્યાયોમાં આપણે તેમના જન્મથી તે તેમની જીંદગીના ૨૩ મા વર્ષે તેમને વૈરાગ્ય પ્રાપ્ત થયો ત્યાં સુધીનું ચરિત્રાવલોકન કર્યું છે. આ પછીનાં મહારાજના ચરિત્રનાં સાત વર્ષ અત્યંત મહત્ત્વનાં છે, એટલે તેનું વિસ્તારપૂર્વક વિવરણ વાચક આ ખંડમાં વાંચશે. તુકારામ મહારાજની ઉપાસનાનો મુખ્ય વિષય શ્રીપાંડુરંગ, પૂર્વના સાધુસંતો દ્વારા આ ઉપાસનાનો નિર્માણ કરાયેલો માર્ગ, તુકારામનો સાધનક્રમ, ગુરૂપદેશ, કવિત્વ–પ્રેરણા, કવિત્વનો રામેશ્વર ભટ્ટે કરેલો નિષેધ, તે નિમિત્તે તુકારામજીનું લાંઘણ, પોથીઓ ડુબાવવી અને તેનું ઉપર તરી આવવું, શ્રી પાંડુરંગનું સગુણ–દર્શન વગેરે વગેરે મહત્ત્વપૂર્ણ વિષયો આ ખંડમાં આવનાર છે. તેથી આ ખંડ તુકારામ ચરિત્રનું જાણે અંતઃકરણજ છે. તેમના ચરિત્રનું રહસ્ય આ ખંડમાં વાચક સમજી લેશે. મુમુક્ષુઓ માટે આ ખંડ આદર્શસ્વરૂપ થશે. આ મધ્યખંડ તુકારામના ચરિત્રનું હૃદય છે. તુકારામ મહારાજનાં ચરણોનું સ્મરણ કરીને હવે આપણે જોઇએ કે તેમની ઉપાસનાના ઉપાસ્ય કોણ હતા.

# અધ્યાય ૫ મો—વારકરી સંપ્રદાયનો સાધનમાર્ગ

પંઢરીચી વારી આહે માઝે ઘરીં,
આણિક ન કરી તીર્થ વ્રત.
વ્રત એકાદશી કરીન ઉપવાસી,
ગાઇન અહર્નિશીં હરિનામ
નામ વિઠોબાચેં ઘેઇન મી વાચે
બીજ કલ્પાંતીંચેં તુકા મ્હણે.

## ૧—સાધનમાર્ગના ચાર પડાવ

પ્રપંચથી (ગૃહપ્રપંચ–જંજાળથી) જ્યારે તુકારામનું ચિત્ત ઉઠી ગયું ત્યારે તેઓ સ્વાભાવિકપણેજ પરમાર્થ તરફ વળ્યા. જ્યાંસુધી ચિત્તમાંથી પ્રપંચ તદ્દન નાશ પામતો નથી, ત્યાંસુધી પરમાર્થ સૂઝતો નથી, ગમતો નથી, રહેતો નથી. મનોભૂમિ જ્યારે વૈરાગ્યથી શુદ્ધ થઇ જાય છે, ત્યારે તેમાં વાવેલાં જ્ઞાનબીજ અંકુરિત થાય છે. તુકારામ જન્મથીજ મુક્ત હતા, તેથી આ નિયમ તેમને લાગુ પડતો નથી, એમ કોઇ કહે તો તે બરાબર છે; પરંતુ મુક્ત પુરુષનું ચરિત્ર પણ જ્યારે લખવામાં આવે છે ત્યારે તે માનવી દૃષ્ટિથીજ લખવામાં આવે છે. જે જીવનમુક્ત છે તેને માટે સાધનોની શી આવશ્યકતા છે ! તે તો સદા સાધનાતીત છે. પરંતુ મુક્ત પુરુષનું ચરિત્ર માનવી દૃષ્ટિથી લખાય ત્યારે મુમુક્ષુઓ તેનો લાભ લઈ શકે છે. તેથી તુકારામને જ્યારે વૈરાગ્ય થયો ત્યારે તેમણે કયાં કયાં સાધન કર્યાં અને તે કેવી રીતે ભગવત્પ્રસાદ પ્રાપ્ત કરવાના અધિકારી થયા, એ આપણે હવે જોઇએ. તુકારામ જે કુળમાં ઉત્પન્ન

થયા તે કુળમાં પરંપરાથી વારકરી સંપ્રદાય ચાલ્યો આવ્યો હતો—અર્થાત્ વારકરીસંપ્રદાયનું શિક્ષણ તેમને બાળપણથી તેમના ઘરમાંજ પ્રાપ્ત થયું હતું. પંઢરીની આષાઢી–કાર્તિકી યાત્રા કરવાનો તેમનો કુલ–ધર્મજ હતો. વૈરાગ્ય પ્રાપ્ત થયા પહેલાં પણ તેઓ અનેક વાર પંઢરપુર જઇ આવ્યા હતા. જ્ઞાનેશ્વરી ગીતા અને એકનાથી ભાગવત તેમજ નામદેવ અને એકનાથના અભંગ તેમણે બાળપણમાંજ સાંભળેલા હતા. એકનાથ મહારાજે આળંદીની યાત્રા કરી ત્યારથી આળંદીની યાત્રાનો પ્રચાર વધુ પ્રમાણમાં વધ્યો, ઘણા લોકો આ યાત્રા કરવા લાગ્યા અને વારકરી સંપ્રદાય પૂના પ્રાંતમાં પુષ્કળ ફેલાયો. આળંદી, પૂના, દેહૂ અને આસપાસનાં ગામોમાં ઘેરઘેર એકાદશીનું વ્રત, અને જ્યાં ત્યાં ભજન–કીર્તન થવા લાગ્યાં. તુકારામના મન ઉપર આ પ્રમાણે વારકરી સંપ્રદાયના સંસ્કાર પડયા. હતા અને હવે સમય આવ્યો ત્યારે તેમણે એજ સંપ્રદાયનો સાધનક્રમ સ્વીકાર્યો અને અંતે પોતાના તપના પ્રભાવ વડે તેઓ તે પંથના અધ્વર્યુ બન્યા. કામ–ક્રોધ–લોભરૂપ સંસારમાંથી જેવું ચિત્ત દૂર થાય છે કે તરતજ તે મોક્ષમાર્ગે વળીને સજ્જનોનો સંગજ પકડે છે, અને પછી જ્ઞાનેશ્વર મહારાજ કહે છે તેમ 'તે અબળ સત્સંગથી તથા સત્શાસ્ત્રના બળથી જન્મમૃત્યુનાં જંગલોને પાર કરી જાય છે. (૪૪૧) ત્યારે જ્યાં આત્માનંદ વાસ કરે છે, તે સદ્‌ગુરુની કૃપાનું સ્થાન તેને પ્રાપ્ત થાય છે. (૪૪૨) ત્યાં પ્રિયની જે પરમ સીમા છે તે આત્મારામ સાથે તેનો મેળાપ થાય છે અને ત્યારે સંસારના સર્વ તાપ આપોઆપજ નાશ પામે છે. (૪૪૩–'જ્ઞાનેશ્વરી અ. ૧૬)' સતત સત્સંગ, સત્શાસ્ત્રનું અધ્યયન, ગુરુકૃપા ને આત્મારામનો મેળાપ, એજ એ ક્રમ છે કે જેનાથી જીવ સંસારના કોલાહલથી મુક્ત થાય છે. બરાબર એજ ક્રમથી તુકારામ સાક્ષાત્કારની છેલ્લી સીડી પર ચઢી ગયા. આ મધ્ય ખંડમાં આપણે એજ દિવ્ય ઇતિહાસનું નિરીક્ષણ કરીશું. સજ્જ-

નોનો સંગ અને તે સંગથી અનાયાસે પ્રાપ્ત થતાં સાધનોનું અવલંબન એ પહેલો પડાવ છે; તે પછી સત્શાસ્ત્રો અર્થાત્ સાધુ-સંતોના ગ્રંથોનું અધ્યયન એ બીજો પડાવ છે; ગુરુનો ઉપદેશ ત્રીજો અને આત્મસાક્ષાત્કાર એ છેલ્લો પડાવ છે. આ ચાર મુખ્ય પડાવ છે, અને વચમાં વચમાં બીજા નાના નાના પડાવ છે. ચાલો, આપણે પણ તુકારામનાં વચનોને આધારે માર્ગ શોધતા શોધતા અને તેમનાજ પગલે પગલે ચાલતા ચાલતા ધીરે ધીરે એ બધા પડાવોને વટાવીને આપણે જવાના સ્થાને જઇ પહોંચીએ.

## ૨–વારકરી સિદ્ધાંત—પંચદશી

મોક્ષમાર્ગે ચાલનારા સજ્જનોનો સંગ એ પહેલો પડાવ છે. મોક્ષમાર્ગ ઉપર ચાલનારા મુમુક્ષુ અને સાધકોના સંગથી શુભેચ્છા પ્રબળ થાય છે. મુમુક્ષુને બદ્ધનો સંગ કદી પ્રિય હોતો નથી. સંગ–સોબત સરખે સરખાની એક બીજાને ગમે છે અને તેનાથીજ પ્રીતિ તેમજ ગુણોની વૃદ્ધિ થાય છે. પ્રપંચથી જ્યારે જીવ કંટાળી ગયો અને ભગવાન તરફ ચિત્ત ખેંચાયું ત્યારે સ્વાભાવિકપણેજ તુકારામને એવી ઇચ્છા થઇ આવી કે "જેમનું ચિત્ત ભગવાનમાં લાગ્યું હોય એવા પુરુષોનો સમાગમ થવો જોઇએ. (દેવ વસે જ્યાચે ચિત્તીં, ત્યાચી ઘડાવી સંગતી.)" સિદ્ધ પુરુષ યા સદ્ગુરુનો મેળાપ એકદમ થતો નથી અને જો કદાચ થઈ પણ જાય તો તેમાં વિશેષતા હોતી નથી; તેથી પહેલાં પોતાનાજ જેવા સમાનધર્મીઓનો સંગ કરવો જરૂરી છે. આ સત્સંગમાં જે આચારવિચાર પ્રાપ્ત થાય છે, તેજ પ્રિય હોય છે, તેનુંજ અનુસરણ સુખપૂર્વક થાય છે. આ પ્રમાણે જોતાં, તુકારામને પહેલાં વારકરીઓનો સત્સંગ મળ્યો, તે તેમને પ્રિય થયો અને વારકરીઓના સાધનોનુંજ તેમણે અવલંબન કર્યું. વારકરી સંપ્રદાયનો સમગ્ર ઇતિહાસ અહીં લખવાનો અવકાશ નથી, એટલે સંક્ષેપમાં આ સંપ્રદાયના મૂળભૂત સિદ્ધાંતો અત્રે

આપીએ છે. આ સંપ્રદાય ઘણો પ્રાચીન છે—શ્રી જ્ઞાનેશ્વર મહારાજથી પણ પહેલાંનો છે. વારકરી સંપ્રદાય મહારાષ્ટ્રના ભાગવતધર્મનુંજ બીજું નામ છે. એના પંદર સિદ્ધાંત છે અને તે બધા વારકરીઓને માન્ય છે. આ સિદ્ધાંત-પંચદશી આ પ્રમાણે છે—

(૧) **ઉપાસ્ય દેવ**—શ્રી પંઢરપુરનિવાસી પાંડુરંગ આ સંપ્રદાયના ઉપાસ્ય દેવ છે. સિદ્ધાંત એ છે કે, સગુણ અને નિર્ગુણ એક છે. મહાવિષ્ણુના સઘળા અવતાર માન્ય છે, પરંતુ દશ અવતારોમાંથી રામ અને કૃષ્ણ ખાસ મનાય છે. વિઠ્ઠલ અર્થાત્ ગોપાલ-કૃષ્ણ ઉપાસ્ય છે.

(૨) **સત્શાસ્ત્ર-ગ્રંથ**—તેમનો મુખ્ય ઉપાસનાગ્રંથ ગીતા અને ભાગવત છે. ગીતા જ્ઞાનેશ્વરી ભાષ્ય અનુસાર અને ભાગવત એકાદશસ્કંધ-નાથ ભાગવત અનુસાર. સનાતન ધર્મપ્રતિપાદક એવાં વેદ, શાસ્ત્ર-પુરાણ માન્ય છે. વાલ્મીકિ રામાયણ અને મહાભારત માન્ય છે, સંપ્રદાયપ્રવર્તક સંતોનાં વચન પણ માન્ય છે. તેમાં 'હરિપાઠ' વિશેષ માન્ય છે.

(૩) **ધ્યેય**—અભેદભક્તિ, અદ્વૈતભક્તિ અથવા 'મુક્તિની-પરની ભક્તિ' એ ધ્યેય છે. અદ્વૈત સિદ્ધાંતને સ્વીકારે છે; પરંતુ એવી કુશળતાથી એ ધ્યેયને પ્રાપ્ત કરવાનું હોય છે કે 'અભેદને સિદ્ધ કરીને પણ સંસારમાં પ્રેમસુખ વધારવા માટે ભેદને પણ અભેદ કરી રાખવો.'

અભેદૂનિ ભેદ રાખિયેલા અંગીં, વાઢવયા જગીં પ્રેમ સુખ.

જ્ઞાન અને ભક્તિની એવી એકરૂપતા કે "જે ભક્તિ છે, તેજ જ્ઞાન છે અને તેજ શ્રીહરિ વિઠ્ઠલ છે."

તેચિ ભકિત તેચિ જ્ઞાન, એક વિઠ્ઠલચિ જાણ.

દ્વૈતાદ્વૈત ભાવથી એક નારાયણજ સર્વત્ર વ્યાપ્ત છે, આ અનુભવ પ્રાપ્ત કરવો એજ ધ્યેય છે.

(૪) **મુખ્ય સાધન**—નવધા ભક્તિ, તેમાં પણ ખાસ કરીને અખંડ નામસ્મરણ તેમજ નિરપેક્ષ હરિકીર્તન એ

મુખ્ય સાધન છે.

(૫) **મુખ્ય મંત્ર**—" રામ-કૃષ્ણ-હરિ " એજ મુખ્ય મંત્ર છે. શ્રીહરિનાં અનંત નામ બધાં સ્મરણીય છે. તેમાં વિષ્ણુસહસ્રનામ તો વિશેષ માન્ય છે.

(૬) **ભક્તરાજ**—ગરુડ, હનુમાન અને પુંડલિક.

(૭) **આદિગુરુ**—શંકર. હરિ અને હરમાં પૂર્ણ અભેદ.

(૮) **મુખ્ય મહંત**—નારદ, પ્રહ્લાદ, ધ્રુવ, અર્જુન અને ઉદ્ધવની માફક " નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન, મુક્તાબાઈ, એકનાથ, નામદેવ તુકારામ " એ મુખ્ય મહંત છે. તેમણે જે સંતોને માન્યા છે, તેમને પણ વારકરીઓ માને છે.

(૯) **સંતનામ-સ્મરણ**—'જય જય રામકૃષ્ણ હરિ' અથવા 'જય વિઠ્ઠલ' અથવા 'વિઠોબા રખુમાઈ' એ ભગવન્નામ મંત્રોની પેઠે 'જ્ઞાનેશ્વર માઉલી તુકારામ,' 'જ્ઞાનદેવ નામદેવ એકા તુકા' 'ભાનુદાસ એકનાથ,' 'દત્ત જનાર્દન એકનાથ' એ સંતનામનો મંત્ર પણ તારક છે. " દેવ એજ સંત, સંત એજ દેવ " એજ સિદ્ધાંત છે.

(૧૦) **પૂજ્ય**—સંત, ગાય, વિપ્ર અને અતિથિ પૂજ્ય છે. ભગવાન શ્રીકૃષ્ણે તેમને પૂજ્ય માનવાનું જે દૃષ્ટાંત પોતાના આચરણથી દર્શાવ્યુ છે, તે સંપૂર્ણપણે માન્ય છે. બારણે વૃંદાવન, ગળામાં તુલસીની માળા અને ભગવાનને માટે તુલસીનો હાર આવશ્યક છે.

(૧૧) **મહાવ્રત**—એકાદશી અને સોમવાર, આષાઢી એકાદશી તથા કાર્તિકી એકાદશીના દિવસે પંઢરીની યાત્રા. ઓછામાં ઓછી તેમાંથી એક એકાદશીએ તો પઢંરપુરની યાત્રા અવશ્યજ કરવી અને આ નિયમનું છેવટ સુધી પાલન કરવું. મહાશિવરાત્રિએ નિયમ પાળવો.

(૧૨) **મહાતીર્થ**—મહાતીર્થ ચંદ્રભાગા અને મહાક્ષેત્ર પંઢરપુર, ત્ર્યંબકેશ્વર, આળંદી, પૈઠણ, સાસવડ, દેહૂ ઈત્યાદિ સંતસ્થાન પણ મહાક્ષેત્રજ છે. ગંગા, ગોદા, યમુના

વગેરે તીર્થ તથા કાશી, દ્વારકા, જગન્નાથ એ ક્ષેત્રો માન્ય છે.

(૧૩) **વર્જ્ય**—પરસ્ત્રી, પરધન, પરનિંદા અને મદ્ય-માંસ સર્વથા વર્જ્ય છે. હિંસા સર્વદા, સર્વત્ર અને બધાને માટે વર્જ્ય છે. મન, વચન અને કાયા વડે અહિંસાવ્રતનું પાલન કરવું આવશ્યક છે.

(૧૪) **આચાર**—જેનો જે વર્ણધર્મ, જાતિધર્મ, આશ્રમધર્મ તેમજ કુલધર્મ હોય તેનું તેણે અવશ્ય પાલન કરવું. "કુલધર્મમાં દક્ષ-ચતુર રહેવું, વિધિ-નિષેધનું પાલન કરવું." પરંતુ જે કંઇ કરવું તે ભગવાનની પ્રસન્નતાને માટે કરવું, આ શાસ્ત્રો અને સંતોનો ઉપદેશ સર્વવંદ્ય છે. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, તેથી પોતાનું કર્મ જે જાતિ-સ્વભાવથી પ્રાપ્ત થયું હોય તેને કરનારો પુરુષ કર્મ-બંધનને જીતી લે છે. (જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૮-૯૩૩)

(૧૫) **પરોપકારવ્રત**—'सर्वं विष्णुमयं जगत्' આખા જગતને વિષ્ણુમય માનવું એજ 'વૈષ્ણવોનો ધર્મ છે.' (તુકારામ) 'સર્વ ભૂતોમાં ભગવદ્‌ભાવ' ધારણ કરો. (એક-નાથ), 'જે કંઇ પણ જુઓ તેને ભગવાન માનો, એજ મારો નિશ્ચિત ભક્તિયોગ છે.' (જ્ઞાનેશ્વરી અ૦ ૧૦-૧૧૮) આ ઉદાર તત્ત્વને ધ્યાનમાં રાખી સૌ કોઈની સાથે સમતા અને દયાનો વ્યવહાર કરતાં કરતાં તન-મન-વાણીથી કામ આવવું એજ ભૂતપતિની સેવા છે.

## ૩-ભાગવતધર્મ

વારકરી સંપ્રદાયનો એક મુખ્ય સિદ્ધાંત છે, અને ભાગવતધર્મના એ સિદ્ધાંતોને માનીને તથા માનતાં માનતાં વારકરી પાંડુરંગની ઉપાસના શરૂ કરે છે. તુકારામની પહેલાં પણ વારકરીઓમાં એજ સિદ્ધાંતો અચલિત હતા અને તેમણે પોતાના ચારિત્રબળ તથા ઉપદેશ દ્વારા એજ સિદ્ધાંતોનો પ્રચાર કર્યો. ભાગવતધર્મ કોઇ જુદો ક્રાંતિકારી ધર્મ નથી, વૈદિક ધર્મનુંજ એ સર્વસંગ્રાહક, અત્યં-

ત મનોહર અને લોકપ્રિય રૂપ છે. મહારાષ્ટ્રમાં ભાગવત-ધર્મ જે સ્વરૂપે પ્રચલિત છે, તેજ વારકરી સંપ્રદાય છે. કેટલાક રૂઢિપૂજક કર્મઠો એમ સમજે છે કે, આ સંપ્રદાય વેદવિરુદ્ધ એવો એક નવો સંપ્રદાય છે, જ્યારે કેટલાક આધુનિક સુધારકોનો પણ એવોજ અભિપ્રાય છે. પરંતુ આ બન્ને માન્યતા ધરાવનારાઓની એ ભૂલ છે-ખરી રીતે 'उभौ तौ न विजानीतो !' તેઓને બેમાંથી એકેયની ખરી માહિતી નથી હોતી. યથાર્થમાં આ વારકરી સંપ્રદાય સનાતન ધર્મજ છે. વર્ણાશ્રમધર્મનો એ સ્વીકાર કરે છે. એનું શિક્ષણ એ છે કે, વિહિત કર્મોનો ત્યાગ ન કરો. સાચા વારકરીમાં જાતિનું અભિમાન નથી હોતું અને તે કોઇનો દ્વેષ પણ કરતો નથી. પ્રારબ્ધવશાત્ જે જાતિમાં આપણે જન્મ્યા, તેજ જાતિમાં રહીને તથા તેજ જાતિનાં કર્મો કરતાંકરતાં પ્રેમસ્વરૂપ નારાયણનું ભજન કરવું અને તરી જવું, એટલુંજ તે પોતાનું કર્તવ્ય સમજે છે. ભગવાનનું ભજનજ જીવનનું સુફળ છે. અને એજ આ સંપ્રદાયનું શિક્ષણ હોવાથી સર્વ જાતિઓ અને વૃત્તિઓના લોક એક સ્થાનમાં એકત્ર થાય છે, અને નામસંકીર્તનના આનંદની સાચી આપ-લે કરે છે. મહત્તા ભગવાનના ભક્ત થવામાં છે, અને કામ તો સદાચાર અને હરિભજનની સાથેજ છે. આવા પ્રેમી વારકરીઓ-અર્થાત્ મોક્ષમાર્ગી સજ્જનોનો સંગ તુકારામે ગ્રહણ કર્યો હતો અને તેમનાજ માર્ગે તેઓ ચાલ્યા હતા. આ સંપ્રદાય તો તેમના કુળમાં ઉતરી આવેલોજ હતો, પરંતુ વૈરાગ્ય થયા પછી તેમાં તેમનું મન વિશેષ દૃઢ થયું.

## ૪-અભ્યાસ

અનુતાપ થયા પછી સંપ્રદાય ગ્રહણ કરવાથી તેમાં રહેલી સજીવતા પ્રતીત થવા લાગે છે. તુકારામે અન્ય વારકરીઓનો સત્સંગ કરતાં કરતાં પંઢરીની વારી-યાત્રા, એકાદશી મહાવ્રત, અહોરાત્ર હરિજાગરણ, કીર્તન-ભજન

અને નામસ્મરણ, હરિકીર્તનમાં નિત્ય લાગ્યા રહેવું, પુરાણ વગેરેના શ્રવણનો અવસર હાથથી જવા ન દેવો, કોઇ ભજન કે કીર્તન કરવા ઉભું હોય તો 'ભાવથી ચિત્તને શુદ્ધ કરી' તેની પાછળ ઉભા રહેવું, ધ્રુવપદ ગાવું, ધીરે ધીરે હાથમાં તંબુરો લઇને પોતે કીર્તન કરવું અને કીર્તનને માટે જરૂરી પાઠ–પાઠાંતર કરવા, ગ્રંથો વાંચવા, તેના અર્થનું મનન કરીને સ્વયં અર્થરૂપ થઇ જઈ તેમાં રંગાઇ જવું અને એજ આનંદમાં હમેશાં રહેવું–વગેરે અભ્યાસ કર્યો.

## ૫–એકાદશીનું મહાવ્રત

વારકરી સંપ્રદાયમાં એકાદશીના મહાવ્રતનો બહુ મહિમા છે. પંદર દિવસમાં એક દિવસ નિરાહાર રહીને દિવસ અને ખાસ કરીને રાત્રિ હરિભજનમાં ગાળવી એજ ઉપવાસનો અર્થ છે. સંસારના સર્વ ધર્મોમાં× મન, વાણી અને કાયાની શુદ્ધિની દૃષ્ટિએ ઉપવાસનું ઘણું મહત્વ મનાયું છે. આપણે ત્યાં સૌથી પહેલાં શ્રુતિ માતાએ બતાવ્યુ છે કે, ઉપવાસ એ પરમ પ્રાપ્તિનું સાધન છે. બૃહદારણ્યકોપનિષદ્‌માં '**तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसानाशकेन**' આ વચન છે. એનો અર્થ એ છે કે, વેદાભ્યાસ–અર્થાત્ સ્વાધ્યાય, યજ્ઞ, તપ, દાન અને અનાશક–અન્ન જળ વિના રહેવું–એ પાંચ ભગવત્પ્રાપ્તિના માર્ગો છે. મહાભારતના અનુશાસન પર્વના અધ્યાય ૧૦૫–૬ માં એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ, એક

× યહુદીઓમા તિત્રી મહીનાની ૧૦ મી તારીખે બધાને માટે ધાર્મિક ઉપવાસ આવશ્યક હોય છે. તે એટલે સુધી કે ઉપવાસ ન કરનારને માટે શિરચ્છેદની સજાનુ ફરમાન છે. મુસલમાનોમાં રમજાનના રોજા કેટલા કડકપણે પાળવામા આવે છે, તે તો જાણીતુંજ છે. જૈન અને બૌદ્ધ ધર્મમાં પણ ઉપવાસની પ્રથા પ્રચલિત છે. ખ્રિસ્તી ધર્મમા પણ ઇસુ ખ્રિસ્તે પોતે ૪૦ દિવસના ઉપવાસ કર્યાની વાત જાણીતી છે. આજકાલ અમેરિકામા ઉપવાસથી રોગો દૂર કરવાના ઉપાયો ડૉક્ટરો બતાવવા લાગ્યા છે, આરોગ્યની દૃષ્ટિએ એ લોકો 'લંઘન' ને ઉપયોગી માનવા લાગ્યા છે. —મૂળલેખક

પખવાડિયું અને એક વર્ષ સુધીના ઉપવાસ બતાવ્યા છે. અનાશક, અનશન, નિરશન, ઉપવાસ (ઉપ=સમીપ, વાસ=રહેવું) વગેરે શબ્દો પરથી જણાય છે કે, ભગવચ્ચિંતનમાં સમય વ્યતીત કરવો એજ ઉપવાસનો મુખ્ય હેતુ છે. ભાગવતમાં એકાદશીનું માહાત્મ્ય વર્ણવેલું છે. નવમ સ્કંધના અધ્યાય ૪–૬ માં આ વિષયમાં અંબરીષ રાજાનું એક સુંદર ઉપાખ્યાન છે. દ્વાદશીને દિવસે દુર્વાસા મુનિ અંબરીશ રાજાના અતિથિ હતા. તેમને આવતાં વખત લાગવાથી કયાંક વ્રતનો ભંગ ન થાય માટે રાજાએ તીર્થોદકનું પ્રાશન કર્યું. બસ, આજ વાતથી દુર્વાસા અગ્નિશર્મા બની ગયા. તેમણે પોતાની જટામાંથી એક કૃત્યા ઉત્પન્ન કરી અને તેને અંબરીષની પાછળ મૂકી. રાજા વિષ્ણુભક્ત હતા. એટલે વિષ્ણુ ભગવાને પોતાનું સુદર્શન ચક્ર દુર્વાસાની પાછળ મૂકયું. દુર્વાસા ઋષિ ગભરાઇ ગયા અને અંતે પાછા ફરીને રાજાની પાસે આવ્યા. એક વર્ષના ઉપવાસ પછીથી દુર્વાસાની સાથે રાજાએ ભોજન કરીને પારણું કર્યું. આ અંબરીષ રાજા પંઢરપુર તરફના કોઇક દાક્ષિણાત્ય રાજા હતા. દ્વાદશી–બારશ–બાર્શીમાં તેમની રાજધાની હતી. બાર્શીમાં હજુ. પણ ભગવાનનું સુંદર મંદિર છે. કેટલાક યાત્રાળુઓ પંઢરીની યાત્રા કરીને બાર્શીમાં પણ ભગવાનનાં દર્શન કરી ઘર તરફ પાછા ફરે છે. અંબરીષ રાજા મહાન ધાર્મિક, ઉદાર અને પરાક્રમી હતા. (મહાભારત–શાંતિ પર્વ અ૦ ૧૨૪) આ પ્રમાણે આપણે ત્યાં સામાન્ય રીતે ઉપવાસનું અને ખાસ કરીને એકાદશીનું માહાત્મ્ય પ્રાચીન કાળથી ચાલ્યું આવે છે. અને તેમાં પણ ભાગવત ધર્મીઓને માટે તો તે એક મહાવ્રતજ છે. શરીર, વાણી અને મનની પવિત્રતાને માટે, ધ્યાન–ધારણાની સગવડ માટે તથા આત્મચિંતનને માટે ઉપવાસની જે પદ્ધતિ પ્રાચીન કાળથી ચાલી આવતી હતી અને વારકરી મંડળમાં જેનું આટલું માહાત્મ્ય છે તે એકાદશીનું મહાવ્રત સંત તુકારામે જીવનપર્યંત પાળ્યું હતું. ઉપદેશ દેતાં દેતાં તેમણે શ્રોતા-

ઓને પણ એકાદશી કરવા વારંવાર કહ્યું છે અને 'પિંડ-પોષી' આળસુઓને કડક શબ્દોથી ધિક્કાર્યા છે.

એકાદશીસ અન્નપાન, જે નર કરિતી ભોજન;
શ્વાનવિષ્ટેસમાન, અધમ જન તે એક. ૧
એકા વ્રતાચેં મહિમાન, નેમેં આચરતી જન;
ગાતી એકતી હરિકીર્તન, તે સમાન વિષ્ણૂશીં. ધ્રુવ.
શેજ બાજ વિલાસ ભોગ, કરિતી કામિનીચા સંગ;
તયા જોડે ક્ષયરોગ, જન્મવ્યાધિ બળિવંત. ૨

અર્થાત્ "એકાદશીએ જે માણસો અન્ન–જળ ગ્રહણ કરે છે–ભોજન કરે છે, તેમનું તે ભોજન શ્વાનવિષ્ઠા સમાન છે અને એ લોકો અધમ છે. સાંભળો, આ વ્રતનો મહિમા એવો છે કે, જે લોકો આ વ્રતનું આચરણ કરે છે તથા હરિનું કીર્તન કરે છે અને સાંભળે છે, તેઓ વિષ્ણુસમાન થાય છે. જેઓ ખાટલા ઉપર સૂએ છે અને ભોગવિલાસ ભોગવે છે–સ્ત્રીનો સમાગમ કરે છે તેમને ક્ષયરોગ થાય છે અને જીવનપર્યંત મહાવ્યાધિ ભોગવે છે."

એકાદશીને દિવસે પાન ખાવાથી માંડીને સર્વ પ્રકારના વિલાસોનો ત્યાગ કરવાનું કહ્યું છે. ઉપવાસથી શરીર હલકું થાય છે, મન ઉત્સાહી થઇને બુદ્ધિ સૂક્ષ્મ થાય છે અને તુકારામને એમાં જે સૌથી મહાન અનુભવ પ્રાપ્ત થયો તે એ કે, એનાથી હરિભજનનું કાર્ય ઘણુંજ સારૂં થાય છે. અને એટલેજ તેમણે આટલી આસ્થાપૂર્વક કડક ભાષાનો પ્રયોગ કર્યો છે.

તુકારામ કહે છે કે—

એકાદશીવ્રત સોમવાર ન કરિતી,
કોણ ત્યાંચી ગતિ હોઇલ નેણોં. ૧
કાય કરૂં બહુવારે તળમળ, આંધળી સકળ બહિર્મુખ. ૨

અર્થાત્ એકાદશી ને સોમવારનું વ્રત જે લોકો નથી કરતા તેમની કોણ જાણે શી ગતિ થશે! શું કરૂં, એ બહિર્મુખ આંધળાઓને જોઇને જીવ તરફડે છે!

એકાદશીને દિવસે જુદીજુદી જાતની મિઠાઇઓ અને મસાલાદાર સ્વાદિષ્ટ ચીજો બનાવીને ખાવાની લોકોને જે કુટેવ પડી ગઇ છે, તેને પણ તુકારામે ધિક્કાર કાઢી છે. 'જે એકાદશીથી હરિકથાશ્રવણ ને વૈષ્ણવોનું પૂજન થાય છે તે એકાદશીનું વ્રત તમે શામાટે કરતા નથી ? સાંસારિક કામોને માંટે કેટકેટલાં જાગરણ કરો છો ? રાત્રે કીર્તનનો આનંદ ભોગવવા માટે મંદિરોમાં કેમ નથી જતા ? શું મંદિરોમાં જવાથી મરી જશો અને ઉપવાસ કરવાથી શું તમારૂં શરીર નહિ ચાલે ? તુકારામ કહે છે કે, આટલા બધા સુકુમાર શા માટે બન્યા છો ! યમદૂતોને શો જવાબ આપશો ? એકાદશી વ્રત કરો, પેટ ભરીને ભોજન ન કરો, હરિજાગરણ કરો.' વગેરે વગેરે બાબતો મોટે સાદે કહેવાની તુકારામને શી પડી હતી ? તુકારામ કહે છે કે—

'કાય કરૂં મજદેવે બોલવિલે',
માઝેં બોળવલેં કાય હોતેં.'

'શું કરૂં, મારી પાસે ભગવાને કહેવડાવ્યું, નહિ તો મારે શી પડી હતી !' (કે હું કંઇ પણ કહું !)

અસ્તુ. એકાદશીના મહાવ્રતનું તુકારામે જીવનપર્યંત પાલન કર્યું, એટલુંજ નહિ પરંતુ આ સંબંધમાં તેમણે ભારે આસ્થાપૂર્વક લોકોને બોધ× પણ આપ્યો છે.

## ૬—સંપ્રદાયમાં મળી જવાનું રહસ્ય

કેટલાક આધુનિક લોકો કહેશે કે 'એકાદશીનો આટલો બધો વિસ્તાર કરવાની શી જરૂર હતી ? જેને શ્રદ્ધા હોય તે એકાદશી કરે, ન હોય તે ન કરે; જેમના મનમાં આવે તે ભોજન કરે, અથવા ફળાહાર કરે કે ભૂખ્યા રહે; એથી

× તુકારામ મહારાજની પેઠેજ નામદેવ અને એકનાથ મહારાજે એકાદશી વ્રતના સંબંધમાં લોકોને ઉપદેશ કર્યો છે. સમર્થ શ્રી રામદાસ-સ્વામીએ 'હરિપંચક'માં કહ્યું છે કે 'જે હરિને પામવા ઇચ્છે, તે હરિદિની કરે' 'એકાદશી એ વ્રત નથી, વૈકુંઠનો મહાપંથ છે.' ('એકાદશી નવ્હે વ્રત, વૈકુંઠી યા મહાપંથ.')—મૂળલેખક

શું આધું પાછું થઇ જાય છે ? આને આટલું બધું વધાર વધારીને કહેવાની શી જરૂર ?' પરંતુ વાત એમ નથી એ ધર્મશાસ્ત્રની આજ્ઞા છે; એ તો એક બાબત છે, પરં તે સિવાય જે પણ માણસ જે સમાજમાં કે સંપ્રદાયમાં રહે અને મોટો થાય છે તે સમાજના જે મુખ્ય મુખ્ય નિયમ હોય છે તેનું પાલન કરવું તેને માટે આવશ્યક છે, કેમકે તે સિવાય તે સમાજની સાથે એકરૂપ થઇ શકતો નથી જ્યાં સુધી સમાજને એવો વિશ્વાસ નથી આવતો કે અ પણ અમારોજ સમાનધર્મી ભાઈ છે–હંસોના ટોળામ ઘુસી ગયેલો કાગડો નથી, ત્યાં સુધી તે એ સમાજની સાથે એકરૂપ થઇ શકતો નથી. જ્યાંસુધી તે સમાનમાં હળીમળી જતો નથી, ત્યાં સુધી સંપ્રદાયના અંતરંગ અને વાસ્તવિ રહસ્યથી તે કોરોજ રહે છે. ઉપવાસથી જો ચિત્ત શુદ્ધ થાય છે તો કોઇ પણ દિવસે ઉપવાસ કરવાથી થશે; તેને માટે જેવી એકાદશી તેવીજ સાતમ, જેવો સોમવાર તેવોજ બુધવાર! આવા આવા વિતંડાવાદથી કોઇને કંઈજ લાભ નથી. જ્યાં સંપ્રદાય હશે ત્યાં તેની સાથે નિયમો પણ હશેજ. સંપ્રદાયના અનુષ્ઠાન વિના જ્ઞાનની સિદ્ધિ નથી અને નિયમોવિના સંપ્રદાય નથી. સંસારનો ઇતિહાસ તપાસતાં કોઈ પણ સમજુ મનુષ્ય તે સમજી શકે છે. આ સિવાય પરંપરાથી જે નિયમ ચાલ્યા આવ્યા છે અને હજારો બલ્કે લાખ્ખો મનુષ્યો જેનું પાલન કરે છે, તે નિયમોને એક પ્રકારની સ્થિરતા અને પૂજ્યતા પ્રાપ્ત થાય છે. એકાદશી–વ્રત કરનારા ભક્તોનો સમુદાય કોઇ દેવમંદિરમાં હરિ-કીર્તનને માટે એકત્ર થયો હોય અને ત્યાં કોઈ અભિમાની માણસ પાન ચાવતો આવીને બેસી જાય, તો એ વાત પેલા ભક્તસમાજને પ્રિય લાગતી નથી. સિતારના બધા તાર જ્યારે એક સૂરમાં આવે છે ત્યારે જે આનંદ આવે છે, તેજ આનંદ લોકોના એકીભૂત અંતઃપ્રવાહમાં મળી જવાથી પ્રાપ્ત થાય છે. પરંતુ સમાજમાં રહીને સમાજથીજ વિરુદ્ધ આચરણ કરનાર અભિમાની પુરુષ એવા આનંદથી વંચિત

રહે છે. એમાં તેનેજ નુકસાન થાય છે. સમાજના નિયમ સમાજમાં મળી જવાના આનંદને માટે-અર્થાત્ સ્વહિત-સાધનને માટેજ પાલન કરવામાં આવે છે. એકાદશી વ્રત માત્ર શરીરને હલકું કરવા અથવા આરોગ્ય પ્રાપ્ત કરવાને માટેજ પાળવામાં નથી આવતું. એ તો માત્ર દેહબુદ્ધિવાળા-ઓનીજ દૃષ્ટિ છે. આ મહાવ્રત ભગવત્પ્રસાદ પ્રાપ્ત કરવા માટે પરમાર્થદૃષ્ટિથી કરવામાં આવે છે. આજે એકાદશી છે, વળી વ્રત કરવાનું છે, રાત્રે હરિ-કીર્તનનો આનંદ લેવાનો છે, એવી ભાવનાજ અત્યંત મહત્ત્વની છે અને ત્યાંથીજ ચિત્તશુદ્ધિની શરૂઆત થાય છે. ગંગાસ્નાન, નિરાહાર અથવા અલ્પ ફલાહાર, ભક્તોનો સમાગમ, હરિપ્રેમીઓનું મિલન; કરતાલ, મૃદંગ, વીણા વગેરે વાદ્યોના મધુર ધ્વનિ, નામસંકીર્તન, ભગવત્કથાલાપ વગેરે સઘળા લાભો એકાદશી વ્રત કરવાથી પ્રાપ્ત થાય છે. ઓછામાં ઓછું એટલા વખત માટે તો પ્રાપંચિક સુખદુઃખ ભૂલી જવાય છે અને ભગવાનના આનંદમાં ચિત્ત રમવા લાગે છે. આ એક દિવસનો અનુભવ દૃઢ કરવા માટે નિત્યના નિયમોનું પાલન કરવા તરફ પણ ધ્યાન જાય છે અને જ્યારે એ નિત્યાભ્યાસ સ્વાભાવિક થઇ જાય છે, ત્યારે સાચો પરમાર્થ પ્રાપ્ત થાય છે. ઘણાઓનો એવો અનુભવ છે. તુકારામે પોતાનો જે પહેલો અભ્યાસ બતાવ્યો કે ‘ આરંભમાં હું એકાદશીએ હરિ-કીર્તન કરવા લાગ્યો તેનું આજ મૂળ બીજ છે. ’

## ૭-વારકરી સંતોનો સમાગમ

એકાદશી અને હરિ-કીર્તનનો, વસંત અને આમ્ર-મંજરીની મહેકના જેવો નિત્યનો સંબંધ છે. કીર્તન અને નામસ્મરણના વિષયમાં એક સ્વતંત્ર અધ્યાય હવે પછી આવશે. અહીં તો માત્ર એટલું કહેવું પૂરતું થશે કે, નામ-સંકીર્તનનો સાચો આનંદ સંપ્રદાયને સ્વીકારવાથી પ્રાપ્ત થાય છે ! આ આનંદાનુભવ તુકારામના રોમ રોમમાં ભરાઇ ગયો હતો. તુકારામ કહે છે કે-

માઝેં આરાધન, પુંઢરપુરીચેં નિધાન. ૧
તયા એકાવીણ દુજેં, કાંહિં નેણેં પંઢરિરાજેં. ૨

'મારી આરાધના એ પંઢરપુરનો ભંડાર છે. તે એક પંઢરીના રાજ્ય વિના હું બીજું કશુંજ જાણતો નથી.'

* * * *

હોઇન ભિકારી, પંઢરીચા વારકરી. ૧
હાચિ માઝા નેમધર્મ, મુખીં વિઠોબાચેં નામ. ૨
જિવીંચા જિવ્હાળા, પાહૂં આપુલિયે ડોળાં. ૧
આતાં વિઠ્ઠલ એક દેવ, પેર અવઘેંચિ વાર. ૨

* * * *

અર્થાત્ ભિખારી બનીશ, પરંતુ પંઢરીનો વારકરી-યાત્રી રહીશજ. મુખમાં શ્રીહરિ-વિઠ્ઠલનું નામ હોય, એજ મારો નિયમ અને એજ મારો ધર્મ છે. મારા જીવના જે જીવન છે, તેમને આ આંખોવડે જોઇ તો લઉં! હવે તો વિઠ્ઠલજ મારા ભગવાન છે, અને બીજાઓ તો કંઇજ નથી.'

ભવસિંધૂચેં કાય કોડેં, દાવી વાટ ચાલે પુઢેં. ૧
તારૂં ભલા પાંડુરંગ, પાય ભિજે નેદી અંગ. ધ્રુવ
માગેં ઉતરલે બહુત, પૈલતીરીં સાધુસંત. ૨
તુકા મ્હણે લાગવેગેં, જાઉં તયાંચિયે માગેં. ૩

* * *

"જ્યારે ભગવાનજ આગળ આગળ ચાલીને રસ્તો બતાવી રહ્યા છે, તો પછી ભવસાગરનો તે શો હિસાબ! ભગવાન શ્રીપાંડુરંગરૂપી આ ઉત્તમ વહાણ મળી ગયું છે. એમાં બેસનારનું કોઇ પણ અંગ અથવા પગ પણ ભવ-જલથી ભીંજાવા પામતા નથી. અનેક સાધુ-સંતો પહેલાં પાર ઉતરી ચૂકયા છે. તુકારામ કહે છે કે, ચાલો જલદીથી તેનીજ પાછળ પાછળ જઇએ."

આવી એકનિષ્ઠ સાંપ્રદાયિક ઉપાસ્ય પ્રીતિ તુકારામના હૃદયમાં ઉભરાતી હતી. ' મારા પાંડુરંગ જેવું સુખ-સ્વરૂપ બીજું કોણ છે! તેમની પાસે હરકોઇ જઇ શકે છે, તેને અટકાવનાર કોઇજ નથી. કયાંય દોડવાનું કે તડકે તપ-

વાનું નથી, મસ્તક મુંડાવવાનું નથી, કોઇ જાતનો 'ઝગડો નથી.' પંઢરીમાં બીજાં તીર્થો જેવો કોઇ વિધિ પણ નથી. બસ, એટલુંજ છે કે 'ચંદ્રભાગામાં સ્નાન કરો અને હરિકથામાં જોડાઈ જાઓ.' એટલાથીજ 'ચિત્તને આખો વખત સમાધાન–શાંતિ રહેશે.' વારકરીઓનું 'વિઠ્ઠલ એજ જીવન છે અને ઝાંઝ–કરતાલ એજ માત્ર ધન છે.' પરંતુ 'ભક્તિ સુખથી મોહિત' ઈંટ ઉપર ઉભા રહેલા ભગવાનના એ રૂપને જોતાંજ મનમાં થાય છે કે આપણો જીવભાવ તેમને સમર્પણ કરી દઇએ. આવા ભગવત્પ્રેમી વારકરીઓની સાથે દેહુ, પંઢરી અથવા કોઇ પણ યાત્રામાં જતાં જે આનંદ આવે છે તે અનિર્વચનીય છે. તુકારામ કહે છે કે 'આવો સમાગમ પામીને હું પ્રેમથી નાચવા લાગ્યો.'×

સંસાર તો કોણ દેખે, આમ્હાં સખે હરિજન. ૧
કાળ બ્રહ્માનંદે સરે, આવડી ઉરે સંચલી. ૨

અર્થાત્ 'સંસારને કોણ જુએ છે? અમારા સખા તો હરિજન છે. બ્રહ્માનંદમાંજ કાળ વીતે છે અને તેનીજ ઇચ્છા પ્રમાણે થયા કરે છે.'

વારકરી વીરોનો મહિમા ગાતાં તેઓ કહે છે કે–

સંસારતે એક વિષ્ણુદાસ જગીં, પાપપુણ્ય અંગીં નાતળેત્યાં. ૧
ગોવિંદ આસની ગોવિંદ શયની, ગોવિંદ ત્યામની બૈસલાસે.
ઊર્ધ્વ પુંડ્ર ભાળીં કંઠીં શોભે માળ, કાંપીજે કળિકાળ તયા ભેણેં.
તુકા મ્હણે શંખ ચક્રાચે શૃંગાર, નામામૃત સાર મુખામાજી. ૩

"સંસારમાં એક વિષ્ણુદાસજ વીર લડવૈયો છે, તેના શરીરને પાપ–પુણ્ય કદી સ્પર્શી શકતાં નથી. તેના આસન-

× કેટલાંક વર્ષો પહેલાં એક શુભેચ્છક સંતના સાથમાં આળંદીનાં દર્શન અને આળંદીથી વારકરીઓનો એક સંઘ નીકળેલો તે જોવાનું અને તેમનાં ભજન તથા નામધૂન સાંભળવાનું આ લખનારને મળ્યું હતું. તે સમયે એ બધું જોઇને ખૂબ આનંદ થયો હતો. અનેક ભક્ત હૃદયોનાં તન, મન ને અંતર એ યાત્રામાં નાચતાં હતાં, તો તુકારામ જેવા મહાસંતના આંતરનૃત્યની તો વાતજ શી કરવી—ગુજરાતી અનુવાદક

માં, શયનમાં, મનમાં સર્વત્ર ગોવિંદ, ગોવિંદ ને ગોવિંદજ છે. લલાટમાં ઊર્ધ્વપુંડ્ર શોભી રહ્યું છે, ગળામાં તુળસીની માળા દીપે છે અને તેમનાથી તો કળિકાળ પણ ભયનો માર્યો થરથર કંપે છે. તુકારામ કહે છે કે, તેમનાં નેત્ર શંખ–ચક્રનોજ શૃંગાર જુએ છે અને મુખમાં નામામૃતરૂપ સાર–રસજ ભરેલો રહે છે."

આષાઢી–કાર્તિકી વારી–યાત્રાનો સમય જ્યારે નજીક આવતો ત્યારે તુકારામ અતિ ઉત્સાહમાં આવી જતા.

> આતાં જાવેં પંઢરીસી, દંડવત વિઠોબાસી. ૧
> ચંદ્રભાગેચિયા તીરીં આમ્હીં નાચોં પંઢરપુરીં. ધ્રુ૦
> જેથેં સંતાંચી દાટણી, તેથેં ઘેઇન પાયવણીં. ૨
> તુકા મ્હણે આમ્હી બળી, જીવ દિલા પાયાંતળીં. ૩

અર્થાત્ "હવે ચાલો પંઢરપુર, ત્યાં જઈને શ્રીવિઠ્ઠલને દંડવત્ કરીએ. ચાલો ચંદ્રભાગાને તીરે જઈને નાચ કરીએ. જ્યાં સંતોનો મેળો ભરાયો છે. ત્યાં જઈને તેમની ચરણરજમાં આળોટીએ. તુકારામ કહે છે કે, મેં તો મારા પ્રાણ તેમનાં ચરણોમાં સમર્પણ કરી દીધા છે."

જ્યારે બીજા વારકરીઓ પંઢરપુરની યાત્રામાં તુકારામની સાથે જતા ત્યારે તુકારામ તેમને કહેતા કે–

> સ્વલ્પ વાટે ચલા જાઉં, વાચે ગાઉં વિઠ્ઠલ. ૧
> તુમ્હી આમ્હા ખેળીમેળી, ગદારોળી આનંદેં. ધ્રુ૦
> ધ્વજા કુંચે ગરુડટકે, શૃંગાર નિકે કરોની. ૨
> તુકા મ્હણે હેચિ નીટ, જવળી વાટ વૈકુંઠા. ૩

અર્થાત્ "સુગમ માર્ગે ચાલો, અને મુખેથી વિઠ્ઠલનું નામ લેતા ચાલો. આપણે બધા લંગોટિયા મિત્રો છીએ, શરમ કોની રાખો છો! આનંદમાં મસ્ત થઈને મોટે સાદે બોલો. હાથમાં ગરુડાંકિત ધ્વજા–પતાકા લઈ લ્યો અને બહુ મોજથી ચાલો. તુકારામ કહે છે કે, વૈકુંઠનો આજ સારો અને નજીકનો રસ્તો છે."

પંઢરપુરમાં દેવદર્શન અને સંતોના મેળામાં કીર્ત-

નનો આનંદ પ્રાપ્ત કરીને તુકારામ કહેતા કે–

> પુણ્ય ફળલેં બહુતાં દિવસાં, ભાગ્ય ઉદયાચા ઠસા;
> જાલોં સન્મુખ તો કૈસા, સંતચરણ પાવલોં. ૧
> આજિ ફિટલેં માઝેં કાંડેં, ભવદુઃખાચેં સાંકડેં.
> કોંદાટલેં પુઢેં, પરબ્રહ્મ સાંવળે. ધ્રુવ.
> આલિંગનેં સંતાંચિયા, દિવ્ય ઝાલી માઝી કાયા;
> મસ્તક હેં પાયાં–વરી ત્યાંચ્યા ઠેવિલેં. ૨

અર્થાત્ "ઘણા સમય પછી પુણ્યનો ઉદય થયો, મારો ભાગ્યોદય થઈ ગયો કે સંતના ચરણોનાં દર્શન થયાં. આજે મારી ઇચ્છા પૂર્ણ થઇ ગઇ. ભવદુઃખ દૂર થયું. સુંદર–શ્યામ પરબ્રહ્મજ સર્વત્ર જણાવા લાગ્યા છે. સંતોના આ-લિંગનથી મારી કાયા દિવ્ય થઇ ગઇ. તેમનાંજ ચરણોમાં હવે આ મસ્તક મૂકી દીધું છે."

* * * *

જે સંગથી ભગવત્પ્રેમનો ઉદય થાય છે, તેજ સંગ કરવાની ઇચ્છા પણ સ્વાભાવિક રીતેજ વધે છે. ' હંમેશાં સંતોનો સંગ થવાથી મહાન્ પ્રેમની વૃદ્ધિ થાય છે. (સંત સંગતીં સર્વકાળ થોર પ્રેમાચા સુકાળ. ) વારકરી ભક્તો અને સંતો પ્રત્યે તુકારામને એવો પ્રેમ અને આદર હતો તેનાથી તેમને અપૂર્વ ભગવત્પ્રેમનો અનુભવ પણ થતો હતો. તેથી તેમના મુખમાંથી એવા ઉદ્ગાર નીકળતા કે 'જ્યાં સાધુ–સંતોનો મેળો ભરાય છે, ત્યાંજ તુકારામ આ-ળોટે છે.' અથવા 'તુકારામ કહે છે કે સંતોના મેળામાં જઇને તેમનાં ચરણોની રજને વંદન કરીશ.' તુકારામે એક સ્થળે તો એટલેસુધી કહ્યું છે કે, સંતોને બારણે કૂતરા થઇને પડયા રહેવું એ પણ મહાન ભાગ્ય છે, કારણ કે ત્યાં ઉચ્છિષ્ટ પ્રસાદ મળે છે અને વળી ભગવાનના ગુણગાન સાંભળવામાં આવે છે.

## ૮–કીર્તનેસુખ

પોતાના જેવી શ્રદ્ધાવાળા સમાનધર્મી ભાઇઓના

સંબંધમાં તુકારામના આ ઉદ્ગાર છે. એકજ ઉપાસ્યની ઉપાસના કરનારા ઉપાસકો બંધુપ્રેમથી એકબીજા સાથે સંકળાઈ જાય છે. તેમના ઉપાસ્ય, તેમના આચાર-વિચાર, તેમની ઉપાસનાપદ્ધતિ, તેમના નિત્યનિયમ, આહાર-વિહાર, રુચિ-અરુચિ, ભાવ-સ્વભાવ વિશિષ્ટજ થઇ જાય છે. અને તેમાં સ્વાભાવિક રીતેજ બંધુપ્રેમ ઉત્પન્ન થાય છે. વારકરીઓની વાત પણ એવીજ છે. ગામે ગામ વારકરીઓની જે મંડળીઓ છે, તેમને જોતાં જણાશે કે તેઓ ઘણેભાગે રાત્રે, ખાસ કરીને એકાદશી અને ગુરુવાર અથવા સોમવારે એકઠા થઇને ભજન કરે છે. વળી આષાઢી-કાર્તિકીને પ્રસંગે તેઓ મંડળીમાંજ ભજન-કીર્તન કરે છે અને આનંદથી નાચતા-ગાતા પંઢરપુર જાય છે. કેટલાક નિયમનિષ્ઠ વારકરી એવા પણ હોય છે, કે જેઓ દર માસે પંઢરીની વારી કરે છે. મુખ્ય વારી આષાઢી-કાર્તિકીની છે અને સામાન્ય રીતે લોકો એજ વારી કરે છે. કેટલાકો માસિક વારી પણ કરે છે અને કેટલાક આષાઢી-કાર્તિકી સિવાય ચૈત્રની વારી પણ કરે છે. કોઇ પણ માસની સુદ અગીઆરશ દેવતાઓની મનાય છે અને વદ એકાદશીને સંતોની માનવામાં આવે છે, એટલે શુકલ પક્ષની સઘળી વારીઓ પંઢરપુરની હોય છે. આ પ્રમાણે ઘણા નિયમવાળા વારકરીઓના મેળામાંજ તુકારામનું જીવન વીત્યુ. આ કારણે વારકરીઓની સાથે તેઓ પણ વારકરીઓનાજ રસ્તે ચાલ્યા. વારકરીઓનું મુખ્ય સાધન ભજન-કીર્તન છે. ઉંચ-નીચ, બ્રાહ્મણ-ચાંડાળ, પુણ્યવાન-પાપી—સઘળા સંસારને અધીન હોવાથી ભગવાનની આગળ દીન-હીનજ હોય છે. કીર્તનનો અધિકાર સૌ કોઇને છે.

દીન આણિ દુર્બળાંસી, સુખરાશી હરિ-કથા.

અર્થાત્ 'દીન અને દુર્બળોને માટે હરિ-કથા એજ સુખનો સાગર છે.'

* * * *

કીર્તન ચાંગ કીર્તન ચાંગ, હોય અંગ હરિરૂપ. ૧
પ્રેમછન્દે નાચે ડોલે, હારપલા દેહભાવ. ૨

"કીર્તન બહુ ઉત્તમ વસ્તુ છે. એનાથી શરીર હરિરૂપ થઇ જાય છે. પ્રેમના છંદે નાચો–ડોલો એનાથી દેહભાવ મટી જશે."

કીર્તનાનંદમાં મગ્ન થનાર કોઇ પણ ભક્તને તુકારામની માફક આવોજ અનુભવ થયા કરે છે. કીર્તન કરનાર પોતે તરી જાય છે અને બીજાઓને પણ તારે છે. ભક્ત ભગવત્કીર્તિ ગાય છે, તેથી ભક્તવત્સલ ભગવાન તેની આગળ–પાછળ તેનાં બંધનોને કાપતા કાપતા ફર્યા કરે છે. કીર્તનનું રહસ્ય નીચે લખેલા અભંગમાં તુકારામે ઘણુંજ સરસ રીતે બતાવ્યુ છે—

કથા ત્રિવેણીસંગમ, દેવભક્ત આણિ નામ;
તેથીચેં ઉત્તમ, ચરણ–રજ વંદિતાં. ૧
જળતી દોષાંચે ડોંગર શુદ્ધ હોતી નારી નર;
ગાતી ઐકતી સાદર, જે પવિત્ર હરિકથા. ૨

*   *   *   *

नाहं वसामि वैकुण्ठे योगिनां हृदये न च ।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

જ્ઞાનેશ્વર મહારાજે કીર્તનભક્તિના આનંદનું બહુજ સુંદર વર્ણન કર્યું છે કે (જ્ઞાનેશ્વરી અ૦ ૯–૧૯૭–૨૧૧) "કીર્તનના નટનૃત્યમાં પ્રાયશ્ચિત્તોના (અથવા ઘણે ભાગે ચિત્તોના) સઘળા વ્યવહાર નાશ પામે છે. યમ-દમાદિ યોગસાધન અથવા તીર્થયાત્રાદિ, જીવોનાં પાપ ધોઈ નાખે છે ખરાં, પરંતુ કીર્તનરંગમાં રંગાયેલા પ્રભુપ્રેમીઓનાં તો કોઈ પાપજ રહેતાં નથી. કીર્તનથી સંસારનું દુઃખ દૂર થાય છે. કીર્તન સંસારની ચારે બાજુ આનંદની ભીંત ઉભી કરી દે છે અને સમસ્ત સંસાર મહાસુખથી ભરાઈ જાય છે. કીર્તનથી વિશ્વ સ્વચ્છ—પવિત્ર થાય છે અને પૃથ્વી પર વૈકુંઠ આવે છે." એમ કહીને જ્ઞાનેશ્વર મહારાજ ભગવાનની ઉપર કહેલી ઉક્તિનું રહસ્ય પોતાની વાણીથી દર્શાવે છે કે—

તો મી વૈકુંઠી નસે, વેળ એક ભાનુ બિંબીં હીન દિસે.
વરી યોગિયાંચીં હી માનસેં, ઉમરડાનિ જાય. ૨૦૭
પરી તયાંપાશીં પાંડવા, મી હરપલા ગિંવસાલા.
જેથ નામ ઘોષ બરવા, કરિતી માઝા. ૨૦૮

અર્થાત્ "હું હમેશાં વૈકુંઠમાં, સૂર્યમંડળમાં અથવા યોગીજનોનાં મનની ગહન કુંજોમાં રહું છું; પરંતુ એમ બને કે કોઈ વાર એ ત્રણે સ્થાનોમાંથી એકેયમાં હું ન મળું. પરંતુ હા, મારા ભક્તો જ્યાં પ્રેમથી મારું નામ-સંકીર્તન કરે છે, ત્યાં તો હું રહું છુંજ—હું બીજે ક્યાંય ન મળું તો મને ત્યાંજ શોધો." આ મધુર ઓવીઓમાં જ્ઞાનેશ્વર મહારાજે ઉપરના શ્લોકનો અનુવાદજ કર્યો છે. તુકારામે પણ કહ્યું છે કે—

માઝે ભક્ત ગાતી જેથેં, નારદા મી ઉભા તેથેં. ૧

"નારદ! મારા ભક્ત જ્યાં ગાન કરે છે, ત્યાં હું ઉભો રહું છું."

તાત્પર્ય કે, કીર્તનમાં ભગવાન, ભક્ત અને નામનો સંગમ થાય છે, અને એથી કીર્તનમાં નાનામોટા બધા અનાયાસે એવું અપાર ભક્તિસુખ મેળવે છે કે તે જોઇને બ્રહ્માજી પણ લલચાય છે. તુકારામને પહેલાં કીર્તન સાંભળવાનો રંગ લાગ્યો, તે પછી કીર્તન કરવાની ઈચ્છા થઇ અને પછી આ કીર્તનભક્તિનો પરમ ઉત્કર્ષ થયો.

"સાંડૂની કીર્તન ન કરી આણિક કાજ,
નાચેન નિર્લજ્જ તુઝ્યા રંગી."

અર્થાત્ 'તારૂં કીર્તન તજીને હું બીજું કોઇ કામ નહીં કરૂં. લાજ છોડીને તારા રંગમાં નાચીશ.' કીર્તનમાં, બલ્કે એમ કહો કે પરમાર્થમાં જ્યારે પ્રથમ પ્રવેશ થાય છે, ત્યારે શરમ ઘણી અગવડકર્તા થાય છે, પરંતુ જ્યારે સાધક કીર્તનના રંગમાં રંગાઈ જાય છે, ત્યારે કોઇ પણ પ્રકારની લોકલાજ રાખ્યા સિવાય કીર્તનનો અભ્યાસ આપોઆપજ થઇ જાય છે.

## ૯–કીર્તનના નિયમ

આ પ્રમાણે કીર્તન શ્રોતા–વકતા સૌ કોઇને હરિના માર્ગે લઇ જવાનું મુખ્ય સાધન હોવાથી એ આવશ્યક છે કે, તેમાં નિયમ–મર્યાદા પણ હોય. વારકરીઓમાં આ મર્યાદા પહેલેથીજ હતી, છતાં આ મર્યાદાનું સ્વરૂપ તુકાજીનાં વચનોથીજ જાણી લેવું વધારે સુગમ થશે. 'કથાકાળની મર્યાદા' વાળા અભંગમાં તેમણે કીર્તનના મુખ્ય નિયમો બતાવ્યા છે. (૧) સપ્રેમ અંતઃકરણથી, જે કોઇ તાલ–વાદ્ય–ગીત–નૃત્યની મદદથી ભગવાનનાં નામ અને ગુણ ગાય છે, તેને ભગવદ્રૂપજ માનવો જોઈએ અને તેને નમ્રતાપૂર્વક વંદન કરવું જોઇએ. (૨) કથા ચાલતી હોય, ત્યાંસુધી નિયમપૂર્વક સ્વસ્થ બેસવું, કથામાં બેસી આળસને વશ થઇ બગાસાં ન ખાવાં, આમતેમ વાંકા વળીને કે ઊંધા પગે ન બેસવું, પાન ચાવતાં ચાવતાં કથામાં ન જવું. મોં સ્વચ્છ કરીને કથામાં બેસવું, નામસંકીર્તનમાં

ચિત્ત પરોવવું, કીર્તનસમયે બીજી વાતો ન કરવી, માનની ઇચ્છા ન રાખવી, પોતાનું મોટાપણું ન બતાવવું, કિંમતી વસ્ત્રો પહેરીને પછી તેને કયાંક ધૂળ ન લાગે એવી ચિંતામાં એ કપડાંનેજ સાચવવામાં લાગ્યા ન રહેવું, મોટાઓની અવગણા કરીને નાનાઓએ આગળ ન બેસવું, ઉચ્ચ સ્થાને બેસીને કીર્તન કરનારને હલકો ન માનવો. આ નિયમોનું પાલન કરવું જોઈએ. ( ૩ ) કોઇના દોષો તરફ ધ્યાન ન આપવું. આ પ્રમાણે કીર્તન તેમજ કીર્તનકારની મર્યાદા સાચવીને દેહ–બુદ્ધિને મનમાં આવવા દેવી નહિ. આ નિયમો શ્રોતાઓ માટે થયા. તે ઉપરાંત વક્તાને માટે પણ તેમણે નિયમો બતાવ્યા છે. વકતાનું સન્માન ભારે છે. 'સૌથી પહેલાં વકતાનું સન્માન કરવું.' અર્થાત્ શ્રોતાઓમાં જો કોઇ યોગી, યતિ વગેરે હોય તો પણ ચંદન અને અક્ષત વગેરેથી પહેલાં વકતાનુંજ પૂજન થવું જોઇએ. વકતાનું માન જેટલું મોટું છે, તેમ તેના ઉપર જવાબદારી પણ તેટલીજ મોટી છે. પહેલી વાત એ છે કે, કીર્તનકારે નિરપેક્ષપણે કીર્તન કરવું જોઇએ. કશાની પણ આશા રાખવી નહિ. ધન કે માન કશાની પણ ઇચ્છા ન કરવી. કીર્તનની કિંમત ન લેવી. માર્ગવ્યય ( વાટખર્ચી ) પણ ન લેવી. હરિકથા કરીને જે પોતાનું પેટ ભરે છે, તેને તુકારામે ચંડાળ કહ્યો છે. ' કીર્તનાચા વિકરા તેં માતેચેં ગમન' (-કીર્તનનો વિક્રય કરવો તે માતૃગમન જેવું છે.)

કન્યા, ગાય અને હરિકથાને જે વેચે છે તેજ ખરો ચાંડાલ છે. હરિ–ગુણ–કીર્તિ હરિના દાસોની માતા છે, તેને વેચવી એ શરમભર્યું અને નરકપ્રદ છે.

'કથા કરીને જે દ્રવ્યની લેવડદેવડ કરે છે તેની તો અધોગતિ થાય છે અને તેનો નરકમાં વાસ થાય છે.' કીર્તનકારની વાણી મધુર ન હોય તો તેમાં હરકત નહિ. તુકારામ કહે છે કે ' મધુર વાણીના ચક્કરમાંજ ના પડો. ' સ્વભાવથીજ જો તે મધુર હોય તો તો ' ભગવન્ ! એ આપ-

તુંજ દાન છે.' એમ માનીને તેને ભગવાનનાજ ગુણગાન-માં જોડી દેવી. ભગવાનને મોટા અવાજ અને આડા અવળા આલાપ પસંદ નથી. તે તો ભાવના ભૂખ્યા છે.

ના દકાવે કાંનિ તયાચે તે બોલ,
ભક્તીવીણ ફોલ જ્ઞાન સાંગે. ૧
વાખાણી અદ્વૈત ભક્તિભાવેંવિણ,
દુઃખ પાવે શીણ શ્રોતાવક્તા. ૨

અર્થાત્ ભક્તિ વિના જે વ્યર્થ જ્ઞાન બતાવે છે, તેની વાતોને સાંભળવીજ નહિ. ભાવભક્તિ વિના જે અદ્વૈતની સ્તુતિ કરે છે, તેનાથી શ્રોતા–વક્તા દુઃખજ પામે છે.

જ્ઞાનભક્તિનું વર્ણન કરવું, પરંતુ ભગવદ્ભાવ જતો રહે તેવી વાત ન કહેવી. એકનાથ મહારાજે પણ "સગુણ ચરિત્રેં પરમ પવિત્રેં હરિચીં વર્ણાવીં." આ પદમાં એજ વાત કહેલી છે. 'વાણી એવી નીકળે કે હરિની મૂર્તિ અને હરિનો પ્રેમ ચિત્તમાં ચોંટી જાય, વૈરાગ્યનાં સાધન બતાવે, ભક્તિ અને પ્રેમ સિવાય બીજી નકામી વાતો કથામાં ન કહે, સતત અને એકધારૂં ભજન, અખંડ સ્મરણ હાથ વડે તાલ દઇને ગાય–વગાડે, કીર્તન કરતાંકરતાં હૃદય ખોલીને કીર્તન કરે, કંઈ પણ છુપાવી ન રાખે, કીર્તન કરવા ઉભો થઇને જે કોઈ પોતાનો જીવ ચોરે તેના પાપને કોણ માપી શકે? કીર્તન ચાલતું હોય, અને વચમાંજ કોઈ ઉઠીને ચાલતો થાય, કથાની મર્યાદાનું ઉલ્લંઘન કરે, નિદ્રાને વશ થાય અને જાગરણથી ભાગે' તે અધમ છે. તાત્પર્ય કે, શ્રોતા–વક્તા કીર્તનની મર્યાદાનું પાલન કરે અને જેટલી ઇચ્છા હોય તેટલો હરિપ્રેમનો આનંદ લૂટે.

## ૧૦–સાધનોનો પ્રાણ–સદ્ભાવ

પંઢરીની વારી, એકાદશી વ્રત, સત્સમાગમ, નામ-સંકીર્તન વગેરે સાધનોનો રંગ લગાડનારી જે અગત્યની બાબત છે તે શુભેચ્છા અથવા સદ્ભાવ છે. ભાવ હોય–

શુદ્ધ ભાવ હોય તોજ સાધન સફળ થાય છે; નહિ તો એજ સાધન તથા એવાં બીજાં સાધન પણ માન અને દંભનું કારણ બને છે. ગીતામાં સ્વયં ભગવાને કહ્યું છે કે, જે શ્રદ્ધાવાન હશે, તેનેજ જ્ઞાન પ્રાપ્ત થશે અને ભાવ હશે તોજ ભગવાન મળશે. વળી સંતોએ સ્થળે સ્થળે કહ્યું છે કે, ભાવ એજ ભગવાન છે. જ્યાંથી ઉદ્દગમ થાય છે તે ઝરણ અંતઃકરણના અંતર્ભાવથી ભરપૂર હોય તોજ સાધન સફળ થાય છે. પંઢરપુર, ચંદ્રભાગા, પુંડરીક, સાધુ–સંત, દેવ-પ્રતિમા, કરતાલ, વીણા, વ્રત, જપ, તપ–એ બધાં ઉત્તમ અને પાવનકારી સાધન છે, પરંતુ જે સાધના ઇચ્છો, તેમાં પોતાના સાધનની બાબતમાં નિર્મળ બુદ્ધિ હોવી જોઇએ, કે જેથી સાધનજ સાધ્યની પ્રાપ્તિ કરાવી દે. બીજું તો શું, સાધનના વિષયમાં જો સૌથી શ્રેષ્ઠ સદ્ભાવ હોય તો સાધનજ સાધ્ય બની જાય છે, સાધ્ય–સાધનની એકતા પ્રત્યક્ષ થઇ જાય છે. બાહ્યોપચારથી ભગવાન પ્રસન્ન થતા નથી. 'બાહ્યોપચાર વડે હું કોઇના ધ્યાનમાં નથી ઉતરતો.' (જ્ઞાનેશ્વરી અ. ૯–૩૭) માગી આણેલો ભાવ ટકતો નથી, તે તો કેવળ બાહ્યાડંબર છે. 'નટનાટયનો બધો વેશ રચ્યો' એથી હૃદયસ્થ નારાયણ ઠગાતા નથી. ભાવ જેટલો અકૃત્રિમ, સ્વાભાવિક અને શુદ્ધ હોય તેટલાજ ભગવાન પ્રગટ છે. સાધન નકામાં નથી. સાધનોથી ભાવ બળવાન બને છે એ સાચી વાત, પરંતુ નિર્મળ ભાવ એજ સાધનવનની વસંત છે. ભાવ એજ ભગવાનનું માગણું છે, પૂર્વ સુકૃતિનું ફળ છે, પૂર્વજોનું પુણ્યબળ છે. જ્યાં ભાવનાં નેત્ર ઉઘડયાં કે તરતજ સમસ્ત વિશ્વ નિરાળુંજ દેખાવા લાગે છે. ભગવાન ભાવિકોના હાથમાં રમતા હોય છે, પરંતુ જે બુદ્ધિમાનો પોતાને આગળ કરે છે, તેઓ તો મરણાંતે પણ ભગવાનને શોધી શકતા નથી. જ્ઞાનનાં નેત્ર ખુલે તોજ ગ્રંથ સમજી શકાય છે—તેનું રહસ્ય ઉકલે છે, પરંતુ ભાવ વિના જ્ઞાન પોતાનું થતું નથી. જ્ઞાનનું વિજ્ઞાન થવા માટે–જ્ઞાનનું રહસ્ય હાથ આવવા–માટે ભગવાનની સાથે મેળાપ

થવા માટે ભાવ બહુ જરૂરી છે. ચિત્ત જો ભગવચ્ચિંતનમાં રંગાઈ જાય, તો તે ચિત્તજ ચૈતન્ય બની જાય છે. પરંતુ ક્યારે? ચિત્ત શુદ્ધ ભાવથી રંગાઇ જાય ત્યારેજ.

ભાવ તૈસેં ફળ, ન ચલે દેવા પાશીં બળ. ૧

અર્થાત્ "જેવો ભાવ તેવું ફળ. ભગવાનની આગળ બીજું કોઇ બળ ચાલી શકતું નથી."

* * * *

ભાવાપુઢેં બળ, નાહીં કોણાચેં સબળ. ૧
કરી દૈવા વરી સત્તા, કોણત્યાહૂની પરતા. ૨

"ભાવના જેવું કોઈ પણ પ્રબળ નથી. જેનું દૈવના ઉપર શાસન ચાલે છે, તેનાથી બીજું કોણ મોટું છે?"

* * * *

સીડી અને દેવપ્રતિમા બન્ને પથ્થરનાંજ હોય છે, પરંતુ એક ઉપર આપણે પગ મૂકીએ છીએ, જ્યારે બીજાની પૂજા કરીએ છીએ. નળનું પણ પાણી છે અને ગંગાજળ એ પણ પાણીજ છે, પરંતુ ભાવથીજ પ્રતિમાને દેવત્વ પ્રાપ્ત થાય છે, અને ભાવથીજ ગંગાજળને તીર્થત્વ પ્રાપ્ત થાય છે. જેનામાં આવી ભાવના છે, તેનીજ પાસે ભગવાન છે. ભાવજ ભગવાન છે. "વિશ્વાસાચી ધન્ય જાતી તેથેં વસ્તી દેવાચી." (વિશ્વાસની જાતિ ધન્ય છે, ત્યાંજ ભગવાનનો નિવાસ છે.) આમાં સંદેહજ શો છે! સંદેહ, કુતર્ક અને સંકલ્પ–વિકલ્પ એજ મહાપાપ છે, અને ભાવ એજ મહાપુણ્ય છે. આવા નિર્મળ ભાવનો તુકારામના ચિત્તમાં ઉદય થવાથી, તેમનાં બધાં સાધન સફળ થયાં. તેમણે પોતેજ એક અભંગમાં કહ્યું છે કે–"લાગલા ઝરા અખંડ આહે, તુકા મ્હણે સાહે ઝાલેં અંતર." (અખંડ પ્રવાહ વહી રહ્યો છે, તુકારામ કહે છે કે અંતરજ સહાયક થયું.) "આહા આહા રે ભાઈ"વાળા મધુર અભંગમાં તેમણે, ભાવિક ભક્તોની દૃષ્ટિ કેટલી ઉજ્જ્વળ હોય છે

તેનું વર્ણન કર્યું છે:—

ગંગા નવ્હે જળ, વૃક્ષ નવ્હે વડપિંપળ.
તુળશી રુદ્રાક્ષ નવ્હે માળા, શ્રેષ્ઠ તનૂદેવાચિયા.

"ગંગાજળ જળ નથી,* વડ કે પીપળો વૃક્ષ નથી,× તુલસી ને રુદ્રાક્ષ એ માળા નથી; પરંતુ તે બધાં તો ભગવાનનાં શ્રેષ્ઠ શરીરજ છે." તેજ પ્રમાણે સાધુ–સંતો માત્ર સામાન્ય જનો નથી, લિંગાદિ દેવપ્રતિમાઓ માત્ર પથ્થર નથી, ગરુડ કેવળ પક્ષી નથી, નંદિકેશ્વર માત્ર સાંઢજ નથી, વરાહ સુવર નથી, લક્ષ્મી કેવળ સ્ત્રી નથી, રામરસ ફક્ત રેત નથી, હીરા કાંકરા નથી, દ્વારામતી–દ્વારકા નામનું ગામજ નથી; પરંતુ એ બધાં તો પાવનકારી છે. કેમકે એ સર્વનાં દર્શન–સેવનથી મોક્ષ પ્રાપ્ત થાય છે. 'કૃષ્ણ ભોગી નથી, શંકર જોગી નથી.' પરંતુ તુકારામ! આપને આવો વિમળ ભાવ કયાંથી મળ્યો? તો "તુકારામ કહે છે કે પાંડુરંગ પાસેથી આ પ્રસાદ મળ્યો." ભગવાન શ્રીવિઠ્ઠલદેવના કૃપાપ્રસાદથી તુકારામને આ શુદ્ધ ભાવની પ્રાપ્તિ થઇ અને તેથી તેમનાં સઘળાં સાધન સફળ થયાં. આ ભાવથી તેમને ભગવાન મળ્યા. "તુકા મ્હણે હોતા ઠેવા, તો યા ભાવા સાંપડલા." (તુકારામ કહે છે કે, ભંડાર ભરી રાખેલો હતો, તેમાંથી આ ભાવ મળી ગયો.) અર્થાત્ આ ભાવે મને પોતાના સ્વરૂપનું જ્ઞાન કરાવી દીધું. ભાવ ન હોય તો સાધન વ્યર્થ છે. "તીર્થજળને જે જળ માને છે, પ્રતિમામાં જે પથ્થર જુએ છે, સંતોને જે મનુષ્ય માને છે તે અધમ છે." તુકારામ સ્પષ્ટજ કહે છે કે– આવા લોકો જે કોઇ સાધન કરે છે, તે સાધનો 'વંધ્યાસહવાસની પેઠે' નકામાં થાય છે. તાત્પર્ય કે, બધાં સાધ-

---

* स्रोतसामस्मि जाह्नवी (गीता १०–३१)
× अश्वत्थः सर्ववृक्षाणाम् (गीता १०–२६)

કલ્પવૃક્ષ, પારિજાત અને ચંદન ગુણમાં પ્રસિદ્ધ છે, પરંતુ એ બધાં વૃક્ષોમાં અશ્વત્થ વૃક્ષ હું છું. (જ્ઞાનેશ્વરી અ૦ ૧૦–૨૩૫)

નોનું સાધન સાધ્ય-સાધન વિષે સદ્ભાવ એજ છે. એટલે સુધી કે સઘળાં સાધન તુકારામના આચરણમાં આવી ગયાં અને સાથેજ તેમણે પરોપકારવ્રત સ્વીકારી લીધું. તેમણે આ વાત આત્મચરિત્રમાંજ દર્શાવી દીધી છે કે "જે કંઈ બની શક્યું તે શરીરને કષ્ટ આપીને ઉપકાર કર્યો." હવે તેમણે પરોપકાર કેવી રીતે કર્યો તે જોઇએ.

## ૧૧-પરોપકારનું વ્રત

શારીરિક કષ્ટ વેઠીને જે ઉપકાર થઇ શકતો તે કરવામાં તુકારામ તત્પર રહેતા. કોઇ ખેતરની રખવાળી કરવાનું કામ કહે તો તેઓ ખેતરની રખવાળી કરતા; કોઈ બોજો ઉપાડવાનું કહેતું તો ગમે તેટલો ભારે બોજો હોય તો પણ તેઓ તે ઉપાડીને પહોંચાડી આવતા; અને કોઇ ઘોડાને ખરેરો કરવાનું કહેતું તો તેઓ ઘોડાને ખરેરો પણ કરતા. મતલબ કે, જે કોઇ જે પણ કામ બતાવતું તે તુકારામ પ્રસન્નચિત્તે કરતા હતા. મફતનો નોકર મળતો હોય તો તે કોને ન ગમે? એથી કરીને તુકારામ સૌ કોઇને પ્રિય થઇ પડયા. વળી તેઓ સર્વ પ્રાણીમાત્રને નારાયણની મૂર્તિરૂપજ સમજતા અને જે કંઇ કામ કરતા તેને નારાયણનીજ સેવા સમજીને કરતા હતા. માનવી નામ-રૂપનુ ભાન ધીરેધીરે ભૂલાતું ગયું અને 'કામ બતાવનારનો ધ્વનિ અંતર્યામી નારાયણનોજ છે' એજ ભાન રહી ગયું. ધ્વનિ સાંભળતાંજ જે સ્થાનમાંથી તે ધ્વનિ નીકળતો લાગે તેજ મૂળસ્થાન ઉપર તેમની દૃષ્ટિ સ્થિર થવા લાગી, નામરૂપને જોતાંજ નામરૂપાતીત ઉપર તેમનુ ધ્યાન સ્થિર થવા લાગ્યુ. આ સાતમી દાસ્યભક્તિ કહેવાય છે. આ દાસ્યભક્તિનો મર્મ દેહૂના લોકો અથવા જીજાબાઇએ ન જાણ્યો હોય, પરંતુ જ્ઞાતા જ્યાંથી પ્રગટ થાય છે, ત્યાં તો તે પહોંચીજ ગયો. આ લોકસેવા લોકોની સમજણમાં ન આવી હોય તો ભલે, પણ લોકેશે તો સમજીજ લીધી. તુકારામને વેઠે પકડનારા લોકોને કદાચ ભાન નહિ હોય કે આવા પુરુષ પાસે બહુ

કામ લેવું સારૂં નહિ, પરંતુ તુકારામ તો જાણુતા હતા કે ભૂતસેવા–લોકસેવા, વિષમભાવ તજીને નિષ્કામ કર્મ કરવાનું અલૌકિક સાધન છે. ભૂતસેવા ભૂતમાત્રમાં હરિનાં દર્શન કરવાનું શીખવે છે, એટલુંજ નહિ પરંતુ ભૂતમાત્રમાં જ્યારે હરિનાં દર્શન થવા લાગે છે, ત્યારે નિષ્કામ અને સાચી લોકસેવા થઇ શકે છે. અસ્તુ. સંત તુકારામ ઘરના કામકાજ તરફ કંઇ ધ્યાન ન આપતાં આખા ગામનાં લોકને નાનાંમોટાં સૌ કામ કરી આપતા એ વાતનું જીજાબાઇને ઘણું દુઃખ હતું. આથી જીજાબાઇને બહુ લાગી આવતું. અને તેમનો પક્ષ લઇને કોઇ કહી પણ શકે કે એ બરાબર વાત છે, આખા ગામનું કામ તુકારામ કરતા હતા તો ઘરનું કામ કરવામાં તેમનું શું બગડી જતું હતું? આનો ઉત્તર એ છે કે, ઘરનું કામ તો આપણે બધા આખો વખત કરતાજ રહીએ છીએ, પરંતુ પોતાનીજ પસંદગી અને મહત્ત્વની વાત હોવાથી તે ખરી રીતે તો સ્વસેવાજ છે. પરોપકાર તો તેનેજ કહેવાય, કે જેમાં દેહદૃષ્ટિથી જેમની સાથે આપણો કંઈજ સંબંધ ન હોય તેનો ઉપકાર કરી શકાય; અને ઉપકાર પણ ક્યારે થાય છે? જ્યારે પ્રતિફળની, કેવળ સ્તુતિ કે આશીર્વાદની પણ ઈચ્છા ન કરીને મન, વચન અને વાણીવડે માત્ર ભગવત્પ્રીત્યર્થેજ તે કાર્ય કરીએ. આવા પરોપકાર અને લોકસેવાથી અનેક લાભ થાય છે. એક તો નિષ્કામ કર્મ કરવાનો અભ્યાસ થાય છે અને બીજું આત્મભાવનો વિકાસ થાય છે. વળી તેથી એવી પ્રતીતિ થવા લાગે છે કે આત્મારામ આ સાડાત્રણ હાથના દેહની અંદરજ પુરાઈ રહેલો નથી–અર્થાત્ ત્રીજું, દેહનું મમત્વ નષ્ટ થતું જાય છે અને ચોથું સર્વાન્તર્યામી નારાયણ સારી રીતે પ્રસન્ન થાય છે. આ લાભ, ઘરવાળાંની સેવા કરવા કરતાં, એવા લોકોની સેવાથી, ઘરવાળાંને નથી સમજાતો તેથી વધારે પ્રાપ્ત થાય છે. એટલે તુકારામે 'જે બની શકયો તે ઉપકાર શરીરથી કષ્ટ ઉઠાવીને કર્યો.' એમ કહીને પોતાના સાધનમાર્ગના એક અભ્યાસ-

નોજ નિર્દેશ કરી દીધો છે. 'ભાવે ગાવે ગીત'(ભાવથી ગીત ગાવાં) આ અભંગમાં તુકારામ કહે છે કે—

'જરિ વ્હાવા તુજ દેવ, તરિહા સુલભ ઉપાવ.'

'જો તું ભગવાનને ઇચ્છતો હોય તો આ સુલભ ઉપાય છે.' કયો?—

તુકા મ્હણે થોડા કરી પર ઉપકાર

'તુકારામ કહે છે કે થોડોઘણો પરોપકાર કર્યા કરો.'

આ રીતે ભગવત્પ્રાપ્તિના ઉપાયોમાં તુકારામે પરોપકારને પણ સમાવ્યો છે. આ અભંગમાં એજ બતાવે છે કે ભગવત્પ્રાપ્તિનો સુલભ ઉપાય એજ છે કે ચિત્ત શુદ્ધ-અર્થાત્ નિર્વિષય કરીને ભાવપૂર્વક ભગવાનનાં ગીત ગાવાં, બીજાઓના ગુણદોષ ન સાંભળવા, મનમાં પણ ન લાવવા, સંતોનાં ચરણોની સેવા કરવી, સૌની સાથે વિનમ્ર રહેવું અને થોડો ઘણો જે કંઇ બની શકે તે ઉપકાર કરવો. આ સુલભ ઉપાય તુકારામે પોતે કૃતાર્થ થયા પછી લોકોને બતાવ્યો છે-અર્થાત્ સાધનકાળમાં તેમણે આ ઉપાયનું અવલંબન કર્યું હતું. પરોપકાર કરતાંકરતાં દેહભાવ ટળી જાય છે અને પ્રાણીમાત્રમાં ભગવદ્ભાવ ઉદય પામે છે, હૃદય વિશાળ થાય છે અને પોતાનો અને પારકાનો ભાવ લુપ્ત થાય છે તથા 'અંદર હરિ બાહર હરિ'ના અનુભવનો દિવ્ય આનંદ અનુભવાય છે. 'ભૂતી ભગવન્ત, હા તો જાણતો સંકેત' ભૂતમાત્રમાં ભગવાન છે' એજ સંકેત તુકારામ જાણતા હતા. 'ભૂતમાત્રમાં ભગવદ્ભાવ' રાખવાથી 'મારા-તારા'નો વિકાર નાશ પામી જાય છે. અને 'અદ્વૈતનું જે ધામ છે' તે 'એક નિરંજન'નો અનુભવ પ્રાપ્ત થાય છે. 'ભૂતાંચિયે નાંદે-જીવી', ગોસાવીચ સકળાં.' (સર્વ ભૂતોના જીવોમાં ભગવાનજ વિરાજમાન છે.) પરોપકારથી એ ગોસાંઇની-ભગવાનનીજ ઉત્તમ સેવા થાય છે. ભૂતોનો ઉપકાર એજ ભૂતાત્માનું પૂજન-અર્ચન છે. તુકારામે શરીરથી કષ્ટ વેઠીને જે પરોપકાર કર્યો તે ભૂતપતિનીજ સેવા

કરી અને પરોપકારનો-જે આટલો મહિમા છે, તે એટલા માટેજ છે. તુકારામ કહે છે કે—

ભૂતીં દેવ મ્હણોનિ ભેટતો યા જના,
નાહીં હેં ભાવના નરનારી. ૧
જાણે ભાવ પાંડરંગ, અંતરીંચા,
નલગે ધાવા સાચા પરિહાર. ૨

અર્થાત્—'ભૂતમાત્રમાં ભગવાન વિરાજે છે, તેથી હું એ લોકોને મળું છું, નરનારી સમજીને નહિ. હૃદયનો ભાવ ભગવાન જાણે છે, તેમને જણાવવું પડતું નથી."

## ૧૨—પરોપકારના પ્રકાર

હવે તુકારામ કેવા પરોપકાર કરતા તે જોઇએ. એમાંથી થોડાકનું વર્ણન મહીપતિ બુવાએ (ભક્તલીલામૃત અ૦ ૩૧ માં) કર્યું છે. રસ્તે ચાલતાં કોઈ મુસાફર માથે ભાર લઈને જતો મળે તો તેઓ તેનો બોજો પોતાના શિર પર ઉપાડી લેતા ને થોડીવાર તેને વિશ્રામ આપતા; વરસાદમાં કોઈ ભીંજાઇ ગયેલું મળે તો તેને પહેરવા—ઓઢવાનું વસ્ત્ર આપતા, બેસવામાટે સ્થાન આપતા; યાત્રીઓના પગ ચાલતાંચાલતાં સૂજી જાય અને તેમના ઉપર તેમની નજર પડે તો તેઓ ગરમ પાણીથી તેમને શેક કરતા, ગાય કે બળદ દુર્બળ થઇ જવાથી કામ ન આપી શકે અને તેથી કોઈ ગૃહસ્થ તેને કાઢી મૂકે તો તેઓ તેને દાણો-પાણી ખવડાવતા, કીડીઓનાં દર આગળ ખાંડ વેરતા, મનથી પણ કદી કોઇની હિંસા કરતા નહિ. ચાલતાં ચાલતાં કયાંક પગ તળે નાના જીવ કચરાઇ ન જાય તેથી 'કારૂણ્યા માજી પાઉલેં લપવૂન' (કારુણ્યમાં પોતાના પગોને છુપાવીને) ચાલ્યા કરતા. કીર્તન ચાલતું હોય અને ગરમીથી લોકો હેરાન થતા હોય તો કીર્તન કરતાં કરતાં પણ તેઓ શ્રોતાઓને પવન નાખવા માંડતા. નદીએથી કોઇ પાણી ભરીને આવતાં જો થાકેલું જણાતું તો તેની ગાગર પોતે પોતાના ખભા ઉપર ઉઠાવી લેતા અને

ઘેર પહોંચાડી દેતા; કોઇ યાત્રાળુ બિમાર પડી ગયો હોય તો તેને ઉપાડીને તેઓ કોઇ દેવાલયમાં લઇ જતા અને તેની સારવાર કરાવતા; તેઓ મનુષ્ય અને પશુ-પક્ષીમાં કોઇ જાતનો ભેદભાવ રાખતા નહિ, નાના મોટા બધાનાં શરીરોને નારાયણનાંજ શરીર સમજતા હતા; તન-મન-વચનથી અને પાસે ધન હોય તો ધનથી પણ ગમે તેવું કામ કરતા. શ્રીમદ્ભાગવતના જડભરતની પેઠે ગમે તેવી મહેનત કરવામાં-કષ્ટ ઉઠાવવામાં તેઓ પાછા પડતા નહિ. આવા વર્તનથી તુકારામ સૌ કોઇને અત્યંત પ્રિય થઇ પડયા-કોઇ એવું ન રહ્યું કે જેને તુકારામ પ્રિય ન હોય. તુકાજીનું આ અજાતશત્રુત્વ જોઈ મંબાજી બુવાને તેમનો ઈર્ષ્યાગ્નિ બાળવા લાગ્યો અને તેમણે તુકારામને ખૂબ દુઃખ દીધું. પરોપકારની ઉજ્જવળ ભાવનાથી તેમણે જીજાબાઈની એક સાડી પણ એક અનાથને આપી દીધી. એ વિષેના અન્ને પ્રસંગ આગળ આવશે એટલે અહીં તેનો વિસ્તાર કરતા નથી. એક વાર એક વૃદ્ધ સ્ત્રીના કહેવાથી તુકારામે તેને તેલ લાવી આપ્યું હતું. આ તેલ હમેશના કરતાં ઘણા વધારે દિવસ ચાલ્યુ. આ વાત ગામમાં ફેલાઇ ગઇ એટલે સૌ લોકો પોતપોતાનાં તેલનાં વાસણ તુકારામને વળગાડી આવ્યા. તુકારામ એ વાસણો તેલવાળાની દુકાને લઇ ગયા અને બધાને ઘેર જઇ જઇને તેલ પહોંચાડી આવ્યા. તુકારામની પીઠ ઉપર એક બળદના જેટલો ભારે બોજો લાગેલો જોઇને સતી જીજાબાઈને ઘણો ક્રોધ વ્યાપ્યો. અસ્તુ.

એક વાર એક ખેડુત તેમને શેરડીનો રસ પાવા પોતાને ખેતરે લઇ ગયો. રસ પીવાનું આ નોતરૂં જીજાબાએ ઘરમાં રહ્યે રહ્યે સાંભળ્યુ હતું. જતી વખતે તેણે તુકારામને કહ્યુ હતું કે ‘ તે ખેડુત શેરડીના સાંઠા આપે તે મારાં બાળકો માટે ઘેર લેતા આવજો.’ પછી તુકારામ ખેતરે પહોંચ્યા. ખૂબ ભક્તિભાવપૂર્વક તે ખેડુતે તેમને રસ પાયો અને શેરડીની એક ભારી આપી તેમને વિદાય

કર્યો. તુકારામ શેરડી લઇને જેવા ગામમાં દાખલ થયા કે તરતજ ગામનાં બાળકોએ તેમને ઘેરી લીધા અને શેરડી માગવા લાગ્યા. તુકારામે શેરડીનો ભારો નીચે ઉતાર્યો અને શેરડીના સાંઠા એ છોકરાંને વહેંચી દીધા. ત્રણ સાંઠા બાકી રહ્યા તે લઇને તેઓ ઘેર આવ્યા. જીજાબાઇ સમજી ગઈ કે બધા સાંઠા વહેંચાઇ ગયા છે. તુકારામે એ બધી હકીકત તેને કહી અને સમજાવ્યું કે 'જો, બધાં બાળકો આપણાંજ છે, તારાં ત્રણ બાળકો છે એટલા માટે પાંડુરંગે ત્રણજ સાંઠા અહીં મોકલ્યા; બાકી બધા જેમના હતા, તેમને વહેંચી દીધા."

अयं निजः परो वेत्ति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

આપણા સંત તુકારામ પણ એવા ઉદારચરિત હતા. તેમનો પોતાના-પારકાનો ભાવ નાશ પામ્યો હતો, એટલુંજ નહિ પરંતુ 'મારા તારા'નો જીવભાવ નષ્ટ થાય અને તેને સ્થાને 'સર્વત્ર શ્રીહરિ'નો ભાવ ઉદય પામે, તેથી આ નશ્વર દેહ વડે કષ્ટ ઉઠાવીને ભૂતસેવારૂપ ભગવત્સેવાનું આ વ્રત તુકારામે સ્વીકાર્યું હતું. તુકારામનું સમસ્ત જીવન પરોપકારમાં વીત્યું. તેમણે જે હરિકીર્તન કર્યાં અને અભંગ રચ્યા, તે પહેલાં તો શ્રીહરિની પ્રાપ્તિ માટે હતા, પરંતુ પાછળથી તે પરોપકાર માટે થઇ પડયા. તેઓ તો "વિષ્ણુમય જગ વૈષ્ણવોંચા ધર્મ" માનતા હતા અને એટલેજ પરોપકાર એ તેમનો સ્વભાવજ થઇ ગયો હતો. 'ભૂતદયા' એજ તેમની પૂંજી થઇ, દીન-દુઃખીઓને તેઓ 'પોતાનાં' કહેવા લાગ્યા. ભગવત્પ્રસાદ પામ્યા પછી પણ "હવે હું ઉપકાર માટેજ રહી ગયો" કહેનારા તુકારામના જીવનમાં પરોપકાર સિવાય બીજું હતું પણ શું! તુકારામના જીવનની પ્રત્યેક ક્ષણ વિઠ્ઠલભજન અને પરોપકારમાંજ વીતી. તેમના પ્રયાણ પછી પણ તેમના અભંગ જડ જીવોના ઉદ્ધારનું કાર્ય કરી રહ્યા છે. તુકારામની અ-

ભંગવાણી તેમની પરોપકારબુદ્ધિનું ચિરસ્થાયી સ્મારક છે.

## ૧૩–અઠ્ઠાવીસ અભંગોની સાક્ષી

તુકારામ વારકરી સંપ્રદાયના સાધનમાર્ગેજ ચાલ્યા એ સ્પષ્ટ છે. તે માર્ગ આપણે આટલે સુધી જોયો, પરંતુ તેની ચોક્કસ માહિતી માટે સ્વયં તુકારામનેજ પૂછી લઈએ અને પછી આ પ્રકરણ સમાપ્ત કરીએ. તુકારામે જે સાધન કર્યાં, તે તેમણે પોતાના અભંગોમાં સ્પષ્ટ બતાવી દીધાં છે. અભંગોમાં ક્યાંક પોતે કરેલાં સાધનોની રીતે અને ક્યાંક બીજાઓને ઉપદેશ દેવાને પ્રસંગે તે સાધનો બતાવ્યાં છે. તુકારામ 'જેવી વાણી તેવી કરણી'વાળા માણસ હતા. આથી તેમની વાણીથી તેમણે કરેલાં સાધનો જણાઇ આવે છે. છત્રપતિ શિવાજી મહારાજને, જીજાબાઇને અને લાંઘણ કરનાર બ્રાહ્મણને ઉપદેશ આપતાંઆપતાં જે સાધન તેમણે બતાવ્યાં છે, તે આપણે જોઇએ. આવા બધા સાધનબોધક અભંગોનો એકસાથે વિચાર કરવાથી ખાત્રીપૂર્વક જણાશે કે, તુકારામ જે સાધનમાર્ગે ચાલ્યા તે સાધનમાર્ગ કયો ને કેવો હતો.

(૧) એક ધરિલા ચિત્તીં, આમ્હીં રખુમાઇચા પતી. ૧
તેણેં ઝાલેં અવઘેં કામ, નિવારિલા ભવભ્રમ. ધ્રુ૦
પરદ્રવ્ય પરનારી, ઝાલી વિષાચિયે પરી. ૨
તુકા મ્હણે ફાર, નાહીં લાગલા વ્યવહાર. ૩

અર્થાત્ મેં એક રુક્મિણીકાન્તનેજ ચિત્તમાં ધારણ કરી લીધા, તેથી બધું કામ પતી ગયું. ભવભ્રમ દૂર થઈ ગયો, પરદ્રવ્ય અને પરનારી ઝેર સમાન થઈ ગયાં. તુકારામ કહે છે કે, કોઇ મોટો ઉદ્યોગ ના કરવો પડયો. બસ, આટલાથીજ સઘળું કામ પતી ગયું, ભવ–ભ્રમ દૂર થઇ ગયો. બે વાતો બતાવી, ચિત્તમાં ભગવાનને બેસાડ્યા અને પરદ્રવ્ય તથા પરનારી વિષવત્ થઇ ગયાં. આટલાથીજ સઘળું કામ પતી ગયું. કયું કામ? ભવ–ભ્રમ દૂર થઇ ગયો. તાત્પર્ય કે, હરિચિંતન અને સદાચાર સંસારનિવૃત્તિનાં સાધન છે.

(૨) "કુળીચેં દૈવત જયાચે પંઢરિનાથ" (કુળદેવ જેના પંઢરિનાથ છે)–તેના ઘરમાં દાસીપુત્ર થઇને પણ રહીશ. જેમને ઘેર પંઢરીની વારી છે તેમના ઘર આગળનો પશુ થઇને પણ રહીશ, રાતદિવસ જે વિઠ્ઠલનું ચિંતન કરે છે તેમનાં ચરણોનું પગરખું બની જઇશ અને જેમના આંગણામાં તુળસીનો છોડ છે તેમને ત્યાં ઝાડૂ–સાવરણો બનીને રહીશ. આ ઉત્કટ ભક્તિના ઉદ્‌ગારોથી જણાય છે કે પંઢરીનાથ, પંઢરીની વારી, પંઢરીનાથનું ચિંતન અને પંઢરીનાથની પ્રિય તુલસીનું પૂજન તુકારામને કેટલું પ્રિય હતું. આથી ઉપાસ્યવિષયક પરમપ્રીતિ વ્યક્ત થાય છે.

(૩) "સુખવાટે પરિવર્મ" (સુખ થાય છે પણ તેનું રહસ્ય) બતાવું છું. હું ભગવાનનું રહસ્ય જાણતો નથી, પરંતુ એટલુંજ જાણું છું કે "નિર્લજ્જ થઇને તેનાં નામ–ગુણ ગાઉં છું." "અવઘેં માઝેં હેંચિ ધન, સાધન હી સકળ." (અર્થાત્ મારૂં સમસ્ત ધન આજ છે અને આજ સંપૂર્ણ સાધન છે.) કોઇ જાતની લોકલાજ રાખ્યા સિવાય નામસ્મરણ કર્યા કરવું !

(૪) "વિઠ્ઠલ આમુચેં જીવન" (વિઠ્ઠલ મારૂં જીવન છે) મારા વિઠ્ઠલ આગમ–નિગમના અર્થાત્ વેદશાસ્ત્રોના સ્થાન (રહસ્ય)રૂપ છે, વિઠ્ઠલ મારા ધ્યાનનું વિશ્રાન્તિ–સ્થાન છે; મારૂં ચિત્ત, વિત્ત, પુણ્ય, પુરુષાર્થ–બધુંજ વિઠ્ઠલ છે, મારો વિઠ્ઠલ કૃપા અને પ્રેમની સાક્ષાત્ મૂર્તિ છે.

વિઠ્ઠલ વિસ્તારલા જનીં, સપ્તહિ પાતાલેં ભરૂની.
વિઠ્ઠલ વ્યાપક ત્રિભુવનીં, વિઠ્ઠલ મુનિ માનસીં.

મારાં મા–બાપ, ભાઇ–બહેન સઘળું વિઠ્ઠલજ છે. વિઠ્ઠલને છોડીને કુલ–ગોત્રનું મારે શું કામ છે ? 'હવે વિઠ્ઠલ સિવાય બીજું કંઇ પણ નથી.' વિઠ્ઠલ એજ મારૂં સર્વસ્વ છે, તેમના સિવાય બ્રહ્માંડમાં મારૂં બીજું કોઈ નથી; ઉપાસ્યની એકાંત ભક્તિ એજ ઉપાસકનું સર્વસ્વ છે.

(૫) પાંડુરંગા કરૂં પ્રથમ નમન (પાંડુરંગને પહેલાં

નમન કરું છું.) તુકારામના ઓવીરૂપ બે અભંગ છે. એ બહુ મોટા છે, પરંતુ મધુર છે. પ્રત્યેક અભંગ સો ચરણોનો છે. આપણે પહેલો અભંગ જોઈએ:—

શીણ આલા ભજ સંસાર સંભ્રમેં.

અર્થાત્ 'સંસારમાં ભટકતાં ભટકતાં હું થાકી ગયો.' તો આપનો એ થાક દૂર થયો ? વિશ્રાન્તિ મળી ? સમાધાન થયું ? કેમ કરીને થયું ?

શીતળ યા નામેં ઝાલી કાયા. ૫

આ નામથી કાયા શીતળ થઈ.

હરિનામ ને હરિગુણ ગાઓ, એ સિવાય 'બધા ઉપાય દુઃખના મૂળરૂપ' છે. મારો ઉદ્ધાર હરિ–કીર્તનથી થયો. લોકોને મારા અનુભવનોજ માર્ગ બતાવું છું—

હે વાટ ગોમટી વૈકુંઠાસી જાતાં,
રામકૃષ્ણકથા દિંડીધ્વજા. ૧૧
જાણતે નેણતે કરા હરિકથા,
તરાલ સર્વથા ભાક માઝી. ૧૬

અર્થાત્ 'વૈકુંઠ જવાનો આ સુંદર માર્ગ છે. રામકૃષ્ણનું કીર્તન કરો, નિશાન–પતાકા લઈને તેનુંજ સંકીર્તન કરતા કરતા યાત્રા કરો; જ્ઞાની હો કે અજ્ઞાની હો, તમે ગમે તે હો, હરિકથા કરો. હું સોગંદ લઈને કહું છું કે, એથી તરી જશો. (૧૧, ૧૬)

નિરાશ ન થાઓ. એમ ના કહો કે 'અમે પતિત છીએ, અમારો શું ઉદ્ધાર થાય !' મારા જેવો 'પતિત બીજો કોઈ નહિ હોય' અને લોકો બીજાં સાધન કરતા હશે પરંતુ 'મારે માટે કીર્તન સિવાય બીજું કોઇ સાધન' નથી અને એજ સાધનથી હું તરી ગયો.

માઝીયા જીવાચી કેલી સાડવણ,
ઐસા નારાયણ કૃપાળુ હા. ૨૪
હાચિ માઝા નેમ હાચિ માઝા ધર્મ,
નિત્ય વાચે નામ વિઠોબાચેં. ૨૪
કોઠેં નકા પાહૂં કરી હરિકથા,

તેથેં અવચિતા સાંપડેલ. ૬૭
સાંપડે હા દેવ ભાવિકાંચે હાતીં,
શાહાણે મરતી તરી નાહીં. ૬૮
હોય હા સગુણ નિર્ગુણ આવડી,
ભક્તિપ્રિય ગોડી ફેડાવયા. ૮૬
ચિત્ત રંગલિયાં ચૈતન્યચિ હોય,
તેથેં ઉણેં કાય નિજસુખા. ૯૬
સુખાચા સાગરુ આહે વિટેવરી,
કૃપાદાન કરી તોચિ એક. ૯૪
આમ્હાંસી વિશ્વાસ ત્યાચિયા નામાચા,
મ્હણઉની વાચા ઘોષ કરું.
શિકવિલેં મજ મૂઢાં સંતજનીં,
દૃઢ યા વચનીં રાહિલોંસે. ૯૯
રાહિલોંસેં દૃઢ વિઠોબાચે પાયીં,
તુકા મ્હણે કાંહીં ન લગે આતાં.

અર્થાત્ મારા જીવને જંજાળથી છોડાવ્યો, એવા દયાળુ મારા પ્રભુ નારાયણ છે. સતત શ્રીવિઠ્ઠલનું નામ મુખેથી ઉચ્ચારૂં, એજ મારો નિયમ, એજ મારો ધર્મ છે. તમે લોકો બીજે ક્યાંય ન જુઓ, શ્રીહરિની કથા કરો. તેમાં અકસ્માત્ તમે તેને જોઇ લેશો. ભાવિક ભક્તોના હાથમાં ભગવાન આવે છે, પોતાને મોટા બુદ્ધિમાન માનનારા મરી પીટે છે, તો પણ ભગવાન તેમને નથી મળતા. નિર્ગુણ ભગવાન ભક્તિપ્રિય માધુર્યનો સ્વાદ લેવા માટે પોતાની ઈચ્છાથી સગુણ બનીને પ્રગટ થાય છે. ચિત્ત તેમાં રંગાઇ જાય તો આપોઆપજ ચૈતન્ય થઇ જાય. પછી ત્યાં નિજાનંદની શી ઉણપ રહે ! તે સુખના સાગર ઈંટ ઉપર ઉભા છે, તેજ એક કૃપા કરનારા છે. મને તેનાજ નામનો વિશ્વાસ છે, તેથી વાણીવડે તેનાજ નામનું સંકીર્તન કરૂં છું. મને મૂર્ખને સંતજનોએ એવુંજ શીખવ્યું છે અને તેમના વચન ઉપર વિશ્વાસ રાખીને બેઠો છું. શ્રીવિઠ્ઠલનાં ચરણો પકડીને બેઠો છું. તુકારામ કહે છે કે, હવે બીજી કોઇ પ્રકારની ઈચ્છા નથી.

આ લોકો સંસારને આટલા બધા કેમ ચોંટી રહે છે, તેનું મને બહુ આશ્ચર્ય થાય છે. મારો તો અનુભવ છે કે 'હરિ–કથા સુખાચી સમાધિ' (હરિકથા એ સુખની સમાધિ છે!) શું આ પરમામૃતને ભોગવવાનું એમના ભાગ્યમાં નથી?

(૬) 'ગાઇન ઓવિયાં પંઢરીચ્યા દેવ'—(ભગવાન પંઢરીનાથનાં હું ગીત ગાઉં.) આ બીજો અભંગ છે. હવે એ અભંગ જોઇએ—

રંગલેં હેં ચિત્ત માઝેં તયાપાયીં,
મ્હણઉનિ ઘેઇં હાચિ લાહો. ૨
લાહો કરીન મી હાચિ સંવસારીં,
રામકૃષ્ણ હરિ નારાયણ. ૩

અર્થાત્ 'તેનાં ચરણોમાં મારૂં ચિત્ત રંગાઈ ગયું. તેથી આ લાભ હું લઉં છું. સંસારમાં હું આજ લાભ— રામકૃષ્ણ હરિ નારાયણ–ને પ્રાપ્ત કરીશ.'

ભગવદાનંદ આટલો સુલભ હોવા છતાં પણ આ જીવો સંસાર–જાળમાં માછલીની માફક શામાટે તરફડિયાં મારી રહ્યા છે? સત્સંગ કરીને હરિ–ગુણ–ગાનનું પરમ સુખ કેમ નથી ભોગવતા? 'એ વિષયમાં—કન્યા, પુત્ર, સ્ત્રી અને ધનના લોભમાં—લપટાઇ ગયા છે, એટલે તમને ભૂલી ગયા છે.' પરંતુ હે નારાયણ! તમેજ એમને અહંભાવની રમતમાં જોડી દીધા અને પોતે અલગ રહીને કૌતુક વડે વિશ્વલીલા જોઇ રહ્યા છો. હે જીવો! પુણ્યના માર્ગે આવી જાઓ અને ત્યારેજ આ વિઠ્ઠલ કૃપા કરશે. પુણ્ય કર્મ કયું કરવું એ જાણવા ઇચ્છો છો?–તો સાંભળો. 'પૂજાવે અતીત દેવ દ્વિજ' (અતિથિ, દેવ અને દ્વિજોનું પૂજન કરો.)

કરો જપ તપ અનુષ્ઠાન યાગ, સંતી હા મારગ સ્થાપિયેલા.

અર્થાત્ જપ, તપ, અનુષ્ઠાન, યજ્ઞ વગેરે કરો–અર્થાત્ સંતોએ જે માર્ગ બતાવ્યા છે, તેને અનુસરીને ચાલો.' પરંતુ એ બધાં કર્મો મનમાં વાસના રાખીને ન કરો,

વાસનાંચેં મૂલ છેદિલ્યાંવાંચૂની, વરલાંસેં કોણી ન મ્હણાવેં.

અર્થાત્ 'વાસનાના મૂળને છેદ્યા વિનાજ કોઇ એમ ન કહે કે મારો ઉદ્ધાર થઇ ગયો.' નિષ્કામ સત્કર્માચરણથી હરિભક્તિ ઉત્પન્ન થશે. હું તો નામ–સંકીર્તન ઉપર એટલો મુગ્ધ થઇ ગયો છું કે શું કહું!

અમૃતાચેં સાર નિજ તત્ત્વબીજ,
ગુહ્યાચેં તેં ગુહ્ય રામનામ. ૩૨
હેંચિ સુખ આમ્હીં ઘેઉ સર્વકાળ,
કરૂં હે નિર્મળ હરિકથા. ૩૫
કથાકાળીં લાગે સકળાં સમાધિ,
તાત્કાળ હે બુદ્ધિ દુષ્ટ નાસે. ૩૫
નાસે લોભ મોહ આશા તૃષ્ણા માયા,
ગાતાં ગુણ તયા વિઠોબાચે. ૩૬
ચેણેં અંગિકાર કેલા પાંડુરંગેં,
રંગવિલે રંગેં આપુલિયા. ૪૨
વિઠોબાચેં આમ્હી લાડિકે ડિંગર,
કાંપતી અસુર કાળ ધાકેં. ૪૬
સત્ય માનુનિયાં સંતાંચ્યા વચના,
જા રે નારાયણા શરણ તુમ્હી. ૪૭

અર્થાત્ અમૃતનું બીજ, આત્મતત્ત્વનો સાર, ગુહ્યનું પણ ગુહ્ય રહસ્ય શ્રી રામનામ છે. આજ સુખ હું હમેશાં લેતો રહું છું, અને નિર્મળ હરિકથા કર્યા કરૂ છું. હરિકથામાં સૌને સમાધિ લાગી જાય છે. લોભ, મોહ, આશા, તૃષ્ણા, માયા–બધું હરિગુણના ગાનથી અદૃશ્ય થઇ જાય છે. પાંડુરંગે આજ રીતે મારો સ્વીકાર કર્યો અને પોતાના રંગમાં રંગી નાખ્યો. હું વિઠ્ઠલનો લાડકડો બાળક છું; જે અસુર છે, તેઓ કાળના ભયથી ધ્રૂજતા રહે છે. સંતવચનોને સત્ય માનીને તમે નારાયણને શરણે જાઓ.

પ્રેમીઓનો સંગ કરો. ધન–લોભાદિ માયાના મોહ–પાશ છે. આ ફાંસાથી તમારૂ ગળું છોડાવી લ્યો. જ્ઞાની બનનારાઓના ચક્કરમાં ન પડો, કારણકે તેઓ 'નિન્દા–

અહંકારવાદના ભેદ'માં ભટકીને ભગવાનથી અળગા રહે છે. સાધુઓનો સંગ કરો. 'સંતોના સંગથી પ્રેમસુખને પ્રાપ્ત કરો.'

સંતસંગે કથા કરાયે કીર્તન, સુખયે સાધન રામનામ. ૯૩

એ ચરણની પ્રતીતિની આ સીધી સાદી વાણી કેટલી મધુર છે! ઉપર જણાવેલા બન્ને અભંગશતકો કઠે કરવા યોગ્ય છે. આ ગંગાપ્રવાહમાં નિત્ય નિમજ્જન કરો.

'સાધકાચી દશા ઉદાસ અસાવી.'

અર્થાત્ સાધકની અવસ્થા ઉદાસીન રહેવાની છે. ઉદાસ કોને કહે છે? 'જેને અંતર્બાહ્ય કોઇ ઉપાધિ ન હોય, જેની જીભ લોલુપ ન હોય, ભોજન અને નિદ્રા નિયમિત હોય-અર્થાત્ તે યુક્તાહાર-વિહાર હોય, સ્ત્રીવિષયમાં તે ફસાનારો ન હોય—

એકાંતી' લોકાંતી' સ્રિયાંશી' ભાષણ,
પ્રાણ ગેલા જાણ કરૂં નયે.

અર્થાત્ એકાંતમાં કે લોકોના ટોળામાં, પ્રાણ જાય તોપણ સ્ત્રીઓ સાથે વાત ન કરવી.

આ પ્રમાણે સદાચારનું પાલન કરતાં કરતાં—'સંગ સજ્જનાચા ઉચ્ચાર નામાચા, ઘોપ કીર્તનાચા અહર્નિશી.' (સજ્જનોનો સંગ, નામનું ઉચ્ચારણ તેમજ કીર્તનનો ઘોષ અહોનિશ કર્યા કરવો.) આમ હરિભજનમાં રમતા રહેવું. સદાચારમાં ઢીલા રહીને ભગવદ્ભકતોના મેળામાં કોઇ કેવળ ભજનજ કરે તો તે ભજન કંઈજ કામ આવશે નહિ. એજ પ્રમાણે કોઇ સદાચારમાં પાકો હોય પણ ભજન ન કરે તો તે પણ નકામો છે. સદાચારપૂર્વક રહે અને હરિને ભજે તેનેજ ગુરુકૃપાથી જ્ઞાન પ્રાપ્ત થશે.

(૮) 'કાળ સારાવા ચિંતને' (ચિંતનમાં સમય ગાળો)—એકાંતવાસ, ગંગાસ્નાન, દેવપૂજન અને તુલસી-પરિક્રમા નિયમપૂર્વક કરતાં કરતાં હરિચિંતનમાં સમય

ગાળવો. ઇન્દ્રિયોને નિયમમાં લાવી આહાર, વિહાર, નિદ્રા અને ભાષણમાં નિયમિત રહેવું. દેહ ભગવાનને અર્પણ કરવો. પ્રપંચનો ભાર પોતાને માથે ઉઠાવી લઇ નિસાસા નાખતા ન બેસવું. પરમાર્થલાભ એજ મહાધન છે, એમ જાણીને ભગવાનનાં ચરણો ગ્રહણ કરવાં.

### (૯) 'ધિક્ જીણેં તો બાઇલે આધીન'

(સ્ત્રીને આધીન રહી જીવવાને ધિક્કાર છે!)–જે મનુષ્ય સ્ત્રૈણ છે તે નથી તો પરલોક સાધી શકતો કે નથી તો આ લોકમાં માન મેળવી શકતો. અતિથિપૂજન કરવું. બારણે કોઇ અતિથિ આવે અને તે પાછો ફરીને ખાલી હાથે જાય તો તે જનાર, તે યજમાનનું 'સત્' લઇ જાય છે. બારણે કોઇ ભૂખ્યો ઊભો ઊભો બૂમ પાડતો હોય અને ગૃહસ્થ ઘરમાં બેઠો બેઠો ભોજન કરે એવું ભોજન પણ કોઇથી શી રીતે કરી શકાય! તે અન્નમાં રુચિ પણ ક્યાંથી થાય! કામ, ક્રોધ, લોભ, નિદ્રા, આહાર અને આળસને જીતવા. માનને માટે કદી દુઃખી થવું નહિ. વિવેક અને વૈરાગ્યને બળવાન બનાવવા, નિંદા અને વાદનો સર્વથા ત્યાગ કરવો.

### (૧૦) "યુક્તાહાર ન લગે આણીક સાધન"

(યુક્તાહારીને માટે વળી બીજાં સાધન કેવાં!)—

ન લગે સાંડાવા લૌકિક વેવ્હાર, ધ્યાવેં વનાંતર ભસ્મદંડ.
કલિયુગામાજી કરાવેં કીર્તન, તેણેં નારાયણ દેઇલ ભેટી.

અર્થાત્ "લૌકિક વ્યવહાર છોડવાનું કંઈ કામ નથી, વનેવન ભટકવાની કે ભસ્મ અને દંડ ધારણ કરવાની કંઇ જરૂર નથી. કળિયુગમાં (એજ ઉપાય છે કે) કીર્તન કરો, તેનાથી નારાયણ દર્શન દેશે."

(૧૧) નેમ નાહીં જયા એકાદશી વ્રત;
'જાણવેં તે પ્રેત ઈહિલોકીં'.
જયાચિયે દ્વારીં તુળશી વૃંદાવન,
નાહીં તે શ્મશાનગૃહ જાણા.

તુકા મ્હણે દેવ જોડે યાચસાઠીં;
આણિક તેં આટી ન લગે કાંહીં.

અર્થાત્ એકાદશી વ્રતના નિયમનું જે પાલન નથી કરતો તેને આ લોકમાં રહેનારો પ્રેત સમજો. જે ઘરને બારણે તુલસીનો છોડ ન હોય તે ઘરને શ્મશાન સમજો.

(૧૨) "પરાવિયા નારી માઉલી સમાન"—(પરનારીને માતા સમાન) જાણો. પરધન અને પરનિંદાનો ત્યાગ કરવો, રામનામનું ચિંતન કરવું, સંત-વચનો ઉપર વિશ્વાસ રાખવો અને સાચું બોલવું.

(૧૩) ભાવેં ગાવેં ગીત, શુદ્ધ કરોનિયાં ચિત્ત. ૧
જરિ વ્હાવા તુજ દેવ, તરિ હા સુલભ ઉપાય. ધ્રુ૦
કરી મસ્તક ઠેંગણા, લાગે સંતાંચ્યા ચરણા. ૨
આણિ કાંચે કાંનીં, ગુણદોષ મના નાણીં. ૩
તુકા મ્હણે ફાર, થોડા કરી પરઉપકાર. ૪

અર્થાત્ ચિત્ત શુદ્ધ કરીને ભાવથી ગીત ગાવાં. જો તમે ભગવાનને ઇચ્છતા હો તો આ સુલભ ઉપાય છે. મસ્તક નીચું નમાવો ને સંતોનાં ચરણોમાં પડો. બીજાઓના ગુણદોષને ન સાંભળો અને પોતાના મનમાં પણ ન લાવો. તુકારામ કહે છે કે, કંઈક થોડો ઘણો ઉપકાર પણ કરતા ચાલો."

(૧૩) "સાધનેં તરીં હીંચ દોન્હી"—(સાધન તો આ બેજ છે) તેમને સાધો, ભગવાન દયા કરશે. એ તે બે સાધન કયાં છે?—

પરદ્રવ્ય પરનારી, યાંચા ધરી વિટાળ. ૨

"પરદ્રવ્ય અને પરનારીથી અભડાઓ—દૂર રહો."

(૧૪) "ચેથેં દુસરી ન સને આટી, દેવા ભેટી જાવયા."—અર્થાત્ ભગવાનને મળવા જવા માટે બીજું સાધન કરવાની કંઇ આવશ્યકતા નથી.

તો થિ એક ચિત્ત ધ્યાવા ચિત્તેં, કરૂનિરિતેં કલેવર.

"શરીરને ભૂલી જઇ મન લગાડીને એકતુંજ ધ્યાન ધરો–અર્થાત્ શરીરને ભૂલી જઇ ચરણોનું ચિંતન કરો."

(૧૫) **"તુકા મ્હણે ખુંટે આસ, તેથેં વાસ કરી તો."**—"જ્યાં કોઇ આશા નથી, ત્યાંજ ભગવાન રહે છે. આશાને જડમૂળથી ઉખાડીને ફેંકી દો."

(૧૬) **"નાવડાવે જન નાવડાવા માન"**—

દેહ સંબંધી વ્યસનો, કુટેવો, લતો અને સંકલ્પો-માં મન ન રાખવું.

(૧૭) **"હિત વ્હાવેં તરી દંભ દૂરી ઠેવા."**—(જો હિત ચાહતા હો તો દંભને પાસે ફરકવા પણ ન દેશો.) લોકોને માટે—અર્થાત્ લોકો સારૂ બોલે એટલા માટે પરમાર્થ કરવા ઇચ્છતા હો તો ન કરશો. ભગવાનને ચાહતા હો તો ભગવાનને ભજો.

'દેવાચિયે ચાડ આલવાવેં દેવા,
ઓસ દેહભાવા પાડોનિયાં.'

અર્થાત્ "ભગવાનની લગની હોય તો દેહભાવને શૂન્ય કરી ભગવાનને ભજો." જન અને મનના ફંદામાં ફસાશો નહિ, એમનાથી દૂર રહીને નારાયણનું ચિંતનસુખ ભોગવો.

(૧૮) **"નિર્વૈર વ્હાવેં સર્વભૂતાસવે"**—(निर्वैरः सर्वभूतेषु થાઓ.) આ સાધન પણ અતિ ઉત્તમ છે.

(૧૯) **"નરસ્તુતિ આણિ કથેચા વિક્રા"**—(નરસ્તુતિ અને કથાનો વિક્રય) એ બે પાપ એવાં છે કે હે ભગવન્! કદી પણ મારી પાસે કરાવીશ નહિ. અને—

ભૂતાંચા મત્સર આણિ સંતનિંદા,
હેં નકો ગોવિંદા ઘડો દેઊં.

અર્થાત્ "પ્રાણીઓ પ્રત્યે માત્સર્ય અને સંતનિંદા, એ પણ હે ગોવિંદ મારાથી કદી ન થાઓ."

(૨૦) **"કળે ન કળે જ્યા ધર્મ"**—(ધર્મને જે

જાણે છે અથવા જેઓ નથી જાણતા ) એવા જ્ઞાની–અજ્ઞાની સૌ કોઇને તુકારામ એકજ રસ્તો બતાવે છે, "માઝયા વિઠોબાચે નામ અટ્ટહાસેં ઉચ્ચારા" (મારા વિઠ્ઠલનું નામ ઉલ્લાસપૂર્વક ઉચ્ચારો.)

(૨૧) "હેંચિ ભવરોગાચેં ઔષધ"—(આજ ભવરોગની ઓષધિ છે.) આ ઓષધિના સેવનથી શું થશે ?

તો યા દાખવિલ વાટા, જયા પાહિજે ત્યાનીટા.
કૃપાવંત મોઠા, પાહિજે તો કળવળા.

અર્થાત્ તેઓ પોતેજ, જેને માટે જે યોગ્ય હશે તેને, તે માર્ગ દર્શાવી દેશે. તે અત્યંત દયાળુ છે; પરંતુ એને માટે હૃદયમાં લગની લાગવી જોઇએ.'

ચિત્તમાં ભગવત્પ્રેમ ધારણ કરો; મન–વાણીમાં વિઠ્ઠલની ધૂન ચાલુ રાખો, હૃદયમાં સાચી લગની લાગી હશે તો જેને માટે જે માર્ગ સરળ અને સુગમ હશે તે તેઓ પોતેજ બતાવી દેશે.

જન્મજરા તુટે આણીક કાંહીં નવ્હે બાધ,
કરીલ વધ પડ્વર્ગા.

અર્થાત્ "જન્મ, મૃત્યુ, જરા ને રોગ નાશ પામે છે, અને કોઈ વિકાર થતો નથી; ષડવિકારોનો પણ વધ થઇ જાય છે." આ ઓષધિમાં બધા ગુણજ ગુણ છે, કંઇ પણ દોષ નથી. જેટલું સેવન કરો તેટલો લાભ છે. એટલેજ આ ઓષધિ અતિ ઉત્તમ છે. એ ઓષધિ કઈ ? તુકારામ કહે છે કે—

સાંવળે રૂપ લ્યાવેં ડોળાં, સા ચૌ અઠરાંચા મેળા.
પદર લાગો નેદી ખળા, નામ મંત્રમાળા વિષ્ણુસહસ્ર.

અર્થાત્ "નેત્રોવડે વહાલા શ્યામસુંદરને જો—જેમની અંદર છએ શાસ્ત્ર, ચારે વેદ અને અઢારે પુરાણ એકરૂપ થયેલાં છે તેમને જો. એક ક્ષણ પણ દુઃસંગ ન કર. વિષ્ણુ સહસ્રનામ જપ્યા કર." એજ એક ઓષધિ છે. હવે એનું અનુપાન પણ જાણી લ્યો, નહિ તો ઓષધિના સેવનથી

શો લાભ ? અનુપાન સાંભળો—

નયે નિઘાં આપુલિયા ઘરા, બહિર લાગોં નેદી વારા.
બહુ બોલણેં તે સારા, સંગ દુસરા વર્જવા. ૪

અર્થાત્ પોતાનું ઘર (હરિપ્રેમ) છોડીને બહાર ન જવું. બહારની હવા લાગવા દેવી નહિ, બહુ બોલવું નહિ અને ભગવત્સંગ તજીને બીજો સંગ ન કરવો. તમારૂં હૃદય શ્રીહરિને અર્પણ કરી દો. ચિત્ત શ્રીહરિને આપી દેવાથી તે માખણના જેવું મૃદુ થાય છે.

હજુ પણ થોડુંક વધારે અનુપાન બતાવવાનું છે—

ન્હાયે અનુતાપીં પાંઘરે દિશા,
સ્વેદ નિઘો દે અવઘી આશા;
હોસીલ આધીં હોતાસી તૈસા,
તુકા મ્હણે દશા ભોગી વૈરાગ્ય. ૬

અર્થાત્ "અનુતાપ-તીર્થમાં સ્નાન કરો, દિશાઓને ઓઢી લો ને આશારૂપી પરસેવો તદ્દન નીકળી જવા દો અને વૈરાગ્યની દશા ભોગવો. આથી તમે પહેલાં જેવા હતા તેવાજ બની જશો."

(૨૩) અવઘ્યા દશા યેણેં સાધતી,
મુખ્ય ઉપાસના સગુણભક્તિ;
પ્રગટે હૃદયીંચી મૂર્તિ,
ભાવશુદ્ધિ જાણોનિયાં. ૧

અર્થાત્ "સર્વ દશાઓ આથી સાધ્ય થઇ જાય છે. મુખ્ય ઉપાસના સગુણ ભક્તિ છે. ભાવશુદ્ધિ થયા પછી હૃદયમાં શ્રીહરિની મૂર્તિ પ્રગટ થઈ જાય છે."

શ્રીહરિના સગુણ રૂપની ભક્તિ કરવી એજ જીવોને માટે મુખ્ય ઉપાસના છે. મુમુક્ષુ જે મૂર્તિનું નિત્ય ધ્યાન કરે છે, તે હૃદયમાં રહેનારી મૂર્તિ, મુમુક્ષુનું ચિત્ત શુદ્ધ થતાં તેનાં નેત્રો સમક્ષ હાજર થઇ જાય છે. આ સગુણ સાક્ષાત્કારનું મુખ્ય સાધન હરિ-નામ-સ્મરણજ છે, અને સગુણ સાક્ષાત્કાર પછી પણ નામસ્મરણ એજ એક આશ્રય-

સ્થાન છે. નામસ્મરણથીજ હરિને પ્રાપ્ત કરો અને હરિની પ્રાપ્તિ થયા પછી પણ નામસ્મરણ કર્યા કરો. બીજ અને ફળ બન્ને એક—હરિનામજ છે. આ સગુણ ભક્તિથી બધી દશાઓ સાધી શકાય છે, ભવબંધન કપાઇ જાય છે, જન્મ-મૃત્યુનું ચક્કર છૂટી જાય છે. યોગી જેને બ્રહ્મ માને છે અને મુક્ત જેને પરિપૂર્ણ આત્મા કહે છે, તે અમારા સગુણ શ્રીહરિ છે. તેમનું નામસંકીર્તન એજ અમારૂં સાધન અને સાધ્ય છે. તેજ નારાયણને અમે ભક્તજનો સગુણ, નિર્ગુણ, જગજ્જનિતા, જગજ્જીવન, વસુદેવ–દેવકી–નંદન, 'બાલકૃષ્ણ' વગેરે કહીને ભજીએ છીએ.

(૨૩) લંઘન કરનારા બ્રાહ્મણને–તુકારામે ૧૧ અભંગોમાં જે બોધ આપ્યો છે, તેમાં એજ કહ્યું છે કે ઇન્દ્રિયોને જીતીને મનને નિર્વિષય કરો અને ભગવાનનું શરણ લ્યો. શરણે જવાની રીત બતાવી છે કે, દેહભાવને શૂન્ય કરીને ભગવત્પ્રેમથીજ ભગવાનને ભજો.'

(૨૪) શ્રીશિવાજી મહારાજને મોકલેલા પત્રમાં પણ—

આમ્હીં તેણેં સુખીં, મ્હણા વિઠ્ઠલ વિઠ્ઠલ મુખીં. ૧
કંઠીં મિરવા તુલસી, વ્રત કરા એકાદશી. ૨

અર્થાત્ આપ મુખેથી 'વિઠ્ઠલ, વિઠ્ઠલ' કહો એમાંજ અમારૂં સુખ છે. કંઠમાં તુલસીની માળા ધારણ કરો અને એકાદશી વ્રતનું પાલન કરો.' આજ મુખ્ય ઉપદેશ છે.

(૨૫) પ્રયાણ પહેલાં જીજાબાઇને ૧૧ અભંગોમાં જે પૂર્ણ બોધ કરવામાં આવ્યો છે, તેમાં પણ બાળકોના મોહમાં ન ફસાતાં 'તું તારૂં ગળું છોડાવી લે' એજ પહેલાં કહ્યું છે અને પછી બતાવે છે કે 'ભગવાનનાં દર્શન ઇચ્છતી હોય તો સાધન કર. પહેલાં નાશવંતની આશા છોડી દે. લીંપી–ગુંપીને સ્થાનને સ્વચ્છ રાખ, તુલસીની સેવા કર, અતિથિ અને બ્રાહ્મણોનું પૂજન કર. સંપૂર્ણ ભક્તિભાવથી વૈષ્ણવોની દાસી બન અને મુખેથી શ્રીહરિનું નામ લે.'

(૨૬) 'એકા પંડિતજન' (સાંભળો ઓ પંડિતો!) વિદ્યા ભણીને વિદ્વાન શું કરે છે? ઘણે ભાગે કોઈ રાજા, જમીનદાર અથવા ધનિકની વધારા પડતી સ્તુતિ કરીને પોતાની વિદ્યા તેના ચરણે ધરે છે. આવા પંડિતોને તુકારામ કહે છે કે 'નરસ્તુતિ ના કરો.' ત્યારે પેટ કેમ કરીને ભરાશે? 'અન્ન વસ્ત્ર હેં તીં પ્રારબ્ધા આધીન' (અન્ન વસ્ત્ર તો પ્રારબ્ધને આધીન છે.) સમસ્ત પ્રપંચ પ્રારબ્ધ ઉપર નાખો અને શ્રીહરિને શોધવા લાગો. શી રીતે શોધવા? શું કરવું?

તુકા મ્હણે વાણી, સુખેં વેંચા નારાયણી.

'પોતાની વાણી નારાયણને માટે સુખપૂર્વક ખર્ચો.'

પંડિત શબ્દની વ્યાખ્યા તુકારામે ગીતા અનુસાર આ પ્રમાણે કરેલી છે—

પંડિત તો ભલા, નિત્ય ભજે જો વિઠ્ઠલા. ૧
અવઘેં સમ બ્રહ્મ પાહે, સર્વા ભૂતીં વિઠ્ઠલ આહે. ૨

અર્થાત્ "સાચો પંડિત તેજ છે કે જે હમેશાં વિઠ્ઠલને ભજે છે અને જુએ છે કે, આ સંપૂર્ણ સમબ્રહ્મ છે અને સર્વ ચરાચર જગતમાં શ્રીવિઠ્ઠલજ રમી રહ્યા છે."

(૨૭) હવે અંતમાં એક મધુર અભંગ સાંભળો. એ સૌ કોઈને માટે બોધપ્રદ છે. એમાં ઉપાસનાના સોગંદ લઈને તુકારામે બતાવ્યું છે કે, પરમસાધન નામસંકીર્તનજ છે. ઉપાસ્ય દેવને ઉઠાવી લેવા એ કેટલી મોટી વાત છે. હૃદયમાં એવી સાચી લગની હોય, એવી દૃઢતા હોય, એવી કૃતકાર્યતા હોય ત્યારેજ ઉપાસ્ય દેવના શપથ લઈને કોઈ વાત કહી શકાય છે. આવી વાતનું રહસ્ય અને મહત્ત્વ ઉપાસકોજ સમજી શકે છે.

નામસંકીર્તન સાધન પૈં સોપેં,
જળતીલ પાપેં જન્માંતરિચીં. ૧
ન લગતી સાયાસ જાવેં વનાંતરા,
સુખેં યેતો ઘરા નારાયણ. ધ્રુ.

ઠાયીંચ બૈસોની કરા એકચિત્ત,
આવડી અનંત આળવાવા. ૨
રામકૃષ્ણહરી વિઠ્ઠલ કેશવા,
મંત્ર હા જપાવા સર્વકાળ. ૩
યાવિણ આણિક નાહીં પૈં સાધન,
વાહતસે આણ વિઠોબાચી. ૪
તુકા મ્હણે સોપેં આહે સર્વાંહુની,
શાહણા તો ધણિ ઘેતો યેથેં. ૫

અર્થાત્ "નામસંકીર્તનનું સાધન છે તો બહુ સરળ, પરંતુ એનાથી જન્મ–જન્માંતરનાં પાપ ભસ્મ થઇ જશે. આ સાધન કરવાથી વનેવન ભટકવું નહિ પડે. નારાયણ સીધા ઘેર ચાલ્યા આવે છે. પોતાનાજ સ્થાનમાં બેસીને ચિત્તને એકાગ્ર કરો અને પ્રેમથી અનંતને ભજો. રામ–કૃષ્ણ, હરિ–વિઠ્ઠલ–કેશવ' એ મંત્ર હમેશાં જપો. આ સિવાય બીજું કોઇ સાધન નથી. આ હું વિઠ્ઠલના સોગન ખાઇને કહું છું. તુકારામ કહે છે કે આ સાધન સૌથી સુગમ છે, બુદ્ધિવાન ધનવાનજ આ ધનને અહીં પ્રાપ્ત કરી લે છે."

આ પ્રકરણ અહીં સમાપ્ત થયું. સત્સંગ, સત્શાસ્ત્ર, સદ્‌ગુરુકૃપા અને સાક્ષાત્કાર, એ પરમાર્થ–માર્ગના ચાર પડાવ છે. એમાંથી પહેલો પડાવ સત્સંગ છે, એટલે સુધી આપણે પહોંચ્યા. તુકારામ વારકરી કુટુંબમાં જન્મ્યા, વારકરી સંપ્રદાયમાં દાખલ થયા અને એજ સંપ્રદાયને તેમણે વધાર્યો. આથી તેમને વારકરીઓનો સત્સંગ પ્રાપ્ત થયો. આ સંપ્રદાય ગણ્યા ગાંઠ્યા લોકોનો નથી, સમસ્ત મહારાષ્ટ્રનિવાસીઓનો એ ધર્મ છે. એટલે વારકરી સંપ્રદાયનાં મુખ્ય તત્ત્વો 'સિદ્ધાંત પંચદશી'ના રૂપમાં સંકલિત કરીને વાચકો સમક્ષ રજુ કર્યાં છે. પછી એકાદશી વ્રત, વારકરીઓનાં ભજન–મેળા અને કીર્તન–પ્રકાર, એ ત્રણ મુખ્ય વાતોનો વિચાર કર્યો. તુકારામ ભાવનાબળથી આ માર્ગે ચાલ્યા અને એજ માર્ગે ચાલવાનો તેમણે સૌને

ઉપદેશ કર્યો. આથી આપણે પણ તેમના સત્સંગથી તેમનાંજ પ્રાસાદિક વચનો સાંભળતા સાંભળતા આટલે સુધી આવ્યા. અંતમાં તેમણે પોતાના મનને, સર્વસાધારણ માણસોને, અજ્ઞાની તેમજ જ્ઞાનીને, રાજાને તેમજ પોતાની સહધર્મિણી જીજાબાઇને જે ઉપદેશ આપ્યો તેનાથી પણ જોઇ લીધું કે, તુકારામે પોતાને માટે કયો સાધનમાર્ગ નિશ્ચિત કર્યો હતો. સંપ્રદાયના પરંપરાગત માર્ગ ઉપરજ તુકારામ ચાલ્યા અને એથી જણાયું કે, તેમનો સાધનમાર્ગ અને સંપ્રદાયનો સાધનમાર્ગ એકજ છે. ઉદાસ-વૃત્તિથી રહીને પ્રપંચ ચલાવવા અને તન-મનને ભગવાનને અર્પણ કરવાં; પરસ્ત્રી, પરધન, પરનિંદા અને પરહિંસાથી સર્વદા દૂર રહેવું; સદાચારમાં અચળ રહેવું; કામ, ક્રોધ, મોહ, લજ્જા, આશા, દંભ અને વાદને સર્વથા તજી દઈ ચિત્ત શુદ્ધ કરવું, સંતોનાં વચનો પર વિશ્વાસ રાખતાં પ્રાણીમાત્ર પ્રત્યે વિનમ્ર રહેવું, એકાદશીનું મહાવ્રત, પંઢરીની વારી અને હરિકીર્તનને કદી ન છોડવાં. શ્રદ્ધાપૂર્વક સંપ્રદાયના આ માર્ગે ચાલતાં પરમ પ્રેમથી શ્રીપાંડુરંગનું ભજન કરવું. આટલેસુધી આ સાધનમાર્ગ જોયો. હવે આપણે સત્શાસ્ત્ર તરફ આગળ વધીએ.





# અધ્યાય ૬ ઠો—ગ્રંથોનું અધ્યયન

" અક્ષરો સાથે ભારે મગજમારી કરી કે ભગવાન મળે. આ કંઇ વિનોદ નથી કર્યો કે જેથી બીજાઓનું કેવળ મનોરંજનજ થાય."

*    *    *    *

" વિશ્વાસ અને આદરપૂર્વક સંતોનાં થોડાંક વચનો કંઠસ્થ કરી લીધાં. "—સંત તુકારામ

*    *    *    *

## ૧–વિષયપ્રવેશ

ઉપર દર્શાવેલું મથાળું જોઇને વાચકને કદાચ આશ્ચર્ય થશે કે ' શું તુકારામે પણ ગ્રંથોનું અધ્યયન કર્યું હતું ? ગ્રંથોનું તેમને શું કામ ? શું તેઓ કોઇ વાર કોઇ પાઠશાળામાં જઇને અથવા કોઇ ગુરુ પાસે બેસીને ભણેલા પણ હતા ? તેમના ઉપર તો ભગવત્કૃપા થઇ હતી. ભગવત્પ્રેરણા થવાથી તેમના મુખમાંથી આવી અભંગવાણી નીકળી ! આ છેલ્લું વાક્ય બરાબર છે, તેમને ભગવત્પ્રેરણા થઇ ને તેથી કરીને તેમના મુખમાંથી અભંગવાણી પ્રગટ થઇ; આ વાત સોળે સોળ આના સાચી છે. પરંતુ પ્રશ્ન એ છે કે, ભગવત્પ્રેરણા થયા પહેલાં તેમણે કંઈ અધ્યયન કર્યું હતું કે નહિ ? વળી ભગવત્પ્રેરણા તુકારામનેજ કેમ થઇ ? દેહૂમાં અથવા અન્યત્ર બીજા પણ ઘણા યુવકો હતા ! પરંતુ વાવ્યા વિના કંઇ ઉગતું નથી અને મહેનત કર્યા સિવાય કંઈ મળતું નથી; કર્મનો આ મુખ્ય સિદ્ધાંત છે. તુકારામે પણ ભગવાનને મળવા માટે અનેક સાધન કર્યાં. તુકારામ પાઠશાળામાં જઇને ભણ્યા હતા અને પરમાર્થ શીખવનારા

ગુરુ પણ તેમને મળ્યા હતા. પંઢરપુરનો ભાગવત સંપ્રદાય તેમની પાઠશાળા હતી અને તેમની પહેલાં થઇ ગયેલા ભગવદ્ભક્તો એ તેમના ગુરુ હતા. પુણ્ડલીકે મહારાષ્ટ્રમાં ભાગવત ધર્મનું વિશ્વવિદ્યાલય સ્થાપ્યું ત્યારથી પંઢરપુરના વિદ્યાલય સાથે જોડાયેલાં આળંદી, સાસવડ, ત્ર્યમ્બકેશ્વર, પૈઠણ ઇત્યાદિ સ્થાનોમાં અનેક વિદ્યાલય સ્થપાયાં. આ વિદ્યાલયમાંથી અનેક ભગવદ્ભકતો તૈયાર થઇને બહાર નીકળ્યા હતા તથા તેમણે મહારાષ્ટ્રમાં સર્વત્ર ભાગવત ધર્મનો જયજયકાર કર્યો હતો. તુકારામ દ્વારા દેહૂનું વિદ્યાલય સ્થપાવાનું નિર્માણ થયેલું હતું. પરંતુ આની પહેલાં તેમણે પંઢરપુર, આળંદી અને પૈઠણનાં વિદ્યાલયોમાં યોગ્ય ગુરુઓની પાસે પોતે પણ અધ્યયન કર્યું હતું. તુકારામ વારકરી સંપ્રદાયની પાઠશાળામાં તૈયાર થયા અને આ સંપ્રદાયમાં પ્રચલિત મુખ્ય મુખ્ય ગ્રંથોનું તેમણે ભક્તિપૂર્વક અધ્યયન કર્યું હતું. આપણે આ અધ્યાયમાં તુકારામે કયા કયા ગ્રંથોનું અધ્યયન કર્યું, કયા કયા સંતોનાં વચન કંઠસ્થ કર્યાં, તેમના પ્રિય ગ્રંથો કયા કયા હતા, તેમણે ગ્રંથોનું અધ્યયન કેવે પ્રકારે કર્યું અને તેમાંથી શો સાર ગ્રહણ કર્યો એ જોવાનું છે; પરંતુ તે પહેલાં આપણે જોવું જોઇએ કે, ગ્રંથોના અધ્યયનનું સામાન્યપણે શું મહત્ત્વ છે.

## ૨–અધ્યયન પછી સાક્ષાત્કાર

સદ્ગુરુકૃપા થતા પહેલાં અને થોડો કાળ પછી પણ ગ્રંથાધ્યયન સર્વને માટે આવશ્યક હોય છે. સૌએ દરેક સમયમાં શાસ્ત્રાધ્યયનનું મહત્ત્વ સ્વીકાર્યું છે. પહેલાં અપરા વિદ્યા અને પછી પરા વિદ્યા, પહેલાં પરોક્ષ જ્ઞાન અને પછી અપરોક્ષ જ્ઞાન, પહેલાં શાસ્ત્રાધ્યયન અને પછી અનુભવ; આ ક્રમ, સનાતન કાળથી ચાલ્યો આવે છે. મુંડકોપનિષદ્માં 'द्वे विद्ये वेदितव्ये' કહીને 'ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति' વગેરે અપરા વિદ્યા ગણાવીને કહ્યું છે કે 'यया

तदक्षरमधिगम्यते' (જેનાથી તે અક્ષરબ્રહ્મ જાણવામાં આવે છે) તે પરાવિદ્યા છે. અપરાવિદ્યા પ્રાપ્ત કર્યા પછીજ પરાવિદ્યા પ્રાપ્ત થાય છે. 'शब्दादेवापरोक्षधीः' અર્થાત્ વેદશાસ્ત્રોના અધ્યયનથીજ અપરોક્ષાનુભવ પ્રાપ્ત થાય છે, એજ સિદ્ધાંત છે. જેમ જેમ જ્ઞાન દૃઢ થતું જાય છે, તેમ તેમજ વિજ્ઞાનનો આનંદ પ્રાપ્ત થતો ચાલે છે. શ્રીજ્ઞાનેશ્વર મહારાજે અમૃતાનુભવમાં પહેલા શબ્દનું મંડન કરીને પછી બતાવ્યું છે કે, અપરોક્ષાનુભવ પછી તેનું કેવી રીતે ખંડન થઇ જાય છે. પરંતુ શબ્દનું મંડન કરતાં કરતાં તેમણે કહ્યું છે કે 'શબ્દ' એ બહુ ઉપયોગી વસ્તુ છે. 'तत्त्वमसि' શબ્દ દ્વારાજ જીવને પોતાના સ્વરૂપનું સ્મરણ થાય છે. 'શબ્દ, જીવને સ્વરૂપસ્થિતિ પર લઇ આવનાર દર્પણ છે.' (અમૃતાનુભવ પ્ર. ૬-૧) તેજ પ્રમાણે 'શબ્દ' વિહિતનો સન્માર્ગ અને નિષિદ્ધનો અસન્માર્ગ બતાવનાર મશાલચી છે. શબ્દ બંધ અને મોક્ષની સીમા નિશ્ચિત કરનાર-તેમના વિવાદનો નિર્ણય કરનાર ન્યાયાધીશ છે.' (અમૃત. પ્ર. ૬-૫) અહીં 'શબ્દ'નો અર્થ 'વેદ' છે. 'વેદ' 'શબ્દ'નોજ પર્યાય છે. શબ્દથીજ જીવાત્મા શિવાત્માને પામે છે. જીવાત્માનું પરમાત્મા સાથે મિલન થયા પછી જો કે શબ્દ પાછા ફરી જાય છે (यतो वाचो निवर्तन्ते), છતાં પણ આત્મારામના મંદિરમાં પહોંચાડી આવનાર 'શબ્દ' માર્ગદર્શક છે અને તેથી તેનો સાથ લીધા સિવાય જીવને માટે બીજી કોઇ ગતિ નથી.

## ૩-શબ્દનો અર્થ

'શબ્દ'નો અર્થ 'વેદ'જ છે, તેમ છતાં વેદનું રહસ્ય જે શાસ્ત્ર, પુરાણ અને સંતવચનો બતાવે છે, તેનો પણ સમાવેશ આ 'શબ્દ'માં થઇ જાય છે. અર્થાત્ 'શબ્દ'નો અર્થ વેદ, શાસ્ત્ર, પુરાણ, સંતવચન ભવબંધ-મોચક છે. શબ્દ-સાહિત્ય માત્ર ગ્રહણ કરવાથી એજ નિષ્કર્ષ નીકળે છે કે, શબ્દનો આશ્રય કર્યા સિવાય જીવને સ્વહિતનો માર્ગ

મળવો દુર્લભ છે. આ પવિત્ર શબ્દ-સાહિત્યથી જીવને પ્રવૃત્તિ-નિવૃત્તિ, વિધિ-નિષેધ, બંધ-મોક્ષનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને પોતાનું મૂળ પણ મળી આવે છે. તુકારામે ધર્મગ્રંથોરૂપે વેદ, શાસ્ત્ર, પુરાણ અને સંતવચનોનેજ જ્યાં ત્યાં સ્વીકારેલાં છે.

વિશ્વીં વિશ્વંભર બોલે વેદાંતીંચા સાર. ૧
જગીં જગદીશ શાસ્ત્ર વદતી સાવકાશ. ૨
વ્યાપિલેં હેં નારાયણેં ઐસીં ગર્જતી પુરાણેં. ૩
જનીં જનાર્દન, સંત બોલતી વચન. ૪
સૂર્યાચીયા પરી, તુકા લોકીં ક્રીડા કરી.× ૫

અર્થાત 'વિશ્વમાં વિશ્વંભર છે; સારરૂપ વેદાંત એજ કહે છે. જગતમાં જગદીશ છે, એજ ધીરેધીરે શાસ્ત્ર બતાવી દે છે. આ બધું નારાયણથી વ્યાપ્ત છે, એજ પુરાણોની ગર્જના છે; જનમાં જનાર્દન છે એજ સંતોની વાણી છે; સૂર્ય સમાન તેઓજ (શ્રીહરિ) લોકમાં ક્રીડા કરી રહ્યા છે."

વેદ, શાસ્ત્ર, પુરાણ અને સંતવચન, એ સર્વનું રહસ્ય એકજ છે અને તે એ છે કે, વિશ્વમાં વિશ્વંભર છે, તેજ વિશ્વંભર કે જેના માત્ર એકજ અંશથી સમસ્ત વિશ્વ ભરપૂર છે. વેદોએ આ આત્મપ્રેરણાથી બતાવ્યું, શાસ્ત્રોએ ખંડન-મંડનપૂર્વક ચર્ચા કરતાં સાવકાશ બતાવ્યું અને પુરાણોએ ગર્જના કરીને દર્શાવ્યું કે જે આબાલવૃદ્ધ અને ચાંડાલ સુધીના સર્વ લોકો સાંભળી લે, અને જાતે અનુભવ પ્રાપ્ત કરીને સંતોએ બતાવ્યું. ચારેયની બતાવવાની રીત જુદી જુદી હોઇ શકે છે, પરંતુ સિદ્ધાંત એકજ છે. સિદ્ધાંતની દૃષ્ટિથી તેમાં એકવાક્યતા છે. વેદશાસ્ત્ર જેને આત્મા કહે

× ઐતિહાસિક દૃષ્ટિએ જોનારને આ અભંગમાં જણાશે કે, તુકારામે ઇતિહાસના ચાર વિભાગ કર્યા છેઃ-(૧) વેદોપનિષત્કાળ (૨) શાસ્ત્રો અથવા ષડ્દર્શનોનો કાળ, (૩) પુરાણોનો કાળ અને (૪) સાધુ-સંતોનો કાળ. એ ચારે કાળવિભાગોમાં વૈદિક ધર્મની પરંપરા અવિચ્છિન્નરૂપે ચાલી આવી છે અને 'વિશ્વીં વિશ્વંભર' (વિશ્વમાં વિશ્વંભર) એજ અમારા ધર્મનો સાર છે. —મૂળલેખક

છે, પુરાણ રામ-કૃષ્ણ-શિવ આદિ રૂપથી જેનું વર્ણન કરે છે, તેને આપણા વારકરી ભક્તો વિઠ્ઠલનામથી પોકારે છે. નામોમાં ભેદ ભલે હોય, પરંતુ પરમાત્મવસ્તુ તો એકજ છે. નામ-રૂપના ભેદથી વસ્તુભેદ નથી થતો. શ્રુતિએ જેને ઓળખવા માટે ' ૐ ' શબ્દનો સંકેત કર્યો તેને વારકરી ભક્તોએ વિઠ્ઠલ કહ્યા છે; શ્રુતિએ જેમનું નિર્ગુણ નિરાકાર-પણું વખાણ્યુ, સંતોએ તેમનુંજ સગુણ-સાકારત્વ વખાણ્યું છે. લક્ષ્ય એકજ રહ્યું. જ્યાં સુધી લક્ષ્યમાં ભેદ નથી ત્યાં સુધી વર્ણન કરવાની પદ્ધતિઓમાં ભેદ હોવા છતાં પણ લક્ષ્ય અને સિદ્ધાંતની એકતાનો ભંગ થઈ શકતો નથી. વેદોના અર્થ, શાસ્ત્રોના પ્રમેય અને પુરાણોના સિદ્ધાંત એકજ છે. અને તે એજ છે કે, સર્વભાવે એકમાત્ર પરમાત્માને શરણે જાઓ અને નિષ્ઠાપૂર્વક તેનુંજ નામ ગાઓ. સંત તુકારામે એજ કહ્યું છે કે—' વેદોએ અનંત વિસ્તાર કર્યો છે પરંતુ તેનો અર્થ એટલોજ છે કે, વિઠ્ઠલને શરણે જાઓ અને નિષ્ઠાપૂર્વક તેનું નામ ગાઓ. બધાં શાસ્ત્રોના વિચારનો અંતિમ નિર્ધાર એજ છે. અઢારે પુરાણોનો સિદ્ધાંતસાર પણ, ' તુકારામ કહે છે કે આજ છે. '

વેદ, શાસ્ત્ર અને પુરાણ, સિદ્ધાંતના સંબંધમાં વિ-સંવાદી અથવા પરસ્પર-વિરોધી નથી, બલ્કે એકજ સિ-દ્ધાંતને દર્શાવનારાં છે, અને તેથી અમે કહ્યા કરીએ છીએ કે, અમારો સનાતન ધર્મ વેદ-શાસ્ત્ર-પુરાણોક્ત છે, અને અમારાં નિત્યકર્મોના સંકલ્પ પણ ' વેદ-શાસ્ત્ર-પુરાણોક્ત ફલ-પ્રાપ્ત્યર્થ ' હોય છે. જે પરમાત્મા વેદપ્રતિપાદ્ય છે, તેમનેજ ' સા ચૌ અઠરાંચા ગોળા ' (છ શાસ્ત્ર, ચાર વેદ અને અઢાર પુરાણોનો ગોળો) કહીને ભક્તજનો તેમના 'શ્યામ રૂપને આંખોવડે જોવા ઇચ્છે છે.' તુકારામ કહે છે કે—

ઐકેરે જના તુઝ્યા સ્વહિતાચ્યા ખુણા,
પંઢરીચા રાણા, મના માઝી સ્મરાવા. ૧
સકલ શાસ્ત્રાંચે હેં સાર, હેં વેદાંચે ગવ્હર,
પાહતાં વિચાર, હાચિ કરિતી પુરાણે. ૨

અર્થાત્ " હે જીવ ! તું તારા પોતાના હિતની વાત સાંભળ. પંઢરીના રાણાનું મનમાં સ્મરણ કર. સર્વ શાસ્ત્રોનો આ સાર છે, એજ વેદોનું રહસ્ય છે, પુરાણોમાં પણ એજ વાત છે. "

વેદ, શાસ્ત્ર, પુરાણ અને સંતવચન બધું નારાયણ–પરત્વેજ હોવાથી એમાંથી કોઇનું પણ અધ્યયન તે વૈદિક ધર્મનુંજ અધ્યયન છે. વેદોને જુઓ, શાસ્ત્રોને સમજો, પુરાણોને વાંચો અથવા સાધુ-સંતોનાં વચનોને ધ્યાનમાં લ્યો, બધાનો સાર એકજ છે. આ સમસ્ત સાહિત્ય એટલા માટે નિર્માણ થયું છે કે જન્મ–મરણનું ચક્કર છૂટે, સંસારને નશ્વર જાણીને જીવ સ્વકર્માચરણ કરે, પરમાત્મા-બોધ પામીને નિઃસંશય સ્થિતિ પ્રાપ્ત કરે, મૃત્યુને મારીને જીવ સ્વાભાવિકપણે સચ્ચિદાનંદરૂપ બની જાય. જળ એકજ છે–વાવ, કૂવો, તળાવ વગેરે માત્ર બાહ્યઉપાધિ છે. કોઇ નદીકિનારે રહીને નદીના જળ વડે પોતાનું કામ કાઢી લે, કોઇ સરોવરના જળવડેજ ચલાવી લે, કોઇ કૂવાનું જળ વાપરે. અને જ્ઞાન પણ જળના જેવુંજ છે ! જેને તરસ હોય તે સ્વાભાવિક સાધનોનો ઉપયોગ કરીને તૃપ્ત થાય એજ આ શબ્દસાહિત્યનો મુખ્ય હેતુ છે. નદી, કૂવો, સરોવર કે સાગર–બધાનો હેતુ એકજ છે. અને તે એજ કે, તૃષાર્ત જીવ તૃપ્તિ પામે. ઉપાધિના અભિમાનથી ઉપહાસ કરીને વાદવિવાદ કરવો, એ તરસ લાગવાનું લક્ષણ નથી—ખરી જિજ્ઞાસા નથી. ચોખામેળા, રૈદાસ ચમાર, સજન કસાઈ, કાન્હોપાત્રા જેવા કનિષ્ઠ જાતિમાં ઉત્પન્ન થયેલા જીવો પણ સાચી તૃષા લાગવાથી, સત્સંગથી પ્રાપ્ત થતા બ્રહ્માનંદરૂપી જળનું કંઠપર્યંત પાન કરીને તરી ગયા. પરમાર્થની સાચી તરસ લાગતાં જાતિ, રૂપ, ધન, વિદ્યા વગેરે કારણોની ચર્ચા કરવાનું ગમતું નથી. એકનાથ જેવા બ્રાહ્મણ પોતાના બ્રાહ્મણત્વનું અભિમાન નહોતા રાખતા, અને ચોખામેળા જેવા અતિ શુદ્ર પણ પોતાના 'હીનપણા'થી શરમાતા પણ નહોતા. જ્ઞાનેશ્વર કે એકનાથે 'બ્રાહ્મણસમાજ' સ્થાપ્યો

નહોતો; નામદેવ, તુકારામે 'પછાત જાતિઓના સંઘ' બનાવ્યા નહોતા ને રૈદાસ અથવા ચોખામેલાએ 'અસ્પૃશ્યોદ્ધારક મંડળ' પણ ઊભાં કર્યાં નહોતાં! એ સઘળી જાતિઓના મુમુક્ષુ જીવોને માટે—બધા મુમુક્ષુ જીવો માટે સૌ સંતોએ પોતાનાં કીર્તનો, ગ્રંથો અને અભંગોમાં પોતપોતાની વાણીનો ઉપયોગ કર્યો છે. અને સર્વત્ર એજ આશય પ્રગટ કર્યો છે કે 'યારે યારે લહાનથોર, ભલતે યાતી નારી અથવા નર' (આવો આવો, નાના મોટા સૌ આવો, કોઈપણ જાતિના હો, નર હો કે નારી હો—આવો, આવો;) તાત્પર્ય એજ કે વેદ, શાસ્ત્રપુરાણ અને સંતવચન જીવોના ઉદ્ધારને માટે નિર્માણ થયેલાં છે. અને જે કોઈનું મન ભગવાનને માટે તરફડતું હોય તેને માટે એમાંથીજ કોઇએક અથવા અનેક પ્રકારોનું અવલંબન આવશ્યક છે, કારણકે તેના વિના પરોક્ષ જ્ઞાન પામી શકાતું નથી. તુકારામે આમાંથી 'પુરાણો અને સંતવચનોનું' અવલંબન કર્યું અને તેનો સાર હૃદયમાં સંઘરી લીધો.'

## ૪–અધ્યયનના વિષયો—પુરાણ ને સંતવચનો

સંત તુકારામે વેદોનું અધ્યયન કર્યું નહોતું. "ઘોકાયા અક્ષર, મજ નાહીં અધિકાર" (અર્થાત્ અક્ષરો વાંચવાનો મને અધિકાર નથી.) આ એમણે પોતેજ ત્રણ વાર કહ્યું છે; પરંતુ તેમણે એમ નથી કહ્યું કે, બ્રાહ્મણોજ વેદના અધિકારી કેમ? અમો શૂદ્રોને આ અધિકાર શામાટે નહિ? તેથી તેમણે બ્રાહ્મણોની સાથે કદી કજિયો કર્યો નહોતો. તેમનું મન આવા નિરર્થક વાદ ઉપસ્થિત કરે તેવું ક્ષુદ્ર નહોતું. તેઓ જાણતા હતા કે બ્રાહ્મણોને વેદાધિકાર હોવા છતાં પણ બધા બ્રાહ્મણો વેદાધ્યયન કરતા નથી, અને જે કરે છે તે બધા સંસારસાગરથી મુક્ત થતા નથી અને થાય તોપણ શી હરકત છે! એથી કંઇ બીજાઓનું મુક્તિદ્વાર બંધ થઇ જતું નથી.

"स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्।

આ ભગવદ્વચન અનુસાર તેમને માટે મોક્ષનાં દ્વાર ખુલ્લાંજ છે. જેમને વેદોનો અધિકાર હતો, તેમાંથી બહુજ થોડા વેદોનું અધ્યયન કરનારા હતા, અને કોઈ વિરલાજ વેદાર્થ જાણીને અર્થરૂપને પ્રાપ્ત કરતા હતા! બાકી, વેદાર્થ અત્યંત ગહન છે, શાસ્ત્રો અપાર છે અને જીવન તો ઘણું ટુંકું છે. આવી સ્થિતિમાં વેદોનું રહસ્ય જો સુલભ—પુરાણ ગ્રંથોમાં તથા પ્રાકૃત ગ્રંથોમાં છે, તો પછી આ સુગમ માર્ગ છોડીને પોતાની સામે પીરસેલા ભોજનથી વિમુખ થઇને વિના કારણ હેરાનગતિ ઉઠાવવાની શી જરૂર છે? વળી સો વાતની એક વાત તો એ છે કે, જેના ચિત્તમાં સાચી લગની લાગી ગઈ તે સાધનોની જંજાળમાં પડતા નથી; જે સાધન સહજ, સમીપ અને સુલભ હોય, તેનું અવલંબન કરીને પોતાનું કાર્ય સાધી લે છે. આ પ્રમાણે તુકારામે પુરાણો અને સંતવચનોનેજ પોતાના અધ્યયન માટે પસંદ કર્યાં અને તેમના પ્રેમી સ્વભાવને આ પસંદગી ઉપયોગી હતી. અને એટલાથી પણ તેમનું કાર્ય પૂરૂં થયું. વેદોના અક્ષર તેમને કંઠસ્થ કરવાનો અધિકાર નહોતો તે છતાં પણ વેદોના અર્થ–અક્ષર પરબ્રહ્મ તેમને પ્રાપ્ત થયા હતા. આ પ્રમાણે શબ્દ વડે નહિ પરંતુ અર્થ વડે તેમણે વેદોનું અધ્યયન કર્યું અને એજ જરૂરી હતું.

## ૫–અધ્યયનની પદ્ધતિ

સંત તુકારામે પોતાના જીવનનાં થોડાંક વર્ષો ગ્રંથાધ્યયનમાં વ્યતીત કર્યાં એમાં સંદેહ નથી. તેમણે પોતાના આત્મચરિત્રવિષયક અભંગોમાં કહ્યું છેજ કે "વિશ્વાસ અને આદરપૂર્વક સંતોનાં વચનોનો પાઠ કર્યો;" "વાંચેલા શબ્દોનું જ્ઞાન બતાવું છું;" "જેવું ભણાવ્યું તેવું ભણવાનું મનુષ્ય જાણે છે;" વગેરે અભંગોમાં આજ વાત તેમણે કહેલી છે. બીજાઓને ઉપદેશ કરતાં કરતાં પણ તેમના મુખમાંથી આવાજ પ્રકારના ઉદ્ગાર નીકળ્યા છે કે "વેદો ભણીને હરિગુણ ગાઓ" "ગ્રંથો વાંચીને કીર્તન કરો!"

જે ગ્રંથો એમણે વાંચ્યા તે વિશ્વાસ અને આદરપૂર્વક વાંચ્યા હતા. ગ્રંથકર્તા પ્રત્યે આદરભાવ રાખીને તથા તેમના દ્વારા ચર્ચાયેલા સિદ્ધાંતો અને કહેલી સંતકથાઓ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને તુકારામે એ ગ્રંથો વાંચ્યા, એ તેમણે પોતેજ કહ્યું છે. તેમના પિતાએ તેમને જમા–ખર્ચ, બાકી–રોકડ, ચોપડામાં લખવા જેવા હિસાબ-કિતાબનું જ્ઞાન તો આપ્યુ હતું, પરંતુ જ્યારે તેમને પરમાર્થની ભૂખ લાગી, ત્યારે તેમણે પરમાર્થના ગ્રંથોને ખૂબ આસ્થાપૂર્વક જોયા હતા. પ્રપંચમાં ઉપયોગ લાગે તેવી વિદ્યા જીવનને સફળ કરાવનારી વિદ્યા નથી. આ બોધ જ્યારે તેમને થયો ત્યારે તેઓ પરમાર્થના ગ્રંથ જોવા લાગ્યા. ભગવાનને માટે અક્ષરોને વળગી ઘણી મગજમારી કરી. પ્રપંચનું મિથ્યાત્વ પ્રતીત થતાં વૈરાગ્ય દૃઢ થયો અને ત્યારે ભગવત્પ્રાપ્તિને માટે પ્રાણ વ્યાકુળ થઇ ઉઠયા. એટલે—

'માગી ભક્ત કોણે રીતી, જાણોનિ પાવલે ભગવદ્ભકતી.
જીવેં ભાવેં ત્યા વિવરી મુકતી, જિજ્ઞાસુ નિશ્ચતી યા નાંવ.

(નાથ ભાગવત ૧૯–૨૭૪)

અર્થાત્ "પૂર્વના ભકતો કયે પ્રકારે ભગવદ્ભક્તિ પામ્યા એ જાણીને તન–મન–પ્રાણથી એ સાધનોનો જે વિચાર કરે છે, તેનેજ જિજ્ઞાસુ કહે છે."

આજ પ્રમાણે તુકારામે પહેલાંના ભકતો કયાં સાધનોથી ભગવાનના વહાલા થયા તેનો વિચાર કરવા લાગ્યા અને આ વિચાર ગ્રંથોમાંજ હોવાથી તેમને ગ્રંથોનું અવલોકન કરવું પડયું. પહેલાંના ભકતોની કથાઓ જાણીને તેમનું અનુકરણ કરવા માટે તેમણે પુરાણો અને સંતવચનોનો પરિચય કર્યો. સંતોનાં વચનો જોતાં જોતાં તેમનું મનન થવા લાગ્યુ. મનનથી અનાયાસે પાઠાન્તર થયુ. મનન કરતાં કરતાં અક્ષરો મુખસ્થ થઇ ગયા. તેઓજ કહે છે કે "કેવળ શબ્દો કંઠસ્થ કરવાથી શું થશે! અર્થ જુઓ, અર્થરૂપ થઇને રહો." એકનાથ પણ કહે છે કે—

શબ્દ સાંડનિયાં માગેં શબ્દાર્થી માજી રીગે,
જેં જેં પરિસતુ તેં તેં હોય અંગે વિકલ્પ ત્યાગેં વિનીતુ.
(નાથ ભાગવત, ૭–૩૫૯)

અર્થાત્ "શબ્દને પાછળ મૂકી દો અને શબ્દના અર્થમાં પ્રવેશ કરો. જે જે કંઇ સાંભળો તે વિનીત થઇને સંકલ્પ-વિકલ્પોનો ત્યાગ કરીને સાંભળો—તેમાં તન્મય થઇ જાઓ."

જેને જેની ઇચ્છા હોય છે, તેને તે જ્યાં પણ મળે ત્યાંથી શોધી કાઢે છે. તુકારામને ભગવાનની ઇચ્છા હતી, તેમનીજ ધૂન હતી, તેથી દેવતાઓ અને ભગવાનનો પરિચય કરાવનારા દેવતુલ્ય સંતજનોની કથાઓ જે ગ્રંથોમાં હતી તેજ ગ્રંથો તેમને પ્રિય લાગ્યા અને એ ગ્રંથોમાંથી ખાસ કરીને એવાંજ વચનો તેમને કંઠસ્થ થઇ ગયાં કે જે હરિપ્રેમ વધારનારાં છેઃ—

કરૂં તેસેં પાઠાંતર, કરુણાકર ભાષણ. ૧
જીહીં કેલા મૂર્તિમંત, ઐસા સંતપ્રસાદ. ધ્રુ.
સોજ્જ્વલ કેલ્યા વાટા, આઇત્યા નીટા માગિલ્યા. ૨
તુકા મ્હણે ઘેઊં ધાંવા, કરૂં હાવા તે જોડી. ૩

અર્થાત્ "સંતોનાં એવાં વચનોનો પાઠ કરવો કે જેમાં કરુણા-પ્રાર્થના હોય-જે સંતોએ ભગવાનને સગુણ સાકાર થવાને વિવશ કર્યા એવા સંતોનાં વચન તેમનો પ્રસાદજ છે. એ સંતોએ પહેલાંના સંતોનો માર્ગ ઝાડી ઝૂડીને સાફ કરેલો છે. એ માર્ગ પ્રાચીનજ છે, પરંતુ એ સંતોએ તે તે માર્ગોને વળી વધુ સુગમ કરી દીધા છે. હવે જલદી કરો, ભગવાનને પોકારો અને તેમનાં ચરણયુગલને પ્રાપ્ત કરો."

આ અભંગને વિશેષ વિચારીશું તો તુકારામના મનનો ભાવ સ્પષ્ટ જણાઇ આવશે. પરમાર્થવિષયક હજારો ગ્રંથો સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓમાં હતા, પરંતુ તે બધામાં તેમને એજ ગ્રંથો પ્રિય હતા, કે જેમાં 'કરુણાજનક ભાષણ-વચનો' હતાં—અર્થાત્ જેમાં ભગવાનની કરુણા-

પ્રાર્થના હતી, ભગવાન અને ભક્તનો પ્રેમ જેમાં વ્યક્ત થયો હતો—જે પ્રેમ ભગવાનની આશિષ મેળવવામાં સહાયક હતો. કેવળ શાસ્ત્રીય પ્રક્રિયાના વિધિ બતાવનારા શાસ્ત્રના ગ્રંથો તેમને ગમતા નહોતા. 'કરુણાકર ભાષણ' પણ નવા જૂના અનેક કવિઓનાં કાવ્યોમાં ગુંથાયેલાં જણાશે, પરંતુ માત્ર એટલાથીજ તેમને સંતોષ થતો નહોતો. તેમને તો એવા સગુણ ભક્તોનાં 'કરુણાજનક ભાષણો—વચનો' નો પાઠ કરવો હતો, કે જેમણે ભગવાનને 'મૂર્તિમાન' કર્યા હોય—અર્થાત્ જેમને સગુણ સાક્ષાત્કાર થયો હોય, જેમણે ભગવાનને પ્રત્યક્ષ જોયા હોય, ભગવાન સાથે જેમણે પ્રેમાલાપ કર્યો હોય. એ સગુણ ભક્તોનાં 'કરુણાકર ભાષણો'નો પાઠ કરવાનો હેતુ પણ તુકારામે ઉપરોક્ત અભંગના ચોથા ચરણમાં બતાવ્યો છે. એ સંતોને જે લાભ થયો—અર્થાત્ ભગવાનને 'મૂર્તિમાન' કરીને જે પ્રેમસુખ તેમણે પ્રાપ્ત કર્યું, તેજ પ્રેમસુખ તુકારામ ઇચ્છતા હતા. અને તેમનું ઉત્સાહબળ એટલું દિવ્ય હતું કે તેઓ એમ સમજતા હતા કે 'ભગવાનને પોકારીને' અમે તેને પ્રાપ્ત કરી લઇશું. જે સંતોને ભગવાનનો સગુણ સાક્ષાત્કાર થયો તેમનાંજ વચનોનો પાઠ કરવાનો હેતુ તુકારામે આ પ્રમાણે બતાવ્યો છે. પરંતુ તુકારામ સંતો પણ એવાજ શોધતા કે જેઓ પૂર્વપરંપરાને વળગીને ચાલ્યા હોય. કોઈ નવો ધર્મપંથ ચલાવનારા, નવો સંપ્રદાય પ્રવર્તાવનારા, કોઇ નવી હીલચાલ શરૂ કરનારા મહાત્માને તેઓ ઇચ્છતા નહોતા. ધર્મક્રાંતિ અથવા અરાજકતા તેમને પ્રિય નહોતી. પહેલાંથીજ જે માર્ગ ચાલ્યો આવે છે, પરંતુ વચમાં કાળવશાત્ જે લુપ્ત કે દુર્ગમ થઇ ગયો છે, તેને ફરીથી સ્વચ્છ અને સુગમ બનાવનાર મહાત્માઓનાંજ વચન તેમને પ્રિય હતાં. 'આમ્હી (હું) વૈકુંઠવાસી' એ અભંગમાં તુકારામે પોતાના અવતારનું પ્રયોજન બતાવ્યું છે. તેમાં પણ એમ કહેવામાં આવ્યું છે કે પ્રાચીનકાળમાં 'ઋષિઓ જે કંઈ કહી ગયા છે' તેનેજ 'સત્ય ભાવથી વર્તવા માટે' અમે આવ્યા છીએ

અને 'સંતોના માર્ગ સાફસૂફ કરીને સ્વચ્છ કરીશું.' એજ અમારૂં કામ છે.

પુંઢિલાંચે સોચી માઝયા મના ચાલી',
માતેચી' આણિલી નાહીં બુદ્ધિ.

અર્થાત્ 'પૂર્વના સંતોને માર્ગે ચાલવું, એજ મારી મનઃપ્રવૃત્તિ છે, મેં મારી પોતાની બુદ્ધિથી કોઈ નવો મત ગ્રહણ કર્યો નથી.' તુકારામ કહે છે કે 'મારો વ્યવહાર સાક્ષીનો છે.' તુકાજીએ બાલક્રીડાના જે અભંગો રચ્યા તેમાં તેમણે એજ કહ્યું છે કે 'શિષ્ટ-સજ્જનોને બળ-ભરોસે ગીત ગાઈશ.' બીજી એક જગાએ તુકારામ કહે છે કે 'મારી વાણી તો મૂર્ખનો બકવાદ છે, બાળકની તોતડી વાતો છે.' આ પ્રમાણે પોતાને કવિત્વહીન બતાવતા હોવા છતાં એમ પણ બતાવે છે કે 'આપ સંતજનોનું ઉચ્છિષ્ટ સેવન કરીને, આપનો આશ્રય પામીનેજ મારા મુખમાંથી પ્રાસાદિક વાણી નીકળી છે. (આધારેં વદલી પ્રસાદાચી વાણી, ઉચ્છિષ્ટ સેવની તુમચિયા.) તુકાજીએ ફરી પણ ભગવાનને એજ પ્રાર્થના કરી છે કે 'સંત ગેલે તયા ઠાયા, દેવરાયા પાવવી' (પૂર્વના સંત જ્યાં પહોંચ્યા, ત્યાં હે ભગવન્ ! મને પહોંચાડો.)

તાત્પર્ય કે, પૂર્વપરંપરાને અનુસરીને ચાલનારા તથા ભગવાનનો સાક્ષાત્કાર પામેલા સંતોનાંજ વચનોનો પાઠ તુકારામ કરતા હતા. અને એ સંતોને જે ભગવદ્દર્શન થયાં તેજ દર્શનની તુકારામને ઇચ્છા હતી. એવા સંત કોણ કોણ હતા અને કયા કયા ગ્રંથો તુકારામને પ્રિય થયા, એ વિષે પ્રસંગોપાત આપોઆપજ આગળ આવશે. પુરાણ-ગ્રંથો અને સાધુ-સંતોના ગ્રંથોનોજ આધાર તુકાજીએ લીધો અને તેનો સાર પોતાના હૃદયમાં સંઘરી લીધો.

બૃહદારણ્યકમાં કહ્યું છે કે, 'શબ્દોનું બહુ અધ્યયન ન કરવું. કારણ કે એ વાણીને નકામી થકવવા જેવું છે.' ગ્રંથોના સિદ્ધાંત ધ્યાનમાં આવી ગયા પછી ગ્રંથોનું પ્રયો-જન રહેતું નથી. ગ્રંથોના સિદ્ધાંત જ્યાં જણાયા અને લગ-

ની લાગે એટલે મહાત્માઓના અનુભવ મને પણ પ્રાપ્ત થાય, હું પણ આત્યંતિક સુખનો અધિકારી બનું અને તેને માટે જીવ જ્યાં તરફડવા લાગે, ત્યાં ગ્રંથાધ્યયન ધીરે ધીરે ઓછું થવાજ લાગે છે. અને અંતરંગ અભ્યાસ ત્યારે શરૂ થાય છે. પાછલી અવસ્થામાં તુકારામે કહ્યું છે કે–

> પાહીં ગ્રંથ તરી આયુષ્ય નાહીં હાતીં,
> નાહીં ઐસી મતી અર્થ કળે. ૧
> હોઇલ તેં હો યા વિઠોબાચ્યા નાંવેં,
> અર્પીલેં તેં ભાવેં જીવીં ધરૂં. ૨

અર્થાત્ 'બધા ગ્રંથો જોવા ઇચ્છીએ તો આયુષ્ય પોતાના હાથમાં નથી. એટલી બુદ્ધિ પણ નથી કે અર્થ પણ સમજાય. તેથી વિઠોબાના નામ ઉપર જે કંઈ થાય તેજ થાય; જે કંઈ (જ્ઞાન) મળશે, તેને ભાવપૂર્વક જીવમાં ધારણ કરી રાખીશ. ગ્રંથના સારરૂપ હરિને જ્યારે ચિત્ત ગ્રહણ કરે છે, ત્યારેજ ગ્રંથનું કાર્ય સમાપ્ત થાય છે. અસ્તુ. તુકાજીએ કયા કયા ગ્રંથો જોયા, કયા સંતોનાં વચનો વાંચ્યાં અથવા વાંચેલા ગ્રંથોમાંથી શો સાર ગ્રહણ કર્યો, તે હવે જોઇએ.

## ૬–મહીપતિ બાવાના ઉદ્ગાર

તુકારામના ગ્રંથાધ્યયનનું વર્ણન મહીપતિ બુવાએ પોતાના 'ભક્તલીલામૃત' (અધ્યાય ૩૦)માં પોતાની પ્રેમ-પરા-વાણીથી આ પ્રમાણે આપ્યું છે–

"નામદેવના અભંગોનો નિત્યપાઠ કરતાંકરતાં (તુકારામ) નાચતા–ગાતા હતા, એકાદશીનું વ્રત કરીને સંતોની સાથે જાગરણ કરતા હતા. તેમણે અન્ય સંતોના પણ ગ્રંથ જોયા હતા. સુવિખ્યાત મુસલીમ ભક્ત કબીરનાં વચનામૃતનું અતિ પ્રેમપૂર્વક પાન કરતા હતા. શ્રીજ્ઞાનેશ્વરે પણ પોતાના શ્રીમુખેથી જે મહાન્ અધ્યાત્મ ગ્રંથ કહ્યો હતો તેની શુદ્ધ પ્રત આ વૈષ્ણવ વીરે પ્રાપ્ત કરી અને તેનું અધ્યયન કર્યું. શ્રીવિષ્ણુના અવતારરૂપ એકનાથે, ભાગવત ઉપર જે ટીકા કરી છે, તેનો પણ શુદ્ધ ગ્રંથ તેમણે અતિપ્રયાસથી પ્રાપ્ત

કર્યો. આ ગ્રંથનું મનન કરવા માટે તુકારામ ભંડારા પર્વત ઉપર એકાંત સ્થાનમાં જઈને બેસતા હતા. પૂર્વાભ્યાસમાં તુકાજીના સહાયક કૈવલ્યદાતા ભગવાન પોતે હતા. પર્વત ઉપર એકાંતમાં ગ્રંથનું પારાયણ કરીને હવે તેઓ અર્થના અન્વય ધ્યાનમાં લાવતા હતા. ગ્રંથનાં વચનો યાદ રાખવાં અને કંઠસ્થ કરવામાં તુકારામને ખાસ પરિશ્રમ નહોતો કરવો પડયો. રાતદિવસ મનન કરતા તેથી અક્ષરો કંઠસ્થ થઇ જતા હતા. એકનાથ મહારાજનાં પ્રાસાદિક વચનોથી ભરેલા ભાવાર્થ રામાયણનું પણ તેઓ પ્રેમપૂર્વક પારાયણ કરતા હતા. શ્રીમદ્ભાગવતની સરસ કથાઓ તેમણે વાંચી અને કોઈક મહાપુરુષને મુખેથી સાંભળી પણ ખરી. શ્રી-હરિની લીલા ખાસ પ્રયત્નપૂર્વક જોઇ-સાંભળી, શ્રીજ્ઞાને-શ્વરના યોગવાસિષ્ઠ અને અમૃતાનુભવ ગ્રંથોનું મનન કરીને અર્થની શોધ કરી અને પુરાણો પણ ઘણાં સાંભળ્યાં.

મહીપતિ બુવાએ જે ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે, તેમને તુકારામે 'એકાંતમાં બેસીને જોયા અને તેમના અર્થ તેમણે શોધ્યા' એ વાતમાં કંઈજ શંકા નથી. નામદેવના અભંગનો 'પાઠ કરતાં કરતાં તેઓ નાચ્યા કરતા હતા' એ તો સ્પષ્ટજ છે. સર્વપ્રથમ નામદેવનાજ અભંગોનો પાઠ અને મનન કર્યાં. કબીરના દોહા તેમણે 'બહુ પ્રેમથી વાંચ્યા' એ વાત તુકાજીએ પોતે પણ એવાજ દોહા રચ્યા છે એથી પણ સ્પષ્ટ થાય છે. જ્ઞાનેશ્વરના ગ્રંથોની શુદ્ધ પ્રતો તેમણે પ્રાપ્ત કરી હતી એવું મહીપતિ બુવાનું કથન બહુ મહત્ત્વનું છે. જ્ઞાનેશ્વરની જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ અને યોગવાસિષ્ઠ, એ ત્રણ ગ્રંથોનું તેમણે 'મનન' કર્યું અને અર્થની શોધ કરી. મહીપતિ બુવાએ આજ પ્રસંગ વિષે આગળ ચાલતાં કહ્યું છે કે 'હરિપાઠના શ્રેષ્ઠ અભંગ જે શ્રી-જ્ઞાનેશ્વરે સ્વમુખે કહ્યા હતા, તે અભંગો વૈષ્ણવ વીર તુકા-રામ પ્રેમ અને આદરપૂર્વક ગાયા કરતા હતા.' અર્થાત્ જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ, યોગવાસિષ્ઠ અને હરિપાઠના અ-ભંગ, જ્ઞાનેશ્વર મહારાજના આ ચાર ગ્રંથોનું તુકારામે

મનનપૂર્વક અધ્યયન કર્યું હતું. હવે રહી એકનાથ મહારાજની વાત. નાથ ભાગવતનો શુદ્ધ ગ્રંથ તેમણે અતિ પ્રયાસથી મેળવ્યો અને ભંડારા પર્વત ઉપર નિર્જન સ્થાનમાં બેસીને એ ગ્રંથોનું પારાયણ કર્યું. એક નાથના 'ભાવાર્થ-રામાયણ'નું પણ તેમણે પ્રેમપૂર્વક પારાયણ કર્યું હતું. ભાગવતની સરસ કથાઓ વાંચી, કોઈ મહાપુરુષે વર્ણવેલી કથાઓ પણ શ્રીકૃષ્ણલીલા પ્રેમાર્થ 'પ્રયત્ન'પૂર્વક સાંભળી. મહીપતિ બુવાએ તુકારામના અધ્યયનનું આ જે શ્રેષ્ઠ વર્ણન કર્યું છે તે યથાર્થ છે. બુવાની શોધક બુદ્ધિ અને માર્મિકતા જોઈને સાશ્ચર્ય આનંદ થાય છે. તુકારામના ગ્રંથાધ્યયન સંબંધે મહીપતિ બુવાએ જે કંઈ લખ્યું છે, તેનું સમર્થન કરવા માટે તુકારામના અભંગોમાંજ કોઈ અંતઃપ્રમાણ હવે જોઈએ. નામદેવ, કબીર, જ્ઞાનેશ્વર અને એકનાથના ગ્રંથોનો તો તુકાજીએ આસ્થાપૂર્વક અભ્યાસ કર્યો હતો, પરંતુ બીજું પણ તેમણે શું શું વાંચ્યું હતું તે પણ આપણે ક્રમે ક્રમે જોઈએ. મારા વિચાર પ્રમાણે તુકાજી મૂળ સંસ્કૃત ભાગવત અને ગીતા, પ્રાકૃત ટીકાઓની મદદ વિના પોતાની મેળેજ સમજી શકતા હતા. અને કેટલાંયે સંસ્કૃત સ્તોત્ર, સુભાષિતો, ભર્તૃહરિનાં નીતિ ને વૈરાગ્યશતક વગેરે ગ્રંથો પણ તેમણે જોયા હતા. તાત્પર્ય એજ કે, તુકારામ બહુશ્રુત હતા અને તેમના અભંગોથી એ અનુમાન થાય છે કે, તેઓ સંસ્કૃત પણ સામાન્ય રીતે સારૂ જાણતા હતા.

## ૭–ભાગવતધર્મના મુખ્ય ગ્રંથ—ગીતા ને ભાગવત

તુકારામ ભાગવત ધર્મના વિદ્યાલયમાં દાખલ થયા એ અગાઉ કહી ચૂકયા છીએ. પાછલા અધ્યાયમાં તેમણે ભાગવત ધર્મના આચાર સ્વીકારી લીધા એ પણ બતાવી ચૂકયા છીએ. હવે જે ગ્રંથોમાં ભાગવત ધર્મનાં તત્ત્વોનું પ્રતિપાદન કર્યું હોય તે ગ્રંથોનું અધ્યયન પણ સંપ્રદાયની સાથે આપોઆપજ પ્રાપ્ત થાય છે. ભાગવત ધર્મના મુખ્ય ગ્રંથ બે છે—ગીતા અને ભાગવત. વેદશાસ્ત્રોનું સંપૂર્ણ

રહસ્ય ગીતાજીમાં સંગ્રહેલું છે ને ગીતાના વક્તા શ્રીકૃષ્ણચંદ્રનું ચરિત્ર ભાગવતમાં વર્ણવેલું છે. શ્રીકૃષ્ણના જ્ઞાનાધિકારી ભક્ત બે છે, એક તો અર્જુન અને બીજા ઉદ્ધવ. ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને ગીતામાં અને ઉદ્ધવને શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધમાં ભાગવતધર્મનું રહસ્ય બતાવ્યું છે. તેનેજ મરાઠીમાં યથાક્રમે શ્રીજ્ઞાનેશ્વર અને એકનાથે વર્ણવ્યું છે. ભાગવતધર્મના ગીતા અને ભાગવત એ મુખ્ય આધારસ્થંભ છે તેમજ તેમાં પૂર્ણ એકવાક્યતા છે. બન્ને ગ્રંથોનું શિક્ષણ એકજ છે. બન્નેનો એજ એક ઉપદેશ છે કે, સર્વ કર્મ કૃષ્ણાર્પણ બુદ્ધિથી કરીને હરિભક્તિ દ્વારા પોતે તરી જવું અને બીજાઓને પણ તારવા. કેટલાક વિદ્વાનોનું કહેવું છે કે, ગીતા પ્રવૃત્તિપરક છે અને ભાગવત નિવૃત્તિપરક છે; પરંતુ યથાર્થમાં બન્ને ગ્રંથ પ્રવૃત્તિ-નિવૃત્તિનો પડદો ભેદનારા ગ્રંથો છે. બન્ને ગ્રંથોમાં જ્ઞાન અને ભક્તિનું મધુર મિલન થયું છે.

**ગીતા-ભાગવત કરિતી શ્રવણ આણિક ચિંતન વિઠોબાચેં,**
**તુકા મ્હણે મજ ઘડો ત્યાંચી સેવા, તરી માઝ્યા દૈવા પાર નાહીં.**

અર્થાત્ તુકારામ કહે છે કે, જે ગીતા અને ભાગવતનું શ્રવણ કરે છે અને શ્રીહરિનું ચિંતન કરે છે, તેની સેવાનો અવસર મને મળે તો તો મારા સદ્ભાગ્યની સીમા નહિ રહે." 'પાંડુરંગા કરું પ્રથમ નમના' વાળા ઓવીરૂપ સો ચરણોવાળા અભંગમાં ભાગવતનો સ્વતંત્ર ઉલ્લેખ પણ કર્યો છે—

"ત્યાંચીંચ ઉચ્છિષ્ટેં બોલતોં ઉત્તરેં,
સાંગિતલેં ખરેં વ્યાસાદિકીં. ૫૧
વ્યાસેં સાંગિતલેં ભક્તિ હેંચિ સાર,
ભવસિંધુ પાર તરાવયા. ૫૨
તરાવયા જના કેલેં ભાગવત,
ગોવળે ગોપીભક્ત માતા પિતા." ૫૩

અર્થાત્ જે કંઈ સત્ય છે, તે વ્યાસ વગેરેએ બતાવી દીધેલું છે. હું તેમનુંજ ઉચ્છિષ્ટ મારી વાણી વડે કહું છું.

વ્યાસે કહ્યું છે કે ભવસિંધુને પાર જવા માટે ભક્તિ એજ મુખ્ય સાધન છે. મનુષ્યોના ઉદ્ધારને માટેજ ભાગવત ધર્મ નિર્માણ કર્યો—"

તુકારામના કથન પ્રમાણે ગીતા ને ભાગવતની 'ભક્તિ એજ સાર' છે. ગીતા અને ભાગવતનો તેમને કેટલો ઉંડો પરિચય હતો, એ હવે જોઇએ.

## ૮–ગીતાધ્યયન

મૂળ ગીતાનો તુકારામ હમેશાં નિત્યપાઠ કરતા હતા અને આથી તેમના અભંગો ઉપર જ્યાં ત્યાં ગીતાની છાયા પડેલી સ્પષ્ટ જણાઇ આવે છે. થોડાંક ઉદાહરણ આ નીચે આપીએ છીએ—

ગીતા—निर्दोषं हि समं ब्रह्म ॥

અભંગ—બ્રહ્મસર્વગત સદા સમજેથેં આન નાહીં વિષમ.

ગીતા—अन्तकाले च मामेव स्मरन् ॥

અભંગ—અંતકાળીં જ્યાચ્યા નામ આલે મુખી,
તુકા મ્હણે સુખા પાર નાહીં.

અર્થાત્ "અંતકાળે જેના મુખમાં નામ આવી ગયું તેના સુખનો કોઇ પાર નથી."

ગીતા—पद्मपत्रमिवाम्भसा ॥

અભંગ—મગ મી વ્યવહારીં અસે ન વર્તત,
જૈસેં જલાઆંત પદ્મપત્ર.

અર્થાત્ "વ્યવહારમાં હું જળમાં જેમ કમળપત્ર રહે છે, તેમજ રહું છું."

ગીતા—' द्वाविमौ पुरुषौ लोके ' અને ' उत्तमः पुरुषस्त्वन्यः '

અભંગ—ક્ષરા અક્ષરા વેગળા, તુકા રાહિલા સોવળા.

અર્થાત્ "ક્ષર અક્ષરથી જુદો તે વીતરાગ છે."

गीता—ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।

અભંગ—જરી માગોં પદ ઇંદ્રાચેં,
તરી શાશ્વત નાહીં ત્યાચેં.
સ્વર્ગ ભોગ માગૂં પૂર્ણ,
પુણ્ય સરલ્યા માગુતી યેણેં.

"જો ઇંદ્રનું પદ માગું તો તે શાશ્વત નથી, પૂર્ણસ્વર્ગ-ભોગ માગું તો પુણ્ય સમાપ્ત થતાં પાછા ફરવું પડશે."

'यावानर्थ उदपाने' (ગીતા ૨-૪૬) આ શ્લોકનો ભાવાર્થ તુકારામે જ્ઞાનેશ્વરીને અનુરૂપ આ પ્રમાણે કર્યો છે–

ત્યાંની ગંગેચિયા અંતાવીણ કાય ચાડ,
આપલેં તેં કોડ તૃષેપાશીં.

અર્થાત્ "ગંગાનો અંત પ્રાપ્ત કર્યા વિના મારૂં કયું કામ અટકી રહ્યું છે? મારી મતલબ તો તરસ છીપાવવા સાથેજ છે."

'ॐ तत्सदिति निर्देशः' નો અર્થ તુકારામ આ પ્રમાણે બતાવે છે—

ૐ તત્સત્ ઇતિ સૂત્રાચેં સાર, કૃપેચા સાગર પાંડુરંગ. ૧

(ૐ તત્સત્ એ સૂત્રનો સાર, કૃપાસાગર પાંડુરંગ છે.)

गीता—कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥

અભંગ—ત્યાગેં ભોગ માઝ્યા યેતાલ અંતરા,
મગ મી દાતારા કાય કરૂં.

અર્થાત્ "એવા ત્યાગથી મારા અંતરમાં ભોગ આવી જશે, ત્યારે હું શું કરીશ!"

गीता—उद्धरेदात्मनात्मानम् ।

અભંગ—આપણચિ તારી આપણચિ મારી,
આપણ ઉદ્ધરી આપણયા.

અર્થાત્ "પોતેજ તારનાર છો, પોતેજ મારનાર છો અને પોતેજ પોતાનો ઉદ્ધાર કરનાર છો."

ગીતા—वासांसि जीर्णानि यथाविहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

અભંગ—જીવ ન દેખે મરણ, ધરી નવી સાડી જીર્ણ.

અર્થાત્ "જીવ મરણ નથી જોતો. જૂનાનો ત્યાગ કરી તે નવીનને ધારણ કરે છે."

ગીતા—अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः॥

અભંગ—ન ન્હાવીં તીં જાલીં કર્મે નરનારી,
અનુતાપેં હરી સ્મરતાં મુક્ત.

અર્થાત્ "જેના હાથ વડે કદી ન થયેલાં એવાં કાર્યો થયાં તે નર હો કે નારી, પરંતુ તે અનુતાપપૂર્વક હરિનું સ્મરણ કરીને મુક્ત થાય છે."

ગીતા—अनन्याश्चिन्तयन्तो मां × × ×
× × × योगक्षेमं वहाम्यहम् ॥

અભંગ—સાસારીંચે વોઝેં વાહતા વાહવિતા,
તુજ વિણ અનંતા તાહીં કોણી. ૧
ગીતે માઝી શબ્દ દુંદુભીચા ગાજે,
યોગ ક્ષેમ કાજ કરણેં ત્યાચેં. ૩

અર્થાત્ "સંસારનો બોજો ઉપાડનાર અને ઉપડાવનાર હે અનંત! તારા વિના કોઇ નથી. ગીતામાં દુંદુભીનાદ નિનાદિત થઇ રહ્યો છે કે, યોગક્ષેમ ચલાવવાનું કામ તેનુંજ છે." અસ્તુ.

આ ઉદાહરણો પરથી જણાશે કે, તુકારામને ગીતાનું કેટલું ઊંડું જ્ઞાન હતું. તેમની પાસે જે કોઇ પરમાર્થવિષયક ઉપદેશ સાંભળવા આવતું, તેને તેઓ ગીતાની પોથી આપતા અને કહેતા કે, ગીતા અને વિષ્ણુ-

સહસ્રનામનો પાઠ કરતા રહો. તેમણે પોતાના જમાઇ અને શિષ્ય માલજી ગાડે ચેલવાડીકરને ગીતાનો પાઠ કરવાનું કહ્યું હતું. બહિણાબાઈને તેમણે સ્વપ્ન આપ્યું હતું કે 'રામકૃષ્ણ હરિ' મંત્રનો જપ કરો અને તેજ સમયે ગીતાની પોથી તેમના હાથમાં આપી, તથા કહ્યું કે આનો નિત્ય પાઠ કરતા રહો. આ વાત બહિણાબાઇએ પોતાના અભંગમાં કહી છે. તાત્પર્ય કે, તુકારામ ગીતાનો નિત્ય-પાઠ કરતા હતા અને ગીતાની નકલો પોતે લખીને અથવા શિષ્યો પાસે લખાવીને પોતાની પાસે રાખતા હતા. આ પ્રતો જિજ્ઞાસુઓને આપવાના કામમાં આવતી અને એમ પણ હોય કે, ગીતાની આવી પ્રતો લખી લખીને લોકો તેમને અર્પણ કરતા હોય. આ પ્રમાણે તુકારામ પોતે હમેશાં ગીતાનો પાઠ કરતા અને તે પ્રમાણે બીજાઓ પાસે પણ કરાવતા હતા.

## ૯–ભાગવતનો પરિચય

ગીતાની માફક તેમણે મૂળ ભાગવત પણ સારી રીતે વાંચ્યું હતું. ગીતાનું વાચન એ જ્ઞાનેશ્વરીના વાચન જેવું છે અને ભાગવત એ એકનાથી ભાગવતના જેવું છે. આવી સાંપ્રદાયિક પરિપાટી હોવા છતાં પણ તુકારામે મૂળ ગીતા અને મૂળ ભાગવતનું બરાબર નિરીક્ષણ કર્યું હતું તેમાં કોઇ સંદેહ નથી. તુકારામના અભંગોમાં કે સૌ સંતોની કવિતાઓમાં જે પ્રહ્‌લાદ, ધ્રુવ, ગજેન્દ્ર, અજામિલ, અંબરીષ, ઉદ્ધવ, સુદામા, ગોપી, ઋષિપત્ની વગેરે ભક્ત અને ભક્તપત્નીઓનાં વારંવાર નામ આવે છે, તેમની કથાઓ ભાગવત પુરાણમાંજ છે. ધ્રુવાખ્યાન ભાગવતના ચોથા સ્કંધમાં (અ. ૮–૯) છે, જડભરતની કથા પાંચમા સ્કંધમાં (અ. ૯–૧૦–૧૧), અજામિલની કથા છઠ્ઠા સ્કંધમાં (અ. ૧–૨–૩), પ્રહ્‌લાદચરિત્ર સાતમા સ્કંધમાં (અ. ૨–૩), અંબરીષનું આખ્યાન નવમસ્કંધમાં (અ. ૪–૫) અને દશમ સ્કંધમાં સંપૂર્ણ શ્રીકૃષ્ણચરિત્ર છે. જગતના સર્વ ગ્રંથોમાં

ભક્તિના સુખ-સમુદ્રસ્વરૂપ શ્રીમદ્ભાગવત ગ્રંથ અત્યંત મધુર છે. તેમાં પણ દશમ સ્કંધ મધુરતર અને તેમાં વળી શ્રીકૃષ્ણની બાળલીલાઓ મધુરતમ છે. શ્રીકૃષ્ણની બાળલીલાઓના સંબંધમાં આગળ વિસ્તારપૂર્વક વર્ણન આવશે એટલે અહીં કલમને અટકાવીએ છીએ. અન્ય સંતોની પેઠે તુકાજીને ભાગવતમાંથી પ્રેરણા મળી હતી. એકાદશ સ્કંધ ઉપર એકનાથ મહારાજનું ભાષ્ય છે અને બારમા સ્કંધમાં કલિસંતારક નામસંકીર્તનનો મહિમા વર્ણવેલો છે. શ્રીમદ્ભાગવત ભાગવતધર્મનો વેદ છે. શ્રીજ્ઞાનેશ્વર મહારાજે વ્યાસદેવનાં પગલાં શોધતાં શોધતાં ને ભાષ્યકાર (શ્રીમત શંકરાચાર્ય)ને માર્ગ પૂછતાં પૂછતાં ગીતાના રહસ્યનું સ્પષ્ટ વર્ણન કર્યું છે, તેમ છતાં જ્ઞાનેશ્વરી ઉપર ભાગવતનીજ છાપ વધારે પડેલી છે. ભારતવર્ષમાં શ્રીકૃષ્ણભક્તિનો પ્રચાર મુખ્યત્વે ભાગવતથીજ થયો છે. ભાગવત ગ્રંથ તુકારામે અનેક વાર સંપૂર્ણ સાંભળ્યો, વાંચ્યો ને પોતાની ભાષામાં ઉતાર્યો છે. ભાગવતના અનેક શ્લોક તેમને કંઠસ્થ થઇ ગયા હતા, તેમાંનું રહસ્ય તેમના હૃદયમાં ઉતર્યું હતું અને એટલે તેમની ભક્તકથાઓ તેમની ભક્તિની પ્રકાશક બની. આ વિષયમાં કોઇને કંઈ સંદેહ ન રહી જાય, તેથી અંતઃપ્રમાણો દ્વારા જોઇએ કે, તુકારામના વિચાર અને વાણી ઉપર ભાગવતનો કેટલો ઉંડો પ્રભાવ પડયો હતો—

(૧) ચોથા સ્કંધ (અ. ૮)માં નારદજીએ ધ્રુવને ભગવત્સ્વરૂપનું ધ્યાન દર્શાવ્યું છે. તેજ પ્રમાણે ભાગવતમાં અન્યત્ર શ્રીમહાવિષ્ણુનું વર્ણન છે. દશમસ્કંધમાં શ્રીકૃષ્ણના રૂપનું વર્ણન પણ એવુંજ છે. તુકારામે પંઢરપુરનિવાસી શ્રીવિઠ્ઠલનું જે રૂપવર્ણન કર્યું છે, તે ભાગવતના રૂપવર્ણન સાથે સરખાવી જોવા જેવું છે—

श्रीवत्साङ्कं घनश्यामं पुरुषं वनमालिनम् ।
शङ्खचक्रगदापद्मैरभिव्यक्त चतुर्भुजम् ।।४७।।
किरीटिनं कुण्डलिनं केयूरवलयान्वितम् ।

कौस्तुभाभरणग्रीवं पीत कौशेयवाससम् ॥४८॥

वनमालिनम्—તુલશીહાર ગળાં, રૂલે માળકંઠીં વૈજયંતી.

અર્થાત્ ગળામાં તુલસીનો હાર છે અને વૈજયન્તી માળા લટકી રહી છે.

मेघश्यामं पीतकौशेयवाससम्–

કાસે સોનસળા પાંઘરે પટોળા, ઘનનીળ સાવળા વાઈયાનો.

શ્યામ પીતાંબર પીત પટધારી,
ઘનશ્યામ મારો સાંવરિયો કાન્હ.

किरीटिनं कुण्डलिनम्–

અભંગ—મકર કુંડલે તળપતી શ્રવણીં,
મુકુર કુંડલેં શ્રીમુખ શોભલેં.

કાને મકારાકાર કુંડળો ઝગમગે છે અને તેમનું શ્રીમુખ મુકુટ તથા કુંડળ વડે શોભી રહ્યું છે.

कौस्तुभाभरणग्रीवम्—કંઠી કૌસ્તુભમણિ વિરાજિત.

અર્થાત્ 'કંઠમાં કૌસ્તુભમણિ શોભી રહ્યો છે.'

(२) 'भक्ति हरौ भगवति प्रवहन्'-ધ્રુવ.

(प्रवहन्–પદ ધ્યાનમાં રાખો)

પ્રેમ અમૃતાચી ધાર, વાહે દેવાચી સમોર.

અર્થાત્ પ્રેમામૃતની ધારા ભગવાનની આગળ પણ એવીજ પ્રવાહિત થાય છે.

(३) नायं देवो देहभाजां नृलोके
कष्टान्कामानर्हते विड्भुजां ये ।
तपो दिव्यं पुत्रका येन सत्वं
शुद्धयेद्यस्माद्ब्रह्म सौख्यं त्वनन्तम् ॥
(५-५-१)

અર્થાત્ વિડ્ભુજ એટલે વિષ્ઠા ભક્ષણ કરનારી–કૂતરા, ભુંડ વગેરે તુચ્છ યોનિઓમાં જે કષ્ટદાયક વિષયભોગ પ્રાપ્ત

થાય છે, તેજ જો નરદેહ પ્રાપ્ત થયા પછી પણ ચાલુ રહ્યા કરે તો એ તો અત્યંત ધૃણાસ્પદ છે. તેથી (ઋષભદેવજી કહે છે કે) હે પુત્રો ! દિવ્ય તપ કરીને ચિત્તને શુદ્ધ કરો, એથી અનન્ત બ્રહ્મસુખ પ્રાપ્ત કરશો. આ શ્લોકની સાથે આ અભંગને સરખાવી જુઓ—

> તરીચ જન્મા યાવેં, દાસ વિઠ્ઠલાચેં વ્હાવેં. ૧
> નાહીં તરી કાય થોડીં, શ્વાન સૂકરેં બાપુડીં. ધ્રુ.
> જાલ્યાચેં તેં ફળ, અંગીં લાગો નેદી મળ. ૨
> તુકા મ્હણે ભલે જ્યાચ્યા નાંવેં માનવલેં. ૩

"(મનુષ્ય) જન્મ તો તેનોજ સાર્થક છે, કે જે વિઠ્ઠલનાથનો દાસ થાય; નહિ તો કૂતરાં અને ભુંડ (વિડ્ભુજ) શું થોડાં છે ? જન્મ લીધો ત્યારેજ સફળ છે કે જ્યારે અંગમાં મેલ ન લાગે (सत्त्वं शुद्धयेत्). તુકારામ કહે છે કે, જેમનું મન ભગવાનમાં લાગી ગયું છે, તેઓજ ભલા છે."

સંસારમાં ઘર, સ્ત્રી, પુત્ર અને દ્રવ્યાદિ પાછળ ભટકનારા મનુષ્યને આ ભવારણ્યમાં પ્રચંડ વંટોળથી ઉડતી ધૂળ વડે ભરેલી દિશાઓ સૂઝતી નથી—

> क्वचिच वात्योत्थितपांसुधूम्रा।
> दिशा न जानाति रजस्वलाक्षः॥ (૫-૧૩-૪)

> તુકા મ્હણે ઈહિલોકીંચ્યા વેવ્હારેં,
> નયે ડાળે ધુરેં ભરૂનિ રાહે.

અર્થાત્ તુકારામ કહે છે કે, આ લોકવ્યવહાર કરીને આંખોને ધૂમાડાથી ભરેલી ન રાખો.

(૫)છઠ્ઠા સ્કંધમાં અજામિલના કથાપ્રસંગમાં કહ્યું છે કે

> न वै स नरकं याति नेक्षितो यमकिङ्करैः। (૨-૪૮)
> ताश्चोपसीदत हरेर्गदयाभिगुप्तान्॥ (૩-૨૭)

આ બન્ને ચરણોને તદ્દન મળતો આવતો તુકારામનો આ અભંગ છે—

યમ સાંગે દૂતાં, તુમ્હાં નાહીં તેથેં સત્તા;
જેથેં હોય હરિકથા, સદા ઘોષ નામાચા. ૧
નકા જાઊં તયા ગાંવાં, નામધારકાંચ્યા શિવા;
સુદર્શન યાવા, ઘરટી ફિરે ભોંવતીં. ધ્રુ૦
ચક્રગદા ઘેઊની હરી, ઉભા અસે ત્યાંચે દ્વારીં.

અર્થાત્ "યમરાજ પોતાના દૂતોને કહે છે કે જ્યાં હરિકથા થાય છે, નામસંકીર્તન થાય છે, ત્યાં પ્રવેશવાનો તમને કંઈજ અધિકાર નથી. નામસંકીર્તન કરનારાઓના મંગલ ગામમાં તમે ન જશો; ત્યાં પ્રત્યેક ઘર પર સુદર્શન ચક્ર ફરતું રહે છે, અને દરેક દ્વારે શ્રીહરિ ચક્ર અને ગદા ધારણ કરીને ઉભા રહે છે."

* * * *

(૬) मन्ये धनाभिजनरूपतपःश्रुतौज-
स्तेजः प्रभावबलपौरुषबुद्धियोगाः ।
नाराधनाय हि भवन्ति परस्य पुंसो
भक्त्या तुतोष भगवान् गजयूथपाय ॥ (७-९-९)
विप्राद् द्विषड्गुणयुतादरविन्दनाभ-
पादारविन्दविमुखाच्छ्‌वपचं वरिष्ठम् ।
मन्ये तदर्पितमनो वचनेहितार्थ-
प्राणं पुनाति स कुलं न तु भूरिमानः ॥ (७-९-१०)

અર્થાત્ પરમભક્ત પ્રહ્‌લાદ કહે છે કે "ધન, કુટુંબ-પરિવાર, રૂપ, તપ, પાંડિત્ય (શ્રુત), ઓજ, તેજ, પ્રતાપ, બળ, પૌરુષ, પ્રજ્ઞા અને અષ્ટાંગયોગ—એ ગુણો ભગવાનની પ્રસન્નતાના કારણરૂપ થતા નથી. ગજેન્દ્ર પશુ હતો અને તેનામાં આ ગુણોમાંથી એક પણ ગુણ નહોતો. ભગવાન તેની ભક્તિથીજ પ્રસન્ન થયા હતા." (હવે બીજા શ્લોકમાં બતાવે છે કે, ભક્તિ સિવાય ભગવાન બીજું કંઇ ઇચ્છતા નથી.) "ઉપરના બાર ગુણો જો કોઈ બ્રાહ્મણમાં હોય છતાં તે કમલનાભ ભગવાનની સેવાથી વિમુખ હોય તો

તેના કરતાં તે ચાંડાળ શ્રેષ્ઠ છે, કે જેણે પોતાનાં મન, વાણી, કર્મ, અર્થ તેમજ પ્રાણ ભગવાનને સમર્પણ કરી દીધાં હોય. કારણ કે હરિભક્ત ચાંડાળ પણ પોતાના કુળને પાવન કરે છે, પરંતુ અભિમાનના પૂતળારૂપ નાસ્તિક બ્રાહ્મણ પોતાનો પણ ઉદ્ધાર કરી શકતો નથી." આ બન્ને શ્લોક તુકારામના બે અભંગોમાં ભાવાર્થરૂપે આવે છે.

નવ્હતી તે સંત કરિતાં કવિત્વ,=પાંડિત્ય
સંતાચે તે આપ્ત નવ્હતી સંત. ૧=અભિજન
નવ્હતી તે સંત વેદાચ્યા પઠણેં,=શ્રુત
નવ્હતી તે સંત કરિતાં તપતીર્થાટણ=તપ. ઈ૦ ઈ૦

અર્થાત્ "જેઓ કવિતા કરે છે, જેમનો મોટો પરિવાર છે, જે વેદપાઠ કે તપ–તીર્થાટન વગેરે કરે છે, તેઓ સંત નથી."

હવે બીજો અભંગ જુઓ—

અભક્ત બ્રાહ્મણ જળો ત્યાચેં તોંડ,
કાય ત્યાસી રાંડ પ્રસવલી.
વૈષ્ણવ ચાંભાર ધન્ય ત્યાચી માતા,
શુદ્ધ ઉભયતાં કુળ યાતી. ધ્રુ૦
ઐસા હા નિવાડા જાલાસે પુરાણીં,
નવ્હે માઝી વાણી પદરિંચી. ૨
તુકા મ્હણે આગી લાગો થોરપણા,
દૃષ્ટિ ત્યા દુર્જના ન પડો માઝી. ૩

અર્થાત્ "જે બ્રાહ્મણ હોવા છતાં ભગવાનનો ભક્ત ન હોય તેનું મોં કાળું ! તેને વેશ્યાપુત્રના જેવો જાણવો. કોઈ ચમાર હોવા છતાં પણ જો તે વૈષ્ણવ હોય, તો તેની માતા ધન્ય છે, તેને જન્મ આપીને તે માતાએ બન્ને કુળને પાવન કર્યાં છે. પુરાણોમાંજ આ નિર્ણય થઈ ચૂક્યો છે, આ કંઈ હું મારું પોતાનું કહી રહ્યો નથી. તુકારામ કહે છે કે, એ મોટાઈમાં આગ લાગો, (જેમાં ભગવદ્ભક્તિ નથી,) તેના ઉપર મારી નજર પણ ન પડો."

આ અભંગમાં ઉપરના બીજા શ્લોકનો અર્થ સ્પષ્ટજ ઉતરી આવેલો છે અને સાથે સાથે તુકારામ એમ પણ બતાવી દે છે કે "આ નિર્ણય પુરાણોમાંજ થઇ ચૂકયો છે." કયા પુરાણમાં અને કયાં આ નિર્ણય થયો છે, એ બતાવવાની હવે કોઇ આવશ્યકતા નથી. ભાગવતપુરાણના ઉપરોક્ત શ્લોકમાં આ નિર્ણય કરેલો પ્રત્યક્ષજ છે.

(૭) પ્રહ્લાદ દૈત્યપુત્રોને ઉપદેશ આપતાં કહે છે—

पुंसो वर्षशतं ह्यायुस्तदर्धं चाजितात्मनः ।
निष्फलं यदसौ रात्र्यां शेतेऽन्धं प्रापितस्तमः ॥६॥
मुग्धस्य बाल्ये कौमारे क्रीडतो याति विंशतिः । ई०

( સ્કંધ ૭–૬ )

તુકારામ "ગાતોં વાસુદેવ" અભંગમાં કહે છે કે-

અલ્પ આયુષ્ય માનવી દેહ,
શત ગણિલેં તેં અર્ધરાત્ર ખાય.
પુઢેં બાલત્વ પીડા રોગ ક્ષય. ઈત્યાદિ

અર્થાત્ માનવી દેહનું આયુષ્ય અલ્પ છે. સો વર્ષનું આયુષ્ય ગણીએ તો અર્ધી ઉંમર તો રાતજ ખાઇ જાય છે. વળી બાલ્યકાળમાં થોડી ઉંમર ચાલી જાય છે. બાકીની પીડા, રોગ અને ક્ષય સાફ કરી નાખે છે.

(૮) આઠમા સ્કંધમાં (અ. ૨–૩) ગજેન્દ્રનું આખ્યાન છે, તેની સાથે તુકારામનો ગજેન્દ્ર સંબંધી ઉલ્લેખ સરખાવવા જેવો છે. ગજેન્દ્રની કથા અને તેનું રહસ્ય તુકારામ બતાવે છે—

ગજેન્દ્ર તો હસ્તી સહસ્ર વરૂષેં,
જળામાજી નક્રેં પીડિલાસે, ૧
સુહૃદીં સાંડિલેં કોણી નાહીં સાહે,
અંતીં વાટ પાહે વિઠો તુઝી. ૨
કૃપેચ્યા સાગરા માઝયા નારાયણા,

તયા દોઘાજણાં તારિયેલેં. ૩
તુકા મ્હણે નેલેં વાહૂનિ વિમાનીં,
મીહી આઇકોની વિશ્વાસલેં. ૪

અર્થાત્ "ગજેન્દ્રને જળમાં એક હજાર વર્ષથી ગ્રાહે-મગરે પકડી રાખ્યો હતો. તે ગજેન્દ્રના કોઇ મિત્રો તેને છોડાવી શક્યા નહિ; ત્યારે અંતે હે વિઠ્ઠલનાથ! આપની રાહ જોઇ રહ્યો હતો. હે કૃપાનિધાન મારા નારાયણ! એ બન્નેનો આપે ઉદ્ધાર કર્યો. આપ તેને વિમાનમાં બેસાડીને લઇ ગયા. આ સાંભળીને મને પણ આ વિશ્વાસ બેઠો છે."

એક હજાર વર્ષપર્યંત ગજ-ગ્રાહનું યુદ્ધ થયું, એ વાત ભાગવતમાં પણ છે-"तयोर्नियुद्ध्यतोः समाः सहस्रं व्यगमन्।" "કોઇ મિત્ર છોડાવી શક્યો નહિ"-"अपरे गजास्तं तारयितुं न चाशकन्" ગજેન્દ્ર અને ગ્રાહ બન્નેને ભગવાને તાર્યા, એ વાત ભાગવતમાંજ કહેલી છે. 'વિમાનમાં બેસાડીને લઇ જવા' ની વાત ભાગવતમાં આ પ્રમાણે છે-"तेन युक्तः अद्भुतं स्वभवनं गरुडासनोऽगात्" આ પ્રમાણે તુકારામે ભાગવતમાંની જે જે ભક્ત-કથાઓનો ઉલ્લેખ પોતાના અભંગોમાં કર્યો છે, તે કથાઓનો ઉલ્લેખ કરતાં પહેલાં, મૂળ ભાગવતમાં બરાબર જોઈ લીધી છે-અર્થાત્ ભાગવત સાથે તુકારામને પ્રત્યક્ષ અને દૃઢ પરિચય હતો એ સ્પષ્ટજ છે.

તુકારામની આ વાત પણ ખાસ મનન કરવા યોગ્ય છે કે "ભગવાન તેને વિમાનમાં બેસાડીને લઈ ગયા. આ સાંભળી મને પણ વિશ્વાસ બેસી ગયો." ભગવાન ભક્તને વિમાનમાં બેસાડી પોતાને ધામ લઇ જાય છે, એ ગજેન્દ્ર, અંબરીષ વગેરે ભક્તોનાં ચરિત્રોમાં જોયું અને "મને પણ વિશ્વાસ બેસી ગયો." તુકારામના આ ઉદ્ગાર તેમનીજ વૈકુંઠગમનની કથા સાથે મેળવી જોવા જેવા છે.

(૧) तैरेव सद्भवति यत्क्रियतेऽपृथक्त्वात्।
सर्वस्य तद्भवति मूलनिषेचनं यत्॥ (८-९-२९)

यथाहि स्कन्धशाखानां तरोर्मूलावसेचनम् ।
एवमाराधनं विष्णोः सर्वेषामात्मनश्च हि॥(૮-૫-૪૯)

શ્રીમદ્ભાગવતમાં મૂળસિંચનનું બે વાર આવેલું આ દૃષ્ટાંત, આજ અર્થ સાથે, તુકારામના અભંગમાં પણ આ પ્રમાણે આવેલું છે—

સિંચન કરિતાં મૂળ, વૃક્ષ ઓલાવે સકળ. ૧
નકો પૃથકાચે ભરીં, પડો એક સાર ધરી. ૨

અર્થાત્ "મૂળનું સિંચન કરવાથી તેની અસર આખા વૃક્ષમાં પહોંચે છે. પૃથક્‌ના ફેરમાં ન પડો; સાર વસ્તુનેજ પકડી રાખો." જ્ઞાનેશ્વરીમાં પણ આ દૃષ્ટાંત છે—"મૂળ-સિંચનથી જેમ સ્વાભાવિક રીતેજ શાખા–પાંદડાંને સંતોષ મળે છે." પરંતુ "अपृथक्त्वात्" પદ ભાગવતમાંજ છે અને તેમાંથીજ "પૃથક્‌ના ફેરમાં ન પડો" એ તુકારામની ઉક્તિ નીકળેલી છે.

(१०) अहं भक्तपराधीनः । (९-४-६३)

અરે ભક્તા પરાધીના, તુકા મ્હણે નારાયણા. ૧

(११) वशीकुर्वन्ति मां भक्त्या सस्त्रियः सत्पतिं यथा ।
(९-४-६६)

પતિવ્રતે જૈસા ભતાર પ્રમાણ, આમ્હાં નારાયણ તૈશાપરી.

અર્થાત્ "પતિવ્રતાને માટે જેમ પતિ એજ પ્રમાણ છે, તેજ પ્રમાણે અમારે માટે નારાયણ છે."

(१२) भर्जिताः क्वथिता धानाः प्रायो बीजाय नेष्यते ॥
(१०-२२-२६)

બીજ ભાજુનિ કેલી લાહી, આમ્હાં જન્મ–મરણ નાહીં.

અર્થાત્ "બીજ શેકીને ખાવા યોગ્ય બનાવી દીધાં, પછી જન્મ–મરણ ક્યાંથી રહ્યાં ?"

(૧૩) એકાદશ સ્કંધના બીજા અધ્યાયમાં "कायेन वाचा मनसेन्द्रियैर्वा" (૩૬) આ શ્લોકથી विसृजति हृदयं

न यस्य साक्षात्...प्रणयरशनया धृताङ्घ्रिपद्मः' (૫૬) આ શ્લોક સુધી ભાગવતધર્મનું વર્ણન છે. એમાં આદ્ય અને અંત્ય બન્ને પદોના અર્થ તુકારામના અભંગમાં છે—

પ્રેમસૂત્રદોરી, નેતો તિકડે જાતો હરી. ૱
મનેસહિત વાચા કાયા, અવધેં દિલેં પંઢરિરાયા. ૨

અર્થાત્ પ્રેમસૂત્રરૂપ દોરી વડે શ્રીહરિને, જે તરફ મન, વચન અને કાયાથી ખેંચશો તે બાજુ ખેંચાશે.

(૧૪) ભાગવતના નીચે લખેલા શ્લોકનુ તો તુકારામે જાણે શબ્દશઃ ભાષાંતર કર્યું છે—

न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यं न सार्वभौमं न रसाधिपत्यम् ।
न योगसिद्धीरपुनर्भवं वा मय्यर्पितात्मेच्छति मद्विनान्यत् ॥

આ શ્લોક એકાદશ સ્કંધમાં (અધ્યાય ૧૪-૧૪) છે. થોડાક ફેરફાર સાથે આવોજ શ્લોક છઠ્ઠા સ્કંધમાં પણ છે. (અ. ૧૧-૨૫) આ શ્લોકનો અર્થ એ છે કે, જેણે મને આત્મસમર્પણ કર્યું છે, તે મારો ભક્ત મારા સિવાય બીજું કંઈજ ઇચ્છતો નથી-અર્થાત્ પરમેષ્ઠીપદ અથવા સત્યલોક, મહેન્દ્રધિષ્ણ્ય-અર્થાત્ ઇન્દ્રપદ, સાર્વભૌમપદ, રસાધિપત્ય—અર્થાત્ પાતાળનુ આધિપત્ય, યોગસિદ્ધિ કે અપુનર્ભવ-અર્થાત્ મોક્ષની પણ તે ઇચ્છા નથી કરતો. આ પારમેષ્ઠ્યાદિ છ પદોને પોતાની સામે રાખીને તુકારામે આ શ્લોકનો કેવો અનુવાદ કર્યો છે તે જુઓ—

પરમેષ્ઠી પદા, તુચ્છ કરીતી સર્વદા. ૧
"પરમેષ્ઠીપદને પણ હમેશાં તુચ્છ સમજે છે. કોણ?"
હેંચિ જ્યાંચેં ધન, સદા હરિચેં ચિંતન. ધ્રુ૦
અર્થ—"સદા હરિનું ચિંતન એજ જેનુ ધન છે."
ઇન્દ્રાદિક ભોગ, ભોગ નવ્હે તો ભવરોગ. ૨
અર્થ—"ઇન્દ્રાદિના ભોગ તે ભોગ નથી, પણ ભવરોગ છે."
સાર્વભૌમ રાજ્ય, ત્યાંસી કાંહીં નાહીં કાજ. ૩

"સાર્વભૌમ રાજ્યનું તેને કંઇ કામ નથી."

પાતાળીંચેં આધિપત્ય, તે તો માનિતી વિપત્ય. ૪

"પાતાળના અધિપતિપણાને તેઓ વિપત્તિ સમજે છે."

યોગસિદ્ધિસાર, ત્યાંસી વાટે તેં અસાર. ૫

"યોગસિદ્ધિઓના સારને તેઓ નિઃસાર સમજે છે."

મોક્ષાચેવઢેં સુખ, સુખ નવ્હેં તેંચિ દુઃખ. ૬

તુકા મ્હણે હરીવીણ, ત્યાંસિ અવઘા વાટે શીણ. ૭

અર્થાત્ "મોક્ષના સુખને પણ તેઓ સુખ નહિ પણ દુઃખજ સમજે છે. તુકારામ કહે છે કે, હરિ વિના તેઓ સર્વ કંઇ નકામુંજ સમજે છે."

આટલાં સ્પષ્ટ પ્રમાણો મળ્યા પછી કોઇ પણ એમ નહિ કહી શકે કે, તુકારામને શ્રીમદ્ભાગવતનો સંપૂર્ણ પરિચય નહોતો.

## ૧૦–પુરાણો પર શ્રદ્ધા

તુકારામે ભાગવત સિવાય બીજાં પુરાણોનો પણ અતિ પ્રેમપૂર્વક અભ્યાસ કર્યો હતો. પુરાણોના સંબંધમાં તેમણે અનેક વાર જે પ્રેમોદ્‌ગાર પ્રગટ કરેલા છે તે પરથી જણાય છે કે, પુરાણોનો પણ તેમના ચિત્ત ઉપર ઉંડો પ્રભાવ પડયો હતો.

એક સ્થળે તેમણે કહ્યું છે કે "મેં પુરાણ જોયાં, દર્શનોમાં પણ શોધ કરી, પરંતુ ત્રણે ભુવનોમાં મારા નારાયણ જેવો કોઇ ના જોયો." એક બીજે સ્થળે વળી કહે છે કે "પુરાણોનો ઇતિહાસ જોયો, તેના મધુર રસનું સેવન કર્યું અને તેનાજ આધારે આ કવિતા કરી રહ્યો છું, આ નકામો પ્રલાપ નથી." બીજા એક સ્થળે તુકારામ ભગવાનને પ્રાર્થના કરે છે કે "હે ભગવન્! હું આપનાં ચરણોનો અનન્ય અધિકારી, કયારે અને કેવી રીતે થઇ શકીશ તે હું જાણતો નથી. પુરાણોના અર્થોનું જ્યારે ધ્યાન ધરૂં છું, ત્યારે જીવ તરફડવા લાગે છે. "ભક્તિ વિના

ભગવાન ન મળે. તુકારામ કહે છે કે આ વાત પુરાણ બતાવે છે. પુરાણોમાં પ્રસિદ્ધ છે કે, અસંખ્ય ભક્તોને ભગવાને ઉગાર્યા છે. પુરાણ બતાવે છે કે, ભગવાન એવા દયાળુ છે. પુરાણોનાં વચન મારે માટે પ્રમાણ છે."

આ પ્રમાણે અનેક સ્થળે તુકોબાએ પોતાનો પુરાણ-પ્રેમ વ્યક્ત કરેલો છે. પુરાણોમાંની ભક્તકથાઓ વાંચતાં તેઓ તન્મય થઈ જતા હતા, અને 'તેમના જેવી ઉત્કટ ભક્તિ મારા ચિત્તમાં ક્યારે ઉદય પામશે' એજ વિચાર તેમને થતો હતો અને પરિણામે વ્યાકુળ થઈ જતા હતા. પુરાણોના અમૃતરસનું પાન કરતાં કરતાં તેઓ પ્રેમાશ્રુ-ઓથી ભીંજાઈ જતા, ધ્રુવની ધ્યાનનિષ્ઠા જોઇને શ્રીવિઠ્ઠલ-રૂપના ધ્યાનમાં નિમગ્ન થઇ જતા હતા. નામ-સ્મરણથી કેટલા અસંખ્ય ભક્તો તરી ગયા, એ વિચારીને તેઓ વળી વિશેષ ઉલ્લાસપૂર્વક નામકીર્તનમાં લાગી જતા હતા. શ્રીમદ્ભાગવતાદિ પુરાણોના સમભાવે કરેલા અવલોકનના આવા મૃદુ અને મધુર સુસંસ્કાર તુકારામના શુદ્ધ ચિત્ત ઉપર પડયા હતા. "નામાચે પવાડે ગર્જતી પુરાણેં," (પુરાણ ગર્જના કરી કરીને ભગવાનના નામનાં ગીત ગાય છે.) વાળા અભંગમાં તુકારામે કહ્યું છે કે, આદિનાથ શંકર, નારદ, પરીક્ષિત, વાલ્મીકિ વગેરે નામના અલૌ-કિક રાગમાં તન્મય થઇ ગયા અને મારા જેવાઓને માર્ગ બતાવી ગયા. અસ્તુ. આટલે સુધી આપણે જોયું કે, ગીતા તથા ભાગવતાદિ પુરાણોમાંથી સંત તુકારામે કેટલું જ્ઞાન-સંપાદન કર્યું હતું.

## ૧૧—વિષ્ણુસહસ્રનામનો પાઠ

ભાગવતધર્મીઓમાં વિષ્ણુસહસ્રનામ પણ પહેલેથી-જ અતિ પ્રિય અને માન્ય છે. એના નિત્યપાઠની પરંપરા પણ અતિ પ્રાચીન છે. આ વિષ્ણુસહસ્રનામ મહાભારતના અનુશાસન પર્વનો ૪૯ મો અધ્યાય છે. ભગવાનનું ધ્યાન-પૂર્વક નામસંકીર્તન કરવું એ ચિત્તશુદ્ધિનો ઉત્તમ ઉપાય

છે. વેદોમાં પણ નામસ્મરણનો ઉલ્લેખ છે. ઋગ્વેદના છેલ્લા અધ્યાયમાં આ વચન છે કે—मर्ता अमर्त्यस्य ते भूरि नाम मनामहे। विप्रासो जातवेदसः ' શ્રીમદ્ ભાગવતમાં તો અનેક સ્થળે, ખાસ કરીને અજામિલની કથાના પ્રસંગમાં (સ્કંધ ૬, અ૦ ૨)માં નામમાહાત્મ્ય અતિપ્રેમપૂર્વક વર્ણવેલું છે. નામસ્મરણને માટે વિષ્ણુસહસ્રનામ અતિ સુંદર સાધન છે. જ્ઞાનેશ્વરીમાં (અ. ૧૨–૯૦) જ્ઞાનેશ્વર મહારાજે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે કે 'હજારો નામોની નૌકાઓના રૂપમાં સજ્જ થઇને હું સંસારની પાર પહોંચાડનારા તારક જહાજ–વહાણરૂપ બની ગયો છું.' નામદેવરાયના અભંગોમાં પણ 'સહસ્રનામના મુસાફરોને ખભા ઉપર ચઢાવી લીધા' એવો ઉલ્લેખ છે. ગીતા અને વિષ્ણુસહસ્ર–નામના નિત્યપાઠની પરિપાટી અતિપ્રાચીન છે. નામસ્મરણ ભવસાગર પાર કરવાનું મુખ્ય સાધન છે, એ ભાગવતધર્મનો મુખ્ય ઉપદેશ છે. ભાગવતમાં હજારો વાર આ ઉપદેશ આપવામાં આવ્યો છે. ગીતામાં પણ सततं कीर्तयन्तोमाम् (અ. ૯–૧૪) 'यज्ञानां जपयज्ञोऽस्मि' (अ. ૧૦–૨૫) 'ओमित्येकाक्षरं ब्रह्म' (અ. ૮–૧૬) ઈત્યાદિ પ્રકારે નામસ્મરણનો નિર્દેશ કરેલો છે. વિષ્ણુ–સહસ્રનામમાલા નામ–સ્મરણને માટે તૈયારજ મળી ગઈ, તેથી લોકો તેનો ઉપયોગ કરવા લાગ્યા અને તેનો આટલો બધો પ્રચાર થયો. તુકારામ પણ વિષ્ણુસહસ્રનામનો નિત્યપાઠ કરતા હતા. વારકરી સંપ્રદાયમાં આ વાત પ્રસિદ્ધજ છે કે, તુકારામે વિષ્ણુસહસ્ર નામના એક લાખ પાઠ કર્યા હતા. તેમના અભંગોમાં ૭–૮ વાર વિષ્ણુસહસ્રનામનો ઉલ્લેખ આવે છે—

૧–નાંવ ધડ કરા સહસ્રનામાચી, જે ભવસિંધૂચી થડી ઠાકે.
૨–સાંવળેં રૂપ ધ્યાનેં ડોળા, સાચોં અઠરાંચા ગોળા.
  પદર લાગો નેદી ખળા, નામમંત્રમાળા વિષ્ણુસહસ્ર.
૩–સહસ્રનામાચી આરોળી, એક એકાહુનિ બળી રે.
૪–સહસ્રનામાચેં રૂપડેં, ભક્તકૈવારી ચોખડેં.
ભાંડવલ માઝેં મિરવિસી જની, સહસ્રવોધણી નામમાળા.

૬–એક નામા નાહીં તાળ, કેલી સહસ્રાંચી માળ.
૭–જયા રૂપ ના આકાર, ધરી નાના અવતાર.
ઘેતલીં હજાર, નાંવેં ઠેઊનિ આપણા. ૫
૮–કળસ વાહિયેલા શિરીં. સહસ્રનામેં પૂજા કરી.

અર્થાત્ સહસ્રનામની નૌકાને બરાબર કરી લ્યો, તે ભવસાગરને પાર લઇ જશે. (૧) ષટ્શાસ્ત્ર, ચાર વેદ, અઢાર પુરાણોની એક પ્રતિમાસ્વરૂપ આ શ્યામરૂપને આંખોમાં ભરી લ્યો, અને વિષ્ણુસહસ્રનામમંત્રની માળા ફેરવો. (૨) સહસ્રનામનો પ્રત્યેક પોકાર ઉત્તરોત્તર વિશેષ બળ આપનારો છે. (૩) સહસ્રનામનું રૂપ ભક્તોનું પક્ષપાતી છે. (૪) મારી પૂંજી સહસ્રનામમાળા છે. (૫) એક નામ પણ જ્યાં અસીમ છે, ત્યાં હજાર નામોની માળા ગૂંથી નાખી. (૬) જેનાં રૂપ છે પણ આકાર નથી, તે વિવિધ અવતાર ધારણ કરે છે, તેણે પોતાનાં હજાર નામ ધારણ કર્યાં છે. (૭) સહસ્રનામથી પૂજા કરવી એનું નામજ કળશ ચઢાવવો. (૮)

તુકારામનું કથન છે કે, વિષ્ણુસહસ્રનામની નૌકાનો મેં આશરો લીધો, તમે પણ લ્યો; એનાથી ભવ–સાગર તરી જશો. આ સહસ્રનામાવલીમાં શ્રીકૃષ્ણનાં જે કેશવ, પુરુષોત્તમ, ગોવિંદ, માધવ, અચ્યુત, દેવકીનંદન, વાસુદેવ, ગરુડધ્વજ, નારાયણ, દામોદર, મુકુંદ, હરિ, ભક્તવત્સલ, પાપનાશન વગેરે નામો છે, એજ તુકારામના અભંગોમાં વારંવાર આવે છે. કેટલાંક નામો પરથી તો તેમને અભંગ પણ સ્ફૂર્યા છે.

(૧) धर्मो धर्मविदुत्तमः ।

ધર્માંચી તૂં મૂર્તી, પાપપુણ્ય તુઝે હાતીં. ૧

અર્થાત્ ' તમે ધર્મની મૂર્તિ છો અને પાપ તેમજ પુણ્ય તમારા હાથમાં છે. '

(૨) गुप्तश्चक्र गदाधरः ।

ધેઊનિયાં ચક્રગદા, હાચી ધન્દા કરીતો. ૧
ભક્તાં રાખે પાયાંપાશીં, દુર્જનાંસી સંહારી. ૨

અર્થાત્ 'ચક્ર અને ગદા લઈને તેઓ ભક્તોને પોતાનાં ચરણો સમીપ રાખે છે અને દુર્જનોનો સંહાર કરે છે.'

'चक्रगदाधर' પદનું આ વિવરણ છે. સુદર્શન ચક્રથી તેઓ અંબરીષ જેવા ભક્તોને પોતાનાં ચરણોમાં રાખે છે અને ગદાથી કંસ જેવા દુર્જનોનો સંહાર કરે છે.

(૩) अमृतांशोऽमृतवपुः ।

જીવાચેં જીવન, અમૃતાચી તનુ, બ્રહ્માંડભૂષણ નારાયણ. ૧

## ૧૨–મહિમ્નાદિ સ્તોત્ર અને સુભાષિતો

તુકારામના અભંગોમાં સંસ્કૃત શ્લોકોના અનુવાદ આવી જાય છે. તેનાથી તેમનું બહુશ્રુતપણું અને ધારણાશક્તિનો પરિચય પણ મળે છે—

(૧) सर्वं विष्णुमयं जगत् ।

વિષ્ણુમય જગત વૈષ્ણવાંચા ધર્મ.

(૨) मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

માઝે ભક્ત ગાતી જેથેં, નારદા મી ઉભા તેથેં.

અર્થાત્ હે નારદ ! મારા ભક્તો જ્યાં ગાન કરે છે, ત્યાં હું હાજર રહું છું.

(૩) कामातुराणां न भयं न लज्जा ।

કામાતુરા ભય લાજ ના વિચાર.

અર્થાત્ કામાતુરને ભય, લાજ–શરમ કે વિચાર કંઈ પણ હોતું નથી.

(૪) क्षमा शस्त्रं करे यस्य दुर्जनः किं करिष्यति ।
अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ॥

ક્ષમા શસ્ત્ર જ્યા નરાચિયે હાતીં, દુષ્ટ તયાપ્રતિ કાય કરી.
તૃણ નાહીં તેથેં પડલા દાવાગ્રી, જાય તો વિઝોની આપસયા.

અર્થાત્ જે મનુષ્યના હાથમાં ક્ષમારૂપી શસ્ત્ર છે,

તેનું દુષ્ટજનો શું બગાડી શકે તેમ છે? જ્યાં ઘાસજ નથી ત્યાં દાવાગ્નિ સળગીને શું કરશે? અર્થાત્ આપોઆપજ બુઝાઈ જશે.

(૫) मूकं करोति वाचालं पङ्गुं लंङ्घयते गिरिम् ।

ઉલંઘિતેં પાંગુળ ગિરી, મુકેં કરી અનુવાદ.

(૬) प्रतिष्ठा सूकरी विष्ठा गौरवं न तु रौरवम् ॥

માનદંભ ચેષ્ટા હે તોં સૂકરાચી વિષ્ઠા. ૧

(૭) परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

પુણ્ય પર ઉપકાર પાપ તે પરપીડા,
આણિક નાહીં જોડા દુજા યાસી.

અર્થાત્ 'પુણ્ય પરોપકાર છે અને પાપ એ પરપીડા (બીજાને દુઃખ દેવું તે) છે. આની બીજી કોઈ જોડી નથી.

(૮) मृगमीनसज्जनानां तृणजलसंतोपविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना निष्कारणवैरिणो जगति ॥२

કાય કેલેં જળચરીં, ઢીવર ત્યાંચ્યા ઘાતાવરી. ૧
હા તોં ઠાયીંચા વિચાર, આહે યાતિ વૈરાકાર. ધ્રુ૦
શ્વાપદાતેં વધી, નિરપરાધેં પારધી. ૨
તુકા મ્હણે ખળ, સંતાં પીડિતી ચાંડાળ. ૩

અર્થાત્ બિચારાં જળચર પ્રાણીઓએ શું કર્યું કે ખલાસી તેમનો નાશ કરવાજ તત્પર રહે છે? પરંતુ એ તો એવીજ વાત છે; એ એનો જાતિસ્વભાવ છે, તેનું શરીરજ તેમના પ્રત્યે વૈરવૃત્તિવાળું છે. (એજ પ્રમાણે) પારધિ નિરપરાધી મૃગોને હણે છે. (અને) તુકારામ કહે છે કે, જે સંતોનેજ સતાવ્યા કરે છે, તે ચાંડાળ મૂર્ખજ છે.

છેતરનાર, ખલાસી અને હલકટ નિંદાખોર, એ ત્રણે દૃષ્ટાંતો તુકારામે ઉપાડી લઇને તેમને અભંગ વાણીમાં બહુ ખુબીથી બંધબેસતાં કર્યાં છે.

ભર્તૃહરિના નીતિ-વૈરાગ્ય-શતક અને આચાર્યના પાંડુરંગાષ્ટક, ષટપદી અને મહિમ્નાદિ સ્તોત્ર તુકારામના અવલોકન અને પાઠમાં હોવાં જોઇએ. પાંડુરંગાષ્ટકમાં એવા આશયનો એક શ્લોક છે કે, ભગવાને કેડ ઉપર જે હાથ રાખ્યો છે તે એમ સમજાવવા માટે છે કે, ભક્તોને માટે ભવસાગર કમરની નીચેજ છે.

(૯) प्रमाणं भवाब्धेरिदं मामकानां
नितम्बः कराभ्यां धृतो येन तस्मात् ।
विधातुर्वसत्यैधृतोनाभिकोपः
परब्रह्मलिङ्गं भजे पाण्डुरङ्गम् ॥

કરા વિઠ્ઠલ સ્મરણ, નામી રૂપી અનુસંધાન,
જાણોનિ ભક્તાં ભવલક્ષણ, જઘન પ્રમાણ દાવીતસે.
કટીવરી ઠેવુની હાત, જના દાવિતી સંકેત,
ભવ-જલાબ્ધીચા અંત ઈતુલાચિ.

અર્થાત્ "શ્રી વિઠ્ઠલનાથનું સ્મરણ કરો, નામરૂપમાં તેમનુંજ ધ્યાન-સ્મરણ કરો. ભક્તોને જાણીને કહે છે કે ભવસાગર જાંઘ સુધી છે. કેડ ઉપર હાથ રાખીને (ભક્ત) જનોને તેઓ એવો સંકેત કરે છે કે, ભવજલાબ્ધિનો અંત અહીં સુધી છે."

(૧૦) असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखालेखिनीपत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तवगुणानामीश पारं न याति ॥

મહિમ્નઃસ્તોત્રનો આ શ્લોક પ્રસિદ્ધજ છે. આ શ્લોકની છાયા આગળ આપેલા અભંગાનુવાદ ઉપર-ખાસ કરીને ચોથા ચરણના અનુવાદ પર-કેટલી પડેલી છે, તે જુઓ—

જ્યાચે ગર્જતાં પવાડ, શ્રુતિશાસ્ત્રેં મૌન પડે. ૧
તેથેં માઝી વાચા કિતી, પુરે કરાવયા સ્તુતી. ધ્રુ.

શિણલા સહસ્રતોંડે, શેષ ફણીઐસે થિંકે. ૨
તુકા મ્હણે મહા, સિંધુપાત્ર ન પુરે શાહી. ૩
તુઝી કીર્તી સાંગો તુજપુઢે જરી, બ્રહ્માંડાહીવરી માઈના તે.
મેરુચી લેખણી સાગરાચી શાઈ, કાગદા હી મહી ન પુરેચી.

અર્થાત્ "જેનાં ગીત ગાતાં ગાતાં જ્યાં શ્રુતિશાસ્ત્રોએ મૌન થઇ જવું પડે છે, ત્યાં મારી વાણીની શી તાકાત કે તે સ્તુતિને પૂરી કરી શકે! જ્યાં શેષનાગ પણ પોતાનાં હજાર મુખો વડે સ્તુતિ કરતાં કરતાં થાકી ગયા, જ્યાં સિંધુપાત્રમાં સમસ્ત પૃથ્વી પણ ઓગળીને શાહી થઇ જાય તો પણ પૂરી ન પડે, ત્યાં મારી વાણીનો શો હિસાબ કે તે સ્તુતિ પૂરી કરે! તારી કીર્તિ તારી સામે વખાણું તો અખિલ બ્રહ્માંડમાં પણ તે સમાઇ શકશે નહિ; મેરુ પર્વતની કલમ, સાગરની શાહી ને જમીનરૂપી કાગળ પણ પૂરા પડી શકે નહિ."

## ૧૩–તુકારામનું સંસ્કૃત જ્ઞાન

તાત્પર્ય કે, ગીતા, ભાગવત, બીજાં કેટલાંક પુરાણ તથા મહિમ્નાદિ સ્તોત્રોનું તેમણે સારી રીતે પઠન કર્યું હતું. જેઓ એમ ધારતા હોય કે, તુકારામ કંઇ ભણ્યાજ નહોતા તેઓ આશ્ચર્ય પામશે. તેમણે ભંડારા પર્વત પર જ્ઞાનેશ્વરી અને નાથ ભાગવતાદિ ગ્રંથોનાં અનેક પારાયણ કર્યાં હતાં. તેઓ મરાઠી બહુ સારી રીતે લખી શકતા હતા. બાળલીલાના જે અભંગો તેમણે બનાવ્યા તે તેમણે પોતાના હાથથી લખ્યા હતા. હવે તેઓ સંસ્કૃત જાણતા હતા કે નહિ અને જાણતા હતા તો કેટલું તે જોઇએ.

ગીતા અને ભાગવતનાં અવતરણ આપીને તેની સાથે તેમના અભંગોની જે મેળવણી કરી છે તેનાથી આ પ્રશ્ન લગભગ ઉકલી જાય છે. સરખા અર્થવાળાં અવતરણો તો સેંકડો આપી શકાય, પરંતુ અમે કેવળ એવાંજ અવતરણ આપ્યાં છે કે જેનાથી આ વાત નિર્વિવાદ સ્પષ્ટ થઇ જાય કે તુકારામે મૂળ સંસ્કૃત ગ્રંથો જોયા હતા અને મૂળનાં

વચનોનું સ્મરણ કરતાં કરતાંજ કેટલાયે અભંગો રચ્યા છે. તેમણે પોતેજ કહ્યું છે કે, મેં અક્ષરો ઉપર ખૂબ મહેનત લીધી છે, ' પુરાણો જોયાં અને દર્શનોમાં શોધ કરી.' આથી સ્પષ્ટ થાય છે કે, મૂળ સંસ્કૃત ગ્રંથો તેમણે માત્ર સાંભળ્યાજ નહોતા, પરંતુ જાતે વાંચ્યા પણ હતા તથા અભ્યાસ પણ કર્યો હતો. જોવા–વાંચવામાં પણ ફરક હોય છેજ. વ્યાકરણના નિયમો તેમણે ન ગોખ્યા હોય અને તે નિયમોની તેમને જરૂર પણ નહોતીજ. પરંતુ ભાગવતાદિ મૂળ ગ્રંથ તેઓ સંસ્કૃતમાં વાંચતા અને તેના અર્થ સમજવામાં તેમને કોઇ મુશ્કેલી નડતી નહોતી. આ પહેલાં તેમણે કોઈ ઉત્તમ વિદ્વાનના મુખેથી સાંભળ્યું હશે, અને તેથી તેમનો સંસ્કૃતનો પરિચય વધ્યો હશે. કેટલાકો કહે છે કે, વૈરાગ્ય આવ્યા પછી તુકારામ કેટલોક સમય પૈઠણમાં રહ્યા, ત્યાં તેમણે એક વિદ્વાન ભગવદ્ભક્તના મુખેથી સમસ્ત સાર્થ ભાગવત સાંભળ્યું અને પછી ભંડારા પાછા ફર્યા. પછી તેમણે ભાગવતના અર્થ સમજવા માટે તેનાં અનેક પારાયણ કર્યાં. ભાગવતસંપ્રદાયની ભાગવત સંહિતાની સપ્તાહો અનેક જણે જોઇ હશે અથવા ચાતુર્માસમાં ભાગવત પુરાણ સાંભળ્યું પણ હશે. આ પરિપાટી ઘણી પ્રાચીન છે. તુકારામે પણ સપ્તાહ અને પુરાણ સાંભળ્યાં હશે. સપ્તાહમાં અનેક આસ્થાવાન શ્રોતાઓ ભાગવતની પોથી સાથે રાખીને શુદ્ધ પાઠ પણ કરે છે અને હમેશાં પુરાણશ્રવણ કરતાં કરતાં માત્ર બુદ્ધિમાન પુરુષોનેજ નહિ પરંતુ સ્ત્રીઓને પણ મહત્ત્વના સારા સારા શ્લોકો કંઠસ્થ થઇ જાય છે. કેટલાકો કહે છે કે, તુકારામને પણ આવીજ રીતે કેટલાક શ્લોક યાદ રહી ગયા હતા; એ સિવાય સંસ્કૃતનું તેમને જ્ઞાન નહોતું. પરંતુ એમ માની લેવું એ બરાબર નથી. તુકારામ પોતેજ જ્યારે કહે છે કે ' પુરાણોને જોયાં, દર્શનો શોધ્યાં.' ત્યારે આપણે તેમાં શંકા કરવાનું કોઈ કારણ નથી. 'પુરાણો જોયાં' અથવા ભાવાર્થ સમજવા માટે મેં પોતે પુરાણો વાંચ્યાં, અને 'દર્શનોને શોધ્યાં'–

અર્થાત્ શાસ્ત્રગ્રંથોમાં શોધખોળ કરી, અને તેમનું તાત્પર્ય એજ સમજ્યો કે ‘શ્રીવિઠોબાને શરણે જાઓ, નિષ્ઠાપૂર્વક નામસંકીર્તન કરો.’ તુકારામે બે-ચાર વાર જે કહ્યું છે કે ‘વેદોના અક્ષર વાંચવાનો મને અધિકાર નથી’ તે વિષેનું રહસ્ય પણ વિચારવું જોઇશે. તેમના કથનનો ઉદ્દેશ એ છે કે, સંતોનાં વચન મેં યાદ કર્યાં, ભાગવતના થોડા શ્લોક અને સ્તોત્ર કંઠસ્થ કર્યાં. આ પ્રમાણે જો મને વેદ-વચન કંઠે કરવાનો અધિકાર હોત તો ઉપનિષદો જોઇને તેમાંથી પણ નિત્યપાઠ કરવા યોગ્ય એવાં વચનોનો હું સંગ્રહ કરી લેત. શાસ્ત્ર-પુરાણ તેમણે જોયાં, વેદોનો પણ જો અધિકાર હોત તો જોઇ જાત, એજ આનો સ્પષ્ટ ભાવાર્થ છે. તેઓ ભાગવતાદિ ગ્રંથો મૂળમાંજ વાંચીને તેનો ભાવાર્થ સમજી લેવા જેટલું સંસ્કૃત જાણતા હતા. તેમની શ્રદ્ધા અને બુદ્ધિ અલૌકિક હતી. શાસ્ત્ર-પુરાણોના ભાવાર્થને તરત ગ્રહણ કરી લેવા યોગ્ય તેમના અંતઃકરણની પ્રવૃત્તિ હતી. આ કારણથી એ ગ્રંથોને જોતાં જોતાં તે ગ્રંથોના અર્થ ગ્રહણ કરી લેવા જેટલું સંસ્કૃત ભાષાનું જ્ઞાન પ્રાપ્ત થઈ જવું તેમને માટે કઠિન નહોતું. શાસ્ત્રો તેમજ પુરાણોનું રહસ્ય સ્પષ્ટ સમજાવનારા પ્રાકૃત ગ્રંથ પણ મોજુદ હતા અને તે ગ્રંથો તેમણે જોયા પણ હતા. તેથી મૂળ ગ્રંથોને જોઇને તેમનો ભાવાર્થ જાણી લેવો એ તેમના જેવા પ્રજ્ઞા-પ્રતિભાવાન પુરુષ માટે સ્વાભાવિકજ હતું. વેદશાસ્ત્ર અને પુરાણોનું રહસ્ય જ્ઞાનેશ્વરી અને નાથ-ભાગવતમાં વ્યક્ત થયું હતું, અને એ ગ્રંથોને તેમણે પોતાના હૃદયમાં જડી રાખ્યા હતા. તેમના આચાર ઉત્તમ બ્રાહ્મણે પણ અનુકરણ કરવા યોગ્ય હતા. દેવપૂજા વગેરેના મંત્રો તેમને કંઠસ્થ હતા. પૂજા સમાપ્ત કરતાં કરતાં ‘मंत्रहीनं क्रियाहीनम्’ ઇત્યાદિ કહીને પ્રાર્થના કરવામાં આવે છે. તુકારામ પણ કહે છે કે–

અસો મંત્રહીન ક્રિયા, નકા ચયા વિચારૂં. ૧
સેવે મધ્યેં જમા ધરા, કૃપા કરા સેવટી. ૨

અર્થાત્ “મારાં કાર્ય મંત્રહીન થયાં હોય, વિધિસર

કે અવિધિસર થયાં હોય તેનો કંઈ પણ વિચાર ન કરશો. એને આપની સેવામાં જમા કરો અને અંતે કૃપા કરો."

ભોજનસમયે 'हरिर्दाता हरिर्भोक्ता' ઇત્યાદિ બોલવામાં આવે છે. તેને તુકારામ પોતાની વાણીમાં આમ કહે છે—'દાતા નારાયણ, સ્વયંભોગિતા આપણ.' તેમનો એક બહુ સુંદર અભંગ છે–'કાસયાને પૂજા કરૂં કેશી રાજા.' એક વાર એવું થયું કે, તુકારામ બધી પૂજાસામગ્રી પાસે લઈને પૂજા કરવા બેઠા, પૂજા શરૂ પણ થઈ નહિ એટલામાં તો તેઓ ધ્યાનસ્થ થઈ ગયા. પૂજ્ય, પૂજક અને પૂજાસાહિત્ય, એ ત્રિપુટી ન રહી—ત્રણે એકાકાર થઈ ગયાં. જે અભંગની વાત કહી રહ્યા હતા, તે એજ સમયનો અભંગ છે. એ આચાર્યના 'પરા–પૂજા' નામના પ્રકરણના ભાગમાં છે. આથી કેટલાક લોકો અધીરપણે એમ પણ કહી દે છે કે, તુકારામ મૂર્તિપૂજક નહોતા. આ અભંગથી એ વાત સાબીત થઈ જાય છે કે, તેઓ બહુ આસ્થાવાન અને નિયમધારી મૂર્તિપૂજક હતા; તેમજ ચંદન, અક્ષત, ફૂલ, ધૂપ, દીપ, દક્ષિણા, આરતી, ભજન અને નૈવેદ્ય સાથે હમેશાં શાસ્ત્રોક્ત રીતિથી ભગવાનની પ્રતિમાનું પૂજન કરતા હતા. નિત્યકર્મમાં તેઓ બહુજ ચોક્કસ હતા, તેમાં સહેજ પણ ચલાવી લેતા નહિ. તેમનુંજ કથન છે કે—'કાંહીં નિત્યનેમાવીણ, અન્ન ખાય તોચિ શ્વાન' (થોડા ઘણા નિત્યનિયમો પાળ્યા વિના જે અન્ન ખાય છે તે કૂતરા છે.) માત્ર ભંડારા પર્વત ઉપર જઈને ગ્રંથ વાંચ્યા, એકાકાર ભગવાનની શાબ્દિક પ્રાર્થના કરી ને રાત્રે ગામના દેવાલયમાં બે પહોર કીર્તન કર્યાં એટલોજ તુકારામનો કાર્યક્રમ નહોતો; કુલપરંપરાગત શ્રીપાંડુરંગની પૂજા પણ તે નિત્યના નિયમપૂર્વક અને અત્યંત શ્રદ્ધા વડે કરતા હતા. ચૈતન્યઘન ભગવાનની મૂર્તિ પણ ચૈતન્યઘનજ છે. ભગવાન સામે ઉભા છે, ષોડશોપચારે પ્રેમપૂર્વક તેમનું પૂજન કરવું એ પરમ આનંદપ્રદ જીવધર્મ છે. એવા આનંદમગ્ન થઈને તેઓ ભગવાનની પૂજા કરતા હતા.

પૂજાના સઘળા મંત્રો પુરાણોક્તજ છે. ભગવાનની પૂજા કરવાનો અધિકાર સર્વ જીવોને છે. તેમની શ્રદ્ધાયુક્ત-મંત્ર સહિત પૂજા, તેમની પવિત્ર રહેણીકરણી, તેમનું સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓના આધ્યાત્મિક ગ્રંથોનું અવલોકન, નિત્યપાઠ અને કીર્તન, આ બધું એટલું આસ્થાવાળું હતું કે એવા આચારવાળાઓ બ્રાહ્મણોમાં પણ ઘણાજ ઓછા મળી આવશે. મોટા જનસમાજ ઉપર તેમના આ ચરિત્રનો અત્યંત પ્રભાવ પડયો અને તેમની ભગવદ્ભક્તિનો ડંકો સર્વત્ર વાગવા લાગ્યો. પુરાણમતાભિમાનીઓને તુકારામ-નો આ યશ અસહ્ય થવા લાગ્યો. તેમના તરફથી રામેશ્વર ભટ્ટ નામનો એક માણસ તુકારામ સાથે ઝગડવા આગળ આવ્યો, એ પ્રસંગ હવે પછી આવશે. તુકારામના સંસ્કૃત ગ્રંથોના અધ્યયનનો અહીં સુધી વિચાર કર્યો. હવે તેમ-ના પ્રાકૃત ગ્રંથોના અધ્યયનની વાત જોઇએ.

## ૧૪-જ્ઞાનેશ્વરી

તુકારામને જ્ઞાનેશ્વરીનુ કેટલું ઊંડું જ્ઞાન હતું એ બતાવવા માટે જ્ઞાનેશ્વરીનાં અને તેની સાથે સરખામણી કરવા માટે તુકારામનાં વચન અહીં ઉતારીએ છીએઃ—

(૧) રામ હૃદયમાં છે, પરંતુ ભ્રમિત જીવ બાહ્ય વિષયોમાં લુબ્ધ થાય છે. જ્ઞાનેશ્વરી (અ ૦ ૯ )માં આને માટે જળો અને દેડકાની ઉપમાઓ આપેલી છે. ગાયનું દૂધ કેટલું પવિત્ર અને મધુર હોય છે અને હોય છે પણ તદ્દન નજીક! તેમ છતાં જળો તો તેને છોડી દઇ અશુદ્ધ લોહીજ પીએ છે.' (૫૭) ' અથવા કમળકંદ અને દેડકો એકજ સ્થાનમાં રહે છે, તો પણ કમળના મકરંદનું સેવન ભમરોજ કરે છે અને દેડકાના નસીબમાં તો કાદવજ રહે છે.' ( ૫૮ )

શતચરણ અભંગમાં તુકારામે પણ આજ દૃષ્ટાંત આપ્યું છે કે "નામનિંદકોને માટે ભગવાન જળોને માટે દૂધ જેટલાજ દૂર છે."

અને શેરડી એકજ જળના ભિન્ન ભિન્ન રસ છે.'

જ્ઞાનદેવના દૃષ્ટાંતને અહીં તુકારામે વળી વિશેષ મધુર અને સ્પષ્ટ કરી દીધું છે. ઉપાધિભેદથી રાઈ (તામસ), કુંગળી (રાજસ) અને શેરડી (સાત્વિક)માં, જળ ત્રિવિધ હોવા છતાં પણ જળ તો એકજ છે. જળને જેમ પોતાની કોઇ ઈચ્છા અથવા આગ્રહ નથી હોતો, તેજ પ્રમાણે મનુષ્યે નિષ્કામ થવું જોઇએ.

(૧૬) નવમા અધ્યાયમાં ગુહ્ય જ્ઞાન બતાવતાં જ્ઞાનદેવ સંજયની સુખાવસ્થાનું વર્ણન કરે છે—

'(શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં) ચિત્ત ખુશ થઇને સ્થિર થઈ ગયું, વાણી જ્યાંની ત્યાં સ્તબ્ધ થઈ ગઇ, પગથી તે માથા સુધી આખું શરીર રોમાંચિત થઇ ઉઠયું. આંખો અધીં ઉઘડેલી રહી ગઈ અને તેમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં અને અંદર આનંદની જે લહેરો ઉઠી તેનાથી બાહ્યશરીર ધ્રૂજવા લાગ્યું. (૫૨૭, ૫૨૮) આવા મહાસુખના અલૌકિક રસથી જીવની દશા નાશ પામવા લાગી. (૫૩૦)

× × × ×

તુકારામ કહે છે કે—

સ્થિરાવલી વૃત્તી પાંગુળલા પ્રાણ,
અંતરીંચી ખૂણ પાવુનિયાં. ૧
પુંજાળલે નેત્ર આલે અર્ધોન્મીલિત,
કંઠ સદ્દગદિત રોમાંચ આલે-ધ્રુ.
ચિત્ત ચાકાટલેં સ્વરૂપા માઝારી,
ન નિઘેચિ બાહેરી સુખાવલેં. ૨
તુકા મ્હણે સુખેં પ્રેમેસી ડુલ્લત,
વિરાલેં નિશ્ચિત નિશ્ચિંતીને. ૩

અર્થાત્ જ્યારે પોતે પોતાને ઓળખ્યો એટલે વૃત્તિ સ્થિર થઇ ગઈ, પ્રાણની ગતિ રૂંધાઇ ગઇ, પછી તો આંખો ઉઘડી ગઇ, વળી અધીં મીંચાઇ, કંઠ ગદ્દગદ્દ થઇ ગયો તથા રોમેરોમમાં હર્ષ વ્યાપી ગયો. ચિત્ત ચકિત થઈ

ગયું-સ્વસ્વરૂપમાં એક થઈ ગયુ, તે છૂટું પડવાજ ઇચ્છતું ન હતું-આવા પરમસુખની પ્રાપ્તિ થઈ. તુકારામ કહે છે કે, એવી દશા થઇ જતાં મુક્ત પુરુષ પ્રેમસુખપૂર્વક ડોલવા લાગ્યો-તે નિશ્ચિંત બની ગયો.

(૧૭) સંસારમાં રહેતાં છતાં પોતાનુ નિષ્ક્રિયત્વ શી રીતે જાણી શકાય તે વિષે સમજાવતાં જ્ઞાનેશ્વરે બહુરૂપી (અ. ૩-૧૭૬) અને સ્ફટિકનું દૃષ્ટાંત (અ. ૧૫-૨૫૯) આપ્યુ છે. આ બન્ને દૃષ્ટાંત તુકારામે 'નટ-નાટ્ય અવઘે' સંપાદિલે સોંગ' આ અભંગમાં એકસાથે રજુ કર્યાં છે.

(૧૮) આગની પથારી ઉપર સુખની નિદ્રા. (જ્ઞાનેશ્વર)

**તુકારામ**-માકણવાળા ખાટલા પર સુખની કલ્પના!

(૧૯) અદ્વૈતાનુભવથી દેહભાવ છૂટયા પછી, દેહ રહેવા છતાં પણ દેહથી અલગ હોવાનો ભાવ પ્રાપ્ત થતાં કર્મ બંધનકર્તા થતાં નથી. જ્ઞાનદેવ આ બાબતમાં માખણનું દૃષ્ટાંત આપે છે. દહીને વલોવીને જ્યારે તેમાંથી માખણ કાઢી લેવામાં આવે છે, ત્યારે તે માખણ છાશમાં નાખવાથી કોઇ પણ પ્રકારે ભળી જતું નથી. આ વાતને **તુકારામ** આ પ્રમાણે કહે છે કે "દહીમાંથી માખણ અલગ કરી દીધા પછી બન્ને એકબીજામાં મેળવી શકાતાં નથી."

(૨૦) તરસ્યો તરસનેજ પીએ, ભૂખ્યો ભૂખનેજ ખાઇ જાય. (જ્ઞાનેશ્વરી ૧૨-૯૩)

**તુકારામ**—તરસ તરસનેજ પી ગઇ અને ભૂખ ભૂખનેજ ખાઇ ગઇ.

(૨૧) બધાં પ્રાણી મારાંજ અવયવ છે, પરંતુ માયાના યોગથી જીવદશાને પ્રાપ્ત થયાં છે. (જ્ઞાનેશ્વરી ૭-૬૬)

**તુકારામ**—એકજ દેહનાં બધાં અંગ છે અને તેજ બધાં સુખદુઃખ ભોગવે-ભોગવાવે છે.

(૨૨) ગીતાના 'अनित्यमसुखं लोकमिमं प्राप्य भज-

स्व माम्' (અ. ૯–૩૩) આ શ્લોક ઉપર જ્ઞાનેશ્વરી ટીકા (૪૯૧–૫૦૭) અને તુકારામના 'वाटे या जनाचें थोर वा आश्चर्य' તથા 'विषय वोढी भुललें जीव' એ બે અભંગ સરખાવતાં બરાબર સમજાઇ આવે છે કે, તુકારામના વિચારો ઉપર જ્ઞાનેશ્વરીના અધ્યયનનો કેટલો ઉંડો પ્રભાવ પડયો હતો. આ જીવો ભગવાનને કેમ ભજતા નથી, કયા બળ ઉપર ઉન્મત્ત થઇને વિષયભોગમાં મચેલા છે, તેમની આ દશા ઉપર જ્ઞાનેશ્વર–તુકારામ બન્નેને ઘણી દયા આવી છે.

**જ્ઞાનેશ્વર**—અરે ! આ આ લોકો મને ન ભજે એવું કયુ બળ તેમને પ્રાપ્ત થઇ ગયુ છે ? ભોગમાં આટલા બધા નિશ્ચિંત થઇને કેવા પડયા છે ! (૪૯૩)

**તુકારામ**—તેઓમાં કયું એવું બળ છે કે જે તેમને અંતકાળે કામ આવશે ? કોને ભરોસે એ નિશ્ચિંત છે ? યમદૂતોને તેઓ શો જવાબ આપશે ?

**જ્ઞાનેશ્વર**—વિદ્યા કે આયુષ્ય, આ પ્રાણીઓને સુખના એવા કયા બળનો ભરોસો છે કે તેઓ મને ભજતા નથી ? જેટલા ભોગ છે, તે બધા દેહનાજ સુખ–સાધનમાં લાગેલા છે અને દેહ તો કાળના મોંમાં પડેલો છે. (૪૯૪)

**તુકારામ**—સંસારમાં કાળનો કોળિયો બનીને કોણ સુખી થયું છે ?

**જ્ઞાનેશ્વર**—જ્યાં ચોતરફ દાવાનળ ભભુકી રહ્યો હતો, ત્યાંથી પાંડવો શી રીતે બચી શકયા હોત ? આ જીવો આટલા ઉપદ્રવોથી ઘેરાયલા છતાં મને કેમ ભજતા નથી ?

**તુકારામ**—શું આ જીવો મૃત્યુને ભૂલી ગયા છે કે તેમને આ સ્વાદ લાગ્યો છે ? બંધનથી છૂટવા માટે તેઓ દેવકીનંદનને કેમ યાદ કરતા નથી ?

(૨૩) કોઇ માણુસ ગમે તેટલું મગજ ચલાવે પણ

તે ખાંડમાંથી વળી પાછી શેરડી બનાવી શકતો નથી, તેજ પ્રમાણે તેને (ભગવાનને) પ્રાપ્ત કરીને કોઇ જન્મ-મૃત્યુના આ ચક્રાવામાં પડતો નથી. (જ્ઞા. ૮-૨૦૨)

**તુકારામ—સાખરેચા નવ્હે ઊંસ, આમ્હાં કૈચા ગર્ભવાસ ?**

અર્થાત્ જ્યારે ખાંડમાંથી પાછી શેરડી બનતી નથી; તો અમને ગર્ભવાસ ક્યાંથી પ્રાપ્ત થશે ?

(૨૪) ભગવાનના ગુણુ ગાતાં ગાતાં વેદ મૌન થઇ ગયા અને શેષનાગ પણુ થાકી ગયા—'જ્ઞાનમાં વેદો કરતાં કોઈ મોટું' છે ? અથવા શેષનાગથી પણુ બીજું કોઇ વિશેષ બોલનાર છે ? પરંતુ એ શેષનાગ પણુ શય્યા નીચે જઇને છુપાઇ જાય છે અને વેદ 'નેતિ, નેતિ ' કહીને પાછા ફરે છે. વળી સનકાદિ પણુ અવાક્ થઇ ગયા ! (જ્ઞા.૯-૩૭૦,૭૧)

તુકારામ—ત્યાચા પાર નાહીં કળલા વેદાંસી,
આણિકહી ઋષી વિચારિતાં.
સહસ્રમુખેં શેષ શિણુલા બાપુડા,
ચિરલિયા ધડા જીહ્વા ત્યાચ્યા.
(અને) શેષ સ્તુતિ પ્રવર્તલા,
જીહ્વા ચિરૂનિ પલંગ ઝાલા. ૧

અર્થાત્ "વેદો તેમનો પાર પામી શકયા નહિ, ઋષિઓ પણુ વિચારતાજ રહી ગયા. સહસ્ર મુખવાળા શેષનાગ બિચારા થાકી ગયા, તેમના ધડની જીભો બની ગઇ, તોપણુ પાર પામી શકયા નહિ અને શેષજી તો સ્તુતિ કરતા કરતા જીભ ચીરીને પલંગ બની ગયા."

(૨૫) જ્ઞાનેશ્વરીમાં (અ. ૬-૭૦ થી ૭૮ સુધી) દેહાભિમાની જીવ શુકનલિકાન્યાયે પોતાની મેળેજ પોતાના પગ ભરાવીને કેવી રીતે આત્મઘાત કરે છે. તેનું વર્ણન છે. આ શુકનલિકા-ન્યાય ઉપર તુકારામ કહે છે કે—

આપણુચી તારી આપણુચી મારી,
આપણુ ઉદ્ધરી આપણુયાં.

शुकनळिकान्यायें गुंतलासी काय,
विचारूनि पाहें मोकळिया.

अर्थात् 'आ जीवात्मा पोतेज पोतानो तारक अने पोतेज पोतानो मारक छे तथा पोतेज पोतानो उद्धारक छे. रे मुक्त जीव! जरा विचार तो खरो के, शुकनलिकान्यायथी तुं क्यां अटकेलो छे?'

(२६) मोटाओने त्यां नाना-मोटा सौ एकसरखुं भोजन पामे छे. (ज्ञानेश्वरी १८-४८)

तुकाराम—समर्थांसी नाहीं वर्णावर्ण भेद,
सामग्री ते सिद्ध सर्व घरीं. १
न म्हणे सुहृद सोयरा आवश्यक,
राजा आणि रंक सारिखेचि. २

अर्थात् 'समर्थोने त्यां वर्ण-अवर्णनो भेद नथी होतो. सिद्धोने त्यां बधी सामग्री तैयार-सिद्धज होय छे. त्यां पोताना सगासंबंधीओनी वात नथी, कारणके राजा अने रंक बधा त्यां सरखा छे."

## १५-एक पुराणी पोथी

आटले सुधी लखी रह्या पछी देहूमांथी एक एवी जूनी पोथी मळी आवी छे, के जेमां ज्ञानेश्वरीना बारमा अध्यायनी ओवीओ अने एमांथी केटलीक ओवीओनी नीचे तेज अर्थोना तुकारामना अभंगो लखेला हता. बारमा अध्यायमां सगुण भक्तिनुं उत्तम प्रतिपादन करेलुं छे. अने आ कारणे वारकरीसंप्रदायमां तेने खास मानवामां आवे छे. आ पोथी तुकारामनाज वंशना तेमना कोइ पौत्र के प्रपौत्रे लखी हशे. आखीये पोथी अहीं आपवी अशक्य छे; छतां नमूनातरीके तेनां बे-चार अवतरण आ नीचे आपीए छीए—

ज्ञा०—तरि व्यक्त आणि अव्यक्त, तूंचि एक निभ्रांत.
भक्तीं पाविजे व्यक्त, अव्यक्त योगें. २३

(૧) **જ્ઞાનેશ્વર**—વ્યક્ત અને અવ્યક્ત નિઃસંશય તમે એક છો. ભક્તિથી વ્યક્ત ને યોગથી અવ્યક્તરૂપે મળો છો.

**તુકારામ**—જે કોઇ જેનું ધ્યાન ધરે છે તેવાજ દયાળુ ભગવાન બની જાય છે. સગુણ-નિર્ગુણના ધામ તો ઇંટ ઉપર ચરણ ધરીને વિરાજમાન થયેલા છે.

× × × ×

લક્ષુનિયાં યોગી પાહાતી આભાસ,
તેં દિસે આહ્માંસ દૃષ્ટીપુઢેં. ૧

અર્થાત્ યોગી ધ્યાન ધરીને જેનો આભાસ પામે છે, તે અમને અમારી દૃષ્ટિથી પ્રત્યક્ષ દેખાય છે.

(૨) **જ્ઞાનેશ્વર**—એકદેશીય સ્વરૂપ અને સર્વવ્યાપક સ્વરૂપ બન્ને સમાનજ છે. (૨૫)

**તુકારામ**—'જે કહે છે કે વિઠ્ઠલ બ્રહ્મ નથી, તે શું કહે છે તે સાંભળવાની જરૂર નથી.'

(૩) **જ્ઞાનેશ્વર**—જે ૐકારથી પર છે—વાણીથી જે અગમ્ય છે. (૩૧)

**તુકારામ**—જો હું સ્તુતિ કરૂં, તો વેદોથી પણ જે કામ ન બન્યું તે હું કરી શકું. પરંતુ વૈખરીને એ સુખના રસનો સ્વાદ લાગ્યો છે-રસના એજ રસ ઇચ્છે છે.

(૪) **જ્ઞાનેશ્વર**—કર્મેન્દ્રિયો સુખપૂર્વક એ સઘળાં કર્મો કર્યા કરે છે, કે જે વર્ણવિશેષના ભાગ અનુસાર પ્રાપ્ત થાય છે. (૭૬) બીજા પણ જે જે કાયિક, વાચિક, માનસિક ભાવ છે તે બધાને માટે મારા સિવાય બીજું કોઈ ઠામ-ઠેકાણું નથી. (૭૯)

**તુકારામ**—મારા ભાગમાં જે કામ આવ્યું તેજ કરૂં છું, પરંતુ મારો ભાવ તારી અંદરજ રહો. શરીર શરીરના ધર્મનું પાલન કરે છે, પરંતુ અંદરની વાત ઓ મન! તું ભૂલ નહિ.

× × × ×

ક્યાંય કોઇ બીજાનું પ્રયોજન નથી, બધી જગાએ મારે માટે તુંજ તું છે. તન, વાણી અને મન તારાં ચરણોમાં રાખેલાં છે, હવે એ ભગવન્! બીજું કંઇ બાકી રહેલું જણાતું નથી.

(૫) જ્ઞાનેશ્વર—અભ્યાસબળથી કેટલાક અંતરિક્ષમાં ચાલે છે, કેટલાકોએ વાઘ અને સાપના સ્વભાવ બદલી નાખ્યા છે. (૧૧૧) અભ્યાસથી ઝેર પણ પચી જાય છે, સમુદ્ર ઉપર પણ ચાલી શકાય છે. કેટલાકોએ તો અભ્યાસબળથી વેદોને પણ પાછળ રાખી દીધા છે. (૧૧૨) એટલે અભ્યાસને માટે કંઇ પણ દુષ્કર નથી. તો પછી અભ્યાસથી તું મારા સ્થાનમાં આવી જા. (૧૧૩)

તુકારામ—અભ્યાસ વડે કેટલાક એક એક તોલો વછનાગ પણ ખાઇ જાય છે, દૂરથી આંખોએ દેખાતું નથી. અભ્યાસથી સાપને હાથમાં પકડી લે છે, બીજા જોઇનેજ ધ્રૂજવા લાગે છે, પ્રયત્નથી અસાધ્ય પણ સાધ્ય થઇ જાય છે; આનું કારણ તુકારામ કહે છે કે, અભ્યાસ છે.

## ૧૬—એકનાથ મહારાજના ગ્રંથ

હવે એકનાથ મહારાજના ગ્રંથોનું તુકારામ મહારાજને કેટલું ઉત્તમ જ્ઞાન હતું તે જોઇએ. એકનાથી ભાગવત, ભાવાર્થ રામાયણ, છૂટક અભંગો ઇત્યાદિ સાહિત્ય તો પુષ્કળ છે. શ્રીનાથભાગવત અને અભંગજ તુકારામના પાઠ ને અવલોકનમાં ખાસ કરીને રહ્યા હશે. તેના પ્રમાણ માટે અનેક અવતરણ આપી શકાય છે; પરંતુ વધુ વિસ્તાર નહિ કરતાં થોડાંજ પ્રમાણ અહીં આપીએ છીએઃ—

(૧) મારા ભક્તો જે ઘેર આવ્યા તે સમયે બધાં પર્વો તે ઘરને આંગણે આવીને હાજર થયાં જાણવાં. આવા તીર્થરૂપ મહાત્માઓ જ્યારે ઘેર આવે છે, ત્યારે વૈષ્ણવોને માટે એજ દિવસદશેરા–દિવાળી છે. (નાથ ભાગવત, ૧૧–૧૨૬૬)

સંત જ્યારે ઘેર આવે છે, ત્યારે દશેરા—દિવાળી

જેવો આનંદ થાય છે. આ અનુભવ તો સૌનો છે, પરંતુ એકનાથ મહારાજે તેને મૂર્તરૂપ આપ્યું. તેમણે એક અભંગમાં કહ્યું પણ છે કે—

આજી દિવાળી દસરા, શ્રી સાધુ સંત આલે ઘરા. ૧

અર્થાત્ "આજેજ દિવાળી અને દશેરા છે, કે સાધુ-સંત ઘેર પધાર્યા !"

અને તુકારામના અભંગનું આ ચરણ તો અત્યંતજ લોકપ્રિય છે કે—

સાધુ સંત યેતી ઘરા, તોચી દિવાળી દસરા. ૧

(૨) આત્મજ્ઞાનને માટે એવો તરફડાટ થાય કે જેવી જળ વિના માછલી તરફડે છે. (ના. ભા. ૭–૨૩)

જીવનાવેગળી માસોળી, તુકા તૈસા તળમળી. (તુકારામ)

અર્થાત્ "માછલી જેમ જળ બહાર તરફડે છે, તેજ પ્રમાણે તુકારામ પણ તરફડે છે."

(૩) "સંત આધી દેવ મગ." (એકનાથ)

અર્થાત્ "પહેલા સંત પછી દેવતા."

દેવ સારાવે પરતે, સંત પૂજાવે આરતે. ૧ (તુકારામ)

અર્થાત્ "દેવતાઓને પછી રાખવા, પહેલી સંતોની પૂજા કરવી."

(૪) રાંડવા કેલે કાજળ કુંકુ, દેખોનિ જગ લાગે થુંકૂં.
(ના. ભા. ૧૧–૯૬૭)

અર્થાત્ "વિધવા કાજળ લગાવે છે ને સેંથામાં સિંદૂર પૂરે છે, એ જોઇને સંસાર તેના ઉપર થૂકે છે."

કુંકવાચી ઉઠાઠેવ, બોડકાબાઈ કશાલા ? (તુકારામ)

અર્થાત્ "વિધવાને સિંદૂર પૂરીને શું કરવું છે ?"

(૫) "लब्ध्वा जन्मामरप्रार्थ्यं मानुष्यम् "
(श्रीमद्भा० ११, २३, २२)

અંદર તો છલોછલ કપટ ભરેલું હોય છે, તેના પેટમાં દુષ્ટતા ભરેલી છે. ઉંદર પણ દરમાં એકાંતમાં રહે છે, ગધેડો પણ આખે શરીરે ભભૂતિ ચોળે છે, ઘડિયાળ (એક જાતનું જળચર પ્રાણી) પાણીમાંજ રહે છે, કાગડો જળસ્નાન કરે છે. પરંતુ એથી શું? તેમનામાં તો કપટ ભરેલું છે, પેટમાં પાપ ભરેલું છે! આથી તેમને કોઇ સાધુ અથવા પરમાર્થના સાધક નથી કહેતું. વાયુભક્ષણ, ધ્યાન, એકાંતવાસ, ભસ્મ-લેપન, જળમાં બેસીને કે ઉભા થઇને અનુષ્ઠાન કે સ્નાન કરવું—એ બધાં ઇશ્વરપ્રાપ્તિનાં સાધન છે ખરાં, પરંતુ તે કરતાં છતાંયે જો બુદ્ધિ નિર્મળ ન થાય તો તેનાથી કંઇ લાભ થઇ શકતો નથી.

(૯) અદ્વૈત ભક્તિ અને અભેદ ભક્તિના ભાવ અને શબ્દ જ્ઞાનેશ્વરીમાં છે. આજ ભક્તિને એકનાથે "મુક્તિ વરીલ ભક્તિ" (મુક્તિના ઉપરની ભક્તિ) કહેલી છે. નાથ ભાગવતમાં આ શબ્દો પાંચ દશ વાર આવ્યા છે. (અ. ૯, ઓવી ૭૧૦ થી ૮૧૦ સુધી) આજ "મુક્તિની ઉપરની ભક્તિ"નો ઉલ્લેખ તુકારામના એક અભંગના નીચેના એક ચરણમાં છે—

મુક્તી વરીલ ભક્તિ જાણ, અખંડ મુખીં નારાયણ.

અર્થાત્ 'મુખમાં નારાયણના અખંડ નામસ્મરણનેજ મુક્તિ વિષેની ભક્તિ જાણો.'

(૧૦)દેહ બોખટેં મ્હણોનિ ત્યાગાવેં,
તેં મોક્ષસુખાસી નાગવાવેં.
કાં ગોમટેં મ્હણોનિ ભોગાવેં,
તેં અવશ્ય જાવેં નરકાસી. ૨૫૨
તરી હેં ત્યાગાવેં ના ભોગાવેં, મધ્યભાગેં વિભાગાવેં.
આત્મસાધનીં રાખાવેં, નિજસ્વભાવેં હિતાલાગીં.૨૫૩
(નાથભાગવત અ૦ ૯)

અર્થાત્ "દેહને ઘૃણાસ્પદ સમજીને ત્યજી દઇએ તો મોક્ષસુખથી વંચિત રહેવું પડે, જો એને સારો સમજીને

ભોગવીએ તો સીધો નરકનો રસ્તો માપવો પડે. તેથી ન તો તેને તજવો કે ભોગવવો, તેને નિર્લેપ રાખવો. પોતાના સ્વભાવથી આત્મહિતને માટે આત્મસાધનમાં યોજવો.''

શરીરા સુખ નેદાવે ભોગ, ન દ્યાવેં દુઃખ ન કરીં ત્યાગ;
શરીર વોખટેં ના ચાંગ, તુકા મ્હણે વેગ કરીં હરિભજનીં.
(તુકોબાચે નાટાચે અભંગ.)

અર્થાત્ શરીરને સુખ–ભોગ આપવું નહિ, દુઃખ પણ ન દેવું, તેનો ત્યાગ પણ ન કરવો. શરીર સારૂં નથી તેમ ખોટું પણ નથી. તુકારામ કહે છે કે, એને જલદી હરિભજનમાં જોડો.'

એકનાથનું ભાવાર્થ રામાયણ પણ તુકારામે જોયું હતું એ નિઃશંક છે. ભાવાર્થ રામાયણમાંથી અહીં બે અવતરણ લઇએ છીએ–

(૧૧) તંવાચી વૈરાગ્યાચ્યા ગોષ્ટી,
જંવ સુંદર વનિતા ન દેખે દૃષ્ટી.

અર્થાત્ વૈરાગ્યની વાતો ત્યાં સુધીજ થાય છે, કે જ્યાં સુધી કોઇ સુંદર સ્ત્રી નજર સામે આવી નથી.

તોંવરી તોંવરી વૈરાગ્યાચ્યા ગોષ્ટી,
જંવ સુંદર વનિતા દૃષ્ટિ પડલી. (તુકારામ)

અર્થાત્ 'વૈરાગ્યની વાતો બસ ત્યાંસુધીજ થાય છે કે જ્યાંસુધી કોઇ સુંદર સ્ત્રી ઉપર દૃષ્ટિ પડી નથી.'

(૧૨) શ્રીરામનામેવીણ જેં તોંડ, તેં કેવળ જાણ ચર્મકુંડ,
ભીતરીં જિવ્હા ચામખંડ, કવિત્વકાંટે કાંટલી.
(અર૦ ૧-૯)

અર્થાત્ જે મુખમાં રામનામ નથી, તે મુખ કેવળ ચામડાનો કુંડ છે. અંદર જે જીભ છે તે ચામડાનો ટુકડો છે.

નામ ન મ્હણે જ્યાચેં તોંડ, તેંચિ ચર્મકાચેં કુંડ. ૫

અર્થાત 'જેના મુખમાં ભગવાનનું નામ નથી તે મુખ

ચમારના કુંડ જેવું છે.' (તુકારામ)

એકનાથ અને તુકારામ બન્નેના અભંગોનો સંગ્રહ પ્રસિદ્ધ છે. એકનાથના અભંગોનો પાઠ અને અધ્યયન તુકારામે કરેલો અને તેમના મન-વાણી પર તેનો ભારે પ્રભાવ પડયો છે. અહીં એકનાથ ને તુકારામની થોડીક ઉક્તિઓ મેળવી જોઇએ. પહેલાં નાથનાં વચનો આપીએ છીએ, પછી તુકારામનાં. વાચક એજ ક્રમથી બન્નેને મેળવીને વાંચે-

(૧) વર્ણાવી તે થોરી એકા સદ્‌ગુરૂચી,
– યેરા માનવાચી કામા નયે. ૧

અર્થાત્ એક સદ્‌ગુરુનોજ મહિમા ગાયા કરવો, બીજા મનુષ્યોની સ્તુતિ કંઇજ કામ આવશે નહિ.

વર્ણાવી તે થોરી એકા વિઠ્ઠલાચી,
કીર્તિ માનવાચી બોલૂં નયે. ૧

અર્થાત્ માત્ર વિઠ્ઠલનોજ મહિમા ગાયા કરવો, મનુષ્યનાં ગીત ન ગાવાં.

(૨) ચિંતનાસી ન લગે વેળ, કાંહીં તયા ન લગે મોલ.
વાચે સદા સર્વકાલ, રામકૃષ્ણ હરિ ગોવિંદ. ૧

અર્થાત્ 'ચિંતનમાટે કોઇ સમય લાગતો નથી, તેને માટે કંઇ મૂલ્ય આપવું પડતું નથી. બધો સમય 'રામકૃષ્ણ હરિ ગોવિંદ'નું નામ જીભ ઉપર રાખ્યા કરવું.

ચિંતનાસી ન લગે વેળ, સર્વ કાળ કરાવેં.

અર્થાત્ ' ચિંતનને માટે કંઇ ખાસ સમય નહિ જોઇએ, બધો વખતજ કરતા રહેવું.'

(૩) ચિંતન તેં કરી સદા, રામકૃષ્ણ હરિ ગોવિંદ. ૧
હેંચિ એક સત્ય સાર, વાયાં વ્યુત્પત્તીચા ભાર. ૨

હમેશાં 'રામકૃષ્ણ હરિ-ગોવિંદ' નું ચિંતન કરો. એજ એક સત્ય સાર છે, વ્યુત્પત્તિનો ભાર તદ્દન નકામો છે.

હેંચિ એક સત્ય સાર, વાઉગા વ્યુત્પત્તીચા ભાર, ૧

અર્થાત્ એજ એક સત્ય સાર છે અને વ્યુત્પત્તિનો ભાર તો નકામો છે.

(૪) દ્રવ્ય ઘેઊનિયાં કથા જે કરિતી,
ઉભયતાં જાતી નરકામધ્યેં.

અર્થાત્ દ્રવ્ય લઈને જે કથા-કીર્તન કરે છે, તેઓ બન્નેય નરકમાં જાય છે.

કથા કરોનિયાં દ્રવ્ય દેતી ઘેતી,
તેહી દોઘે જાતી નરકામધ્યેં.

અર્થાત્ કથાકીર્તન કરીને જેઓ દ્રવ્ય લે છે અથવા આપે છે, તેઓ બન્નેય નરકમાં જાય છે.

(૫) ગીતા અને ભાગવત ઉપર તુકારામ અને એકનાથ બન્નેનો અનહદ પ્રેમ હતો. બન્નેયે નામ-સ્મરણનો ઉપદેશ દીધો છે અને બન્નેનાં હૃદયમાં હરિહરનો ઐકયભાવ હતો—

આયુષ્યઅંતવરી નામસ્મરણ, ગીતાભાગવતાચેં શ્રવણ,
વિષ્ણુશિવમૂર્તીચેં ધ્યાન, હેંચિ દેણં સર્વથા.

અર્થાત્ 'આયુષ્ય પહોંચતા સુધી નામ-સ્મરણ કરતા રહેવું, ગીતા-ભાગવતનું શ્રવણ કરવું અને હરિહરની મૂર્તિનું ધ્યાન કરવું'—

ગીતા ભાગવત કરિતી શ્રવણ,આણીક ચિંતન વિઠોબાચેં.

'ગીતા અને ભાગવતનું શ્રવણ કરે છે, અને વિઠોબાનું ચિંતન કરે છે.'

(૬) તુમચ્યા સેવેચા મહિમા, મજ ન કળે પુરુષોત્તમા.(ના૦)

તુમચ્યા નામાચા મહિમા, મજ ન કળે પુરુષોત્તમા. (તુ૦)

અર્થાત્ આપના નામનો મહિમા હે પુરુષોત્તમ ! હું સમજી શકતો નથી.

(૭) નકા કરૂં કર્માકર્મ, તુમ્હાં સાંગતો મી વર્મ;
શ્રીરામાચેં નામ, અટ્ટહાસેં ઉચ્ચારા. ૧ (નાથ)

અર્થાત્ કર્માકર્મના ચક્કરમાં ન પડો. હું અંતરની વાત બતાવું છું. શ્રીરામનુ નામ આનંદપૂર્વક ઉચ્ચારો.

કળે ન કળે જ્યા ધર્મ, એકા સાંગતાં રે વર્મ;
માઝ્યા વિઠોબાચેં નામ, અટ્ટહાસેં ઉચ્ચારા. ૧ (તુ૦)

અર્થાત્ જે ધર્મને સમજે છે અને નથી સમજતા તેઓ સૌ સાંભળો, હું રહસ્યની વાત બતાવું છું. મારા વિઠોબાનું નામ આનંદ-ઉલ્લાસપૂર્વક ઉચ્ચારો.

(૮) સ્ત્રીને અધીન થઇને પુરુષ સ્રૈણ ન બને, તેના ઈશારા ઉપર નાચીને પોતાના પરમાર્થને ગુમાવી ન દે. એકનાથ અને તુકારામ બન્નેનો આજ ઉપદેશ છે.

બાઇલેચ્યા આધીન હોય જ્યાચેં જિણેં,
તયા અધમા નરકીં ચેણેં. ૧
બાઇલે મનોગતેં ઐસા ચાલે,
નાવડતી કોણાચે તયા બોલ. ૨ (નાથ)

અર્થાત્ જેનુ જીવન સ્ત્રીને અધીન થઈ જાય છે તે અધમને નરકમાં જવું પડે છે. સ્ત્રીનું વલણ જોઇને તે વર્તે છે, બીજા કોઇની વાત તેને સારી લાગતી નથી. (એકનાથ)

બાઇલેઆધીન હોય જ્યાચેં જિણેં;
તયાચ્યા અવલોકનેં પડિજે દોષ.
કાસયા તે જંત જિતાચી સંસારીં,
માકડાચ્યા પરી ગારોડયાચ્યા.
બાઇલેચ્યા મના ચેઇલ તેં ખરેં,
અભાગી તેં પુરેં બાઇલેચેં. ૩ (તુકા૦)

અર્થાત્ જેનુ જીવન સ્ત્રીને અધીન હોય છે તેને જોવાથી પણ દોષ લાગે છે. એ બધા જંતુઓ સંસારમાં કોણ જાણે શા માટે મદારીના માંકડાની પેઠે જીવે છે? સ્ત્રીની મનોવાંછનાનેજ જે સત્ય સમજે છે, તે સ્રૈણ સાચેજ પૂરેપુરો અભાગીઓ છે. (તુકારામ)

અહી 'મદારીના વાંદરા'ની વાત વાંચીને જ્ઞાનેશ્વરીની

એક એવી યાદ આવે છે. તેમાં કહ્યું છે કે, 'સ્રીના ચિત્ત-નું જે આરાધન કરે છે, તેનાજ ઉપર નાચે છે, તે મદારીના માંકડા જેવો છે.' (અ. ૧૩-૭૯૩)

(૯) હરિ-હરના અભેદના સંબંધમાં બન્નેના અભંગ જોવા જેવા છે. એકનાથના ત્રણ અભંગોનું એકએક ચરણ લેવાથી તુકારામનો એક અભંગ બને છે!

હરિહરા ભેદ, નકા કરૂં અનુવાદ,
ધરિતાં રે ભેદ, અધમ તો જાણીજે. ૧

આ એક અભંગનું પ્રથમ ચરણ છે. બીજા એક અભંગનું ત્રીજું ચરણ આ પ્રમાણે છે—

ગોડીસી સાખર સાખરેસી ગોડી,
નિવડિતાં અર્થ ઘડી દુજી નવ્હે.

એક ત્રીજા અભંગનું ચરણ આ પ્રમાણે છે—

એકા વેલાંટીચી આઢી, મૂર્ખ નેણતી બાપુડી'. ૧

આ ત્રણે ચરણોનો ભાવ એ છે કે 'હરિ અને હરમાં ભેદની કલ્પના કરીને તેનો પ્રચાર ન કરો. જે એવો ભેદ રાખે તેને અધમ સમજવો. મિઠાશમાં ખાંડ છે ને ખાંડમાં મિઠાશ છે; અર્થ વિચારો તો ચીજ એકજ છે.' 'એક રક્ષકનીજ વાડ છે, એ વાત બિચારા મૂર્ખાઓ નથી સમજતા-નથી જાણતા.'

આ ત્રણે ચરણોમાં જે ભાવ છે, તે તુકારામના જે અભંગમાં એકત્ર થયા છે, તે અભંગ હવે જુઓ—

હારહરાં ભેદ, નાહીં નકા કરૂં વાદ. ૧
એક એકાચેં હૃદયીં, ગોડી સાખરે ચે ઠાયીં. ધ્રુ૦
ભેદકાસી નાડ, એક વેલાંટીં ચ આડ. ૨
ઉજવા વામ ભાગ, તુકા મ્હણે એકચિ અંગ. ૩

અર્થાત્ 'હરિ-હરમાં ભેદ નથી, નકામી માથાકૂટ ન કરો. બન્ને એકબીજાના હૃદયમાં છે, જેમ મિઠાશ ખાંડમાં

આલા નાંવા રૂપા તુકા મ્હણે જાલા સોપા. ૧ (તુકા૦)

અર્થાત્ (ભગવાન્) નામ-રૂપમાં આવી ગયા, તેથી સુગમ થઇ ગયા. (તુકારામ)

(૧૭) કોઇ કોઈ સ્થળે જણાય છે કે એકનાથ મહારાજના અભંગનું મનન કરતાં કરતાં કયાંક તેમનાં વચનોની પૂર્તિરૂપે અને કયાંક પ્રેમથી તેમની વાતનો ઉત્તર આપવા માટે તુકારામે અભંગ રચ્યા છે. એકનાથ મહારાજનો એક અભંગ છેઃ—"દેવાચે તે આપ્ત જાણાવે તે સંત" (ભગવાનના જે આપ્તજન છે, તેઓજ સંત છે.) જાણે આજ અભંગની પૂર્તિને માટે તુકારામે "નહ્હતી તે સંત કરિતાં કવિત્વ" (જેઓ કવિતા કરે છે, તેઓ સંત નથી) ઇત્યાદિ અભંગ રચ્યા છે. બહિણાબાઇની મૂળ "સર્વસંગ્રહ ગાથા" મને શિઊરમાંથી તેમના વંશજો પાસેથી મળી છે. તેમાં વચમાંજ એક પાના પર એકનાથ મહારાજના 'બ્રહ્મ સર્વગત સદા સમ' ઇત્યાદિ અભંગ લખેલા હતા. આ અભંગનું ધ્રુવપદ 'કૈસે કાસયાને ભેટતી તે સાધુ' (આવા મહાત્મા કેવી રીતે મળે છે?) આજ અભંગની નીચે તુકારામનો 'ઐસે ઐસિયાને ભેટતી તે સાધુ' (આવા મહાત્મા આ રીતે મળે છે.) ઇત્યાદિ અભંગ આપેલા છે.

(૧૮) જ્ઞાનેશ્વરીની નાથ ભાગવત ઉપર અને એ બન્ને ગ્રંથોની તુકારામના અભંગો ઉપર વિલક્ષણ અસર પડેલી જણાય છે. અર્જુન જ્યારે મોહથી વ્યાકુળ થઈ ગયો ત્યારે 'સ્નેહની કઠિનતા' બતાવતાં જ્ઞાનદેવ કહે છે કે—

જૈસેં ભ્રમર ભેદી કોડેં, ભલતૈસેં કાષ્ઠ કોરડેં,
પરિ કળિકેમાજિ સાંપડે, કોંવળિયે. ૨૦૧
તેથ ઉત્તીર્ણ હોઇલ પ્રાણેં, પરિ તેં કમળદળ ચિરૂં નેણે.
તૈસેં કઠિણ કોવળેપણેં, સ્નેહ દેખા. ૨૦૨ (અ૦ ૨)

ભમરો ગમે તેવા કઠણ લાકડાને મોજથી કોરી નાખીને તેને પોલું બનાવી દે છે, પરંતુ કોમળ કળીમાં

આવીને ફસાઇજ જાય છે. (૨૦૧) તે પ્રાણોને તજી દેશે. પણ કમળદલને ચીરશે નહિ. સ્નેહ કોમળ હોવાથી આવો કઠણ છે. (૨૨૨, અધ્યાય ૧)

ભમરાનું આ દૃષ્ટાંત એકનાથ મહારાજે ગ્રહણ કર્યું છે, અને સાથેજ તેમાં તેમણે ગૃહસ્થોનું નિત્યપરિચિત અને બાળકનું દૃષ્ટાંત જોડયું છે—

જો શુષ્ક કાષ્ટ સ્વયેં કોરી, તો કોંવળ્યા કમળામાઝારી;
ભ્રમર ગુંતલા પ્રીતીવરી, કેસર માઝારીં કુંચંબો નેદી.
બાળ પાલવી ઘાલી પિળા, તેણેં બાપુ રાહે થોકલા.
તરી કાય તો નિર્બળ જાહલા, ના તો સ્નેહેં ભુલલા હળેના.
(નાથ ભાગવત અ૦ ૨)

અર્થાત્ જે ભમરો સુખપૂર્વક લાકડાને કોરી નાખે છે, તેજ કોમળ કમળની વચ્ચે પ્રેમપૂર્વક બીડાઇ જાય છે, કેસરને જરા પણ ધક્કો લાગવા દેતો નથી. આજ પ્રમાણે બાળક જ્યારે બાપનો છેડો પકડી લે છે, ત્યારે બાપ ત્યાંજ ઉભો રહી જાય છે, તેથી બાપ દુર્બળ છે, એમ કંઇ નથી. પરંતુ તે સ્નેહવશ થઇનેજ ત્યાં ઉભો રહે છે.

(ના૦ ભા૦ ૨–૭૭૭–૭૭૯)

તુકારામે પોતાના અભંગમાં આ બન્ને દૃષ્ટાંતોનો ઉપયોગ કર્યો છે—

નાહીં કાષ્ટાચા ગુમાન, ગોવી ભ્રમરા સુમન. ૧
પ્રેમ પ્રીતીચેં બાંધલેં, તેં ન સુટે કાંહીં કેલેં. ધ્રુ૦
પદરીં ઘાલી પિળા, બાપ નિર્બળ સાટીં બાળા. ૨
તુકા મ્હણે ભાવેં, ભેણેં દેણેં આકારાવેં. ૩

અર્થાત્ 'જે ભમરો લાકડાને કંઇ વિસાતમાં ગણતો નથી, તેને ફૂલ ફસાવી લે છે. "પ્રેમ–પ્રીતિનો બંધાયેલો' તે કોઇપણ પ્રકારે છૂટતો નથી. બાળક છેડો પકડે છે, ત્યારે બાપ બાળકની આગળ લાચાર બની જાય છે. તુકારામ કહે છે કે, ભાવથી અથવા ભયથી ભગવાનને ભજો."

તુકારામનો એક બીજો અભંગ છે, જેમાં બાળકનું બીજું દૃષ્ટાંત પણ છે—

પ્રીતીચા કળહ, પદરાસી ઘાલી પીળ,
સરોં નેદી બાળ, માગેંપુઢેં પિત્યાસી. ૧
કાય લાગે ત્યાસી બળ, હેલાવિતા કોણ કાળ,
ગોવિતી સબળ, જાળી સ્નેહસૂત્રાચી. ૨

અર્થાત્ "પ્રેમનો કલહ છે. બાળક છેડો પકડીને ઉભો રહે છે. બાપને એકે તરફ ખસવા દેતો નથી. જો તેનો બાપ ઈચ્છે તો બાળકને તરછોડી શકે છે. એમાં કયા ભારે બળની જરૂર છે? અને તરછોડવામાં વાર પણ કેટલી લાગે? પરંતુ સ્નેહસૂત્રની જાળ એવી છે કે બળવાન પણ તેમાં ફસાઈ જાય છે."

એકનાથ મહારાજની શૈલીમા વિસ્તારપૂર્ણ હોય છે, જ્યારે તુકારામની વાણી સૂત્ર જેવી ચુસ્ત અને સ્વચ્છ હોય છે. જ્ઞાનેશ્વરી ને નાથ ભાગવતનુ અધ્યયન તુકારામે ઘણી સારી રીતે કર્યું છે. નાથ ભાગવત જ્ઞાનેશ્વરીને સ્પષ્ટ રીતે સમજાવે છે. એ બન્ને ગ્રંથોનો જેણે સંપૂર્ણ અભ્યાસ કર્યો હોય, તેજ તુકારામનાં સૂત્રરૂપ વચનોની ગુંચોને ઉકેલી શકે છે. ઉદાહરણતરીકે આ અભંગ લઈએ—

ગોદેકાઠીં હોતા આડ, કરૂની કોડ કવતુક. ૧
દેખણ્યાંની એક કેલે, આઈત્યા નેલેં જિવનાપેં. ધ્રુ૦
સાખોનિયાં હોતો ઠાવ, અલ્પ જીવ લાવૂની. ૨
તુકા મ્હણે ફિટે ધણી, હે સજ્જનીં વિશ્રાંતી. ૩

અર્થાત્ "ગોદાવરીને કિનારે એક કૂવો હતો, વરસાદના જળથી ભરપૂર ભરેલો હતો અને મઝાનો હતો. હું પણ ત્યાં મારા પ્રાણને ધારણ કરીને, સ્થળ કરીને બેઠો હતો. પરંતુ જોનારાઓએ એક ઉપકાર કર્યો. તેઓ મને નદીના વહેતા પાણીમાં લઈ ગયા, ત્યાં મને તૃપ્તિ થઈ. આ વિશ્રામ સત્સંગથીજ મળ્યો."

આટલાથીજ એનો સંપૂર્ણ અર્થ નથી સમજાતો.

'જોનારાઓએ ઉપકાર કર્યો' એ 'જોનારા' કોણ? 'ગોદાવરી' કયી અને આ કૂવો તે શું છે? જોનારા સંત છે, તેઓજ નદીના વહેતા જળમાં લઈ ગયા. આ એમણે મોટો 'ઉપકાર' કર્યો. આ ઉપકારની કૃતજ્ઞતા પ્રગટ કરવા માટે આ અભંગ રચાયો છે. એ સંતપરક છે. સંસારસાગરને પાર કરવાના અનેક ઉપાય છે. તેમાં મુખ્ય જ્ઞાન અને ભક્તિ છે. ભક્તિનો માર્ગ સ્પષ્ટ, નિર્વિઘ્ન અને નિત્યનિર્મળ છે; જ્ઞાનમાર્ગ મધ્યમ અને કલાહીન છે. ભક્તિમાર્ગ એજ ગોદાવરી—અખંડ પ્રવાહવાળી કલકલ નાદ કરતી—નદી છે અને જ્ઞાનમાર્ગજ 'કૂવો' છે. નાથ ભાગવતના ૧૧ મા અધ્યાયમાં ૪૮ મા શ્લોક ઉપર નાથ મહારાજનું જે ભાષ્ય છે, તેમાં આ અભંગનું મૂળ છે.

प्रायेण भक्तियोगेन सत्संगेन विनोद्धव ।
नोपायो विद्यते सम्यक् प्रायणं हि सतामहम् ॥

આજ શ્લોક ઉપર એ ભાષ્ય છે. શ્લોકનો ભાવ એવો છે કે 'સત્સંગથી મળનારા ભક્તિયોગ વિના ભગવત્પ્રાપ્તિનો બીજો ઉત્તમ ઉપાય ઘણે ભાગે નથીજ. કારણ કે સંતોનો ઉત્તમ આશ્રય હુંજ છું.' આ ભગવદ્વચન છે, એના ઉપર નાથ-ભાષ્ય આ પ્રમાણે છે—

"ખેતરમાં પાણી પાવું હોય તો કોસ, વરત ને નીક એજ ઉપાય છે. કોસ વડે કૂવામાંથી પાણી કાઢો તો મહામહેનતે થોડુંક પાણી નીકળશે. વળી કોસની સાથે વરત અને એક જોડી બળદ પણ જોઈશે. પછી બરાબર બળદોને ડચકારા બોલાવતાં બોલાવતાં હાંકીને ને ખેંચાવીને પાણી કાઢશો, તો તેના વડે જમીન થોડીજ ભીંજાશે, પરંતુ નદીની નહેરની આ વાત નથી. જ્યાં તેના જળ-પ્રવાહને માટે રસ્તો કર્યો એટલે તો રાતદિવસ ખળખળાટ કરતું પાણી 'વહેતુંજ રહેશે.' (૧૫૩૧-૩૨-૩૪)

આ કોસથી પાણી કાઢવું એજ જ્ઞાનમાર્ગ છે.

મોટેચેં પાણી તૈસેં જ્ઞાન, કરુનિ વેદશાસ્ત્રપઠણ,
નિત્યાનિત્યવિવેકાસી જાણ, પંડિત વિચક્ષણ બૈસતી. ૧૫૩૫

અર્થાત્ 'કોસથી જેમ પાણી કાઢવાનું છે, તેવુંજ જ્ઞાનનું છે. વેદ અને શાસ્ત્ર વાંચીને એ વિચક્ષણ પંડિતો નિત્યાનિત્યવિવેક કરવા બેસે છે.' ત્યારે શું થાય છે ?—

એક કર્માકડે ઓઢી, એક સંન્યાસાકડે ઓઢી.

અર્થાત્ ' એક કર્મ તરફ ખેંચે છે, બીજો સંન્યાસ તરફ.' કોઇ તપ બતાવે છે તો કોઈ પુરશ્ચરણ. કોઇ વેદાધ્યયન, કોઈ દાન અને કોઇ યોગ બતાવે છે. જેની મતિમાં જે આવ્યું તેજ તેણે સારરૂપે બતાવ્યું.

' જ્ઞાનમાર્ગની આવી ગતિ છે. અનેક પ્રકારનાં વિઘ્ન આવે છે. વિકલ્પ-વ્યુત્પત્તિ ઉઠી જાય છે. ત્યાં મારી ' પોતાની પ્રાપ્તિ' નથી હોતી. ' (૧૫૪૧)

' પરંતુ મારી ભક્તિની આ વાત નથી. નામમાત્રથી ( મારા ભક્ત ) મને પામે છે. ' (૧૫૪૨)

\+ + + +

ગંગાપ્રવાહ જેવા હરિનામના ખળખળાટમાં બિચારાં વિઘ્નોને માટે કોઈ ઠામ–ઠેકાણું રહેતું નથી. તેથી 'ભક્તિથી વિશેષ બીજો કોઇ માર્ગ નથી. ' આમ છતાં સઘળા લોકો ભકિત કેમ નથી કરતા ? એનો ઉત્તર આ છેઃ–' જો કોટી જન્મોની પુણ્ય–સંપત્તિ ગાંઠે બાંધેલી હોય તો મારા સંતોની સંગતિ મળે છે અને સત્સંગતિથીજ ભકિત ઉલ્લાસ પામે છે. ' (૧૫૫૧)

અસ્તુ. એકનાથ મહારાજની એ ઓવીઓના ભાવ જ્યારે અંતઃકરણમાં ભર્યા હતા તે સમયે તુકારામના ચિત્તમાં આ અભંગો સ્ફુર્યા હશે, એ વાત તદ્દન સ્પષ્ટ છે. ' ગ્રંથાધ્યયન તથા અન્ય સાધનોથી પ્રાપ્ત થનારા જ્ઞાનને ભરોસે જ્યારે હું બેઠો હતો ત્યારે સંતોએ દયા કરીને મને પરમાત્માની ભકિતરૂપ મહાગંગામાં લાવીને છોડી

દીધો.' આજ વાત તુકારામને પોતાના અભંગમાં કહેવી હતી. તેમણે એકનાથ મહારાજને 'મારા જીવનના જીવન એક જનાર્દનજ છે' એમ કહી અનેક સ્થળે સ્મરણ કરીને તેમનું 'વાગ્ઋણ' વાળ્યું છે.

## ૧૭–નામદેવના અભંગ

હવે નામદેવ તરફ વળીએ. નામદેવના અભંગોની 'ગાથા' સુવ્યવસ્થિતરૂપે છપાઇ નથી તેથી તથા તુકારામ નામદેવનાજ અવતાર હતા, તેથી પણ તેમનો સંબંધ અવતરણો આપીને દેખાડવાની આવશ્યકતા નથી. જે જે વિષયો ઉપર નામદેવના અભંગ છે લગભગ તે બધા વિષયો ઉપર તુકારામના પણ અભંગ છે. નામદેવની સગુણભકિત ઘણી ઉત્કટ અને હાર્દિક પ્રેમથી ભરપૂર છે, તેમની મધુર ભકિત મધુરતમ છે. આ વિષે નામદેવ તે નામદેવજ છે. નામદેવ પોતાના ઘરનાં સો લોકો સહિત–દાસીઓ વગેરે સાથે પણ સર્વથા પાંડુરંગના છે અને ભગવાન સાથે તેમને અર્જુનના જેવી સખ્ય ભકિત છે. ભગવાન નામદેવના ઘરના માણસ જેવાજ–તેમની સાથે રાતદહાડો રહેનારા, રમનારા, બોલનારા, પ્રેમકલહ કરનારા ઘરના માણસજ–બની ગયા છે. 'હું પામ્યો નિજ મર્મ, સાધ્યું ભાગવત ધર્મ.' એ માટેજ નામદેવનો અવતાર થયો હતો. નામદેવ આ યુગના ઉદ્ધવજ હતા. ભગવાન સાથે તેઓ પ્રેમપૂર્વક વાતો કરતા હતા. 'અરી મેરી માઇ સંતનકી છાંઇ, સુમિરત પનહાઇ પ્રેમામૃત' વગેરે વગેરે કહેતાં કહેતાં તે ભગવાનને અતિ મધુર લાડ લડાવતા અને ભગવાન પણ પોતાના ષડ્ગુણ અને ઐશ્વર્યને ભૂલી જઇ તેમના પ્રેમને વશ થઇ જતા. ભકત–ભગવાનની એ પ્રેમપૂર્ણ કોમળતા નામદેવની વાણીથીજ જાણવી જોઇએ. નામદેવ ભગવાનને કહે છે કે, તમે પક્ષિણી છો, હું અંડજ છું; તમે મૃગલી છો, હું મૃગબાળ છું; તમે માતા છો, હું બાળક છું; તમે કૃષ્ણ છો, હું રુકિમણી છું; તમે સમુદ્ર છો, હું દ્વારકા છું; તમે તુલસી

છો, હું મંજરી છું; ભગવાનની સાથે નામદેવની એવી વિલક્ષણ મિત્રતા હતી. આ જોઈને તથા મૃદુતામાં માખણને પણ મ્હાત કરનારી તેમની મધુર વાણી સાંભળીને પથ્થર પણ પોતાનું જડપણું છોડીને દ્રવિત થઇ જાય. બાકી બધી બાબતોમાં નામદેવનીજ સંશોધિત અને સંવર્દ્ધિત આવૃત્તિ તુકારામ હતા. તેમની વાણીમાં ભગવદ્‌ભકત–લોકોદ્ધારક મહાપુરુષની જે દિવ્ય સ્ફૂર્તિ, જે ચમક, જે પ્રખરતાને જે ઓજ ભરેલું છે તે અલૌકિકજ છે. પરંતુ અહીં અમારે નામદેવ–તુકારામની તુલના કરવાની નથી. નામદેવજ તુકારામના રૂપમાં ધર્મકાર્યાર્થે અવતર્યા હતા, તેથી નામદેવનું જે મહાન કાર્ય બાકી હતું, તેજ તુકારામે કર્યું, એજ કહેવું ઉચિત છે. બન્નેના અભંગોમાં જે સામ્ય છે તે હવે આપણે જોઈએ.

કેટલાંક ચરણ બન્નેના અભંગોમાં તદ્દન એકસરખાં છે. જેમકે '**દેવાવીણ ઓસ સ્થળ નાહીં**' આ નામદેવનું ચરણ છે અને તુકારામે કહ્યું છે કે 'દેવાવીણ ઠાવ રિતા કોઠેં આહે?' બન્નેની મતલબ એકજ છે–અર્થાત્ 'ભગવાન્ સિવાય કોઇ સ્થાન ખાલી નથી.' એકાદ શબ્દનો ફેરફાર છે, પરંતુ એક સામાન્ય કથન છે અને પ્રશ્નરૂપમાં છે. નામદેવનું બીજું ચરણ છેઃ 'પંઢરીચ્યા સુખા, અંતપાર નાહીં દેખા.' નામદેવ કહે છેઃ 'વીતભર પોટ લાગલેં સે પાઠી' અને તુકારામ કહે છે કે 'પોટ લાગલેં પાઠીશીં હિંડવિતે દેશોદેશી' ('પેટ પાછળ પડેલું છે અને દેશે–દેશ ફેરવી રહ્યું છે.') જૂઠ વિષે તેઓ બન્નેના ચાર ચાર અભંગ છે. નામદેવે ભકિતની ઉત્કટતાથી બધી જૂઠ પોતાના ઉપરજ ઓઢી લીધી છે. કહે છે કે 'મારૂં ગાવું જૂઠું, મારૂં નાચવું જૂઠું, મારૂં જ્ઞાન જૂઠું અને ધ્યાન પણ જૂઠું.' અને તુકારામ કહે છે કે 'લટિકેં તેં જ્ઞાન લટિકેં તેં ધ્યાન, જરી હરિ–કીર્તન પ્રિય નાહીં' (જે મનુષ્યને હરિકીર્તન પ્રિય ન હોય તેનું જ્ઞાન જૂઠું અને તેનું ધ્યાન પણ જૂઠું.) તુકારામે જૂઠ પોતે ઓઢી લીધી નથી, પરંતુ

જૂઠાઓને છેડે બંધાવી છે.

(૧) નામદેવના એક અભંગનો ભાવાર્થ છે કેઃ—

(૧) આહ્મી હોતાં પંઢરીસી, આમચી જુનાટ મિરાસી. ૧
રાહી રખુમાઈ માતા, પાંડરંગ આમુચા પિતા. ધ્રુ૦
પુંડલીક આમુચા ભાઇ, ચંદ્રભાગા બહિણાઇ. ૨
નામા મ્હણે હો શેવટીં, ઘર ચંદ્રભાગે કાંઠીં. ૩

અર્થાત્ "હું પંઢરીમાં હતો, એ અમારી પુરાતન કુલપરંપરાગત ભૂમિ છે. રાણી રખુમાઇ અમારી માતા અને પાંડુરંગ અમારા પિતા છે. (ધ્રુ૦) પુંડલીક અમારા ભાઇ અને ચંદ્રભાગા બહેન છે. નામદેવ કહે છે કે, છેલ્લે અમારું ઘર ચંદ્રભાગને કિનારે છે."

આજ આશયનો તુકોબાનો અભંગ આ પ્રમાણે છેઃ-

આમચી મિરાસ પંઢરી, આમચેં ઘર ભીમાતીરીં. ૧
પાંડરંગ આમુચા પિતા, રખુમાઇ આમુચી માતા. ધ્રુ૦
ભાઊ પુંડલીક મુની, ચંદ્રભાગા આમુચી બહિણી.૨
તુકા જુનાટ મિરાસી, ઠાવ દિલા પાયાંપાશી. ૩

અર્થાત્ "અમારી કુલપરંપરાગત ભૂમિ પંઢરી છે, અમારૂ ઘર ભીમાને કિનારે છે. પાંડુરંગ અમારા પિતા અને રખુમાઇ અમારાં માતા છે. (ધ્રુ૦) ભાઇ પુંડલીક મુનિ અને બહેન ચંદ્રભાગા છે. તુકારામનો એ પુરાતન પરંપરાગત અધિકાર છે કે ચરણોની નજીકમાં રહું છું."

(૨) દેવા, માઝેં મન કરોનિ સ્વાધીન,
નિમોળી સ્વામીપણ ભોગસી ના. ૧
કુકાચા કામારા વોળગે નિરંતર,
ન ઘાલી તુજ ભાર કલ્પનેચા. ૨ (નામદેવ)

અર્થાત્ હે ભગવન્ ! મારૂં મન આપને અધીન કરીને વગર પૈસાનું સ્વામિત્વ કેમ ભોગવતા નથી ? હું મફતનો નોકર તો મળ્યો છું કે જે હમેશાં આપની સેવા કરવા માટે તત્પર ઉભો છું અને તમારા ઉપર કંઈ પણ ભાર રાખતો નથી.

આજ ભાવ, જુઓ તુકારામે કેવી રીતે વ્યકત કર્યો છે-

મોલ વેંચૂનીયાં ઘુંઢિતી સેવકા,
આમ્હીં તરી ફુકા માગોં બળેં. ૧
નસતા જવળી હિત ફાર કરૂં,
જીવભાવ ધરૂં તુઝયા પાયીં. ૨

અર્થાત્ પૈસા આપીને લોકો નોકર શોધે છે, પણ હું તો કંઈપણ લીધા સિવાયજ સેવક બનવા ઈચ્છું છું.

(૩) સમર્થાચેં બાળ પાંઘરે વાકળ,
હાંસતી સકળ લોક કોણા,
ઐસા તૂં અવિનાશ ત્રિભુવનીંચા રાજા,
નામા મ્હણે માઝા તૂંચિ સ્વામી. ૩ (નામ૦)

અર્થાત્ મોટા માણસનો છોકરો જો ચીંથરૂં ઓઢશે, તો સઘળા લોકો કોને હસશે? તમે તો અવિનાશી ત્રિભુવનના રાજા છો અને તમેજ મારા સ્વામી છો.

સમર્થાચેં બાળ કીવિલવાણેં દિસે,
તરી કોણા હાંસે જન દેવા. ૧
અવગુણી જરી જાલેં તેં વેંગળ,
કરાવા સાંભાળ લાગે ત્યાચા. ધ્રુ૦
તુકા મ્હણે તૈસા મી એક પતિત,
પરિ મુદ્રાંકિત જાલોં તુઝા. ૨

અર્થાત્ મોટાનો છોકરો જો દીન-દુઃખી જણાય તો હે ભગવન્! લોકો કોને હસશે? છોકરો ગમે તો ગુણવાન ન હોય, સ્વચ્છતાથી રહેતાં પણ જાણતો ન હોય તો પણ તેનું લાલન-પાલન તો કરવુંજ પડશે. (ધ્રુ) તુકારામ કહે છે કે, એવોજ હું પણ એક પતિત છું પરંતુ આપની છાપવાળો છું. (તુકારામ)

(૪) "ભોગાવરી આમ્હીં ઘાતલા પાષાણ,
મરણા મરણ આણિયેલેં." ?

અર્થાત્ વિષમ ભોગને ભસ્મ કરીને ખરેખર, મૃત્યુનેજ મારી નાખ્યું.

આ બન્નેનાજ એક એક અભંગનું પ્રથમ ચરણ છે. આગળનાં ચરણ એકબીજાથી ભિન્ન છે.

(૫) 'વિઠાઇ માઉલી વોરસોની, પ્રેમપાન્હા ઘાલી'

આ શબ્દપ્રયોગ બન્નેના અભંગોમાં વારંવાર આવ્યા છે.

(૬) 'તત્વ પુસાવયા ગેલોં વેદજ્ઞાસી' (તત્ત્વ પૂછવા વેદજ્ઞની પાસે ગયા.) આ નામદેવનો અભંગ અને 'જ્ઞાનિયાચે ઘરી' ઓજવિતાં દેવ' (જ્ઞાનીને ત્યાં ભગવાનને શોધતાં) આ તુકારામનો અભંગ; બન્નેનો એકજ આશય છે. વેદજ્ઞ, શાસ્ત્રી, પંડિત, કથાવાચક વગેરે બધાને જોયા. પરંતુ તારો પ્રેમાનંદ તેની પાસે નથી, તેથી તારાંજ ચરણોને ચિત્તમાં અને તારૂંજ નામ મુખમાં ધારણ કરેલું છે. આ અભંગોમાં બન્નેનો એજ અનુભવ વ્યક્ત થયો છે.

## ૧૮–કબીરની સાખીઓ

ઉત્તર ભારતના સંતકવિઓમાં કબીર સાહેબની સાખીઓનો, તુકારામને વિશેષ પરિચય હતો. તેમણે પોતે તેમનાજ જેવા થોડાક દોહા રચ્યા છે, તથા થોડાંક અંતઃપ્રમાણોથી પણ આ વાત સ્પષ્ટ છે.

(૧) તેઓ એક અભંગમાં કહે છે કે—

ધર્મ ભૂતાચી તે દયા, સંત કારણ ઐસિયા. ૨
નવ્હે માઝે મત, સાક્ષી કરૂનિ સાંગે સંત. ૩

અર્થાત્ "પ્રાણીમાત્ર ઉપર દયા કરવી એજ ધર્મ છે, એજ સંતનું લક્ષણ છે. આ મારો મત નથી. સાક્ષી પૂરીને સંત એ પ્રમાણે કહે છે."

એ કયા સંત છે કે જેમણે 'સાક્ષી' કરીને 'પ્રાણીમાત્ર ઉપર દયા' કરવાને 'ધર્મ' બતાવ્યો છે અને એનેજ 'સંતનું લક્ષણ' કહ્યું છે. એ એજ સંત હોઈ શકે કે જેમની 'સાખીઓ પ્રત્યક્ષ જ્ઞાન'ની છે અને જે સૌ જીવોને 'બધા જીવ ઈશ્વરના છે' એમ કહે છે, સંતનું લક્ષણ પણ

એજ બતાવે છે.

સદા કૃપાળુ દુઃખ પરહરન, વૈરભાવ નહીં હોય;
ક્ષમા જ્ઞાન સત ભાખીએ, હિંસારહિત જો હોય.

(૨) કબીર—

ખાંડ ખિલોના દો નહીં, ખાંડ ખિલૌના એક;
તૈસે સબ જગ દેખિયે, કિયે કબીર વિવેક.

તુકારામ—

ખડા રવાળી સાખર, જાલા નામાચાચિ ફેર;
ન દિસે અંતર, ગોડી ઠાયીં નિવડિતાં. ૧

અર્થાત્ 'સાકર, ખાંડ, બૂરૂ-મોરસ વગેરેમાં નામોનોજ ફેર છે, પરંતુ તેના ગળપણમાં કંઇજ ફરક નથી.

(૩) કબીર—

કામિકા ગુરુ કામ હૈ, લોભીંકા ગુરુ દામ;
કબીરકા ગુરુ સંત હૈ, સંતનકે ગુરુ રામ. ૧

તુકારામ—

લોભીકે ચિત ધન બૈઠે કામિનીચિત કામ,
માતાકે ચિત્ત પુત બૈઠે તુકાકે મન રામ. ૨

તે સમયે કબીર આખા ભારતવર્ષમાં વિખ્યાત હતા. તેમના (શાકે ૧૩૬૨–૧૪૪૦) અને તુકારામના સમય વચ્ચે સો સવાસો વર્ષનું અંતર હતું. તુકારામ એકવાર કાશી ગયેલા ત્યારે ત્યાં તેમણે કબીરની કવિતા સાંભળી હશે.

## ૧૯—ચાર ખેલાડી

તુકારામના મોઇ–દંડાના ખેલપર સાત અભંગ છે. તેમાંથી એક અભંગ આ પ્રમાણે છેઃ–' ખેળ ખેળોનિયાં નિરાળે' (ખેલ ખેલવા છતાંયે અળગા) એમાં ખેલ ખેલવા છતાં પણ અલગ રહેલા–પ્રપંચના દાવમાં ન ફસાયેલા ચાર ખેલાડીઓનું તેમણે વર્ણન કર્યું છે. એ ચાર ખેલાડી નામદેવ, જ્ઞાનદેવ (તેમનાં ભાઇબહેન), કબીર અને એકનાથ.

તુકારામ એજ ચાર સંતોને સૌથી વિશેષ યા ગુરુ જેવા માનતા હતા. તેઓજ તેમના વહાલા ચાર ખેલાડી છે.

"એક ખેલાડી દરજીનો છોકરો નામદેવ છે, કે જેણે વિઠ્ઠલને પોતાના ઉપાસ્ય બનાવ્યા. તે રમ્યો, પણ ક્યાંયે ચૂકયો નહિ; સંતોથી તેને લાભ થયો."

"જ્ઞાનદેવ, મુક્તાબાઈ, વટેશ્વર, ચાંગા અને સોપાન આનંદથી ખેલ્યાં. તેમણે કૃષ્ણને ઉપાસ્ય બનાવ્યા અને તેમની ચોતરફ નાચ્યાં. બધાં મળીને તન્મય થઇને ખેલ્યાં, બ્રહ્માદિએ પણ તેમનાં ચરણોનો સ્પર્શ કર્યો."

" કબીર ખેલાડીએ રામને ઉપાસ્ય બનાવ્યા અને આ જોડી બહુ મઝાની થઇ."

"બીજો એક ખેલાડી બ્રાહ્મણનો છોકરો એકનાથ છે. તેણે લોકોને રમતનો ચસ્કો-સ્વાદ લગાડયો. જનાર્દનને તેણે ઉપાસ્ય બનાવ્યા અને વૈષ્ણવોનો મેળાપ કરાવ્યો. તન્મય થઇને ખેલતાં ખેલતાં તે પોતે પણ એક સરદાર બની ગયો !"

પ્રત્યેક ખેલાડીના એક એક મીર અથવા ઉપાસ્ય હતા. એ ચાર સિવાય બીજા પણ કેટલાક ખેલાડી થયા પરંતુ તેમનું વર્ણન કરવા 'તુકારામ કહે છે કે મારી વાણી સમર્થ નથી.' છતાં તેઓ પોતાના શ્રોતાઓને કહે છે કે 'યા ચૌઘાંચી તરી ધરિ સોઇરે' (એ ચારેની પાછળ પાછળ તો ચાલો.) નામદેવ, જ્ઞાનેશ્વર, કબીર અને એકનાથનું અનુસરણ તો કરો. આ અભંગનું ધ્રુવપદ આ પ્રમાણે છે–

એકે ધાઇ ખેળતાં ન પડસી ડાઇ,
 દુચાળ્યાને ઠકસિલ ભાઈ રે;
ત્રિગુણાંચે ફેરીં તું થોર કષ્ટી હોસી,
 યા ચૌઘાંચિ તરિ ધરિ સોઇ રે.

અર્થાત્ 'એકાગ્ર ભાવે રમત રમશો તો (પ્રપંચના) દાવમાં ફસાશો નહિ પરંતુ બે બાજુ ચાલશો તો ઠગાઇ જશો. ત્રિગુણના ફેરમાં તમે ભારે કષ્ટ ઉઠાવશો, તેથી એ ચારેનો

આશ્રય લઇને એમને માર્ગે ચાલો.' તુકારામ જેમને માર્ગે ચાલવાનો ઉપદેશ આપી રહ્યા છે, તેમના ઉપર તેમને એટલોજ અટલ વિશ્વાસ, ઉંડો પ્રેમ અને મહાન આદર હશે, એમાં તો શંકાજ શી છે! આવો પ્રેમ અને આદર હોવાથીજ તુકારામે એમના ગ્રંથોનું ખૂબ બારીકાઇથી અધ્યયન કર્યું, એ આપણે અહીં સુધી જોયું.

## ૨૦—અધ્યયનનો સાર

ભાગવત-ધર્મ-પરંપરાના પ્રાચીન તથા અર્વાચીન સાધુ-સંતોની જે કથાઓ તુકારામે વાંચી કે સાંભળી તેની તેમના ચિત્ત ઉપર ભારે અસર થઇ. એથી તેમના સિદ્ધાંત દૃઢ થયા, વિચાર સ્થિર થયા, હરિ પ્રત્યેનો પ્રેમ વધ્યો અને જીવનની એક પદ્ધતિ નક્કી થઇ ગઇ. સંતકથાના શ્રવણથી ભક્તિનું બળ વધ્યું અને શ્રીવિઠ્ઠલમાં નિર્મળ અને નિશ્ચળ વિશ્વાસ થયો. સંતોનો આશરો મળ્યો. સંતકથાઓ કામધેનુ સમાન ઇચ્છાઓ પૂર્ણ કરનારી, ભગવત્પ્રેમનો આનંદ વધારનારી, સન્માર્ગ બતાવનારી, નિશ્ચયબળ આપનારી અને સિદ્ધાંતોને સ્પષ્ટ કરનારી હોય છે. સંતકથાઓમાંથી તુકારામે પોતાનો ઇષ્ટભાવ કાઢી લીધો અને લાભ મેળવ્યો. શીલવાન, સાક્ષાત્કાર પામેલા તેમજ ધર્મનીતિપરાયણ સંતોનાં ચરિત્રોથી આત્મહિતનાં કયાં કયાં રહસ્યો તેમણે પ્રાપ્ત કર્યાં તે એક વાર તેમનેજ મુખે સાંભળીએ—

**(૧) માની ભક્તિચે ઉપકાર, ઋણિયા મ્હણવી નિરંતર.'**

અર્થાત્ ભગવાન ભક્તિનો ઉપકાર માને છે, ભક્તના ઋણી થઇ જાય છે.' આ અભંગમાં અંબરીષ, બલિ, અર્જુન અને પુંડલિકનાં દૃષ્ટાંત આપીને આ વાત સિદ્ધ કરી છે. અંબરીષને માટે ભગવાને દશ વાર જન્મ લઇને 'દાસનું દાસત્વ કર્યું', ભક્તિનો ઉપકાર ઉતારવામાટે ભગવાન રાજા બલિને ત્યાં દ્વારપાળ થયા, અર્જુનના સારથિ બન્યા, તેમની પાછળ પાછળ ચાલ્યા અને પુંડલીકને દ્વારે તો અઠ્ઠાવીસ યુગથી ઉભાજ છે,

(૨) દીનવાળૂ કૃપાળૂ ભગવાન ભક્તને માટે ગમે તે કષ્ટ ઉઠાવે છે, એ વાત અંબરીષ અને પ્રહ્લાદનાં ચરિત્રોમાં તથા દ્રૌપદી-વસ્ત્રહરણ અને દુર્વાસાના ધર્મ-છળ-પ્રસંગમાં પ્રત્યક્ષ છે.

(૩) હરિજનાંચી કોણા ન ઘડાવી નિંદા,
સાહત ગોવિંદા નાહીં ત્યાચેં.

અર્થાત્ 'હરિભક્તોની કોઇ નિંદા ન કરે. ગોવિંદ તેને સહન કરી લેતા નથી.' ભક્તોને માટે ભગવાનનું હૃદય એટલું કોમળ હોય છે કે તેઓ પોતાની નિંદા સહન કરી શકે છે. પરંતુ ભક્તની નિંદા સહન કરી શકતા નથી. ભક્તો સાથે કોઈ છળ-કપટ કરે તો તે પણ તેમનાથી સહન થતું નથી.—

"દુર્વાસા અંબરીષને છળવા આવ્યા તો ભગવાનનું સુદર્શન ચક્ર તેમને બાળતું ફરવા લાગ્યું. દ્રૌપદીને જ્યારે વિપત્તિ આવી—ભીડ પડી ત્યારે ભગવાને તેમને મદદ કરી અને કૌરવોને ઠંડાજ કરી નાખ્યા. પાંડવો સાથે વૈર રાખનારા બધુને ભગવાન સહન કરી શકયા નહિ. અને પાંડવોના વિરોધી બળરામને પણ તેમણે દૂર (પૃથ્વી-પરિક્રમા કરવા) મોકલી દીધા. પાંડવપુત્રોની હત્યા કરનારા અશ્વત્થામાના મસ્તકમાં તેમણે દુર્ગંધજ ભરી રાખી.' તેથી ભગવાનની ભક્તિ કરો અને ભક્તોને અપનાવો.

*(૪) શુક સનકાદિકી ઉભારિલા બાહો,*
*પરીક્ષિતી લાહો સાતાં દિવસા.*

અર્થાત્ 'શુક-સનકાદિક હાથ ઉંચા કરી કરીને કહે છે કે, પરીક્ષિત સાત દિવસમાં તરી ગયા.' ભક્તો ઉપર ભગવાનની આવી દયા છે. દ્રૌપદીએ જ્યારે બોલાવ્યા, ત્યારે ભગવાન એટલા અધીરા થઈ ગયા કે ગરુડની પણ તેમણે દરકાર કરી નહિ. ભક્તે માત્ર પોકાર કરવાનીજ વાર છે, ભગવાનના પધારવાની વાર નથી. તેથી ઓ મન! જલદી કર, જલદી કર.

ઉઠાઉઠી કરીં સ્મરણાચા ધાંવા, ધરવત દેવા નાહીં ધીર.

અર્થાત્ 'ઉઠતાં–બેસતાં ભગવાનને પોકાર. પોકાર સાંભળ્યા પછી ભગવાનથી મદદે આવ્યા વિના રહેવાતું નથી.'

( ૫ ) ભગવાનના પ્રેમનો મહિમા સાંભળો. તેઓ ભીલડીનાં બોર ખાય છે, તેઓ પ્રેમના ભૂખ્યા છે, પ્રેમનો અભાવજ તેમને માટે દુકાળ છે. સુદામાના તાંદુલ તેઓ એને એમજ ફાકી ગયા હતા. તેમણે ભક્તિ ગ્રહણ કરી, બોરને એઠાં ગણ્યાં નહિ અને તાંદુલ ઓછા ગણ્યા નહિ.

(૬) પ્રહ્‌લાદની કથાનું સ્મરણ કરીને તુકારામ કહે છે કે—"ભક્તનો અવાજ આવતાંજ તેઓ ઉછળીને કૂદી પડયા અને સ્થંભ તોડીને બહાર નીકળ્યા. એવા દયાળુ મારા વિઠોબા સિવાય બીજા કોણ છે ?"

(૭)"દીન-દુઃખી અને દલિત સંસારીઓના હે દેવ-રાણા ! તમેજ પક્ષ લેનારા છો. મહાસંકટોમાંથી તમેજ પ્રહ્‌લાદને અનેક પ્રકારે ઉગાર્યા છે."

હવે 'માઝ્યા વિઠોબાચા કૈસા પ્રેમ-ભાવ (મારા વિઠ્ઠલનાથનો કેવો પ્રેમભાવ છે) એ બતાવે છે.

(૮) "ભગવાન ભક્તને આગળ-પાછળ સંભાળતા રહે છે, તેના ઉપર જે કોઇ આઘાત થાય છે, તેનું નિવારણ કરતા રહે છે, તેના યોગક્ષેમનો બધો ભાર પોતે વહન કરે છે અને હાથ પકડીને તેને રસ્તો દેખાડે છે. તુકારામ કહે છે કે, એ વાતો ઉપર જેને વિશ્વાસ ન હોય તે આંખો ખોલીને પુરાણોમાં જુએ."

(૯) ભગવાન્ જેને અપનાવે છે તે સંસારની દૃષ્ટિમાં પહેલાં નિંદ્ય ગણાયેલો હોય તો પણ પછીથી વંદ્ય બની જાય છે—

અંગીકાર જ્યાંચા કેલા નારાયણેં,
નિંદ્ય તેહી તેણેં વંદ્ય કેલે. ૧
અજામેળ ભિલ્લી તારિલી કુંટણી,

પ્રત્યક્ષ પુરાણીં વંદ્ય કેલી. ધ્રુ૦
બ્રહ્મહત્યારાશી પાતકેં અપાર,
વાલ્મીક કિંકર વંદ્ય કેલા. ૨
તુકા મ્હણે યેથેં ભજન પ્રમાણ,
કાય થોરપણ જાળાવેં તેં. ૩

અર્થાત્ "નારાયણે જેનો સ્વીકાર કર્યો, તેઓ ભલેને પહેલાં નિંદ્ય ગણાતા હતા, તોપણ વંદ્ય થઇ ગયા. ભગવાને અજામિલ, ભીલડી અને વેશ્યા સુદ્ધાંને તાર્યાં તેમજ તેમને પુરાણોમાં વંદ્ય કર્યાં. બ્રહ્મહત્યાનાં અપાર પાપો કરનારા વાલ્મીકિ કિંકરને ભગવાને વંદ્ય કર્યા. તુકારામ કહે છે કે, અહીં તો ભક્તિ એજ પ્રમાણ છે, બીજી મોટાઈને શું કરવી છે!"

ભગવાનનો ભક્તજ યથાર્થ વંદ્ય છે અને તેજ શ્રેષ્ઠ છે. ભગવાન અંગીકાર કરે એજ વંદ્યતાનું પ્રમાણ છે. વળી જ્ઞાનદેવે પણ કહ્યું છે કે "ભગવદ્ભક્તિ વિનાના જીવતરમાં આગ લાગો. જો અંતઃકરણમાં હરિપ્રેમ ના હોય તો કુળ, જાતિ, વર્ણ, રૂપ, વિદ્યા એ સઘળાનું હોવું શા કામનું? એનાથી તો ઉલટો દંભજ વધે છે. અજામિલ, વેશ્યા અને વાલ્મીકિનાં પૂર્વાચરણ તથા શબરીની જાતિ નિંદ્ય હતાં, નારાયણે તેમનો અંગીકાર કર્યો તેથી તેઓ જગદ્વંદ્ય થયાં.

(૧૦) તુજ કરિતાં નવ્હે ઐસેં કાંહીં નાહીં!

અર્થાત મનુષ્યને પસંદ કોઇ ચીજ નથી. ભગવાનને જે પસંદ હોય તેજ શુભ છે, તેજ વંદ્ય છે અને તેજ ઉત્તમ છે. ભગવાનની આ રીત ભગવાનને કહેતાં કહેતાં તુકારામ પ્રેમના કટાક્ષપૂર્વક કહે છે કે—

સોળા સહસ્રનારી બ્રહ્મચારી કૈસા?
નિરાહારી દુર્વાસા નવલ નોહે. ૩
પંચ ભ્રતાર દ્રૌપદી તે સતી,
કરિતાં પિતૃશાંતિ પુણ્ય ધર્મા. ૪
દશરથા પાતકેં બ્રહ્મહત્યારાશી,

નવલ ત્યાચે કુશીં જન્મ તુઝા. ૫
સુનેશ્વરા નાહીં દોષ અણુમાત્ર,
ભાંડવિતાં સ્તોત્ર વંદ્ય હોતી. ૬

અર્થાત્ સોળહજાર સ્ત્રીઓવાળા તે બ્રહ્મચારી કેવા! કેટલાયે મણ અન્ન આરોગી જનારા દુર્વાસા નિરાહારી છે, એ પણ મહાવિચિત્ર વાત છે! પાંચ પાંચ પતિવાળી તે દ્રૌપદી સતી છે! પૂર્વજો—વડીલો (ભીષ્મ—દ્રોણાદિ)નો વધ કરનારા ધર્મરાજ પુણ્યાત્મા બન્યા છે! શ્રવણનો વધ કરનારા બ્રહ્મહત્યાના પાપપુંજ દશરથ એટલા બધા યોગ્ય લાગ્યા કે તેમને ત્યાં તમે જન્મ લીધો! વસિષ્ઠ—વિશ્વામિત્ર આપસમાં લડતાજ રહ્યા, છતાં તેઓ વંદનીય મુનીશ્વરજ છે!" આ કથાઓનું રહસ્ય તુકારામ બતાવે છે—

અશુભાચેં શુભ કરિતાં તુજ કાંહીં,
અવઘડ નાહીં પાંડરંગા. ધ્રુ૦

અર્થાત્ "અશુભને શુભ કરી દેવું, એ તમારે માટે ક્યાં મુશ્કેલ છે!"

નીતિશાસ્ત્ર સંસારમાં સુવ્યવસ્થા સાચવવા માટે નીતિના થોડા નિયમો બાંધી દે છે; પરંતુ અંતિમ નિર્ણય જોઈએ તો મૂળ—સૂત્ર ભગવાનનાજ હાથમાં છે! ભગવાન જેનો અંગીકાર કરશે તેજ શ્રેષ્ઠ અને વંદ્ય થશે. ભગવાનની છાપ જેના ઉપર લાગશે તેજ સિક્કો દુનિયામાં ચાલશે. ભગવાનના દરબારનો હુકમજ દુનિયામાં ચાલે છે.

(૧૧) ભગવાને ગીતામાં પોતેજ કહ્યું છે કે—

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥

આ સર્વ ધર્મોનો સાર છે. હરિને શરણે જવું એજ શુભાશુભ કર્મબંધનોથી મુક્ત થવાનો એકમાત્ર માર્ગ છે. જે શરણે ગયા, તેઓજ તરી ગયા છે. ભગવાને તેમને તાર્યા, તેમને તારતાં ભગવાને તેમના અપરાધ ના જોયા,

તેમની જાતિ કે કુળનો વિચારજ ન કર્યો. ભગવાન માત્ર ભાવની અનન્યતા જુએ છે. અનન્ય પ્રેમની ગંગામાં બધાં શુભાશુભ કર્મ શુભજ થઇ જાય છે. ભગવાન પૂર્વકૃત પાપોને ક્ષમા કરી દે છે અને અનન્યતા થતાં તો કોઇ પાપ થઇજ શકતાં નથી. અને આ પ્રમાણે ભક્ત અનાયાસે કર્મબંધનથી છૂટી જાય છે. અજામિલ, ગણિકા, ભીલડી, ધ્રુવ, ઉપમન્યુ, ગજેન્દ્ર, પ્રહલાદ, પાંડવ વગેરે સઘળા ભક્તોને ભગવાને તેમનાં કુળ, જાતિ અને અપરાધોનો વિચાર કર્યા વિનાજ તાર્યા છે. આવિષેનો તુકારામનો અભંગ પ્રસિદ્ધજ છે કે—

પ્રહ્લાદ અગ્નીંત રાખીલા જળાંત,
વિષાચેં અમૃત તુઝયા નામેં. ૫
પાંડવાં સંકટ પડતાં જડભારી,
ત્યાંચા તૂં કૈવારી નારાયણા. ૬
તુકા મ્હણે તૂં યા અનાથાંચા નાથ,
ઐકોનિયાં માત શરણ આલોં. ૭

અર્થાત્ "તમારા નામે પ્રહ્લાદની અગ્નિમાં રક્ષા કરી, જળમાં રક્ષા કરી અને ઝેરને અમૃત બનાવી દીધું. પાંડવો ઉપર જ્યારે મહાભારે સંકટ આવ્યું, ત્યારે હે નારાયણ! તમે તેમના સહાયક થયા. તુકારામ કહે છે કે, આ અનાથના નાથ તમે છો, એમ સાંભળીને હું તમારે શરણે આવ્યો છું."

(૧૨) ભક્ત પણ એવા હોય છે કે ભગવાનનું અખંડ સ્મરણ કરે છે—

પહા તે પાંડવ અખંડ વનવાસી,
પરિ ત્યા દેવાસી આઠવિતી. ૧
પ્રહ્લાદાસી પિતા કરિતો જાચણી,
પરિ તો સ્મરે મની નારાયણા. ૨
સુદામા બ્રાહ્મણ દરિદ્રેં પીડિલા,
નાહીં વિસરલા પાંડુરંગા. ૩
તુકા મ્હણે તુઝા ન પડાવા વિસર,

દુઃખાચેં ડોંગર ઝાલે તરી. ૪

અર્થાત્ "પાંડવોને જુઓ, અખંડ વનવાસ ભોગવી રહ્યા છે; પરંતુ ભગવાનનું બરાબર સ્મરણ કરે છે. પ્રહ્‌લાદને તેનો પિતા આટઆટલું કષ્ટ આપે છે, પરંતુ પ્રહ્‌લાદ મનથી નારાયણનુંજ સ્મરણ કરે છે. સુદામા બ્રાહ્મણને દરિદ્રતાએ પીસી નાખ્યો હતો, પરંતુ તે પાંડુરંગને ન ભૂલ્યો. તુકારામ કહે છે કે, પર્વત જેવડાં દુઃખ હોય તો પણ તમારૂં વિસ્મરણ ન થાઓ."

(૧૩) ભગવાન ભકત ઉપર દુઃખના ડુંગર નાખે છે, તેની ગૃહસ્થીનું સત્યાનાશ વાળી દે છે; અર્થાત્ સંસારનાં બંધનોથી તેને છોડાવી દે છે.

विपदः सन्तु नः शश्वद्यासु संकीर्त्यते हरिः।

આ કુંતાજીનાં વચનનોજ અનુવાદ તુકારામે 'હરિ તૂ નિષ્ઠુર નિર્ગુણ' અભંગમાં કર્યો છે અને તેમાં હરિશ્ચંદ્ર, નળ, શિબિ, કર્ણ, બલિ, શ્રિયાળ વગેરે સુપ્રસિદ્ધ ભકતોનાં હૃદયદ્રાવક દષ્ટાંત આપ્યાં છે.

(૧૪) તુજ ભાવેં જે ભજતિ, ત્યાંચ્યા સંસારા હે ગતિ.

અર્થાત્ "જે ભકિતપૂર્વક તારૂં ભજન કરે છે, તેના સંસારપ્રપંચની એજ ગતિ થાય છે." પરંતુ ભકત પણ પાછા હઠનારા નથી, અનન્ય શરણાગતિથી તેઓ સહેજ પણ આઘા–પાછા થતા નથી. તેથી એવા "વૈષ્ણવોની કીર્તિ" પુરાણોએ ગાઇ છે.

આદિનાથ શંકર નારદ મુનીશ્વર,
શુકાઐસા થોર આણિક નાહીં. ૩
તુકા મ્હણે સુકુટમણિ હરિભક્તિ,
આણિક વિશ્રાંતિ આરતીયા. ૪

અર્થાત્ આદિનાથ શંકર, નારદ જેવા મુનીશ્વર અને શુક જેવા મહાન્ અવધૂત બીજા કોઇ નથી. તુકારામ કહે છે કે, આ આર્તોની વિશ્રાંતિ અને સર્વશ્રેષ્ઠ હરિભકિત્ છે."

(૧૫) 'નારાયણી' જેણે ઘડે અંતરાય' (નારાયણ જેમને કારણે છૂટે છે) એવાં માબાપને પણ ભક્ત ભગવાનને ખાતર ત્યજી દે છે, એટલે પછી સ્ત્રી-પુત્ર, ધન-માન શી વિસાતમાં છે ? પ્રહ્લાદે પિતાને છોડયા, વિભીષણે ભાઈનો ત્યાગ કર્યો અને ભરતે માતા તેમજ રાજ્ય બન્ને ત્યજી દીધાં. ભગવાનના ભકત એવા ત્યાગી, વિરકત અને એકનિષ્ઠ હોય છે.

(૧૬) ન માનાવે તૈસે ગુરુચે વચન,
જેણે નારાયણ અંતરે તે.

અર્થાત્ "ગુરુનું પણ એવું વચન ન માનવું કે જેથી નારાયણથી છૂટા પડવું પડે." આજ વાત બતાવવા તુકારામે અતિ માર્મિક ત્રણ ઉદાહરણ આપ્યાં છેઃ—એક રાજા બલિનું, બીજું ઋષિપત્નીઓનું અને ત્રીજું ગોપીઓનું.

"ગુરુ શુક્રાચાર્ય ભગવદ્ભક્તિમાં બાધક થવા લાગ્યા તેથી રાજા બલીએ તેમની એક આંખ ફોડી નાખી અને પોતાના ગુરુને એક આંખે કાણા બનાવી દીધા. ઋષિપત્નીઓએ ઋષિઓની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું અને અન્ન ભગવાનને માટે લઈ ગઇ."

* * * *

વિધિ-નિયમ, શાસ્ત્રાચાર ને નીતિ-બંધન એ બધાનું પાલન અત્યાવશ્યક છે, એ વાત તુકારામ સંપૂર્ણપણે જાણતા હતા. તેમણે આ બંધનોને તોડનારા દુરાચારીઓ અને દંભીઓને ખૂબજ ફટકાર્યા છે ! વિષયસુખને માટે આચારધર્મનું ઉલ્લંઘન કરનારાઓને માટે નરકનીજ ગતિ છે, તેમાં શંકાજ શી છે ! પરંતુ 'सतां गतिः'સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ માટે સર્વસ્વ ન્યોછાવર કરવું પડે છે; આ ભક્તિશાસ્ત્રનો સિદ્ધાંત છે. તુકારામ ભક્તિશાસ્ત્રની દૃષ્ટિથી ધર્માધર્મવિવેક આ પ્રમાણે બતાવે છે—

દેવ જોડે તે કરાવે અધર્મ, અંતરે તે કર્મ નાચરાવે. ૧૦

અર્થાત્ "જેનાથી ભગવાન મળે તે (લોક-દૃષ્ટિમાં) અધર્મ રૂપ હોય તોપણુ કરવું; જેનાથી ભગવાન છૂટી જાય તે કર્મ ન કરવું."

બલિ, ઋષિપત્ની અને ગોપીઓની અનન્ય ભક્તિ ઉપર ભગવાન મુગ્ધ થઇ ગયા, અનન્ય પ્રેમને વશ થઇ ગયા, × × × × એટલે ભગવાને તેમને 'જે કોઈને ન આપ્યું તે તેમને આપ્યું.' અંદર બહાર સંપૂર્ણ તેઓજ વ્યાપી ગયા!

(૧૭) ભગવત્પ્રાપ્તિનું મુખ્ય સાધન નામ-સ્મરણ છે. નામ-સ્મરણથી અસંખ્ય ભક્તો તરી ગયા. તુકારામે પોતાના અનેક અભંગોમાં એનાં ઉદાહરણ આપ્યાં છે. એક અભંગમાં આદિનાથ શંકર, અખિલ ભક્ત ગુરુ નારદ, મહાકવિ વાલ્મીકિ, સાત દિવસમાં હરિ-ગુણ નામ-સંકીર્તનથી સદ્ગતિ પામેલા પરીક્ષિત તથા એક બીજા અભંગમાં ઉપમન્યુ, ગણિકા અને પ્રહ્લાદનાં નામ આપ્યાં છે.

(૧૮) "ભક્તોને માટે હે ભગવન્! આપના હૃદયમાં અત્યંત કરુણા છે, આ વાત હે વિશ્વંભર! હવે મારી સમજમાં આવી ગઈ છે. એક પક્ષીનું નામ આપના નામ જેવુંજ રાખ્યુ, અને તેનાથી ગણિકાનો ઉદ્ધાર થયો. ગણિકાએ અનેક દોષો કર્યા હતા, પરંતુ નામ લેતાંજ આપને દયા આવી ગઇ. તુકારામ કહે છે કે, હે કોમળહૃદય પાંડુરંગ! આપની દયા અસીમ છે."

(૧૯) કાળરૂપ હાઉથી ડરેલા જીવો બોલાવે છે કે તરતજ ભગવાન દેવા દોડયા આવે છે! એ જોવા માટે જનક, રાજા શિબિ, ગણિકા અને અજામિલનાં ઉદાહરણ આપેલાં છે.

(૨૦) ભક્તોને ત્યાં ભગવાન્ પોતાના શરીર વડે કામ કરે છે. ધર્મરાજને ત્યાં એઠું ઉપાડે છે, ભીલડીનાં એઠાં બોર ખાય છે અને એ તેમને અત્યંત પ્રિય છે. શું ભગવાનને પોતાને ઘેર ખાવાનું નહોતું મળતું કે દ્રૌપદી

પાસે શાક માગે છે ? તેમણે અર્જુનના ઘોડાઓ નવરાવ્યા, અર્જુનનાં અનેક સંકટોનું નિવારણ કર્યું. તુકારામ કહે છે કે, એવા ભક્તોજ ભગવાનના વહાલા છે. શુષ્ક જ્ઞાનનું મોં તો કાળુંજ છે!

એ પુરાણોક્ત ભક્ત જનોની પેઠેજ આધુનિક ભગવદ્ભક્તોની કથાઓ પણ તુકારામને અત્યંત પ્રિય હતી અને તેમની કથાઓમાંથી પણ તુકારામે એજ તાત્પર્ય કાઢ્યું કે, નામ-સ્મરણ-ભક્તિજ સૌ સાધનોમાં શ્રેષ્ઠ છે. તુકારામ મહારાજની પહેલાં મહારાષ્ટ્રમાં જે જે સંત ભગવદ્ભક્ત થયા એ બધાના સંબંધમાં તેમણે અનેક વાર પ્રેમોદ્ગાર કાઢેલા છે, એવા અનેક ભક્તોનાં નામ 'મંગલાચરણ'માં આપેલા બારમા અભંગમાં આવ્યાં છે. અને એમ કહીને એ નામ લીધાં છે કે, મારૂં ગોત્ર બહુ મોટું છે, તેમાં સઘળા સંત અને મહંતો છે અને હું તેમનું હંમેશાં સ્મરણ કરૂં છું.

(૨૧) પવિત્ર તેં કુળ પાવન તો દેશ,
જેથેં હરિચે દાસ જન્મ ઘેતી. ૧

અર્થાત્ "તે કુળ પવિત્ર છે અને તે દેશ પાવન છે કે જ્યાં હરિના દાસ જન્મ લે છે." વર્ણાભિમાનથી કોઇ પાવન થયું નથી અને કનિષ્ઠ જાતિઓમાં પણ સાધુ-મહાત્મા થયા છે. તુકારામ કહે છે કે—

અંત્યજાદિ યોની તરલ્યા હરિભજનેં,
તયાચીં પુરાણેં ભાટ ઝાલીં,
વૈશ્ય તુળાધાર ગોરા તો કુંભાર,
ધાગા હા ચાંભાર રોહિદાસ. ૫
કબીર મોમીન લતિફ મુસલમાન,
સેના ન્હાવી જાણ વિષ્ણુદાસ. ૬
કાન્હોપાત્રા ખોદુ પિંજારી તો દાદૂ,
ભજનીં અભેદુ હરિચે પાયીં. ૭
ચોખામેળા વંકા જાતીચા મહાર,

ત્યાશી' સર્વેશ્વર ઐક્ય કરી. ૮
નામયાચી જની કોણ તિચા ભાવ,
જેવી પંઢરિરાવ તિયેસવેં. ૯
મૈરાળા જનક કોણ કુળ ત્યાચેં,
મહિમાન તયાચેં કાય સાંગોં. ૧૦

અર્થાત્ " અંત્યંજાદિ પણ હરિભજનથી તરી ગયા, પુરાણ તેમનાં ગુણગાન કરનાર બની ગયાં, તુલાધાર વૈશ્ય હતા, ગોરા કુંભાર હતા, ધાગા ને રૈદાસ ચમાર હતા. કબીર વણકર હતા, લતીફ મુસલમાન હતા, વિષ્ણુદાસ હજામ હતા, કાન્હૂપાત્રા વેશ્યા હતી, દાદુ પિંજારા હતા. પરંતુ ભગવાનનાં ચરણોમાં—ભગવદ્ભજનમાં કોઇ ભેદ નથી. ચોખા મેલા અને બંકા મહાર હતા, તે છતાં સર્વેશ્વર સાથે તેમને મેળ હતો. નામદેવની દાસી જનાની કેવી ભક્તિ હતી કે પંઢરીનાથ તેની સાથે ભોજન કરતા હતા! મૈરાલ જનકનું કુળ શું શ્રેષ્ઠ હતું? પરંતુ તેમની ભક્તિના મહિમાનાં વખાણ હું કેટકેટલાં કરૂ? તાત્પર્ય કે, વિષ્ણુદાસોને માટે જાત-કુજાત નથી, એ વેદશાસ્ત્રોનો નિર્ણય છે. તુકારામ કહે છે કે, આપ ગ્રંથોમાં જુઓ, કેટલા પતિત તરી ગયા છે, તેની કંઇ ગણત્રીજ નથી!"

(૨૨) ભગવાન ભાવના ભૂખ્યા છે, તેમને ત્યાં ઉંચ-નીચના ભેદ નથી—

ઉંચ નિંચ કાંહીં નેણે હા ભગવંત,
તિષ્ઠે ભાવ ભક્તિ દેખોનિયાં. ધ્રુ૦
દાસીપુત્ર કણ્યા વિદુરાચ્યા ભક્ષી,
દૈત્યાઘરીં રક્ષી પ્રહ્લાદાસી. ૧
ચર્મ રંગું લાગે રોહિદાસાસંગીં,
કબિરાચે માગીં વિણી શેલે. ૨
સજનકસાયા વિકૂં લાગે માંસ,
મળા સાવત્યાસ ખુરપૂં લાગે. ૩
નરહરિ સોનારા ઘડૂં ફુંકૂં લાગે,

ચોખ્યામેળ્યાસંગે ઢોરેં ઓઢી. ૪
નામયાચી જની શવેં વેંચી શેણી,
ધર્માઘરીં પાણી વાહે ઝાડી. ૫
નામ્યાસવેં જેવી નવ્હે સંકોચિત,
જ્ઞાનિયાચી ભિંત અંગેં ઓઢી. ૬
અર્જુનાચીં ઘોડીં હાકી હા સારથી,
ભક્ષી પોહે પ્રીતી સુદામ્યાચે. ૭
ગૌળિયાચેં ઘરીં અંગેં ગાય વળી,
દ્વારપાળ બળિદ્વારીં ઝાલા. ૮
એકોબાચેં ઋણ ફેડી હૃષિકેશી,
અંબરિષાચે સોશી ગર્ભવાસ. ૯
મિરાબાઇસાઠીં ઘેતો વિષપ્યાલા,
દામાજીચા જાલા પાડેવાર. ૧૦
ઘડી માતી વાહે ગોરાકુંભારાચી,
હુંડી મેહત્યાચી અંગેં ભરી. ૧૧
પુંડલિકાસાઠીં આજૂનિ તિષ્ઠત,
તુકા મ્હણે માત ધન્ય ત્યાચી. ૧૨

"ભગવાન ઊંચ-નીચને જોતા નથી, જ્યાં ભક્તિ જુએ છે ત્યાંજ થંભી જાય છે. દાસીપુત્ર વિદુરને ત્યાં તેમણે ભાત ખાધા, દૈત્યને ત્યાં રહીને પ્રહ્‌લાદની રક્ષા કરી. રૈદાસની સાથે ભગવાન ચામડાં રંગતા હતા અને કબીરથી છુપાઇને તેમનાં વસ્ત્ર વણી આપતા હતા. સજન કસાઇની સાથે કામ કરતા હતા અને સાંવતા માળી સાથે ખરપડીથી ખોદતા હતા. નરહરિ સોનીને ત્યાં સોનીપણું કરતા અને ચોખા મેલાની સાથે જાનવરોનાં શબ ઉપાડીને લઇ જતા હતા. નામદેવની જના સાથે છાણાં થાપતા હતા અને ધર્માને ત્યાં વાસીદું વાળતા, સાફસુફ કરતા અને પાણી ભરતા હતા. નામદેવની સાથે નિઃસંકોચપણે ભોજન કરતા અને જ્ઞાનદેવની ભીંત ચણતા હતા. સારથિ બનીને અર્જુનના ઘોડા હાંકયા અને પ્રેમથી સુદામાના તાંદુલ ખાધા. ગોવાળોને ત્યાં પોતેજ ગાયો ચરાવી અને બલિને બારણે

પહેરો ભર્યો. એકનાથનું દેવું ચૂકવ્યું અને અંબરીષને માટે ગર્ભવાસ ભોગવ્યો. મીરાંબાઇને માટે ઝેરનો પ્યાલો પી ગયા તથા દામાજીનુ દેવું ચૂકવ્યું. ગોરા કુંભારનાં વાસણ બનાવ્યાં ને માટી ઉપાડી તથા નરસિંહ મહેતાની હુંડી શીકારી અને પુંડલીકને માટે તો ભગવાન હજુસુધી ઉભાજ છે. તેમની લીલા ધન્ય છે."

(૨૩) 'ભક્ત ઋણી દેવ બોલતી પુરાણે'—(પુરાણ કહે છે કે ભગવાન ભક્તોના ઋણી છે.) પુરાણોનું આ વચન કેવું સાચું છે, એ બતાવતાં તેઓએ કબીર, નામદેવ, એકનાથ અને ભાનુદાસનાં દૃષ્ટાંત આપ્યાં છે. કબીર એક નવું વણેલું કપડું વેચવામાટે બજારમાં ગયા. રસ્તામાં એક દીન યાચક મળ્યો; અર્ધું કપડું ફાડીને તેમણે તેને આપી દીધું. પછી એક બ્રાહ્મણ મળ્યો (જે વેશધારી ભગવાનજ હતા,) અર્ધું વસ્ત્ર કબીરે તેને આપી દીધું અને ખાલી હાથે ઘેર પાછા ફર્યા. ભગવાને તે વસ્ત્રનું મૂલ્ય કબીરને આપવા ઇચ્છયુ, પણ કબીરે તે ના લીધું.

નામદેવ પાસે જેટલાં કપડાં હતાં તે તેમણે રસ્તાના પથ્થરોને ભગવાન જાણીને વહેંચી દીધાં ત્યારે પણ આવીજ વાત બની હતી.

એકનાથની વાત તો તુકારામ કહે છે કે 'પ્રત્યક્ષજ છે' કે આળંદીમાં ત્રણ માસ બરાબર યાત્રાળુ ભક્તોને એકનાથ ખવરાવતા-પીવરાવતા રહ્યા. આથી તેમના માથેજ દેવું થઇ ગયુ હતું, તે ભગવાનેજ ચૂકવ્યુ.

ભાનુદાસે ખેતરમાં વાવવા માટે જે બી રાખી મૂક્યું હતું, તે પીસીને તેમણે સંતોને ખવડાવી દીધું, ત્યારે ભગવાનને પોતાનેજ તેમના ખેતરની વાવણી કરવી પડી હતી.

સંસારમાં ભક્તોની ખ્યાતિ પ્રસરે અને તેમના દ્વારા જડ જીવોનો ઉદ્ધાર થાય, તે માટે ભગવાને અનેક અદ્‌ભુત લીલાઓ બતાવીને ભક્તોનાં કામ કર્યાં છે,

ફિરવિલેં દેઊળ જગામાજી ખ્યાતી,
નામદેવા હાતીં દૂધ પ્યાલા. ૧
ભરિયેલી હુંડી નરસી મેહત્યાચી,
ધનાજી જાટાચીં શેતેં પેરી. ધ્રુ૦
મિરાબાઈસાઠીં ઘેતા વિષપ્યાલા,
લાખ્યા કોલાટયાલા ઢોલ પિટી. ૨
કબીરાચે માગીં વિણૂં લાગે શેલે,
ઉઠવિલેં મૂલ કુંભારાચેં. ૩
આતાં તુહ્મી દયા કરા પંઢરિરાયા,
તુકા વિનવી પાયાં વેળોવેળાં. ૪

અર્થાત્ "નામદેવને માટે ભગવાને પોતાનું દેવાલય ફેરવી નાખ્યું, ભગવાને તેમના હાથ વડે દૂધ પીધું, આથી નામદેવ જગતમાં વિખ્યાત થયા. નરસિંહ મહેતાની હુંડી સિકારી, ધના જાટનું ખેતર વાવી દીધું, મીરાંબાઇનું ઝેર પીધું, લાખા કોલાટ (ઢોલી) નાં ઢોલ વગાડયાં, કબીરનાં કપડાં વણી દીધાં અને કુંભારના બાળકને જીવાડયું. હવે તુકારામ આપનાં ચરણોમાં વારંવાર વિનતિ કરે છે કે, હે પંઢરિનાથ! મારા ઉપર પણ દયા કરો."

## ૨૧—ઉપસંહાર

આ પ્રકરણ ઘણું વધી ગયું. પરંતુ તુકારામના અધ્યયનનું યથાર્થ સ્વરૂપ વાચકોના સંપૂર્ણ ધ્યાનમાં આવી જાય તે માટે આટલો વિસ્તાર કર્યો છે. આથી નવા અને જૂના બન્ને વિચારવાળાઓએ પોતાના થોડા વિચાર બદલવા પડશે. જૂના વિચારવાળા અનેકોની એવી ધારણા હતી કે, તુકારામને ગ્રંથો વાંચવાની કંઇજ આવશ્યકતા નહોતી. તેમણે કોઇ ગ્રંથો વાંચ્યા પણ નથી, એટલુંજ નહિ પરંતુ તેમને લખતાં—વાંચતાં પણ આવડતું નહોતું. પરંતુ આ ધારણા ખોટી છે. આ વાત ઉપરોક્ત વિવેચનથી સ્પષ્ટ થઈ હશે, અને સર્વને સમજાઇ ગયું હશે કે, તુકારામ કેવળ લખતાં—વાંચતાં જાણતા હતા, એટલુંજ નહિ પણ

તેમણે ગીતા–ભાગવતાદિ સંસ્કૃત–ગ્રંથો તથા જ્ઞાનેશ્વરી, નાથ–ભાગવતાદિ પ્રાકૃત ગ્રંથોનો પણ બહુ આસ્થાથી અને ઉંડો અભ્યાસ કર્યો હતો. ગ્રંથો તેમણે થોડાજ વાંચ્યા પરંતુ વાંચ્યા ઘણીજ સારી રીતે. આ વિષયમાં પણ હવે કોઇને કંઈ શંકા નહિ રહી જાય કે ભાગવત જેવા ગ્રંથોને વાંચતાં વાંચતાં તેમને સંસ્કૃત ભાષાનો એટલો પરિચય થઇ ગયો કે તેઓ ભાગવતના શ્લોકોનો ભાવાર્થ અનાયાસે સમજી લેતા હતા. ‘ પુરાણ જોયાં, દર્શન શોધ્યાં ’ આ તેમનુંજ કથન છે. અને એથી સમજાય છે કે, તેમનું અધ્યયન કેટલી ઉચ્ચ કોટિનું હતું. તે જમાનામાં પણ તુકારામ જેવા શૂદ્રને સમાજ તરફથી આવું અધ્યયન કરવાનો અવસર મળતો હતો અને તેમના જેવા પ્રજ્ઞાવાન પુરુષ તેનો લાભ ઉઠાવતા પણ હતા. આ વાત જોવા છતાં જેઓ કહેતા ફરે છે કે હિન્દુ સમાજે સ્ત્રી–શૂદ્રાદિને જાણી જોઇને અજ્ઞાનમાંજ રાખ્યા, તેમનું આ કથન મિથ્યા લવારોજ છે. × આજ પ્રમાણે તુકારામની શિષ્યા બહિણાબાઈ, સમર્થ રામદાસ સ્વામીની શિષ્યાઓ આક્કા અને વેણુ, જ્ઞાનેશ્વરના સમયનાં મુક્તાબાઇ અને જનાબાઇ વગેરેનું શિક્ષણ, અધ્યયન અને ગ્રંથરચનાઓ જોતાં એમ શી રીતે કહી શકાય કે હિન્દુ સમાજે સ્ત્રીઓના માનસિક ઉત્કર્ષ તરફ ધ્યાન નથી આપ્યું? જ્ઞાનસ્રોતસ્વતીમાંથી જ્ઞાનામૃત લઇને પાન કરવાનો અધિકાર સૌને સર્વ સમયે છે. પરંતુ

× તુકારામના પહેલા સંવત ૧૬૨૧ માં શિંગણાપુરના કવિ મહાલિંગદાસે ‘ વિક્રમબત્રીસી ’ નામનો એક મોટો ઓવીબદ્ધ ગ્રંથ લખ્યો હતો. તે ૨૦ વર્ષ પહેલાં હું જોઇ ચૂક્યો છું. સંવત ૧૭૫૫માં અવચિતસુત કાશીએ ‘ દ્રૌપદીસ્વયંવર ’ નામનો ગ્રંથ લખ્યો એ પ્રસિદ્ધજ છે. એ બન્ને લેખક શૂદ્ર હતા.—મૂળલેખક

(શૂદ્રોને અથવા સ્ત્રીઓને જ્ઞાન પ્રાપ્ત ન થાય એ લક્ષ્ય હિન્દુ–સમાજનું ક્યારેય પણ નહોતું, પરંતુ પોતપોતાનાં કર્મો કરતાં કરતાં બધાં પરમજ્ઞાન પ્રાપ્ત કરે એજ હિન્દુ સમાજનું મુખ્ય લક્ષ્ય રહ્યું છે.
—હિન્દી અનુવાદક)

જ્ઞાનગંગોદક પાન કરવાની ઇચ્છા અને અવસર સૌને નથી હોતાં. આથી સર્વત્ર શું બ્રાહ્મણ કે શું શુદ્ર સર્વ જાતિઓ પર અવિદ્યાનો પ્રભાવજ વધારે પડેલો દેખાય છે. અસ્તુ.

તુકારામની સાક્ષરતા અને અધ્યયન સંબંધે પુરાણા વિચારના લોકો જેવી એક ભ્રમિત ધારણા હતી તેવીજ તુકારામને જ્ઞાનેશ્વર અને એકનાથની પરંપરાથી અલગ કરવા ઇચ્છનારા એ આધુનિક વિદ્વાનોની બુદ્ધિ પણ બરાબર નથી. જ્ઞાનેશ્વર અને એકનાથની વાક્તરંગિણીમાં તુકારામ કેવા ભાવથી ડુબકીઓ લગાવતા હતા, એ આપણે જોઇ ચૂકયા. કોઇ પણ ગ્રંથકાર પોતાના પૂર્વજો તરફથી પ્રાપ્ત સંચિત ધનને સુરક્ષિત રાખીનેજ તેની વૃદ્ધિ કરે છે. આથી કોઇની પ્રતિષ્ઠામાં કંઇજ અડચણ આવતી નથી. બાપદાદાઓ તરફથી મળેલી સંપત્તિને પોતાના અધિકારમાં લઇને તેને ભોગવતાં ભોગવતાં વિશેષ વધારવી એ સત્પુત્રોનું કામ છે. જ્ઞાનેશ્વર મહારાજે વ્યાસદેવરચિત ગીતાને આધારરૂપે લઇને તેને પોતાની પ્રતિભાનાં આભૂષણ પહેરાવ્યાં, એકનાથ મહારાજે જ્ઞાનેશ્વરી તેમજ ભાગવતને અપનાવીને તેના વડે પોતાની વાણીને વિભૂષિત કરી અને તુકારામ મહારાજે જ્ઞાનેશ્વર–એકનાથદ્વારા નિર્માણ કરાયલાં રત્નોની ખાણનો સ્વાધિકાર પ્રાપ્ત કર્યો. તેમાંથી પોતાના અણંગોના હીરા કાઢીને તેના વડે સંસારને ચકિત કરી દીધો. આ ક્રમ અનાદિ કાળથી ચાલતો આવ્યો છે, અને આવા વિજય–વીર્યશાળી પૂર્વજોના કુળમાં આપણે ઉત્પન્ન થયા છીએ, એ આપણું ધન્ય ભાગ્ય સમજવું જોઇએ. પરંતુ કેટલાકો જેઓ તુકારામને જ્ઞાનેશ્વર તથા એકનાથથી અળગા કરવા ઇચ્છે છે, તેમની આ ચેષ્ટા જોઇને ભારે આશ્ચર્ય થાય છે. 'જ્ઞાનદેવ નામદેવ એકા તુકા' એ શ્રીપાંડુરંગ ભગવાનના કાનના ચાર મોતીઓની ચોકડી છે કે જે સર્વજનમાન્ય, સર્વપ્રિય અને સર્વના પૂજ્ય છે. એને કોઈ તોડી–ફોડી શકતું નથી. શ્રી જ્ઞાનેશ્વર મહારાજ સર્વ સંતોના મુકુટમણિ છે, જ્ઞાનામાઇનું ( જ્ઞાનેશ્વરી માતાનું )

દૂધ પીને અનેક જણુ અધ્યાત્મબળથી બળવાન થયા છે. જ્ઞાનેશ્વરના શિષ્ય, વિસાજી ખેચર નામદેવના ગુરુ હતા—અર્થાત્ જ્ઞાનેશ્વર નામદેવના પરમ ગુરુ હતા. એક બીજા નામદેવ વિક્રમની ૧૬ મી સદીમાં થયા છે. તેમણે ઓવીઓમાં મહાભારતનાં થોડાં પર્વ, થોડા અભંગ અને થોડાં સંતચરિત્ર લખ્યાં છે. નામદેવના અભંગોનો જે સંગ્રહ છપાયો છે તેમાં મૂળ નામદેવ અને તેની પછીના નામદેવ બન્નેની કવિતાઓ એકબીજામાં મળી ગયેલી છે અને તેથી ભારે ભ્રમ ફેલાય છે. તેમ છતાં જ્ઞાનેશ્વરના સમકાલીન નામદેવજ સર્વસંતમાન્ય નામદેવ છે, તેમાં કંઇજ શંકા નથી. જ્ઞાનેશ્વર, નામદેવ અને એકનાથ—એજ પરંપરામાં તુકારામ પણ આવી જાય છે. આ અધ્યાયમાં આપણે જોઇ ચૂકયા છીએ કે, જ્ઞાનેશ્વરી અને એકનાથી ભાગવત સાથે તુકારામનો કેટલો નિકટનો પરિચય હતો. આ ઘનિષ્ટતાનો કોઈ કેમ કરીને નાશ કરી શકશે ?

તુકારામને જ્ઞાનેશ્વર અને એકનાથથી અલગ કેમ કરી શકાશે ? નામદેવ અને તુકારામજ ભક્તિપંથના પ્રવર્તક થયા અને જ્ઞાનેશ્વર—એકનાથનો એમની સાથે કંઈ સંબંધ નથી, એવો ત્રણે ખંડના પંડિતોનો મત પણ અનેક પ્રમાણો આગળ એક ક્ષણ પણ ટકી શકે તેમ નથી.

આ ભાગવત સંપ્રદાય ઘણો પ્રાચીન છે—જ્ઞાનેશ્વર મહારાજથી પણ બહુ પહેલાંનો છે. આ સંપ્રદાયના મુખ્ય પ્રચારક અવશ્યજ જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ અને તુકારામ થયા. શ્રેષ્ઠ પુરુષોમાં ભાગવતધર્મની નિષ્ઠા છે, પરંતુ વ્યક્તિનિષ્ઠ સંપ્રદાય નથી; એ ભગવાન શ્રીકૃષ્ણના ઉપાસકોનો સંપ્રદાય છે. શ્રીકૃષ્ણની ઉપાસના આ સંપ્રદાયનો પરમ ધર્મ છે. જે કોઈ શ્રીકૃષ્ણભક્ત હશે તે આ સંપ્રદાયમાં માનનીય છે, પછી તેની જાતિ યા વર્ણ ગમે તે હો. જ્ઞાનેશ્વર મહારાજ માત્ર તેઓ બ્રાહ્મણ હતા તે કારણથીજ પૂજાયા નથી, પરંતુ તેઓ પરમ કૃષ્ણભક્ત હતા

માટે પૂજાયા છે. નામદેવ અને તુકારામ પણ આજ કારણથી પૂજાયા છે. ભાગવત સંપ્રદાયમાં નાત–જાતનો ઝઘડો નથી તેમજ જાતિદ્વેષ અથવા વર્ણસંકરતા પણ નથી. ઉપરોક્ત ચાર મુખ્ય મહામાન્ય મહંતોની બરાબરજ નરહરિ સોની, રૈદાસ ચમાર, સજન કસાઈ, સૂરદાસ, કબીર, વેશ્યા કાન્હૂ-પાત્રા, ચોખા મેલા મહાર,ભાનુદાસ, કાન્હૂ પાઠક, મીરાંબાઇ, ગોરા કુંભાર, દાદૂ પિંજરા, શેખ મહમ્મદ, મુકતાબાઈ અને જનાબાઈ, બેદરના હાકેમ દામાજી, દૌલતાબાદના કિલ્લેદાર જનાર્દન સ્વામી, સાંવતા માળી, તુલાધાર વૈશ્ય વગેરે બધા ભગવદ્‌ભકતોને આ સંપ્રદાયવાળાઓ પરમપૂજ્ય માને છે. હરિ–ભક્તની જાતિ પૂછાતી નથી, ધંધો પૂછાતો નથી, પૂર્વ-ચરિત્ર પણ પૂછવામાં આવતું નથી; હરિભકિતની કસોટીએ જે કોઈ સો ટચના સોનાતરીકે પાર ઉતરે તેનેજ સંત માને છે. એ સાચા સંતોમાં પણ જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ અને તુકારામને સંતોજનોએજ મહારાષ્ટ્રમાં અગ્રગણ્ય માન્યા છે. જાતિના અભિમાન કે દ્વેષથી આ ચોકડીને કોઈ તોડીને અલગ કરવા ઇચ્છે તો તે સંભવિત નથી. 'જ્ઞાનદેવ નામ-દેવ, એકા તુકા ' અથવા ' નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન, મુકતાબાઇ ' ' એકનાથ, નામદેવ, તુકારામ, ' મહારાષ્ટ્રની સર્વ સંમતિથી બનેલાં આ ભજનોજ સાક્ષી પૂરે છે કે આ ચારે જણ એક છે. એકાત્મભાવથી તેમને વંદન કરીને અમે આ પ્રકરણ સમાપ્ત કરીએ છીએ.

આટલે સુધી તુકારામના ગ્રંથાધ્યયનનો વિચાર થયો. સંસ્કૃત ગ્રંથોમાં ગીતા, ભાગવત, કંઇક પુરાણ, ભર્તૃહ-રિનાં શતક અને મહિમ્નાદિ સ્તોત્ર તથા મરાઠીમાં જ્ઞાને-શ્વરી, નાથ–ભાગવત, નામદેવ–કબીરાદિ સંતોનાં પદોના સૂક્ષ્મ અધ્યયનનો તેમના આચાર–વિચાર ઉપર તથા ભાષા ઉપર પણ ઘણોજ પ્રભાવ પડયો છે, એ વાત વાચકોના ધ્યાનમાં સારી રીતે આવી ગઇ હશે. જેમના ગ્રંથોનાં તેમણે અનેક વાર આદર અને વિશ્વાસપૂર્વક પારાયણ કર્યાં, જેમની ઉક્તિઓ અને તેમના અંતર્ગત ભાવપ્રધાન સુવિ-

ચારો સાથે તેઓ મનથી એટલા તન્મય થઈ ગયા, જેમની કહેલી ભક્તિજ્ઞાનવૈરાગ્યપૂર્ણ સત્કથાઓની સાથે તેમને પૂર્ણ તાદાત્મ્ય થઈ ગયું, તેમનીજ વિચારપદ્ધતિ અને ભાષાશૈલીનો અભ્યાસ તેમને પણ થઇ ગયો, એમાં આશ્ચર્યની કોઇ વાત નથી. એ તો જે થવું જોઈતું હતું તેજ થયું. પરમાર્થની રુચિ ઉત્પન્ન થતાં કુલપરંપરાપ્રાપ્ત તથા સહજસુલભ પંઢરીના વારકરી સંપ્રદાયનો સાધનમાર્ગ તેમણે હૃદયની સાચી લગનીથી ગ્રહણ કર્યો અને આજ માર્ગે ચાલતાં ચાલતાં આ પંથના જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથાદિ પૂર્વાચાર્યોના ગ્રંથોનું તેમણે અધ્યયન કર્યું અને તેમણે બતાવેલા માર્ગે જઇને ભગવત્કૃપાના પૂરેપુરા અધિકારી થયા તથા અંતે ભક્તિના ઉત્કર્ષથી, સદ્ધર્મના આચરણ ને સમજણશક્તિથી તેમનીજ હારમાં જઇ બેઠા.





## अध्याय ७मो-गुरुकृपा-कवित्वस्फूर्ति

### १—વિષયપ્રવેશ

માનિયેલા સ્વપ્નીં ગુરુચા ઉપદેશ,
ધરિલા વિશ્વાસ દૃઢનામીં. (તુકારામ)

અતિ ઉત્કંઠાપૂર્વક તુકારામ અભ્યાસ કર્યે જતા હતા. સૌ કોઇ પાસેથી તેઓ એજ જાણવા ઇચ્છતા હતા કે 'ભગવાન્ મારા ઉપર ક્યારે કૃપા કરશે?' 'શું ભગવાન મારી લાજ રાખશે?' 'તેઓ શું મારો પણ ઉદ્ધાર થશે?' 'શું નારાયણ મારા ઉપર અનુગ્રહ કરશે?' એ જાણવા ઇચ્છતા હતા. તેઓ ઇચ્છતા હતા કે, કોઈ એવા મહાત્માનાં દર્શન થઇ જાય કે જેનાથી એવું આશ્વાસન મળે કે હા, ભગવાન તમારા ઉપર કૃપા કરશે. તેમનું ચિત્ત એ જાણવા માટે વ્યાકુળ હતું કે, મારી બુદ્ધિ સ્થિર ક્યારે થશે? ભગવાનનું રહસ્ય હું ક્યારે સમજી શકીશ? આ શરીર છૂટતા પહેલાં નારાયણનો મેળાપ શી રીતે થશે? તેમનાં ચરણોમાં હું ક્યારે આળોટીશ? તેમને માટે ગદ્ગદ થઇને હું મારો દેહભાવ ક્યારે ભૂલી જઈશ? તેઓ મને તેમના ચારે હાથ વડે ક્યારે ભેટશે, આ નેત્રો તેમનું સ્વરૂપ જોઇને શાંતિ અને તૃપ્તિ ક્યારે પામશે? બસ, આજ એક ધૂન હતી. તેઓ પોતાનાજ મનને પૂછતા કે, શું મને એવા સત્પુરુષ મળશે, કે જેમણે ભગવાનનાં દર્શન કર્યાં હોય? જેમને માટે પ્રપંચરૂપ સંસાર તજ્યો, વહીઓને ઇન્દ્રાયણીમાં ડુબાડી દીધી અને ધનને ગોમાંસ સમાન માનવાના શપથ લીધા, ઘરબાર પણ છોડી દીધાં, સ્વજનોમાં અપ-

કીર્તિ થઇ, એકાંતવાસ કર્યો અને વાયુવેગથી ગ્રંથાધ્યયન તથા 'રામકૃષ્ણ હરિ' નું સતત ભજન કર્યું, તે વિશ્વવ્યાપક પાંડુરંગ ક્યાં અને કેમ કરીને મળશે? એમને કોણ બતાવશે? તે સત્પુરુષ ક્યારે મળશે જેમણે પાંડુરંગનાં દર્શન કર્યાં હોય? આજ પ્રતીક્ષામાં તુકારામના પ્રાણ તલપાપડ થઈ રહ્યા હતા. ભગવાન કલ્પવૃક્ષ છે, ચિન્તામણિ છે, ચિત્ત જે જે ચિંતન કરે, તેને પૂર્ણ કરનાર છે. આ અનુભવ સૌ ભક્તોને પ્રાપ્ત થાય છે, તે આ સમયે તુકારામને પણ પ્રાપ્ત થયો. તેમને મહાત્માનાં દર્શન થયાં, સ્વપ્નમાં દર્શન થયાં અને તેમણે તુકારામના મસ્તક પર હાથ મૂક્યો. તેમને જે મંત્ર પ્રિય હતો તેજ 'રામ–કૃષ્ણ' મંત્ર તેમણે તેમને આપ્યો અને તેમના જે પરમ પ્રિય ઇષ્ટદેવ પાંડુરંગ હતા, તેમનીજ નિષ્ઠાપૂર્વક ઉપાસના કરવાનું જણાવ્યું. તુકારામને હવે વિશ્વાસ બેસી ગયો કે, હું જે રસ્તે ચાલતો હતો તે ખરાબરજ હતો. રામ–કૃષ્ણ–હરિનું ભજન પહેલાંથીજ ચાલતું હતું, પરંતુ એજ મંત્ર હવે અધિકારી મહાત્માના મુખેથી પ્રાપ્ત થયો, ઉપાસનાનું રહસ્ય ઉઘડ્યું, નિશ્ચય દૃઢ થયો અને ચિત્તનું સમાધાન થઈ ગયું. અદાલતમાંથી મુકદ્દમાનો શો ચુકાદો આવશે તેની તો પક્ષકારોને પહેલેથીજ ખબર હોય છે, વકીલ પણ કહેતા રહે છે; પરંતુ જ્યાંસુધી ન્યાયાધીશના મુખમાંથી ચુકાદો સાંભળવામાં નથી આવતો ત્યાં સુધી ચિત્ત સ્વસ્થ થતું નથી. આ વાત પણ કંઇક એવીજ છે. અધિકારીના મુખેથી કોઇ મંત્ર સાંભળવામાં આવે છે, અથવા ધીર પુરુષ પાસેથી જ્યારે કોઇ આશીર્વાદ મળે છે, ત્યારે તેનાથી જીવને શાંતિ મળે છે. તેને પોતાનો રસ્તો ખરો હોવાનો વિશ્વાસ બેસી જાય છે. ગ્રંથ વાંચીને પણ જે વાત સમજ્યામાં નથી આવતી, તે એક ક્ષણમાં સમજ્યામાં આવી જાય છે. બુદ્ધિ જ્યાં પહોંચી શકતી નથી, તે પદનો સાક્ષાત્કાર થાય છે. સ્વાનુભવપ્રાપ્ત સાક્ષાત્કારસંપન્ન મહાત્માના એક ક્ષણના સમાગમથી બધું કામ બની જાય છે. પારમાર્થિક કૃતવિદ્ય મહાપુરુષના દર્શન-

માત્રથી પરમાર્થ રોમરોમમાં ભરાઈ જાય છે. તુકારામના પુણ્યબળથી તેમને એવો અપૂર્વ શુભ સંયોગ પ્રાપ્ત થયો.

## ૨—સદ્‌ગુરુ વિના કૃતાર્થતા નથી.

સદ્‌ગુરુના પ્રસાદ વિના કોઇ પણ પોતાનો પરમાર્થ સાધી શકયું નથી. જેઓ એમ સમજે છે કે, અમે ગ્રંથોનું અધ્યયન કરી લીધું છે, પરોક્ષ જ્ઞાન અમને મળી ચૂકયું છે, અમને અમારી બુદ્ધિથીજ જ્ઞાનનું રહસ્ય સમજાઇ ગયું છે, હવે અમારે કોઇને પણ ગુરુ બનાવવાની શી જરૂર છે? અમે જે કંઈ જાણીએ છીએ, તેથી વધારે કોઇ ગુરુ પણ શું બતાવશે? જે લોકો આવું સમજે છે તેઓ આખરે અહંકારની જાળમાંજ ફસાયેલા જણાય છે! ગુરુકૃપા વિના રજોગુણ અને તમોગુણ ગળી જઇને શુદ્ધ થતા નથી. જ્ઞાન—અર્થાત્ આત્મજ્ઞાનમાં પૂર્ણ અને દઢતમ નિષ્ઠા પણ નથી થતી. જ્ઞાનનો સાક્ષાત્કાર થવો તો બહુ દૂરની વાત છે. જ્ઞાનેશ્વર મહારાજ (અ૦ ૧૦-૧૭૨ માં) કહે છે કે 'સમસ્ત વેદશાસ્ત્રનું અધ્યયન કર્યું', યોગાદિનો પણ પુષ્કળ અભ્યાસ કર્યો, પરંતુ જ્યારે શ્રીગુરુની કૃપા થાય, ત્યારેજ એની સફળતા છે, કમાણી તો પોતાના જ પરિશ્રમની હોય છે; તેમ છતાં તેના ઉપર જ્યાં સુધી શ્રીગુરુ-કૃપાની મહોર લાગતી નથી ત્યાં સુધી ભગવાનના દરબારમાં તેની કંઈજ કિંમત નથી. અત્યંત સૂક્ષ્મ અને વિશુદ્ધ બુદ્ધિ દ્વારા જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ દીવાથી ઉત્પન્ન થનારી મેશની માફક જ્ઞાનથી ઉત્પન્ન થનાર અહંકાર સદ્‌ગુરુનાં શુભ ચરણનો આશ્રય લીધા સિવાય જડમૂળથી નાશ પામતો નથી. શ્રીરામ અને શ્રીકૃષ્ણને પણ શ્રીગુરુનાં ચરણોનો આશ્રય લેવો પડયો, તો પછી બીજાઓની તો વાતજ શી છે? વેદ, શાસ્ત્ર, પુરાણ અને સંત-સૌ આ વિષયમાં એકમત છે. વળી શ્રુતિની આજ્ઞા છે કે 'શ્રોત્રીય' અર્થાત્ શ્રુતિ-શાસ્ત્રનિપુણ અને 'બ્રહ્મનિષ્ઠ' અર્થાત્ સ્વાનુભવસંપન્ન સદ્‌ગુરુનું શરણ લ્યો, એટલે તેનાથી બ્રહ્મવિદ્યાનો અનુભવ પ્રાપ્ત

કરશે. "शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपसमाश्रयम्" એવા સદ્ગુરુનું શરણ લેવાનું ભાગવતકારે કહ્યું છે, અને ગીતામાં ભગવાને પણ "तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया" કહ્યું છે. "आचार्यवान् पुरुषो वेद" આત્મવેત્તા મહાપુરુષનાં ચરણોમાં જવાનું વેદોએ કહ્યું છે અને શ્રીમત્ શંકરાચાર્ય પણ એજ કહે છે કે—

'षडंगादिवेदो मुखे शास्त्रविद्या
कवित्वादि गद्यं सुपद्यं करोति।
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं
ततः किं ततः किं ततः किं ततः किम्॥'

મહાભાગ્યથીજ સદ્ગુરુનાં દર્શન થાય છે અને જ્યારે એવાં દર્શન થાય ત્યારે અનન્યભાવે તેમના શરણમાં જવું અને "यथा देवे तथा गुरौ" અર્થાત્ ભગવાનની પેઠેજ તેમનું પૂજન અને ભજન કરવું, એ સનાતન રીતિ છે. સદ્ગુરુ સદા તૃપ્તજ રહે છે. આથી અધિકારી જીવો ઉપર તેમને કરુણા આવે છે. કહે છે કે—

પોટ ઘાલેં આતાં જીવની આવડી,
પુરવાવી પરવડી બહુતાંચી. ૧
નાવેચા ભાર તો ઉદકાચે શિરીં,
કાય હળૂ ભારી તયે ઠાયીં? ૨

અર્થાત્ "મારું પેટ તો ભર્યું પરંતુ હવે એવી તરસ લાગી છે કે અન્ય જીવોની આશા પૂરી કરું. નાવનો ભાર આખરે જળ ઉપર જ રહે છે; તે ભાર ગમે તો હલકો હો કે ભારે તેનાથી શું?"

અપરંપાર સ્વાનંદસમુદ્રમાં ચાલનારી ગુરુરૂપ નૌકાને માટે બે-ચાર મુસાફરોનો ભાર શા હિસાબમાં છે? બે-ચાર ચઢયા અથવા બે-ચાર ઉતર્યા તેથી તેનો તેના ઉપર ભારજ શો છે? સાચું તો એ છે કે, સદ્ગુરુને સાચા શિષ્યના મેળાપનોજ આનંદ છે. એથી અદ્વૈતાનુ-

ભવનો આનંદ તેઓ દ્વૈતરૂપમાં ભોગવી શકે છે. ગીતા–જ્ઞાનેશ્વરીમાં અર્જુન પ્રશ્ન પૂછે છે, ત્યારે ભગવાન આ પ્રમાણે કહીને પોતાનો આનંદ વ્યક્ત કરે છે કે 'હે અર્જુન! તું પ્રશ્ન કરીને મને અદ્વૈતાનંદથી પર એવો આનંદ આપી રહ્યો છે.' (જ્ઞાનેશ્વરી ૧૫–૪૫૦) અસીમ અનંત શબ્દશાસ્ત્ર, પરિપૂર્ણ સ્વાનુભવ, ઉત્તમ સમજણુ-શક્તિ, દૈવી દયાળુતા અને પરમા શાંતિ, એ પાંચે ગુણુ શ્રીગુરુમાં હમેશાં વાસ કરે છે. એકનાથી ભાગવત (અ૦ ૩) માં શ્રીગુરુનાં લક્ષણુ બતાવે છે કે "તે દીનો ઉપર તન, મન અને વાણીથી અત્યંત દયાળુ હોય છે, શિષ્યનાં ભવબંધનને કાપી નાખે છે, અહંકારની છાવણીને ઉડાવી દે છે, તે શબ્દજ્ઞાનમાં પારંગત હોય છે, બ્રહ્મજ્ઞાનમાં સદા મસ્ત રહે છે અને પોતાના સ્વભાવથી શિષ્યને જ્ઞાન આપવા–અપાવવા સમર્થ હોય છે."

ગુરુપ્રસાદ વિના કોઇ સંતની પદવીને પામ્યો હોય, એવો એક પણ પુરુષ નથી. સઘળા સંતોએ ગુરુપ્રસાદનું મહત્ત્વ અને માધુર્ય વખાણ્યું છે. ગુરુભક્તિનાં હજારો અવતરણુ આપી શકાય તેમ છે, પરંતુ વિસ્તારભયથી તેને ટુંકાવવુંજ પડે છે. ગુરુસ્તુતિનું સાહિત્ય ઘણું વિશાળ છે. તે અનુભવનું સાહિત્ય છે અને અત્યંત હૃદયંગમ છે. જેને ગુરુપ્રસાદ મળ્યો હોય, ગુરુસેવાનો પરમાનંદ જેણે ભોગવ્યો હોય, તેજ તેની મધુરતા જાણી શકે છે. જ્ઞાનદેવ અને એકનાથ બન્નેએ ગુરુભક્તિની અપૂર્વ અને અપાર માધુરી પ્રાપ્ત કરી હતી. તેમણે સદ્ગુરુનો સમાગમ અને સદ્ગુરુ-સેવાનો આનંદ ખૂબ લૂંટયો. બન્નેના ગ્રંથોમાં બધાં મંગળાચરણુ શ્રીગુરુસ્તવન પરત્વે છે અને એ અત્યંત મધુર છે. શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૩ મા અધ્યાયમાં ૭ મા શ્લોકનું 'आचार्योपासनम्' પદ જોતાંજ શ્રી જ્ઞાનેશ્વર મહારાજની ગુરુભક્તિની ધારા મહાપ્રવાહના રૂપમાં જે ઉભરાઇ છે તે સો ઓવીઓથી આગળ વધવા છતાં પણ તેમની રોકી રોકાઇ નથી. તેમની ગુરુભક્તિનો આનંદ જેમને લૂંટવો

હોય તેઓ શ્રી જ્ઞાનેશ્વર-ચરિત્રમાં 'ઉપાસના અને ગુરુભક્તિ' અધ્યાય પૂરો વાંચી જાય. તેજ પ્રમાણે એકનાથ મહારાજની ગુરુભક્તિનું જેને દર્શન કરવું હોય, તે એકનાથ-ચરિત્રનું પઠન કરે. ગુરુભક્તને માટે ગુરુ અને ઉપાસ્ય એક હોય છે. જ્ઞાનેશ્વર અને એકનાથે શ્રીગુરુમૂર્તિમાંજ ભગવાનનાં દર્શન કર્યાં. તુકારામે ભગવાનનેજ ગુરુરૂપે જોયા. ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ છે અને પરબ્રહ્મ પરમાત્માજ ગુરુના સગુણ રૂપમાં સાધકને કૃતાર્થ કરે છે. ગુરુપ્રસાદ વિના કોઈ સાધક કદી કૃતાર્થ થયો નથી. શ્રીગુરુ બોલતા ચાલતા બ્રહ્મ છે. તેમની ચરણરજમાં આળોટયા સિવાય કોઇ પણ કૃતકૃત્ય થયું નથી.

## ૩–સ્વામી વિવેકાનંદનો અનુભવ

અર્વાચીન કાળના સુવિખ્યાત સત્પુરુષ સ્વામી રામતીર્થ અને સ્વામી વિવેકાનંદજી પણ શ્રીગુરુના શરણાગત થઇનેજ કૃતાર્થ થયા હતા. સ્વામી વિવેકાનંદ પોતાના ભક્તિયોગ વિષેના નિબંધમાં કહે છે કે—" ગુરુની કૃપાથી મનુષ્યની ગુપ્ત અલૌકિક શક્તિઓ વિકસિત થાય છે, તેને ચૈતન્ય પ્રાપ્ત થાય છે અને તેની આધ્યાત્મિક વૃદ્ધિ થાય છે તથા અંતે તે નરમાંથી નારાયણ બની જાય છે. આત્મવિકાસનું આ કાર્ય ગ્રંથો વાંચવાથી નથી થતું. જીવનપર્યંત હજારો ગ્રંથોનાં પાનાં ફેરવ્યા કરો, તેથી કરીને બહુ બહુ તો તમારૂં બૌદ્ધિક જ્ઞાન વધશે, પરંતુ અંતે એજ જણાશે કે, આથી અધ્યાત્મબળમાં વધારો થયો નથી. બૌદ્ધિક જ્ઞાન વધ્યું તો તેની સાથે અધ્યાત્મબળ પણ વધવુંજ જોઇએ એમ કોઇ કહે તો તે સાચી વાત નથી. ગ્રંથોના અધ્યયનથી આ પ્રકારનો ભ્રમ થાય છે; પરંતુ જરા ઝીણવટપૂર્વક જોઇશું તો જણાશે કે, બુદ્ધિનો વિકાસ પુષ્કળથયો તોપણ અધ્યાત્મશક્તિ તો જ્યાંની ત્યાંજ રહી ગઇ છે. અધ્યાત્મયશક્તિનો વિકાસ કરાવવામાં કેવળ ગ્રંથ અસમર્થ છે અને આજ કારણ છે કે, આધ્યાત્મિક વાતો કરનારા

લોકો બહુ મળે છે, પરંતુ વાણી પ્રમાણે વર્તનનો મેળ હોય એવા તો અત્યંત દુર્લભજ છે ! જીવને આધ્યાત્મિક સંસ્કાર કરાવવા માટે કોઈ એવાજ મહાત્માની આવશ્યકતા હોય છે, કે જે જીવકોટિથી પર થઇ ગયા હોય. આ શક્તિ ગ્રંથોમાં નથી. જેનો આધ્યાત્મિક સંસ્કાર થાય છે, તે શિષ્ય છે અને સંસ્કાર કરાવનાર ગુરુ છે. જમીન તપીને અને ખેડાઇને તૈયાર હોય અને બી પણ શુદ્ધ હોય; એવા ઉભય પ્રકારના સંયોગથીજ આધ્યાત્મિક વિકાસ થાય છે............અધ્યાત્મની ખરેખરી ભૂખ લાગતાંજ—અર્થાત્ જમીન તૈયાર થતાંજ તેમાં બી વાવવામાં આવે છે. સૃષ્ટિનો એજ નિયમ છે. આત્મપ્રકાશ ગ્રહણ કરવાની શક્તિ સિદ્ધ થતાંજ પ્રકાશ પહોંચાડનારી શક્તિ પ્રકટ થાય છે........ સત્ય જ્ઞાનાનંદસ્વરૂપ સદ્ગુરુને સંસાર ઈશ્વરતુલ્ય માને છે. શિષ્ય શુદ્ધચિત્ત, જિજ્ઞાસુ અને પરિશ્રમી હોવો જોઇએ. જ્યારે શિષ્ય પોતાને એવો બનાવી લે છે, ત્યારે શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, નિષ્પાપ, દયાળુ અને જ્ઞાનચતુર સમર્થ સદ્ગુરુ તેને મળે છે............સદ્ગુરુ શિષ્યોનાં નેત્રોમાં જ્ઞાનાંજન આંજીને તેને દૃષ્ટિ આપે છે. એવા સદ્ગુરુ મળે ત્યારે ખૂબ ભાવપૂર્વક અત્યંત નમ્રતા, નિર્મળ સદ્ભાવ અને દૃઢ વિશ્વાસપૂર્વક તેમનું શરણ લ્યો, તમારૂં સમગ્ર હૃદય તેમને અર્પણ કરો, તેમને પ્રત્યક્ષ પરમેશ્વર સમજો; આથી ભક્તિ-જ્ઞાનનો સમુદ્ર પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થશો...........મહાત્મા સિદ્ધ પુરુષ ઈશ્વરના સાક્ષાત્ અવતારજ છે. તેઓ કેવળ સ્પર્શથી, એક કૃપાકટાક્ષથી, કેવળ સંકલ્પમાત્રથી પણ શિષ્યને કૃતાર્થ કરે છે, પર્વત જેટલાં પાપોનો ભાર વહેનારા ભ્રષ્ટ જીવને પણ પોતાની દયાથી તેઓ અર્ધી ક્ષણમાં પુણ્યાત્મા બનાવે છે. તેઓ ગુરુઓના ગુરુ છે. મનુષ્યના રૂપમાં પ્રગટ થયેલા સાક્ષાત્ નારાયણ છે. મનુષ્ય તેમનાજ રૂપમાં પરમાત્માને જોઈ શકે છે. ભગવાન નિર્ગુણ નિરાકાર છે, પરંતુ આપણે જ્યાં સુધી મનુષ્ય છીએ ત્યાં સુધી આપણે તેમને મનુષ્યરૂપમાંજ પૂજવા જોઇએ. તમે ગમે

તે કહો, ગમે તેટલો પ્રયત્ન કરો, પરંતુ તમારે મનુષ્ય-રૂપી (સગુણ) પરમેશ્વરનુંજ ભજન કરવું પડશે. નિર્ગુણ નિરાકારનું પાંડિત્ય કોઈ ગમે તેટલું ભલેને બતાવે, સગુણનો તિરસ્કાર કરે, અવતારોની નિંદા કરે, સૂર્ય ચંદ્ર ને તારાઓ દેખાડીને બુદ્ધિવાદથી તેમનામાંજ દેવત્વ જોવાનું કહે—તોપણ તેમાં યથાર્થ આત્મજ્ઞાન કેટલું છે, એ જો જુઓ તો તે કેવળ શૂન્ય જણાશે ! આપણે મનુષ્ય છીએ, પરમાત્મા આપણને સગુણ રૂપમાં-સદ્‌ગુરુના રૂપમાંજ મળે છે, તેમાં કંઇ પણ શંકા નથી. ”×

આગળ ચાલતાં તેઓ કહે છે કે “ભગવાનને મળવાની ઇચ્છા કરનારા મુમુક્ષુનાં નેત્ર શ્રીગુરુજ ખોલે છે. ગુરુ અને શિષ્યનો સંબંધ પૂર્વજ ને વંશજના સંબંધ જેવોજ છે. શ્રદ્ધા, નમ્રતા, શરણાગતિ ને આદરભાવથી શિષ્ય ગુરુનું મન હરી લે, તોજ તેની આધ્યાત્મિક ઉન્નતિ થઈ શકે છે. અને વિશ્વરૂપથી ધ્યાનમાં રાખવાની વાત એ છે કે, જ્યાં ગુરુ-શિષ્યનો સંબંધ બહુ પ્રેમભર્યો હોય છે, ત્યાંજ પ્રચંડ અધ્યાત્મશક્તિવાળા મહાત્મા ઉત્પન્ન થાય છે. સ્વાનુભવ એ જ્ઞાનની પરમ સીમા છે, કે જે સ્વાનુભવ ગ્રંથોમાંથી મળતો નથી. પૃથ્વીપર્યટન કરીને ભલે તમે આખી પૃથ્વીપર ફરી વળો; હિમાલય, કોકેસસ કે આલ્પસ પર્વત ઓળંગી જાઓ, સમુદ્રના ઉંડાણમાં ડૂબકી લગાવીને બેસી જાઓ, તિબેટ દેશ જોઈ લ્યો કે ગોબીનું જંગલ ફરી વળો, પરંતુ સ્વાનુભવનું યથાર્થ ધર્મરહસ્ય એ વાતોથી, શ્રીગુરુના પ્રસાદ વિના, ત્રિકાળમાં પણ સમજાશે નહિ ! તેથી ભગવાનની કૃપાથી જ્યારે એવો ભાગ્યોદય થાય કે ગુરુ દર્શન દે, ત્યારે સંપૂર્ણ અંતઃકરણવડે તેમનું શરણ લ્યો, તેમને પરબ્રહ્મ જેવાજ સમજો, તેમના બાળક બની અનન્ય ભાવથી તેમની સેવા કરો. આથી તમે ધન્ય થશો.

× સ્વામી વિવેકાનંદના અંગ્રેજી ગ્રંથના ભાગ ત્રીજાના પૃષ્ઠ ૫૧૬ થી ૫૨૧ માંથી.

આવા પરમ પ્રેમ અને આદરપૂર્વક જે શ્રીસદ્ગુરુને શરણે ગયા છે, તેમનેજ-અને કેવળ તેમનેજ-સચ્ચિદાનંદ પ્રભુએ પ્રસન્ન થઇને પોતાની પરમભક્તિ અને આધ્યાત્મિકતાના અલૌકિક ચમત્કાર બતાવ્યા છે."

## ૪-હીરાની શોધ

તુકારામનો પરમાર્થ કંઇ ઉપરઉપરનો નહોતો; તેથી તેમણે જે મળ્યા તેને ગુરુ માની લેવાની ઉતાવળ કરી નહિ. ઘણાઓને તેમણે કસોટીએ કસી જોયા અને દૂરથીજ પ્રણામ કરીને વિદાય કર્યા. જ્યાં ત્યાં બ્રહ્મજ્ઞાનની ખાલી વાતોજ સાંભળવામાં આવી, ક્યાંયે તેનાં પ્રત્યક્ષ લક્ષણો જોવામાં આવ્યાં નહિ. તેઓ તો સાચું બ્રહ્મજ્ઞાન ઇચ્છતા હતા. હાથ લંબાવીને તેમણે એજ યાચના કરી કે—

નિરેં કોણાપાશીં હોય એક રજ,તરી દ્યારે મજ દુર્બળાશીં.

અર્થાત્ " નિર્મળ બ્રહ્મજ્ઞાન જો કોઇની પાસે હોય તો તેની એક રજ મને આપો."

બહુ દીનતાપૂર્વક તેમણે આ પોકાર પાડયો હતો! પરંતુ "જ્યાં ત્યાં તેમણે દેખાવના ડુંગર દેખ્યા, પાયા વિનાનીજ દિવાલ જોઈ.' પાખંડ અને દંભ જોઇને તેઓ ચિઢાઇ ગયા. તેમણે પાખંડી ગુરુઓ અને દંભી સંતોની પોતાના અભંગોમાં ખૂબ ઝાટકણી કાઢી છે.

કામક્રોધ લોભ ચિત્તીં, વરિવરિ દાવિતી વિરક્તી.
તુકા મ્હણે શબ્દજ્ઞાનેં, જગ નાડિયેલેં તેણેં. ૧

અર્થાત્ "ચિત્તમાં તો કામ-ક્રોધ-લોભ ભરેલા છે, છતાં ઉપર તે વિરક્તજ હોય છે, તેઓ ખાલી શબ્દજ્ઞાનથી દુનિયાને દગો દઇ રહ્યા છે."

* * * *

ડોઇ વાઢવૂનિ કેશ, ભૂતેં આણિતી અંગાસ. ૧
તરી ને વ્હતી સંતજન, તેથેં નાહીં આત્મખુણ. ૨
તુ. ૨૨

અર્થાત્ "માથે જટા વધારી છે, ભૂત-પ્રેતને બોલાવે છે, તેઓ સંતજન નથી, ત્યાં કોઇ આત્મલક્ષણ નથી.'

* * * *

રિદ્ધિસિદ્ધીચે સાધક, વાચા સિદ્ધ હોતી એક;
ત્યાંચા આભારી કંટાળા, પાહેં નાવડતી ડોળાં.

અર્થાત્ "કોઇ ઋદ્ધિ-સિદ્ધિના સાધક છે, કોઇ વાક્-સિદ્ધ છે. પરંતુ એ બધાથી મારો જીવ કંટાળી ગયો છે. તેમને હું જોવા ઈચ્છતો નથી."

* * * *

દાવુનિ વૈરાગ્યાચી કળા, ભોગી વિષયાંચા સોહળા.
જ્ઞાન સાંગતો જનાંસીં, અનુભવ નાહીં આપણાંસી.૧

અર્થાત્ "વૈરાગ્યની ચમક બતાવે છે, પરંતુ વિષયોનેજ ભોગવ્યા કરે છે. લોકોને જ્ઞાન બતાવે છે, પણ પોતે કંઇ પણ અનુભવ કરતા નથી."

* * * *

આવા દંભી, અધકચરા અને પેટભરા માણસો જ્યાં ત્યાં કોડીના ત્રણ ત્રણ મળે છે. પરંતુ તુકારામની શુદ્ધિ અને સૂક્ષ્મ દૃષ્ટિને સાચા-જૂઠાની પરખ કરતાં કેટલી વાર લાગે! સાધારણ મનુષ્ય ઉપર ઉપરના દેખાવમાં ફસાય છે, પરંતુ તુકારામ ફસાય તેવા નહોતા. 'નવ્હતી તે સંત કરિતાં કવિત્વ' વાળા અભંગમાં તેઓ જણાવે છે કે જેઓ કવિતા કરે છે તેઓ સંત નથી; સંતોના ઘરવાળા સંત નથી; પોતાનું ઘર ભરી બીજાઓને નિરાશાના ભાવ બતાવનારા સંત નથી; માત્ર કથા વાંચનારા, કીર્તન કરનારા, માળા-મુદ્રા ધારણ કરનારા, ભસ્મ ચોળનારા, જંગલોમાં રહેનારા, કર્મઠો કે જપ-તપ કરનારા સંત નથી. આ બાહ્ય લક્ષણો છે, એથી કોઇની સાધુતા જણાતી નથી.

તુકા મ્હણે નાહીં નિરસલા દેહ,
તંવવરી હે અવઘે સાંસારિક.

અર્થાત્ " જ્યાં સુધી દેહનો નિકાલ નથી આવ્યો—દેહબુદ્ધિ નાશ પામી નથી, ત્યાં સુધી આ બધા સંસારીજ છે. " જ્યાંસુધી એમની અંદર દ્રવ્યનો લોભ અને મોટાઇની ઇચ્છા છે, ત્યાંસુધી તુકારામ તેમને ' પોતાના મુખેથી સંત કહી શકતા નથી. ' જેમનો બાહ્ય વેશ સાધુના જેવો છે, પરંતુ અંતઃકરણ વિષયાસક્ત છે, તેમને તો તુકારામ ' દૂરથી હીરાની પેઠે ચમકનારા કરા ' કહે છે. એવા બની બેઠેલા સંત અનેક હોય છે, પરંતુ તેમાંથી કોઈ પણ તુકારામની આંખોમાં ધૂળ નાખી શકયા નહિ.

સાચા સંત ઘણા દુર્લભ છે. સંતોને શોધતાં-શોધતાં તુકારામ થાકી ગયા. તેમની આશા નિરાશા થઇ ગઇ. તે સમયે તેમના મુખમાંથી આ ઉદ્ગાર નીકળ્યા છે—

જ્ઞાનિયાંચેં ઘરીં ચોજવિતાં દેવ,
  તેથેં અહંભાવ પાઠી લાગે. ૧
મ્હણોનિયાં ઐસે સાંડિલે ઉપાય,
  ધરિયેલે પાય દૃઢ તુઝે. ધ્રુ૦
વેદપારાયણ પંડિત વાચક,
  ન મિળતી એક એકાંમધીં. ૨
પાહેં ગેલોં ભાવ કૈસી આત્મનિષ્ઠા,
  તેથેં દેખે ચેષ્ટા વિપરીત. ૩
આપુલિયા નાહીં નિવાલે જે અંગેં,
  યોગી કરિતી રાગેં ગુરુ ગુરુ. ૪
તુકા મ્હણે મજ કોણાચા પાંગિલા,
  નકો બા વિઠ્ઠલ કરું આતાં. ૫

અર્થાત્ "જ્ઞાનીઓને ત્યાં ભગવાનને શોધવા ઇચ્છા કરી, પરંતુ જોયુ કે, એ જ્ઞાનીઓની પાછળ તો અહંકાર પડેલો છે, વેદપરાયણ-પંડિતો અને વેદ ભણનારાઓને જોયા તો તેઓ એક-બીજાને હેઠા પાડવામાંજ લાગેલા છે. તેમની આત્મનિષ્ઠા જોવા ઇચ્છયું, પરંતુ તેઓની ચેષ્ટાઓ તો ઉલટીજ દેખાઇ. યોગીઓને જોયા, તેમનામાં પણ શાંતિ નથી. ક્રોધના માર્યા તેઓ એકબીજા ઉપર ઘૂરકયા કરે છે. તેથી

હે વિઠ્ઠલ ! હવે મને કોઇનો લાચાર ન કરો. મેં એ બધા ઉપાયો છોડીને દૃઢતાપૂર્વક તમારાં ચરણ પકડી લીધાં છે."

## ૫–ગુરુજ મુમુક્ષુને શોધે છે.

સંત દુર્લભ તો છે, તેમ છતાં અલભ્ય નથી. ચંદન–સુખડ મોંઘી મળે છે, પણ મળે છે તો ખરીજ. કસ્તૂરી ગમે ત્યાં માટીની માફક સસ્તી મળતી નથી. પરંતુ જેની પાસે તે માટે પૈસા છે તેને મળેજ છે. હીરા જેવાં રત્નોને બિચારા ગરીબો જોઇ પણ શકતા નથી, પરંતુ ધનવાનો તો તેમને ખરીદી શકે છે. આજ પ્રમાણે જેમની પાસે પુષ્કળ પુણ્ય-ધન છે, તેને સત્સંગ પ્રાપ્ત થાય છે. સત્સંગ દુર્લભ છે, અને અમોઘ પણ છે. ભાગ્યનો જ્યારે ઉદય થવાનો હોય છે, ત્યારે સંત મળે છે. એમાં જેમને ભગવાનની આજ્ઞા થશે, તેઓ પોતેજ ચાલ્યા આવશે અને કૃતાર્થ કરશે. મુમુક્ષુને ગુરુ શોધવા પડતા નથી. ગુરુજ જે કૃતાર્થ થવા યોગ્ય થયા હોય તેવા શિષ્યોને શોધેજ છે. ફળ પાકતાં પોપટ વગર બોલાવ્યેજ આવીને તેના ઉપર ચાંચો મારે છે. તેજ પ્રમાણે વિરક્ત જીવને જોતાંજ દયાળુ ગુરુ દોડયા આવે છે અને આત્મરહસ્ય બતાવીને તેને કૃતાર્થ કરે છે. સર્વ સંત સદ્‌ગુરુસ્વરૂપજ છે, છતાં બધી સ્ત્રીઓ માતા સમાન હોવા છતાં પણ સ્તનપાન કરાવનારી માતા એકજ હોય છે, તેજ પ્રમાણે સઘળા સંત સદ્‌ગુરુ સમાન હોવા છતાં પણ સ્વાનુભવામૃત પાન કરાવનારી, ઈશ્વરનિયુક્ત સદ્‌ગુરુરૂપ માતા પણ એકજ હોય છે અને મુમુક્ષુ બાળક ભૂખથી વ્યાકુળ થઇને રોવા લાગે છે, ત્યારે સદ્‌ગુરુમાતાથી એક ક્ષણ પણ રહેવાતું નથી. તે દોડતી ચાલી આવીને શિશુને અમૃતપાન કરાવે છે. ગુરુ ઈશ્વરનિયુક્ત હોય છે, ગુરુશિષ્યનો સંબંધ જન્મજન્માન્તરોથી ચાલ્યો આવે છે, અને ગુરુ નિશ્ચિત સમયે નિશ્ચિત શિષ્યને કૃતાર્થ કરે છે. તુકારામના સદ્‌ગુરુ બાબાજી ચૈતન્ય એજ પ્રમાણે ભગવદિચ્છાનુસાર યથાકાળે યથોચિત રીતે તુકારામ સમક્ષ

પ્રગટ થયા અને તેમણે તેમને પોતાનો પ્રસાદ આપ્યો.

## ૬-બાવાજીનો સ્વપ્નોપદેશ

તુકારામને ગુરુનો ઉપદેશ પ્રાપ્ત થયો, તે પ્રસંગના તેમના બે અભંગ છે. પહેલો અભંગ જે વિશેષ પ્રસિદ્ધ છે, તે આ નીચે આપીએ છીએઃ—

સત્ય ગુરુરાયેં કૃપા મજ કેલી;
પરિ નાહીં ઘડલી સેવા કાંહીં. ૧
સાંપડવિલેં વાટે જાતાં ગંગાસ્નાનાં,
મસ્તકીં તો જાણા ઠેવિલા કરુ.
ભોજના માગતી તુપ પાઉશેર,
પડિલા વિસર સ્વપ્નામાજી. ૨
કાંહીં. કળે ઉપજલા અંતરાયે,
મ્હણઉનિ કાયે ત્વરા જાલી. ૩
રાઘવચૈતન્ય કેશવચૈતન્ય,
સાંગિતલી ખૂણ માળીકેચી. ૪
બાબાજી આપુલેં સાંગિતલેં નામ,
મંત્ર દીલા રામકૃષ્ણ હરિ. ૫
માહો શુદ્ધ દસમી પાહૂની ગુરુવાર,
કેલા અંગીકાર તુકા મ્હણે. ૬

અર્થાત્ ગુરુદેવે સાચેજ મારા ઉપર ભારે કૃપા કરી, પરંતુ મારાથી તેમની કંઇજ સેવા બની શકી નહિ. સ્વપ્નમાં ગંગાસ્નાને (ઇન્દ્રાયણી-સ્નાને) જતાં જતાં, રસ્તામાં તેઓ મળ્યા અને તેમણે મસ્તક પર હાથ મૂકયો. વળી ભોજન માટે એક પાશેર ઘી માગ્યું, પરંતુ હું તો તે ભૂલી ગયો. કંઈક અંતરાય આવ્યો એટલે એમણે જવાની ઉતાવળ કરી. તેમણે ગુરુપરંપરાનાં નામ બતાવ્યાં:-'રાઘવ ચૈતન્ય' અને 'કેશવ ચૈતન્ય.' પોતાનું નામ બાવાજી ચૈતન્ય કહ્યું અને 'રામકૃષ્ણ હરિ' મંત્ર આપ્યો. મહા સુદી દશમ ને ગુરુવારને ગુરુનો વાર વિચારી મને સ્વીકારી લીધો.

આ પરથી નીચે લખેલી બાબતો જણાઇ આવે છે-

(૧) સદ્‌ગુરુએ તુકારામ પર અનુગ્રહ કર્યો અને તેમને 'રામ-કૃષ્ણ-હરિ'નો મંત્ર આપ્યો.

(૨) આ ઉપદેશ તેમને સ્વપ્નમાં ઇન્દ્રાયણીપર સ્નાન કરવા જતાં મળ્યો. ગુરુએ તેમના મસ્તક પર હાથ મૂક્યો.

(૩) સદ્‌ગુરુએ ભોજન માટે એક પાશેર ઘી માગ્યું, પરંતુ તુકારામ ઘી લાવી આપવાનું ભૂલી ગયા. જાગ્યા પછી તેમને આ વાતનું અત્યંત દુઃખ થયું કે સદ્‌ગુરુની કંઇ પણ સેવા બની શકી નહિ. ને તેમને એમજ સમજાયું કે સેવામાં ભૂલ થવાથીજ સદ્‌ગુરુ જલદીથી ચાલ્યા ગયા.

(૪) સદ્‌ગુરુએ પોતાની ગુરુપરંપરા આ પ્રમાણે બતાવી કે રાઘવ ચૈતન્ય, કેશવ ચૈતન્ય અને પોતાનું નામ બાબાજી ચૈતન્ય દર્શાવ્યું.

(૫) આ ગુરૂપદેશ તુકારામને મહા સુદ દશમ ને ગુરુવારે મળ્યો.

(૬) આ રીતે સદ્‌ગુરુએ તુકારામનો સ્વીકાર કર્યો.

તુકારામ વળી પણ કહે છે કે—

માઝિયે મનીચા જાણોનિયાં ભાવ,
તો કરી ઉપાવ ગુરુરાજા. ૧
આવડીચા મંત્ર સાંગિતલા સોપા,
જેણેં નલ્હે ગુફા કાંહીં કોઠેં. ધ્રુ૦
જાતી પુઢેં યેક ઉતરલે પાર,
હા ભવસાગર સાધુસંત. ૨
જાણત્યાં નેણતાં જ્યાં જૈસી આવડી,
ઉતાર સાંગડી તાપે પેઠીં. ૩
તુકા મ્હણે મજ દાવિયેલા તારુ,
કૃપેચા સાગર પાંડુરંગ. ૪

અર્થાત્ "ગુરુરાજ મારા મનોભાવ જાણીને એવાજ ઉપાય કરે છે. તેમણે જે મને પ્રિય હતો તેજ સરળ મંત્ર બતાવ્યો કે તેમાં કંઇ પંચાતજ નહિ. એજ માર્ગે ચાલીને

અનેક સાધુ-સંતો ભવસાગરની પાર ઉતરી ગયા. ભણેલો કે અભણ જેવો શિષ્ય હોય છે, તેને ગુરુ તેવોજ ઉપાય બતાવે છે. શિષ્યોમાં કોઈ નદીના વહેણમાં તરનાર, કોઇ સાથી જોડે ચાલનાર, કોઇ વહાણમાં ચઢનાર અને કોઈ કમરબંધ કસીને રહેનાર હોય છે; જે જેવા હોય છે, તેમને તેમના અધિકાર પ્રમાણે તેવોજ ઉપાય બતાવે છે.

તુકારામ કહે છે કે—'ગુરુએ મને કૃપાસાગર પાંડુરંગજ વહાણરૂપે આપ્યા' આથી વળી બીજી ત્રણ બાબતો પણ મળી આવી.

(૭) મારા મનનો ભાવ જાણીને સદ્ગુરુએ એવો પ્રિય અને સરળ મંત્ર આપ્યો કે કંઇ હરકતજ નહિ.

ગુરૂપદેશ પામ્યા તે પહેલાંથીજ તુકારામ અત્યંત પ્રેમથી શ્રી વિઠ્ઠલની ઉપાસના કરતા હતા અને 'રામકૃષ્ણ હરિ'નોજ મંત્ર જપ્યા કરતા હતા. વિઠ્ઠલ તેમના કુલદેવ હતા. એ ઉપાસ્યદેવનોજ પ્રિય મંત્ર ગુરુદેવે બતાવ્યો, તેથી કોઇ ઝગડો થયો નહિ. જો ગુરુએ ગણેશની ઉપાસના અને ગણેશનો મંત્ર આપ્યો હોત અથવા તો બીજા કોઈ દેવતાના મંત્રની દીક્ષા આપી હોત અથવા યોગ-યાગાદિ સાધન કરવા કહ્યું હોત તો અવશ્યજ કલહ થાત. પહેલેથી જે સાધન ચાલી રહ્યું હતું તેનેજ આગળ ચલાવવાનો ગુરુએ ઉપદેશ આપ્યો. આથી તેમનો ઉત્સાહ બમણો વધી ગયો. આ પ્રમાણે ન હોત તો એવો કલહ ઉભો થાત કે પહેલેથી જે ઉપાસના ચાલી આવે છે તે કેમ કરીને છોડી દેવાય અને ગુરુએ બતાવેલી ઉપાસના પણ ના કેવી રીતે કરાય ? આથી કંઇક સંશય ઉભો થવાનો સંભવ હતો, મન વિચલિત થઇ ગરબડગોટે ચઢી જવાનો સંભવ હતો. પરંતુ ગુરુએ 'મને કૃપાસાગર પાંડુરંગનુંજ વહાણ આપી દીધું.' મને જે પ્રિય હતો તેજ 'રામ-કૃષ્ણ-હરિ' મંત્ર આપ્યો અને જે ઉપાસના હું કરતો હતો તેજ નિષ્ઠાપૂર્વક આગળ ચલાવવાનો ઉપદેશ આપ્યો; આથી

કોઈ પણ પ્રકારનો ઝગડો થયો નહિ.

(૮) અનેક સાધુ-સંત—જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથાદિ આજ માર્ગે ચાલીને ભવસાગર તરી ગયા છે.

તુકોબાને જેવી વિઠ્ઠલની ઉપાસના પ્રિય હતી, 'રામ-કૃષ્ણ-હરિ' નામ પ્રિય હતું, તેજ પ્રમાણે જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ વગેરેના ગ્રંથોનો સત્સંગ પણ હમેશાં પ્રિય હતો; કેમકે તેમનાજ ગ્રંથોનું તેઓ હંમેશાં વાચન, શ્રવણ અને મનન કર્યા કરતા હતા. સદ્‌ગુરુનો આવો અનુકૂળ મંત્ર મળવાથી તેમનો આ ક્રમ પણ ચાલુ રહ્યો. ગુરુએ તેમને દત્તાત્રયનો મંત્ર આપીને શ્રી ગુરુ ચરિત્રનું પારાયણ કરવાનું કહ્યું હોત તો તેથી પણ તેમનું કામ પાર પડી રહેત; પરંતુ તેમ થતાં પૂર્વસંસ્કારોથી જે ઉપાસના દૃઢ થઈ ચૂકી હતી, તે એકદમ છોડી દેવી પડત અને નવું સાધન નવી રીતે કરવું પડત ! આથી પણ કંઈ ને કંઈ કલહ થાત. આ રીતે સ્વભાવથીજ પ્રિય ઉપાસ્ય, પ્રિય મંત્ર અને પ્રિય સંપ્રદાયપરંપરા છોડવાની કંઈ જરૂર ન પડી, પરંતુ તેનેજ વિશેષ દૃઢ કરવાનો ઉપદેશ ગુરુ પાસેથી પ્રાપ્ત થવાને કારણે કંઈ કલહ થયો નહિ.

(૯) મને મારો પ્રિય માર્ગજ સદ્‌ગુરુએ બતાવી દીધો. એનો અર્થ એવો નથી કે, મારા સદ્‌ગુરુ આજ એક માર્ગ જાણતા હતા કે બતાવતા હતા. ગુરુદેવ તો સમર્થ છે, તેઓ ભણેલા-અભણ સૌ કોઈને માર્ગ બતાવનારા છે, તેઓ યોગ્ય પાત્ર પારખીને ઉપદેશ આપે છે—"ઉતાર સાંગડી તાપે પેટી" "ઉતાર સંગ, જહાજ કમર બંધ". આ સઘળા ઉપાય તેઓ બતાવે છે. આ ચરણનું-એમ કહો કે આ અભંગનું રહસ્ય સમજવામાટે જ્ઞાનેશ્વરીનો આશ્રય લેવો પડશે. ગીતાના 'दैवी ह्येषा गुणमयी' (અ૦ ૭-૧૪) અને 'तेषामहं समुद्धर्ता' (અ૦ ૧૨-૭) એ શ્લોકો ઉપર જ્ઞાનેશ્વર મહારાજની જે ઓવીઓ છે, તેને સામે રાખવાથી આ ચરણનો અર્થ બરાબર સમજાય છે. જ્ઞાની—

અજ્ઞાની સૌને પોતપોતાના અધિકાર પ્રમાણેનોજ માર્ગ બતાવવામાં આવે છે. "જે એકલા છે (અર્થાત્ બ્રહ્મચારી, સંન્યાસી વગેરે) તેમને યોગમાર્ગ બતાવે છે અને જે પરિગ્રહી (ગૃહસ્થ) છે તેમને નામરૂપી નૌકા ઉપર બેસાડે છે. માયાનદીને તરીને પાર કરતાં કોઇ 'ઉતાર'ને રસ્તેથી જાય છે. તો કોઈ અહંભાવનો ત્યાગ કરીને 'ઐક્યના ઉતાર'થી જાય છે. (જ્ઞાનેશ્વરી ૭–૧૦૦) કોઈ 'વેદત્રયીને સાથી' બનાવીને તેની સાથે ચાલે છે. (૮૪), કોઇ "યજન-ક્રિયાનો કમરબંધ કમરે બાંધી લે છે" (૮૯) અને કોઇ "આત્મનિવેદનના વહાણ" પર ચઢે છે. તુકારામના કથનનું તાત્પર્ય પણ એજ છે કે, સમર્થ સદ્‌ગુરુની પાસે સર્વ સાધનો હોય છે, પરંતુ શિષ્યની રુચિ પ્રમાણેજ તેઓ તેને ઇષ્ટોપાસના બતાવે છે. મને શ્રી ગુરુએ એવોજ પ્રિય મંત્ર બતાવ્યો, તેથી એ વિવિધ સાધનોની કશી ગુંચવણમાં પડવું પડયું નહિ.

બીજાં પણ ચારપાંચ સ્થળે ગુરૂપદેશસંબંધી ઉલ્લેખ છે. એક સ્થળે કહ્યું છે કે, શ્રી ગુરુએ "હાથનો સ્પર્શ કરીને મસ્તક પર હાથ ફેરવ્યો અને કહ્યું કે ચિંતા ન કરો." એક બીજે સ્થળે કહ્યું છે કે, "શ્રીગુરુએ રામ–કૃષ્ણ–મંત્ર બતાવ્યો, ને સર્વ સમયે વાણીથી એજ ઉચ્ચાર કરૂં છું." શ્રી સદ્‌ગુરુએ સ્વપ્નમાં તુકારામને દર્શન દઇને 'રામ–કૃષ્ણ' મંત્ર આપ્યો. આ સિવાય બીજું કોઇ રહસ્ય બતાવ્યું હોય તો તે તુકારામે પ્રકટ કર્યું નથી. અને સાંપ્રદાયિક રહસ્ય ખુલ્લેખુલ્લું કોઈ બતાવતું પણ નથી.

## ૭–દિનકર ગોસાંઈ

બાવાજી ચૈતન્યે તુકારામને સ્વપ્નમાં જેવો ઉપદેશ આપ્યો, તેવોજ બનાવ તે પછી ૨૦ વર્ષે નગર જીલ્લામાં બિંગારથી ઉત્તર–પૂર્વ ૧૪ કોસ પર વૃદ્ધેશ્વરમાં પણ બન્યો હતો, તેનો ઉલ્લેખ મરાઠી સાહિત્યમાં મોજુદ છે. 'સ્વાનુભવ દિનકર' નામના સુંદર ગ્રંથના કર્તા દિનકર ગોસાંઇ

સમર્થ શ્રીરામદાસ સ્વામીના શિષ્ય હતા. એ ભિંગારના જોશી હતા, તેમનું કુળનામ ગુળે હતું, પરંતુ જ્યોતિષી હોવાથી તેઓ પાઠક કહેવાતા હતા. દિનકરને વૈરાગ્ય પ્રાપ્ત થયો ત્યારે તેની ભરયુવાવસ્થા હતી, અને તે પોતાનું ગામ છોડીને વૃદ્ધેશ્વરની સુરમ્ય કંદરામાં શાકે ૧૫૭૪ માં જઈ રહ્યા હતા. તે એકાંત સ્થાનમાં તેમણે એક વર્ષ વિધિપુરઃસર પુરશ્ચરણ કર્યું. શાકે ૧૫૭૫ના ફાગણની પૂનમની રાત્રે નામસ્મરણ કરતાં કરતાં તેમને નિદ્રા આવી ગઈ. દિનકર ગોસ્વામી કહે છે કે "તે જાગ્રત-સ્વપ્ન-નિદ્રાન્ત તુર્યાવસ્થા હતી, મન આઠે ભાવથી વિનમ્ર હતું અને નેત્ર ઉઘડેલાં હતાં. તે સમયે સમર્થ શ્રી રામદાસ સ્વામીના વેશમાં ભગવાન શ્રી રામચંદ્ર પ્રગટ થયા અને તેમણે તેમના મસ્તકપર પોતાનો ડાબો હાથ મૂક્યો! દિનકર ગોસ્વામી તરત જાગી ગયા. તેમને પરમ આનંદ થયો, પરંતુ તેજ મૂર્તિ જાગ્રદવસ્થામાં દર્શન દે એ માટે તેમનું ચિત્ત વ્યાકુળ થઇ ગયું અને "સ્વાનુભવના આનંદથી તે ચિત્ત તત્કાળ તેજ લક્ષ્યમાં ધ્યાનમગ્ન થઈ ગયું."

માતાને નહિ જોવાથી નાના બાળકની અથવા ગાય વખતસર ઘેર ન આવતાં વાછરડાની અથવા ધન ખર્ચાઇ જતાં કંજુસની જે દશા થાય છે, તેજ દશા દિનકરની થઇ. કંઇક સ્વપ્ન, કંઈક જાગૃતિ, કંઇક સુષુપ્તિ ત્રણે અવસ્થાઓ કંઇક કંઇક હતી—ત્રણેની સંધિ હતી, તે સંધિમાં ચિત્ત તુર્યાવસ્થામાં જ્યાંનું ત્યાં અટકી જઇને તટસ્થ થઇ

૧૭૧૧ના ફાગણ માસની પૂર્ણિમાએ સાક્ષાત્ સમર્થ પ્રગટ થયા. ત્યારે દિનકરના આનંદની કંઈ હદ ન રહી. સમર્થે તેના મસ્તક ઉપર જમણો હાથ મૂકયો અને તેને કૃતાર્થ કર્યો. જમણો હાથ સદ્ગુરુ સિવાય બીજો કોઈ મૂકી શકતો નથી. આ સંપૂર્ણ કથા 'સ્વાનુભવ દિનકર' ગ્રંથમાં (કલાપ ૧૬ કિરણ ૪ માં) લખેલી છે.

તુકારામના સ્વપ્નાનુગ્રહ અને દિનકર ગોસ્વામીના સ્વપ્નાનુગ્રહમાં વિલક્ષણ સામ્ય છે. મહીપતિ બુવા કહે છે કે, શ્રીપાંડુરંગે બાવાજી ચૈતન્યના રૂપમાં તુકારામ ઉપર અનુગ્રહ કર્યો અને 'સ્વાનુભવ દિનકર' એમ બતાવે છે કે, શ્રીરામચંદ્રે રામદાસના રૂપમાં દિનકર ગોસ્વામી પર અનુગ્રહ કર્યો. તુકારામના ગુરુ બાવાજી ચૈતન્ય તેમના ઉપર અનુગ્રહ કર્યા પહેલાં કેટલાંયે વર્ષ પહેલાં સમાધિસ્થ થઇ ચૂકયા હતા, અને ઊંઘતાં-જાગતાં તુકારામની આંખો પાંડુરંગ તરફજ લાગેલી હતી. આ કારણે તેમને પાંડુરંગનાં દર્શન થયાં; અને દિનકર ગોસ્વામીને સ્વપ્નમાં જોયેલી મૂર્તિ જાગ્રતમાં પ્રત્યક્ષ જોયા જેવીજ લાગી હતી. પછી બરાબર એક વર્ષ પૂરૂં થતાંજ શ્રી ગુરુમૂર્તિ તેમની સામે પ્રત્યક્ષ પ્રગટ થઇ. એ બન્ને ઉદાહરણોથી સિદ્ધ થાય છે કે, જેને જેની લગની લાગે છે તેને તેનાં સ્વપ્નમાં અને જાગ્રતમાં પણ દર્શન થાય છે. આ કેવો ચમત્કાર છે! અથવા મહાત્માઓ બીજાઓનાં સ્વપ્નોમાં પ્રવેશ કરીને તેમને કેવું જ્ઞાનદાન આપે છે એ આપણા જેવા પ્રાકૃત જીવ ભલા કેમ કરીને સમજી શકે? પરંતુ તુકારામ અને દિનકર ગોસ્વામી જેવા નિષ્કામ ભગવદ્ભક્ત જ્યારે કહે છે કે, સ્વપ્નમાં ગુરુએ દર્શન દઇને અમને ઉપદેશ આપ્યો, ત્યારે તેમના ઉપર અવિશ્વાસ રાખવાનું કંઇજ કારણ નથી. આવી વાતોમાં વિશ્વાસ વિના પ્રતીતિ થતી નથી અને પ્રતીતિ વિના વિશ્વાસ પણ નથી થતો, એટલે ભાવિકજનો પહેલાં વિશ્વાસ કરે છે, પછી તેમના પૂર્વભાગ્યથી અથવા ભગવત્કૃપાના બળથી પ્રતીતિનો સમય પણ ગમે ત્યારે

આવેજ છે. માત્ર સ્વપ્નમાંજ નહિ પરંતુ ગર્ભમાં પણ ઉપદેશ અપાયાની વાતો આપણાં પુરાણમાં છે. એ વાતોને મિથ્યા કહી શકાય તેમ નથી. મહાત્માઓ ચારે દેહોથી અલગ અને પૂર્ણ સ્વાધીન હોવાથી તે ચારે દેહો ઉપર તેમનો હુકમ ચાલે છે. તેઓ એ શરીરોના માલિક હોય છે—અર્થાત્ તેઓ જ્યારે જે દેહ ધારણ કરવા ઇચ્છે છે, ત્યારે ધારણ કરી શકે છે અને જે દેહને જ્યારે છોડવા ઇચ્છે છે, ત્યારે છોડી શકે છે. બાવાજી ચૈતન્યે સ્થૂળ દેહનો ત્યાગ કર્યા પછી ભંડારા પર્વત ઉપર આત્મોદ્ધાર માટે સતત તરફડતા તુકારામને શુદ્ધચિત્ત અને યોગ્ય અધિકારી જાણીને તેમના પર અનુગ્રહ કર્યો અને તેઓ જે ઉપાસના કરતા હતા તેજ આગળ પણ કરતા રહેવા માટે પ્રોત્સાહિત કર્યા. આવું પ્રોત્સાહન શ્રેષ્ઠ કોટિના જીવો દ્વારા કનિષ્ઠ કોટિના જીવોને મળ્યા કરે છે. સાચું પૂછો તો ગુરુ અને શિષ્યની વચ્ચે ઊંચ-નીચનો કોઈ ભેદભાવ બાકી રહેતો નથી. જેમ બે તળાવ પાસે પાસે ભરપૂર ભરેલાં હોય અને તેમાંથી પહેલાં કોઈ એકનું પાણી બીજામાં આવી જાય અને તે એકને બીજું મોટાઇનું માન આપવાની તૈયારી કરે ન કરે એટલામાંજ બન્નેની લહેરો એકબીજામાં આવવા-જવા લાગે અને બન્ને મળીને એક મહાસરોવર બની જાય, તેવોજ કંઈક ગુરુ-શિષ્યનો સંબંધ હોય છે. બન્ને એકબીજાને મળીને એક થઇ જાય છે. શિષ્ય ગુરુ-પદે કયારે આરૂઢ થાય છે અને બન્ને એક કયારે થઇ જાય છે, એ બતાવવામાં જેટલો સમય લાગે છે, તેટલો સમય પણ બન્નેને એક થવામાં નથી લાગતો. 'उद्धरेदात्मनात्मनम्' જ સત્ય છે, છતાં પણ બધાના ઉપર છાપ ગુરુનીજ લાગે છે. સાધક જે સાધનમાર્ગે જતો હોય તે માર્ગે ચાલતાંચાલતાં તેને કોઇ એવા માર્ગદર્શક પુરુષની આવશ્યકતા હોય છે, કે જેણે માર્ગ જોયો હોય, જે તે માર્ગના છેલ્લા લક્ષ્યસ્થાન સુધી જઇ આવ્યો હોય તેજ ગુરુ છે. એવા ગુરુના મિલનથી મોક્ષમાર્ગના પથિકને ધીરજ રહે

છે. તેને નિશ્ચય થઇ જાય છે કે, હું જે રસ્તે ચાલું છું તે રસ્તો ખોટો નથી. મોક્ષમાર્ગમાં એવા અનેક ગુરુ મળી જાય છે. સાધુ–સંતો આવાજ માર્ગદર્શક હોય છે. અંતમાં જે ગુરુ મળે છે, તે તેને પૂર્ણકામ કરીને–તેને છેડે અનુભવ–સુખ બાંધીને તેને પૂર્ણ બનાવે છે, તેજ સદ્ગુરુ છે. સદ્ગુરુનું કાર્ય અતિ અલ્પ પરંતુ અત્યંત ઉપકારક હોય છે. તે જીવાત્માને શિવાત્માની સાથે મેળવી દે છે.

## ૮–ગુરુનામ વારંવાર કેમ નહિ ?

તુકારામના ગુરુ બાવાજી ચૈતન્ય હતા એ વિષે હવે કોઇ સંદેહ નથી. તેમણે પોતેજ કહ્યું છે કે ' બાબાજી સદ્ગુરુ, દાસ તુકા ' જ્ઞાનદેવ, નામદેવ અને એકનાથના ગ્રંથોમાં જેમ વારે વારે ગુરુનું નામ આવે છે, તેવું તુકારામના અભંગોમાં નથી આવતું એ ખરાબર છે. પરંતુ તેમણે કોઇ ગુરુજ કર્યા નહોતા, કોઇ ગુરુ પાસેથી ઉપદેશ લીધો નથી અથવા ભગવાનેજ તેમને સ્વપ્ન દઇને પોતાનું નામ બાવાજી ચૈતન્ય બતાવ્યું; એવો જે કેટલાકનો ખ્યાલ છે તે તદ્દન ખોટો છે. એક અભંગમાં તેઓએ કહ્યું છે કે ' જે સદ્ગુરુ–સેવન છે તેજ અમૃતપાન છે. ' અને એક બીજા અભંગમાં તેમણે સ્પષ્ટજ કહ્યું છે કે ' ગુરુકૃપાનુંજ બળ હતું, એટલે પાંડુરંગે મારો ભાર ઉઠાવી લીધો. (તુકા મ્હણે ગુરુકૃપેચા આધાર, પાંડુરંગે ભાર ઘેતલા માઝા. ) ગુરુની આજ્ઞા અને તુકારામના મનની પસંદગી એકરૂપ થઇ, ધ્યાનનિષ્ઠા દૃઢ થઇ, નામસંકીર્તનરૂપી સાધન સ્થિર થયું. ગુરૂપદેશ સ્વપ્નમાં મળ્યો, આથી અન્ય સંતોની પેઠે તેમને ગુરુના સમાગમનો લાભ મળ્યો નહિ. જ્ઞાનેશ્વરની સમક્ષ નિવૃત્તિનાથની, નામદેવની સમક્ષ વિસાજી ખેચરની અને એકનાથની સમક્ષ જનાર્દન સ્વામીની મૂર્તિ અહોરાત્ર ક્રીડા કરી રહી હતી. ગુરુની સાથેના સંભાષણનું સુખ એ સંતોએ ખૂબ લૂંટયું. તેમનાં દર્શન, સ્પર્શ અને પાદ–સેવનનો નિત્ય આનંદ પ્રાપ્ત કરવા અને તેમના શુદ્ધ

સ્વરૂપને જાણુવાનો પરમ મંગલ અવસર એમને હમેશાંજ મળતો હતો. પ્રતિક્ષણે તેમને પ્રતીતિ થતી હતી કે, નિર્ગુણ બ્રહ્મજ ગુરુના રૂપમાં સગુણ થઇને આવ્યા છે. તુકારામને ગુરૂપદેશ સ્વપ્નમાં મળ્યો. તે સમયે ગુરુએ તેમની પાસે પાશેર ઘી માગ્યું હતું; પરંતુ તેમને તેનું ધ્યાન ન રહ્યું અને આગળ પણ ગુરુસેવાનો કોઇ અવસર મળ્યો નહિ. ગુરુ પણ પાંડુરંગનુંજ ધ્યાન કરવાનું બતાવીને અદૃશ્ય થઈ ગયા. આજ કારણથી તેમના અભંગોમાં ગુરુવર્ણન નથી આવતું અને ગુરુના નામનો ઉલ્લેખ પણ જૂજ વારજ થયો છે. ગુરૂપદેશ પછી તેમણે પાંડુરંગનું જે ધ્યાન કર્યું, તેમને જે સગુણ–સાક્ષાત્કાર અને નિર્ગુણ બોધ થયો તે બધું ગુરુના ઉપદેશેલા માર્ગે ચાલવાથીજ થયું, પાંડુરંગ-સ્વરૂપમાંજ ગુરુસ્વરૂપ મળી ગયું અને ગુરુની આજ્ઞાથીજ પાંડુરંગની સેવા કરી. આથી પાંડુરંગની ભક્તિમાંજ ગુરુ-ભક્તિ પણ થઇ ગઇ ! એટલે તુકારામના અભંગોમાં ગુરુના નામનો ઉલ્લેખ બહુ ઓછો આવે છે; છતાં જ્યાં જ્યાં આવો ઉલ્લેખ છે તે પરથી એટલું નક્કી થાય છે કે, તુકા-રામને સ્વપ્નમાં બાવાજી ચૈતન્યે ગુરૂપદેશ આપ્યો હતો. ગુરૂપદેશ સ્વપ્નમાંજ મળે છે ! સ્વરૂપજાગૃતિ થતાં ઉપ-દેશની આવશ્યકતા રહેતી નથી અને જીવ જ્યારે મોહ-નિદ્રામાં રહે છે, ત્યારે તેને ઉપદેશની ઇચ્છાજ થતી નથી; અર્થાત્ મુક્તાવસ્થા અને બદ્ધાવસ્થા એ બન્ને અવસ્થાઓ ગુરુના ઉપદેશને માટે નથી. ગુરૂપદેશ તો મુમુક્ષુ અવસ્થા માટે છે, કે જ્યારે જીવ નથી તો આત્મસ્વરૂપમાં જાગ્રત હોતો કે નથી તો વિષયોની મોહનિદ્રામાં સૂઇ રહ્યો હોતો—અર્થાત્ મધ્યમ સ્વપ્નની અવસ્થામાં હોય છે.

## ૯–ગુરુ–ચૈતન્યત્રયી

જે ચૈતન્ય બાવાજીએ તુકારામને સ્વપ્નમાં ઉપદેશ આપ્યો તેમના વિષે વધુ હકીકત જાણવા મળી હોત તો બહુ સરળતા થાત, પરંતુ દુર્ભાગ્યવશાત્ એવી કોઇ વાત મળી

આવી નથી. બે–ચાર વાતો તેમના વિષે પ્રસિદ્ધ છે પરંતુ એવા ભાગ્યાતૂટયા, અધૂરા અને પરસ્પર વિરોધી આધાર ઉપર તર્ક વડે ચરિત્રની ઈમારત ઉભી કરવી એ યોગ્ય નથી, સંતચરિત્ર કોઇ કપોળકલ્પિત નવલકથા નથી. આ-ધાર સિવાય અહીં કંઇજ કહી શકાય નહિ. મહા સુદી દશમે તુકારામને ગુરૂપદેશ મળ્યો, તેથી વારકરી મંડળ આ તિથિને વિશેષ પવિત્ર માને છે અને તે દિવસ સ્થળે સ્થળે ભજન-પૂજન-કીર્તન વગેરે દ્વારા ઉત્સવરૂપે ઉજ-વવામાં આવે છે. આજ એક વાત પ્રસ્તુત પ્રસંગમાં નિશ્ચિત છે. તુકારામના ગુરુ કોણ હતા, કયાં રહેતા હતા, તેઓ સમાધિસ્થ કયારે થયા? તેમની પૂર્વપરંપરા શી હતી? વગેરે બાબતમાં વારકરીઓને કંઇજ માહિતી નથી. અને આ વિષેનો કોઇ ગ્રંથ પણ મળ્યો નથી. સ્વપ્નમાં થોડીક વાર માટે ગુરુનાં દર્શન થયાં અને તેમણે ઉપદેશ આપ્યો, 'રાઘવ ચૈતન્ય, કેશવ ચૈતન્ય' કહીને પૂર્વપરંપરાનો સંકેત કર્યો અને પોતાનું નામ 'બાવાજી' બતાવ્યું. તુકા-રામને રામ-કૃષ્ણ-હરિ' મંત્ર આપ્યો, એ તેમને પ્રિય હતો અને પછી તે અંતર્ધાન થઇ ગયા. બસ, બાબાજી ચૈતન્ય સંબંધી આટલુંજ પ્રમાણ છે, આ સિવાય બીજી વિશ્વા-સપાત્ર માહિતી મળતી નથી. 'માનિયેલા સ્વપ્નીં ગુરુચા ઉપદેશ' (સ્વપ્નમાં ગુરુનો ઉપદેશ માન્યો.) તુકારામના આ કથનથી જાણી શકાતું નથી કે, તેમના ગુરુ ફરી કોઈ વાર તેમને સ્વપ્નમાં અથવા જાગ્રતમાં મળ્યા હોય-અર્થાત્ તુકારામને ગુરુ પાસેથી આ ઉપદેશ સિવાય બીજું પણ કંઇ મળ્યું કે કેમ તે કહી શકાતું નથી. આવી સ્થિતિ-માં તેમના વિષે ચરિત્રકાર પણ બીજું શું લખી શકે? આ સિવાય બીજી વાતો પર મને પોતાને વિશ્વાસ નથી, વારકરીઓને પણ વિશ્વાસ નથી તથા તેની કંઈ આવશ્યકતા પણ જણાતી નથી. એ સ્પષ્ટ કરીને હવે બીજી કથાઓ પણ જોઇએ કે જે બાવાજી ચૈતન્યના વિષયમાં પ્રસિદ્ધ છે.

'ચૈતન્ય કથા કલ્પતરુ' નામનો એક ગ્રંથ પ્રસિદ્ધ

થયો છે. આ ગ્રંથ નિરંજન બુવા નામના કોઈ પુરુષે સંવત ૧૮૪૪ (શાકે ૧૭૦૯) પ્લવંગ નામના સંવત્સરમાં લખ્યો અને કારતક સુદી એકાદશીએ લખીને પૂર્ણ કર્યો. એમાં રાઘવ ચૈતન્ય અને કેશવ ચૈતન્યના સંબંધમાં કેટલીક વિગત છે. ગ્રંથને અંતે કહ્યું છે કે, આ ગ્રંથ એક પ્રાચીનતર ગ્રંથના આધારે લખેલો છે. તે પ્રાચીનતર ગ્રંથ 'સંવત ૧૭૩૧ ( શાકે ૧૫૯૬ ) માં પરમભક્ત કૃષ્ણદાસ વૈરાગીએ લખ્યો.' એ કૃષ્ણદાસ વૈરાગીનો કોઇ ગ્રંથ મળતો નથી, કે જેની સાથે આ ગ્રંથને સરખાવી શકાય. અસ્તુ. નિરંજન બુવાના આ ગ્રંથમાં ૬ અધ્યાય અને ૭૬૦ ઓવીઓ છે. આમાં તુકારામની ગુરુપરંપરા આ પ્રમાણે આપેલી છે:–શ્રીવિષ્ણુ–બ્રહ્મદેવ–નારદ–વ્યાસ–રાઘવ ચૈતન્ય–કેશવ ચૈતન્ય ઉર્ફે બાવાજી ચૈતન્ય–તુકાજી ચૈતન્ય. રાઘવ ચૈતન્યને વેદવ્યાસે પોતે ઉપદેશ આપ્યો. રાઘવ ચૈતન્યે ઉત્તમ નામના નગરમાં માંડવી–પુષ્પાવતીના તીર પર ઘણા વખત સુધી તપ કર્યું. 'હાથ–પગના નખોની નળીઓ બની ગઇ; શરીર ઉપર ધૂળના થર જામી ગયા; જટા વધીને જમીનને અડવા લાગી, શરીર સૂકાઇ ગયું ' આવું તીવ્ર તપ જોઇને શ્રી વેદ વ્યાસ પ્રગટ થયા અને તેમણે તેમને પ્રણવની સાથે 'નમો ભગવતે વાસુદેવાય' મંત્રનો ઉપદેશ આપ્યો. ઉત્તમ-નગરનું અર્વાચીન નામ ઓતુર છે. આ ગામ પૂના જીલ્લામાં જુન્નરથી ચાર કોસ દૂર છે. ત્યાંથી ચાર માઇલ ઉપર પુષ્પાવતી ઉર્ફે કુસુમાવતી અને દુકડી નદીનો સંગમ છે. રાઘવ ચૈતન્યને ઓતુર ગામમાં ઉપદેશ પ્રાપ્ત થયો. તેમનું રાઘવ ચૈતન્ય નામ ગુરુનુંજ આપેલું હતું. ગુરૂપદેશ પછી રાઘવ ચૈતન્યે વળી વિશેષ આકરૂં તપ કર્યું. થોડા સમય પછી ત્યાં તૃણામલ્લ (તિનેવલ્લી ?)ના દેશપાંડે નૃસિંહ ભટ્ટના બીજા પુત્ર વિશ્વનાથ બુવા તેમને મળ્યા. નૃસિંહ ભટ્ટ કર્મનિષ્ઠ બ્રાહ્મણ હતા. તૃણામલ્લનું શિવાલય યવનોએ ભ્રષ્ટ કર્યું, ત્યારે નૃસિંહ ભટ્ટ ત્યાંથી ચાલી નીકળ્યા અને ફરતા ફરતા પુનવાડી (તે સમયનું

પૂના ) પહોંચ્યા. ત્યાં તે પોતાની સહધર્મિણી આનંદીબાઈ સાથે સુખપૂર્વક રહેવા લાગ્યા. તેમને ત્ર્યંબક, વિશ્વનાથ અને બાપુ નામના ત્રણ પુત્ર થયા. નૃસિંહ ભટ્ટનો જ્યારે દેહાંત થયો ત્યારે ત્રણે પુત્રોમાં કજીયો થયો. વિશ્વનાથ 'ઉદાસીન હતા, ત્રિકાળ સ્નાન કરતા, ધર્મમાં અત્યંત ઉદાર હતા, અને ઘરનું કામકાજ કંઇ પણ જોતા નહોતા.' તેમના બન્ને ભાઈઓએ સંપ કરીને તેમને ઘરમાંથી કાઢી મૂક્યા. સ્ત્રીએ પણ તેમને દરિદ્ર જોઇને કઠોર વચનો સંભળાવવામાં કંઇ બાકી રાખ્યું નહિ. 'સૌભાગ્યના શણગાર પણ તેમનાથી કરાવાયા નહિ, કદી કોઇ સારી સાડી પણ લાવી આપી નહિ, અર્ધી ઘડી પણ કદી તેમની સાથે સુખમાં વીતી નથી.' આજ તેનું રુદન હતું. એ સાંભળતાં સાંભળતાં વિશ્વનાથ બુવાના કાન થાકી ગયા. રાઘવ ચૈતન્યનાં દર્શન થતાં તેઓ તેમને શરણે ગયા. તે સમયે તેમની ઉંમર ૨૫ વર્ષની હતી. થોડા સમય બાદ તેમને એક પુત્ર થયો. તેનું નામ નૃસિંહ ભટ્ટ રાખવામાં આવ્યું. 'સ્ત્રીના ઋણથી આ પ્રકારે ઉદ્ધાર થયો અને ચિત્ત પણ શુદ્ધ થઇ ગયું.' ત્યારે વિશ્વનાથ બુવાએ ગુરુ પાસે સંન્યાસદીક્ષા માગી. ગુરુએ તેમને સંન્યાસ આપ્યો અને તેમનું નામ કેશવ ચૈતન્ય રાખ્યું. ગુરુ અને શિષ્ય બન્નેય ઓતુર ગામથી થોડે દૂર એક વનમાં જઇ વસ્યા અને ત્યાં બ્રહ્માનંદ ભોગવવા લાગ્યા. થોડા સમય પછી બન્ને તીર્થયાત્રાએ નીકળ્યા. નાસિક, ત્ર્યંબકેશ્વર, દ્વારકા, પ્રયાગ, કાશી, જગન્નાથ વગેરે ક્ષેત્રોની યાત્રા કરતાં કરતાં કલબુર્ગી પહોંચ્યા. ત્યાં જળની અતિવૃષ્ટિથી ત્રાસીને તેઓ એક મસીદમાં પહોંચ્યા. ત્યાં ભીંતની અંદરના એક ગોખલામાં તેમણે પોતાની પાવડીઓ મૂકી. તે મસીદના મુલ્લાંએ જોયું કે પાવડીઓ ગોખલામાં મૂકેલી છે ત્યારે તે યતિઓ ઉપર ખૂબ ગુસ્સે થયો. તેણે શહેરના કાજીને આની ફરિયાદ કરી. વાત નિઝામશાહના કાન સુધી પહોંચી અને તે ગામના નાના મોટા બધા મુસલમાનો ઉશ્કેરાઈ ગયા. જ્યાં ત્યાં

વિનાકારણ બ્રાહ્મણો ઉપર અત્યાચાર થવા લાગ્યા. નિઝામ પોતે મસીદમાં પહોંચ્યા. કહે છે કે, તે અવસરે એ બે યતિઓએ કંઇક સંકેત કર્યો, કે તરતજ મસીદ ઉડી તે અર્ધા માઇલ ઉપર જઇને અટકી. આ ચમત્કાર જોઇને નિઝામ ચકિત થયા અને તેમને ખાત્રી થઇ કે, આ બન્ને સંન્યાસીઓ કોઇ મોટા મહાત્મા છે, પછી તરતજ બન્ને તે યતિઓ અંતર્ધાન થઇ ગયા. નિઝામ તેમને મળવા માટે ઘણા વ્યાકુળ થયા. આલંદગુંજોટી નામના સ્થાનમાં નિઝામને તેમનાં દર્શન થયાં. નિઝામે અભયદાન માગ્યું. યતિઓએ તેને અભયવચન આપ્યું. નિઝામે આ યતિઓના સન્માનાર્થે બે સ્મારક બનાવરાવ્યાં અને તેમના ઉપર રાઘવદરાજ અને કેશવદરાજ નામ કોતરાવ્યાં. રાઘવ ચૈતન્ય આ બનાવથી કેટલાક સમય પછી લોકોની ઉપાધિથી છૂટવાની ઇચ્છા કરતા સમાધિસ્થ થયા. તેમણે પોતાના શિષ્યને ઓતુર જવાની આજ્ઞા આપી. રાઘવ ચૈતન્યની સમાધિ આલંદ ગુંજોટીમાં છે. ત્યાંથી ત્રણ કોસ ઉપર માન્યહાલ નામના ગામમાં કેશવ ચૈતન્યે પોતાને માટે એક મઠ બનાવરાવ્યો અને કેટલોક સમય આ મઠમાં રહ્યા. અહીં રહેતા ત્યારે તેઓ વારંવાર ગુરુસમાધિનાં દર્શને આલંદગુંજોટી જતા હતા. રાઘવચૈતન્ય સ્વરૂપવાન હતા. તેમના દિવ્ય રૂપનું કવિએ વર્ણન કર્યું છે કે ‘ ચંદ્ર સમાન સુંદર મુખ હતું, તે ઉપર સુવર્ણ રંગની જટા શોભતી હતી. વળી સર્વાંગે ભસ્મ લગાવતા. બહુ સુંદર દિગંબર મૂર્તિ હતી.’ કેશવ ચૈતન્ય પછી ત્યાંથી ઓતુર ચાલ્યા ગયા. તેમના શિષ્યોએ માન્યહાલ ગામમાં તેમની પાદુકાની સ્થાપના કરી. આજ કેશવ ચૈતન્ય તુકોબારાયના ગુરુ હતા. બાવાજી એમનું પૂર્વાશ્રમનું નામ હતું. આ ગ્રંથના ત્રીજા અધ્યાયના અંતમાં કહ્યું છે કે ‘ બધા લોકો તેમને કેશવ ચૈતન્ય કહે છે, ભાવિકો ચૈતન્ય બાવાજી કહે છે; બન્ને નામ એકજ છે અને તે ઘણા આદરપૂર્વક લેવામાં આવે છે. ’ છેલ્લા અધ્યાયમાં ફરીવાર એવો ઉલ્લેખ છે કે ‘ પૂર્વાશ્રમમાં તેમને

બાવાજી પણ કહેતા હતા.' પહેલા ત્રણ અધ્યાયોમાં આ વિવરણ છે. આ પછી ચોથા અને પાંચમા અધ્યાયમાં કેશવ ચૈતન્યના ચરિત્રની કેટલીક વિગત જણાવીને છઠ્ઠામાં તુકારામને ગુરૂપદેશ થયાની વાત તેમના ટુંક ચરિત્ર સાથે જણાવી છે. કેશવ ચૈતન્યના પુત્ર નૃસિંહ ભટ્ટ અને નૃસિંહ ભટ્ટના પુત્ર કેશવ ભટ્ટ થયા. કેશવ ચૈતન્યે કેશવ ભટ્ટ ઉપર અનુગ્રહ કર્યો અને જગતના ઉદ્ધારને માટે અનેક ચમત્કાર પણ બતાવ્યા. કેશવ ચૈતન્યે સંવત ૧૬૨૮ (શાકે ૧૪૯૩) પ્રજાપતિ નામના સંવત્સરમાં જેઠ વદી બારશે ઓતુર ગામમાં સમાધિ લીધી. સમાધિ લીધા પછી પણ તેમણે અનેક ચમત્કાર કર્યા. પોતાના પૂર્વાશ્રમના પૌત્ર કેશવ ભટ્ટને આખું ભાગવત સંભળાવ્યું. સમાધિ લીધા પછીજ તે કાશીમાં પ્રગટ થયા અને એક બ્રાહ્મણ ઉપર કૃપા કરી; આજ પ્રકારે કેટલાંક વર્ષ પછી તુકારામને સ્વપ્ન આપીને તેમણે ગુરૂપદેશ આપ્યો. નિરંજન બુવાએ રાઘવ ચૈતન્ય અને કેશવ ચૈતન્યની બાબતમાં જે કંઇ લખ્યુ છે, ત્યાં સુધીનો સારાંશ અમે આપ્યો છે, તેના સત્યાસત્યને માટે કોઇ સાધન હજુસુધી મળ્યુ નથી. કૃષ્ણદાસ વૈરાગીના જે ગ્રંથના આધારે નિરંજન બુવાએ પોતાનો ગ્રંથ લખ્યો, તે ગ્રંથ સંવત ૧૭૩૧ માં લખ્યો હોવાથી—અર્થાત તુકારામ મહારાજના અવસાન બાદ પચીસ વર્ષ પછીનોજ લખેલો હોવાથી ઘણે ભાગે પ્રમાણભૂત હોવાનો સંભવ છે. પરંતુ આજે તે મળી શકતો નહિ હોવાથી, 'ચૈતન્ય વિજયકલ્પતરુ' ગ્રંથની કઇ વાત કૃષ્ણદાસે લખેલી છે અને કઇ વાત નિરંજન બુવા કોઇ બીજા આધારપર કહી રહ્યા છે તે જાણવાનું કોઇ સાધન નથી.

શ્રી રાઘવ ચૈતન્ય સિદ્ધ પુરુષ હતા અને શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા તેમાં સંદેહ નથી. ગોમાતકમાં રહેતા અમારા મિત્ર શ્રી. વિઠ્ઠલરામ કામટે તેમનો અત્યંત મધુર શ્લોક દશ વર્ષ પહેલાં અમારી પાસે મોકલ્યો હતો—

पुञ्जीभूतं प्रेमगोपाङ्गनानां मूर्तिभूतं भागधेयं यदूनाम् ।
सान्द्रीभूतं गुप्तवित्तं श्रुतीनां श्यामीभूतं ब्रह्म मे सन्निधत्ताम् ।

અર્થાત્ "ગોપીઓનો સમગ્ર પ્રેમ, યાદવોનું મૂર્તિમાન ભાગ્ય, શ્રુતિઓનું એકત્ર મહાગુપ્ત ધન, એવા જે મારા સહજ શ્યામ બ્રહ્મ છે, તે નિરંતર મારી પાસે રહો."

રાઘવ ચૈતન્યની બીજી પણ કંઇક કવિતાઓ હોવાનું સાંભળ્યું છે. કેશવ ચૈતન્યનું એક પદ મને બહિણાબાઇની ગાથામાંથી મળ્યું છે. તેનો ભાવાર્થ એવો છે કે "વિષયોના લોભથી મન ભટકી રહ્યું છે; ઘર, પુત્ર અને કુટુંબમાંજ સુખ માની બેઠું છે; પરંતુ હવે એનું દુ:ખ મારાથી સહન થતું નથી. માટે હે કમલાપતિ હરિ! આપને વિનતિ કરૂં છું. હે દીનાનાથ! હે દીનબંધુ! હું આપને શરણે છું. આ ભવસાગરને પાર કરવાનો ઉપાય જોતો નથી. સાધુ-સંગ અથવા સજ્જનસેવા મારાથી કંઇ પણ થયાં નથી, શિશ્નોદરના વ્યાપારના પ્રવાહમાંજ હું વહ્યા કરૂં છું. હવે આમાંથી હે ભગવન્! મને ઉગારો! હે દીનાનાથ! હે દીનબંધુ! હું આપને શરણે છું. મને ચિત્તશુદ્ધિનો કોઇ રસ્તો બતાવો, વેદશાસ્ત્ર-પુરાણોની વાતો સમજાવો, નિરંતર નવધા ભક્તિમાં લગાડો, એમાંજ આપની શોભા છે. હે દીનાનાથ! દીનબંધુ! હું આપને શરણે છું."

## ૧૦–ચાર ગુરુની પરંપરા

તુકોબારાયના ત્રણ મુખ્ય શિષ્ય નિલોબારાય, બહિણાબાઇ અને મહિપતિ બુવા થયા. ગુરુપરંપરાના સંબંધમાં તેમના અભંગોનો ભાવાર્થ આ નીચે આપીએ છીએ.

### ૧–નિલોબારાય

ચૈતન્યના મૂળમાં મુખ્યત્વે મહાવિષ્ણુ છે, અને ત્યાંથી સંપ્રદાય શરૂ થયો છે. હંસરૂપી બ્રહ્માને શ્રીહરિએ ઉપદેશ આપ્યો, તેજ ચતુઃશ્લોકી ભાગવત છે. તેજ ગુપ્ત રહસ્ય બ્રહ્માએ નારદને કહ્યું અને નારદે વ્યાસને કહ્યું. રાઘવ

ચૈતન્યે અનુષ્ઠાન કર્યું ત્યારે શ્રીકૃષ્ણ દ્વૈપાયને તેમના ઉપર કૃપા કરી. ઉપદેશને હૃદયમાં સ્થિર કરવા માટે તેમણે મસ્તક પર હાથ મૂકયો. શ્રી કેશવ રાઘવ ચૈતન્યનાં ચરણોના શરણે ગયા, બુવાજી ઉપર તેમની પૂર્ણ કૃપા થઇ. બુવાજીએ પોતાના પ્રેમથી તુકારામ ઉપર અનુગ્રહ કર્યો. જગદ્ગુરુ તુકાજી નામદેવના અવતાર થયા. ત્યાંથી બધાનો સંપ્રદાય ચાલ્યો. નિલાજી કહે છે કે, તેમણે મને ઉપદેશ આપ્યો, બધાને સંપ્રદાયનો ઉપદેશ આપ્યો.

## ૨–બહિણાબાઈ

આદિનાથે પાર્વતીને ઉપદેશ આપ્યો, મત્સ્યેન્દ્રે તેને મત્સ્યના ગર્ભમાં સાંભળ્યો. શિવહૃદયનો તે અગાધ મંત્ર ભક્તિયોગથી પ્રસિદ્ધ થયો. તેમણે તે ગોરખનાથને કૃપાદાનમાં આપ્યો, ત્યાંથી તે ગહિનીનાથને પ્રાપ્ત થયો અને ગહિનીએ શ્રી નિવૃત્તિનાથ ઉપર બાળપણમાંજ દયા કરી અને તેમને પોતાનો યોગ બતાવ્યો. ત્યાંથી તે પ્રસાદ જ્ઞાનેશ્વરને મળ્યો, તે સિદ્ધાસન ઉપર આરૂઢ થઇને પ્રસિદ્ધ થયા. ભક્તિસાગર શ્રી સચ્ચિદાનંદ બાબાને શ્રી જ્ઞાનેશ્વરે અભય વર આપ્યો. પછી સુંદર શ્રીશિવરૂપ વિશ્વંભરે રાઘવના હૃદયમાં તે મંત્ર રાખ્યો. કેશવ ચૈતન્ય, બાવાજી ચૈતન્ય તુકાજી ઉપર પ્રસન્ન થયા. તેમના ચરણોમાં મને એકનિષ્ઠ ભાવ હતો, તેથી તે કૃપા મને પણ પ્રાપ્ત થઇ.

## ૩–મહિપતિ બુવા

મહીપતિ બુવાએ જે લખ્યું છે તેજ નિલોબારાયના ઉપરોક્ત અભંગનાં પ્રથમ આઠ ચરણોમાં છે, નવમું ચરણ જુદું છે. તેમાં મહીપતિ બુવા કહે છે કે, બધા ભક્તજનો માટે આ પરંપરા છે. મહીપતિ બુવાનો આ અભંગ તેમના વંશજોની પાસેથી મળ્યો છે.

બહિણાબાઇ અને નિલોબારાય બન્નેજ તુકારામના શિષ્ય હતા. બહિણાબાઇ અને નિલાજીના શિષ્ય શંકર

સ્વામી શિઊરકર એક ગામના રહેનારા હતા. બહિણાબાઇ તુકારામની ખાસ શિષ્યા હતી અને શંકર સ્વામી મુખ્ય શિષ્ય હતા. શિઊરમાં શંકર સ્વામીનાજ ઘરમાં મને તેમની ગુરુપરંપરા લખેલી મળી અને એવીજ પરંપરાનો એક લેખ શિઊરકરના શિષ્ય વાસકરના સંપ્રદાયવાળા કીર્તનકાર હરિ ભાઉ ગિંડેને ત્યાંથી મળ્યો. આ ગુરુપરંપરાના વર્ણનમાં ૧૫ શ્લોક છે. શ્લોકોની શુદ્ધિ-અશુદ્ધિનો વિચાર ન કરતાં તે શ્લોકોને જેમના તેમ અહીં આપું છું. વાચકો માત્ર તેના તાત્પર્યનો વિચાર કરે.

### ૪—શંકરસ્વામીની ગુરુમાલિકા

॥ श्रीगुरु प्रसन्न ॥

गुरुमालिकास्तोत्र प्रारंभः

योऽस्मै शिवस्तु प्रणवः प्रणवैकगम्यो
यो निर्गुणो प्रणवतत्त्वहरो हरश्च ॥
यो ह्यादिनाथ गुरुज्ञान प्रदोस्ति नित्यं
भक्त्या व्रजामि तमहं शिवसंप्रदायम् ॥१॥

ईशं च पृच्छति शिवा निजतत्त्वमैशं
तां शम्भुरहं कृपया अपयाति भेदम् ।
ज्ञानं च यो दिशति गुह्यतमं पयोब्धौ
भक्त्या व्रजामि तमहं शिवसंप्रदायम् ॥२॥

गौरीशयोर्यमनुवादमगाधबोधं
तं ज्ञानवान तनुशन्नुतनू.द्भवेन ।
मच्छोदरे मुनिवरं प्रणमामि प्रीत्या
भक्त्या व्रजामि तमहं शिवसंप्रदायम् ॥३॥

यः शङ्करोपमगुणैरतुलस्त्रिलोक्यां
सच्छीन्द्रनाथमुपदिष्टमनुक्रमेण ।

गोरक्षनाथमुनिशं गुरुसेवकं च
भक्त्या व्रजामि तमहं शिवसंप्रदायम् ॥४॥

यो योगविद्गुरुवरः प्रवरस्त्रिलोक्यां
योगेश्वरो मुनिवरो गयनी प्रसिद्धः।
गोरक्षनाथमुपदिष्ट मनोज्ञतत्त्वं
भक्त्या व्रजामि तमहं शिवसंप्रदायम् ॥५॥

ज्ञात्वा कलौ मतिहतांश्च जनान्पृथिव्यां
तानुग्रहाय च शिवेन निवृत्तिनाथम्।
भक्तित्रिकं प्रकटितं गयनेरवाच्यं
भक्त्या व्रजामि तमहं शिवसंप्रदायम् ॥६॥

आचार्यशङ्करकुलौ किल धर्मशास्ता
जातस्तथैव हरिरिव हि ज्ञानदेवः।
लोके चकार हरिभक्तिप्रसिद्धमेव
भक्त्या व्रजामि तमहं शिवसंप्रदायम् ॥७॥

श्रीमन्निवृत्तिरुपदेशितमात्मज्ञानं
श्रीज्ञानदेवकृपया हि जनैस्तदाप्तम्।
देवाहि भक्तिसहितं विमलं हि ज्ञानं
भक्त्या व्रजामि तमहं शिवसंप्रदायम् ॥८॥

ज्ञानेश्वरस्य पदकञ्जपरागरागी
संसारपार परिभोग निवृत्तरागः।
सच्चित्सुखाख्यमुनिपुङ्गवस्ततोगे
विश्वंभरोऽथ प्रवरो किल राघवाख्यः ॥९॥

चैतन्य केशवरयो किल केशवाच
बाबाजिसद्गुरुवरेण च कौतुकायोः।

अद्यापि यस्य चरितानि च कौतुकाय
भक्त्या व्रजामि तमहं शिवसंप्रदायम् ॥१०॥
यः कौतुकाराम विभेदतास्या
यः कौतुकाराम हरिः प्रियानाम् ।
यः कौतुकाराम प्लवो भवाब्धौ
यः कौतुकाराम गुरुः प्रसिद्धः ॥११॥
ग्रामोस्ति यस्य किल पिप्पलनेरनाम्ना
यः सर्वथा सुपथगामि तुकोपदिष्टम् ।
यस्य गृहे हरिकृतं सकलं हि कृत्यं
तं नीलकण्ठं प्रणस्यं प्रणमामि भक्त्या ॥१२॥
ग्रामः शिवाख्यनिकटं शिवनाम शैलौ
रामेश्वराख्य शिवलिंग प्रसिद्ध यत्र ।
यो नीलकण्ठ वरशिष्य हि शङ्कराख्य-
रग्रे ततो कलिमलापहरो अखण्डः ॥१३॥
इत्थं शिवान्वयपरम्परा कलौ च
भक्तित्रिकं प्रकटितं भगवज्जनैर्यः ।
यात्राभिरेव विपुलैर्हरिनामघोषै-
रद्यापि कीर्तनरसैर्जन तारकैस्तैः ॥१४॥
गुरमाला स्तोत्रमिदं यः पठेद्धरिसन्निधौ ।
सर्वकामफलं तस्य विष्णुसायुज्यमाप्नुयात् ॥१६॥

इति गुरुपरम्परास्तोत्रं संपूर्णम्

રાઘવ ચૈતન્યની પૂર્વ ગુરુપરંપરાના બે પ્રકાર અત્રે જણાઇ આવે છે. નિલોબારાય અને નિરંજન બુવાનો એક મત છે અને બહિણાબાઇ તથા શિઊરકર શંકર સ્વામીનો બીજો મત છે. આમ એકજ ગુરુની બે પૂર્વપરંપરાઓ થઈ.




બહિણાબાઇ અને નિલોબારાય એ બન્ને તુકારામના શિષ્ય હતા, ત્યારે બન્નેની ગુરુપરંપરા જુદી જુદી કયાંથી ? બહિણાબાઈ તુકારામ સાથે દેહૂમાં કેટલાંયે વર્ષો રહ્યાં, તેથી તેઓ જે કહે છે કે તુકારામ શ્રી જ્ઞાનેશ્વર મહારાજનીજ પરંપરામાં છે, એ અવિશ્વાસપાત્ર કેમ કરીને માનવું ? અને નિલોબારાયની વાત પણ જૂઠી કેમ હોઇ શકે ! નિલોબારાયનો તુકારામ મહારાજ સાથે પ્રત્યક્ષ પરિચય નહોતો, કદી પ્રત્યક્ષ મેળાપ પણ થયો નહોતો;

છતાં તુકારામે તેમને સ્વપ્નમાં ઉપદેશ આપ્યો હતો, પોતાનાં કરતાળ અને વીણા તેમને આપ્યાં હતાં. પરંપરા આગળ ચલાવવાના આઠે અધિકાર નિલાજીનેજ પ્રાપ્ત થયા હતા. વારકરી મંડળમાં નિલાજીની માન્યતાને ખાસ માન આપવામાં આવે છે. વાસકરનો અખાડો જોયો, તેને અગ્રપૂજાનું માન મળેલું છે. આવી સ્થિતિમાં નિલોબારાયે આપેલી પરંપરાની અવગણના શી રીતે થઇ શકે? વળી નિલાજીના શિષ્ય જે પરંપરા બતાવે છે, તે બહિણાબાઇની બતાવેલી પરંપરાને બરાબર મળતી આવે છે. તેમના કથનાનુસાર "ક્ષીરસિંધુમાં ચન્દ્રમૌલિ શંકરે આત્મારામમાં મળવા માટે પાર્વતીને જે જ્ઞાનશક્તિનું જ્ઞાન આપ્યું" તે મત્સ્યેન્દ્રનાથને પ્રાપ્ત થયું, તેમની પાસેથી ગોરખનાથને, ગોરખનાથ પાસેથી ગયનીનાથને, તેમની પાસેથી નિવૃત્તિનાથને, નિવૃત્તિનાથ પાસેથી જ્ઞાનનાથ (જ્ઞાનેશ્વર મહારાજ) ને, તેમની પાસેથી બાવાજી (સચ્ચિદાનંદ બાવાજી) ને, સચ્ચિદાનંદ બાબા પાસેથી યોગીરાજ વિશ્વનાથને, તેમની પાસેથી શુદ્ધ ચૈતન્યસ્વરૂપ રાઘવ ચૈતન્યને, તેમની પાસેથી કેશવ ચૈતન્યને, કેશવ ચૈતન્ય પાસેથી બાબાજી ચૈતન્યને, તેમની પાસેથી તુકાજી ચૈતન્યને, તુકાજીની પાસેથી બહિણાબાઇને અને બહિણાબાઇ પાસેથી આ દીન કવિને મળ્યું. આ પરંપરા દીન કવિએ પોતાના અઢાર પ્રકરણવાળા પંચીકરણ નામના ગ્રંથમાં આપી છે. આ ગ્રંથ સંવત ૧૭૮૭ (શાકે ૧૬૫૨) સાધારણ નામના સંવત્સરમાં કૃષ્ણાના ઉત્તરતટે લખાયો હતો. આદિનાથથી જ્ઞાનનાથ સુધીની પરંપરા જ્ઞાનેશ્વરીના ઉપસંહારમાં જ્ઞાનેશ્વર મહારાજે પોતે આપી છે. રાઘવ ચૈતન્યથી તુકારામ ચૈતન્ય સુધીની પરંપરા તુકારામે પોતે આપી છે, તેથી આ પૂર્વાપર બન્ને પરંપરાઓ નિર્વિવાદ છે. કાલાનુક્રમે જોતાં જ્ઞાનેશ્વર મહારાજ અને તુકારામ મહારાજની વચમાં લગભગ ૩૨૫ વર્ષનું અંતર છે. એટલો સમય સચ્ચિદાનંદ બાબા, વિશ્વનાથ, (વિશ્વંભર અને વિશ્વનાથ એકજ છે), રાઘવ ચૈતન્ય

અને કેશવ ચૈતન્ય એ ચારજ પુરુષોમાં વહેંચવો પડે છે-અર્થાત્ પ્રત્યેક પેઢી ૮૦ વર્ષની માનવી પડે છે, જેના ઉપર ચોકસાઇના આ જમાનામાં કદાચ એવી શંકા ઉઠે કે, ઐતિહાસિક દૃષ્ટિએ આ અસંભવિત છે. આનું સમાધાન પણ બે રીતે કરી શકાયઃ–એક તો એ કે, યોગી મહાત્માઓની ઉંમર સામાન્ય આયુષના માપથી માપી શકાતી નથી, અને બીજું એમ પણ સંભવિત છે કે, આ પરંપરામાં આ સમયની વચમાં બીજા પણ થોડા મહાત્માઓ થયા હશે, પરંતુ તેમની વિશેષ પ્રસિદ્ધિ ન થવાથી તેમનાં નામ ભૂલાઈ ગયાં હશે. ગમે તે હો, પરંતુ બહિણાબાઇ અને નિલાજીરાય બન્ને સ્વાનુભવસંપન્ન મહાન્ સંત હતા, બન્નેના અભંગો પર ગુરુકૃપાની પૂરેપુરી છાપ લાગેલી છે. હા, બન્નેની આપેલી ગુરુપરંપરામાં જે ભેદ છે તે ઉપર દર્શાવવામાં આવ્યો છે. વારકરી મંડળમાં નિલાજીરાયને પૂર્ણ માન આપવામાં આવે છે. વારકરી મંડળમાં કીર્તનસંબંધી સામાન્ય શિરસ્તો એવો છે કે, કીર્તનમાં કોઇ પણ એવા પુરુષનાં વચનોનું પ્રમાણ ન આપવામાં આવે કે જે તુકારામ મહારાજની પછી થયો હોય; પરંતુ એકલા નિલાજીરાયનાં વચનો માટે આ પ્રતિબંધ નથી. તેમનાં વચન જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, તુકારામનાં વચનો જેટલાંજ માન્ય ગણાય છે. અને તેમના રચેલા અભંગો પર કીર્તન પણ થાય છે. હવે બહિણાબાઇની આપેલી પરંપરા જો સાચી માનીએ તો તુકારામ જ્ઞાનેશ્વર મહારાજની પરંપરામાંજ આવે છે અને એ નક્કી થાય છે કે, મહારાષ્ટ્રની આ એકજ પરંપરામાં જ્ઞાનેશ્વર અને તુકારામ બન્ને મહાપુરુષ થયા. "જ્ઞાનેશ્વર માઉલી (માતા) તુકારામ"નું એક ભજન છે, તેનું રહસ્ય આજ ભાવથી ધ્યાનમાં આવે છે અને જણાય છે કે, આ ભજન સમસ્ત સંપ્રદાયનોજ જયજયકાર છે; પરંતુ નિલાજીની આપેલી પરંપરા માનવામાં આવે કે બહિણાબાઇની, એ પ્રશ્ન જેમ ને તેમજ રહી જાય છે.

## ૧૧–ગુરુત્રયીના નામનો ઇશારો

પહેલાં નિરંજન બાવાના જે ગ્રંથ ઉપરથી રાઘવ ચૈતન્ય અને કેશવ ચૈતન્યનું ચરિત્ર આપવામાં આવ્યું છે, તે ગ્રંથ સાંપ્રદાયિક જણાતો નથી. નિરંજન બાવા કહે છે કે, કેશવ ચૈતન્યજ બાવાજી ચૈતન્ય છે, પરંતુ સમગ્ર પરંપરા આ મતની વિરુદ્ધ છે. રાઘવ ચૈતન્ય, કેશવ ચૈતન્ય અને બાવાજી ચૈતન્ય એ ત્રણે ભિન્ન ભિન્ન પુરુષ છે. અને પહેલા બીજાના ગુરુ અને બીજા ત્રીજાના ગુરુ છે–આ ગુરુ-પરંપરા છે. તુકારામ મહારાજ પોતેજ કહે છે કે—

**રાઘવ ચ�ૈતન્ય કેશવ ચૈતન્ય, સાંગિતલી ખૂણ માળિકેચી;**
**બાબાજી આપુલેં સાંગિતલેં નામ, મંત્ર દિલા રામકૃષ્ણહરી.**

અર્થાત્ 'રાઘવ ચૈતન્ય કેશવ ચૈતન્ય' આ પરંપરાનો સંકેત બતાવ્યો. પોતાનું નામ બાવાજી કહ્યું અને 'રામ–કૃષ્ણ–હરિ' એ મંત્ર આપ્યો.

બાવાજીજ તુકારામના ગુરુનું નામ હતું. પોતાનું 'બાવાજી' નામ બતાવતાં તેમણે 'રાઘવ ચૈતન્ય અને કેશવ ચૈતન્ય' શબ્દો દ્વારા પરંપરાનો ઇશારો કર્યો. જો કેશવ અને બાવાજી એકજ માની લઇએ તો 'પરંપરા'નું તો કંઇ પણ નિશાન રહેતું નથી. એક પુરુષની પરંપરા નથી હોતી. રાઘવ અને કેશવની પરંપરામાં હું બાવાજી છું, એજ તેમના કથનનો સ્પષ્ટ અભિપ્રાય છે. આ અભંગમાં તુકારામે પોતાની 'ત્રયી' બતાવી છે. વંશ બે પ્રકારના મનાય છેઃ–દેહવંશ અને વિદ્યાવંશ. ગુરૂપદેશ પછી સાચો ગુરુભક્ત સર્વથા ગુરુનોજ થઇને રહે છે. કન્યાનો વિવાહ થતાં જેમ સાસરૂં એજ તેનું ઘર બની જાય છે, સાસરાના સંબંધથી તેનો બધો ભાવી સંબંધ બંધાય છે અને તે પૂરેપુરી પતિપરાયણા થાય છે, તેજ પ્રમાણે ગુરૂપદેશ પ્રાપ્ત થતાં શિષ્ય પૂરેપુરો ગુરુપરાયણ થાય છે. 'પતિવ્રતાને માટે જેમ પતિ પ્રમાણ છે' (પતિવ્રતે જૈસા ભ્રતાર પ્રમાણ), તેજ પ્રમાણે ગુરુભક્તોને માટે ગુરુ પ્રમાણ છે. નિવૃત્તિ-

નાથ જ્ઞાનેશ્વર મહારાજના સૌથી મોટા બંધુ હતા; પરંતુ જ્ઞાનેશ્વર મહારાજે તેમની પાસેથી ગુરૂપદેશ લીધો ત્યારે બન્ને વચ્ચે નવો સંબંધ બંધાયો—પહેલો સંબંધ સમાપ્ત થઈ ગયો. ત્યારે તેઓ ગુરુ-શિષ્ય થયા, ભાઈ-ભાઈ ન રહ્યા. તેથી જ્ઞાનેશ્વર મહારાજે જ્યાં ત્યાં પોતાને નિવૃત્તિદાસ અથવા નિવૃત્તિનાથના પુત્ર કહ્યા છે. આ ન્યાયે 'એકા જનાર્દન વિઠા રેણુકાનંદન' ઇ૦ ગુરુભક્તનાં નામ પડ્યાં છે. ગુરુશિષ્યનો સંબંધજ એવો છે. આપણે સંસારી જીવો પણ 'नारायण वासुदेव विश्वनाथ शर्माणां जामदग्न्यगोत्राणाम्' આ પ્રમાણે આપણી 'ત્રયી'નાં નામ લઇએ છીએ, તેજ પ્રમાણે તુકારામે ઉપરોક્ત અભંગમાં પોતાની ત્રયીનાં નામ લીધાં છે. તેમના ગુરુ બાવાજી ચૈતન્ય, પરમ ગુરુ કેશવ ચૈતન્ય અને પરાત્પર ગુરુ રાઘવ ચૈતન્ય છે—આ તેમની ગુરુત્રયી છે અને સાંપ્રદાયિક પરંપરામાં તે એજ રૂપમાં મનાય છે. તેથી કોઇ કોઇએ જે લખી માર્યું છે કે, એ ત્રણે અથવા બન્ને ગુરુભાઈ હતા તે ખોટું છે. તુકારામ પછીની પરંપરામાં પણ આ ત્રણે પુરુષો જુદા જુદા માનવામાં આવે છે. તે કેવી રીતે તે હવે જોઇએ.

તુકારામના અભંગોની જે પોથીઓ પંઢરપુર અને દેહૂમાં અથવા અન્યત્ર તેમના વંશજોની પાસે છે, તેમાં શરૂઆતમાંજ ત્રણેને અલગ અલગ નમન કર્યાં છે. પંઢરપુરમાં તુકારામ મહારાજના વંશજોની પાસે અભંગોની જે 'ગાથા' છે તેમાં શરૂઆતમાંજ આ ઉલ્લેખ છે—"શ્રીગુરુપરંપરા શ્રીરાઘવ ચૈતન્ય શ્રીકેશવ ચૈતન્ય શ્રીબાબા ચૈતન્ય ગુરુ મંત્ર રામ-કૃષ્ણ-હરિ."

'ઇન્દુપ્રકાશ' તરફથી પ્રસિદ્ધ થયેલી ગાથામાં પણ શરૂઆતમાં—श्रीनिवृत्तिनाथाय नमः ॥ श्रीज्ञानेश्वराय नमः ॥ श्री राघव चैतन्य श्री केशव चैतन्य श्री बाबा चैतन्य सद्गुरुभ्यो नमः ॥ આ ઉલ્લેખ છે. નિલોબારાય પોતાની પરંપરાના અભંગોમાં કહે છે કે 'રાઘવ ચૈતન્યે અદ્-

તેથી તેમના ઉપર દ્વૈપાયન પ્રસન્ન થયા. રાઘવનાં ચરણોમાં કેશવ શરણ ગયા અને તેમની (કેશવની) બાવાજી ઉપર પૂર્ણ કૃપા થઇ.' બહિણાબાઇ કહે છે કે 'રાઘવના હૃદયમાં તે મંત્ર મૂક્યો, કેશવ ચૈતન્ય, બાવાજી ચૈતન્ય તુકાજી ઉપર પ્રસન્ન થયા.' કેશવ અને બાવાજી બન્ને એકજ હોત તો 'ચૈતન્ય' પદ બન્ને નામોની સાથે જુદાં જુદાં ન લાગત. વળી 'પ્રસન્ન થયા' ક્રિયાપદ બહુવચનમાં છે. 'દેવાશી ભાંડણ' (ભગવાન સાથે ઝગડો) નામના પ્રકરણના ૨૪ મા અભંગમાં બહિણાબાઈ કહે છે કે 'એણે (ભગવાને) બાવાજી દ્વારા તુકાજીનું દેવું ઉતાર્યું.' મહીપતિબુવાએ પણ ગુરુપરંપરા આપતાં આપતાં એ ત્રણે પુરુષોને અલગ અલગ બતાવ્યા છે. "રાઘવચૈતન્ય જગવિખ્યાત કેશવચૈતન્ય મહાભક્ત બાવા ચૈતન્ય પ્રસિદ્ધ સંત જયાંણી ભક્તિપંથ સ્થાપિલા." (ભક્તલીલામૃત અ. ૫-૨૯૭) બહિણબાઇના શિષ્ય દીન કવિએ આનુંજ સમર્થન કર્યું છે. રંગનાથ સ્વામીએ પોતાની 'સંત માલિકા'માં રાઘવ ચૈતન્ય, કેશવ ચૈતન્ય, બાબા ચૈતન્ય, તુકોબા.' કહીને તુકારામની ત્રયીની સાથે તેમનું સ્મરણ કર્યું છે. દેહૂની અનેક હસ્તલિખિત પોથીઓમાં 'રાઘવ ચૈતન્યના શિષ્ય કેશવ ચૈતન્ય, તેમના શિષ્ય બાવાજી ચૈતન્ય, તેમના શિષ્ય તુકાજી ચૈતન્ય' એજ લખેલું મળ્યું છે. આ પોથીઓ તુકારામનાજ વંશજોને ત્યાં પરંપરાથી લખેલી અને રાખેલી છે, તેથી પ્રમાણરૂપ છે. આ બધાં પ્રમાણોથી 'ચૈતન્ય કલ્પતરુકાર નિરંજન બુવાનું કેશવ ચૈતન્યજ બાવાજી ચૈતન્ય છે, એ કથન નિર્મૂળ થઇ જાય છે અને સપ્રમાણ સિદ્ધ થાય છે કે, રાઘવ ચૈતન્ય તુકારામના પરાત્પર ગુરુ હતા, કેશવ ચૈતન્ય પરમ ગુરુ હતા અને બાવાજી ચૈતન્ય પોતાના ગુરુ હતા.

## ૧૨–બંગાળના ચૈતન્ય સંપ્રદાય સાથે સંબંધ નથી.

ઉપલા વિવેચનથી તુકારામની ગુરુત્રયી નિશ્ચિત થઇ; પરંતુ રાઘવ ચૈતન્યની પૂર્વપરંપરા નિશ્ચિતરૂપે જાણવાનું

કોઈ અમોઘ સાધન પ્રાપ્ત નથી. વડવાલ સિદ્ધ સાથે તેમનો સંબંધ જોડવાનો જે પ્રયત્ન કરવામાં આવ્યો છે તે નકામો છે, તેને માટે કંઈ પણ પ્રમાણ નથી. તેજ પ્રમાણે બંગાળના શ્રીકૃષ્ણ ચૈતન્ય સંપ્રદાય સાથે પણ તુકારામને કોઈ સંબંધ જણાતો નથી. બંગાળમાં શ્રીકૃષ્ણ ચૈતન્ય અથવા શ્રીગૌરાંગ મહાપ્રભુ પંદરમી સદીમાં વિખ્યાત શ્રીકૃષ્ણભક્ત થઇ ગયા. સમસ્ત બંગાળમાં તેમણે શ્રીકૃષ્ણભક્તિનો પ્રચાર કર્યો અને આજે પણ બંગાળામાં શ્રીકૃષ્ણનું નામ જે આટલું બધું પ્રિય થયું છે, તે તેમનાજ પ્રભાવનું ફળ છે. શ્રીચૈતન્ય મહાપ્રભુનું અત્યંત પ્રેમરસપૂર્ણ ચરિત્ર અંગ્રેજી ભાષામાં સ્વર્ગસ્થ શિશિરકુમાર ઘોષે લખ્યું છે. અંગ્રેજી જાણનાર વાચકો તે અવશ્ય વાંચે.× તે ગ્રંથના ૨૬૨ મા પાને (સન ૧૮૯૮ ની આવૃત્તિ) શિશિર બાબુ લખે છે કે "પૂનાના સંત તુકારામ ગૌરાંગ પ્રભુના અથવા તેમના શિષ્યના શિષ્ય હતા, એ બતાવવાની કંઇજ જરૂર નથી–અર્થાત્ એ વાત સ્પષ્ટજ છે.' આના સમર્થનમાં તેમણે લખ્યું છે કે ગૌરાંગ પ્રભુ પંઢરપુર થઇને ગયા હતા. પંઢરપુરમાં તુકારામ રહેતા હતા. ગૌરાંગ પ્રભુ સ્વપ્નમાં ઉપદેશ આપ્યા કરતા હતા વગેરે. આ વાતોથી કેટલાકોની એવી ધારણા થઇ ગઈ છે કે, સ્વયં ગૌરાંગ પ્રભુ અથવા તેમના કોઇ શિષ્ય પાસેથી તુકારામે ઉપદેશ ગ્રહણ કર્યો હતો. પરંતુ બંગાળના ચૈતન્ય-સંપ્રદાયની સાથે તુકારામનો કંઇ પણ સંબંધ જણાતો નથી. તુકારામનો જે સમયે જન્મ થયો તે સમયે કૃષ્ણ ચૈતન્યને સમાધિસ્થ થયાં ૭૫ વર્ષ વીતી ચૂકયાં હતાં. ચૈતન્ય પ્રભુનો સમય સંવત ૧૫૪૨ થી ૧૫૯૦ છે. ત્યાર પછી ૭૫ વર્ષ બાદ તુકારામનો જન્મ થયો. કૃષ્ણ ચૈતન્યજ બાવાજી ચૈતન્ય થઇને તુકારામને સ્વપ્નમાં ઉપદેશ આપી ગયા, એમ કહીએ તો કૃષ્ણ ચૈત-

× ગુજરાતી ભાષામાં પણ શ્રીચૈતન્ય ચરિત્રના ત્રણ ગ્રંથો આ સંસ્થા તરફથી સચિત્ર પ્રકટ થયેલા છે. ત્રણે ગ્રંથોની કિંમત માત્ર રૂ. ૫) છે. —ગુજરાતી અનુવાદક

ન્યની પૂર્વપરંપરા એજ હોવી જોઇએ, કે જે બાવાજી ચૈતન્ય તુકારામને કહી ગયા હતા-અર્થાત્ રાઘવચૈતન્ય અને કેશવચૈતન્ય. પરંતુ આ વાત કોઇજ સ્વીકારશે નહિ તેથી શ્રીચૈતન્ય તુકારામના ગુરુ હતા એ વાત પણ માની શકાતી નથી. હવે જો કોઇ એમ કહે કે, રાઘવ ચૈતન્યજ કૃષ્ણ-ચૈતન્યના શિષ્ય હતા તો શ્રીકૃષ્ણ ચૈતન્યના પ્રસિદ્ધ શિ-ષ્યોમાં રાઘવ ચૈતન્ય નામના કોઇ પણ શિષ્ય નથી અને રાઘવ ચૈતન્યના ગુરુ કૃષ્ણ ચૈતન્ય હતા, એ વાતનું કોઇ પ્રમાણ નથી. તેથી કૃષ્ણ ચૈતન્ય અથવા તેમના કોઇ શિષ્ય તુકારામના ગુરુ હતા, એ વાત સાબિત થતી નથી. વળી બીજી વાત એ છે કે, બંગાળ-ઉત્કલમાં શ્રીકૃષ્ણચૈતન્યનો જે સંપ્રદાય છે તે મધ્વાચાર્યના દ્વૈત સંપ્રદાયમાંથી ની-કળ્યો છે. આ સંપ્રદાયમાં રાધા-કૃષ્ણની ભક્તિ મુખ્ય છે. તુકારામની ઉપાસનામાં અથવા કહો કે, મહારાષ્ટ્રના કોઇ પણ ભક્તની ઉપાસનામાં રાધાનો ખાસ મહિમા નથી. તુકારામનો ભક્તિમાર્ગ પણ દ્વૈત નથી, અદ્વૈત છે. તેમના અભંગોમાં અદ્વૈત સિદ્ધાંત સ્પષ્ટજ છે. તેથી કોઈ પણ દ્વૈત સંપ્રદાય સાથે તુકારામનો સંબંધ જોડી શકાતો નથી. ચૈતન્ય સંપ્રદાય અને મહારાષ્ટ્રીય ભાગવત સંપ્રદાય બન્ને કૃષ્ણભક્તિના સંપ્રદાય છે ખરા, પરંતુ ચૈતન્યસંપ્રદાયની કોઇ પણ વિશિષ્ટતા તુકારામના અભંગોમાં નથી અને મહારાષ્ટ્રીય ભાગવત ધર્મના પ્રવર્તક જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ વગેરે કૃષ્ણભક્તોના આચાર-વિચારોથી સહેજ પણ જુદાપણું તુકારામના ચરિત્ર અને અભંગોમાં નથી. પછી એવી કઇ વાત છે કે જેનાથી એમ કહી શકાય કે તેમના મન પરના સંસ્કારો મહારાષ્ટ્રના નહિ, પરંતુ મહા-રાષ્ટ્ર બહારના હતા? આવી નિરાધાર વાત કહેવામાં હેતુ પણ શો હોઇ શકે? બંગાળના શ્રીકૃષ્ણ ચૈતન્યપ્રત્યે અમને પૂર્ણ પ્રેમ અને આદરભાવ છે, પરંતુ એ પણ સ્પષ્ટ બતાવી દેવાની જરૂર છે કે, ચૈતન્ય સંપ્રદાય સાથે તેમનો કંઇ પણ સંબંધ માનવો એ સર્વથા નિરાધાર છે. કૃષ્ણભક્તિના

વૈષ્ણવસંપ્રદાય ભારતવર્ષમાં અનેક છે, અને તે દરેક સંપ્રદાયની પોતાની કોઇ ને કોઇ વિશિષ્ટતા હોય છે. પંઢરપુરના વૈષ્ણવ સંપ્રદાયની પણ કોઇ ને કોઇ વિશિષ્ટતા છે. આ વિશિષ્ટતા પહેલાં જ્ઞાનેશ્વરીમાં પ્રગટ થઈ અને તેને પગલે નામદેવ, તુકારામ, એકનાથ વગેરે બધા સંત ચાલ્યા છે. એ સૌ સર્વ બાબતમાં એકમત છે. મહારાષ્ટ્રના સ્વભાવમાં જે એક પ્રકારની દૃઢતા છે, એક પ્રકારનું જે પોતાપણું છે કે પોતાનું છોડવું નહિ અને બીજાનું એકદમ સ્વીકારી લેવું નહિ, અને તુકારામના સ્વભાવમાં પણ મરાઠાઓની જે લગની અને તેજી છે તે જોતાં પણ બંગાળના ચૈતન્ય સંપ્રદાય સાથે તુકારામનો કંઈ મેળ બેસતો નથી.

## ૧૩–કવિત્વસ્ફૂર્તિ

તુકારામે આત્મચરિતના અભંગોમાં કહ્યું છે કે સ્વપ્નમાં ગુરૂપદેશ થયા પછીજ મને કવિત્વની પ્રેરણા થઇ, એ વાચકોને યાદ હશે. તેમની આ ઉક્તિથી સ્પષ્ટ થાય છે કે, ગુરૂપદેશની પહેલાં તેમણે કોઇ કવિતા કરી નથી. એ કવિત્વની સ્ફૂર્તિ–પ્રેરણા તેમને નામદેવની પ્રેરણાથી થઇ. વ્યુત્પત્તિના બળ વડે કવિતા કરનારા કવિ ઘણા હોય છે; પરંતુ દૈવી સ્ફૂર્તિ વિના તેમાં પ્રાસાદિકતા આવતી નથી. તુકારામને કવિત્વની પ્રેરણા શી રીતે થઇ, તે વિષે તેમના બે અભંગ છે. એકમાં તેઓ કહે છે કે "નામદેવ પાંડુરંગની સાથે સ્વપ્નમાં આવ્યા અને કામ બતાવી ગયા કે કવિતા કરો, વાણીનો નકામો વ્યય ન કરો, શબ્દો જોખી જોખીને કવિતા કરતા ચાલો. તમારૂં અભિમાન શ્રીવિઠ્ઠલનાથે ઓઢી લીધું છે. એમ કહીને તેમણે મને સાવધાન કર્યો. નામદેવે સો કરોડ અભંગોની સંખ્યા પૂરી કરવા કહ્યું, જે અભંગો તેમણે રચ્યા હતા. તે પછી જેટલા બાકી હતા તે મેં પૂરા કર્યા." બીજા અભંગમાં તુકારામે ભગવાનને પ્રાર્થના કરી કે "હે ભગવન્! આપ મને આપના શરણમાં લેશો, તો હું આપની સાથે સંતોની હારમાં

આપનાં ચરણો નજીક રહીશ. ઇચ્છાઓ ત્યજીને આવ્યો છું, હવે મને ઉદાસ ન કરો. આપનાં ચરણોમાં સૌથી છેલ્લું પણ સ્થાન મળશે તો પણ મને સંતોષ થશે. મારી ચિત્તવૃત્તિ હજુ મલિન છે. આપનો આધાર મળવાથી મને વિશ્રાંતિ મળશે. નામદેવને લીધે ભગવાન તુકારામને સ્વપ્નમાં મળ્યા. તેજ પ્રસાદ મારા ચિત્તમાં ભરેલો છે."

ઉપલે અભંગોનો સ્પષ્ટાર્થ ઉપર આપી દીધો છે. તેનાથી એજ સમજાય છે કે, તુકારામને સ્વપ્નમાં પાંડુરંગ અને નામદેવનાં દર્શન થયાં અને નામદેવે ભગવાનની સમક્ષ તુકારામને કહ્યું કે, હવે લોકો સાથે નકામી વાતચીત કરવામાં તમે તમારી વાણી ના ખર્ચો. કવિતા કરો, સુખેથી અભંગ પર અભંગ રચતા ચાલો, પાંડુરંગે તમારૂં અભિમાન ઓઢી લીધું છે, તે હમેશાં તમારી પાછળ ઉભા રહેશે અને તમારી વાણીમાં પ્રેમ, પ્રસાદ અને સ્ફૂર્તિ-પ્રેરણા ભરતા રહેશે. નામદેવે સો કરોડ અભંગ રચવાનો સંકલ્પ કર્યો હતો, પરંતુ આ સંકલ્પ પૂરો થવામાં કંઇક કસર રહી ગઇ હતી તે તુકારામે પૂરી કરી. આમ સો કરોડની સંખ્યા* પૂરી થઈ ગઇ. બીજા અભંગમાં તુકારામે

---

* મહીપતિ બુવાએ "ભક્ત લીલામૃત" અ૦ ૩૨ માં સો કરોડની સંખ્યાનો હિસાબ આ પ્રમાણે આપ્યો છે-નામદેવે-૯૪ કરોડ ચાલીસ લાખ અભંગ રચ્યા, પછી નવ લાખ અભંગ લલિતના રચ્યા અને બાકી પાંચ કરોડ એકાવન લાખ અભંગ રચવા તુકારામને કહ્યું. તુકારામના મુખમાંથી કુલ કેટલા અભંગ નીકળ્યા, તેની ગણત્રી કરવી અશક્ય છે. આ સંબંધમાં એ અભંગ પ્રસિદ્ધ છે. "વેદાચે અભંગ કેલે શ્રુતિ" આ અભંગ ઇન્દુ પ્રકાશ-ગાથાના ચરિત્ર ભાગમાં છે. એમાં એમ કહેવામાં આવ્યું છે કે, તુકારામના એક કરોડ અભંગ ભક્તિપરત્વેના, એક કરોડ જ્ઞાનને લગતા, એક કરોડ અનુભવને લગતા, પંચોતેર લાખ વૈરાગ્યને લગતા, પંચોતેર લાખ નામને લગતા; આ પ્રકારે સાડાચાર કરોડ, અને સાઠ હજાર ઉપદેશ પરત્વે, સાઠ હજાર રૂપવર્ણન પરત્વેના તથા થોડા શ્રુતિ અને આત્મબોધ વગેરે ઉપર રચેલા છે. કુલ હિસાબ આમાં પાંચ

ભગવાનને જે પ્રાર્થના કરી છે તેમાં તુકારામ પોતાની એજ ઈચ્છા પ્રગટ કરે છે કે "ભગવાન મને પોતાનાં ચરણોમાં આશ્રય આપે અને હું જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ, કબીર વગેરે મહાત્માઓનો સત્સંગ પ્રાપ્ત કરૂં, તેમના અનુભવોનો અનુભવ કરૂં, તેમનીજ સાથે રહું, ભલેને તેમની હારમાં મને સૌથી છેલ્લું સ્થાન મળે; કેમકે તેઓ પુણ્યપુંજ સિદ્ધ મહાત્મા છે અને મારી ચિત્તવૃત્તિ હજુ મલિન છે. પરંતુ ભગવન્! આપનો અને આ સંતોનો આશ્રય મળવાથી મારી બુદ્ધિ શુદ્ધ થઇ જશે અને હું આપના સ્વરૂપમાં એકરસ થઇને પરમાનંદ પ્રાપ્ત કરીશ." સ્વપ્નમાં ભગવાન મળ્યા, એને માટે તુકારામ નામદેવના કૃતજ્ઞ છે. કહે છે કે, નામદેવનીજ કૃપા છે કે સ્વપ્નમાં ભગવાન મળ્યા. સ્વપ્નમાંથી જાગ્યા પછી તુકારામે આ સ્વપ્નને બીજાં સ્વપ્નોના જેવું મિથ્યા માન્યું નહિ. તે સત્ય સ્વપ્ન હતું, ભગવાન અને ભક્તના મિલનની એ એક ખાસ અવસ્થા હતી અને તુકારામે એવો અનુભવ કર્યો કે તે મિલન અને ભગવત્કૃપાનો આનંદ સ્વપ્ન પછી પણ હૃદયમાં ભરેલો છે. તેમણે જાણ્યું કે, સાચેજ ભગવાનનો મારા ઉપર અનુગ્રહ થયો છે!



---

કરોડ સત્તર લાખનો આપ્યો છે. આ સિવાય એક અભંગ મને બીજો મળ્યો છે. તેમાં લખ્યું છે કે, તુકારામે સાત કરોડ અભંગ રચ્યા તેમાં સાડાત્રણ કરોડ ગણેશજીએ પોતે પોતાના હાથે લખ્યા! આ ગમે તે હો, પરંતુ હાલમાં આપણે માટે તો તુકારામ મહારાજના સાડાપાંચ હજાર અભંગજ બચવા પામ્યા છે. —મૂળલેખક



# अध्याय ८ मो—चित्तशुद्धिना उपाय

તુકા મ્હણે મના પાહિજે અંકુશ,
નિત્ય નવા દીસ જાગૃતિચા. ૧

*          *          *          *

બૈસોની નિવાંત શુદ્ધ કરી ચિત્ત,
તયા સુખા અંતપાર નાહીં. ૧
યેવોની અંતરીં રાહીલ ગોપાળ,
સાયાસાચેં ફળ બૈસલિયાં. ૨

## ૧—અધ્યાત્મસાર

જીવ બ્રહ્મજ છે, બ્રહ્મથી જુદો નથી અને એજ જો શાસ્ત્રોનો સિદ્ધાંત અને સંતોનો અનુભવ છે તો તેની પ્રતીતિ બધા જીવોને કેમ ન થાય? બ્રહ્મ સર્વગત અને હમેશાં સમાન છે; પરમાત્મા નજીકમાં—અંતરમાં છે, ભૂતમાત્રનાં હૃદયમાં છે, તે સર્વ ભૂતાન્તરાત્મા છે, સર્વવ્યાપી અને સર્વસાક્ષી છે; જળમાં, સ્થળમાં, કાષ્ઠ તેમજ પાષાણમાં સર્વત્ર રમી રહ્યા છે, તેમના સિવાય કોઈ સ્થાન ખાલી નથી. આ હકીકત સત્ય હોય તો સૌને સર્વ સમયે તે સુલભ કેમ થતા નથી? તે પરમાત્મસુખ "જો પવિત્ર અને રમ્ય, એજ પ્રમાણે સુખોપાય સુગમ્ય અને સુસુખ પરમ ધર્મ્ય છે" (જ્ઞાનેશ્વરી અ૦ ૯-૯૫) તો સઘળા જીવો તેમનાંજ ઉપર શા માટે તૂટી પડતા નથી? એક એક કોડીને માટે જે લોકો માર્યા માર્યા ફરે છે, તેઓ અનાયાસે મળનારા આ પરમસુખની પાછળ કેમ પડતા નથી? તેનાથી અળગા થઈને "સંસાર દુઃખસાગર છે, ભવનદી દુસ્તર છે, માયા-મોહ અગમ્ય-દુર્ઘટ છે, વિષયવાસના મહા કઠિન છે."

વગેરે પ્રકારની રોદણા હમેશાં રોતારોતા આ લોકો
માંજ શા માટે ભરાઈ રહે છે? પોતાનું સહજસિદ્ધ
પદ છોડીને આ લોકો જન્મમૃત્યુના નામને શામાટે
કરે છે? તેમને મોક્ષ દુર્લભ અને પરમાર્થ દુર્ગમ
રણથી લાગે છે? જપ, તપ, ધ્યાન વગેરે વિવિધ
નાં કષ્ટ શા માટે ઉઠાવે છે? પોતાનું સ્વાનંદ-સા-
છોડીને વિષયની નકલી ચમકવાળા કાચના ટુકડા
કરનારા કંગાળ જેવા તેઓ કેમ ફરે છે?

સત્પુરુષોને મોટું આશ્ચર્ય એજ લાગે છે! જીવ જે
અવળી બોલી બોલે છે, તેને સાંભળીને તેમને બહુ
પડે છે! મૃત્યુલોકની આ ઉલટી રહેણીકરણી જોઇને
વિસ્મય પામે છે! તેઓ કહે છે કે 'આ ભાષા
દો' એને ઉલટાવીને બોલો, ઉલટાવીને જુઓ. હું
છું, સંસારી છું, દુઃખી છું-એવી સમજણને છોડો
કહો કે, હું બ્રહ્મ છું, હું મુક્ત છું, હું સુખી છું,
તમે સાચેજ બ્રહ્મ, મુક્ત અને સુખી છો. ચાલીને
ી તરફ ફેરવો છો, તે ડાબી બાજુ ફેરવો એટલે
ઉઘડીજ જશે. જે તરફ જાઓ છો, તે તરફ પીઠ
દો, આગળ ન જોતાં પાછળ જુઓ, આંખોને બહાર
છો તેને અંદર વાળી દો. પ્રવાહ ત્યજીને મૂળ તરફ
અને સાચેજ તમે મુક્ત છો, સુખી છો, બ્રહ્મસ્વરૂપ
મામાં મુશ્કેલી શી છે? આજ પરમાર્થ છે. જીવ પોતા-
કલ્પમાંજ બંધાયેલો છે, અને સંકલ્પથીજ તે મુક્ત
હું બદ્ધ જીવ છું' એવી રોદણા રડો છો, તેથીજ
-મરણ, પાપ-પુણ્ય, વિધિ-નિષેધ અને બંધ-મોક્ષના
માં પડયા છો, પરંતુ પગ છોડીને નલિકા-યંત્રથી
જનારા પોપટની પેઠે આ જીવ જો 'હું' ને 'મારૂં' એ
સંકલ્પો ત્યજી દે તો તેજ ક્ષણે એ બ્રહ્મજ છે! કોણ
બાંધે છે? કોણ કોને છોડાવે છે? આ બધી સંક-
માયા છે. મન જેવો પણ સંકલ્પ કરે છે, તેવુંજ
તેના ઉપર પડી જાય છે. સંકલ્પ, કલ્પના, સંસાર,

વાસના, વૃત્તિ, મન, માયા—એ ' સાતે એકરૂપ' છે. જે સંકલ્પથી જીવ બંધાયેલો છે, તે છૂટતાંજ જીવ મુક્ત છે. હું અને મારું એ બે દોરીઓથી તે બંધાયેલો છે, એ દોરીઓને કાપી નાખતાંજ જીવ સ્વાભાવિકપણેજ મુક્ત છે. સંકલ્પનું ખાતર બળી જતાંજ જીવની કાલિમા દૂર થઇ જાય છે, તેનું ઉજ્જવળ સુવર્ણ બને છે. કલ્પનાનુંજ બંધન હોય છે અને કલ્પનાનોજ મોક્ષ હોય છે. અને જીવ જ્યાંનો ત્યાં બંધ-મોક્ષરહિત નિર્વિકલ્પ નિરંજન આનંદસ્વરૂપ હમેશાં છેજ. પરંતુ—

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥ ( गीता ९-३ )

જીવને એવી શ્રદ્ધા હોય-થાય તો તે ક્ષણેજ તે મુક્ત છે. પરંતુ જીવની એવી શ્રદ્ધા એકદમ થતી નથી, તેથી પરમાર્થને માટે તેને આટલો પ્રપંચ કરવો પડે છે, અનેક સાધન કરવાં પડે છે, અનેક કષ્ટ ઉઠાવવાં પડે છે.

## ૨-ચિરંજીવ પદ

આ સઘળું વેદાંત તુકારામે સેંકડો વાર વાંચ્યું, સાંભળ્યું અને કહ્યું પણ હતું. તેઓ પોતાના નક્કી કરેલા સાધનમાર્ગે ચાલ્યા જતા હતા. પંઢરીની વારી, એકાદશી વ્રત, કથા-કીર્તનનું શ્રવણ, સદ્ગ્રંથપાઠ વગેરે તે નિયમપૂર્વક કરતા હતા. ગુરુદેવનો પ્રસાદ તેમને મળી ચૂક્યો હતો. નામદેવરાયે સ્વપ્નમાં તેમને દર્શન દીધાં અને કવિત્વની પ્રેરણા આપી ત્યારથી તેઓ કીર્તન કરતા હતા તથા બીજા અવસરોએ પણ તેમના મુખમાંથી અભંગ-ધારાપ્રવાહરૂપે નીકળતાજ જતા હતા. શ્રોતાઓ ગદ્ગદ્ થઇને તેમને ધન્યવાદ આપતા હતા. ચારે દિશાઓમાં તેમની કીર્તિ ફેલાઇ રહી હતી. સેંકડો લોકો તેમને સંત તરીકે પૂજવા લાગ્યા હતા, તેમનાં ચરણોમાં મસ્તક મૂકીને કોઈ તેમના વક્તૃત્વની, કોઇ કવિત્વની ને કોઇ તેમની સાધુ-

તાની ઘણી ઘણી પ્રશંસા કરતા હતા ! આ પ્રમાણે તેમની પ્રતિષ્ઠા વધતી જતી હતી. તે સમયે તેમની ઉંમર ૨૭-૨૮ વર્ષની હશે. આ ઉંમરમાં આટલી લોકમાન્યતા કોઇક વિરલાનાજ નસીબમાં હોય છે. પરંતુ અધકચરા પારમાર્થિકો આટલાથીજ સંતોષ પામીને ગુરુ બની જાય છે અને શિષ્યો બનાવવાની દુકાન ખોલી દે છે, ગુરુપણાના આડંબરને માર્ગે ચઢી જાય છે અને અંતે ખરાબ રીતે પતન પામે છે. આવાં ઉદાહરણ અમારી-તમારી સમક્ષ પણ અનેક છે. ચાર-પાંચ વર્ષ સાધન કર્યું, સ્વપ્નમાં બે-ચાર દૃષ્ટાંત મળી ગયાં, સાક્ષાત્કારની ઝાંખી જેવું થઇ ગયું એટલે પછી તો જાણે પોતે કૃતકૃત્ય થઇ ગયા ! સીધા-સાદા, ભલા-ભોળા લોકો આજુબાજુ એકઠા થવા લાગ્યા, સ્તુતિ-સ્તોત્ર ગાવા લાગ્યા, એટલે પોતે ગુરુજી બની બેઠા અને રિદ્ધિસિદ્ધિના જરા જેટલા ચમત્કાર જોઇને તેમાંજ અટકી ગયા, જે રસ્તેથી ચઢયા હતા તે રસ્તો પણ ભૂલી ગયા. એમ થતાં થતાં જેટલા ઉપર ચડયા હતા તેનાથી બમણા નીચે જઇને પડયા ! અનેકની આવી અધોગતિ થયા કરે છે ! જેમની પરમાર્થસાધના દંભથી શરૂ થાય છે, તેમની વાત છોડી દો; પરંતુ જે શુદ્ધ અંતઃકરણથી પરમાર્થ સાધવાનો યત્ન કરે છે, તેમાંથી પણ કેટલાયે આજ પ્રમાણે લપસી પડીને નીચે પડે છે. આવા લોકોને માટે એકનાથ મહારાજે 'ચિરંજીવ પદ'ના નામથી ૪૨ ઓવીઓનું એક ચેતવણી આપતું પ્રકરણ લખેલું છે. સાધકોની સાવધાની માટે તે અતિઉપકાર છે. તેમાં એકનાથ મહારાજે કહ્યું છે કે, વિષય માત્ર સંસારીઓનોજ નાશ નથી કરતો, પરંતુ સાધકને પણ અનેક પ્રકારે દગો દે છે. સાધકને માટે સૌથી પહેલી આવશ્યકતા પશ્ચાત્તાપ અને વૈરાગ્યની છે. જો તે દેહસુખથી લલચાશે, તો તેના પરમાર્થનું મૂળજ નાશ પામી જશે.

'ત્યાગ કેલા પૂજયતે કારણેં, સત્સંગ સોડૂનિ પૂજા ઘેણેં,
શિષ્યમમતા ધરોનિ રાહણેં, હેં વૈરાગ્ય રાજસ.'

અર્થાત્ પૂજ્ય થવાને માટે જે ત્યાગ કરવામાં આવે છે, સત્સંગ તજીને જે પૂજા લેવામાં આવે છે અને શિષ્યોની મમતા નથી છૂટતી, તે રાજસ વૈરાગ્ય છે. આ વૈરાગ્ય પરમાર્થને ડુબાવી દેનારોજ હોય છે. ઘર છોડયું અને મઠ બનાવ્યો, સ્ત્રી-પુત્ર છોડયાં અને શિષ્યો ભેગા કર્યા તો એથી શું થયું ?

વિષયભોગની ઇચ્છા જે વૈરાગ્યથી નિર્મૂળ થાય અને પ્રારબ્ધની ગતિ અનુસાર જે ભોગ પ્રાપ્ત થાય, તેમાંથી પણ મનને નિઃસંગ-અલગ કરતા રહેવું, એવો સાત્વિક વૈરાગ્યજ સાધકને માટે અતિ આવશ્યક છે. વિષયભોગ અને લૌકિક પ્રતિષ્ઠાનો સાધકે સર્વથા ત્યાગ કરવો જોઈએ. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ—એ પાંચે વિષયો કેવા પ્રકારે સાધકને ઠગે છે તે જુઓ. જ્યારે લોકો કોઈનામાં જરા જેટલો પણ વૈરાગ્ય જુએ છે, ત્યારે તેઓ તેની સ્તુતિ કરવા અને તેને પૂજવા લાગે છે. કોઇ કોઈ વાર તો એટલે સુધી કહેવા લાગે છે કે, આ ભગવાનના અવતાર અમને તારવા માટે આવ્યા છે. તેમને 'મહારાજ' કહીને સંબોધે છે. સાધકને પોતાની આ વાહવાહ સારી લાગે છે. હવે તેને બીજી વાતો સારી લાગતી નથી. પરંતુ ખુબીની વાત તો એ છે કે, એજ લોકો પાછળથી તેની નિંદા પણ કરવા લાગે છે. પરંતુ એ સ્તુતિના શબ્દોજ ભૂલી જાય છે અને સ્વહિતથી હાથ ધોઇ બેસે છે. શબ્દ આ પ્રકારે સાધકનો નાશ કરે છે. એની આસપાસ એકઠા થનારા 'ભક્ત' એને બેસવામાટે ઉત્તમ આસન આપે છે, સૂવાને પલંગ બિછાવી દે છે, પહેરવાને ઉત્તમોત્તમ વસ્ત્રો અર્પણ કરે છે, દેવી-દેવતાઓને યોગ્ય ભોગો તેમને ધરે છે, નર-નારીઓ સેવા-શુશ્રૂષા કરે છે, હાથ, પગ, માથું દબાવે છે. તે મૃદુ સ્પર્શમાં તે અટકી જાય છે, પછી તેને દેહકષ્ટ કઠણ લાગે છે. આ પ્રમાણે લોકો સાધકને મેવા, મિઠાઇ અને ઉત્તમોત્તમ પકવાન્ન જમાડે છે, તેને જે પણ વસ્તુની ઇચ્છા થાય છે તે તેઓ લાવી આપે છે, ગળામાં

પુષ્પોના હાર પહેરાવે છે, કપાળમાં કેસર-કસ્તૂરીવાળા ચંદનનાં તિલક અને લેપન કરે છે, મધુર મધુર ગાયન સંભળાવે છે, ઇત્યાદિ પ્રકારે રૂપ, રસ અને ગંધ પણ તેને ઠગો દે છે, અને સાધક સાવધાન ન હોવાને લીધે એ 'ભકતો'ની મમતામાં ફસાય છે. કોમળ કાંટાની પેઠે તેનો કોમળ વૈરાગ્ય આવી સોબતથી નાશ પામી જાય છે. એ લોકપ્રતિષ્ઠા પાછળ પડે છે. આ પ્રમાણે હજારો સાધકો પોતાને નુકસાન કરે છે. આમ પતન પામેલા સાધકો પછી ઉન્નતગામી થઇ શકતા નથી. હા 'જરી કૃપા ઉપજેલ ભગવતી, તરીચ માણુતા હોય વિરકત' અર્થાત્ 'જો ભગવાનને દયા આવી જાય, તોજ તે ફરીથી વિરક્ત થઇ શકે છે.' સાચો વિરક્ત કેવો હોય? એકનાથ મહારાજ તેનાં લક્ષણ બતાવે છે—

"........જે સ્થાન પ્રિય હોય છે તેને તે ત્યજી દે છે. સત્સંગમાં હમેશાં સ્થિર રહે છે, પ્રતિષ્ઠા મેળવવા માટે કદી તલપાપડ થતો નથી. પોતાનો કોઇ નવો પંથ ચલાવતો નથી. તે સમજે છે કે, તેનાથી અહંતા વધશે, જીવિકાને માટે તે કોઇની ખુશામત કરતો નથી. પ્રપંચી લોકોમાં બેસવું, વ્યર્થ વાતોચીતો કરવી, પોતાની મોટાઇ દેખાડવી, સારૂં સારૂં ખાવું—આ સઘળું તેને પસંદ પડતું નથી. તે લોકપ્રિયતા નથી ઇચ્છતો, દ્રવ્ય ભેગું કરવા નથી ઇચ્છતો. સ્ત્રીઓમાં બેસવું કે સ્ત્રીઓને જોવી અથવા સ્ત્રીઓ પાસે પગ દબાવરાવવા અથવા તેમનું બોલવું તેને પસંદ નથી. પોતાની સ્ત્રી સાથે પણ ખપ પૂરતીજ વાત રાખવી જોઇએ. આસક્ત થઇને ચિત્તને કદી પણ તેમાં જોડી રાખવું નહિ. નર-નારી શુશ્રૂષા કરે છે, ભક્તિ-મમતા ઉપજાવે છે, પરંતુ જે શુદ્ધ પારમાર્થિક છે તે કદી સ્ત્રીઓની સોબત કરતો નથી. અખંડ એકાંતમાં રહેવું જોઇએ, તેમાં પ્રમદા સાથે તો કદીજ નહિ. જે નિઃસંગ નિરભિમાન છે તેનોજ સંગ કરવો જોઈએ. પરિવારના ભરણ-પોષણ માટે બીજું કંઇ ન મળે તો પણ ભલે, પરંતુ લૂખું અન્નજ બસ

એવી સ્થિતિ થવી તેજ શુદ્ધ વૈરાગ્ય છે.

**ઐસી સ્થિતિ નાહીં જ્યાસી, તેન કૃષ્ણપ્રાપ્તિ કૈંચી ત્યાસી.**
**યાલાગીં કૃષ્ણભક્તાસી, ઐસી સ્થિતિ અસાવી. ૩૮**

અર્થાત્ "આવી સ્થિતિ જેની ન હોય તેને કૃષ્ણ-પ્રાપ્તિ કેવી? એટલે કે જે કૃષ્ણભક્ત હોય તેની આવી સ્થિતિ હોવી જોઇએ."

એકનાથ મહારાજે આ કેવો ઉત્તમ રસ્તો બતાવી દીધો છે! સાચા વિરક્તમાં આ બધાં લક્ષણ સ્વાભાવિક-પણેજ હોય છે. જેનો વૈરાગ્ય સુકુમાર હોય, તેઓ આ આદર્શને હમેશાં પોતાની સામે રાખે. ચાલ-ચલગતમાં ઢીલા-પોચા રહેનારા અંતે ફસાયજ છે અને આવા લોકો-ની સંખ્યા હમેશાં બધેજ બહુ મોટા પ્રમાણમાં હોય છે. તુકોબારાય જેવા સાચા આદર્શ વિરક્ત અત્યંત દુર્લભ હોય છે અને તેવાઓનેજ શ્રીકૃષ્ણ-મિલનનો આનંદ અને ચિરંજીવપદની પ્રાપ્તિ થાય છે. તુકારામનો વૈરાગ્ય અત્યંત જ્વલંત હતો, આત્મસંશોધન સંબંધી તેમની સાવધાનતા અખંડ હતી, અંદર કયાકયા ચોરો ભરાઈ બેઠા છે, તેમને શોધી શોધીને પકડી પાડવા અને કાન પકડી પકડીને બહાર કાઢવાના કામમાં તેઓની તત્પરતા અસામાન્ય હતી. આત્મપરીક્ષાના આવા અભ્યાસથીજ ચિત્તશુદ્ધિ થાય છે, મલિન સંસ્કારો દૂર થાય છે અને નવા જામી શકતા નથી. સાધકે તેની પાછળ બરાબર પડવું પડે છે. હવે તુકારામે આ અભ્યાસ કેવી રીતે કર્યો, તે આપણે જોઇએ. ગ્રંથાધ્યયન થયું, ગુરૂપદેશ થયો, છતાં આત્મસંશોધનનું કાર્ય પોતાની મેળેજ કરવું પડે છે. આથી હમેશાં જાગ્રત રહેવું પડે છે. મન ઝડપી ગતિએ દોડનારા ઘોડા જેવું છે. વૈરાગ્યની લગામવડે તેની ચાલ કાબુમાં લાવીને તેને વશ કરવું જોઇશે. મનોનિગ્રહ વિના બધાં સાધન વ્યર્થ જાય છે. મનોજય ન હોવાથી મોટાં મોટાં ઉગ્ર તપ ભંગ થઈ ગયાં છે, મોટા મોટા વીરો પછડાઇ પડયા છે અને અખર

પંડિતો પણ જ્ઞાનના શિખરેથી પતિત થઇને રસાતળમાં પહોંચ્યા છે. મન મહાબળવાન છે, દુર્જય છે, દુર્ધર છે. તુકારામ કહે છે કે "મોટા મોટા બુદ્ધિમાનોને તેણે હરાવી દીધા છે." તેથી વિષયો તરફ સતત દોડનારા એ મનરૂપી વાઘ ઉપર આરૂઢ થઇને જે તેને પાછો ખેંચશે, તેજ પુરુષ મહાન્ યુક્તિબાજ છે. "વાત કંઈ પણ નથી પરંતુ મન પોતાના કાબુમાં નથી." એ તો બધાનું રુદન છે, તેથી—

માગેં પરતવી તો બળી, શૂર એક ભૂમંડળી.

અર્થાત્ "આને જે પાછું ફેરવી લેશે તેજ બળવાન છે, તેજ એક આ ભૂમંડળમાં બહાદૂર છે."*

અસ્તુ. તુકારામે મન સાથે કેવાં કેવાં યુદ્ધો કર્યાં, ભગવાનની કૃપા અને સહાયતાથી તેને રસ્તે લાવવા માટે શું શું ઉપાય કર્યા; આશા, મમતા, તૃષ્ણા, પ્રતિષ્ઠા, ગર્વ, લોભ ઇત્યાદિ વૃત્તિઓને સાવધાનપણે કેવી રીતે જીત્યું અને આ પ્રમાણે ચિત્તશુદ્ધિનો માર્ગ ધૈર્ય અને નિગ્રહથી કેવી રીતે વટાવ્યો તે હવે જોઈએ.

## ૩–સિદ્ધને સાધનનું શું કામ ?

### લોકપ્રિયતાનું રહસ્ય

ભાવિકોના ચિત્તમાં એવી શંકા ઉઠશે કે, તુકારામ તો સિદ્ધ પુરુષ હતા, તેમનો તો સંસારના કલ્યાણ માટે વૈકુંઠધામમાંથી અવતાર થયો હતો, તો તેમને ચિત્તશુદ્ધિનાં સાધનોની શી જરૂર પડી ? તેઓ પોતેજ જ્યારે કહે છે કે, સંસારને વેદનીતિનો માર્ગ બતાવવા, ભગવદ્ભક્તિનો ડંકો બજાવવા અને સંતોનો રસ્તો સાફ કરવા માટે હું ભગવાનનો સંદેશો લઇને વૈકુંઠ ધામમાંથી આવ્યો છું,

* ભગવાન શંકરાચાર્યજીએ ઠીકજ કહ્યું છે કે:–जीतं जगतः केन ? जीतं मनः येन। અર્થાત્ જગત કોણે જીત્યું ? જેણે મનને જીત્યું તેણે—ગુજરાતી અનુવાદક

ત્યારે સામાન્ય જનોની પેઠે તેમણે ચિત્તશુદ્ધિના ઉપાય શોધ્યા અને તે ઉપાયો દ્વારા સાધના કરીને લોકકલ્યાણનું કાર્ય કરવા સમર્થ થયા વગેરે વગેરે હકીકતોમાં શું છે ? સંસારનો ઉદ્ધાર કરવા માટે જેમનું આગમન થયું તેમનું ચિત્ત વળી અશુદ્ધજ ક્યારે હતું કે તેમને તે શુદ્ધ કરવાની જરૂર પડી ? તેઓ તો મૂળથીજ મનના સ્વામી હતા, તેમને મનોજય કરવા કે મલિન વૃત્તિને શુદ્ધ કરવા માટે કંઇક સાધના કરવી પડી, એમ કહેવુંજ ઉલટું જણાય છે ! આ પ્રકરણ વાંચતાં ભાવિક વાચકોના ચિત્તમાં એવી શંકા ઉઠી શકે તેમ છે, તેથી તેનું સમાધાન પહેલાંજ કરવું યોગ્ય છે. ભગવાન અને ભગવાનના અવતારસ્વરૂપ મહાત્માઓનાં જે ચરિત્ર છે, તે તેમની મનુષ્યસ્વરૂપમાં અવતાર લઇને કરેલી લીલાઓજ છે. તેમના સમસ્ત ચરિત્રમાં જ્ઞાતાઓને વિભૂતિત્વ સ્પષ્ટ દેખાઇ આવે છે. વિભૂતિત્વ વિના તેમનું ચરિત્ર આટલું પાવન, ઉજ્જવળ અને લોકકલ્યાણકારી હોઈજ શકે નહિ, વિભૂતિત્વ વિના આવી નિર્વિઘ્ન કાર્યસિદ્ધિ, આટલી તેજસ્વિતા, આટલો યશ તેમને પ્રાપ્ત થઇ શકેજ નહિ. મને જે ઇચ્છયુ તે કરી બતાવ્યું, એ સામાન્ય વાત નથી. એ બધું સાચું છે, છતાં વિભૂતિઓને પણ મનુષ્યદેહ ધારણ કરીને મનુષ્યોચિત લોકવ્યવહાર કરવોજ પડે છે. આ પ્રમાણે જો ન હોય તો સામાન્ય જીવોને તેમના ચરિત્રથી કોઇ લાભ થાત નહિ—કોઈ બોધ ગ્રહણ કરવાનો અવસરજ મળત નહિ. મહાત્માઓનાં ચરિત્રોનાં બે અંગ હોય છે—એક દૈવી અને બીજું માનવી. દૈવી અંગ જોઇને આપણે સાશ્ચર્ય કૌતુક અનુભવીએ છીએ. અને તેના વડે તેમનું વિભૂતિત્વ ઓળખીએ છીએ, અને માનવી ચરિત્ર આપણે માટે અનુકરણ કરવાના દૃષ્ટાંતરૂપ હોય છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે વિશ્વરૂપ બતાવીને પોતાના ઈશ્વરત્વની પ્રતીતિ કરાવી દીધી અને—

मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥

—આમ બતાવીને વર્ણાશ્રમાદિ ધર્મથી લોકસંગ્રહાર્થે

નિયમો પણ બાંધી દીધા. પાડા પાસે વેદ બોલાવવા, ભીંતને ચલાવવી વગેરે ચમત્કારો દ્વારા જ્ઞાનેશ્વર મહારાજે પોતાનું ઈશ્વરત્વ બતાવી આપ્યું, અને પૈઠણના બ્રાહ્મણો પાસેથી શુદ્ધિપત્ર પ્રાપ્ત કરવાના ઉદ્યોગ દ્વારા મનુષ્યોચિત વ્યવહારનું દૃષ્ટાંત પણ રજુ કર્યું. તુકોબારાયે આ લોકમાં જીવન જીવીને અંતે સદેહ વૈકુંઠગમન કર્યું અને સંસારને પોતાનું વિભૂતિત્વ બતાવી દીધું તથા જીવનપર્યંત સાધક-દશામાં રહીને સંસારને ભગવદ્‌ભક્તિનો સીધો માર્ગ પણ બતાવી દીધો. 'ભૂતદયા એજ સંતોની પૂંજી છે' એ પોતાના કથનને તેમણે પોતાના વર્તનથીજ ચરિતાર્થ કરી બતાવ્યુ છે. આ વાત તુકારામના ચિત્તશુદ્ધિના ઉપાયોનું વિવરણ વાંચતાંજ નહિ, પરંતુ તેમના સમસ્ત ચરિત્રનું અવલોકન કરતાં વાચક ધ્યાનમાં રાખે. તુકારામ પોતાનું હૃદય ખોલીને જેટલું બોલ્યા છે, તેટલું બીજું કોઈ બોલ્યુ નથી. બધાને એકજ જગાએ જવાનું હોય છે. કોઇ કૂદતો કૂદતો જાય છે તો કોઇ ધીરે ધીરે જાય છે. વાઘ એકજ છલંગમાં બાર હાથ કૂદી જાય છે. કોઇ કીડીના વેગે ચાલે છે. કોઈ પક્ષીની પેઠે આકાશમાર્ગે જાય છે, કોઇ ગણિત-શાસ્ત્રી ચારજ કડીઓ (પદ)માં હિસાબ બેસાડીને સવાલનો જવાબ કાઢે છે, કોઇને બાર કડીઓમાં હિસાબ કરવો પડે છે. પહેલાની બુદ્ધિશક્તિની પ્રશંસા કરવામાં આવે છે, પરંતુ હિસાબને સમજાવીને સમસ્ત ક્રમ બતાવવાની રીત સૌ વિદ્યાર્થીઓના સમજ્યામાં આવે છે. ચારજ કડીમાં સવાલનો જવાબ કાઢવાની રીત જાણતો થકો જે શિક્ષક વચ્ચેની કોઈ કડી ( પદ ) છોડયા સિવાય આખોય ક્રમ સમજાવે છે, તે અત્યંત લોકપ્રિય થાય છે, તેની બતાવેલી રીત સઘળાના સમજ્યામાં આવે છે, તેનાજ બતાવેલા માર્ગે સૌ ચાલે છે, અને જે કોઈ તેને પગલે ચાલે છે, તે પણ પોતાને જવાને સ્થાને પહોંચે છે. તુકારામનો એજ માર્ગ હતો અને એવા માર્ગદર્શક હોવાને કારણેજ તેઓ અત્યંત લોકપ્રિય થયા હતા!

સંસાર તાપેં તાપલોં મી દેવા !

અર્થાત્ " હે ભગવન્ ! સંસારના તાપથી હું બળી ચૂકયો" ત્યાંથી તે—

તુકા ઝાલા પાંડુરંગ !

અર્થાત્ " તુકારામ પાંડુરંગ થઇ ગયા "–સુધીમાં વચમાં જે જે પડાવ છે, તે બધાને તુકોબારાયે પોતાના અભંગોમાં સ્પષ્ટ દર્શાવ્યા છે.

પતિત મી પાપી શરણ આલોં તુજ.

અર્થાત્ " હું પતિત–પાપી તારે શરણે આવ્યો છું." અહીં પહેલો પથ્થર ખોડયો, અને—

*બીજ ભાનુની કેલી લાહી, આમ્હાં જન્મમરણ નાહીં.*

અર્થાત્ " બીજ શેકીને લાહી (શેકેલા ચણા, લાવાના લાડુ) બનાવી દીધી. હવે મને જન્મમરણ રહ્યાં નથી."–અહીં આવીને યાત્રા સમાપ્ત થઈ. છેલ્લો પથ્થર ખોડયો. આની વચ્ચે માઇલે માઇલે પથ્થરો નાખીને તેમણે ભક્તિમાર્ગના આ રસ્તામાં એવી સગવડ કરી દીધી છે કે તુકારામની અભંગવાણી હૃદયમાં ધારણ કરીને આ માર્ગનો કોઈ પણ પથિક માઇલે માઇલે નાખેલા પથ્થરો જોઇને ચાલ્યો જાય. આજસુધી અનેકોએ જુદાજુદા રસ્તા બનાવ્યા હશે, પરંતુ નાના–મોટા, જ્ઞાની–અજ્ઞાની, બ્રાહ્મણ–ચાંડાળ, સબળ–દુર્બળ, પુણ્યવાન–પાપી એ સૌને માટે બેધડક જવા જેવો સુગમ, પ્રશસ્ત અને આનંદ આપનાર રસ્તો તુકારામે બનાવ્યો છે, તેવો બીજા કોઇએ નથી બનાવ્યો. ભૂમિ તો વેદનારાયણનીજ છે, પરંતુ તુકારામે કેટલાક જૂના અને કેટલાક નવા પોતે ઘડીને તૈયાર કરેલા પથ્થરો ખોડીને આ રાજમાર્ગ—રાજમાર્ગ નહિ, સંતમાર્ગ—તૈયાર કર્યો છે. આ માર્ગે જેને જે જોઇએ તે મળે છે. માર્ગ પણ પરિચિત જણાય છે. તુકારામના સંગથી મનનો ઉત્સાહ વધે છે. માર્ગ લાંબો હોવા છતાં સુગમ જણાય છે. અહીં

પોતાના મનનો સંકલ્પ પૂરો થાય છે, જે જોઇએ તે મળે છે, અનાયાસેજ રસ્તો વટાવી જવાય છે. રસ્તામાં સુરમ્ય ઉપવનો છે, તેમાં ચાહે તેટલું રમો અને ત્રિવિધ તાપથી મુક્ત થાઓ. ઠેરઠેર અભંગ–દર્પણ રાખેલાં છે, તેમાં નિશ્ચિંત થઇને પોતાના રૂપને જુઓ અને તેમાંનો મેલ કાઢીને તેને સ્વચ્છ કરો. વપરાતો રસ્તો હોવાથી સંગાથની ખોટ નથી. રસ્તો નિર્ભય હોઇને સુરમ્ય છે. તુકારામે તન–મન ખર્ચીને, અત્યંત મહેનત કરીને આ દિવ્ય માર્ગ નિર્માણ કર્યો છે. તેમની સાથે આપણે અહીં સુધી ચાલ્યા આવ્યા છીએ; આગળ પણ તેમનાજ સંગે ચાલો, હવે આગળ વધીએ. તેમણે કેવાંકેવાં કષ્ટ સહન કર્યાં તેની કથા તેમનાજ મુખે સાંભળીએ. તેઓ પોતે અનેક કષ્ટો વટાવીને ગયા છે, પરંતુ તેમની દૃષ્ટિ આ માર્ગ ઉપર છે. આ માર્ગમાં ચોર-લૂંટારા બહુજ થોડા આવે છે. હવે, તુકારામે-મનને શી રીતે જીત્યુ, લોકલાજ કેવી રીતે છોડી, લોકોનો સંબંધ તજીને તેઓ એકાંતવાસમાં કેવી મોજ માણતા, ઘરમાં ઘૂસેલા અહંકારાદિ ચોરોને તેમણે શી રીતે હાંકી કાઢયા, ભગવાન પાસે તેમણે કેવી રીતે મદદ માગી અને મેળવી, એકાંતવાસ ને સત્સંગમાં કેટલા પ્રેમપૂર્વક તેમણે સૌ સાધનોના સાર જેવું નામ-સંકીર્તન કર્યું, એ બધો તેમના ચરિત્રનો મનોરમ ભાગ તેમનાજ મુખેથી નિશ્ચિંત થઇને સાંભળીએ અને તેમનીજ કૃપાથી આપણે પણ તેમની પાછળ પાછળ ચાલીએ. સદ્ભાગી વાચક! ચાલો, આપણે પણ એ પુનિત પંથે પ્રયાણ આદરીએ.

## ૪–મનને જીતવાના ઉપાય

તુકારામે પોતાના મનને કેટલું મનાવ્યું છે! મનોજય વિના પરમાર્થ મિથ્યા છે. સંસારનું સામ્રાજ્ય મળી શકે છે, પરંતુ મનને જીતવું બહુ કઠણ છે. તેથી સાર્વભૌમ રાજ્ય પ્રાપ્ત કરનારા ચક્રવર્તી રાજા કરતાં મનને પોતાના વશમાં રાખનારા સાધુઓની યોગ્યતાને સઘળા દેશો'

બહુ મહત્ત્વ આપવામાં આવે છે. યુરોપમાં ઇસુ અને સુકરાત ( સૉક્રેટીસ )ની જે પ્રતિષ્ઠા હતી તેટલી પ્રતિષ્ઠા કોઇ પણ રાજાની કદીએ નહોતી. આપણા આ પુણ્ય પવિત્ર ભારતવર્ષમાં પણ ' અસંખ્ય જીવો ઉત્પન્ન થયા, ઉત્પન્ન થઈને મરી ગયા, રાજા પણ થયા, ગરીબ પણ થયા, સૌ આવ્યા અને ચાલ્યા ગયા. ' પરંતુ શુક્રાચાર્ય, ભીષ્મ, હરિશ્ચંદ્ર, હનુમાન, ભરત, શંકરાચાર્ય, તુલસીદાસ, મીરાંબાઈ, રામદાસ, એકનાથ, તુકારામ, જ્ઞાનદેવ, છત્રપતિ શિવાજી, અહલ્યાબાઇ વગેરે મનોજયી મનુષ્યોનું જે માન છે તેવું બીજાઓનું નથી. આનું કારણ એજ છે કે, મન ઉપર જીન કસીને આંતરિક શત્રુઓને પછાડનારા વીરની યોગ્યતા ઘોડા ઉપર સવાર થઈને યુદ્ધમાં શત્રુઓનો સંહાર કરનારા યોદ્ધા કરતાં તો ક્યાંયે વધારે છે. પ્રહલાદે પોતાના પિતાને કહ્યું: " પિતાજી ! પહેલાં આપના ચિત્તમાં રહેલા અસુરભાવને કાઢો, કેમકે તેજ આપનો યથાર્થ શત્રુ છે. 'समं मनो धत्स्व न सन्ति विद्विषः ' મનને સમતામાં રાખો, ઉછૃંખલ અને કુમાર્ગ તરફ સહેજે દોડી જનારા મનથી વિશેષ બળવાન શત્રુ બીજો કોઇ નથી. મનની સમતા રહ્યા કરે, એજ અનંતની પૂજા છે. " (ભાગવત ૭–૮–૧૦ ) યોગવાસિષ્ઠ અને ભાગવતમાં મનોનિગ્રહનાં ઉત્તમ સાધન બતાવેલાં છે. ભાગવતના ( સ્કંધ ૧૧–૨૩) ભિક્ષુગીતને વાચક અવશ્ય વાંચે. આપણા સુખદુઃખનું કારણ બીજા લોકો નથી, દેવતા નથી, ગ્રહકર્મ-કાળ પણ નથી, પરંતુ આપણું મનજ છે. × સંસાર મનનો કલ્પેલો છે. ત્રિગુણાત્મક અનંત વૃત્તિઓ મનમાંથી ઉઠે છે. દાન–ધર્મ, યમ–નિયમ, કર્મ–જ્ઞાન, વ્રત–તપ એ

× શ્રી ગીતાજીમાં પણ કહ્યું છે કેઃ—

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।** એજ બદમાસ મન આપણને સુખદુઃખને ચાકડે ચક્કર ચક્કર ઘુમાવે છે. એટલે થાકીને કહેવુંજ પડે છે કે, પ્રભુની અથવા સંતોની દયા–કૃપા સિવાય એમાંથી છુટાવું અસંભવિત લાગે છે. —**ગુજરાતી અનુવાદક**

સર્વનો ઉદ્દેશ મનને નિયમમાં લાવવાનો છે.

परो हि योगो मनसः समाधिः ।

અર્થાત્ મનની સમાધિ-સમતા એજ પરમ યોગ છે. જેનું મન સમાહિત છે-શાંત, સ્થિર છે, તેને દાન વગેરે કરવાની કંઇ આવશ્યકતા નથી અને જેનું મન સમાહિત નથી, તેને માટે આ સાધનો બીનજરૂરી છે. ઇન્દ્ર-ચંદ્રાદિ દેવો મન વડે અંકિત થયેલા છે, પરંતુ મન કોઇને તાબે રહેતું નથી. આવા દુર્જય મન પર જે કોઇ સવાર થશે, તે બળવાનોથી પણ બળવાન છે! મન કાળમાં સમાતું નથી, મનને રોગ થતો નથી, મન દુર્બળ થતું નથી, મનને પકડવા ઇચ્છો તો તેનું કંઇ ઠામ-ઠેકાણું મળતું નથી. આવા મનને શી રીતે વશ કરાય? એકનાથ મહારાજે કહ્યું છે કે—

જેવીં હિરેનિ હિરા ચિરિજે, તેવીં મનેંચિ મન ધરિજે.

અર્થાત્ "જેમ હીરા વડે હીરો કાપી શકાય છે, તેજ પ્રમાણે મનને મન વડેજ પકડવું પડે છે." મનોજયનો આ સર્વશ્રેષ્ઠ ઉપાય છે. મનને પટાવી ફોસલાવીને હરિ-ગુરુ-ભજનમાં જોડવું, તેમાંજ રચ્યું પચ્યું રાખવું. સ્વસ્વરૂપમાં યોજી રાખવું એજ મનોજયનો એકમાત્ર ઉપાય છે.

મના સજ્જના ભક્તિ પંથેંચિ જાવેં.

અર્થાત્ 'રે સજ્જન મન! ભક્તિનેજ માર્ગે ચાલ્યા કર.' આ સમર્થ રામદાસ સ્વામીનો ઉપદેશ છે. આ મનોબોધના ૨૦૫ શ્લોકોદ્વારા તેમણે મનને મનાવી મનાવીને હરિભજનનો રસાસ્વાદ લગાડયો છે. મન ચંચળ અને દુર્નિગ્રહ છે, એમ જ્યારે અર્જુને કહ્યું ત્યારે ભગવાને—

अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ (ગીતા ૬-૩૫)

એજ મનોજયનો ઉપાય બતાવેલો છે. આ વિષે જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે—

વૈરાગ્યાચેનિ આધારેં, જરી લાવીલેં અભ્યાસચિયે મોહ રેં.
તરી કે તુલેનિ એકેં અવસરેં સ્થિરાવેલ. ૪૧૯

યયા મનાચે' એક નિકે', જે દ્દખિલે ગોડીચિયા ઠાયા સોકે,
મ્હણોનિ અનુભવ સુખચિ કવતિકે' દાવીત જાઇજે. ૪૨૦

અર્થાત્ "વૈરાગ્યની સહાયથી જો મનને અભ્યાસમાં જોડી દેવામાં આવે, તો થોડા સમય પછી તે અવશ્ય સ્થિર થશે. (૪૧૯) મનની એક વાત ઘણી સારી છે. જે ચીજનો એને ચસ્કો લાગે છે, તેમાંજ તે લાગી જાય છે. તેથી તેને આત્માનુભવનું સુખ આપતા રહેવું જોઇએ." (૪૨૦)

એક બાજુથી વૈરાગ્યની ધૂણી ધખાવીને ચિત્તથી વિષયોનો ત્યાગ કરવો અને બીજી બાજુથી હરિ-ચિંતનનો આનંદ લેવો, આ પ્રમાણે વૈરાગ્ય અને અભ્યાસ બન્ને અસ્ત્ર-શસ્ત્રોના મારથી મનનો કિલ્લો જીતવો પડે છે. ગુરુભક્ત ગુરુભક્તિનો અભ્યાસ કરે, પ્રેમી સગુણ ભક્તિનો અભ્યાસ કરે અને જ્ઞાની સ્વરૂપાનુસંધાનનો અભ્યાસ કરે. એ બધાનું તાત્પર્ય અને ફળ એકજ છે. ગુરુ, સગુણ અને નિર્ગુણ ત્રણે તત્વતઃ એકજ છે. રુચિ અનુસાર કોઇ પણ અભ્યાસ દૃઢ થવો જોઇએ. આ મનમાં એક મહાભારે ગુણ એ છે કે, તે જ્યા લાગી જાય છે ત્યાં લાગીજ જાય છે, પછી ત્યાંથી ખસતુંજ નથી. તેને જો આ પ્રપંચજ વહાલો હોય તો તેને બરાબર સમજાવતા રહેવું જોઇએ કે, આ વિશ્વની રચના બળેલા કપડા સરખી છે અને એવો વૈરાગ્ય દૃઢ કરવો જોઇએ કે મન વિષયોથી કંટાળી જાય અને બીજી તરફથી તેને પરમાર્થનો રસ લગાડતાંલગાડતાં હરિભજનમાં સમાધિ આપવી. મનથીજ મનને મારવું જોઇએ. હરિભજનમાં યોજીને ઉન્મત્ત કરવું, હરિસ્વરૂપમાં મેળવીને મનને મનના જેવું રહેવાજ ન દેવું, એજ મનોજય છે! એકનાથ મહારાજ કહે છે કે—

યા મનાચી એક ઉત્તમ ગતી, જરી સ્વયે' લાગલે' પરમાર્થી';
તરી દાસી કરી ચારી મુક્તી, હે બાંધોની હાતી' પરબ્રહ્મ.

અર્થાત્ "મનની આ એક ઉત્તમ ગતિ છે. જો એ ક્યાંક પરમાર્થમાં લાગી ગયું તો ચારે મુક્તિઓને દાસી

બનાવીને છોડે છે અને પરબ્રહ્મને બાંધીને હાથમાં લાવી મૂકે છે." આમ પરબ્રહ્મ હાથમાં આવી જાય છે. આટલો મોટો લાભ મનને વશ કરવાથી થાય છે.

ગતિ અધોગતિ મનાચી હે યુક્તિ,
મન લાવી એકાંતીં સાધુસંગેં.

અર્થાત્ "મનની મહાન અધોગતિ છે, પરંતુ આ યુક્તિ વડે તે મનને સત્સંગથી એકાંતમાં યોજો."

## ૫–મન ઉપર વિજય

મનોજયનું આ રહસ્ય અને આ મહત્ત્વ ધ્યાનમાં રાખીને હવે જોઇએ કે, તુકારામે મનને કેવી રીતે જીત્યું.

મન કરા રે પ્રસન્ન, સર્વ સિદ્ધીંચેં સાધન,
મોક્ષ અથવા બંધન, સુખસમાધાન ઇચ્છા તેં.

અર્થાત્ "અરે! મનને પ્રસન્ન કરો કે જે સર્વ સિદ્ધિઓનું સાધન અને મોક્ષ અથવા બંધનનું કારણ છે. (તેને પ્રસન્ન કરીને) તે સુખસમાધાનની ઈચ્છા કરો."

ઉત્તમ ગતિ અથવા અધોગતિ આપનારૂં મનજ છે. મનજ બધાની માતા છે. સાધક, વાચક, પંડિત, શ્રોતા, વક્તા દરેકને તુકારામ હાથ ઉંચા કરીને કહી રહ્યા છે કે "મન સિવાય બીજો કોઇ દેવતા નથી, પહેલાં એને પ્રસન્ન કરી લ્યો." મનને પ્રસન્ન કરવું, તેને વિષયના પ્રવાહમાંથી ખેંચીને હરિભજનના લંગરમાં બાંધવાનું છે. મનની ભારે રખવાળી કરવી પડે છે, તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાંથી તેને બહુજ સાવધાનીથી ખેંચી લેવું પડે છે!

તુકા મ્હણે મના પાહિજે અંકુશ,
નિત્ય નવા દીસ જાગૃતીચા.

અર્થાત્ "તુકારામ કહે છે કે, મન પર અંકુશ જોઇએ, કે જેથી જાગૃતિનો નિત્ય નવીન દિવસ ઉદય પામે."

હમેશાં જાગ્રત રહીને આ મનને સંભાળવું પડે છે.

મહોન્મત્ત હાથી જેમ અંકુશ વિના કાબુમાં રહેતો નથી, તેજ પ્રમાણે આ ચંચળ મન અખંડ સાવધાન રહ્યા સિવાય ઠેકાણે રહેતું નથી. તુકારામે મનને કોઈ વાર દેવ કહ્યું, કોઇ વાર ચંચળ કહ્યું, કોઇ વાર દુર્જન કહ્યું; પરંતુ દર વખતે ભગવાનને યાદ કરીને તેને સંભાળવાનો ભાર તેમના ઉપરજ નાખ્યો. મનુષ્ય પોતાની બુદ્ધિથી આ ચંચળ મનને ક્યાંસુધી રોકી શકે ? કેટલો સાવધાન રહી શકે ? એક ક્ષણમાં પચાસ જગાએ ચક્કર લગાવી આવનારા આ મનને ભગવાન દયા કરે તોજ રોકી શકાય તેમ છે.

આવરિતાં મન નાવરે દુર્જન,
ઘાત કરી મન માઝેં મજ.
અંતરીં સંસાર ભક્તિ બાહ્યાત્કાર,
મ્હણોનિ અંતર તુઝ્યા પાયીં.

અર્થાત્ "મનને રોકવા ઇચ્છીએ તો પણ એ દુર્જન મન રોકાતું નથી. મારૂં મન મનેજ નુકસાન કરે છે. એના અંતરમાં સંસાર ભરેલો છે, ભક્તિ તો માત્ર બહારજ છે. તેથી આ અંતઃકરણને–મનને આપનાં ચરણોમાં રાખું છું."

આ મન સંસારનીજ બાબતો વિચારતું રહે છે. હે ભગવન્ ! મારી અને તારી વચ્ચે આ એકજ મોટી અડચણ છે. હું તો ભજન–પૂજન કરું છું; પરંતુ અંતર (મન) સંસારનુજ ધ્યાન ધર્યા કરે છે, તે ધ્યાન છૂટતું નથી; આ તો મને ભક્તિનો ઢોંગજ લાગે છે. હે નારાયણ ! આવો, દોડી આવો, તમેજ આ અંતરમાં આવીને વાસ કરો.

કામ ક્રોધ આડ પડલે પર્વત, રાહિલા અનંત પૈલીકડે. ૧
ઉલ્લંઘવે મજ ન સાંપડે વાટ, દુસ્તર હા ઘાટ વૈરિયાંચા. ૨

અર્થાત્ "કામ–ક્રોધના પર્વત આડા પડેલા છે અને ભગવાન પેલી મેર દૂર દૂરજ રહી ગયા ! હું આ પહાડો ઓળંગી શકતો નથી, અને કોઇ રસ્તો મળતો નથી. વૈરીઓનો આ ઘાટ તો અત્યંત દુસ્તર છે,"

"આ મનને કારણે, હે ભગવન્ ! હું ઘણોજ દુઃખી છું. શું મનના આ વિકારોને તમે પણ રોકી શકતા નથી ?"

આવરિતાં તુઝે તુજ નાવરતી,
થોર વાટે ચિત્તીં આશ્ચર્ય હેં. ૨
તુકા મ્હણે માઝયા કપાળાચા ગુણ,
તુલા હાંસે કોણ સમર્થાસી. ૪

અર્થાત્ "(આ વિકારો) તારા રોકયા પણ રોકાતા નથી, એ તો ચિત્તને ભારે આશ્ચર્ય લાગે છે. તુકારામ કહે છે કે, એ તો મારા ભાગ્યની કર્મરેખા–કમનસીબી છે, તને કોઇ શું કરવા હસે ?"

મનની અનંત ઊર્મિઓ જોઇને કોઇ કોઇ વાર તુકારામ અત્યંત નિરાશ થઇ જતા હતા ! "તુકા મ્હણે માઝા ન ચલે સાયાસ" (હવે મારું કશું ચાલતું નથી) એમ ભગવાનને દિલ ખોલીને કહી દેતા હતા.

આતાં કૈચા મજ સખા નારાયણ, ગેલા અંતરોન પાંડરંગ.

અર્થાત્ "હવે નારાયણ મારા મિત્ર કયાં રહ્યા ? તે તો મને ત્યજીને ચાલ્યા ગયા !"

"ભગવન્ ! હું તો દુઃખી થયો છું, પરંતુ આપ દુઃખી ના થશો."

"મારૂં મન એટલું બધું ચંચળ છે કે એક ઘડી, એક પળવાર પણ સ્થિર રહેતું નથી. હવે હે નારાયણ ! તમેજ મારી ખબર લો, મુજ દીનની પાસે દોડી આવો."

આ મનને જેટલું બાંધી રાખવા જઇએ છીએ તેટલુંજ તે વિશેષ સ્વચ્છંદ બની જાય છે—

"એને ઘણુંયે રોકો, બાંધી રાખો, તો પણ તે ખીજાઇ ઉઠે છે, પછી ગમે ત્યાં ભાગે છે, એને ભજન પ્રિય નથી, શ્રવણ પ્રિય નથી, વિષય જોઇને તેના તરફ દોડે છે."

ઉંઘતાં–જાગતાં એને કયારે ને કયાં કયાંથી રોકી શકાય ?

" મજ રાખે આતાં, તુકા મ્હણે પંઢરિનાથા. ૭

" હે પંઢરીનાથ ! હવે તમેજ મારી રક્ષા કરો. "

હમેશાં આ મનનો વિચાર કરૂં છું તો જોઉં છું કે " એ તો બહુજ વિષયલોલુપ છે " મારા બળ વડે તેને રોકી રાખવા ઇચ્છું છું, પરંતુ " આ મુંઝવણ ટાળવાનો કોઈ ઉપાય નહિ જોવાથી " નિરાશ થાઉં છું. " અનંત ઉઠતી ચિત્તાચે તરંગ " (ચિત્તમાં અનંત તરંગો ઉઠે છે) ઓ ભગવન્ ! એ શું આપ નથી જાણતા ?

કોણ તુમ્હાંવીણ મનાચા ચાલક,
દુજે સાંગા એક નારાયણા.

અર્થાત્ " આપના વિના આ મનનો બીજો કોણ ચાલક છે, હે નારાયણ ! એ તો બતાવો. "

આપ સિવાય બીજો કોઇ મનનો સંચાલક હોય તો કૃપા કરીને તેનું ઠામ-ઠેકાણું બતાવી દો, એટલે આપને શું કરવા દુઃખ દઉં ? પછી તો તેનેજ જઇને પકડું.

" મનનો નિરોધ કરૂં છું, પરંતુ વિકાર નાશ પામતા નથી. આ વિષયદ્વાર ઘણુંજ દુસ્તર છે. જો આપ અંતરમાં ભરેલા રહેત, તો હું નિર્વિષય થઇને તદાકાર થઈ જાત."

"મનનો નિરોધ કરવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો; પરંતુ મનના દુષ્ટ વિકારો નાશ પામતા નથી. વિષયોના દ્વારરૂપ આ ઇંદ્રિયો અત્યંત વિચિત્ર છે, એ હમેશાંજ બહારથી વિષયોને અંદર લઇ આવ્યા કરે છે. મન અને ઇંદ્રિયોની મિત્રતા ઘણી જૂની હોવાથી આ ઇંદ્રિયો જેવી વિષયોને લઇ આવે છે કે તરતજ મન શ્રવણ-મનનાદિ સાધનોના એકઠા કરેલા વિચારોને અધીં ક્ષણમાં ભૂલી જાય છે અને વિષયાકારજ બની જાય છે. તેથી હે નારાયણ ! આપજ અંતઃકરણમાં વ્યાપી રહો, તોજ છૂટવા વારો છે. અંતરમાં આપને આસન જમાવેલા જોઇને આ વિષયો બહારના

બહારજ રહેશે. હે ભગવન્ ! હે કરુણાકર નારાયણ ! હવે જલદી જલદી આવો, મારા અંતરમાં પધારીને આપજ એમાં નિત્ય વિરાજમાન રહો. આપ કહેશો કે "તું આ ઇંદ્રિયોને સંભાળ, હું મનને જોઇ લઈશ." જુઓ, ભગવન્ ! એમ ના કહો."

"મારાથી એકનું પણ દમન થતું નથી, તો બધાનુ નિયમન શી રીતે કરૂં ?"

ઇંદ્રિયોનું દમન કરવાનું બનતું નથી, એટલે મન વશમાં આવતું નથી ! સર્વત્ર અંધકાર, અંધકાર ને અંધકારજ દેખાય છે !

તુકા મ્હણે ઝાલી અંધળ્યાચી પરી,
આતાં મજ હરી વાટે દાવી.

"તુકારામ કહે છે કે, મારી દશા આંધળા જેવી થઈ છે. હે હરે ! હવે મને (હાથ પકડીને) રસ્તો બતાવો."

* * * *

વચમાં વચમાં કોઇ વાર તેઓ મનને મીઠા શબ્દો વડે મનાવતા પણ હતા. તેઓ કહેતા કે "રે મન ! તું હવે પંઢરીનો પ્રેમ કર, પછી તું જે કહેશે તે હું માનીશ"

મના એક કરીં, મ્હણે મી જાઈન પંઢરી;
ઉભા વિટેવરી, તો પાહેન સાંવળા. ૧

અર્થાત્ "રે મન ! એક કામ કર—એમ કહી દે કે, હું પંઢરી–પંઢરપુર જઇશ અને ત્યાં ઈંટ પર ઉભેલા શ્યામનું દર્શન કરીશ."

"રે મન ! એમ કહે કે હું 'રામ–કૃષ્ણ–હરિ' કહીશ, ઉલ્લાસપૂર્વક હરિકથા સાંભળીશ, સંતોના ચરણ ગ્રહીશ. તું એટલું જરૂર કર કે—

"હું રંગશિલા ઉપર (હરિપ્રેમથી) નાચું, ત્યારે તું પણ અંદરનો મેલ છોડીને તૈયાર રહે અને તાલ વખતે

તાળી બજાવતું ચાલ.”

“રે મન! આ ઇંદ્રિયોની પાછળ ભટકતાં ભટકતાં હવે તું થાકી ગયું હશે. હું તને અખંડ વિશ્રાંતિનું સ્થાન બતાવું છું. ચાલ, આપણે (હું ને તું) ત્યાં જઇને અખંડ સુખ ભોગવીએ.”

“રે મન! હવે ભગવાનનાં ચરણોમાં લીન થઇ જા, ઇંદ્રિયોની પાછળ ના દોડ. ત્યાં સઘળું સુખ એકસાથે છે અને તે કોઈ વાર કલ્પાન્તે પણ નાશ પામનાર નથી. જવું-આવવું, દોડવું-ભટકવું, ચક્કરમાં પડવું—એ બધું ત્યાં છૂટી જાય છે, ત્યાં પર્વતો ઉપર ચઢવાનો ખાસ પરિશ્રમ કરવો પડતો નથી. હવે મારે તને એટલુંજ કહેવાનું છે કે, તું કનક અને કાન્તાને ઝેર સરખું માન. તુકારામ કહે છે કે, ઉપકાર કરવો તારા હાથમાં છે, તું ઇચ્છે તો આપણે ભવસિંધુની પાર ઉતરી શકીએ.”

* * * *

મનને આ પ્રમાણે સમજાવીને તુકારામ પાછા તેની ફરિયાદ ભગવાન પાસે લઇ જતા, ભગવાન ઉપરજ બધો ભાર મૂકી દેતા, શરણાગત થઈ જતા, પ્રેમવશ ભગવાન ઉપર ક્રોધ પણ કરતા અને કહેતા કે—

તુમ્હી દેવા માઝા કરા અંગીકાર.

અર્થાત્ “ભગવન્! આપ મારો સ્વીકાર કરો.’ હવે હું એવું નહિ કહું. જે થવાનું હતું તે થઈ ચૂક્યું; આપની અને મારી આબરૂ પણ જતી રહી—

આતાં દોહીં પક્ષીં લાગલેં લાંછન,
દેવભક્ત પણ લાજવીલેં.

અર્થાત્ “હવે તો બન્નેને લાંછન લાગીજ ગયું. આપનું દેવપણું અને મારૂં ભક્તપણું બન્નેય લાંછિત થયાં.”

આપને માટે બધું બરાબરજ છે, કેમકે આપ વિશ્વનાથ છો, મોટા છો. લોકો એમ કેમ કરીને કહે કે, તમારી

આખરૂ જતી રહી! પરંતુ મારી જે હાલત થઇ-આખરે કેવી દશા થઈ, તે બતાવું? સાંભળો—

"એકાન્તમાં આ એકાકી મન એક પળ વાર પણ એક સ્થાનમાં સ્થિર રહેતું નથી. પગમાં મોટાઇની બેડીઓ પડી ગઇ, ગળામાં સ્નેહની સાંકળ પડી. દેહને તો એવીજ આદત પડી ગઇ છે, કે જે સુખ જોયું તે તેને જોઇએ. અને મોં એવું થઇ ગયું છે કે ખરાબ અથવા સારૂં અન્ન તેનાથી ખવાતું નથી. તુકારામ કહે છે કે, હું અવગુણોની ખાણ બનેલો છું, નિદ્રા અને આળસનું તો પૂછવુંજ શું!"

હું આખરે શા કામમાં આવ્યો? લોકો મને સાધુ માનવા લાગ્યા, મહાત્મા કહેવા લાગ્યા; આ મને મોટાઇ તો શું મળી, પરંતુ મારા પગમાં બેડીઓજ પડી. કારણ મારી હાલત એવી છે કે સ્ત્રી, પુત્ર અને ઘરબારના મમત્વ-સ્નેહની ફાંસી મારા ગળામાં લાગેલી છે. મનની આવી સ્થિતિ થઇ છે અને શરીરની દશા તો એવી છે, કે જે સુખ સામે આવે છે તેજ તે માગી બેસે છે. જીભ એવી સ્વાદીલી બની ગઇ છે કે તેને ખોટું અન્ન ખાવું ગમતું નથી. તેને ઉત્તમ મિષ્ટાન્ન તેમજ ષડ્રસવાળાં ભોજનો જોઇએ છે. નિદ્રા અને આળસ દિવસે દિવસે વૃદ્ધિ પામ્યાજ કરે છે. આ પ્રમાણે હું સર્વ દોષોનું ઘર બની બેઠો છું. થોડી વાર એકાંતમાં બેસીને સ્થિર થઇને તારૂં ધ્યાન કરવા ઇચ્છું છું તો આ મન એક પળ પણ સ્થિર રહેતું નથી! ભગવન્! બતાવો, મારૂં ભક્તપણું હવે ક્યાં રહ્યું અને આપનું ભગવાનપણું પણ ક્યાં રહ્યું?-બન્ને ઉપર શાહી લાગી ગઈ!"

ન સંડવે અન્ન, મજ ન સેવવે વન. ૧
મ્હણઉની નારાયણા, કીંવ ભાકિતોં કરુણા. ૨

અર્થાત્ "અન્ન છોડી શકાતું નથી, મારાથી વન સેવાતું નથી; તેથી હે નારાયણ! એજ કહું છું કે, કરુણા કરો."

મારામાં રહેલા સઘળા દોષોને હું જાણું છું, પરંતુ

શું કરૂં ? મનના ઉપર અધિકાર ચાલતો નથી, ઇન્દ્રિયોનો સંયમ બનતો નથી, વાણીથી બોલું છું તો પૂબજ, પણ કહેણી તેવી કરણી થતી નથી. આવી વિષમ અવસ્થામાં જ્યારે મન અને ઇંદ્રિયો એક તરફ થઇ ગઇ છે અને બીજી તરફ હું છું. મારી ને એમની આવી ખેંચતાણ છે, તો આપજ મધ્યસ્થ થઇને આ કલહને મટાડો; એના સિવાય બીજો કોઈ ઉપાય નથી."

માઝેં મજ કળોં યેતી અવગુણ, કાય કરૂં મન અનાવર. ૧
આતાં આડ ઉભા રાહેં નારાયણા, દયાસિંધુપણા સાચ કરી.ધ્રુ૦
વાચા વદે પરી કરણેં કઠીણ, ઇંદ્રિયા આધીન ઝાલેં દેવા. ૨
તુકા મ્હણે જૈસા તૈસા તુઝા દાસ, ન ધરી ઉદાસ માયા બાપા. ૩

અર્થાત્ "મારા દુર્ગુણ મને જણાય છે, પરંતુ શું કરૂં ? મનના ઉપર અધિકાર ચાલતો નથી. હવે હે નારાયણ ! આપજ વચ્ચે આવો, અને આપનું દયાસિંધુપણું સાચું કરી બતાવો. વાણી તો કહે છે, પરંતુ કરવું કઠણ છે. હું ઇન્દ્રિયોને એટલો અધીન થઈ ગયો છું. તુકારામ કહે છે કે, હું ગમે તેવો છું તો પણ તમારો દાસ છું ! મારાં મા-બાપ ! મને ઉદાસ ન કરો."×

"હું જેવો છું તેવોજ તમે મને અપનાવી લ્યો અને આપ દયાસિંધુ છો એ સત્ય કરી બતાવો. 'મનને રોકો, મનને રોકો' કહીને ભગવાનને કેટલીક વિનતિઓ કરી પરંતુ મન રોકાતું નથી, સ્વાધીન થતું નથી અને દયા-

× ઓ અશરણશરણ દીનબંધો ! તુકારામ તો સંત હતા. આ લખનારની દશા તો એથીયે મહાભુંડી છે. શું કહેવું ? શું કથવું ? તારાથી શું અજાણ્યું છે ? ઓ સર્વજ્ઞ અને સર્વશક્ત ! પરંતુ એમાંથીયે ઉગારવા માટે શું તારી કૃપામાં તાકાત નથી ? તેં કૃપા કરી સદ્‌ગ્રંથ અને સંતસમાગમ પણ ઠીક ઠીક આપ્યાં છે, છતાંયે આ પામર જીવના અંતરમાં હજી અંધારૂં ને અંધારૂંજ કેમ છે ? એને હજી ગોથાં શું કરવા ખવડાવ્યા કરો છો ? ઓ મહાનલ ! તમારી એકજ ચિનગારી શું મારી બધીયે નાલાયકીઓને ભસ્મીભૂત કરવા શક્તિમાન નથી ? કૃપા કરો ! ઓ દયાઘન !—ગુ. અનુવાદક

સિંધુ છાનામાના બેઠા છે, કંઇ બોલતા પણ નથી! આ ભાવનાથી વ્યાકુળ થઇને તુકારામ કહે છે કે—

કાય કરૂં આતાં યા મના, ન સંડી વિષયાચી વાસના.
પ્રાર્થિતાંહી રાહેના, આહરેં પતતા નેઊં ઘાલી. ૧
આતાં ધાંવે ધાંવે ગા શ્રીહરી, વાયાં ગેલોં નાહીં તરી.
ન દિસે કોણી આવરી, આણિક દુજા તયાસી. ધ્રુ૦
ન રાહે એકે ઠાયીં- એક ઘડી, ચિત્ત તડતડાં તોડી;
ભરલે વિષય ભોવડી, ઘાલું પાહે ઉડી ભવડોહીં. ૨
આશા તૃષ્ણા કલ્પના પાપિણી, ઘાત માંડલા માઝાયાંણી.
તુકા મ્હણે ચક્રપાણી, કાય આજૂની પાહસી. ૩

અર્થાત્ "હવે આ મનને શું કરૂં? આ વિષયવાસના છોડતી નથી, મનાવવા છતાં નથી માનતી, બરાબર પતનને માર્ગે લઈ જાય છે. હે શ્રીહરિ! હવે દોડો, દોડો; નહિ તો હવે હું ગયો! ગયો!! ગયો!!! ઓ બાપ! અરે કોઈ દેખાતું નથી કે જે આ મનને રોકી રાખે. એક ઘડી પણ એક સ્થાનમાં રહેતું નથી. બંધનને તડાતડ તોડી નાખીને ભાગે છે. વિષયોના ભમરાવાળા ભવ-સાગરમાં કૂદી પડવા ઇચ્છે છે. આશા-તૃષ્ણા-કલ્પના-પાપિણી મારો નાશ કરવા તત્પર થઇ છે અને તુકારામ કહે છે કે, હે ચક્રપાણિ! તમે હજુ જોઇજ રહ્યા છો!"

પથ્થર પણ પીગળી જાય એવા કરુણ સ્વરે તુકારામે મનને કબજામાં લેવા માટે નારાયણને આટઆટલી વિનંતિ કરી છતાં પણ નારાયણ તો ચૂપજ! તુકારામ આટલા વ્યાકુળ, ગભરાયેલા અને પ્રયત્ન કરનારા હોવા છતાં પણ ભગવાન મૌન ધારણ કરીને બેઠા છે! શા માટે? શું ભગવાન એમ ઇચ્છતા હતા કે, તુકારામ આજ પ્રમાણે વ્યાકુળ થઈને પ્રયત્ન કરતા રહે? શું આવાજ વ્યાકુળ પ્રયત્નોમાં મનોજયનું બીજ છે? કદાચ ભગવાન બાહ્ય રીતે એટલાજ માટે તટસ્થ હશે. ભગવાન જોતા હતા કે, તુકારામની લગની એટલી જબરદસ્ત છે કે તેમના પર પોતે કૃપા કરવીજ પડશે? એજ નિશ્ચય કરીને ભગ-

વાન તુકારામના મનોજયના ઉદ્યોગને કૌતુકપૂર્વક જોઇ રહ્યા હતા !

તુકા મ્હણે નાહીં ચાલત તાંતડી,
પ્રાપ્ત કાળ ઘડી આલ્યાવીણ.

અર્થાત્ "તુકારામ કહે છે કે, જ્યાં સુધી તેનો સમય નહિ આવે ત્યાં સુધી અધીરાઇથી કશું વળવાનું નથી."

અત્યંત કોમળ હૃદયવાળા ભક્તવત્સલ ભગવાન પાંડુરંગ એટલાજ માટે મૌન ધારણ કરી તુકારામ તરફ પ્રેમથી જોઈ રહ્યા હતા, વચમાં વચમાં પ્રસાદની ઝલક દેખાડતા હતા. પરંતુ જ્યાંસુધી ઇષ્ટકાળ આવ્યો નથી, ત્યાંસુધી તુકારામને ચિત્તશુદ્ધિના ઉપાયમાં આમજ યોજાયલા રહેવા દો, એવાજ વિચારથી ભગવાન તટસ્થ બની રહ્યા હતા. ચિત્તશુદ્ધિ સંપૂર્ણ થતાંજ—આસ્થાની ભૂમિ તપીને તૈયાર થતાંજ તે કરુણાઘન શ્યામ વરસ્યા, પરંતુ તે મધુર મંગલમય પ્રસંગ તરફ જતા પહેલાં હમણાં આપણે જોઇ લઇએ અને સમજી લઇએ કે, તુકારામ પોતાના ચિત્તના સર્વ વિકારોને દૂર કરી ચિત્તને સંપૂર્ણ શુદ્ધ કરવા માટે કેવા કેવા ઉપાય કરતા હતા.

## ૬—ધન, સ્ત્રી અને માન

પરમાર્થપથમાં ધન, સ્ત્રી અને માન, એ ત્રણ મોટી ખાઇઓ છે. પહેલાં તો આ માર્ગે ચાલનારા મુસાફરોજ થોડા હોય છે. વળી જે હોય છે તેમાંથી કોઇ કોઇ તો પહેલી પૈસાની ખાઇમાંજ ગૂમ થઇ જાય છે. એથી જે બચે છે, તેઓ આગળ વધે છે. તેઓમાંથી બચેલાને બીજી ખાઈ (સ્ત્રીની) ખાઇ જાય છે. એનાથી બચીને જે આગળ વધે, તેઓ ત્રીજી ( માનની ) ખાઈમાં ખપી જાય છે ! એ ત્રણે ખાઈઓને જે પાર કરી જાય છે તેઓજ ભગવત્કૃપાના પાત્ર થાય છે, પરંતુ એવા પુરુષ વિરલાજ હોય છે.

વિરલા ઐસા કોણી, તુકા ત્યાચે લોટાંગણીં.

અર્થાત્ "એવો વિરલો જે કોઇ હોય, તેનાં ચરણો-માં તુકારામ આળોટે છે."

તુકારામનો મનઃસંયમ ઘણોજ પ્રચંડ હતો, તેથી તેઓ પહેલી બે ખાઇઓને તો અનાયાસેજ પાર કરી ગયા, પરંતુ ત્રીજી ખાઇ પાર કરવામાં તેમને પણ કંઇક મુશ્કેલી આવી, એમ જણાય છે. તુકારામ રણધીર મહાવૈષ્ણવ વીર હતા. તેમની વીરતા એવી હતી કે એમાં ક્યાંય પણ પોચાપણું નહોતું. પહેલેથીજ તેઓ કસોટી પર કસાયલા હતા, તેથી તેઓ ત્રણે ખાઇઓને પાર કરી ગયા. પહેલાં ધનની ખાઇ આવે છે. પરંતુ તુકારામે તો વૈરાગ્યની પ્રથમ અવસ્થામાજ ધનને પથ્થર સરખુંજ નહિ પરંતુ ગોમાંસ સમાન માનવાનો નિશ્ચય કર્યો. પોતાની બધી વહીઓને ઇન્દ્રાયણીના ધરામાં ડુબાવીને લેણદેણના ઝગડાથી મુક્ત થયા. છત્રપતિ શ્રી શિવાજી મહારાજે તેમની પાસે હીરા-મોતી મોકલ્યાં હતાં, તુકારામે તે જોયાં પણ નહિ અને પાછાં મોકલાવી દીધા. વૈરાગ્યપ્રાપ્તિ પછી છેલ્લે સુધી તેમણે ધનનો સ્પર્શ સુદ્ધાં કર્યો નથી. આ પરથી જણાય છે કે, તેમને ધનનો મોહ કદી થયોજ નથી બીજો મોહ સ્ત્રીનો હોય છે આ વિષયમાં પણ તેમનુ ચરિત્ર શરૂઆતથીજ અત્યંત ઉજ્જવળ હતું. પોતાની સ્ત્રીનું પણ જ્યાં સ્મરણ ન હોય ત્યાં પરસ્ત્રીની તો વાતજ શી? તેમની દિનચર્યા પણ એવીજ હતી કે રાત્રિકાળે શ્રી વિઠ્ઠલમંદિરમાં કીર્તન સમાપ્ત થતાં તેઓ બે ચાર કલાક સૂઇ જતા તો તે કાં તો મંદિરમાં અથવા પોતાના ઘરમાં સૂઇ રહેતા હતા. પાછા ઉષઃકાળે ઉઠીને સ્નાન કરી આવી શ્રીવિઠ્ઠલપૂજા કરીને સૂર્યોદયસમયે ઇન્દ્રાયણીને પાર જતા, તે રાત્રે પાછા ગામમાં આવતા અને આવતાંવેતજ કીર્તન કરવા લાગતા! આખો દિવસ ભંડારા પર્વત પર ગ્રંથાધ્યયન અને નામ-સ્મરણમા રોકાયલા રહેતા હતા. આ દિનચર્યામાં દિવસે પણ સ્ત્રીને મળવાનો અવસર મળતો નહિ. આથી જીજા-બાઇને ખૂબ દુઃખ થતું અને તે ઘાટ ઉપર અથવા આડો-

શી-પાડોશીની અન્ય સ્ત્રીઓ આગળ ઘણે ભાગે પોતાનાં દુઃખ રડતી જણાતી હતી! જે પુરુષમાં આવો પ્રખર વૈરાગ્ય હોય, તેને વળી સ્ત્રીનો મોહ કેવો! પરપુરુષ ઉપર મોહ પામનારી સ્ત્રીઓ તો તેમને રીંછણ જેવી જણાતી હતી.

તુકા મ્હણે તૈસા દિસતીલ નારી,
રિસાચિય પરિ આમ્હ પુઢં.

અર્થાત્ "તુકારામ કહે છે કે, એવી નારીઓ મારી આગળ આવે છે, તો રીંછણ જેવી લાગે છે." રીંછણ ગલીપચી કરીને પ્રાણ હરી લે છે. તેજ પ્રમાણે પરમાર્થી મનુષ્યે જાણવું જોઇએ કે, સ્ત્રીઓનો સંગ નાશ કરનારો છે, અને તેનાથી દૂર રહેવું. આજ તુકારામના મનનો નિશ્ચય હતો. સ્ત્રૈણ પુરુષોની, બે ચાર અભંગોમાં એમણે ખૂબ ખબર લઈ નાખી છે. સાધક કેવો હોવો જોઇએ એ બતાવતાં તેઓ કહે છે કે—

એકાંતીં લોકાંતીં સ્ત્રિયાંસી ભાષણ,
પ્રાણગેલા જાણ કરૂં નયે.

અર્થાત્ "એકાંતમાં અથવા લોકાન્તમાં (લોકોનાં ટોળાંમાં) પ્રાણાંતે પણ સ્ત્રીઓ સાથે વાતચીત ન કરવી."

સાધકમાં એટલી દૃઢતા હોવી જોઇએ, ત્યારે તો તેનો વૈરાગ્ય ટકી શકે છે. આ દૃઢતા ન હોવાથી નવા-જૂના સેંકડો ગુરુ, બાવાજી, મહારાજો અને પરંપરાભિમાનીઓ દયાદાક્ષિણ્ય અને વનિતોદ્ધારની વાતો કરતાકરતા ક્યાંના ક્યાં જઈ પડે છે, તે તો આપણે હમેશાં જોયાજ કરીએ છીએ! તુકારામ અથવા સમર્થ રામદાસ જેવા વૈરાગ્ય-શિરોમણિ સત્પુરુષોનુંજ એ તો કામ છે કે તેઓ સ્ત્રીજાતિની ઉન્નતિના ઉપાયો કરે, અધકચરાઓનું એ કામ નથી. જેમણે પોતાનો ઉદ્ધાર કર્યો નથી અથવા તો કરી જાણ્યો નથી, તેઓ બીજાઓનો શો ઉદ્ધાર કરશે? ઉદ્ધાર અને ઉન્નતિના નામે માત્ર પોતાનીજ અધોગતિ કરશે. તેથી આ બાબતોમાં સાધકોએ સાધક અવસ્થામાં અત્યંત સાવધાન

રહેવું જોઇએ. એમાંજ તેમનું કલ્યાણ છે. અસ્તુ. તુકારામ વૈરાગ્યના મેરુમણિ હતા. એક સમયની વાત છે કે, તેઓ ભંડારા પર્વત ઉપર હરિચિંતનમાં નિમગ્ન હતા, તે વખતે એક સ્ત્રી પોતાના મનથી કે બીજા કોઇની પ્રેરણાથી, તુકારામની પરીક્ષા કરવા તેમની પાસે એકાંતમાં આવી. તે અવસરે તુકારામના મુખમાંથી બે અભંગ નીકળ્યા છે. એકમાં તે સ્ત્રીનો ભાવ જાણી જતાં ભગવાનને નિવેદન કર્યું છે અને બીજામાં તે સ્ત્રીને તેમણે પોતાનો નિશ્ચય બતાવ્યો છે. એ બન્ને અભંગ પ્રસિદ્ધ છે—

સ્રિયાંચા તો સંગ, નકો નારાયણા,
કાષ્ઠ યા પાષાણા મૂત્તિકેચ્યા.
નાઠવે હા દેવ, ન ઘડે ભજન,
લાંચાવલેં મન, આવરેના. ધ્રુ૦
દૃષ્ટિ મુખેં મરણ, ઇંદ્રિયાંચ્યા દ્વારેં,
લાવણ્ય તેં ખરે, દુઃખ મૂળ. ૨
તુકા મ્હણે જરિ, અગ્નિ જાલા સાધુ,
તરી પાથેં બાધું સંઘટણે. ૩

અર્થાત્ "હે નારાયણ! સ્ત્રીઓનો સંગ ન થાઓ; કાષ્ઠ, પથ્થર અથવા માટીની પણ સ્ત્રીમૂર્તિ સામે ન આવો. તેની માયા એવી છે કે ભગવાનનું સ્મરણ થતું નથી, ભગવાનનું ભજન થતું નથી, તેમના તરફ વળેલું મન કાબુમાં નથી આવતું, તેમનાં નેત્રોના કટાક્ષ અને મુખના હાવભાવ ઇંદ્રિયોને રસ્તે મરણના કારણરૂપ થાય છે. તેમનું લાવણ્ય કેવળ દુઃખનું મૂળ છે. તુકારામ કહે છે કે, જો અગ્નિ કદાચ સાધુ થઇ જાય તો પણ તેનો સંસર્ગ (બાળવાને કારણે) નુકસાનકારકજ નીવડે છે. તેથી એમનાથી બચાવો, એમનો સંગ ન થાઓ."

તુકારામ પછી તે સ્ત્રીને સંબોધીને કહે છે કે—

પરાવિયા નારી, રખુમાઈ સમાન,
હેં ગેલેં નેમૂન, ઠાયીંચેંચિ. ૧
જાઇંવો તૂં માતે! ન કરી સાયાસ,

આમ્હીં વિષ્ણુદાસ તૈસે નવ્હો.
ન સાહાવે મજ, તુઝેં હેં પતન,
નકો હેં વચન, દુષ્ટ વદાં. ૨
તુકા મ્હણે તુજ, પાહિજે ભ્રતાર,
તરી કાય નર, થોડે ઝાલે. ૩

અર્થાત્ "પરસ્ત્રી માતા રુક્મિણી સમાન છે, એ તો પહેલેથીજ નક્કી છે, તેથી મા ! તમે જાઓ, મારે માટે કોઈ પ્રયત્ન ના કરશો. અમે વિષ્ણુના દાસ છીએ, તેઓ નથી. તમારૂં આ પતન મારાથી સહન થતું નથી, વળી આવી ખરાબ વાત ન કહો. તુકારામ તો એજ કહે છે કે, જો તારે પતિ જોઇતો હોય તો સંસારમાં પુરુષો શું ઓછા છે ?"

તુકારામે તેને પણ રખુમાઇ કહી, માતા કહી, પોતાનો નિશ્ચય બતાવ્યો અને વિદાય આપી. તાત્પર્ય કે, પરમાર્થમાં કનક અને કાંતાની જે બે મોટી અડચણો છે તે તેમના ચિત્તને કદી વિંધી શકી નહોતી. આથી આ વિષયમાં તેમને મનોનિગ્રહનો કોઈ ખાસ પ્રયત્ન કરવાનુ કારણજ નહોતું. જન્મથીજ તેઓ શીલવાન અને વિરક્ત હતા. પરધન અને પરસ્ત્રીની ઇચ્છા પામરોનાજ ચિત્તમાં ઉઠયા કરે છે. તુકારામે તેમના સંબંધમાં કહ્યું છે કે "પરસ્ત્રીને માતા કહેતાં તેનું ચિત્ત આપોઆપજ તેને પોતાને શરમાવે છે." જે લોકો આવી અશુભ વૃત્તિઓથી પીડાયેલા છે છતાં વિવેક ને વૈરાગ્યથી તેમનો નિરોધ કરે છે તેમની વીરતા પણ પ્રશંસનીય છે. પરંતુ જેમના હૃદયાકાશમાં આવી હીનવૃત્તિઓનાં વાદળ ઉઠતાંજ નથી, તેઓજ સાચા સદાચારી છે. જે સદાચારમાં લપસી પડવાનો ભય અથવા સંશય રહે છે તે સાચો સદાચારજ નથી. પાપ–કલ્પનાની હવા પણ પુણ્ય પુરુષોના ચિત્તને લાગવા પામતી નથી. આવા પુરુષોજ શુચિ અને પવિત્ર હોય છે. તુકારામ એવાજ પુરુષ હતા, એ કહેવાની આવશ્યકતા નથી. જેમની નિષ્કલંક પવિત્રતાથી દેહૂ જેવું ગામ પુણ્ય–ક્ષેત્ર બની ગયું અને ઇંદ્રાયણી પતિતપાવની થઇ, જેનાં દર્શનથી હજારો

જીવ તરી ગયા, જેમના નામસંકીર્તનથી પ્રસિદ્ધ પાપીઓ પસ્તાઇને પુણ્યાત્મા થઇ ગયા, તે તુકોબારાય વિશુદ્ધ શુભ્ર પુણ્યરાશિ હતા, એ કહેવાની કોઇજ આવશ્યકતા નથી. તાત્પર્ય કે, કનક અને કાન્તા, જેના ચક્કરમાં સમસ્ત સંસાર પડેલો છે, તેનાથી તુકારામ હમેશાં મુક્તજ રહ્યા. તેમનો વૈરાગ્ય અચળ હતો.

મનુષ્ય માત્ર માનની ઈચ્છા કરે છે. લોકો પોતાને સારા કહે અને પોતાની વાત માન્ય રાખે એમ કોણ નથી ઇચ્છતું ? માત્ર બેજ જણ એવા છે કે જેમને માનની પરવા નથી હોતીઃ—એક તો વ્યસનમાં ફસાયેલો દુરાચારમાં ધસ્યા કરે છે તે અને બીજો એ કે જે સત્યાસત્યમાં મનને સાક્ષી રાખીને નાળિયેરીની પેઠે ઉંચેજ વધ્યે જાય છે। એ બન્નેજ નિઃસંગ અને નિર્લજ્જ બનીને રહે છે। પહેલાં તો તે સૌની સાથે રહે છે, પરંતુ વ્યસન—દુરાચારથી તે એટલો પાષાણ હૃદયનો બની જાય છે કે તેને લોકનિંદા કે લોકસ્તુતિની કંઇ પણ પરવા રહેતી નથી. બીજો ચિત્તશુદ્ધિને માટે તથા પોતાના ઉદ્યોગની સિદ્ધિને માટે જાણી જોઇને જનસમુદાયથી'અલગજ રહે છે. એને આત્મવિશ્વાસ હોવાથી તે નિંદા કે સ્તુતિની પરવા કરતો નથી. બન્ને પ્રકારના મનુષ્યો સંસારમાં ઘણાજ ઓછા છે, બાકી બધા લોકો લૌકિક માનની પાછળ પડેલા છે. આચાર—વિચાર, લોક—લાજ કે વૈદિક કર્માનુષ્ઠાનમાં સૌનું બસ એજ ધ્યાન રહે છે કે, લોકો અમને સારા કહે. આથી વિશેષ તેઓ બીજું કંઈજ જોઈ શકતા નથી, સમજી શકતા નથી. ગૃહાચાર અને લોકાચારનું પાલન માત્ર એટલાજ માટે કરવામાં આવે છે કે જો એ પ્રમાણે નહિ વર્તીએ, તો લોકો બદનામ કરશે. સૌ સાથે હળીમળીને રહેવું, સૌને ત્યાં જવું આવવું; વાતચીત, મિજલસ, લાયબ્રેરી, સભા—સોસાઈટી, વ્યાખ્યાન સર્વત્ર નામ અને માનજ લાગેલાં છે, ક્યાંય એ ન હોય એમ નથી. લોકો પોતાનું માન સચવાય, મેળ—મહોબત થાય, તેટલા માટે નાકનું ટીચકું ચઢાવીને કે મોં મરડીને

પણ પૈસા આપે છે. સામાન્ય માણસોનો એજ લૌકિક આચાર છે. જીવનનું કોઇ મહાન ધ્યેય નથી, કોઈ મોટું કર્માનુષ્ઠાન નથી, સમયની કંઇ કિંમત નથી, જન્મની સાર્થકતાનું કંઈ ધ્યાન નથી. જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી જીવ્યા કરે છે, આવા જીવનનો કંઇ અર્થ નથી. એક દિવસ જન્મ્યા અને એક દિવસ મરી ગયા! એ સિવાય બીજો કોઇ ઉદ્દેશ નથી. એવાજ જીવો લૌકિક માનના ભોગી હોય છે! જે કાર્ય કરવાવાળો છે—સાચું કામ કરનારો છે, તે કદી લૌકિક માનની પાછળ પડી રહેતો નથી. અસ્તુ. તુકોબારાય સત્યાસત્યમાં મનને સાક્ષી રાખીને પોતાના પરમાર્થ માર્ગ ઉપર ચાલ્યે ગયા—લોકો શી વાત કરે છે, તેનો વિચાર કરવાની તેમણે જરૂરજ ન જોઇ-લૌકિક માનનોજ ત્યાગ કરી દીધો. આ ત્યાગ તેમણે ત્રણ પ્રકારે કર્યોઃ— (૧) લોકોનોજ ત્યાગ કર્યો, (૨) એકાંતમાં રહેવા લાગ્યા અને (૩) નિંદા-સ્તુતિની કંઇ પરવા ન કરી. આ બધું તેમણે કેવી રીતે કર્યું તે આપણે હવે જોઇએ.

## ૭—જનસમાજથી વેગળા રહ્યા.

પરમાર્થના સાધકે લોકોના ફંદામાં કદી ફસાવું ન જોઇએ, લોકોને બે મોઢાં હોય છે. આમ પણ કહે છે ને તેમ પણ કહે છે. સંસાર-પ્રપંચમાં રહીએ તો કહેશે કે દોષી છે અને પ્રપંચ છોડી દઇએ તો કહેશે કે આળસુ છે. આચારનું પાલન કરશો તો કહેશે કે આડંબરી છે અને આચાર છોડી દેશો તો કહેશે કે મહાભ્રષ્ટ છે. વળી સત્સંગ કરો તો 'મોટા ભગત બની ગયા' કહીને મશ્કરી કરશે અને સત્સંગ નહિ કરો તો કહેશે કે, અભાગીઓ છે! નિર્ધનને દરિદ્ર કહેશે અને ધનવાનને ઉન્મત્ત કહેશે. બોલશો તો વાચાળ ને નહિ બોલો તો અભિમાની! લગ્ન કરો તો લંપટ ને ન કરો તો નપુંસક! નિઃસંતાનને ચંડાળ કહેશે અને જ્યાં બાળગોપાળ જણાશે ત્યાં કહેશે કે એ તો પાપની જડ છે. જેમ મૃદંગ બે બાજુથી વાગે છે, તેમજ લોકો

દ્વિમુખી વાતો કરે છે. તાત્પર્ય કે, એ "વમન-ઉલટીની પેઠે લોકોનો સ્વીકાર કરવાનું પણ બનતું નથી." તેથી જે પોતાનું હિત ઈચ્છતો હોય તે 'લોકોને ત્યજીને' હરિ-ભજનના સરળ માર્ગનો આદર અને પ્રેમથી સ્વીકાર કરે. "સંસારમાં તો ધનવાનનેજ માન મળે છે." પોતાનાં માતાપિતા, ભાઈ-બહેન, સ્ત્રી-પુત્ર સુદ્ધાં દ્રવ્ય હોવાથીજ માન આપે છે, એ અનુભવ તો સઘળાને છે. એના અપવાદ પણ છે, પરંતુ તેનાથી સિદ્ધાંતનીજ પુષ્ટિ થાય છે. પરંતુ પ્રશ્ન એ છે કે, ધનની પાછળ પડીને તેમાંજ સમસ્ત જીવનને જોડી દેવાનું આખરી ફળ શું છે? "સાથે તો લંગોટી પણ જતી નથી." મરણને વખતે પોતાનાં વહાલાં પણ કોઇ કામમાં આવતાં નથી. તુકારામ કહે છે કે "ધનને અશાશ્વત ભાગ્ય માનો." અશાશ્વત માત્રથી તુકારામનો જીવ જેવો ઉઠી ગયો અને શાશ્વત પરમાત્મસુખ પ્રાપ્ત કરવાનો નિશ્ચય થયો, તેજ પ્રમાણે લોકો અને લોકાચારમાં સમય અને બુદ્ધિને જોડવી એ એમને માટે ભારરૂપ થઈ પડયું અને લોકસંગથી જીવ ઉઠી ગયો તથા નિઃસંગ પ્રિય થવા લાગ્યો.

નકો નકો મના ગુંતૂં માયાજાળીં,
કાળ આલા જવળી ગ્રાસાવયા.

અર્થાત્ "હે મન! માયાજાળમાં ના ફસ, હવે તો કાળ ગ્રસી લેવા ઈચ્છે છે." આ પ્રમાણે મનને ઉપદેશ આપતા આપતા સંત તુકારામ શ્રીપાંડુરંગને શરણે ગયા. એકાંતમાં હરિનામસંકીર્તનનું સુખ સારી પેઠે લૂંટી શકાય છે અને ત્યાં લોકો પણ હેરાન કરવા આવતા નથી, તેથી તુકારામ પણ એકાંતમાં આનંદ લેવા લાગ્યા. તુકારામનો એક અભંગ છે—'દેવાચા ભક્ત તો દેવાસીચ ગોડ' (ભગવાનનો ભક્ત ભગવાનનેજ વહાલો હોય છે.) આ અભંગમાં તુકારામ કહે છે કે, ભગવાનનો વહાલો ભક્ત બીજાઓનો વહાલો નથી હોતો; લોકો તેને પાગલ-ગાંડો સમજે છે, કોઇ પણ તેને પોતાનો નથી કહેતું, તે નિર્જન વનમાં

અથવા એવાંજ સ્થાનોમાં રહે છે, કે જ્યાં લોકો નથી રહેતા. તે પ્રાતઃસ્નાન કરીને ભસ્મ લગાવે છે અને કંઠમાં તુળસીની માળા ધારણ કરે છે. તેનો આ વેશ જોઇને પોતાના અને પારકા બધાયે તેની નિંદા કરે છે. તુકારામે જાણે આ સઘળું પોતાનુંજ ચરિત્ર ટુંકાણમાં કહ્યું છે. અને વળી કહે છે કે "જન્મીને તે બધાથી અલગ થયા, તેથી તે દુર્લભ થઇને ભગવાનને પ્રિય થયા. તુકારામ કહે છે કે, આ સંસારમાંથી જે રૂઠી ગયો, તેણે સિદ્ધ માર્ગમાં પગલાં પાડવા માંડયાં." તુકારામ ગામમાં માત્ર કીર્તન કરવા જતા હતા, પરંતુ એટલામાં પણ ઉપાધિ લાગી. તુકારામ વિચારતા હતા કે, સઘળા લોકો કીર્તન શ્રવણ કરે, નામ-સુખ ભોગવે અને આત્મોદ્ધાર કરી લે. પરંતુ કેટલાયે લોકો એવા હતા કે જેઓ ઘેરજ સૂઇ રહેતા અને કેટલાક એવા પણ હતા કે જેઓ કીર્તન સાંભળવા આવતા પરંતુ મન લગાડીને કદી સાંભળતા નહોતા ! તેથી તુકારામ એવા ભાવનું કહે છે કે—

"હું માત્ર મારોજ વિચાર કરૂં તો સારૂં છે, એમના ઉદ્ધારનો વિચાર કરૂં તો તેમાં તેમને શું ! મારી પણ એમને શી પરવા ? પોતપોતાનુ હિત તો બધા જાણે છે, એમની ઇચ્છા વિરુદ્ધ એમને ભગવન્નામકીર્તનમાં યોજતાં દુઃખ થાય છે. હરિકીર્તન કોઇ સાંભળે કે ન પણ સાંભળે, અથવા પોતાના ઘરમાં સુખેથી સૂઇ રહે, જે ઇચ્છા હોય તે કરે. તુકારામ કહે છે કે, હું મારે માટે કરુણાની પ્રાર્થના કરૂં છું. જેની જે વાસના હશે તેજ તેને ફળશે."

## ૮–કુતર્કીઓને કારણે મનનો ક્ષોભ

આ પ્રમાણે ભગવાનને પ્રસન્ન કરવા માટેજ હવે તે કીર્તન કરવા લાગ્યા. પરંતુ આ સ્થિતિમાં પણ અનેક પ્રકારના તર્ક–કુતર્ક લઇને લોકો તેમની પાસે આવતા, કોઇ વાદ ઉપસ્થિત કરતા અથવા કોઈ શંકા ઉઠાવતા અને તેમને હેરાન કરતા. તુકારામને આ પણ ભારે ઉપાધિ લાગી.

કોણાચ્યા આધારેં, કરૂં મી વિચાર,
કોણ દેઈલ ધીર, માઝ્યા જીવા.

અર્થાત્ "કોના આધારે હું વિચાર કરૂં? મારા જીવને ધીરજ કોણ આપશે?" સંતોની આજ્ઞાથી હું ભગવાનના ગુણ ગાઉં છું. હું શાસ્ત્રી નથી, વેદવેત્તા નથી, સામાન્ય ક્ષુદ્ર જીવ છું. આ લોકો આવીને મને હેરાન કરે છે, મારો બુદ્ધિભેદ કરવા ઇચ્છે છે અને બતાવે છે કે, ભગવાન નિર્ગુણ-નિરાકાર છે, તેથી હે ભગવન્! હવે તમેજ બતાવો કે તમારૂં ભજન કરૂં કે ના કરૂં?"

કલિયુગીં બહુ કુશળ હે જન,
છળિતીલ ગુણ તુઝે ગાતાં. ૩
મજ હા સંદેહ ઝાલા દોહીંસવા,
ભજન કરૂં દેવા કિંવા નકો. ૪

અર્થાત્ "કલિયુગના લોક ભારે કુશળ છે. જે તમારા ગુણ ગાશે તેને તેઓ સતાવશે. તેથી મને શંકા થઈ છે કે, હવે તમારૂં ભજન કરૂં કે ન કરૂં?" હે નારાયણ! હવે તો એજ બાકી રહ્યું છે કે, આ લોકોને છોડી દઉં કે મરી જાઉં!"

"કોઇને ઘેર હું ભીખ માગવા જતો નથી, તેમ છતાંયે આ કાંટાઓ જબરજસ્તી મને દુઃખ દેવા આવીજ લાગે છે. હું નથી તો કોઇનું કંઇ ખાતો તેમ નથી તો કોઇનું કંઇ બગાડતો! હે ભગવન્! મને સમજાય છે, તે પ્રમાણે હું તમારી સેવા કરૂં છું."

વિવિધ પ્રકારના શુષ્ક વાદ કરનારા અભિમાની વિદ્વાન અને ભગવજ્જનોનો વિરોધ કરનારા પાખંડીઓ જાણે જીવ ખાઇને તુકારામની પાછળ પડયા હતા. તેમની નિષ્ઠાને કસોટીએ કસવાને માટે જાણે તેમણે રણ-કંકણ બાંધ્યું ન હોય! ઘણે ભાગે પ્રત્યેક સાધકને દુઃખ દેવા માટે આવા લોકો હમેશાં સર્વ ઠેકાણે તૈયારજ હોય છે, પરંતુ એ શબ્દ-છળવાદીઓ અને પાખંડીઓનો એજ ઉપયોગ થાય

છે કે તેમના દ્વારા સાધકનો વૈરાગ્ય દૃઢ થાય છે. ભક્તનો ભક્તિપ્રેમ વળી વિશેષ વધે છે. સાધકને પોતાના દોષ શોધવામાં પણ આથી પુષ્કળ મદદ મળે છે. તુકારામે એક અભંગમાં જે કહ્યું છે કે "નિંદકનું ઘર પાડોશમાં હોવું જોઇએ" (નિન્દકાચેં ઘર અસાવેં શેજારી) એનો પણ આજ મર્મ છે. નિંદક, પીડક, વાચાલ, કુતર્કી, સંશયી વગેરે જીવોની ભવિષ્યમાં ગમે તે ગતિ થતી હોય, પરંતુ એ તો નિઃસંદેહ છે કે, આત્મોદ્ધારના સાધનમાં એથી ભારે કામ થાય છે, એટલે તેને માટે એ એક રીતે તો ગુરુસ્થાનેજ છે! અસ્તુ.

"પાખંડીઓ મારી પાછળ પડયા છે! હે વિઠ્ઠલ! હું તેમને શું કહું! જે હું જાણતો નથી તે તેઓ મને છળપૂર્વક પૂછે છે. હું તેમનાં ચરણોમાં પડું છું તોપણ છોડતા નથી, તારાં ચરણો સિવાય હું બીજું કંઈજ જાણતો નથી. મારે માટે બધી જગાએ તુંજ તું છે."

નકો દુષ્ટ સંગ, પડે ભજનાંમધ્યેં ભંગ. ૧
તુજ નિષેધિતાં, મજ ન સાહે સર્વથા. ૨
એક માઝયા જીવેં વાદ કરૂં કોણાંસવેં. ૩
તુઝે વર્ણું ગુણ કીં હે રાખો દુષ્ટજન. ૪
કાય કરૂં એકા મુખેં સાંગ મ્હણે તુકા. ૫

અર્થાત્ "દુષ્ટનો સગ ન થાઓ, તેનાથી ભજનમાં ભંગ પડે છે. તને નીચે દેખાડે છે, તે મારાથી જરા પણ સહન કરી શકાતું નથી. મારા પોતાના જીવથી હું કોની કોની સાથે વાદ કરૂં? તારા ગુણ વખાણું કે આ દુષ્ટજનોને રાખું? તુકારામ કહે છે કે કહો, એક મુખેથી શું શું કરૂં?"

આવા લોકોના સંગથી તુકારામનું સત્વસ્થ ધૈર્ય પણ કોઇ કોઇ વાર ભાગી જતું અને તેઓ ક્રોધના વેગને રોકી શકતા નહિ! આમ એક વાર તેઓ ભગવાન ઉપર ગુસ્સે થઇને કહે છે કે—

આમ્હાં ગાંજી જન, તરી કાં મેલા નારાયણ. ૧

અર્થાત્ "લોકો મને આટલો સતાવી રહ્યા છે તોપણ શું નારાયણ મરી ગયા છે?"

આમ્હીં જનાં ભ્યાવેં, તરી કાં ન લાજિજે દેવેં. ૨
તુકા મ્હણે દેશ, ઝાલા દેવા વીણ ઓસ? ૩

અર્થાત્ "હું લોકોથી ડરતો રહું, તેમ છતાં પણ ભગવાન શરમાતા નથી? તુકારામ કહે છે કે, ભગવાનથી શું દેશ ખાલી થઈ ગયો છે?"

દુષ્ટોથી હેરાન થવાને લીધે એક વાર તેઓ ખૂબ અકળાયા, પછી તેમને પશ્ચાત્તાપ થયો અને ક્રોધરૂપ ચાંડાળનો સ્પર્શ થયો જાણીને તેમણે નામ-ગંગામાં સ્નાન કર્યું! ભક્તોથી જ્યારે કોઈ દોષ થાય છે ત્યારે તેનું પ્રાયશ્ચિત્ત નામ-સ્મરણજ હોય છે. તુકારામ કહે છે કે—

આજી શિંવલા માંગ, માઝેં વિટાળલેં અંગ. ૧
યાસી ઘેઉં પ્રાયશ્ચિત્ત, વિઠ્ઠલ વિઠ્ઠલ હૃદયાંત. ધ્રુ૦
ઝાલી ક્રોધાસી ભેટી, તોંડાવાટે નર્ક લોટી. ૨
અનુતાપેં ન્હાઊં, તુકા મ્હણે રવી પાહું. ૩

અર્થાત્ "આજે ચાંડાલનો સ્પર્શ થઈ ગયો, મારા શરીરમાં આભડછેટ લાગી ગઈ. તેથી હવે પ્રાયશ્ચિત્ત કરું-હૃદયમાં વિઠ્ઠલ વિઠ્ઠલ નામ લઉં. ક્રોધનો મેળાપ થયો, ને મોંમાંથી નરક નીકળ્યું. તુકારામ કહે છે કે હવે પશ્ચાત્તાપમાં સ્નાન કરી લઉં, ભગવાન સૂર્યનારાયણને જોઈ લઉં."

દુર્જનોનો આ સંગ તુકારામને અત્યંત કષ્ટદાયક થયો. ભક્ત, ભાવિક અને પ્રેમી સજ્જનોની સોબત તો તેમને હમેશાં હતીજ, એ વિષે આપણે આ અગાઉ જોઈજ ચૂકયા છીએ. જ્યાંસુધી થોડાક લોકો પ્રિય અને થોડા અપ્રિય છે, જ્યાં સુધી પ્રિય-અપ્રિયની આ ભાવના રહેલી છે, ત્યાં સુધી ગુણ-દોષના વિચાર પણ મનમાં આવ્યા કરે છે, દ્વૈતભાવ રહ્યા કરે છે, પોતાના ને પારકાનો ભેદ નાશ પામતો નથી. ઘરની અને બહારની આ બધી ઉપાધિ દૂર કરવા માટે એકાંતવાસ એજ સર્વોત્તમ ઉપાય છે.

"બીજાઓનાં અંતઃકરણ પોતાના અંતકરણમાં આવે છે, સારું ખોટું લાગે છે. તુકારામ કહે છે કે, એ બધા સંબંધો નાશ કરવાનો ઉપાય એકાંતવાસજ છે."

## ૯—એકાન્તવાસનું પરમ સુખ

એકાંતવાસમાં અનુપમ લાભ હોઈને અપાર આનંદ છે. કેવળ એકાંતજ અધીં સમાધિ છે. લોકોનાં ટોળાંથી જ્યારે તુકારામનું ચિત્ત ઉપરામ થયું ત્યારે તેમને એકાંત ઘણું પ્રિય લાગ્યું. 'નિરોધનાં વચન મારાથી સહન થઈ શકતાં નથી.' કેમકે તેનાથી જીવને ઘણું કષ્ટ થાય છે. 'લોકોની સોબત છોડીને એકાંતમાં બેસી રહેવું મને સારૂં લાગે છે.' લોકસંગ ચિત્તવૃત્તિના નિરોધમાં બહુ બાધક છે.

સંગે વાઢશીણ ન ઘડે ભજન, ત્રિવિધ હે જન બહુ દેવા.

અર્થાત્ 'જનસંગથી આળસજ વધે છે, ભજન નથી બનતું. હે ભગવન્ ! આ ત્રિવિધ લોકજ બહુ છે.' એના અનેક છળ–પ્રપંચ જોવામાં આવે છે, આનંદકંદ ભગવાન ગોવિંદનોજ જે છંદ ઈચ્છે તે આ વિવિધ પ્રકારના છંદોના ફંદામાં ન પડે. એકાંતમાં એકનિષ્ઠ ભાવ સ્થિર રાખવાનું બને છે. હરિપ્રેમને દૃઢ કરવાનું બને છે. શાબ્દિકો–બહુ બોલનારાઓને પોતાના હિતનું ભાન હોતું નથી; બીજું તો શું, હરિના પ્રેમીઓ તેમને પોતાના શત્રુ જણાય છે, તેથી 'હવે એકલાજ છાનામાના બેસી રહેવું સારૂં છે.' એકાંત–સુખની મીઠાશનાં શાં વખાણ કરવાં ? જાતે ચાખી જોવાથીજ તેનો સ્વાદ મળી શકે છે. એકાંતપ્રિય હોવું એજ જ્ઞાનભાગ્યનું મહાલક્ષણ છે. જ્ઞાનેશ્વર મહારાજ જ્ઞાનેશ્વરી ગીતાના ૧૩ મા અધ્યાયમાં જ્ઞાનીનાં લક્ષણ બતાવે છે—

"પવિત્ર તીર્થ, શુદ્ધ સ્વચ્છ સરિતાતટ, રમણીય ઉપવન અને ગુફા વગેરે સ્થાનોમાં રહેવાનું જેને સારૂં લાગે છે, (૬૧૨) જે ગિરિ–ગુફાઓમાં અને સરોવરોને કિનારેજ આદરપૂર્વક વસે છે તેમજ નગરમાં આવીને રહે-

વાનું પસંદ કરતા નથી; (૬૧૩) જેને એકાંતવાસ અત્યંત પ્રિય હોય છે, લોકોનાં ટોળાં પ્રત્યે જે નિઃસ્પૃહી થઇ જાય છે, તેનેજ જ્ઞાનની મનુષ્યાકાર મૂર્તિ જાણો." (૬૧૪)

જ્ઞાનીનાં આ લક્ષણ તુકારામમાં બરાબર બંધબેસતાં આવે છે. લોકોથી તેમનું ચિત્ત ઉપરામ થઈ ગયું, નગરમાં રહેવાનું તેમણે છોડીજ દીધું. ગોરાડા, ભામનાથ અથવા ભંડારા, એમાંથી કોઇક પર્વત ઉપર તેઓ આખો દિવસ રહેતા હતા. ભંડારા પર્વત ઉપર પશ્ચિમ તરફ એક ગુફા છે અને તેની પાસેજ એક ઝરણું છે, તેજ સ્થાનમાં તેઓ રહેતા હતા. પર્વતના શિખર પરથી ચારે તરફનું દશ્ય બહુજ સુશોભિત લાગે છે—દૂર દૂર સુધી નાના મોટા અનેક પર્વતો છે, ચારે બાજુ હરિયાળી છવાયેલી છે, વચમાં ઇન્દ્રાયણી વહે છે અને જ્યાં ત્યાં નાના મોટા અનેક જળપ્રવાહ દેખાય છે. આવા સુશોભિત એ ભંડારા પર્વતને તુકારામના સમાગમથી તપોવન થવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. તેમના હરિ-નામ સંકીર્તનથી ભંડારા પર્વત ગુંજતો હતો. ત્યાંનાં વૃક્ષ-લતાઓ અને પશુ-પક્ષીઓ તુકારામની પુણ્ય મૂર્તિનાં નિત્ય દર્શન કરીને આનંદ પામતાં હતાં અને તેમનો આનંદ તુકારામના હૃદયમાં પણ પ્રતિધ્વનિત થતો હતો. શ્રી વિઠ્ઠલરંગમાં રંગાયેલા ભંડારા પર્વતના એ તપોનિધિની દિવ્ય મૂર્તિનાં જે નેત્રોએ દર્શન કર્યાં હશે તે નેત્રો ધન્ય છે, બીજાં તો ભલે, પરંતુ ત્યાંનાં વૃક્ષો, છોડવાઓ, લતાઓ, ફળ-ફૂલ તેમજ તે પુણ્ય ભૂમિમાં વિહાર કરનારાં પશુ-પક્ષીઓ અને ત્યાંના ચિરકાળથી મૌન ધારણ કરી રહેલા પથ્થરોને પણ ધન્ય છે! તુકારામને એકાંતવાસ ઘણોજ પ્રિય અને પથ્યકર થયો. નિર્મળીનું મૂળ પાણીમાં નાખવાથી જેમ પાણી સ્વચ્છ થાય છે, તેજ પ્રમાણે એકાંતવાસથી તેમના મનની મલિન વૃત્તિઓ સ્વચ્છ થઈ ગઇ, તેમનું અંતઃકરણ રમણીય અને પ્રસન્ન થયું. ગીતાના છઠ્ઠા અધ્યાયમાં 'शुचौ देशे प्रतिष्ठाप्य' આસન સ્થાપવા માટે 'પવિત્ર પ્રદેશ'નો જે સંકેત કરવામાં આવ્યો

છે તેના ઉપર ભાષ્ય કરતાં જ્ઞાનેશ્વર મહારાજે બહુ મનોરમ વર્ણન કર્યું છે. તે શુચિ અર્થાત્ પવિત્ર એવો સુરમ્ય હોય છે કે 'ત્યાં સુખ-સમાધાનને માટે એક વાર બેસવાથી પછી ( જલદી ) ઉઠવાની ઇચ્છા થતી નથી, વૈરાગ્યમાં વૃદ્ધિ થાય છે. સંતોએ જે સ્થાન વસાવ્યાં તે સંતોષનાં સહાયક, મનનો ઉત્સાહ વધારનારાં અને ધૈર્ય આપનાર હોય છે. એવાં સ્થાનમાં જે અભ્યાસ કરે છે તે હૃદયમાં અનુભવ મેળવી લે છે. રમ્યતાની આ મહત્તા ત્યાં અખંડ રહે છે.' ( ૧૬૪-૧૬૬ ) તાત્પર્ય કે, એકાંત વાસના પવિત્ર પ્રદેશમાં જ્ઞાન-વૈરાગ્યનું બળ બમણું હોય છે, ઇચ્છા હો કે ન હો તો પણ અભ્યાસ પોતેજ હૃદયમાં પ્રવેશ કરે છે, ચિત્તના મલિન સંસ્કારો નાશ પામે છે અને ચિત્ત પ્રસન્ન થાય છે. એટલું સુખ અને સમાધાન થાય છે કે રાત્રિ-દિવસ કેમ જાય છે, તેની પણ ખબર પડતી નથી, ભગવત્પ્રેમના તરંગોમાં વિહાર કરતાં કરતાં જીવ-ભાવજ વિલીન-અદૃશ્ય થઈ જાય છે અને અખંડ અદ્વૈત આનંદનો અનુભવ પ્રાપ્ત થાય છે; તેથી તો સાધુ-સંતો ગિરિ-કંદરાઓમાં, નગરથી દૂર જળાશયને કિનારે સઘળા સંગોનો પરિત્યાગ કરીને બેસી જાય છે. નગરોમાં બેઠાં બેઠાં ગમે તેટલા ગ્રંથો વાંચી જાઓ અથવા લખી નાખો, વ્યાખ્યાનો સાંભળો અથવા આપ્યા કરો, રાતદિવસ ચર્ચા કરો, તોપણ શબ્દોના ખેલ સિવાય એથી બીજું કંઇ હાથમાં આવશે નહિ, અનુભવ અને તેનો આનંદ એનાથી ઘણો દૂર છે. નર-નારીઓથી ભરેલાં નગરોમાં અનેક પ્રકારના સંસર્ગ-સમાગમો થાય છે, તેના ગુણ-દોષો આપણી અંદર પણ આવીજ જાય છે; શબ્દનો કોલાહાર ખૂબ હોય છે, પરંતુ નિઃશબ્દનો આનંદ મળતો નથી. એકાંત વિના જ્ઞાન સ્થિર થતું નથી, અનુભવનું દિવ્ય સુખ પ્રાપ્ત થતું નથી. તેથી સઘળા સત્પુરુષો પોતાના જીવનનાં કેટલાંક વર્ષ એકાંતવાસમાં ગાળે છે. ગૃહ-કુટુંબના સંબંધમાં આ ભાવાર્થની એક કહેવત પણ છે કે 'કમાવું શહેરનું અને

ખાવું ગામડાનું.' એજ પ્રમાણે પરમાર્થના વિષયમાં પણ કહી શકાય કે, સત્સંગથી ઉપાર્જન કરવું અને એકાંતમાં ભોગવવું. એકાંત સિવાય પરમાર્થ સાધી શકાતો નથી, મન નિર્મળ થતું નથી. તુકારામે જે કંઈ અધ્યયન કર્યું, તે ઘણું ખરૂં એકાંતમાંજ કર્યું. દેહૂ ગામમાં તેઓ આવતા જતા હતા, પરંતુ તેમાંથી પણ તેમનું ચિત્ત દુઃખી થયું અને તેનો બદલો તેમણે એકાંતમાં બેસીનેજ ચૂકવ્યો. પોતાના એકાંતવાસના સંબંધમાં તેમના બે અભંગ છે—

વૃક્ષવેલી આમ્હાં સોયરીં વનચરેં,
પક્ષીયે સુસ્વરેં આળવિતી. ૧
યેણેં સુખેં રૂચે એકાંતાચા વાસ,
નાહીં ગુણ દોષ આંગા યેત. ધ્રુ૦
આકાશમંડપ પૃથિવી આસન,
રમે તેથેં મન ક્રીડા કરૂં. ૨
કંથા કુમંડલ દેહ ઉપચારા,
જાણવી તો વારા અવસરૂ. ૩
હરિનામેં ભોજન પ્રવડી વિસ્તાર,
કરૂની પ્રકાર સેવૂં રૂચી. ૪
તુકા મ્હણે હોયે મનાસી સંવાદ,
આપલાચી વાદ આપલ્યાસી. ૫

અર્થાત્ "આ એકાંત ઉપવનમાં વૃક્ષવેલીઓ અને વનચરોજ મારાં પોતાનાં સ્વજનો છે. પક્ષીઓ પણ સુંદર સ્વરે ગાયન કરીને આનંદ આપે છે. આ સુખને કારણે એકાંતવાસ સારો લાગે છે, કોઇના ગુણદોષ મને લાગતા નથી. ઉંચે આકાશનો મંડપ બાંધેલો છે, નીચે પૃથ્વીનું આસન છે, જ્યાં મન રમે છે ત્યાંજ બેસીને આનંદ કરૂં છું. હરિનામરસનાં ઉત્તમ ભોજન તૈયાર કરીને રુચિ અનુસાર સેવન કરૂં છું. તુકારામ કહે છે કે, મનોમનજ સંવાદ–સુખ ભોગવું છું. હું પોતેજ મારી સાથે વાદ–વિવાદ કરી લઉં છું. આ બધાં સુખ એકાંતમાં પ્રાપ્ત થાય છે, તેથી એકાંત મને પ્રિય છે."

એલોં મનાસવેં જીવાચ્યા સંવાદેં,
કૌતુકેં વિનોદેં નિરંજની. ૧
પચીં પડિલેં તેં રુચે વેળોવેળાં,
હોતસે રાહળા આવડીસી. ધ્રુ.
એકાંતાચેં સૂખ જડલેં જીવ્હારીં,
વીટ પરિચારીં બરા આલા. ૨
જગાઐસી બુદ્ધિ નવ્હે આતાં કદા,
લંપટ ગોવિંદા ઝાલોં પાચીં. ૩
આણિક તે ચિંતા ન લગે કરાવી,
નિત્ય નિત્ય નવી આવડી હે. ૪
તુકા મ્હણે ઘડા શહિલા પરોન,
પાંહરંગીં મન વિસાંવિલેં. ૫

અર્થાત્ "નિરંજન (માયાતીત)નાં ચરણોમાં બેસીને કૌતુક અને વિનોદપૂર્વક પોતાના જીવનની વાતો કર્યા કરતો અને મનની સાથે રમતો રહું છું. જે પચી જાય છે તે વારંવાર રુચે છે, તે રુચિ બરાબર વધતીજ જાય છે. એકાંતનું સુખજ હવે હૃદયમાં બેસી ગયું છે, જનસંગ અને બાહ્ય ઉપાધિઓથી ચિત્ત ઉઠી ગયું છે. હવે જગત જેવી બુદ્ધિજ રહી નથી, ભગવાનનાં ચરણોનો લંપટ બની ગયો છું. હવે બીજી કોઇ ચિંતા કરવી પડતી નથી, આ મિઠાશ એવી છે કે હમેશાં નવો આનંદ મળે છે. તુકારામ કહે છે કે, હવે એજ અભ્યાસ પડી ગયો છે—શ્રીપાંડુરંગમાં મનને વિશ્રામ મળી ગયો છે."

શ્રી પાંડુરંગનાં ચરણોમાં તેમને એવું વિશ્રામસુખ મળ્યું કે તેમના મનની સઘળી ચિંતાઓ અને વ્યાકુળતાઓ દૂર થઇ ગઈ. અને શ્રી પાંડુરંગનાં ચરણોમાં તેમને એવો આનંદ પ્રાપ્ત થવા લાગ્યો કે જે નિરંતર ભોગવતા રહેવાની ઇચ્છા વધતીજ જાય છે અને એજ ઇચ્છા, એજ રુચિ નિત્ય-નવા નવા સ્વાદો લઇ રહી છે. આ નિત્ય-નવા આનંદો ભોગવો, ખૂબ ખૂબ ભોગવો. સમય આવતાં આજ આનંદના ગર્ભમાંથી શ્રીકૃષ્ણનો જન્મ થશે, ત્યારે અમને

પણ તેમના જન્મદિવસે વધામણીની મિઠાઇઓ મળશે. તેને માટે અમે અધીરા થઈ ગયા છીએ.

## ૧૦–અહંકારનું નિવારણ

જીવમાં અહંકાર સ્વાભાવિકપણેજ હોય છે. તે આત્મસ્વરૂપને ઢાંકી રાખે છે. તેથી શાસ્ત્ર કહે છે કે, અહંકાર તામસ છે. આ તમોમય અહંકારના અનંત પ્રકાર છે! હું દેહ છું, હું જીવ છું, હું બ્રહ્મ છું—એ બધા અહંકારનાજ ભેદો છે. દેહ હું છું, એને મલિન અહંકાર અને બ્રહ્મ હું છું એને ઉજ્જવળ અહંકાર કહી શકાય. 'હું દેહ છું' એમ કહેવાની સાથેજ અહંકારની લાખો ચિનગારીઓ નીકળે છે. રૂપ, ધન, વિદ્યા, ગુણ, કીર્તિ વગેરે જીવના અહંકારના વિષય હોય છે. દેશ, ભાષા, ધર્મ, વર્ણ, જાતિ, કુળ વગેરે પણ અહંકારના વિષય બને છે. વેદાંતશાસ્ત્ર દર્શાવે છે કે, ગુણ તેમજ દોષ પ્રકૃતિનો સ્વભાવ છે. તેથી જીવને તેનાથી કંઇ હર્ષ–શોક થવો જોઇએ નહિ. એકની સ્તુતિ અને બીજાની નિંદા કરવાનું પણ વસ્તુતઃ કોઈ કારણ નથી, પરંતુ ખુબી તો એ છે કે, જ્ઞાની અને અજ્ઞાની બધાના માથા ઉપર આ અહંકાર સવાર રહે છે. પ્રકૃતિથી પર જે પરમાત્મા છે, તેના તરફ જ્યાં સુધી આંખો સ્થિર થતી નથી, ત્યાં સુધી અહંકાર કોઇને પણ છોડતો નથી. જીવ અને પરમાત્માની વચ્ચે આ પડદો લટકી રહ્યો છે. જ્યાં સુધી એ પડદો હઠતો નથી ત્યાં સુધી પરમાત્માનાં દર્શન પણ થતાં નથી. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે "વધારાનું ધન ત્યજી દો, તમારા શબ્દજ્ઞાનને ભૂલી જાઓ, સૌથી નાના બની જાઓ; એમ કરવાથી મારી પાસે આવશો. (જ્ઞાનેશ્વરી ૯–૩૭૮) આ સાચું છે, પરંતુ ભગવત્કૃપા વિના અહંકાર સર્વથા દૂર થઇ જતો નથી. જેમ જેમ અહંકારનો એક એક પડદો ચીરાતો જશે, તેમ તેમ પરમાત્મા પાસે જવાશે, અને બધા પડદા ફાટી જશે ત્યારે તેમની સાથે મેળાપ થશે. વિદ્વાનોની પાછળ તો અહં-

કાર સૌથી વધારે લાગે છે. જેવી કોઇ કલા કે વિદ્યા પ્રાપ્ત થઈ કે તરતજ તે તેની આડમાં પોતાનું આસન જમાવે છે. કોઇ ગુણ કે વિદ્યા ન હોય છતાં ઉગ્ર અહંકાર થઇ આવે એ તો કેવળ અજ્ઞાન અને મૂર્ખતાનું લક્ષણ છે. ચિત્તમાં આવા અહંકારને પાળતાં–પોષતાં છતાં ઉપરના દેખાવમાં નમ્રતા ધારણ કરવી એ ઠગારાઓની એક ઠગબાજી છે, તેનાથી કંઈ પણ કલ્યાણ સધાતું નથી. અહંકાર મોજૂદ છે, તે જાણીને કલેશ પણ થાય છે, એ સાધકનું લક્ષણ છે. અને અહંકાર 'છે તો કયાં છે તેનું કંઇ સ્મરણજ નથી' એ જ્ઞાનવાનનું લક્ષણ છે. અસ્તુ. તુકારામને પહેલવહેલા જ્યારે લોકો જાણવા અને માનવા લાગ્યા અને જ્યાં ત્યાં તેમનું સન્માન થવા લાગ્યું, લોકો ઉપર તેમની વાણીનો પ્રભાવ પડતો જણાવા લાગ્યો ત્યારે અહંકારની કંઇક ઉપાધિ તેમને પણ નડવા લાગી હતી; પરંતુ તુકારામ કંઈ ગાફેલ નહોતા, તેમણે આ ચોરને અંદર ઘૂસતો જોઈ લીધો અને ભગવાનને પોકાર્યા, એવો પોકાર કર્યો કે તેમની અહંકારવૃત્તિજ નાશ પામી ગઈ. જેમ જેમ ભગવત્પ્રેમ વધે છે, 'કર્તા ભગવાન છે, હું નથી–આ જે કંઇ છે તે ભગવાનનું છે, મારૂં નથી,' આ ભાવ જેમ જેમ બળવાન બનતો ચાલે છે, તેમ તેમ અહંકારની હવાનું વહેવું પણ બંધ થતું જાય છે—

પદોપદીં નારાયણા, તુમચી કરીં ન ભાવના.

અર્થાત્ "પગલે પગલે હે નારાયણ ! તમારૂંજ ધ્યાન કરીશ." આ અંતરંગ અભ્યાસથી આ બધું નારાયણરૂપ દેખાવા લાગે છે અને તેની સાથે સાથે અહંકાર પણ નાશ પામતો જાય છે. અહંકારાદિ સઘળા જીવભાવોનો નાશ થવાનો માત્ર એકજ ઉપાય છે અને તે એ કે, ચિત્તને પ્રેમાનંદપૂર્વક નારાયણના ધ્યાનમાં જોડી દેવું. તુકારામે ભક્તિબળથીજ આ બધી વૃત્તિઓને જીતી. અહંકાર, લોકપ્રિયતા, માન–એ બધાં લોકૈષણાનાં વાદળ ઉત્કટ ભક્તિનો સૂર્યોદય

થતાંજ વીખરાઈ ગયાં. આ ઉત્કટ ભક્તિનો એમને જે અભ્યાસ કરવો પડયો તે તેમનાજ મુખેથી સાંભળો. એકાંતમાં ભગવાનને પોકારતાં પોકારતાં તેમના મુખમાંથી જે વચન નીકળ્યાં છે, તે સાવધાન થઈને સાંભળોઃ—

હીન માઝી યાતી, વરિ સ્તુતિ કેલી સંતીં. ૧
અંગીં વસૂં પાહે ગર્વ, માઝેં હરાવયા સર્વ. ધ્રુ૦
મી એક જાણતા, ઐસેં વાટતસે ચિત્તા. ૨
રાખ રાખ ગેલીં વાયાં, તુકા મ્હણે પંઢરાયા. ૩

અર્થાત્ "મારી જાતિ હીન હોવા છતાં પણ સંતોએ મારી સ્તુતિ કરી. આથી મારામાં ગર્વ પ્રવેશ કરવા ઇચ્છે છે, કે જેથી મારૂં સર્વસ્વ હરાઇ જાય. ચિત્તને એવું લાગે છે કે, હુંજ એક જ્ઞાતા છું. તુકારામ કહે છે કે, હે પંઢરિનાથ ! મારૂં જીવન નકામું નાશ પામી રહ્યું છે, હવે રક્ષા કરો, પ્રભુ ! રક્ષા કરો."

* * * *

મજપુઢેં નાહીં આણીક બોલતા,
ઐસેં કાંહીં ચિત્તા વાટતસે. ૧
યાચા કાંહીં તુમ્હીં દેખાવા પરિહાર,
સર્વજ્ઞ ઉદાર પાંહરંગા. ધ્રુ૦
કામ ક્રોધેં નાહીં સાંડિલેં આસન,
રાહિલે વસોન દેહામધ્યેં. ૨
તુકા મ્હણે આતાં જાલીં ઉતરાઈ,
કળોં યાવેં પાઈ નિરોપિલેં. ૩

અર્થાત્ "ચિત્તને કંઈક એવું જણાય છે, કે જાણે મારી સમક્ષ બીજો કોઇ વક્તાજ નથી. હે સર્વજ્ઞ ઉદાર પાંડુરંગ ! આનો કંઇક ઉપાય તો કરો. કામ–ક્રોધે હજી આસન છોડયું નથી, શરીરમાં જામેલાજ છે. તુકારામ કહે છે કે, હવે મારા પર કંઇ ભાર રહ્યો નથી. મેં આપનાં ચરણોમાં સર્વસ્વ નિવેદન કરી દીધું છે, હવે આપ જાણો."

આ પ્રમાણે ભગવાન સમક્ષ પોતાનું હૃદય ખોલીને

રજુ કરી દેવું અને હરેક કામમાં તેમની સહાય માગવી એ અતિ ઉત્કટ ભાવ છે. ચિત્તમાં અહંકારની એવી વૃત્તિઓ ઉઠે છે, કે જેનાથી એમ દેખાવા લાગે છે કે, હું મોટો પંડિત છું, હું બહુ ભણ્યો છું, કેટલા બધા ગ્રંથો વાંચી નાખ્યા છે, હું ઉત્તમ વક્તા છું, જ્ઞાતા છું, ઉત્તમ કીર્તનકાર છું ઇત્યાદિ. પરંતુ હે ભગવન્ ! આ વૃત્તિઓ સર્વસ્વ છીનવી લેનારી છે, તેથી આપજ દયા કરીને એનો ઉપાય કરો. હે નારાયણ ! આપ સર્વજ્ઞ છો, ઉદાર છો, સમર્થ છો. આપ આ અહંકારને મારા ચિત્તમાંથી બહાર કાઢી નાખો.

કથની પઠણી કરૂનિ કાય, વાંચુનિ રહણી વાયાં જાય. ૧

અર્થાત્ " કથન–પઠન કરવાથી શું થવાનું છે ? વર્તન વિના બધું વ્યર્થજ છે. "

ગ્રંથાવલોકન પુષ્કળ કર્યું અને લોકોને જ્ઞાન પણ ખૂબ બતાવ્યું; પરંતુ તે જ્ઞાન વર્તનમાં—આચરણમાં જો ન આવ્યું તો તેનાથી શો લાભ ? મુખેથી તો અમૃતવાણી નીકળે છે, પરંતુ પોતે ભૂખથી વ્યાકુળ છે, તો એવી વાણી બોલાઇ કે ન બોલાઈ તો પણ શું ? ખાંડની ચાસણીમાં જો પથ્થર નાખીએ તો તે પથ્થરને તે ચાસણીમાં શું ? મધમાખ મધ ભેગું કરે છે, પરંતુ તેના મધપૂડાને કોઈ બીજોજ ઉપાડી જાય છે. લોભી કોડી કોડી ભેગી કરીને સંગ્રહ કરે છે અને તેને જમીનમાં પોતાના હાથ વડે દાટી રાખે છે, પરંતુ તે બીજાઓને હાથ આવે છે, એના હાથ અને મુખમાં તો માટીજ લાગે છે. આ પ્રમાણે અનેક માર્મિક દૃષ્ટાંત આપીને તુકારામ કહે છે કે—

આપુલેં કેલેં આપણ ખાય, તુકા વંદી ત્યાચે પાય. ૬

અર્થાત્ " પોતાનું પ્રાપ્ત કરેલું જે પોતે ખાય છે, તેનાં ચરણોમાં તુકારામ વંદન કરે છે. "

"મહાપ્રયાસ કરીને ગુરુરૂપી શાસ્ત્રમુખેથી જ્ઞાનાર્જન કરીને જે એ જ્ઞાનાન્નનું પોતે ભક્ષણ કરતો હોય, પોતાના

જ્ઞાનભોગથી જે પોતેજ તૃપ્ત થતો હોય, જેનું જ્ઞાન આચરણમાં ઉતરી આવ્યું હોય તેજ ખરો વકતા ધન્ય છે. પોતે જ્ઞાન ભોગવીને જે બીજાઓને જ્ઞાનનું ભોજન કરાવે છે, તે જ્ઞાનદાતા ધન્ય છે ! હરિકીર્તન કરતાં કરતાં જ્ઞાનાનંદની વર્ષા કરીને શ્રોતાઓનાં અંતઃકરણોને શાંત તેમજ નિર્મળ કરનારા હરિભક્ત કીર્તનકાર જ્ઞાનાનંદની વૃષ્ટિમાં ભીંજાઇને શાંત થયા હોય, તુકારામ કહે છે કે તેમનાં ચરણોનો હું દાસાનુદાસ છું, મારામાં એવું સામર્થ્ય નથી કે લોકો મારી કથા સાંભળીને ડોલવા લાગે. પરંતુ મને મારી વાણી નીરસજ જણાય છે, કેમકે હે ભગવન્ ! તેમાં આપનો પ્રસાદ નથી, તેમાં આપનું આસન નથી.

“ હવે હે પાંડુરંગ ! બીજું શું કહું ? ખાલી વાતોથીજ આ વૈખરીનો વિલાસ ન કરાવશો. સદ્‌ભાગ્યની પરિસીમારૂપ પ્રેમભક્તિ આપો. તુકારામને આપનો પ્રસાદ આપો. ”

## ૧૧–પોતાના દોષોનું નિવેદન

“ ભગવન્ ! હું હમેશાં આપના ગુણોને વખાણું છું, શ્રોતાઓને ભક્તિભાવમાં નવરાવી દઉં છું અને લોકો મારી પ્રશંસા કરે છે; પરંતુ મારી અંદર એ રસ નથી—કહેણી તેવી કરણી નથી ! ”

“ તમને જોવાની ઇચ્છા કરૂં છું, પરંતુ એને અનુકૂળ આચરણ નથી; જેમ કોઇ બાહ્યવેશ ધારણ કરે, મસ્તક મુંડાવી લે, દંડ ધારણ કરી લે, પરંતુ મન ના મુંડાવે. ”

* * * *

“ હું મારી મેળેજ ચતુર બની બેઠો છું, પરંતુ હૃદયમાં કોઈ ભાવ નથી; માત્ર હું ભક્ત છું, એવો અહંકાર આવી ગયો છે. હવે એજ બાકી રહી ગયું છે કે હું નાશ પામી જાઉં; કેમકે કામ–ક્રોધ તો આસન જમાવીને બેઠાજ છે. લોકોના ગુણદોષ શોધતાં–કાઢતાં તે તો મારી અંદરજ આવીને બેસી ગયા છે, બુદ્ધિમાં પ્રાણીઓપ્રત્યે મ-

ત્સર આવી ગયો છે. તુકારામ કહે છે કે લોકોને હું ઉપદેશ આપું છું, પણ મેં તો એક દોષને પણ પાર કર્યો નથી."

"હું કીર્તન કરૂં છું, નાચું છું, ગાઉં છું, પરંતુ મારૂં અંતઃકરણ હજુ પથ્થર જેવુંજ કઠણ રહેલું છે. તે પ્રેમજ હજુ મળ્યો નથી, કે જે તેને ઓગાળી દે. પ્રેમની વાતો તો હું બહુ કરૂં છું, પરંતુ પ્રેમથી ચિત્ત હજુ નૃત્ય કરતું નથી, નેત્રોમાંથી પ્રેમાશ્રુની ધારાઓ વહેવા માંડતી નથી. ચિંતનસુખથી હૃદય હજુ સુધી પ્રેમમય થઇ જતું નથી.

બોલવિસી તેસે આણી અનુભવા, નાહીં તરી દેવા વિટંબના.

અર્થાત્ "તમે બોલાવો છો, તેવો અનુભવ નથી થતો, તો ભગવન્! આ વિડંબનાજ નથી તો બીજું શું છે?"

"ગોળ હોય પણ તેમાં ગળપણ ન હોય તો તે શા કામનો? શરીર-શૃંગાર હોય પરંતુ તેમાં પ્રાણ ન હોય, સ્વાંગ હોય પણ તેમાં તન્મયતા ન હોય, રૂપ હોય પરંતુ તેમાં ગુણ ના હોય, સંપત્તિ હોય પરંતુ સંતતિ ન હોય તો તે હોવામાં શું માલ? તુકારામ કહે છે કે, એવીજ મારી દશા થઇ રહી છે અને અંદર પ્રેમભાવનો પત્તોજ લાગતો નથી કે તે કયાં છે. તુકારામ કહે છે કે, આથી સારૂં તો એ છે કે, લોકોમાં મારી બદનામી થાય, સાધુ કહીને જેઓ મારી સેવા કરે છે તેઓ બધા નિંદા કરતા કરતા મારો તિરસ્કાર કરે; કેમકે એમ થવાથી હું એકાંત મનથી તમારી સેવા કરી શકીશ."

"હું પાપની પોટલી છું. મારા પગમાં મેં મારી ચરણસેવારૂપ ચોરને બેસાડી રાખ્યો છે. હે નારાયણ! મને શિક્ષા કરો, અને મારૂં માન-અભિમાન ઉતારો. હે. ભગવન્! ઠગાઈ કરીને લોકો પાસે હું મારી સેવા કરાવું છું. તુકારામ ન તો તારો થયો કે ન તો સંસારનો—બન્નેમાંથી ગયો, માત્ર ચોરજ બની રહ્યો!"

સાચા હરિપ્રેમથી અંતર રંગાવા લાગ્યું, બધો ખેલ

શ્રીહરિનો છે. તેજ કર્તા, હર્તા, ભર્તા છે, જીવના અહં-ભાવને માટે ક્યાંય જરા જેટલીયે જગા નથી, નરકનું દ્વાર અભિમાન ભગવાનથી અલગ કરવાનુંજ કામ કરે છે. આ સત્ય જેમ જેમ તુકારામને પ્રતીત થવા લાગ્યું, તેમ તેમ લોકમાન મેળવવાની તેમની ઈચ્છા સમૂળી નાશ પામી ગઈ. લોકો સાધુ–મહાત્મા કહીને ભજે છે, દેવતા ગણીને પૂજે છે, સ્તુતિ–સ્તોત્ર ગાય છે, પ્રેમ ને આગ્રહથી ઉત્તમ મિષ્ટાન્નનાં ભોજન કરાવે છે, આ સઘળા લોકાદરના કાંડથી તુકારામનો જીવ કંટાળી ગયો, તેમના ધ્યાનમાં એ વાત આવી ગઈ કે, આ જન–માન મને ધરતી ઉપર પછાડીને મારા પરમાર્થનું સત્યાનાશ કરનારૂં છે. જે માન સેવા, સ્તુતિ અને ગૌરવને માટે જ્ઞાની પણ ઝંખ્યા કરે છે, તેના તાપથી તુકારામનું ચિત્ત દાઝવા લાગ્યું, લોક–માનનો એ તાપ તેમને માટે અસહ્ય થઈ પડયો!

ભક્તા મ્હણે જન, પરી નાહીં સમાધાન. ૧
માઝેં તળમળી ચિત્ત, અંતરલેં દિસે હિત. ૨
કૃપેચા આધાર, નાહીં દંભ જાલા ફાર. ૩

અર્થાત્ "લોકો કહે છે કે, તમે ભક્ત છો, પરંતુ એથી સમાધાન થતું નથી. ચિત્ત વ્યાકુળ રહે છે, હિત દૂરજ રહી જાય છે, કૃપાનો આધાર નથી, કેવળ દંભ વધી ગયો છે."

નવ્હે સુખ મજ ન લગે હા માન,
ન રાહે હે જન કાય કરૂં. ૧
દેહ ઉપચારેં પોળતસે અંગ,
વિષતુલ્ય ચ્યાંગ મિષ્ટાન હેં. ધ્રુ૦
નાઇકવે સ્તુતિ વાનિતાં થોરીવ,
હોતો માઝા જીવ કાસાવીસ. ૨
તુજ પાવે ઐસી સાંગ કાંહીં કળા,
નકો મૃગજળા ગોવૂં મજ. ૩
તુકા મ્હણે આતાં કરી માઝેં હિત,
કાઢાવેં જળત આગીંતૂની. ૪

કાય આતાં આમ્હીં પોટચિ ભરાવેં,
જગ ચાળવાવેં ભક્ત મ્હણૂં. ૧
ઐસા તરી એક સાંગાચી વિચાર,
બહુ હોતાં ફાર કાસાવીસ. ધ્રુ૦
કાય કવિત્વાચી ઘાલૂનિયાં રૂઢી,
કરૂં જોડાજોડી અક્ષરાંચી. ૨
તુકા મ્હણે કાય ગુંપોનિ દુકાના,
રાહોં નારાયણા કરૂનિ ઘાત. ૩

અર્થાત્ "તો હવે શું પેટ ભરવાનોજ ધંધો કરૂં? ભક્ત કહેવડાવું અને જગતની પાછળ ચાલું? અને બીજું કંઇ નહિ તો એજ એક વાત બતાવો કે આ જીવ ઘણોજ તરફડી રહ્યો છે તેને કંઇક શાંતિ તો મળે. શું કવિતા બનાવવાની રૂઢિ ચલાવીને અક્ષરોને જોડયા કરૂં? તુકારામ કહે છે કે, હે નારાયણ! તમે બતાવો કે હું શું કરૂં? શું દુકાનની જાળ ગૂંથીને આત્મઘાત કરીને રહું?"

* * * *

નામાચા મહિમા બોલિલોં ઉત્કર્ષ,
અંગા કાંહીં રસ નયેચિ તો. ૧
તુકા મ્હણે કરા આપુલા મહિમા,
નકા જાઉં ધર્માવરી માઝયા. ૨

અર્થાત્ "નામનો મહિમા પુષ્કળ વખાણ્યો, પરંતુ તેનો કંઈ પણ રસ મારી અંદર પામ્યો નથી. તુકારામ કહે છે કે, હે ભગવન્! હવે આપ આપનો મહિમા બતાવો, મારા ધર્મનો ખ્યાલ ના કરો."

"ગ્રંથો જોયા અને સાંભળ્યા, એજ જોયેલી-સાંભળેલી વાતો મેં લોકોને કહી; પરંતુ મારાજ અંતઃકરણમાં સ્થિર ન થઇ. 'જે શબ્દો જેવા શીખ્યો હતો, તેવાજ મુખેથી કાઢયા; પરંતુ એવો રસ તો ના મળ્યો.' ચિત્તમાં અનેક સંકલ્પ ભરેલા છે, તે સંકલ્પનો નાશ તો ના થયો. આ કરીશ, તે કરીશ ઇત્યાદિ વાતો મન હજી વિચાર્યાજ કરે છે, પણ બુદ્ધિમાં સ્થિરતા નથી. 'બુદ્ધિ નાહીં સ્થિર, તુકા

રહણે શબ્દા ધીર.' તાત્પર્ય કે, હું ગ્રંથોનું જ્ઞાન કીર્તનમાં લોકોને બહુ આવેશપૂર્વક બતાવું છું એ તો ખરૂં, પણ મારૂં ચિત્ત હજુ હરિપ્રેમથી ભીંજાયું નથી, બુદ્ધિ વ્યવસાયાત્મિકા થઈ નથી, વિધવિધ સંકલ્પોથી ઘેરાયેલી છે. અને મારી એવી હાલત છે કે કહું છું કંઈક અને કરૂં છું કંઈક બુદુંજ. નામનો મહિમા તો લોકોને બતાવું છું; પરંતુ તે નામરસ મારા અંતઃકરણમાં ઉતર્યો નથી."

"પોપટને જે શીખવો તેજ પઠયા કરશે, મારી પણ એવીજ દશા છે. સ્વપ્નમાં રાજ્ય ભોગવવાથી કોઈ રાજા બનતું નથી. વળી પરમાર્થવિષયક મારો અનુભવ પણ એવુંજ એક સ્વપ્ન છે. વાણીજ એવી અલંકૃત શામાટે થઈ કે જેથી ભગવાનનાં ચરણ દૂરજ રહી ગયાં? "વાંચેલા-સાંભળેલા શબ્દોનું જ્ઞાન બતાવું છું" પરંતુ તેથી મને શો લાભ?

સંતોને પણ તુકારામ વિનવે છે કે—

"આ મોટો અલંકાર મને શોભા આપતો નથી. મારે માટે તો એ નકલીજ છે. હું તો આપ સૌની ચરણ-રજનો એક કણ છું; આપ સંતોનાં ચરણોની જૂતી છું. મને મારા પોતાના સ્વરૂપની કશી ઓળખાણ નથી, ભજન કરી લઉં છું તે પણ બીજાની દેખાદેખીથી. મને ક્ષરની ઓળખાણ નથી, અક્ષરની ઓળખાણ નથી, મહાશૂન્યની ઓળખાણ નથી, આત્માનાત્મવિવેક નથી. તુકારામ શું છે? કંઇ પણ નથી. આપનાં ચરણોમાં તે પોતાનું મસ્તક મૂકે છે. એટલોજ તેનો અધિકાર જાણો." તેથી 'સંત' નામ વડે મને અલંકૃત ના કરો; હું તેને પાત્ર નથી. સંત તેજ છે, કે જેને આત્મસાક્ષાત્કાર થયો હોય, જેણે ક્ષર, અક્ષર અને બધાનો પોતાની અંદર લય કરનાર મહાશૂન્યને જાણ્યો હોય, જેની બુદ્ધિમાં આત્માનાત્મનો વિવેક સિદ્ધ હોય. 'સંત' નામનો અલંકાર તેમનેજ શોભા આપે છે, મને નહિ.

"મહાત્મા તુકારામ સંતોને પ્રાર્થના કરે છે કે, આપ

કૃપા કરીને મારી સ્તુતિ ન કરો. સ્તુતિ–વખાણુ અભિમાન-રૂપી ઝેર પાઇને મને મારી નાખશે. ભગવાન અભિમાનીને ક્ષમા કરતા નથી! મને જો અભિમાન થશે, તો મારા શ્રી-વિઠ્ઠલનાથ મને ત્યજી દેશે અને આપ પણુ ત્યજીજ દેશો."

ન કરાવી સ્તુતિ માઝી સંતજનીં,
હોઈલ યાવચનીં અભિમાન. ૧
ભારેં ભવનદી તુતરવે પાર,
દૂરાવતી દૂર તુમચે પાય. ધ્રુ૦
તુકા મ્હણે ગર્વ પુરવીલ પાઠી,
હોઇલ માઝયા તુટી વિઠોબાચીં. ૩

અર્થાત્ "સંત–સજ્જન મારી સ્તુતિ ન કરો, તેમનાં સ્તુતિવચનોથી મને અભિમાન થશે. તે ભારથી ભવનદી પાર ઉતરવાનું બનશે નહિ અને આપનાં ચરણુ દૂરથી પણુ દૂર થઈ જશે. તુકારામ કહે છે કે, ગર્વ જીવ ખાઇને મારી પાછળ પડશે અને મારા વિઠ્ઠલનાથ મારાથી છૂટા પડી જશે."

## ૧૨–સત્સંગ

હવે આપણે સત્સંગનો વિચાર કરીએ. તુકારામને કીર્તન–પ્રસંગોદ્વારા સત્સંગ પ્રાપ્ત થયો; ભગવાનના ગુણાનુવાદ સાંભળવાનો અને ગાવાનો અવસર મળ્યો.

કથા ત્રિવેણી સંગમ, દેવભક્ત આણિ નામ.

આ આનંદ અદ્ભુત છે. વાદ કરનારા, નિંદા કરનારા, છેતરનારા અને પાખંડ કરનારા એ બધાની સોબતથી તુકારામને કષ્ટજ થયું; પરંતુ તેનું નુકસાન સજ્જનોના સમાગમથી વળી ગયું. સંસારમાં પ્રેમી, ભાવિક તેમજ શ્રદ્ધાળુ સઘળાં સ્થાનોમાં હમેશાં હોયજ છે. આવા લોકો કીર્તન–પ્રસંગથી તુકારામ તરફ ખેંચાઇ આવ્યા. તેમના સત્સંગમાં તુકારામના આનંદનું તો પૂછવુંજ શું ?

તુકા મ્હણે યેણેં આનંદી આનંદુ ગોવિંદેં ગોવિંદું પિકવિલા.

અર્થાત "તુકારામ કહે છે કે, આથી આનંદ આનંદ

ને આનંદજ થઇ ગયો, ગોવિંદ(બીજ)થી ગોવિંદનો પાક તૈયાર થઇ ગયો."

તુકારામ સત્સંગના લાભ બતાવે છે—

"હરિદાસ જ્યારે મળે છે, ત્યારે બધાં પાપ-તાપ, દૈન્ય અને જંજાળ છૂટી જાય છે. તુકારામ કહે છે કે, વૈષ્ણવોનાં ચરણદર્શન કરવાથી મનને સમાધાન થયુ.

* * * *

વૈરાગ્યાચેં ભાગ્ય, સંત સંગ હાચિ લાભ. ૧
સંત કૃપેચે હે દીપ, કરી સાધકા નિષ્પાપ. ધ્રુ૦ ૨
તુકા પ્રેમેં નાચે ગાયે, ગાણિયાંત વિરોનિ જાયે. ૩

અર્થાત્ "સત્સંગપ્રાપ્તિ એજ વૈરાગ્યનું સૌભાગ્ય છે. સંતકૃપાથી એ દીપક સાધકને નિષ્પાપ કરી નાખે છે, એ સંતોની વચમા તુકારામ પ્રેમથી નાચે-ગાય છે અને ગાવામાં લીન થઇ જાય છે."

* * * *

"જેના હૃદયસંપુટમાં નારાયણ ભરાઇ ગયા અથવા જે ભાવિક અને વિશ્વાસુ છે, તુકારામ કહે છે કે હું તેને વંદન કરૂ છું."

* * * *

"સંતોનાં ચરણોની રજ જ્યાં પડે છે ત્યાં વાસનાનું બીજ સહેજે બળી જાય છે. ત્યારે રામનામમાં રુચિ થાય છે, અને ઘડીએ ઘડીએ સુખની વૃદ્ધિ થવા લાગે છે. કંઠ પ્રેમમાં ગદ્ગદ્ થઇ જાય છે, આંખોમાંથી અશ્રુ વહેવા લાગે છે અને હૃદયમાં નામરૂપ પ્રગટ થાય છે. તુકારામ કહે છે કે, આ ઘણુંજ સુલભ સુદર સાધન છે, પરંતુ પૂર્વનાં પુણ્યથીજ એ પ્રાપ્ત થાય છે."

* * * *

"સંતનાં ચરણોની રજનો અનુભવ મને મારી અંદર

પ્રાપ્ત થયો, એના સેવનથી એવું સુખ મળ્યું કે જેમાં કોઈ દુઃખ થતું નથી."

* * * *

"શરીર, વાણી અને મનથી હું હરિદાસોનો દાસ થયો; કારણ, હરિદાસોના હરિકીર્તનમાં પ્રેમજ પ્રેમ ભરેલો છે, કરતાલ ને મૃદંગનો કલ્લોલ છે. દુષ્ટ બુદ્ધિ બધી નાશ પામી જાય છે અને હરિકીર્તનમાં સમાધિ લાગી જાય છે."

* * * *

"સંતોને મળવાની બહુજ ઈચ્છા હતી, મહાભાગ્યથી તે મેળાપ થયો. તુકારામ કહે છે કે, આથી બધો પરિશ્રમ સફળ થઈ ગયો."

* * * *

અહીં 'સંત' શબ્દનો અર્થ બરાબર સમજી લેવો જોઇએ. તુકારામે આ અભંગોમાં હરિદાસ (હરિ–કીર્તન કરનારા), ભાવિક, પ્રેમી, વારકરી (યાત્રાળુઓ) એ બધાને સંત કહ્યા છે. 'સંત' શબ્દનો જે આટલો વ્યાપક પ્રયોગ તેમણે કર્યો છે, તેનાથી શું સમજવું? શું તે સમયે સંતો એટલા બધા વધી પડયા હતા કે તુકારામ પોતાના સીધા-પણાથી બધાને સંતજ માનતા અને કહેતા હતા? ના, એ બન્ને કલ્પનાઓ ખોટી છે. સાચા સંત તો હમેશાં દુર્લભજ હોય છે. આવા સંતો તુકારામના સમયમાં હતા અને તેમને તેમની સાથે સમાગમ પણ થયો હતો. ચિંતામણિ દેવ, પૂનાના અનગઢશાહ, નગરના શેખ મહમ્મદ, બોધલા બાબા અને દેહણુકર બુવાની સાથે તેમને મુલાકાતો થતી હતી અને પાછલી અવસ્થામાં સમર્થ રામદાસ સાથે પણ તેમને મુલાકાત થઈ હતી. પરંતુ આવા સંતો તો વિરલાજ હોય છે. સાચા સંતોનાં લક્ષણ તુકારામે પોતાના અભંગો-માં આપ્યાં છે. તેઓ કોને સંતતરીકે માનતા હતા અને સંતોની તેમની કસોટી કેવી હતી, તેનું વર્ણન અગાઉ આવી ચૂક્યું છે. સંતોના સંબંધમાં તેમની કસોટી સામાન્ય

નહોતી. તેમ છતાં એવી વાત પણ નહોતી કે, તુકારામ કોઇને અજ્ઞાનથી અથવા ભોળપણથી સંત કહેતા હતા. તેમણે બની બેઠેલા વેશધારી સાધુઓ, પાખંડીઓ તેમજ દંભીઓની ખૂબ ખબર લીધી છે. તેમની સત્યનિષ્ઠા એટલી જ્વલંત, ભક્તિ એટલી આંતરિક અને વાણી ન્યાયની વાતમાં એટલી નિષ્ઠુર હતી કે, તેઓ જરા પણ જૂઠને સહી શકતા નહિ. તેમના સમયમાં ન તો સંતો વધી પડયા હતા કે ન તો તુકારામ ભોળા-ભલા હતા. ત્યારે તેમણે સંત શબ્દનો પ્રયોગ આટલો બધો શા માટે કર્યો છે? આનું સમાધાન એ છે કે, કેટલેક સ્થળે તો તેમણે આ શબ્દનો પ્રયોગ ગૌરવ માટે કર્યો છે. બધા વારકરી કંઇ તુકારામ નહોતા. કોઇપણ સંપ્રદાયમાં સામાન્ય જનસમૂહ જેવો હોય છે, તેવાજ વારકરી પણ હતા. પરંતુ સંપ્રદાય-પ્રવર્તકોએ પોતાનો સંપ્રદાય વધારવા માટે સામાન્યોમાં પણ જે કંઇ વિશેષ જણાયા, જેમનામાં ઉત્સાહ, દક્ષતા વગેરે ગુણ કંઇક વધુ પ્રમાણમાં દેખાયા તેમને માન આપીને વધારે કાર્યકુશળ બનાવવાના હેતુથી તેમને સન્માન આપીને ઉત્સાહિત કરવા પડે છે. આમાં કંઇ ધૂર્તતા કે જૂઠ નથી. જેઓ એમ સમજે છે કે, અમારો સંપ્રદાય જન-સમાજ અને રાષ્ટ્રને માટે કલ્યાણકારક છે, તેનો પ્રચાર થવો આવશ્યક છે; અને આનાથી લોકોનો ઉદ્ધાર થવો જોઇએ, તેઓ દરેક રીતે તે સંપ્રદાયને વધારવાનો ઉદ્યોગ કરે છે.× તેથી તેમને ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ સઘળી કક્ષાના લોકોને સાચવતા રહેવું પડે છે. આ ન્યાયે નામ-દેવ-એકનાથના સમયથી જાણે એવો રિવાજજ ચાલતો આવ્યો હતો કે, ગળામાં માળા પહેરીને પંઢરીની વારી-

× હાલના સમયમાં પણ એમજ થાય છે. દેશનું કામ કરનારા-ઓને 'દેશભક્ત' કહીને માન આપવામા આવે છે. શિવાજી મહા-રાજના જેવી દેશભક્તિ હોય તેજ સાચો દેશભકત છે, પરંતુ દેશની થોડી ઘણી સેવા કરનારાઓને દેશભક્ત કહીને ગૌરવાન્વિત કરવા એ અનુચિત ગણાતું નથી.મૂળલેખક

યાત્રા કરનારાઓને, કથાકીર્તન ને ભજનમાં આનંદ માનનારાઓને, શ્રીવિઠ્ઠલનાથની પ્રેમથી ઉપાસના કરનારા વારકરીઓને, ખાસ કરી કીર્તનકારોને તથા ભજન મંડળીઓના નેતાઓને 'સંત' સંબોધન વડે માન આપવામાં આવતું હતું. તુકારામે પણ આજ પ્રકારે અનેક સ્થળે 'સંત' શબ્દનો પ્રયોગ માનાર્થેજ કરેલો છે. જે શ્રીવિઠ્ઠલના દાસ છે, ભજન કરનારા વારકરીઓ ભક્ત છે, ભજન–કીર્તનમાં જેનો સાથ હોવાથી સૌને કીર્તનનો આનંદ પ્રાપ્ત થાય છે, લોકકલ્યાણ–સાધક કીર્તન–સંપ્રદાયની વૃદ્ધિમાં જેનાથી મદદ મળે છે, તેમને કૃતજ્ઞતાપૂર્વક માન આપવું એ સજ્જનતાનુજ લક્ષણ છે. તુકારામની સાથે કરતાળ બજાવીને ભજન કરનારા ભક્ત અથવા તેમનું કીર્તન સાંભળનારા શ્રોતા બધાજ કંઇ તુકારામ નહોતા. દેશભક્તોમાં શિવાજી જેવા કોઇ વિરલાજ હોય છે, તેજ પ્રમાણે વારકરીઓમાં પણ તુકારામ જેવા કોઈ વિરલાજ હોઈ શકે છે! આ સિવાય પોતાની ભક્તિ–પ્રેમાનંદ જેમની સોબતથી વધે છે, જ્ઞાન–વૈરાગ્ય પ્રજ્વલિત થઇ ઉઠે છે, જેના મળવાથી હૃદયમાં ભક્તિરસની ભરતી આવે છે, તેમાં કોઇ દોષ હોય તો પણ તે દોષોની ઉપેક્ષા કરવી અથવા સમય આવતાં આ દોષો નાશ પામનારા છે, એમ જાણીને તેમના ઉપર પ્રેમ રાખ્યા કરવો એ તો સજ્જનોનો સ્વભાવજ છે. સમુદાયમાં સર્વ પ્રકારના લોકો હોય છેજ. તુકારામ કહે છે કે,

"હરિભક્તો મારા વહાલા સ્વજનો છે. તેમનાં ચરણ હું મારા હૃદય ઉપર ધારણ કરીશ. જેમના કંઠમાં તુલસીની માળા છે અને જે નામધારક છે તેઓ મારા ભવ–નદીના તારનારા છે. આળસથી, દંભથી કે ભક્તિથી જે હરિનું નામ ગાય છે તેઓ મારા પરલોકના સાથી છે. તુકારામ કહે છે કે, હું તેમના ઉપકારોથી બંધાયેલો છું, તેથી હું સંતોને શરણે આવ્યો છું."

* * * *

હોં કાં દુરાચારી, વાચે નામ ઉચ્ચારી. ૧
ત્યાચા દાસ મી અંકિત, કાયાવાચા મનેંસહિત. ધ્રુ૦
નસો ભાવ ચિત્તીં, હરિચે ગુણ ગાતાં ગીતીં. ૨
કરી અનાચાર, વાચે હરિનામ-ઉચ્ચાર. ૩
હોં કાં ભલતેં કુળ, શુચિ અથવા ચાંડાળ. ૪
મ્હણવી હરિચા દાસ, તુકા મ્હણે ધન્ય ત્યાસ. ૫

અર્થાત્ "ગમે તો તે દુરાચારી ભલેને હોય, પરંતુ જો તે વાણીથી હરિ–નામ લેતો હોય, તો હું તેનો શરીર, વાણી અને મનથી દાસ છું, સર્વથા તેને અધીન છું. તેના ચિત્તમાં ભક્તિનો કોઇ ભાવ ન હોય, ભાવ વિના હરિ-ગુણ ગાતો હોય, ગમે તે કુળમાં ઉત્પન્ન થયો હોય, પવિત્ર હોય કે ચાંડાળ હોય, પરંતુ પોતાને હરિનો દાસ કહેતો હોય તો તુકારામ કહે છે કે તે ધન્ય છે."

કોઇ ગમે તેવો દુરાચારી, અનાચારી, અભક્ત, અ-કુલીન ભલેને હોય, પરંતુ તે હરિનામ લેનાર હોય તો તુકારામ તેને ધન્યભાગી કહે છે અને કહે છે કે, તેનો હું દાસ છું. આમાં તત્ત્વની ત્રણ વાતો છે. એક તો એ છે કે, હરિનામમાં એટલું સામર્થ્ય છે કે કોઇ ગમે તેટલો પતિત કેમ ન હોય, તે તેના વડે ઉદ્ધાર પામે છે—

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥
(गीता. ९–३०)

'કોઇ મનુષ્ય પહેલાં દુરાચારી હોય, પરંતુ પાછળ-થી જ્યારે તે હરિભજનના માર્ગ ઉપર આવી જાય ત્યારે તેને સાધુજ સમજવો જોઇએ, કારણ કે તેનો નિશ્ચય પવિત્ર છે, તે સન્માર્ગે વળેલો છે; અર્થાત્ તેનો યોગ્ય સમયે ઉદ્ધાર થશેજ. તેથી તે દુરાચારી હોવા છતાં પણ તે હવે પશ્ચા-ત્તાપના તીર્થમાં નાહી ચૂકયો, નાહીને તે સર્વભાવે મારી અંદર આવી ગયો.' (જ્ઞાનેશ્વરી ૯–૪૨૦) દુરાચારીને માટે દુરાચારીના સંબંધથી આ વાત કહી. તુકારામ કહે છે કે,

હરિનું નામ લેનાર અને ગાનાર મને મારી પોતાનીજ જાતિનો જણાય છે. હરિભક્તજ કેમ, હરિના માર્ગ ઉપર જે આવી ગયો તે પણ, તુકારામ કહે છે કે, મારો સખા છે. ત્રીજી વાત એ છે કે, બીજાના દોષ જોવામાં મને કંઇ લાભ નથી. વાણિયાની દુકાનેથી ગોળ લેવો છે, તો ગોળ લઈ લો; તેની નાત-જાત પૂછવાની શી મતલબ ? 'બીજાઓના ગુણ-દોષ હું શામાટે કહેતો ફરૂં?' તેમનામાં કોઈ દોષ હોય તો પણ તેને ને મારે શું ? બીજાઓના દોષ જોઉં તો પણ એ દોષો મારી અંદર તેમનાથી પણ વધારે છે." મારા કરતાં વધારે દુષ્ટ અને લબાડ બીજો કોણ છે ? હું દોષરાશિ છું, મારાજ ઘરમાં જો આટલો બધો કચરો ભરેલો છે ત્યારે તે સાફ ન કરતાં બીજાઓને ઘેર ઝાડૂ દેવા જવું એ તે વળી કેવી અક્કલ ? પોતાના અને બીજાઓના પણ ગુણદોષ જોઇને તુકારામનો જીવ ઉઠી ગયો હતો. 'હવે મારા ગુણદોષોને વખાણુતા નહિ' એમ તેઓ બીજાઓને પણ કહ્યા કરતા હતા. કીર્તનપ્રસંગે જો કોઇ ગુણ-દોષ-ચર્ચા કદાચ ચાલે તો તે કોઈ વ્યક્તિની નિંદાના રૂપમાં નહિ, ઈર્ષ્યા-દ્વેષ નહિ, પરંતુ એજ આંતરિક પ્રેમથી થતી કે એ દોષો નીકળી જાય. 'માનને માટે અથવા દંભને માટે હું કોઇને છેતરતો નથી, એ વાત શ્રીવિઠ્ઠલનાં ચરણોના સોગન ખાઇને કહું છું."

અસ્તુ. તુકારામે પોતાની અંતઃશુદ્ધિ દ્વારા પોતાના ભજન-કીર્તનના પ્રેમી સોબતીઓને પૂજ્ય માનીને તેમના સમાગમથી પોતાનો ભગવત્પ્રેમ વધારવાનું કામ હાથ લીધું. એમાં કોઇ સાધારણ ભક્તો હશે, તો કોઇ મોટા અધિકારી પુરુષ પણ હશે. તુકારામને એવા અનેક સજ્જન મળ્યા, કે જેમની પાસેથી તેમણે કોઇ ને કોઈ ગુણ લીધો. તેમની સાથેની હરિચર્ચા અને સત્સંગથી તેમને ઘણો લાભ થયો. વિશ્રામનાં સ્થાન, પ્રેમ-મૂર્તિ, સત્-શીલ બ્રહ્મનિષ્ઠ હરિભક્તો સાથે તેમનો સમાગમ તેમને ઘેર, ભંડારા પર્વત ઉપર કીર્તનપ્રસંગે તથા મંદિરોમાં વખતોવખત થતોજ

રહ્યો. જે સંત નહોતા તેમને પણ સંત માનીને તેમજ તેમનામાં જે પણ ગુણ જણાઇ આવતો તેને ગ્રહણ કરીને તે પોતાનો ભગવત્પ્રેમ વધારવાનો અભ્યાસ અંતઃકરણપૂર્વક કરતાજ રહેતા હતા. 'સંતોને ત્યાં પ્રેમ પ્રેમ ને પ્રેમજ હોય છે' દુઃખનું નામ પણ નથી હોતું, કેમકે તેમનું ધન સ્વયં શ્રીવિઠ્ઠલજી છે. સંત પ્રેમસુખજ લેતા આપતા રહે છે.' 'સંતોનું ભોજન અમૃતપાનજ છે, તેઓ હંમેશાં કીર્તન કરતાજ રહે છે.' તુકારામ કહે છે કે, 'આવા દયાળુ સંતો મને નિરંતર સાવધાન રાખે છે, તેમના ઉપકાર હું કેટકેટલા વર્ણવું!' આ પ્રમાણે તેમણે વારવાર સંતોનો મહિમા ગાયો છે. 'હરિકથારૂપ માતાનું અમૃત–દૂધ જેમના સત્સંગથી, હું સેવન કરવા પામું છું, તુકારામ કહે છે કે હું તે મારા દયાળુ હરિભક્તોના દાસોનો દાસ છું. દીન અને દુર્બળને માટે સુખરાશિસ્વરૂપ હરિકથા, માતા જેવા સંતોના સમાગમમાંજ પામી શકાય છે.' અસ્તુ. આ પ્રમાણે સંતોના સમાગમથી તુકારામે પોતાના અંતરને સંતમય બનાવીને લાભ ઉઠાવ્યો.

## ૧૩–નામસ્મરણનો આનંદ

આટલે સુધી આપણે જોયું કે, તુકારામે નિરંતર સાવધાન રહીને કેવી રીતે મનોજયનો અભ્યાસ કર્યો, મન સાથે કેવા કેવા કલહ કર્યા અને પતાવ્યા, કનક–કાન્તાના વિષયમાં તેમનો વૈરાગ્ય કેવો જ્વલંત હતો, વાદ અને છેતરપંડી કરનારાઓની ઉપાધિથી તથા લોકોનાં ટોળાંથી કંટાળી જઇને તેમનું ચિત્ત કેવી રીતે શાંત થયુ, અહંકાર કેવી રીતે નાશ પામ્યો, પોતાના દોષ તેઓ કેવી રીતે ભગવાનનાં ચરણોમાં નિવેદન કરતા હતા અને તેમનો સત્સંગ કેવો હતો. હવે આત્મશુદ્ધિના પ્રયત્નોમાં જે સૌથી મહત્ત્વનો છે, તે નામસંકીર્તનના વિષયમાં કંઈક લખીને આ પ્રકરણ સમાપ્ત કરીશું.

એકાંતથી તેમને જે આનંદ મળ્યો, તે એકાંતનું

ફળ તો હતુંજ. પરંતુ તેમાં સાક્ષાત્ સુખનો જે અંશ હતો, તે નામસ્મરણના અભ્યાસનુંજ પરિણામ હતું. કેવળ એકાંતથી, જનસંસર્ગ અથવા બાહ્યોપાધિઓથી થનારા દુઃખનો નાશ થઈ શકે છે અને તેથી શાંતિનું સુખ મળી શકે છે. પરંતુ આ સુખ અપ્રત્યક્ષ છે. પ્રત્યક્ષ સુખનું જે ઝરણું તુકારામના હૃદયમાંથી ઝરવા લાગ્યું, તે નામસંકીર્તનના અભ્યાસનુંજ ફળ હોઇ શકે છે. કીર્તન-ભજનાદિમાં સમાન બુદ્ધિવાળા સાધુ-સંતો અને ભાવિક ભક્તોના સત્સંગથી તો તેઓ નામ-સ્મરણનો લાભ ઉઠાવતાજ હતા, પરંતુ જયારે એકાંત મળ્યું, ત્યારે તેથી તો બધો સમય નામસ્મરણ માટેજ મળી ગયો. હરિકીર્તનમાં સંતસમાગમનું તથા કરતાલ, વીણા, મૃદંગ વગેરેની મદદથી થનારા નાદ-બ્રહ્મનો આનંદ તો અપૂર્વ છેજ; પરંતુ તેટલાથી કામ ચાલતું નથી. અખંડ નામસ્મરણનો આનંદ અહર્નિશ પ્રાપ્ત થયા વિના ચિત્તશુદ્ધિનો સાક્ષાત્કાર થઇ શકતો નથી. એક પહોર કીર્તન ચાલે તેટલી વાર તો તન્મયતા થઇ, પરંતુ બાકીના સમયમાં પણ મનને કંઇ ને કંઇ સમાધિ આપ્યા વિના તેને છળ-કપટથી છૂટકારો પ્રાપ્ત થઇ શકતો નથી. તુકારામ વિષ્ણુસહસ્રનામનો પાઠ તો કર્યાજ કરતા હતા, પરંતુ આથી પણ વિશેષ તેમણે એ કર્યું કે, એને અખંડ નામસ્મરણનો ચસકો-સ્વાદ લગાડી દીધો. આજ તેમનું સાધનસર્વસ્વ છે. નામસ્મરણનો રસ લાગવો બહુ કઠણ છે, પરંતુ જ્યાં એક વાર પણ આસ્વાદ લાગી ગયો ત્યાં પછી એક પળ પણ નામ વિના ખાલી જતી નથી. નામસ્મરણ એ કહેવાય છે કે ચિત્તમાં રૂપનું ધ્યાન હોય અને મુખમાં નામનો જપ હોય. અંતઃકરણમાં ધ્યાન જામતું જાય, ધ્યાનમાં ચિત્ત રંગાતું જાય, ચિત્ત તન્મય થઇ જાય, એજ વાણીમાં નામ બેસી ગયાનું લક્ષણ છે. 'ચિત્તમાં (ધ્યાન) ન હોય તો ભલે; પણ વાણીમાં તો હોવું જોઇએ.' એ નામસ્મરણનું પહેલું પગથિયું છે. તુકારામનો નામાભ્યાસ અહીંથીજ શરૂ થયો અને

જે અવસ્થામાં તેની પૂર્ણતા થઇ તે અવસ્થામાં તુકારામ કહે છે કે 'વાણીએ આ નામનો ચસકો એવો લગાડી દીધો છે કે મારી વાણી હવે નામોચ્ચારથી અટકાવી પણ અટકી શકતી નથી. આની અંદરના અભ્યાસનો જે આનંદ છે તે અનુભવથીજ જાણી શકાય છે. તે કહી-વર્ણવી બતાવવો અસંભવિત છે. કુલાચાર, સંપ્રદાયપરંપરા, પુરાણ અને સાધુ-સંતોના ગ્રંથ તથા ગુરુનો ઉપદેશ-એ બધાએ તુકારામને એજ બતાવ્યું કે, નામસ્મરણજ શ્રેષ્ઠ સાધન છે. એ આપણે પહેલાં જોઈજ ચૂકયા છીએ. કેવળ કહેવાથી શું થાય? તે તો કરીનેજ દેખાડવું પડશે. તુકારામે નામનો અભ્યાસ કર્યો અને તેઓ ધન્ય થયા. શ્રી પાંડુરંગનું રૂપ જોવા અથવા ધ્યાનમાં લાવવાથી તુકારામના ચિત્તમાં પ્રેમાનંદ હીંચવા લાગ્યો હતો અને તેઓ પોતે એ આનંદમાં નાચતા નાચતા ને ગાતા ગાતા તલ્લીન થઇ જતા હતા.

કૃઓનિયાં તુઝયા રુપાચા આકાર, ઉભા કટીં કર ઠેઉનિયાં.
તેણેં માઝયા ચિત્તા હોંતે સમાધાન, વાટતે ચરણ ન સોડાવે.
સુખેં ગાતાં ગીત વાજવિતાં ટાળી, નાચતાં રાઉળી પ્રેમસુખેં.
તુકા મ્હણે મજ તુઝયા નામાપુઢેં, તુચ્છ હેં બાપુડેં સકળહી.

અર્થાત્ "કેડપર હાથ મૂકેલા તમારી મૂર્તિ જોઇને મારો જીવ શીતળતા અનુભવે છે અને એવી ઇચ્છા થાય છે કે એ ચરણોને પકડી રાખું. સુખેથી ગીત ગાઉં છું, હાથ વડે તાળી પાડું છું, પ્રેમાનંદથી તમારા મંદિરમાં નાચું છું. તુકારામ કહે છે કે, તમારા નામ આગળ આ બધા બિચારા મને તુચ્છ દેખાય છે."

* * * *

દેખિલીસે મૂર્તિ, માઝયા હૃદયાચી વિશ્રાંતી. ૧

અર્થાત્ "મારા હૃદયના વિશ્રામરૂપ તે મૂર્તિ જોઇ."

* * * *

કાય વૈકુંઠ બાપુડેં તુઝયા પ્રેમસુખપુઢેં. ૨

"તમારા પ્રેમસુખ આગળ વૈકુંઠ બિચારું શું છે?"

* * * *

ધન્ય તો હા કાળ સરે આનંદરૂપ, વાહતાં સંકલ્પ ગોવિંદાચે.

"ધન્ય છે આ કાળ કે જે ગોવિન્દનો સંકલ્પ વહન કરતો થકો આનંદરૂપ થઇને વહી રહ્યો છે."

* * * *

ધણી ન પુરે ગુણ ગાતાં, રુપદૃષ્ટિ ન્યાહાળિતાં. ૧
બરવા બરવા પાંડુરંગ, કાંતિ સાવળી સુરંગ. ધ્રુ૦
સર્વ મંગળાચેં સાર, સુખ સિદ્ધિચેં ભાંડાર. ૨
તુકા મ્હણે સુખા, અંતપાર નાહીં દેખા. ૩

"ગુણ ગાતાં ગાતાં, નેત્રો વડે રૂપ જોતાં જોતાં તૃપ્તિ થતી નથી. મારા પાંડુરંગ કેટલા સુંદર છે, સુવર્ણશ્યામ કાન્તિ કેવી શોભા આપે છે. સર્વ મંગળોનો એ સાર છે; સુખ-સિદ્ધિઓનો ભંડાર છે. તુકારામ કહે છે કે, અહીં તો અનંત સુખ છે."

શ્રીવિઠ્ઠલરૂપમાં જ્યારે ચિત્તવૃત્તિ આટલી તન્મય થઈ હોય, પાંડુરંગને હૃદયસંપુટમાં સ્થિર કરવાનો જ્યારે આવો દૃઢ અભ્યાસ થતો હોય ત્યારે આ અભ્યાસને માટે અખંડ નામ-સ્મરણ અને ધ્યાનથી વિશેષ બીજો કોઈ પણ ઉપાય કોઇએ કદી બતાવ્યો છે? નામસ્મરણ સૌ કોઇને માટે આખો વખત અત્યંત સુલભ છે.

નામ ઘેતાં ન લગે મોલ, નામ મંત્ર નાહીં ખોલ.

અર્થાત્ "નામ લેતાં કંઇ મૂલ્ય આપવું પડતું નથી અને નામમંત્રમાં કોઇ ગૂઢ રહસ્ય પણ નથી." અને આ સાધન પણ એવું છે કે તરત ફળ આપે છે. આ તો નગદ વ્યવહાર છે. 'મુખી નામ હાતીં મોક્ષ, ઐસી સાક્ષ બહુતાંસી' (મુખમાં નામ હોય તો મુક્તિ હાથમાંજ રાખેલી છે, અનેકોને આ વિષેની સાબિતી મળી ચૂકી છે.) પરંતુ બીજાઓની વાત શું?' તુકારામ કહે છે કે, રામનામથી

હું કૃતકૃત્ય થયો.' આ તુકારામ પોતાનો અનુભવ બતાવે છે. જીભને એક વાર નામનો સ્વાદ લાગવો જોઇએ; પછી "પ્રાણ જવા છતાં પણ નામને તે છોડતી નથી." નામ-ચિંતનમાં આવું વિલક્ષણ માધુર્ય છે. ખાંડ ને મિઠાશ જેમ એક છે, તેજ પ્રમાણે નામ અને નામી પણ એકજ છે. પરંતુ આ અનુભવ નામ-સ્મરણનો આનંદ ભોગવનારાઓ-નેજ પ્રાપ્ત થાય છે. નામ કેવળ સાધન નથી, નામના છંદથી સાધ્ય-સાધનની એકતા પ્રત્યક્ષ થાય છે. તુકારામે અપાર નામ-સુખ લૂંટયું; બલ્કે એમ કહો કે, અખંડ નામ-સુખ ભોગવવાને માટે અને આ સુખ બીજાઓને અપાવવા માટે-જ તેમનો અવતાર થયો હતો. ઉઠતાં-બેસતાં, ખાતાં-પીતાં, સૂતાં-જાગતાં, ચાલતાં-ફરતાં તેમનું નામચિંતન ચાલ્યાજ કરતું હતું અને 'ચિંતનથી તદ્રૂપતા'નો અનુભવ પણ તેમને થતો હતો. નામચિંતનથી જન્મ-જરા-ભય-વ્યાધિ બધું છૂટી જાય છે. ભવરોગ જેવો રોગ પણ ચાલ્યો જાય છે. પછી બીજી ચીજજ શા હિસાબમાં છે?' તુકા-રામે નામનો આનંદ કેવી રીતે લીધો; તેનાથી તેમનો સંસાર-પાશ કેવી રીતે કપાઇ ગયો; હરિ-પ્રેમનો રસ વધવાથી જીભ કેવી સ્વાદીલી થઇ ગઈ અને ઇન્દ્રિયોની દોડ કેવી રીતે થંભી ગઇ; અનુપમ સુખ સ્વયં કેવી રીતે ઘર શોધતું શોધતું ચાલ્યું આવ્યું; આ વિષયમાં હજારો અવ-સરે તેમણે પોતાના મધુર અનુભવ અનુપમ માધુરીપૂર્વક વર્ણવ્યા છે. ભગવાનની છબી જોતાં, ચિત્તમાં તેનું ધ્યાન ધરતાં ધરતાં નામનો રંગ ચિત્ત ઉપર લાગી જતો હતો અને નામરંગમાં ચિત્તને રંગતાં રંગતાં શ્રીરંગ અંતઃકરણમાં આવીને પ્રકટ થતા અને નામ-નામીની એકરૂપતામાં તુકા-રામ ઓગળી જતા હતા. એક વિઠ્ઠલ સિવાય તે વખતે ત્યાં આગળ કંઇ રહેતુંજ નહિ. તુકારામજીને ત્યાંનું પરમામૃત ભોજન જોઇને જેના મોંમાં પાણી ન આવે એવો કોઇ અભાગી હોઇ શકે ખરો કે? હવે તુકારામના શ્રીમુખેથી નામામૃત-માધુરીનો કંઈક સ્વાદ આપણે પણ લઇએ—

નામ ઘેતાં મન નિવે, જીવ્હે અમૃતચિ સ્રવે.
હોતાતી બરવે, ઐસે શકુન લાભાચે. ૧
મન રંગલે રંગલે તુઝયા ચરણી સ્થિરાવલે,
કેલિયાં વિઠ્ઠલે, કૃપા ઐસીં જાણવી. ૨

અર્થાત્ "નામ લેવાથી મન શાંત થાય છે, જીભથી અમૃત ઝરવા લાગે છે અને લાભના ઘણાજ સારા શુકન થાય છે. મન તમારા રંગમાં રંગાઈ ગયું, તમારા ચરણોમાં સ્થિર થઇ ગયું. શ્રીવિઠ્ઠલનાથે એવી કૃપા કરી; એથીજ આ પ્રમાણે થયું."

* * * *

બૈસૂં ખેળું જેવૂં, તેથેં નામ તુઝેં ગાવૂં. ૧
રામકૃષ્ણ નામ માળા, ઘાલૂં ઓવૂનિયાં ગળા. ૨

અર્થાત્ "જ્યાં પણ બેસીશ, રમીશ, ભોજન કરીશ, ત્યાં તમારૂં નામ ગાઇશ. રામકૃષ્ણના નામની માળા ગૂંથીને ગળામાં પહેરીશ."

* * * *

સંગ આસનીં શયનીં, ઘડે ભોજની ગમની. ૨
તુકા મ્હણે કાળ, અવઘા ગોવિંદે સુકાળ. ૪

અર્થાત્ "આસન, શયન, ભોજન, ગમન સર્વત્ર સર્વ કામમાં શ્રીવિઠ્ઠલનો સંગ રહે. તુકારામ કહે છે કે, ગોવિંદ વડે આ બધો સમય સુકાળ—સારો સમય છે."

* * * *

ઇન્દ્રિયાંચી હાંવ પુરે, પરિ હેં ઉરે ચિંતન.

અર્થાત્ "ઇન્દ્રિયોની હવસ—લાલસા—ઇચ્છા મટી જાય છે, પરંતુ આ ચિંતન હમેશાં રહ્યા કરે છે."

* * * *

કાળ બ્રહ્માનંદે સરે, ઉરલે ઉરે ચિંતન.

અર્થાત્ "બ્રહ્માનંદથી સમય સમાપ્ત થઇ જાય છે. જે કંઇ રહે છે, તે ચિંતનજ રહે છે."

* * * *

સમર્પિલી વાણી, પાંડરંગીં ઘેતે ધણી. ૧
ધાર અખંડિત, ઓઘ ચાલિયેલા નિત્ય. ૨

અર્થાત્ "આ સમર્પિત વાણી પાંડુરંગનીજ ઈચ્છા કરે છે. આ રસની ધારા અખંડ છે, એનો પ્રવાહ નિત્ય છે."

* * * *

બોલણેંચિ નાહીં, આતાં દેવાવિણેં કાંહીં. ૧
એકસરેં કેલા નેમ, દેવા દિલે ક્રોધ કામ. ૨

અર્થાત્ "હવે ભગવાન સિવાય કશુ બોલવુંજ નથી. બસ, એજ એક નિયમ બનાવી લીધો છે. કામ-ક્રોધ પણ ભગવાનને આપી ચૂકયો છું."

પવિત્ર તેં અન્ન, હરિચિંતની ભોજન. ૧
તુકા મ્હણે ચવી આલે જેંકાં મિશ્રિત શ્રીવિઠ્ઠલેં. ૩

અર્થાત્ 'એજ અન્ન પવિત્ર છે કે જેનો ઉપભોગ હરિ-ચિંતનમાં થાય છે. તુકારામ કહે છે કે, જેમાં શ્રી હરિ ભળેલા છે; એજ ભોજન સ્વાદિષ્ટ છે."

લાગલેં ભરતેં બ્રહ્માનંદાચેં વરતેં. ૧
તુકા મ્હણે વાટ, બરવી સાંપડલી નીટ. ૪

અર્થાત્ "બ્રહ્માનંદની ભરતી આવી ગઇ. તુકારામ કહે છે કે, આ સારો રસ્તો મળી ગયો."

* * * *

"મારામાં એટલી બુદ્ધિ નથી કે હું તમારા એ ધ્યાન-નું વર્ણન કરૂં, કે જેનું વર્ણન કરતાં કરતાં વેદ પણ મૌન થઇ ગયા છે. મારી મતિ પ્રમાણે બનાવી લઇને તમારાં સુંદર ચરણકમળ ચિત્તમાં ધારણ કરી લીધું છે. તમારૂં આ શ્રીમુખ સુખમાંથીજ ઢાળેલુ હોય એવું દેખાય છે અને તે જોઇને મારી ભૂખ-તરસ ચાલી જાય છે. તમારાં ગીત ગાતાં ગાતાં જીભ મીઠી થઈ ગઈ, ચિત્તને સમાધાન થયું છે. તુકારામ કહે છે કે, મારી દૃષ્ટિ એ ચરણો ઉપર કંકુ-વર્ણાં એ સુકુમાર ચરણો પર-ચોંટી છે."

* * * *

"એના જેવું સુખ ત્રણે ભુવનમાં ક્યાંયે નથી; એથી મન ત્યાંજ સ્થિર થઈ ગયું છે. તમારાં કોમળ ચરણો ચિત્તમાં ધારણ કરી લીધાં, કંઠમાં એકાવલિ નામ-માળા ધારણ કરી લીધી છે. શરીર શીતળ થયું છે, ચિત્ત પાછું ફરીને વિશ્રાંતિના સ્થાનમાં પહોંચી ગયું, હવે તે આગળ (સંસાર તરફ) આવતું નથી. તુકારામ કહે છે કે, મારા બધા કોડ પૂરા થઈ ગયા છે. બધી કામનાઓ શ્રીપાંડુરંગે પૂરી કરી છે."

* * * *

"નામ લેવાથી કંઠ કોમળ અને શરીર શીતળ થાય છે તથા ઇંદ્રિયો પોતાનો વ્યાપાર ભૂલી જાય છે. આ મધુર સુંદર નામ અમૃતને પણ હરાવી દે છે. એણે મારા ચિત્ત ઉપર અધિકાર જમાવી લીધો છે. પ્રેમ-રસથી શરીરની કાંતિને પ્રસન્નતા અને પુષ્ટિ મળ્યાં. આ નામ એવું છે કે એનાથી ક્ષણમાત્રમાં ત્રણે તાપો નાશ પામી જાય છે."

આ નામસ્મરણ એવું છે કે એનાથી શ્રીહરિનાં ચરણ ચિત્તમાં, રૂપ નેત્રોમાં અને નામ મુખમાં આવી જાય છે અને એ જીવને હરિપ્રેમના આનંદામૃતનું પાન કરાવીને તેનું જીવત્વ હરી લે છે; ત્યારે 'વિઠ્ઠલજ રહી જાય છે' અદ્વૈતાનંદનો ઉપભોગજ રહી જાય છે. તુકારામ સ્વાનુભવથી બતાવે છે કે, નામસ્મરણથી જે અજ્ઞાત છે તે જ્ઞાત છે; જે પહેલાં દેખાતું નથી, તે દેખાવા લાગે છે; જે મૌન રહે છે તે વાણીના રૂપમાં ફેરવાઇ જાય છે; જે ચિર-વિરહમાં છુપાયેલા રહે છે, તે મિલનના રૂપમાં ફેરવાઇ જાય છે અને બધું પોતામયજ લાગે છે.

તુકા મ્હણે જોં જોં ભજનાસી વળે,
અંગ તોં તોં કળે સંનિધતા.

અર્થાત્ "તુકારામ કહે છે કે, જેમ જેમ ભજન તરફ ચિત્ત ઝૂકતું જાય છે, તેમ તેમ ભગવત્સાન્નિધ્યની માહિતી મળે છે; પરંતુ આ અનુભવ તેનેજ મળી શકે છે, કે જે કરી

જુએ. નામસિવાય ઉદ્ધારનો બીજો કોઇ ઉપાયજ નથી, એમ તુકારામે શ્રી વિઠ્ઠલનાથજીના સોગન ખાઇને કહ્યું છે. કહેવાની હદ થઇ ગઈ. અસ્તુ. હવે આ પ્રસંગવિષે તુકારામના ત્રણ વધુ અભંગ આપીને આ અધ્યાય સમાપ્ત કરીએ.

* * * *

"વિષયનું તદ્દન વિસ્મરણ થઇ ગયુ; ચિત્તમાં બ્રહ્મરસ ભરાઇ ગયો અને મારી વાણી વશ ન રહી, એવો ચસ્કો એને નામનો લાગી ગયો. લાભની અભિલાષા લઇને તે મનની પણ આગળ ચાલી, જેમ કંજુસ ધનના લોભથી ચાલે છે. તેમ તુકારામ કહે છે કે ગંગાસાગર-સંગમમાં મારી બધી અભિલાષાઓ તન્મય થઈ ગઇ—એક-અનન્ય થઈ ગઈ."

* * * *

"પ્રેમામૃતથી મારી જીભ સરસ થઇ ગઇ અને મનની વૃત્તિ ચરણોમાં સ્થિર થઈ ગઈ છે. સઘળાં મંગળ ત્યાં આવીને ન્યોચ્છાવર-સમર્પણ થઇ ગયાં છે; ત્યાં આનંદજળની વૃષ્ટિ થવા લાગી. બધી ઇન્દ્રિયો બ્રહ્મરૂપ થઇ ગઇ; તેમાંજ સ્વરૂપ ઢળાઈ ગયું છે. તુકારામ કહે છે કે, જ્યાં ભક્ત રહે છે, ત્યાં ભગવાન પણ વિરાજે છે, એમાં કંઈજ સંદેહ નથી."

* * * *

"અનંત પ્રકારના આનંદ મારી અંદર સમાઇ ગયા છે. એટલે પ્રેમનો પ્રવાહ વહેવા લાગ્યો અને નામરૂપ ઝરણું ઝરવા લાગ્યું. રામકૃષ્ણ નારાયણરૂપ અખંડ જીવનમાં કોઈ ખંડ નથી. તુકારામ કહે છે કે, આ લોક ને પરલોક એ જીવનના બે કાંઠા છે."

નામનો મહિમા અનેકોએ અનેક સ્થળે ગાયો છે, પરંતુ તુકારામે બધાને હરાવી દીધા છે. તેમના જેવી રસસરિતા બીજે કયાંય જણાશે નહિ. તુકારામના ગોમુખમાંથી સુમધુર ગંભીર નાદ સહિત વહેનારી નામ-મંદાકિ-

નીમાં સમસ્ત વિશ્વ સમાઈ ગયું છે. નામામૃતના સેવનથી તુકારામની રસના રસમય થઇ ગઇ; વાણી મનની આગળ વધી ગઇ; બધી ઇન્દ્રિયો બ્રહ્મરૂપ થઇ ગઇ; તુકારામ અને નામ એક થઈ ગયા. આ નામ ભકતો સિવાય ભગવાન બીજે કયાં રહી શકે છે? ભકત, ભગવાન અને નામનો ત્રિવેણી સંગમ થયો. તુકારામનો અસીમ નામપ્રેમ જોઈને ભગવાન મુગ્ધ થઈ ગયા અને તેમને તુકારામ આગળ, તેમણે જે રૂપમાં ઇચ્છયા તેજ રૂપમાં આવીને પ્રગટ થવું પડયુ. 'અચ્યુતાચા યોગ નામ છંદે' (નામના છંદથી અચ્યુત સાથે મેળાપ થાય છે.) આ તેમનુંજ વચન છે અને એજ વચન અનુસાર અચ્યુત ભગવાનને નામરૂપ ધારણ કરી તુકારામને મળવા આવવું પડયું. તેમને શ્રી પાંડુરંગનાં સાક્ષાત્ દર્શન થયાં; સગુણ–સાક્ષાત્કારનો મહાયોગ પ્રાપ્ત થયો. તે દિવ્ય ચરિત્ર વાચક આગલા ત્રણ અધ્યાયોમાં જોશે. સાધનોની ઇતિશ્રી થયા પછી સાધ્ય આપોઆપજ સાધકની પાસે ચાલ્યુ આવે છે. કેવી રીતે, તે વાચક સ્થિરચિત્તે જુઓ, ભોગવો અને સ્વાનંદ પ્રાપ્ત કરો.



# અધ્યાય ૯ મો—સગુણ ભક્તિ અને દર્શનની ઉત્કંઠા

## ૧—ત્રણ અધ્યાયોનો ઉપાદ્‌ઘાત

પાછલા અધ્યાયમાં આપણે જોયું કે તુકારામે ચિત્ત-શુદ્ધિ માટે કયા કયા ઉપાયો કર્યા, કયાં સાધનોથી જીવાત્મા–પરમાત્માની વચ્ચેના પડદાને દૂર કર્યો અને શી રીતે અખંડ નામસ્મરણ દ્વારા સાધનોની અવધિ કરી દીધી. પહેલાં કહ્યા પ્રમાણે સત્સંગ, સત્શાસ્ત્ર અને સદ્‌ગુરુકૃપા, એ ત્રણ મજલ પાર કરીને હવે સાક્ષાત્કારની ચોથી મજલ ઉપર પહોંચવું છે. 'પોથી–પુસ્તકો ડુબાડીને, આસન લગાવી તુકારામ બેસી ગયા; ત્યારે તે ધ્યાનાવસ્થામાં 'નારાયણે આવીને સમાધાન કર્યું' ' આ જે કંઇ તુકારામ કહી ગયા છે, તેજ પ્રસંગ આપણે જોઇએ. આ પ્રસંગમાં ભક્તિ–માર્ગની શ્રેષ્ઠતા, સગુણ–નિર્ગુણનો વિવેક, તુકારામની સગુણોપાસના, વિઠ્ઠલનાં દર્શનોની લાલસા અને આ લાલસાની સાથે ભગવાન સાથે પ્રેમકલહ, ભગવાનને મળવાનો તરફડાટ વગેરે બાબતો બતાવવી છે. ભગવાનનાં સગુણ દર્શન થતા પહેલાં ભક્તના અંતઃકરણની કેવી હાલત થાય છે, તે આપણે આ અધ્યાયમાં જોઇશું. આ પછીના પ્રકરણમાં તુકારામના પ્રાણપ્યારા પંઢરિનાથ શ્રી વિઠ્ઠલ ભગવાનના સ્વરૂપનુ જ્ઞાન પ્રાપ્ત કરવાનો આપણે પ્રયત્ન કરવો પડશે. શ્રીવિઠ્ઠલના રૂપનું જ્ઞાન થયા પછી તેની પછીના પ્રકરણમાં રામેશ્વર ભટ્ટના કહેવાથી તુકારામે પોથીઓ ડુબાવી દીધી,

નીમાં સમસ્ત વિશ્વ સમાઈ ગયું છે. નામામૃતના સેવનથી તુકારામની રસના રસમય થઇ ગઇ; વાણી મનની આગળ વધી ગઇ; બધી ઇન્દ્રિયો બ્રહ્મરૂપ થઇ ગઇ, તુકારામ અને નામ એક થઈ ગયા. આ નામ ભકતો સિવાય ભગવાન બીજે કયાં રહી શકે છે? ભકત, ભગવાન અને નામનો ત્રિવેણી સંગમ થયો. તુકારામનો અસીમ નામપ્રેમ જોઇને ભગવાન મુગ્ધ થઈ ગયા અને તેમને તુકારામ આગળ, તેમણે જે રૂપમાં ઇચ્છયા તેજ રૂપમાં આવીને પ્રગટ થવું પડયુ. 'અચ્યુતાચા યોગ નામ છંદે' (નામના છંદથી અચ્યુત સાથે મેળાપ થાય છે) આ તેમનુજ વચન છે અને એજ વચન અનુસાર અચ્યુત ભગવાનને નામરૂપ ધારણ કરી તુકારામને મળવા આવવું પડયું. તેમને શ્રી પાંડુરંગનાં સાક્ષાત્ દર્શન થયાં, સગુણ–સાક્ષાત્કારનો મહાયોગ પ્રાપ્ત થયો. તે દિવ્ય ચરિત્ર વાચક આગલા ત્રણ અધ્યાયોમાં જોશે. સાધનોની ઇતિશ્રી થયા પછી સાધ્ય આપોઆપજ સાધકની પાસે ચાલ્યુ આવે છે. કેવી રીતે, તે વાચક સ્થિરચિત્તે જુઓ, ભોગવો અને સ્વાનંદ પ્રાપ્ત કરો.



## અધ્યાય ૯ મો—સગુણ ભક્તિ અને દર્શનની ઉત્કંઠા

### ૧—ત્રણ અધ્યાયોનો ઉપાદ્‌ઘાત

પાછલા અધ્યાયમાં આપણે જોયું કે તુકારામે ચિત્ત-શુદ્ધિ માટે કયા કયા ઉપાયો કર્યા, કયાં સાધનોથી જીવાત્મા—પરમાત્માની વચ્ચેના પડદાને દૂર કર્યો અને શી રીતે અખંડ નામસ્મરણ દ્વારા સાધનોની અવધિ કરી દીધી. પહેલાં કહ્યા પ્રમાણે સત્સંગ, સત્શાસ્ત્ર અને સદ્‌ગુરુકૃપા, એ ત્રણ મજલ પાર કરીને હવે સાક્ષાત્કારની ચોથી મજલ ઉપર પહોંચવું છે. 'પોથી—પુસ્તકો ડુબાડીને, આસન લગાવી તુકારામ બેસી ગયા; ત્યારે તે ધ્યાનાવસ્થામાં 'નારાયણે આવીને સમાધાન કર્યું' ' આ જે કંઇ તુકારામ કહી ગયા છે, તેજ પ્રસંગ આપણે જોઇએ. આ પ્રસંગમાં ભક્તિ-માર્ગની શ્રેષ્ઠતા, સગુણ—નિર્ગુણનો વિવેક, તુકારામની સગુણોપાસના, વિઠ્ઠલનાં દર્શનોની લાલસા અને આ લાલસાની સાથે ભગવાન સાથે પ્રેમકલહ, ભગવાનને મળવાનો તરફડાટ વગેરે બાબતો બતાવવી છે. ભગવાનનાં સગુણ દર્શન થતા પહેલાં ભક્તના અંતઃકરણની કેવી હાલત થાય છે, તે આપણે આ અધ્યાયમાં જોઇશું. આ પછીના પ્રકરણમાં તુકારામના પ્રાણપ્યારા પંઢરિનાથ શ્રી વિઠ્ઠલ ભગવાનના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો આપણે પ્રયત્ન કરવો પડશે. શ્રીવિઠ્ઠલના રૂપનું જ્ઞાન થયા પછી તેની પછીના પ્રકરણમાં રામેશ્વર ભટ્ટના કહેવાથી તુકારામે પોથીઓ ડુબાવી દીધી,

તેર દિવસ અને તેર રાત્રિ શ્રીવિઠ્ઠલના ચિંતનમાં નિમગ્ન થઇને એક શિલા ઉપર પડયા રહ્યા અને પછી તેમને શ્રી-વિઠ્ઠલનાં જગદ્દુર્લભ દર્શન થયાં–એ દિવ્ય કથાભાગ આપણે જોઇશું. યથાર્થમાં આ ત્રણે પ્રકરણો એક 'સગુણ સાક્ષાત્કાર'ના પ્રસંગની અંદરજ આવી શકત; પરંતુ સાક્ષાત્કારનું વાસ્તવિક સ્વરૂપ વાચકોના ધ્યાનમાં સારી રીતે આવી જાય, તેટલા માટે એક પ્રકરણનાં ત્રણ પ્રકરણ કરીને આ વિષયનો સાંગોપાંગ વિચાર કરવાનો સંકલ્પ કર્યો છે. પહેલાં દર્શનની ઉત્કંઠા, પછી જેનાં દર્શનની ઉત્કંઠા છે તે શ્રી વિઠ્ઠલનાથના સ્વરૂપની શોધખોળ અને તે પછી અત્યુત્કટ ભક્તિની અવસ્થામાં—તેજ સ્વરૂપમાં ભગવાનનાં દર્શન, આ ક્રમથી થનારી આ ત્રણ વાતો ત્રણ પ્રકરણોમાં ક્રમે ક્રમેજ લાવવી છે. વાચક સાવધાન થઇને ધ્યાન આપે એટલી વિનંતિ કરીને હવે આપણે સગુણ–સાક્ષાત્કારના પ્રસંગનો પૂર્વરંગ જોવાનુ શરૂ કરીએ.

## ૨–ભક્તિમાર્ગની શ્રેષ્ઠતા

માનવજન્મની સાર્થકતા ભગવાનના મિલનમાંજ છે. સંતોના મુખેથી તથા શાસ્ત્રવચનો વડે એ જાણીને મુમુક્ષુ ભગવત્પ્રાપ્તિનો માર્ગ શોધે છે. માર્ગ તો અનેક છે. મુમુક્ષુ વિચાર કરે છે કે, પોતાની મનઃપ્રવૃત્તિ માટે કયો માર્ગ સહજ સુલભ અને અનુકૂળ છે તેમજ જે માર્ગ આવો દેખાય છે, તેનેજ તે ગ્રહણ કરે છે. ભગવત્પ્રાપ્તિના ચાર માર્ગ મુખ્ય છેઃ—યોગમાર્ગ, કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ અને ભક્તિ–માર્ગ. શ્રુતિ કાણ્ડત્રયરૂપિણી છે–અર્થાત્ તે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ માર્ગ બતાવે છે; અને ચોથો યોગમાર્ગ પતંજલિ ઋષિએ સ્પષ્ટ કરી બતાવ્યો છે. આજ-સુધી હજારો મુમુક્ષુઓ એજ ચાર માર્ગોમાંથી પોતાની સુલભતા અને પ્રિયતા—પસંદગી અનુસાર કોઇક ને કોઇક માર્ગ પસંદ કરીને તેના પર ચાલ્યા છે અને કૃતાર્થ થયા છે. સાધ્ય એકજ છે અને તે પરમાત્મપદ છે. સાધ-

નોમાં સર્વેએ પોતાને પસંદ પડતાનો ઉપયોગ કર્યો છે. ચારે માર્ગ સારા છે, છતાં આ કળિયુગને માટે શાસ્ત્રકારોએ ભક્તિમાર્ગજ શ્રેષ્ઠ બતાવ્યો છે. અને હજારો સંત–મહાત્મા પણ એજ કહી ગયા છે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં અને ભાગવતમાં પણ મુખ્યત્વે ભક્તિ–માર્ગનો ઉપદેશ કર્યો છે. ગીતા અને ભાગવત ભક્તિભવનના આધારસ્થંભ છે. ભગવાને ગીતામાં કર્મ, જ્ઞાન તેમજ યોગ, એ ત્રણે માર્ગોને ભક્તિમાર્ગમાંજ લાવીને મેળવી દીધા છે. ભગવાને અર્જુનને પોતાનું જે વિશ્વરૂપ બતાવ્યું તે न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः (અ૦ ૧૧–૪૮) ચારે વેદોના અધ્યયનથી–યથાવિધિ અધ્યયનથી, દાનથી, શ્રૌતાદિ કર્મોથી અથવા ઘોર તપાદિ સાધનોથી કોઇ પણ જોઇ શક્યું નહોતું, તે માત્ર અર્જુનની ભક્તિથીજ ભગવાને પ્રસન્ન થઇને બતાવ્યું. ભગવાનની ભક્તિથીજ ભગવાનનું રૂપ દેખાય છે. ગીતાના ઉપસંહારમાં પણ ભગવાને જે 'गुह्याद्गुह्यतरं ज्ञानम्' બતાવ્યું, તે પણ એજ હતું કે—

तमेव शरणं गच्छ सर्वभावेन् भारत ।

બધાના હૃદયમાં જે વિરાજે છે, તે ઈશ્વરને શરણે જવાનોજ આ ઉપદેશ છે અને સર્વ કંઇ કહી ચૂકયા પછી 'सर्वगुह्यतमं भूयः' કહીને છેવટનો જે મધુર પ્રસાદનો કોળિયો અર્જુનના મોંમાં અને અર્જુનના નિમિત્તે બધાના મોંમાં મૂકી દીધો છે તે મધુરતમ ભક્તિરસનોજ છે—

"मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरू।"
"सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज"
"अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ।"

અર્થાત્ આ લોક અનિત્ય છે, દુઃખ દેનાર છે, અહીં આવીને મારૂં ભજન કરો. એજ ગીતાનો ઉપદેશ છે, એજ ગીતાનું રહસ્ય છે. બધા સંતોએ ભગવદ્વચનને પોતાની સામે રાખીને સ્વાનુભવ વડે લોકકલ્યાણને માટે આજ

ભક્તિમાર્ગનો નિર્દેશ કરેલો છે. તુકારામનું હૃદય ભક્તિને અનુકૂળ હતું અને ભાગવત સંપ્રદાયના સત્સંગથી તેમની ભક્તિ-પ્રધાન ચિત્તવૃત્તિ વળી વિશેષ ભક્તિમય બની ગઇ. તેમનો એ વિશ્વાસ અત્યંત દૃઢ થઇ ગયો કે, ભગવાન ભક્તિથીજ મળશે અને તેનાથી હું કૃતકૃત્ય થઇશ. 'ભગવાનમાં નિષ્કામ નિશ્ચળ વિશ્વાસ હોય, બીજી કશાની આશા ન હોય ' તેમને આવો નિશ્ચય કેમ કરીને થયો, તે આપણે તેમનીજ વાણીના ભાવાર્થરૂપે સાંભળીએ—

"યોગાભ્યાસ કરવો સારો છે; પરંતુ યોગસાધનની ક્રિયાઓ હું જાણતો નથી અને મારામાં એટલું સામર્થ્ય પણ નથી. તેમાં વળી મુખ્ય વાત એ છે કે, ભગવાન સિવાય મારા ચિત્તમાં બીજું કંઇ પણ નથી."

-"યોગાભ્યાસ કરવાનું સામર્થ્ય નથી, સાધનની ક્રિયા જાણતો નથી, અંતરમાં માત્ર તમને મળવાનો પ્રેમજ છે...."

બીજી વાત એ છે કે, જે 'ભક્તિનો ભેદ' જાણે છે ' તેને બારણે આઠે મહાસિદ્ધિઓ આળોટયા કરે છે અને જાઓ કહેવાથી પણ જતી નથી.' યોગની સિદ્ધિઓ ભક્ત ન ઇચ્છે તોપણ તેની અંદર આવીને બેસી જાય છે. આ પ્રમાણે હોવાથી જુદો યોગાભ્યાસ કરવાની આવશ્યકતાજ શી રહી ? ' યોગ-ભાગ્ય પોતાની બધી શક્તિઓ સાથે આપોઆપજ, ઘેર બેઠાં ચાલ્યાં આવે છે.' અસ્તુ. યોગની કેવળ ક્રિયાઓ કરવાથી ચિત્તશુદ્ધિ નથી થતી. એવા કોઇ યોગી પાસે જશો, તો તે ક્રોધને લીધે રાતા પીળા થતાજ જણાશે ! સાચો યોગ તો જીવ-પરમાત્માનો યોગ છે-' ભક્ત અને ભગવાનનું ઐક્ય છે અને તે ભક્તિયોગથી સિદ્ધ થાય છે.

બીજા માર્ગો તે યુગો માટે ઠીક હતા, પરંતુ કળિયુગમાં તો ભક્તિમાર્ગજ સૌથી વધારે કલ્યાણકારક છે. કર્મમાર્ગનાં વિધિ-વિધાન બરાબર સમજ્યામાં આવતાં નથી અને તેનું આચરણ તો વળી વિશેષ કઠણ છે.

"બધા રસ્તા સાંકડા થઈ ગયા છે, કળિયુગમાં કોઈ સાધન બનતું નથી, ઉચિત વિધિ-વિધાન સમજમાં આવતાં નથી અને હાથથી તો થતાંજ નથી."

ભક્તિમાર્ગ સૌથી સુલભ છે. આ પંથમાં સઘળાં કર્મ શ્રીહરિને સમર્પણ થાય છે, એથી પાપ-પુણ્યનો ડાઘ નથી લાગતો અને જન્મમૃત્યુનાં બંધન કપાઇ જાય છે.

"ભક્તિમાર્ગ અતિ સુલભ છે. એ પાપ-પુણ્યોનું બળ હરી લે છે. એનાથી આવાગમનનો ફેરો છૂટી જાય છે."

અને વળી એમ વાત પણ છે કે, યોગ અથવા જ્ઞાન અથવા કર્મના માર્ગે ચાલનારાઓને પોતાનાજ બળ ઉપર ચાલવું પડે છે. ભક્તિમાર્ગમાં આવી વાત નથી. આ માર્ગે ચાલનારાઓને ભગવાન પોતે મદદ કરે છે.

ઉભારોનિ બાહે, વિઠો પાલવીત આહે.
દાસાં મીચ સાહે, મુખેં બોલે આપુલ્યા. ૩

અર્થાત્ "બન્ને હાથ ઉંચા કરીને ભગવાન પોકાર કરીને કહે છે કે, જે મારા ભક્ત છે, તેમનો હું સહાયક છું" 'न मे भक्तः प्रणश्यति' (ગીતા ૯-૩૧) 'तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात्' (ગીતા ૧૨-૬) આ ભગવાને પોતેજ કહ્યું છે. તાત્પર્ય કે, ભક્તિમાર્ગ એ સૌથી શ્રેષ્ઠ માર્ગ છે. "બીજા ઉપાય છે, પણ તેનાં અનુપાન કઠણ છે. અને ભક્તિમાર્ગજ એવો માર્ગ છે કે જીવ અનન્ય ભાવથી જ્યારે ભગવાને શરણે જાય છે, ત્યારે ભગવાન તેને (ગોદમાં) ઉપાડી લે છે. મંત્ર, તંત્ર, જપ, તપ અને વ્રત એ બધા વિકટ માર્ગ છે, એમાં સફળતા અનિશ્ચિત છે.

તપેં ઇન્દ્રિયાં આઘાત ક્ષણે એક વાતાહાત. ૩
મંત્ર ચળે થોડા તરી ઘરચિ હોય વેડા. ૪
વ્રતેં કરિતાં સાંગ, તરી એક ચુકતાં ભંગ. ૫

* * * *

તૈસી નવ્હે ભોળી સેવા, એક ભાવચિ કારણ દેવા. ૨

"તપથી ઇંદ્રિયો ઉપર આઘાત થાય છે, એક ક્ષણમાં કોણ જાણે શુંયે થઈ જાય છે! મંત્રમાં જો જરાક આડું અવળું થઈ ગયું તો સારો માણસ પણ ગાંડો થઈ જાય છે. વ્રત કોઈ પણ રીતે કરો, પણ જો એક ભૂલ થઈ ગઈ તો બધા ગોળનું ખાતર થઈ જાય." × × × 'પરંતુ આ ભલી-ભોળી સેવા એવી નથી, આમાં તો ભગવાનને બસ, હૃદયના ભાવજ જોઇએ છીએ."

આથી કોઇ એમ ન સમજે કે, તુકારામ વ્રત, જપ આદિને ખરાબ કહે છે. એમાં કંઈપણ ખરાબ નથી. એ સાધનો પણ ભગવાનમાં ચિત્ત જોડીને કરવામાં આવે, તો ભક્તિરૂપજ છે. એવી જેવા અભંગોમાં એમણે કહ્યું છે કે–

કરા જપ તપ અનુષ્ઠાન યાગ,
સંતીં જે મારગ સ્થાપિયેલે.
સત્ય માનુનિયાં સંતાંચ્યા વચના,
જારે નારાયણા શરણ તુમ્હી.

અર્થાત્ "જપ કરો, તપ કરો, અનુષ્ઠાન કરો, યજ્ઞ-યાગ કરો; સંતોએ જે જે માર્ગ ચલાવ્યા છે એ બધાને ચલાવો. સંતોનાં વચનોને સત્ય માનીને તમે નારાયણને શરણે જાઓ."

"જ્ઞાનમાર્ગ જુઓ તો 'દુર્લભ જ્ઞાનની વાતો કરવી ભલે સુલભ હોય, પરંતુ એનાથી અનુભવ તો કંઇ પણ થતોજ નથી.' શુદ્ધ જ્ઞાન અત્યંત દુર્લભ છે. કોઇ પણ વાસનાનો સ્પર્શ ન થયો હોય એવું શુદ્ધ જ્ઞાન જ્યારે હું શોધવા લાગ્યો, ત્યારે જોયું કે જ્ઞાનની પીઠ ઉપર ઘણે ભાગે અહંકારનું ભૂત સવાર રહેજ છે. તેથી આઠે પહોર ચિંતનમાંજ મંગલ-કલ્યાણ જાણીને મેં ભજનનો માર્ગજ સ્વીકાર્યો."

તમારૂં સ્વરૂપ જે મન-વાણીથી પર છે તે જીવના ધ્યાનમાં કેમ કરીને ઉતરે? આનો વિચાર કરતાં તુકારામ

કહે છે કે "આ દેહદ્વારા યોગ, યાગ, તપ કરવાથી અથવા જ્ઞાનની પાછળ પડવાથી તમે નથી મળતા; આથી ભલી ભોળી ભક્તિ દ્વારા તમારી સેવા કરવામાંજ કલ્યાણ છે. એજ મેં નિશ્ચય કર્યો છે. 'ભક્તિના માપ' વડે હું ભગવાનને માપું છું, અને કોઇ માપ વડે ભગવાન માપી શકાતા નથી." ભગવાન અનંત છે, તેનો અંત, તેનો પાર વેદો સાથે કોઈ પણ પામી શક્યું નથી; યોગ, જ્ઞાન કર્મ તેને જાણી શક્યાં નથી; તેથી મેં ભક્તિનેજ પકડી છે."

"જ્ઞાતાપણાથી હું ઘણો ડરૂં છું" જ્ઞાનથી રખેને અભિમાન ક્યાંક માથે ચડી બેસે; આ ભયથી મેં જ્ઞાનનો માર્ગજ ત્યજી દીધો છે. મારે તો પ્રેમ–પ્રવાહ જોઇએ, તમારી ભક્તિનો રસ જોઇએ."

આ પ્રેમામૃતની–આ ભક્તિરસની બરાબરી બીજું શું કરી શકે તેમ છે?

યાસી તુળે ઐસેં કાંહીં, દુજેં ત્રિભુવનીં નાહીં,
કાલા ભાત દહી, બ્રહ્માદિ કાં દુર્લભ. ૨

અર્થાત્ "ત્રિભુવનમાં કોઈ બીજી ચીજજ નથી કે જેની સાથે આની તુલના કરી શકાય. હરિકીર્તનના આ દહીં અને ભાતના કાંદોનો (એક પ્રકારનો ઉત્સવ છે) જે આનંદ છે, તે બ્રહ્માદિને માટે પણ દુર્લભ છે." વળી તુકારામ કહે છે કે, આજ સુધી અદ્વૈત–જ્ઞાનની વાતો મેં ઘણી કહી નાખી, પરંતુ હે વહાલા પંઢરિનાથ! તમે ભગવાન છો અને હું ભક્ત છું, એ જે સંબંધ છે તે કદી ફિક્કો ન પડે એજ તમારાં ચરણોમાં મારી વિનતિ છે.

તુકા મ્હણે હેંચિ દેઈ, સીતુંપણા ખંડ નાહીં,
બોલિલોં ત્યા નાહીં, અભેદાચી આવડી. ૪

અર્થાત્ તુકારામ કહે છે કે, મને બસ એજ આપો કે તમે તમે રહો અને હું હું રહું. એમાં ભાગ ન પડે, જે અભેદને મેં વખાણ્યો છે, તેમાં મને પ્રેમ નથી,

## ૩–કર્મ, જ્ઞાન ને યોગ ભક્તિમાં સમાયાં.

"અભેદની રુચિ નથી" આ વાત તુકારામે અભેદને અનુભવ કર્યા સિવાય કદી નહિ કહી હોય. ભક્તિનું આસન નીચું અને જ્ઞાનનું આસન ઉંચું, એમ જ્ઞાનમાર્ગીઓ ભલે કહ્યા કરે; પરંતુ જ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામ જેવા જ્ઞાની ભક્તો 'મુક્તિથી પર ભક્તિ' અર્થાત્ માત્ર પરાભક્તિનો આનંદજ જ્ઞાનાનંદથી વિશેષ માને છે. મોક્ષની મને ઈચ્છા નથી, તેને મેં પોટલીમાં બાંધી રાખ્યો છે. ભક્ત મોક્ષ નથી ઈચ્છતો, મોક્ષ તો તેના આંગણાનું રમકડું છે. મોક્ષ ભક્તોને બારણે ભિક્ષુક બનીને ભિક્ષા મેળવવા માટે ઉભો છે. ઇત્યાદિ ઉદ્દગાર તુકારામના મુખેથી અનેક વાર નીકળ્યા છે, પરંતુ એનો ભાવાર્થ એવો નથી કે, મોક્ષ સાથે તેને કંઇ વેર હતું. મોક્ષ તો સ્વાભાવિક સ્થિતિ છે. એનો નિશ્ચય થતાંજ તેમણે ભક્તિના આનંદનો આટલો બધો મહિમા વખાણ્યો છે. જ્ઞાનમિશ્રિત ભક્તિ અથવા જ્ઞાનોત્તર ભક્તિ અથવા કહો કે પરાભક્તિ–જ્ઞાન દ્વારા સ્વરૂપબોધ થયા પછીનીજ સ્થિતિ છે. આ સ્થિતિ પ્રાપ્ત થયા પછીજ તુકારામે ભક્તિના પરમાનંદનું સુખ-વિલાસ ભોગવવાની ઇચ્છા કરી. તુકારામ જેવા મહાભાગવત પરમ ભક્તોએ યોગ, જ્ઞાન અને કર્મના માર્ગોને તિરસ્કાર્યા નથી. એ બધા માર્ગ ઉત્તમ છે, પરંતુ ભક્તિ–માર્ગ ઉપર ચાલવાથી આ બધા માર્ગો પર ચાલવાનું ફળ મળે છે અને પ્રેમનો અલૌકિક આનંદ પણ પ્રાપ્ત થાય છે. યોગ કહે છે ચિત્તવૃત્તિઓના નિરોધ–સંયમને અને તેનો ઉપાય પાતાંજલ યોગમાંજ 'ईश्वरप्रणिधानाद्वा' × કહેલો છે. ઈશ્વરપ્રણિધાન

× આ સૂત્રનો અર્થ તુકારામ આમ બતાવે છે—

યોગાચેં તેં ભાગ્ય ક્ષમા, આધીં દમા ઇંદ્રિયેં. ૧
અવઘીં ભાગ્યેં યેતી ઘરા, દેવ સોયરા જાલિયા. ૨

અર્થાત્ "યોગનું ભાગ્ય ક્ષમા છે. તેને માટે પહેલાં ઇન્દ્રિયોનું દમન કરો. ભગવાનને અપનાવી લો તો બધું ભાગ્ય ઘેર બેઠા ચાલ્યું આવશે."—હિંદી અનુવાદક

દ્વારા તુકારામની ચિત્તવૃત્તિઓનો કેટલો નિરોધ થયેલો હતો, તે જોવામાં આવે તો તુકારામ યોગી નહોતા એ પ્રમાણે કોણ કહી શકે તેમ છે? આ પ્રમાણે સંગ અને ફળની આશા ત્યજીને કર્મ કરવાં એજ જો નિષ્કામ કર્મ-યોગનો સાર છે, તો કેવળ ભગવાનને પ્રસન્ન કરવાને માટે કર્મ કરનારા તુકારામ કર્મયોગી નહોતા એમ પણ કોઇ કહી શકે છે? જીવ-પરમાત્મ-યોગજ જો જ્ઞાન-યોગનું અંતિમ સાધ્ય છે, તો 'તુકા વિઠ્ઠલ દુજા નાહીં' (તુકારામ અને વિઠ્ઠલ બે નથી) આ અનુભવ બતાવનારા, જ્ઞાનના શિખરે પહોંચેલા તુકારામ જ્ઞાની નહોતા, એમ પણ કોણ કહી શકે તેમ છે? તાત્પર્ય કે કર્મ, જ્ઞાન અને યોગનો ભક્તિ સાથે કોઇ વિરોધ નથી. આ શબ્દો અલગ અલગ છે અને ભગવાનની સાથે તેમનું અળગાપણું હોય તો આ માર્ગ પણ અલગ અલગ થઇ જાય છે; પરંતુ યથાર્થમાં આ બધા માર્ગો એકજ અનુભવ દર્શાવનારા છે. તુકારામ યોગી હતા, કર્મી હતા તેમજ જ્ઞાની હતા. અને સૌથી મોટી વાત એ છે કે, આ બધું હોવા છતાં તેઓ પરમભક્ત હતા. આજ કારણે તેમના ચિત્ત અને વાણીમાં આટલો ગાઢો પ્રેમરંગ ભરેલો છે. આ ભક્તિના સ્વરૂપનું વર્ણન શબ્દોદ્વારા થઇ શકતું નથી. પ્રેમનું સ્વરૂપ અનિર્વચનીય છે.

પ્રેમ નયે બોલતાં સાંગતા દાવિતાં,
અનુભવ ચિત્તાં ચિત્ત જાણે.

અર્થાત્ "પ્રેમ બોલીને બતાવી શકાતો નથી, બોલી શકાતો નથી અને ઉપાડીને હાથમાં રાખી શકાતો નથી. આ ચિત્તનો અનુભવ છે, ચિત્તજ તે જાણી શકે છે." જે ભક્તિથી કર્મ-જ્ઞાન-યોગને પૂર્ણતા પ્રાપ્ત થાય છે, જેના વડે કર્મ, જ્ઞાન, યોગ સાર્થક થાય છે, તે ભક્તિ, તે પ્રેમ તુકારામના હૃદયમાં પરિપૂર્ણ હતો. 'હેંચિ માઝેં તપ' અભંગમાં તેમણે બતાવ્યું છે કે, ભગવાનનું ચિંતન કરવું, તેનું નામ લેવું, તેના રૂપમાં તન્મય થઈ જવું એજ

મારું તપ છે, એજ મારો યોગ, એજ મારું જ્ઞાન, એજ મારા જપધ્યાન, એજ મારો કુલાચાર અને એજ મારું સર્વસ્વ છે. કર્મના 'આદિ, મધ્ય ને અંત'માં ભગવાનના અખંડ ચિંતનનેજ તેમણે પોતાનો સ્વધર્મ બતાવ્યો છે. કર્મ–જ્ઞાન–યોગમાં જે જે કંઇ ઉણપ હોય તેની પૂર્તિ હરિનામથી થઇ જાય છે, તેથી ભક્તિયોગજ સૌથી શ્રેષ્ઠ યોગ છે. તુકારામે જીવનપર્યંત ભક્તિસુખનો ઉપભોગ કર્યો અને ભક્તિનો ડંકો બજાવીને ભક્તિનો મહિમા ગાયો. ભક્તિનોજ પ્રચાર કર્યો. નારાયણ ભકિતને વશ થાય છે.

પ્રેમસૂત્ર દોરી, નેતો તિકડે જાતો હરી.

અર્થાત્ "પ્રેમ–સૂત્રની દોરી વડે જ્યાં લઇ જાય છે ત્યાંજ ભગવાન જાય છે." ભકિતમાર્ગને શ્રેષ્ઠ માનવામાં જે કારણ તુકારામે બતાવ્યાં છે, તે બનવા જોગ છે કે કોઇ કોઇને યોગ્ય ન લાગે. એવા લોકોને તુકારામ ઉત્તર આપે છે કે 'આ માર્ગ મને ગમ્યો તેથી મેં તેનો સ્વીકાર કર્યો.' 'મત તો જ્યાં ત્યાં વેરાયલા પડયા છે, મારે માટે જે ઉપયોગી હતા તેમનેજ મેં ઉપાડી લીધા.' લોકો ભિન્ન ભિન્ન રુચિવાળા છે. તેમની સાથે આપણે કયાં સુધી નાચતા ફરીએ? સારું તો એજ છે કે 'પોતાને જેનો વિશ્વાસ હોય તેનોજ તે યત્ન કરે.' પોતાની ઇશ્વરનિષ્ઠા ચાલુ રાખે, બીજાઓને રસ્તે ન જાય. ભક્તિસુખ કદી વાસી થતું નથી, તેનું સેવન નિત્ય–નવો સ્વાદ અને સુખ આપે છે.

"ભક્તિપ્રેમનું સુખ બીજાઓને જણાતું નથી; પછી ગમે તો તે પંડિત, બહુશ્રુત કે જ્ઞાની ભલેને હોય. આત્મનિષ્ઠ જીવનમુક્ત હોય તોપણ તેને માટે પણ ભક્તિસુખ દુર્લભ છે. તુકારામ કહે છે કે, જો નારાયણ કૃપા કરે તોજ આ રહસ્ય જાણી શકાય છે."

## ૪–સગુણ–નિર્ગુણનો વિવેક

સંતોનો સિદ્ધાન્ત એજ છે કે, સગુણ-નિર્ગુણ એક છે; તથાપિ તેમણે ભક્તિનો ખૂબ મહિમા ગાયો છે. અદ્વૈ-

તમાં દ્વૈત અને દ્વૈતમાં અદ્વૈત છે, જે નિર્ગુણ છે તેજ સગુણ છે અને જે સગુણ છે તેજ નિર્ગુણ છે; એજ નિશ્ચય અને સ્વાનુભવની વાત હોવાથી તેમની વાણીમાં વિવિધ આનંદ ભરેલો છે. સંત દ્વૈતવાદી નથી; અને અદ્વૈતવાદી પણ નથી. તેઓ દ્વૈતાદ્વૈતથી શૂન્ય શુદ્ધ બ્રહ્મની સાથે સમભાવે પણ રહે છે. જ્ઞાનેશ્વર મહારાજે કહ્યું છે કે 'તમને સગુણ કહું કે નિર્ગુણ? સગુણ-નિર્ગુણ બન્ને એક ગોવિંદ-જ છોને!' તુકારામ પણ એજ કહે છે—

સગુણ નિર્ગુણ જ્યાંચીં હીં અંગેં,
તેચિ આમ્હાં સંગેં ક્રીડા કરી.

અર્થાત્ "સગુણ અને નિર્ગુણ બન્ને જેનાં અંગ છે, તે મારી સાથે રમ્યા કરે છે." જે નિર્ગુણ છે તેજ ભક્તજનોને માટે પોતાનો નિર્ગુણ ભાવ છોડયા સિવાય સગુણ બન્યો છે. પરબ્રહ્મ તો મન-વાણીથી અતીત-પર છે, એવા નથી કે 'જે અક્ષરોમાં દેખાય અથવા કાનેથી સંભળાય.' જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, ત્યાં પહોંચતા પહેલાં શબ્દો પાછા ફરે છે, સંકલ્પની આવરદા ત્યાં સમાપ્ત થઇ જાય છે, વિચારની હવા પણ ત્યાં ચાલતી નથી. તે ઉન્મનાવસ્થાનું લાવણ્ય છે, તુર્યાનું તારુણ્ય છે, તે અનાદિ અગણ્ય પરમતત્ત્વ છે. વિશ્વનું તે મૂળ છે અને યોગવૃક્ષનું ફળ છે, તે કેવલાનંદનું ચૈતન્ય છે. ત્યાં આકારનો પ્રાન્ત અને મોક્ષનું એકાન્ત, આદિ અને અંત બધાનો લય થઇ જાય છે. તે મહાભૂતોનું બીજ અને મહાતેજનું તેજ છે. હે અર્જુન! તેજ મારૂં પોતાનું સ્વરૂપ છે.' (જ્ઞાનેશ્વરી અ૦ ૯-૩૧૯-૩૨૩) આવું જે અચિંત્ય, અરૂપ, અનામ, અગુણ સર્વરૂપ, સર્વગત પરમાત્મતત્ત્વ છે તેજ નિરાકાર, નિર્વિકાર, નિર્ગુણ પરબ્રહ્મસ્વરૂપ, જ્યારે નાસ્તિકોએ ભક્તોને સતાવવા માંડયા ત્યારે ચતુર્ભુજ થઇને પ્રગટ થયા; અને તેમનીજ શોભા આ રૂપને પ્રાપ્ત થઇ છે." (જ્ઞાનેશ્વરી અ૦ ૯-૩૨૪) 'થયા છે' અથવા 'થઇ છે' કહેવું પણ ખટકેજ છે. 'થયા છે' નહિ બલ્કે 'તે તેજ છે.'

"યોગી એકાગ્ર દૃષ્ટિ કરીને જેની ઝલક-ઝાંખી પામે છે, તે મને મારી નજર સામે દેખાય છે. સુંદર શ્યામ અંગોની કાન્તિનું તેજ ફેલાવતા તેઓજ કેડ પર હાથ રાખીને સામે ઉભા છે. તુકારામ કહે છે કે, એ અચેતજ ભક્તિથી પ્રસન્ન થઇને પોતાના કૌતુકથી ચેતી રહ્યા છે."

ભગવાન પોતે કહે છે કે 'ब्रह्मणो हि प्रतिष्ठाऽहम्' ( ગીતા-૧૪-૨૭ ) અર્થાત્ 'મારા સિવાય બ્રહ્મ બીજો કોઇજ નથી.' ( જ્ઞાનેશ્વરી ) સગુણજ નિર્ગુણ છે અને ગુણજ અગુણ છે, એવું વિલક્ષણ રૂપ શ્રીહરિનું છે; તેથી 'ધ્યાનમાં' મનમાં 'રામ-કૃષ્ણ'નીજ ભક્તજનો ભક્તિ કર્યા કરે છે. સ્વયં ભગવાનેજ ગીતાના બારમા અધ્યાયમાં બતાવ્યુ છે કે, અવ્યક્તની ઉપાસના મોક્ષ આપનારી છે, પરંતુ તેમાં કષ્ટ ઘણુંજ છે. (क्लेशोऽधिकतरस्तेषाम्) અને વ્યક્તની ઉપાસના સુલભ અને શ્રેષ્ઠ છે. 'એક તમેજ નિર્ભ્રાન્ત વ્યક્ત ને અવ્યક્ત છો,' અર્થાત્ એકનાંજ આ બે રૂપ છે. બન્ને મળીને એકજ છે, પરંતુ ભક્તિસુખને માટે વ્યક્તનીજ ઉપાસના કરે છે. અવ્યક્ત-અર્થાત્ નિર્ગુણ-નિરાકાર, નિરૂપાધિક, વિશ્વરૂપ બ્રહ્મ, વ્યક્ત અર્થાત્ સગુણ સાકાર સોપાધિક રામ-કૃષ્ણાદિ રૂપ. ભગવાન્ શંકરાચાર્યે વ્યક્તાવ્યક્તનું વિવરણ આ પ્રમાણે કર્યું છે કે, અવ્યકત તે છે કે જે કોઇ પણ પ્રમાણથી વ્યકત કરી શકાય નહિ. (न केनापि प्रमाणेन व्यज्यते) અને વ્યકત તે કે જે ઇન્દ્રિયગોચર હોય. વ્યકતની ઉપાસના સુલભ, સુખકર અને સુસાધ્ય હોવાની સાથે, મોક્ષરૂપી ફળ આપવાની સાથેસાથે ભક્તિ-પ્રેમાનુભવનો આનંદ પણ આપનારી છે. વળી આચાર્ય ઉપાસનાનું લક્ષણ બતાવે છે કે 'यथाशास्त्रं उपास्यस्य सामीप्यमुपगम्य तैलधारावत्समानप्रत्ययप्रवाहेण दीर्घकालं यदासनं तदुपासनम्' અર્થાત્ 'સતત સમાનરૂપે પડતી તેલની ધારાની પેઠે એકાગ્ર દૃષ્ટિ વડે ઉપાસ્ય તરફ દીર્ઘકાળ સુધી લાગ્યા રહેવું એજ ઉપાસના છે.' દેહધારી જીવોને માટે વ્યકતની ઉપાસનાજ સુખકર થાય છે. વિશ્વ-

રૂપ જોઇને પણ અર્જુન, ચતુર્ભુજ સૌમ્ય શ્રીકૃષ્ણ-રૂપ જોવા તત્પર થઈ ઉઠયા-किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव,' 'ઉપનિષદો જેનો મેળાપ પામી શકયાં નહિ' તે વિશ્વરૂપને જોઇને અર્જુન કહે છે—

"વિશ્વરૂપનો આ જલસો જોઇને નેત્ર તૃપ્ત થઇ ગયાં છે, હવે તે કૃષ્ણમૂર્તિ જોવાને અધીરાં થઇ ઉઠયાં છે. તે સાકાર કૃષ્ણરૂપ છોડીને એને બીજું કંઈ જોવાની રુચિ નથી, તે રૂપને જોયા વિના એને કંઇ સારૂં લાગતું નથી. ભુકિત-મુકિત સર્વ કંઇ હોય, પરંતુ શ્રીમૂર્તિ સિવાય તેમાં કંઇ આનંદ નથી. તેથી આ બધાને સંકેલી લઇને હવે તમે એવાજ સાકાર બનો." (જ્ઞાનેશ્વરી ૧૧-૬૦૪-૬૦૬)

બધા ભક્તોની ચિત્તવૃત્તિ આવીજ હોય છે. જો કોઇ કહે કે, અવ્યક્ત સર્વવ્યાપક છે અને વ્યક્ત તો એકદેશીય છે, તો જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, સોનાની પાટ હોય અથવા રતીભારજ સોનું હોય, બન્નેમાં સોનાપણું તો સમાનજ છે. અથવા અમૃતનો કુંભ હો કે એક ઘૂંટડો અમૃત હોય, તો પણ બન્નેમાં અમૃતનો ગુણ તો એકજ છે. એજ પ્રમાણે વિશ્વરૂપ અને ચતુર્ભુજ સ્વરૂપ બન્ને જીવને અમર કરવા માટે એક જેવાંજ છે. ગીતાના બારમા અધ્યાયમાં નિજજનાનંદ જગદાદિકંદ ભગવાન શ્રી મુકુંદેજ કહ્યું છે કે, વ્યક્તની ઉપાસનાજ શ્રેયસ્કર છે. એકનાથ મહારાજે ભાગવતમાં (સ્કંધ ૧૧ અધ્યાય ૧૧, શ્લોક ૪૬ ની ટીકામાં) કહ્યું છે કે, સગુણ અને નિર્ગુણ એ બન્ને સમાન છે, તોપણ નિર્ગુણની સમજ પડવી અત્યંત કઠિન છે, મન-બુદ્ધિ અને વાણીને માટે તે અગમ્ય છે, વેદશાસ્ત્રોને તેની ઓળખાણ નથી; પરંતુ સગુણની આ વાત નથી. સગુણનું રૂપ જોતાંજ ભૂખ-તરસ ભુલાઇ જાય છે અને મન પ્રેમમય થઇ જાય છે. સોનું અને સોનાના અલંકાર એકજ છે, પરંતુ સોનાની એક ઈંટ નવવધૂના ગળામાં લટકાવી દઇએ તો શું તે સારી લાગશે કે તેજ સોનાના વિધવિધ અલંકારો તેનાં અંગ-

અત્યંગો ઉપર શોભા આપી શકશે? આમાંથી શોભા શામાં છે? બીજી વાત એ છે કે, ઘી પાતળું હોય અથવા થીજેલું હોય છતાં તે હોય છે તો ઘીજ; પરંતુ પાતળા ઘી કરતાં થીજેલું દાણાદાર ઘીજ જીભ ઉપર રાખવાથી સ્વાદિષ્ટ જણાય છે. એજ પ્રમાણે 'નિર્ગુણ સમાનજ સગુણને સમજો અને તેનો સ્વાનંદ પ્રાપ્ત કરો.' ભગવાનના સગુણ ધ્યાન-ભજન-પૂજનમાં જે પરમ આનંદ છે, તે બીજા કોઇ સાધનથી મળનાર નથી. સગુણ ભજન દ્વારા અદ્વૈત આપોઆપજ સિદ્ધ થાય છે. સમર્થ રામદાસ સ્વામીએ કહ્યું છે કે 'રઘુનાથજીના ભજનથી મને જ્ઞાન થયું.' 'भक्त्या मामभिजानाति' એજ ભગવાને પણ કહ્યું છે. આ સંબંધમાં એકનાથ મહારાજે ઘણો સારો સિદ્ધાંત બતાવ્યો છે, તે હમેશાં ધ્યાનમાં રાખવો જોઇએ—

**दीप कळिका हाती चढे, तें घरभी तरी प्रकाश सांपडे।**
**माझी मूर्ति जैं ध्यानीं जडे, तें चैतन्य आंतुडे अवधेंचि।**

અર્થાત્ "દીવો હાથમાં લેવાથી ઘરમાં સર્વત્ર અજવાળું થઇ જાય છે. તેમજ મારી મૂર્તિ ધ્યાનમાં દૃઢ થઈ જાય છે ત્યારે સમગ્ર ચૈતન્ય દૃષ્ટિમાં આવી જાય છે."

ભગવાનની મૂર્તિનું દર્શન, સ્પર્શન, ભજન-પૂજન, કથા-કીર્તન તેમજ ધ્યાન-ચિંતન કરતા રહેવાથી જે ઉપાસ્ય દેવની તે મૂર્તિ છે, તે ઉપાસ્ય દેવ ધ્યાનમાં આવીને ચિત્તમાં રમવા લાગે છે, સ્વપ્ન આપીને આદેશ સંભળાવે છે, એવી પ્રતીતિ થાય છે કે તે પીઠ ઉપર છે અને તેમનો પ્રેમ વધતો જાય છે; અને જ્યારે તેમને મળવા માટે જીવ તરફડવા લાગે છે, ત્યારે પ્રત્યક્ષ-દર્શન પણ થાય છે અને એ અનુભવ થાય છે કે, તે નિરંતર આપણી સમીપ છે અને અંતમાં એવી દશા આવે છે કે અંદર તેમજ બહાર એજ છે; વળી એજ સર્વ ભૂત-પ્રાણીઓના હૃદયમાં છે. તેના સિવાય બ્રહ્માંડમાં બીજું કોઇ નથી. મારી અંદર એજ છે, અને હું પણ એજ છું; ત્યારે સગુણ-નિર્ગુણનો

કોઇ ભેદ રહેતો નથી, સગુણ ભક્તિમાંજ નિર્ગુણનો અનુભવ થાય છે અને બધા ભેદભાવ નાશ પામી જાય છે. આવા સમરસ થયેલા ભક્ત, ભક્તિનો આનંદ લૂંટવા માટે ભગવાન અને ભક્તનું દ્વૈત કેવળ મનની મોજથી બનાવીને રહે છે. આવા ભક્તને જુઓ તો તેનું કાર્ય ભક્તના જેવુંજ હોય છે; પરંતુ તે સ્વયં પરમાત્માજ હોય છે. એને જોનારા જોઈ પણ લે છે. આજ અભિપ્રાયથી તુકારામે કહ્યું છે કે–

અભેદૂનિ ભેદ રાખિયેલા, અંગીં વાઢાવયા જગીં પ્રેમસુખ.

અર્થાત્ " અભેદ ભેદ બનાવી રાખ્યો, એટલાજ માટે કે સંસારમાં પ્રેમ–સુખની વૃદ્ધિ થાય." મહારાષ્ટ્રના બધા સંત એવાજ થયા, કે જેમણે સગુણમાં નિર્ગુણ અને નિર્ગુણમાં સગુણ, દ્વૈતમાં અદ્વૈત અને અદ્વૈતમાં દ્વૈત જોયું અને જોઇને તદાકાર થયા. તમે તેમને દ્વૈતી કહો, તો પણ કંઇ હરકત નથી અને અદ્વૈતી કહો તો પણ કંઈજ હરકત નથી. સગુણોપાસક પણ કહી શકો છો અને નિર્ગુણાનુભવી પણ કહી શકો છો; કેમકે તેઓ છે એવાજ કે જે અદ્વૈતાનુભવમાં દ્વૈતસુખનો પણ આનંદ લીધા કરે છે. આ ભાગવતધર્મ અદ્વૈત અને ભક્તિનો સમન્વય કરનારોજ છે. જ્ઞાનેશ્વર, સમર્થ અને તુકારામ ત્રણેનો અનુભવ એક જેવોજ છે.

(૧) જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે—

"હવાને હલાવીને જોવાથી તે આકાશ–ખાલી જગાથી અલગ જણાય છે; પરંતુ આકાશ તો જેમનું તેમજ રહે છે. તેજ પ્રમાણે ભક્ત શરીરથી કાર્ય કરતો થકો ભક્ત જેવો જણાય છે; પરંતુ અંતઃપ્રતીતિથી તે ભગવત્સ્વરૂપજ રહે છે." ( જ્ઞાનેશ્વરી અ. ૭–૧૧૫,૧૧૬ )

(૨) સમર્થ રામદાસ સ્વામી કહે છે કે—

" દેહને ઉપાસના લાગી રહે છે; પરંતુ વિવેકબુદ્ધિથી તેનું આપાપુ નથી રહેતું. સંતોનાં અંતઃકરણની એવી સ્થિતિ હોય છે. ( દાસબોધ દશક ૬, સમાસ ૭ )

(૩) તુકારામ મહારાજ કહે છે કે—

આધીં હોતા સંતસંગ, તુકા ઝાલા પાંડુરંગ;
ત્યાચેં ભજન રાહીના, મૂળ સ્વભાવ જાઈ ના.

અર્થાત્ " પહેલાં સત્સંગ હતો, પછી તુકારામ પોતેજ પાંડુરંગ થઇ ગયા; પરંતુ આ અવસ્થામાં પણ તેનું ભજન છૂટતું નથી; જેનો જે મૂળ સ્વભાવ હોય તે ક્યાં જાય ? "

આ ત્રણે ઉદ્‌ગારોથી સ્પષ્ટ થાય છે કે, શુદ્ધ બ્રહ્મજ્ઞાન અને નિષ્ઠાયુક્ત ભજન બન્નેનું સંપૂર્ણ ઐક્ય ભક્તમાં થાય છે. ભક્તિનો અદ્વૈત સાથે કોઇ ઝગડો નથી એમ નથી, બલકે તેની એકરૂપતા છે. દ્વૈતાદ્વૈત, સગુણ–નિર્ગુણ, ભગવાન અને ભક્ત, જીવ તેમજ બ્રહ્મ—એ બધા ભેદ કેવળ સમજણનાજ છે; તત્ત્વતઃ તેઓ નથી. તેથી સાધુ–સંતોએ જે ભાવથી સગુણોપાસનાનો મહિમા વખાણ્યો છે, તેજ ભાવથી આપણે પણ સગુણ પ્રેમની કથા સાંભળવા તત્પર થઇએ. તુકારામે ભગવાનની સાથે વિનોદ કર્યો છે, ક્યાંક સ્તુતિની સાથે સાથે બાહ્યરૂપે નિંદા પણ કરેલી છે, વિલક્ષણ કલ્પનાઓ કરેલી છે, પ્રેમથી ગાળો પણ સંભળાવી છે; એ કંઇ ભગવાનની સાથે પોતાનું જે ઐક્ય છે, તે ભૂલીને આ ગાળો નહિ દીધી હોય. મહારાષ્ટ્રના સઘળા સંતોની પેઠે તુકારામને હમેશાં અદ્વૈતસિદ્ધાંત માન્ય હતો, એ વાત જેમના ધ્યાનમાં આવતી નથી તેમને આ વાતનું ભારે આશ્ચર્ય થાય છે કે, તુકારામે ભગવાન સાથે આટલી ઘનિષ્ઠતા કેમ કરીને પ્રાપ્ત કરી ? સિદ્ધાંત અદ્વૈતનો અને આનંદ ભક્તિનો ! એ તો ભાગવત ધર્મનું રહસ્ય છે. એ ધ્યાનમાં રાખીને હવે આપણે સગુણ ભક્તિના આનંદને લૂંટવા માટે તુકારામનો સાથ લઇએ.

## ૫–'વિઠ્ઠલ' શબ્દની વ્યુત્પત્તિ

'વિઠ્ઠલ' શબ્દની વ્યુત્પત્તિ 'विदा ज्ञानेन ठान् शून्यान् लाति गृह्णाति विठ्ठलः' અર્થાત્ જ્ઞાનશૂન્ય યાને ભલા ભોળા

અજ્ઞાનીઓને જેઓ અપનાવે છે–પોતાના કરી લે છે, તેજ વિઠ્ઠલ છે. 'વિઠ્ઠલ' શબ્દની આ વ્યાખ્યા 'ધર્મસિંધુ'કાર કાશીનાથ બાબા પાધ્યેએ કરી છે. તુકારામના અભંગનું એક ચરણ આ પ્રમાણે છેઃ—'વીચા કેલા ઠોબા, મ્હણોનિ નાંવ વિઠોબા.' ('વિ'નું ઠોબા (વાહન) તેથી વિઠોબા નામ પડયું.) 'વિ' એટલે કે પક્ષી–ગરુડ, જેણે ગરુડને પોતાનું વાહન બનાવ્યો છે તેનું નામ વિઠ્ઠલ પડયું. વળી કેટલાકો એવો પણ અર્થ કરે છે કે, વિ (विद्) યાને જ્ઞાન તેનો 'ઠોબા' યાને આકાર–અર્થાત્ જ્ઞાનના આકાર, જ્ઞાન-મૂર્તિ, પરબ્રહ્મની સગુણ સાકાર મૂર્તિ. વ્યુત્પત્તિ–શાસ્ત્રથી 'વિષ્ણુ'માંથી 'વિઠુ–વિઠોબા' થાય છે. પ્રાકૃત ભાષાના વ્યાકરણ 'વિષ્ણુ'નું 'વિઠુ' રૂપ થાય છે. જેમ મુષ્ટિ ઉપરથી મૂઠ (મુઠ્ઠી), પૃષ્ઠમાંથી પાઠ (પીઠ), એજ પ્રમાણે 'વિષ્ણુ' ઉપરથી 'વિઠુ' થયો છે. 'લ' પ્રત્યય પ્રેમસૂચક છે અને 'બા' આદરસૂચક. કોઇ વિઠ્ઠલને 'વિટસ્થલ' યાને વીટ (ઇંટ) જેનું સ્થળ છે યાને ઈંટ પર જે ઊભા છે' એવો અર્થ કરે છે. સફેદ માટી હોવાથી તે સ્થાનને પંઢરપુર કહે છે, ત્યાં ઈંટોની ભઠ્ઠીઓ કરવામાં આવતી હશે. પુંડલીકે ભગવાનને બેસવા માટે તેમની આગળ જે ઇંટ રાખી તેનું કારણ પણ એજ હોઇ શકે છે કે, ચારે બાજુ ઇંટના ભઠ્ઠા હોવાથી જ્યાં ત્યાં ઈંટો પડી રહેતી હશે અને લોકો બેસવાને માટે પણ તેનો ઉપયોગ કરતા હશે. વિઠોબા શબ્દનો ધાત્વર્થ ગમે તે હો; પરંતુ વિઠોબા કહેતાં પંઢરી પંઢરપુરમાં ઇંટ ઉપર ઊભા રહેલા ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિનું ધ્યાન થાય છે. શ્રુતિએ પરમાત્માનું 'ૐ' નામ રાખ્યું છે. તેજ પ્રમાણે ભકતોએ એજ પરમાત્માના વ્યકત-રૂપને–શ્રીકૃષ્ણને–'વિઠ્ઠલ' નામ આપ્યું છે. જ્ઞાનેશ્વર મહા-રાજે 'ॐ तत्सदिति निर्देशः'નું વ્યાખ્યાન કરતાં કરતાં પ્રણ-વના સંબંધમાં જે કંઇ કહ્યું છે તે ભગવાન વિઠ્ઠલનામ ઉપર પણ ઘટાવી શકાય છે.

"તે બ્રહ્મનું કોઇ નામ નથી, કોઈ જાતિ નથી;

પરંતુ અવિદ્યા-વર્ગની રાતમાં તેને ઓળખવા માટે વેદોએ એક સંકેત કરેલો છે. બાળક જન્મે છે ત્યારે તેનું કોઇ નામ નથી હોતું, પછીથી તેનું જે નામ રાખવામાં આવે છે તેજ નામથી તે 'હાં' કહીને બોલે છે. સંસાર-દુઃખથી દુઃખી થયેલા જીવ જે પોતાનાં દુઃખ સંભળાવવા માટે આવે છે, તેઓ જે નામથી પોકારે છે તે આ નામ-આ સંકેત છે. બ્રહ્મનું મૌનભંગ થાય, અદ્વૈતભાવથી તે મળે, એવો મંત્ર વેદોએ કરુણા કરીને કાઢયો છે. તે એક સંકેતથી આનંદપૂર્વક જેણે બ્રહ્મને પોકાર્યો, હંમેશાં તેની પાછળ રહેનારો એ બ્રહ્મ તેની સમક્ષ હાજર થઈ જાય છે.

(જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૭-૩૨૯-૩૩૩)

અનામ-અજાત બ્રહ્મની ઓળખાણ સંસાર-દુઃખથી દુઃખી જીવોને થાય, તે માટે શ્રુતિએ જે નામસંકેત કર્યો, તે પ્રણવ શબ્દ જાણી શકાય છે. એવાજ સંતોએ જીવોને શ્રીકૃષ્ણની ઓળખાણ કરાવવા માટે તેનુંજ નામ 'વિઠ્ઠલ' પાડયું છે અને આ નામથી જે કોઇ પોકારે છે, તેની સામે શ્રીકૃષ્ણ પણ પ્રગટ થઇ જાય છે. શ્રીહરિવંશ કે શ્રીમદ્ભાગવતમાં શ્રીકૃષ્ણને આ નામથી ન પણ બોલાવ્યા હોય અને ભક્તોએ ગમે તો તેમનું આ એક નવું નામજ રાખ્યું હોય તોપણ નામની નવીનતાથી અચ્યુત શ્રીકૃષ્ણનુ કૃષ્ણપણું ચ્યુત નથી થતું. કેટલાંક પુરાણોમાં પંઢરપુરના વિઠ્ઠલનો ઉલ્લેખ છે. પદ્મ પુરાણમાં (ઉત્તરખંડ ગીતા-માહાત્મ્યમાં)—

द्विभुजं विट्ठलं विष्णुं भुक्तिमुक्तिप्रदायकम् ।

આ ઉલ્લેખ છે. ગરુડપુરાણમાં 'विट्ठलं पाण्डुरङ्गे च व्यङ्कटाद्रौ रमासखम् ' અર્થાત્ પંઢરપુરમાં વિષ્ણુને વિઠ્ઠલ કહે છે, એમ કહ્યું છે. સ્કંદ-પુરાણમાં ભીમામાહાત્મ્યમાં ' पांडुरंगं इति ख्यातो विष्णुर्विपुलभूतिदः ' આ ઉલ્લેખ છે અને પછી તેજ પુરાણના ચંદલામાહાત્મ્યમાં શ્રાવિઠ્ઠલનું 'कमलावल्लभो वेधः करुणारसवारिधिः' કહીને વર્ણન કરેલું છે. આ પ્રમાણે બ્રહ્માંડ પુરાણ, ભાર્ગવ પુરાણ ઇત્યાદિ

પુરાણોમાં અને શ્રીમત્ શંકરાચાર્યકૃત પાંડુરંગ-સ્તોત્રાદિમાં પણ શ્રી પંઢરપુરનિવાસી પાંડુરંગ ભગવાનનું વર્ણન આવેલું છે. પંઢરીક્ષેત્ર અને શ્રીવિઠ્ઠલ દેવતા અત્યંત પ્રાચીન છે. પુરાણોનાં જે અવતરણ ઉપર આપ્યાં છે તેનાથી સ્પષ્ટ થાય છે કે, વિષ્ણુજ વિઠ્ઠલ છે.

## ૬-જ્ઞાનેશ્વરીમાં વિઠ્ઠલનામ કેમ નથી ?

શ્રીવિઠ્ઠલસ્વરૂપનો વિચાર આગલા અધ્યાયમાં કરીશું. અહીં તો વિઠ્ઠલ-અર્થાત્ વિષ્ણુ અને તે પણ શ્રીવિષ્ણુના પૂર્ણાવતાર શ્રીકૃષ્ણ છે આ વાત ધ્યાનમાં રાખીને એક આક્ષેપનો વિચાર કરી લઇએ અને આગળ વધીએ. કેટલાક આધુનિક વિદ્વાનોનો એવો તર્ક છે કે, જ્ઞાનેશ્વરીમાં ક્યાંય પણ વિઠ્ઠલ નામ આવ્યું નથી. આથી જણાય છે કે, જ્ઞાનેશ્વર મહારાજ વિઠ્ઠલના ઉપાસક નહિ, પરંતુ નિર્ગુણ બ્રહ્મનાજ ઉપાસક હતા. જ્ઞાનેશ્વર અને એકનાથ એ બન્નેય અત્યંત ગુરુભક્ત હતા અને ગ્રંથ રચતી વખતે તેમના ગુરુ પણ તેમની સમક્ષ ઉપસ્થિત હતા. આજ કારણે તેમના ગ્રંથોનાં મંગલાચરણ ગુરુસ્તુતિથીજ ભરેલાં છે; તથાપિ તેમના ગ્રંથોમાં શ્રીકૃષ્ણપ્રેમનાં જે અનુપમ ઝરણાં છે, તે તરફ ધ્યાન આપવાથી ગમે તો આંધળો પણ જાણી શકશે કે, તેમનો સગુણ પ્રેમ કેટલો અલૌકિક હતો. શ્રીકૃષ્ણાર્જુન-પ્રેમનું વર્ણન કરતાં કરતાં જ્ઞાનેશ્વર મહારાજે પોતાની શ્રીકૃષ્ણભક્તિ વ્યક્ત કરવાની લાલસા પૂરી કરી લીધી છે. (વાચકો જ્ઞાનેશ્વર ચરિત્ર જુએ.) અને વળી જ્યાં જ્યાં શ્રી કૃષ્ણની સ્તુતિ કરવાનો અવસર મળ્યો છે, ત્યાં ત્યાં જ્ઞાનેશ્વર મહારાજની વાણી કેટલી પ્રેમપરિપૂર્ણ થઇ ગયેલી છે, એ જ્ઞાનેશ્વરીના વાચકો સમજી શકે છે. વિસ્તાર વધવાના ભયથી અવતરણો અત્રે આપતા નથી. જેઓ જોવા ઇચ્છે તેઓ જ્ઞાનેશ્વરીમાં ચોથા અધ્યાયની ૧૪ ઓવીઓ તેમજ ૯મા અધ્યાયની ૪૨૫ થી ૪૭૫ સુધીની ઓવીઓ અવશ્ય જુએ. નવમા અધ્યાયની ૫૨૧ મી ઓવીમાં મહારાજ

શ્રીકૃષ્ણનું 'શ્યામસુંદર પરબ્રહ્મ ભકતકામકલ્પદ્રુમ શ્રીઆત્મારામ' કહીને વર્ણન કરે છે. અગિયારમા અધ્યાયના ઉત્તરાર્ધમાં અને બારમા અધ્યાયમાં 'એ ચતુર્ભુજ–રૂપ'નું મધુર વર્ણન પણ વાંચવા જેવું છે. બારમા અધ્યાયના ઉપસંહારમાં ભગવાનનો યશ આ પ્રમાણે ગાય છે–

"એવા એ નિજજનાનંદ, જગદાદિકંદ શ્રીમુકુંદ" સંજય ધૃતરાષ્ટ્રને કહે છે: "હે રાજન્! તે મુકુંદ કેવા છે? તેઓ નિર્મળ છે; નિષ્કલંક છે; લોકકૃપાળ છે; શરણાગતના સ્નેહાશ્રય છે. શરણ્ય છે. સુરવૃંદસહાયશીલ અને લોકલાલનલીલ છે. પ્રણતપ્રતિપાલન એ તેની રમત છે. તે ભકતવત્સલ, પ્રેમીજન–પ્રાઞ્જલ છે. સત્યસેતુ અને સકલ કલાઓના નિધિ છે. વૈકુંઠના એ શ્રીકૃષ્ણ પોતાના ભકતોના ચક્રવર્તી છે." (૨૩૯–૨૪૧; ૨૪૩; ૨૪૪)

આવી સુધા–અમૃત–રસથી ભરપૂર પ્રેમ–મધુર વાણી સગુણ પ્રેમી સિવાય બીજા કોની હોઇ શકે? નિર્ગુણ-બોધ અને સગુણ–પ્રેમ એ બન્ને એકસાથે તો જે પૂર્ણ ભક્ત હોય તેજ પુરુષમાં જોવામાં આવે છે. ચંદનની દ્યુતિ–સુગંધ અથવા ચંદ્રની ચાંદની જેવી અદ્વૈત ભક્તિ છે. પરંતુ "આ અનુભવવાની બાબત છે; કહેવાની નથી' (જ્ઞાનેશ્વરી ૧૮–૧૧૫૦) વસુદેવસુત દેવકીનંદન (જ્ઞાને. ૪–૮)જ સર્વરૂપાકારઃ સર્વદૃષ્ટિનેત્ર અને સર્વ દેશનિવાસ (જ્ઞાને. ૧૮–૧૪૧૭) પરમાત્મા છે અને 'ભકતોની પ્રીતિને વશ થઈને અવ્યકત–અમૂર્ત હોવા છતાં પણ વ્યકત થયા છે.' ભકતની પ્રીતિથી ભગવાન વ્યકત થયા, એથી જગતનું કાર્ય થયું, નહિ તો ભલા એને કોઇ પકડી શકે છે? જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, જો ભગવાન રાજી થઇને વ્યકત ન થાય તો 'યોગીઓ તેમને પામી શકે નહિ' વેદાર્થ તેમને જાણી શકે નહિ, ધ્યાનનાં નેત્ર પણ તેમને જોઈ શકે નહિ.' (જ્ઞાનેશ્વરી ૪–૧૩) પરમાત્મા સગુણ–સાકાર પ્રગટ થયા, એ ઘણુંજ સારૂં થયું. એજ પરમાત્મા પુંડલીકની

ભક્તિથી પ્રસન્ન થઈને પંઢરીમાં ઈંટ ઉપર કેડે હાથ રાખીને ઉભા છે. ભક્તોએ પોતાની રુચિ અનુસાર તેમનું વિઠ્ઠલ નામ રાખ્યું છે. જેનો જેવો ભાવ હોય, તેવાજ ભગવાન છે. ભક્તોનો તેમનાપ્રત્યે સચ્ચિદ્ઘન પરમાત્માનો ભાવ રહે છે. તેજ રૂપમાં તેમને પરમાત્માની પ્રતીતિ થાય છે. તે સર્વવ્યાપક છે; આકાશથી પણ વધારે વ્યાપક અને પરમાણુથી પણ અધિક સૂક્ષ્મ છે. અખિલ વિશ્વમાં વ્યાપીને ભક્તોના હૃદયમાં વિરાજમાન રહે છે. સમર્થ રામદાસ સ્વામી કહે છે કે—

જગીં પાહતાં સર્વહી કોંદલેંસે,
અભાગ્યા નશ દઠ પાષાણ ભાસે.

અર્થાત્ "સંસારમાં જુઓ તો તેઓ સર્વત્ર સમાયલા છે. પરંતુ અભાગીઆ મનુષ્યને એ સઘળું કઠણ પથરા જેવું લાગે છે." નામદેવરાય, જનાબાઈ વગેરે સર્વ સંતો શ્રીવિઠ્ઠલના ઉપાસક હતા. નાથ મહારાજ શ્રીકૃષ્ણ અર્થાત્ શ્રીવિઠ્ઠલનાજ ભક્ત હતા. જ્ઞાનેશ્વરીમાં જેમ શ્રીવિઠ્ઠલ નામનો ઉલ્લેખ નથી, તેજ પ્રમાણે એકનાથી ભાગવતમાં પણ એક ઓવી સિવાય બીજે કયાંય પણ વિઠ્ઠલ-નામનો ઉલ્લેખ નથી. જે ઓવીઓમાં આ નામનો ઉલ્લેખ છે, તે ઓવી આ પ્રમાણે છે—

પાવન પાંડરંગ ક્ષિતિ, જે કાં દક્ષિણદ્વારાવતી,
જેથ વિરાજે વિઠ્ઠલમૂર્તિ, નામેં ગર્જતી પંઢરી.
(૨૯-૨૪૫)

અર્થાત્ "એ પાંડુરંગ-પુરી પાવન-પવિત્ર છે. તે દક્ષિણની દ્વારકા છે. ત્યાં શ્રીવિઠ્ઠલની મૂર્તિ વિરાજી રહી છે. પંઢરીમાં તેમનું નામ ગુંજ્યા કરે છે." એકનાથી ભાગવતમાં બસ આજ એક વાર શ્રીવિઠ્ઠલનુ નામ આવ્યું છે; તથાપિ શું જ્ઞાનેશ્વરી અને શું એકનાથી ભાગવત બન્ને ગ્રંથો શ્રીકૃષ્ણપ્રેમથી ઓતપ્રોત છે અને જે શ્રીકૃષ્ણ છે તેજ વિઠ્ઠલ છે' એ કારણેજ વારકરી મંડળમાં આ બન્ને

ગ્રંથો વેદતુલ્ય મનાય છે ? એકનાથ મહારાજના વડદાદા ભાનુદાસ મહારાજ સુપ્રસિદ્ધ વિઠ્ઠલભકત થયા. પૈઠણમાં તેમનું બનાવેલું વિઠ્ઠલ મંદિર છે. એજ મંદિરમાં એકનાથ મહારાજ કથા વાંચતા હતા, ત્યાંજ શ્રીવિઠ્ઠલ મૂર્તિની સામે તેમનાં કીર્તન થતાં હતાં. શ્રીવિઠ્ઠલની સ્તુતિમાં શ્રી-એકનાથ મહારાજના સેંકડો અભંગો છે. નાથ મહારાજ પરમ ભાગવત'-શ્રીકૃષ્ણ-શ્રીવિઠ્ઠલના પરમ ભકત હતા' તેમ છતાં પણ નાથ ભાગવતમાં શ્રીવિઠ્ઠલનું નામ એક ઓવીમાં આવ્યું છે અને જ્ઞાનેશ્વરીમાં તો વિઠ્ઠલનું નામજ નથી, આ વાતને મોટી માનીને અનેક આધુનિક પંડિતો કહ્યા કરે છે કે, જ્ઞાનેશ્વરી તો તત્ત્વજ્ઞાન અને નિર્ગુણો-પાસનાનો ગ્રંથ છે, વારકરી-સંપ્રદાય સાથે તેને કંઈ પણ સંબંધ નથી. આ ભારે આશ્ચર્યની વાત છે. જ્ઞાનેશ્વરીને કોઇ તત્ત્વજ્ઞાનનો ગ્રંથ ભલે સમજી લે, પરંતુ વારકરી-ઓને માટે તો જ્ઞાનેશ્વરી અને એકનાથી ભાગવત એ બન્ને ગ્રંથો ઉપાસનાગ્રંથ છે. વારકરી શ્રીકૃષ્ણના ઉપાસક છે અને આ ગ્રંથો શ્રીકૃષ્ણના પરમ ભકતોના ગ્રંથ-હોવાથી તેમને માટે પ્રમાણરૂપ છે. જ્ઞાનેશ્વર અને એકનાથ શ્રીકૃષ્ણ શ્રીવિઠ્ઠલના પૂર્ણભકત અને તેમના ગ્રંથો શ્રીકૃષ્ણ-શ્રીવિઠ્ઠલ-ની ભકિતથી ભરપૂર છે; આથીજ તે વારકરીઓને અત્યંત પ્રિય અને માન્ય છે. જ્ઞાનેશ્વર—એકનાથથી નામદેવ તુકા-રામને ભિન્ન કરવાને, એમનો પ્રયત્ન વ્યર્થ છે, એ પહેલાં સપ્રમાણ સિદ્ધ થઈ ચૂકયું છે. રુકિમણી-રખુમાઈ શ્રીકૃષ્ણ-ની પટરાણી હતાં, તેમની ચિતશકિત-તેમની આદિમાયા હતાં, એ સર્વશ્રુતજ છે. શ્રીકૃષ્ણ-રુકિમણીજ શ્રીવિઠ્ઠલ-રખુમાઇ છે, 'વિઠ્ઠલ-રખુમાઇ 'જ વારકરીઓનો નામમંત્ર છે. જ્ઞાનેશ્વરી અને નાથ-ભાગવત શ્રીકૃષ્ણ ( શ્રીવિઠ્ઠલ ) ભકિતપ્રધાન ગ્રંથ છે. આ વાત આધુનિક વિદ્વાનો ધ્યાનમાં રાખે તો જ્ઞાનેશ્વર-એકનાથથી પંઢરીના ભકિત-પંથને અ-લગ કરવો અસંભવિત છે' આ વાત તેમણે પણ સ્વીકારવી પડશે. જ્ઞાનેશ્વર, નામદેવ, જનાબાઈ, એકનાથ, તુકારામ-

એ બધા વિઠ્ઠલભક્ત છે. શ્રીવિઠ્ઠલની ઉપાસના તુકારામ મહારાજ જીવનપર્યંત કરતા રહ્યા.

## ૭–મૂર્તિપૂજાનું રહસ્ય

શ્રીવિઠ્ઠલ-મૂર્તિ ભક્તોના પ્રાણોના પ્રાણ છે. પંડિત ભગવાનલાલના મત પ્રમાણે આ મૂર્તિ છઠ્ઠી સદીથી પહેલાંની છે. નિર્ગુણ બ્રહ્મ અને સગુણ ભગવાન એ બન્ને આ વિઠ્ઠલ-મૂર્તિમાં છે. આ મૂર્તિ ભક્તોને ચૈતન્યઘનરૂપે પ્રતીત થાય છે. આ મૂર્તિના ભજન–પૂજનથી તથા ધ્યાન–ધારણાથી ભાવિક ભક્તોને ભગવાનના સગુણ રૂપનાં દર્શન થાય છે અને અદ્વૈતાનંદનો અનુભવ પણ પ્રાપ્ત થાય છે–પહેલાં થયો છે અને હાલ પણ થાય છે. શ્રીવિઠ્ઠલભક્તિ યોગજ્ઞાનની વિશ્રામભૂમિકા છે. વળી કોઈ એમ પણ પૂછી શકે કે, અદ્વૈતાનંદને માટે મૂર્તિની શી આવશ્યકતા છે? પરંતુ હું એ પૂછનારને પૂછું છું કે, મૂર્તિપૂજાથી ભક્તિનો રસાસ્વાદ મળ્યો અને અદ્વૈતાનંદમાં પણ કંઇ બાકી ન રહી તો આ મૂર્તિપૂજાથી નુકસાન શું થયું ? ભગવાન, ભક્ત અને ભજનની ત્રિપુટિ અદ્વૈતાનંદના સ્વાનુભવ ઉપરજ ઉભી કરવામાં આવી તો તેમાં બગડયું શું ?

દેવ દેઊળ પરિવારૂ, કીજે કોરૂની ડોંગરૂ,
તૈસા ભક્તિચા વેંવ્હારૂ, કાં ન વ્હાવા. (અમૃતાનુભવ પ્ર० ૯–૪૧)

અર્થાત્ " દેવ, દેવળ અને દેવભક્ત પહાડ ખોદીને એકજ શિલા ઉપર કોતરાવી શકાય છે. એવો વ્યવહાર ભક્તિનો કેમ થઈ શકતો નથી ? "

એકજ ચિત્રશિલા ઉપર શ્રી શંકર, માર્કણ્ડેય અને શિવમંદિર અથવા શ્રીવિષ્ણુ, ગરુડ અને વિષ્ણુમંદિર જો ચિતરવામાં આવે તો શું એકની અંદરની આ ત્રિવિધતાથી હરિ–હર–ભક્તિના રસાસ્વાદમાં કંઇ અડચણ આવે છે ? સુવર્ણનાજ શ્રીરામ, સુવર્ણનાજ હનુમાન અને તેમના ઉપર સુવર્ણનાંજ ફૂલ વરસાવનારા સુવર્ણ શરીરવાળા ભક્ત હોય

તો આ ત્રિપુટીથી અદ્વૈતસુખમાં શું નુકસાન થાય છે? આ બધું તો ઉપાસકના અધિકાર ઉપર આધાર રાખે છે! મૂળ રકમની મૂળ રકમ રહ્યા કરે અને ઉપરથી વ્યાજ પણ મળે તો એને કોણ છોડી દે? વજન અને કસમાં કંઇ કસર ન હોય અને અલંકારની શોભા પણ પ્રાપ્ત થતી હોય તો આ આનંદ છોડીને કેવળ સોનાનો પાસો છાતીમાં લગાડી રાખવામાં શી બુદ્ધિમત્તા છે? ભક્તના અદ્વૈતજ્ઞાનમાં કંઇ ઉણપ ન હોય, અને તે ભગવાનની પ્રતિમાની સામે બેસીને ભજન—પૂજનાદિ દ્વારા ભક્તિસુખામૃતનું પણ પાન કરે તો એથી તે શું અદ્વૈતાનંદથી વંચિત થશે? ભક્તિસુખને માટે ભક્તજ ભગવાન તેમજ ભક્ત બનીને પૂજનાદિ ઉપાસનાકર્મ કરે છે, પરંતુ આ કુશળતા સત્સંગમાં હળી મળી ગયા સિવાય સમજમાં આવતી નથી. અને આ સમજણ ન થવાથી સગુણોપાસના અને પ્રતિમાપૂજનનું રહસ્ય પણ કદી ધ્યાનમાં આવતું નથી. મૂર્તિ-પૂજાનું આ રહસ્ય ન જાણવાને લીધેજ ઘણા ખરા લોકો 'મૂર્તિપૂજા'નું નામ લેતાંજ ભડકી ઉઠે છે અને પૂછવા લાગે છે કે, શું તુકારામ જેવા જ્ઞાની મહાત્મા પણ મૂર્તિપૂજક હતા? તેમના આ પ્રશ્નનો એકજ ઉત્તર છે કે 'હા, તેઓ મૂર્તિપૂજક હતા અને જીવનપર્યંત મૂર્તિપૂજકજ રહ્યા.' આપણો આ સમાજ મૂર્તિપૂજકજ છે. એટલુંજ નહિ, પરંતુ સમસ્ત મનુષ્યસમાજ યથાર્થમાં મૂર્તિપૂજક છે. વેદોમાં વરુણ, સૂર્ય, ઉષા વગેરે દેવતાઓની મૂર્તિઓનાં સ્તોત્ર છે. નિરાકારવાદી જ્યારે ઇશ્વરપ્રાર્થના કરે છે, ત્યારે તેના ચિત્તરૂપી ચિત્રપટ ઉપર કોઇ ને કોઇ રૂપજ ચિતરાતું હશે અને જો તેમ ન થતું હોય તો તેની પ્રાર્થના વ્યર્થ છે. ભગવાન અમૂર્ત છે અને મૂર્ત પણ છે, ભક્તજ પોતાના અનુભવથી આ વાત જાણે છે. ઇશ્વર જો સર્વત્ર છે તો મૂર્તિમાં કેમ નથી? તુકારામ પૂછે છે કે—

અવઘે બ્રહ્મ રિતા નાહીં ઠાવ,
પ્રતિમા તો દેવ કૈસા નવ્હે.

"સર્વ કંઇ બ્રહ્મરૂપ છે, કોઇ સ્થાન એનાથી ખાલી નથી, તો પછી પ્રતિમા ઈશ્વર નથી એ કેમ બની શકે ?"

ઈશ્વર સર્વવ્યાપી છે; પરંતુ પ્રતિમામાં નથી, એમ કહેવું એ તો પ્રતિમાને ઈશ્વરથી પણ મોટા માનવા જેવું છે! અમે ગમે તે પથ્થરને તો ભગવાન કહીને પૂજતા નથી. બ્રાહ્મણો દ્વારા વેદમંત્રો વડે જેની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી હોય, તેજ મૂર્તિને ભગવાન કહીને અમે પૂજીએ છીએ અને ભજીએ છીએ. ભાવ એજ ભગવાન છે અને ભક્તનો ભાવ જાણીને ભગવાન પણ પથ્થરમાં પ્રગટ થાય છે—તેનું પથ્થરપણું નાશ પામે છે અને સચ્ચિદાનંદઘન પરમાત્મા ત્યાં પ્રગટ થાય છે. તુકારામ કહે છે કે—

**પાષાણ દેવ પાષાણ પાયરી, પૂજા એકાવરી પાયઠેવી. ૧**
**સાર તો ભાવ સાર તો ભાવ, અનુભવી દેવ તેથિ ઝાલે. ૨**

અર્થાત્ "ભગવન્મૂર્તિ પણ પથ્થરજ છે અને પગથિયું પણ પથ્થરનુજ છે; પરંતુ એકને પૂજીએ છીએ અને એક ઉપર પગ મૂકીએ છીએ. સારવસ્તુ તો ભાવ છે, તેજ અનુભવમાં ભગવાન થઇને પ્રગટ થાય છે."

ગંગાજળ અને બીજાં સામાન્ય જળની વચમાં કયું મહાભારે અંતર છે ? પરંતુ ભાવનાથીજ ગંગાજળનું શ્રેષ્ઠત્વ છે. તુકારામ કહે છે કે, ભાવિકોની તો આજ વાત છે, ધર્માધર્મના ઝગડામાં બીજા લોકો ભલે પડે. જેને નિમિત્તે જે પૂજનાદિ કરવામાં આવે છે, તે કોઇ પણ માર્ગથી કોઇ પણ રીતથી કરવામાં આવે, તે તેનેજ પ્રાપ્ત થાય છે. પત્ર, પુષ્પ, ફળ, જળ જે કંઈ, કોઇ પણ, ક્યાંય પણ, ગમે તે રીતે, પરંતુ વિમળ અંતઃકરણથી અર્પણ કરે, તો તે મનેજ પ્રાપ્ત થાય છે. 'तदहं भक्त्युपहृतमश्नामिप्रयतात्मनः' (ગીતા ૯–૨૬) આ સ્વયં ભગવાનનુંજ વચન છે. 'શિવ-પૂજા શિવાસિ પાવે, માતી માતીશીં સામાવે." (શિવની પૂજા શિવને પ્રાપ્ત થાય છે અને માટી માટીમાંજ સમાઇ જાય છે.) અથવા 'વિષ્ણુ–પૂજા વિષ્ણુસિ અર્પે', પાષાણ

રાહે પાષાણ રૂપેં' (વિષ્ણુની પૂજા વિષ્ણુને અર્પણ થાય છે અને પથ્થર પથ્થરના રૂપમાં રહી જાય છે.) આ તુકારામ કહી ગયા છે. ભગવાનની સુલભ અને સુંદર ઘાટવાળી સુમધુર મૂર્તિને જોઇને હજારો ભક્તો આનંદ પામ્યા અને મૂર્તિ ચૈતન્યઘન થઇને તેમને પ્રાપ્ત થઈ.

ધન્ય ભાવશીળ, જ્યાચેં હૃદય નિર્મળ. ૧
પૂજી પ્રતિમેચા દેવ, સન્ત મ્હણતી તેથેં ભાવ. ધ્રુ૦
તુકા મ્હણે તૈસે દેવા, હોણેં લાગે ત્યાંચ્યા ભાવા. ૩

અર્થાત્ "જેનું હૃદય નિર્મળ છે તે ભાવનાશીલને ધન્ય છે. પ્રતિમાના દેવતાને જે પૂજે છે, સંત કહે છે કે તેનામાં ભાવ છે. તુકારામ કહે છે કે, ભક્તોનો જે ભાવ છે, તેવાજ ભગવાનને થવું પડે છે."

શ્રીવિઠ્ઠલ-મૂર્તિમાં તુકારામની નિષ્ઠા એવી અવિચળ હતી કે તેઓ કહે છે કે—

મ્હણે વિઠ્ઠલ પાષાણ, ત્યાચ્યા તોંડાવરી વહાણ.

"જે વિઠ્ઠલને પથ્થર કહે છે, તેના મોં પર જોડા."

મ્હણે વિઠ્ઠલ બ્રહ્મ નવ્હે, ત્યાચે બોલ નાઈકાવે.

અર્થાત્ "જે કહે છે કે વિઠ્ઠલ બ્રહ્મ નથી, તેની વાત કોઈ ના સાંભળે."

આ સઘળા ઉત્કટ પ્રેમના ઉદ્ગાર છે. એકનાથી ભાગવત (અ૦ ૧૧ શ્લોક ૪૬)માં કહે છે—

"નિર્ગુણનો બોધ કઠણ છે. મન-બુદ્ધિ-વાણીને માટે અગમ્ય છે. શાસ્ત્રોના સંકેત સમજી શકાતા નથી. વેદ તો મૌન ધારણ કરી ગયા છે. સગુણ મૂર્તિની આ વાત નથી. તે સુલભ છે, સુલક્ષણ છે, તેમનાં દર્શનથી ભૂખ-તરસ ભૂલાઇ જાય છે. મન પ્રેમ વડે ભરપૂર થઇને શાંત થઈ જાય છે. જે નિત્યસિદ્ધ સચ્ચિદાનંદ છે, પ્રકૃતિથી પર એવા પરમાનંદ છે, તેજ સ્વાનંદ-કંદ પોતાની લીલા વડે સગુણ-ગોવિંદ બન્યા છે. મારી મૂર્તિનાં દર્શનોથી

નેત્ર કૃતાર્થ થાય છે, જન્મ-મરણની તરખટ મટી જાય છે, વિષયોના પાશ-બંધ કપાઈ જાય છે."

પ્રેમમય અંતઃકરણથી મૂર્તિપૂજા કરનારા ભક્તોને માટે ભગવાન મૂર્તિમાંજ પ્રગટ થાય છે. આ વાતનાં અનેક ઉદાહરણ છે. એકનાથ મહારાજ કહે છે કે—

"અત્યારે પણ આ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ છે કે, દાસના વચનથી પથ્થરની પ્રતિમામાં આનંદઘન ભગવાન પોતેજ પ્રગટ થયા છે." (નાથભાગવત ૭-૪૮૨)

એકનાથ મહારાજે તેમના અભંગોમાં કહ્યું છે કે—

મી તોચિ માઝી પ્રતિમા, તેથેં નાહીં આન ધર્મા. ૧
તેથેં અસે માઝા વાસ, નકો ભેદ આણિ સાયાસ. ૨
કલિયુગીં પ્રતિમેપરતેં, આન સાધન નાહીં નિરુતેં. ૩
એકા જનાર્દનીં શરણ, દોની રૂપેં દેવ આપણ. ૪

અર્થાત્ "હું જે છું તેજ મારી પ્રતિમા છે, પ્રતિમામાં કોઇ અન્ય ધર્મ નથી. ત્યાંજ મારો વાસ છે. આમાં કોઈ ભેદ ન માનો અને વ્યર્થ કષ્ટ ઉઠાવો નહિ. કળિયુગમાં પ્રતિમાથી વધારે બીજું કોઈ સાધન નથી. એકા (એકનાથ) જનાર્દનના શરણમાં છે, એ બન્નેરૂપ આપ ભગવાનજ છો."

દેવ સર્વાંઠાયીં વસે, પરિ ન દિસે અભાવિકાં. ૧
જલીં સ્થલીં પાષાણીં ભરલા, રિતા ઠાવ કોઠેં ઉરલા. ૨

અર્થાત્ "ભગવાન સર્વ સ્થળે છે; પરંતુ અભક્તોને તે દેખાતા નથી. જળમાં, સ્થળમાં, પથ્થરમાં સર્વત્ર તેઓ ભરેલા છે, તેમના સિવાય ખાલી સ્થાન કોઈજ નથી."

* * * *

અસ્તુ. તુકારામના તથા તેમના જેવા બીજા સંતોના સગુણોપાસના અને મૂર્તિપૂજાના સંબંધમાં જે વિચાર છે તે સંક્ષેપમાં આટલે સુધી દર્શાવ્યા છે. કહેવાની જરૂર

નથી કે, તેમના આચાર પણ તેમના વિચારો અનુસારજ હતા. પંઢરીની શ્રીવિઠ્ઠલમૂર્તિના ઉપાસક વિશ્વંભર બુવાના સમયથી કુલદેવ શ્રીવિઠ્ઠલની નિત્ય પૂજા-અર્ચા કરનારા, વિઠ્ઠલ-મંદિરનો જીર્ણોદ્ધાર કરનારા અને આખરસુધી વિઠ્ઠલ-મંદિરમાં હરિ-કીર્તન કરનારા તુકારામ મૂર્તિપૂજક નહોતા, એમ કોણ કહી શકે છે? તુકારામના પુત્ર નારાયણ બુવાની દેહૂની સનદમાં પણ આ સ્પષ્ટ શબ્દો છે—"તુકોબા ગોસાઈ શ્રીદેવની મૂર્તિની પૂજા પોતાના હાથે કરતા હતા."

## ૮-તુકારામની દર્શનોત્કંઠા

શ્રીવિઠ્ઠલ-મૂર્તિની પૂજા-અર્ચા, ધ્યાન-ધારણા અને અખંડ નામસ્મરણ કરતાં કરતાં તુકારામને ભગવાનનાં સાક્ષાત્ દર્શનની ઘણી તીવ્ર લાલસા થઈ. જેની મૂર્તિની નિત્યપૂજા કરતા હતા, તેનાં દર્શન ક્યારે થશે? દર્શન માટે તેમનું ચિત્ત આકુળવ્યાકુળ થઇ ગયું. પ્રહ્લાદ અને ધ્રુવ જેવા બાળભક્તોને બચપણમાંજ સગુણ ભગવાનનાં દર્શન થયાં. નામદેવની સાથે ભગવાન પ્રત્યક્ષ વાતચીત કરતા હતા, જનાબાઇ સાથે ચક્કી ચલાવતા હતા, એવા ભક્તવત્સલ મારા વહાલા પંઢરીનાથ મને ક્યારે મળશે? પ્રત્યક્ષ દર્શન વિના બ્રહ્મજ્ઞાન તેમને શુષ્ક જેવું લાગવા લાગ્યું. બ્રહ્મજ્ઞાનની વાતો કહેવા તેમજ સાંભળવામાં હવે તેમને આનંદ આવતો નહોતો. તેમના હાથ ભગવાનને મળવા માટે આગળ વધવા ઇચ્છતા હતા, નેત્રો તેમનીજ તરફ મીટ માંડીને જોયા કરવા ઇચ્છતાં હતાં. નયનોથી જો ભગવાન ન દેખાતા હોય તો તેની આવશ્યકતાજ શું છે? નેત્રો જો ભગવાનનાં ચરણ ન જોઈ શકતાં હોય તો એ ફૂટી જાય. આવા આવા ભાવોજ તેમના મનમાં ઉઠ્યા કરતા હતા. દિવસે દિવસે મિલનની એજ લગની, એજ વ્યાકુળતા વધતીજ ગઇ. તે સમયની તેમની મનોવસ્થા બતાવનારા થોડા અભંગ છે—

ભેટીલાગીં પંઢરિનાથા, જીવા લાગલી તળમળ વ્યથા. ૧
કૈં કૃપા કરિસી નેણે, ભજ દીનાચેં ધાંવણેં. ધ્રુ૦
શિણલેં માઝેં મન, વાટ પાહતાં લોચન. ૨
તુકા મ્હણે ભૂક, તુઝેં પહાવયા મુખ. ૩

અર્થાત્ "હે પંઢરિનાથ! તમને મળવા માટે જીવ વ્યાકુળ થઇ ગયો છે. આ દીનની આ દોડ ઉપર ક્યારે કૃપા કરશો તેની ખબર નથી. મારૂં મન તો થાકી ગયું, રાહ જોઇ જોઇને આંખો પણ થાકી ગઇ. તુકારામ કહે છે કે, મને તારૂં મોં જોવાનીજ ભૂખ લાગી છે."

* * * *

વાટુલી પાહતાં શિણલે ડાળુલે,
દાવિસી પાઉલે કેં યો ડાળાં. ૧
તૂં માય માઉલી કૃપેચી સાઉલી,
વિઠ્ઠલે પાહિલી વાસ તુઝી. ધ્રુ૦
કાં બા મોકલિલેં કવણા નિરવિલેં,
કઠિણ કૈસેં ઝાલે હૃદય તુઝેં. ૨
તુકા મ્હણે માઝયા આસાવલ્યા બાહ્યા,
તુજ ક્ષેમ ધાયા પાંડુરંગા. ૩

અર્થાત્ "માર્ગની પ્રતીક્ષા કરતાં કરતાં નેત્ર થાકી ગયાં! એ નેત્રોને આપનાં ચરણ ક્યારે દેખાડશો? ઓ માતા! તુંજ મારી માવડી છો, દયામયી છાયા છો. હે વિઠ્ઠલ! કોઇને તમે ઉગારી લીધો છે તો બીજા કોઇને વળી કોઇકને સોંપી દીધો છે; તમારૂં આવું કઠોર હૃદય કેમ થયું છે? તુકારામ કહે છે કે, હે પાંડુરંગ! મારા હાથ (બાવડાં) તમને મળવાને-ભેટવાને તત્પર થઇ રહ્યાં છે."

* * * *

નગલે હેં મજ તુઝેં બ્રહ્મજ્ઞાન, ગોજિરે સગુણ રૂપ પુરે. ૧
લાગલા ઉશીર પતિતપાવના, વિસરોનિ વચના ગેલાસિયા. ધ્રુ૦
જાળોની સંસાર બૈસલોંઅગણી, નાહીં તુઝે મનીં માનસી હા
તુકા મ્હણે નકો રાગેજા વિઠ્ઠલા, ઉઠીં દેઇં મલા ભેટી આતાં. ૩

અર્થાત્ "તમારા બ્રહ્મજ્ઞાનની મને ઇચ્છા નથી, તમારૂ

આ સુંદર સગુણ રૂપ મારેમાટે ઘણું છે. હે પતિપાવન! તમે ઘણી વાર લગાડી! શું આપ આપનાં વચન ભૂલી ગયા ? સંસાર (ઘર-ગૃહસ્થી) સળગાવી દઇને તમારે આંગણે આવીને બેઠો છું, તેની તમને કશી ખબરજ નથી! તુકારામ કહે છે કે, હે મારા વિઠ્ઠલ! રીસ ચઢાવો નહિ, હવે ઉઠો અને મને દર્શન આપો."

* * * *

આર્ત માઝયા બહુ પોટીં, વ્હાવી ભેટી પાયાંસી. ૧
તળમળ કરી ચિત્ત, અખંડીત વિયોગેં. ૨

અર્થાત્ "જીવની એક મહેચ્છા એજ છે કે, તમારા ચરણોનો મેળાપ થાય. નિરંતરના વિયોગથી ચિત્ત અત્યંત વ્યાકુળ છે."

* * * *

આત્મસ્થિતિચા વિચાર, કાય કાય કરૂં હા ઉદ્ધાર,
ન દેખતાં ધીર, ચતુર્ભુજ મજ નાહીં. ૪
તુજવાંચુનિ કાંહીં વ્હાવેં, ઐસેં નકો માઝિયે જીવેં.
તુકા મ્હણે ધાવેં, દર્શન પાયાંચે. ૫

અર્થાત્ "આત્મસ્થિતિનો શો વિચાર કરૂં ? શો ઉદ્ધાર કરૂં ? ચતુર્ભુજને જોયા વિના ધીરજજ રહેતી નથી. તમારા વિના બીજી કોઇ વાત મારો જીવ ઇચ્છતો નથી. તુકારામ કહે છે કે, હવે ચરણોનાં દર્શન કરાવો."

× × × ×
× × × ×

જાતાં ભલે કાય ડોળિયાંચેં કામ, જંવ પુરુષોત્તમ ન દેખતી.
તુકા મ્હણે આતાં પાંડરંગાવીણ, ન વાંચતાં ક્ષણ જીવ ભલા.૩

"જો એ પુરુષોત્તમને જોઇ શકતી નથી તો આ આંખો ફૂટી જાય તોપણ શું નુકસાન છે ? તુકારામ કહે છે કે, હવે પાંડુરંગ વિના એક ક્ષણ પણ જીવવાની ઇચ્છા નથી."

× × × ×

તુકા મ્હણે મજ દાખવી શ્રીમુખ, હરેલ યા ભૂક ડોળિયાંચી. ૧

"તુકારામ કહે છે કે "હવે આપનું શ્રીમુખ બતાવો, એથી એ આંખોની ભૂખ શાંત થશે."

× × × ×

તુકા મ્હણે એકવેળ દ્યાં ભેટી, વોરસોનિ પોટીં આલિંગાવે.

તુકારામ કહે છે કે, એક વાર મળો અને તમારી છાતીસરસો લગાવો.

તુકા મ્હણે પેવોનિયાં દ્યાઈ ભેટી, કુરવાળુનિ પોટીં ધરીં મજ.

"તુકારામ કહે છે કે, હવે આવીને મળો. પીઠ ઉપર હાથ ફેરવીને આપની છાતીએ લગાવો."

× × × ×

ઝુરોનિ પાંઝરા હોઉં પાહે આતાં, યેઇ પંઢરિનાથા ભેટાવયા.

અર્થાત્ "વિરહથી બળીને સૂકાઇ ગયો છું, હાડકાંનું પાંજરૂંજ રહી ગયું છે. હવે તો હે પંઢરીનાથ! આવો અને ભેટો."

× × × ×

કાય તુઝેં વેચે મજ ભેટી દેતાં, વચન બોલતાં એકદાન. ૧
તુકા મ્હણે તુઝી નલગે દસોડી, પરી આહે આવડી દર્શનાચી.

અર્થાત્ "મને આવીને મળશો અને બે એક વચન બોલશો તો એમાં તમને શું ભારે પડવાનું છે? તુકારામ કહે છે કે, તમારી મોટાઇ મારે નથી જોઇતી; પરંતુ દર્શનની તો ઉત્કંઠા છે."

× × × ×

ઇચ્છિતી તયાસી વ્હાવેં જી અરૂપ,
આમ્હાંસી સરૂપસ્થિતી ચાડ. ૧

અર્થાત્ "જેઓ અરૂપની ઇચ્છા કરતા હોય તેમને માટે આપ અરૂપ–અદૃશ્ય બનજો; પરંતુ હું તો આપના સ્વરૂપનો પ્રેમી છું."

× × × ×

"ભગવન્! આપના નિરાકાર રૂપ ઉપર જેમને પ્રેમ

હોય તેમને માટે આપ નિરાકારજ રહેજો; પરંતુ હું તો આપના સગુણ સાકાર રૂપ-રસનો તરસ્યો છું. આપનાં ચરણોમાં મારૂં ચિત્ત લાગેલું છે. હું તો અજ્ઞાનીજ છું." ભલા, બાળક પણ આપનાથી દૂર રહેવા યોગ્ય બનવામાં કદી મોટાઓની બરાબરી કરી શકે ખરૂં? જ્ઞાનીઓનું સરખાપણું હું અજ્ઞાન શી રીતે કરી શકું? બાળક જયારે મોટું થાય છે, ત્યારે માતા તેને દૂર રાખે છે, અજ્ઞાન શિશુ તો માતાની ગોદ કદી છોડતુંજ નથી. જે બ્રહ્મજ્ઞાની હોય, તેમને મોક્ષ (છૂટકારો) આપી દો; પરંતુ મને ના છોડો, મારે મોક્ષ નથી જોઇતો." "તમારા નામનો જે નેહ લાગ્યો છે, તે હવે છૂટનારો નથી." જીભ તમારાજ નામની રસિક બની ગઇ છે, આંખો તમારાંજ ચરણોના દર્શનની પ્યાસી છે. મારો આ ભાવ હવે બદલાવાનો નથી. તેથી તમે હવે મારા આ પ્રેમ-રસને સૂકાવા ન દો! આપનાથી મને હવે દૂર ના કરો, મારે તમારો મોક્ષ નથી જોઇતો, હું તો તમનેજ ચાહું છું! ઇચ્છું છું!

મૌન કાં ધરિલેં વિશ્વાચ્યા જીવના!
ઉત્તર વચના દેઈ માઝ્યા.

અર્થાત્ "હે વિશ્વજીવન! આમ મૌન ધારણ કરીને કેમ બેઠા છો? મારી વાતનો જવાબ આપો."

મારાં પૂર્વસંચિત સમગ્ર પુણ્ય તમે છો—

તું માઝેં સત્કર્મ તૂં માઝા સ્વધર્મ,
તૂંચિ નિત્ય નેમ નારાયણા. ૪

અર્થાત્ "તમેજ મારાં સત્કર્મ છો, તમેજ મારા સ્વધર્મ છો અનેતમેજ નિત્ય નિયમ છો. હે નારાયણ! હું તમારાં કૃપાવચનોની રાહ જોઈ રહ્યો છું."

તુકા મ્હણે પ્રેમળાચ્યા પ્રિયોત્તમા,
બોલા સર્વોત્તમા મજસવેં. ૫

અર્થાત્ "તુકારામ કહે છે કે, પ્રેમીઓના હે પ્રિયતમ! હે સર્વોત્તમ! મારી સાથે બોલો."

"ઓ મહારાજ! શરણાગતને પીઠ ન બતાવો, એજ મારી વિનતિ છે. જે તમને પોકારી રહ્યો છે, તેને ઝટ જવાબ આપો, જે દુઃખી છે તેનો અવાજ સાંભળો, તેની પાસે દોડી આવો. જે થાકેલો છે તેને દિલાસો આપો અને મને ના ભૂલો, ઓ નારાયણ! મારી તમને એજ પ્રાર્થના છે."

"ઓછામાં ઓછું એક વાર તો એમ કહી દો કે 'જા, અહીંથી ચાલ્યો જા, નકામો હેરાન શું કરવા કરે છે?' 'હે નારાયણ! તમે આટલા બધા નિષ્ઠુર કેમ થઇ ગયા?' 'સાધુ-સંતોને તમે પહેલા મળ્યા છો, તેઓની સાથે બોલ્યા છો, તેઓ ભાગ્યવાન હતા. શું મારૂં એટલું ભાગ્ય નથી?' આજ સુધી કોઇને તમે નિરાશ કર્યા નથી; અને મારા જીવની લગની તો એજ છે કે, તમને મળું, એના વિના મારા મનને ચેન પડશે નહિ!'"

"ભગવન્! હું શું જાણું કે, તમારો ક્યાં શો ભેદ છે?" વેદ બતાવે છે કે તમે અનંત છો, તમારૂં કોઇ ઠામ-ઠેકાણું નથી, ત્યારે હું તમને ક્યાં શોધું? સાત પાતાળની નીચે અને સ્વર્ગથી પણ ઉપર તમે રહો છો, આ મગતરૂં તમને આ આંખોથી કેવી રીતે જોઇ શકે? હે પંઢરિનાથ! હે વિઠ્ઠલનાથ! તમે એટલા મોટા છો, પરંતુ પોતાના વહાલા ભક્તોને માટે ગમે તેટલું નાનું રૂપ ધારણ કરી લ્યો છો!"

હોઈ મજ તૈસા મજ તૈસા, સાના સુકુમાર હૃષીકેશા.
પુરવી માઝા આશા, ભુજા ચારી દાખવી. ૨

અર્થાત્ "હે હૃષીકેશ! મારે માટે પણ એવાજ બનો, એવાજ નાના સુકુમાર! અને મારી આશા પૂરી કરો. ચાર ભુજાઓવાળી તમારી આકૃતિ બતાવો."

"'હવે તમારૂંજ શરણુ લીધું છે'. કેમકે તમારો કોઇ પણ દાસ વિફળમનોરથ થયો નથી, હું પણ તમારો દાસ છું, મારી ઇચ્છા પણ પૂર્ણ થશેજ. પરંતુ 'હે દયા-નિધે! મારા ઉપર તમારી દૃષ્ટિ પડો' અને ઇંટ ઉપર ઉભા રહેલા 'હે પંઢરીનાથ! હવે જલદી દોડી આવો.'"

" દુકાળપીડિત 'ભૂખ્યા'ની આગળ મિષ્ટાન્ન પીરસેલો થાળ આવી જાય અને શિકારની શોધમાં બેઠેલી ' બિલ્લી માખણનો લોંદો જોઇ જાય ' તો તેની જે હાલત થાય છે, તેજ મારી હાલત થઇ છે–' તમારાં ચરણોમાં મન લલચાયું છે, મિલનને માટે પ્રાણ સૂકાઇ રહ્યા છે.' "

" અમ થાકેલા–માંદાઓની કોણ ખબર કાઢે છે ? " હે પાંડુરંગ ! તમારા વિના મારા ઉપર મમત્વ રાખનાર આ વિશ્વમાં બીજું કોણ છે ? " હું મારાં સુખ–દુઃખ કોને કહું ? મારી ભૂખ–તરસ કોણ છીપાવશે ? "

" મારા તાપને હરી લેનાર બીજો કોણ છે ? હું મારો સવાલ કોને પૂછું ? મારી પીઠ ઉપર પ્રેમથી કોણ હાથ ફેરવશે ? તેથી હવે એટલીજ વિનતિ છે કે—

ધાંવ ઘાલીઆઇ, આતાં પાહતેસી કાઈ. ૧
ધીર નાહીં માઝે પોટી ઝાલો વિયોગેં હિંપુટી. ધ્રુ૦
કરાળેં શીતળ, બહૂ ઝાલી હળ હળ. ૨
તુકા મ્હણે ડાઇ, કધિં ઠેવીન હેપાઇં. ૩

અર્થાત્ " મારી માડી ! દોડી આવ, હજુ જોયા કરે છે ? હવે ધીરજ નથી રહેતી, વિયોગથી વ્યાકુળ થઇ રહ્યો છું. હવે જીવને શીતળતા આપો, અત્યાર સુધી રડયાજ કર્યું છે. આ મસ્તક તમારાં ચરણોમાં ક્યારે રાખીશ, એજ એક ધ્યાન છે. "

## ૯–ભગવાન સાથે પ્રેમકલહ

ભગવાનનાં દર્શન માટે જીવ તરફડી રહ્યો છે, એવી અવસ્થામાં તુકારામ ભગવાન ઉપર કોઇ વાર ગુસ્સે થાય છે, કોઇ વાર પ્રેમભિક્ષા માગે છે, કોઇ વાર ઘણોજ વિચિત્ર યુક્તિવાદ કરે છે, કોઇ વાર તેમને નિષ્ઠુર કહે છે, કોઇ વાર તેમને 'મારા સ્વામી ઘણા ભોળા, ઘણા કોમળ હૃદયવાળા છે ' કહીને તેજ પ્રેમ–ધ્યાનમાં મગ્ન થઇ જાય છે, કોઇ વાર કહે છે કે ' જુઓ, પાંડુરંગ કેવા ખીજવાઈ ગયા છે. પરંતુ

મેં નામરૂપી ચોટલી પકડી રાખી છે.' અને આ પ્રમાણે કહેતા કહેતા તેઓ પોતાનો વિજય માને છે અને કોઇ વાર પોતાને પતિત સમજીને શરમથી માથું નીચું કરી લે છે, કોઈ વાર ભગવાનને સંતોની પંચાયતમાં ખેંચી લાવે છે અને તેમને છળકપટી, દરિદ્ર તથા દેવાળિયા ઠરાવે છે અને કોઇ વાર 'મેં ઘર–ગૃહસ્થી ઉપર લાત શું કરવા મારી દીધી ?' 'સંસાર–સુખની હોળી શું કરવા કરી દીધી ?' ઇત્યાદિ કહીને દીન થઇને બેસી જાય છે. કોઇ વાર ગાળોનો વરસાદ વરસાવે છે તો વળી કોઈ વાર કહે છે કે, તમે માતાથી પણ વધારે મમતા રાખનારા છો, ચંદ્રથી પણ વધારે શીતળ છો, પ્રેમના કલ્લોલ છો.' અને આ પ્રમાણે તેમની દયાળુતાનું ધ્યાન કરતાં કરતાં તેમાંજ લીન થઇ જાય છે. કોઈ વાર પોતાને પતિત કહે છે, કોઈ વાર ભગવાન સાથે બરાબરી કરે છે, કોઈ વાર ભગવાનને નિર્ગુણ કહે છે, કોઈ વાર સગુણ કહે છે, કોઇ વાર દ્વૈતની ભાવના કરે છે અને કોઇ વાર અદ્વૈતના રંગમાં રંગાઇ જાય છે. આ પ્રમાણે તુકારામ ભગવાનનું પ્રેમસુખ અનંત પ્રકારે ભોગવતા હતા. તેમના ભગવત્પ્રેમના અનેક રંગ હતા; અનેક ઢંગ હતા ! તેમના હ્રદયના એ કેટલાક પ્રેમ–કલ્લોલ તેમનાજ શબ્દોના ભાવાર્થરૂપે જોઇએ—

"હે ભગવન્ ! જેના વડે તમને નામ અને રૂપની પ્રાપ્તિ થઈ તે અમે પતિતજ તમારા સાચા ભગવાન છીએ ! અમે છીએ એટલે તો તમારો મહિમા છે ! અંધારાથી દીવાની શોભા હોય છે, રોગો-હોવાથી ધન્વંતરિની ખ્યાતિ હોય છે, વિષ હોવાને લીધેજ અમૃતનું મહત્ત્વ છે અને પિત્તળ હોવાથીજ સોનાનું મૂલ્ય છે !"

"અમે તમારા કહેવડાવીએ છીએ પરંતુ તમે અમારો ઉપકાર માનતા નથી કે અમારે લીધેજ તમને નામ–રૂપનું ઠેકાણું છે. શું કદી આ ઉપકારને યાદ કરો છો ?"

એક જગાએ તુકારામ કહે છે કે "ભગવન્ ! અમે

ભક્તોએ તમારી આટલી ખ્યાતિ વધારી; નહિ તો તમને પૂછતજ કોણ ? ”

“ તમે સોળ હજાર બની શકો છો ”–સોળ હજાર નારીઓને માટે તમે સોળ હજાર રૂપ ધારણ કરી શકો છો; પરંતુ આ તુકારામને માટે એક રૂપ ધારણ કરવું પણ તમારે માટે આટલું કઠણ જણાય છે ! ”

“ ભગવન્ ! મારી જાગૃતિ અને સ્વપ્નનો મેળ નથી ! હા, તમારી ઉદારતા હું સમજી ગયો ! હું તો તમારાં ચરણો ઉપર મસ્તક રાખું અને તમે તમારા ગળાનો હાર પણ મારી અંજલિમાં ન નાખો ! હાં, સમજ્યો ! જે છાશ પણ ન આપી શકે તે ભોજન શું કરાવશે ? ”

“ ભગવન્ ! પહેલાં જે ભક્ત તરી ગયા તેઓ પોતાના પુરુષાર્થથી તરી ગયા, તેમણે પોતાનું સર્વસ્વ તેમને દઈ દીધું ત્યારે તમે તમારૂં હૃદય તેમને આપ્યું ! પરંતુ દેવું ચૂકવવામાં કયો મહાભારે ધર્મ છે ? ” મારા જેવા પુરુષાર્થહીન પતિતને તમે તારશો ત્યારેજ ઉદાર કહેવડાવવાને યોગ્ય થશો ! ”

“ ભગવન્ ! આજ તમે મને પ્રેમ-ભંગ કર્યો, હવે જો મારી જીભ ક્ષોભ પામશે તો હું સંતોમાં તમારી ફજેતી કરીશ ! તમે આવો નિષ્ઠુર વર્તાવ કરશો તો કોઈ તમારો વિશ્વાસ કેવી રીતે કરશે ? ”

“જેના સ્વામી દુર્બળ હોય, તે સેવકનું જીવવું લજ્જાજનક છે. દેશ-વિદેશમાં જેની આબરૂ છે તેનો કૂતરો પણ સારો છે. જેનું નામ લેતાં સંસાર ધ્રૂજવા લાગે છે, તેને બારણે કૂતરા થઈને રહેવામાં પણ આબરૂ છે ! આ વિચાર હે ભગવન્ ! મારા ચિત્તમાં કેમ ઉઠયા, એ તમેજ જાણો. જેની વાત હોય તેજ જાણે ! ”

“ સાચેજ આ વડાઈને ધિક્કાર છે ! આ મહિમાનું મોં કાળું ! બારણા પાસે ઉભેલો હું કયારનો પોકારી રહ્યા છું,

પરંતુ ' હાં ' પણ કહેવાની જરૂર આપ સમજતા નથી! શિષ્ટાચારની આટલીયે વાત આપને ખબર નથી ? કોઇ અતિથિ આવી જાય તો શબ્દો વડે તેને સંતોષ આપવામાં શું ખર્ચ થઈ જાય છે ? હે શ્રીહરિ ! આ બધું તમને શોભા આપે છે! અમે મનુષ્યો એવા બેશરમ નથી !"

" જ્યાં સુધી તમારા મુખમાંથી બે વાતો હું સાંભળીશ નહિ, ત્યાં સુધી આજ પ્રમાણે બકતો રહીશ, ઝગડતો રહીશ. પરંતુ જો જરા પણ જીભ હલાવી તો તમને પુણ્ડલીકના સોગન છે."

" ભગવન્ ! તમે ભરમાવવા-ભટકાવવામાં ખૂબ કુશળ છો અને હું પણ ભારે બૂરી આદતવાળો છું. મારું ભાગ્ય એવું છે કે તમને મૌન ધારણ કરીને બેસી રહેવાનુંજ સારૂં લાગે છે! મારી સાથે તમે વેગળાપણું રાખ્યું છે તેથી મેં આ વિનોદ કર્યો છે !"

" સાચેજ ભગવન્ ! તમારામાંથી તો હું નીકળ્યો છું. પછી તમારાથી અલગ કેમ કરીને કહી શકું ? " મારામાં કઈ ઉણપ છે તે બતાવો તો ખરા. ચાલો, સંતોની સમક્ષ ત્યાંજ તમને ઠપકારીશ. "

" તમે અમર છો એ તો બરાબર છે. પરંતુ તુકારામ ક્યાં અમર નથી ? તમારૂં જો કોઇ નામ નથી તો મારો પણ નામ પર કોઈ દાવો નથી. તમારૂ જો કોઇ રૂપ નથી તો મારો પણ રૂપ ઉપર કોઈ હક્ક નથી; અને જ્યારે તમે લીલા કરો છો ત્યારે હું શું અલગ રહું છું ? તો શું તમે જૂદા છો ? તુકારામ કહે છે કે, તો હું પણ એવોજ છું."

" ભગવન્ ! તમારા પ્રેમને ખાતર, તમારી એક વાતને માટે, તમારાં દર્શન પામવા માટે મેં ' ઇન્દ્રિયોનું હોલિકાદહન કર્યું ' સંસારસુખનું બલિદાન આપ્યું; એ જાણીને તો દર્શન દો !"

" ભગવન્ ! તમે મોટા કે હું મોટો, જરા એ પણ

જોઈ લઉં ! હું પતિત છું, એ વાત તો તદ્દન ખરી છે અને તમે જે પતિતપાવન છો તે હજુ સુધી તમે સાબિત કરી બતાવ્યું નથી; હું ભેદભાવને મારા પ્રાણોમાં લગાવીને બેઠો છું, પરંતુ તમારાથી પણ તેનો નાશ થતો નથી; મારા દોષ એટલા બળવાન છે કે તેમની આગળ તમારું કંઇ પણ ચાલતું નથી; મારું મન દશે દિશાઓમાં ભટકતું રહે છે, પરંતુ તેના ભયથી તમે બહુ દૂર ( मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ) જઇને છુપાયલા છો ! ત્યારે બતાવો, તમે મોટા છો કે હું મોટો છું ?"

"ભગવન્ ! મારાં બધાં સ્વજનો–પ્રિયજનો મરી ગયાં અને તમે કેવી રીતે ન મર્યા ? તમને દેખતાંજ મારા પિતા ગયા, દાદા ગયા અને વડદાદા ગયા. હે વિઠોબા ! તમેજ બાકી કેમ કરીને રહ્યા છો ? એ હવે મને બતાવો. મારી પાછળ બાળપણ, યૌવન અને વૃદ્ધાવસ્થા લાગેલી છે; પરંતુ હે વિઠોબા ! એ બધાથી તમે કેવી રીતે બચેલા છો, એ મને બતાવો."

"ભગવન્ ! તમે આમ તો સારા છો, પરંતુ આ માયાને વશ થઇને સ્ત્રીબુદ્ધિવાળા બની ગયા છો. એની સોબતમાં તમે આ બધા રંગઢંગ શીખ્યા છો !"

"તમે તો ઘણા સારા હતા, પરંતુ આ રાંડે તમને બગાડયા. જેની જે ચીજ છે, તેને તે એ આપવા દેતી નથી. તુકારામ કહે છે કે, ખાવા ધાય છે."

"ભગવન્ ! મેં આજ સુધી તમારી કેટકેટલી સ્તુતિ કરી, કેટકેટલી નિંદા કરી, પરંતુ તમે ખરા છો ! 'વાતજ નથી કરતા, નામ સુદ્ધાં લેતા નથી.' તો લ્યો, હવે હું તમને કહી દઉં છું—

માઝે લેખીં દેવ મેલા, અસો ત્યાલા અસેલ. ૧

અર્થાત્ "મારે માટે તો ભગવાન મરી ગયા, જેને માટે હવે હોય, તેને માટે હવે ભલે રહેતા."

"શું કોઈ પર્વકાળ, તિથિ, નક્ષત્રનો વિચાર કરી રહ્યા છો ?"—કે શુકન જોઈ રહ્યા છો ? મારૂં ચિત્ત તમને મળવા માટે તરફડી રહ્યું છે. હું અન્યાયી છું, દોષોની ખાણ છું, તેથી મારા ઉપર ક્રોધ ન કરો. આ અજ્ઞાન બાળકને રડાવો ના."

"ભગવન્! તમે ઘરના લેનારા છો. 'જ્યાં–ત્યાં લેવા-નીજ વાત છે.' કોઈ કંઈ લીધા સિવાય કશુંજ આપતું નથી, ત્યારે તમે એકલા ઉદાર કેમ બનો ?"

આંધી' વરી હાત યા નાવે' ઉદાર ઉસણ્યાચે ઉપકાર ફિંચફિં.

અર્થાત્ "પહેલાં જેનો હાથ ઉપર રહે છે, તેને ઉદાર કહે છે. ઉધાર લઈને પૈસા ચૂકવે તેમાં ઉપકાર કેવો ? એ તો ખાતું સરભર કરવુંજ જોઈએ." સાચી ઉદારતા બતાવો; મારાથી જે સેવા બની શકે છે તે તો હું કરૂજ છું."

"ભગવન્! શું હું સાચેજ પાપી છું ?"

પાપી મ્હણોં તરી આઠવિતાં પાય, દોષ બળી કાયતયાહૂની?

અર્થાત્ "પાપી કહું તો આપનાં ચરણોનું સ્મરણ કરૂં છું. મારું પાપ શું આપનાં ચરણોથી પણ વિશેષ બળવાન છે?"

"'જન્મવું–મરવું' એ તો પરંપરાથી ચાલતુંજ આવે છે. એનાથી છોડાવો ત્યારેજ તમારી મોટાઈ જાણું !"

"ભગવન્! આપ હમેશાંના બળવાન અને હું સદાનો દુર્બળ એ શું ? મેં શું દુર્બળજ બની રહેવાનો પટ્ટો લખી આપ્યો છે ? હું યાચક અને આપ દાતા; એવોજ સંબંધ હમેશાં કેમ રહે? 'મારા પણ કંઈક ઉપકાર રહેવા દો; એકલા બની રહેવામાં શું મોટાઈ છે?"

"ભગવન્! હું વિષ્ણુદાસ છું. મારૂં બધું બળ–ભરોસો તમે છો, પરંતુ આ કાળને જોઈએ છીએ, તો તે અમારા ઉપરજ અમલ ચલાવી રહ્યો છે!"

"અરે ભગવન્! તમે પણ કેવા નપુંસક બનેલા છો ! જેમ કોઈ શક્તિહીન હો એવા જણાઓ છો !"

"ભગવન્! હું પતિત, આપ પતિતપાવન. જેવી ધર્મ-નીતિ મને જણાઈ તેજ પ્રમાણે હું ચાલ્યો. હવે આપને ઉચિત છે કે, મારો ઉદ્ધાર કરો. આપના ઔચિત્યને આપ સંભાળો. કાયા, વાચા અને મનથી તો હું આપનુજ ધ્યાન કરૂં છું. હવે આપનો જે ધર્મ હોય તેને આપ નિભાવો."

'ભગવન્! પહેલાંના સંત જે માર્ગે ચાલ્યા તેજ માર્ગે હું ચાલી રહ્યો છું. હું કોઇ બુરાઇ નથી કરતો. હું તો આપનો બાળક છું ને? બાળકની સાથે જોર અજમાવવા-માં શું મોટાઇ છે?"

"ભગવન્! આપ સમર્થ છો, હું દીન છું. તુકારામ કહે છે કે, તમારી સાથે વાદવિવાદ કરવો એ સંસારમાં નિંદાવા જેવું છે." મોટાઓની સાથે વાદવિવાદ કરવામાં માત્ર બદનામીજ થાય છે, તેથી હું વાદવિવાદ નથી કરતો. બસ, એજ વાત છે કે આપ આપનું કામ પૂરૂં કરો."

"શું આ કાળમાં આપનુ સામર્થ્ય કંઇ કામ કરતું નથી? ભગવન્! મારૂ સંચિત આપનાથી બળવાન છે, તેથી શું આપ ચૂપ થઇ ગયા? અથવા શું આપે આપની ગદા અને ચક્ર કયાંક ખોઇ નાખ્યાં અને હવે તેના ભયથી શર-મિંદા થઇ રહ્યા છો? જુઓ, દીનાનાથ! આપના બિરદ-ની તો લાજ રાખો."

"ભગવન્! હવે મારો તિરસ્કાર કરો છો? એવુંજ કરવું હતું તો પહેલાં આપનાં ચરણોનો સ્નેહ શા માટે કરાવ્યો? અત્યાર સુધી તો હું અદબથી વાત કરતો હતો, પરંતુ હવે હું પૂછું છું કે, મારા પ્રાણજ લેવા હતા તો આ આકારમાંજ શા માટે આવ્યા હતા?"

"ભગવન્! મેં મારૂં સમસ્ત શરીર આપનાં ચરણોમાં સમર્પિત કરેલું છે અને આપ શું મને અસ્પૃશ્ય માનો છો અથવા મારી આગળ આવતાં લજાઓ છો? હું અનન્ય છું. ભલા, એક પણ એવો સાક્ષી મારી વિરુદ્ધ ઉભો કરો

કે જે એમ કહે કે "તમારા સિવાય બીજે ક્યાંય પણ તુકારામનું મન રમે છે!"

"ભલા, મારા જેવા કોઇને પણ આપે તાર્યો છે? હાથકંકણને આરસી વળી શું? હું તો જેવો ને તેવોજ બનેલો છું."

હાતીંચ્યા કાંકણા કાસયા આરસા,
ઉરલોં મી જૈસા-તૈસા આહે.

અર્થાત્ "અમ ભક્તોને કારણે તમને દેવત્વ પ્રાપ્ત થયું છે, એ વાત શું તમે ભૂલી ગયા? પરંતુ ઉપકાર ભૂલી જવો એ તો મોટાઓની એક ઓળખાણજ છે."

સમર્થાસી નાહીં ઉપકાર સ્મરણ,
દિલ્યા આઠવણ વાંચોનિયા.

અર્થાત્ "સમર્થોને સ્મરણ કરાવ્યા વિના ઉપકારની યાદ આવતી નથી."

"હું હવે એવુંજ માનવાવાળો પણ નથી! પ્રેમદાન દઇને મને મનાવી લ્યો!"

"ભગવન્! હું પતિત છું અને આપ પતિતપાવન! પહેલાં મારૂં નામ છે અને તે પછી આપનું!"

જરી મી નવ્હતોં પતિત, તરી તું કૈચા પાવન યેથ. ૪
મ્હણોનિ માઝેં નામ આધીં, મગ તૂં પાવન કૃપાનિધિ. ૨

અર્થાત્ "જો હું પતિત ન હોત તો આપ પતિત-પાવન ક્યાંથી હોત? તેથી મારૂં નામ પહેલું છે, અને પછી આપ છો. હે પાવન, કૃપાનિધે!"

ભગવન્! આ ક્રમને હવે ના બદલો—

નવેં કરૂં નયે જુનેં, સાંભાળાવેં જયાચેં ત્યાનેં. ૧

અર્થાત્ "નવું કંઈ ન કરો, સનાતન કાળથી જેને માથે જે કામ છે તેને તે સંભાળે."

"ભગવન્ ! મેં આપની ભારે નિંદા કરી છે; પરંતુ તે જીવનો તરફડાટજ છે, લડવા-ઝગડવાની મને ટેવ પડી ગઇ છે. કોઇ શબ્દ વધારે પડતા બોલાઈ ગયા હોય તો માફ કરો. મારો સાચો ધર્મ શો છે, તે હું જાણું છું—

"આપનાં ચરણોમાં હું શું જોર અજમાવું ? મારો તો એજ અધિકાર છે કે, દાસ બનીને દયાની ભિક્ષા માગું."

તમારા શ્રીમુખના બે શબ્દ સાંભળવા પામું, તમારૂં શ્રીમુખ જોઇ લઉં, બસ એજ એક આશા મનમાં છે ! ભગવન્ ! આપ જલદી કેમ નથી આવતા ?"

વિઠાબાઈ! વિશ્વભરે ! ભવચ્છેદકે !
કોઠેં ગુંતલીસ અગે વિશ્વવ્યાપકે. ૧
ન કરીં ન કરીં ન કરીં આતાં આળસ આહેરૂ,
બ્હાવયા પ્રગટ કૈચેં દૂરી અંતરૂં. ૨

અર્થાત્ "વિઠામાઇ ! વિશ્વંભરે ! ભવચ્છેદકે ! હે વિશ્વ-વ્યાપકે ! તમે કયાં ગુંચાઈ પડયાં છો ? હવે આળસ ન કરો, ન કરો, ન કરો. તિરસ્કાર ન કરો, પ્રગટ થવાને માટે દૂર આવ્યાથી શું ?"

"ભગવન્ ! મારી સાથે આપ કંઇ બોલતા નથી, શા માટે આટલો દુઃખી કરી રહ્યા છો ? પ્રાણ કંઠમાં આવી ગયા છે, હું આપના વચનની વાટ જોઇ રહ્યો છું. હું ભગ-વાનનો કહેવડાવું છું અને ભગવાન સાથેજ મેળાપ નહિ ! એની મને ભારે શરમ આવે છે."

"ભગવન્ ! મારા પ્રેમનો તાર ન તોડો, આપની કૃપા થતાં હું આવો દીન-હીન નહિ રહું. પેટ ભર્યો પછી શું સંસારને એમ કહેવું પડે છે કે, મારુ પેટ ભરાયુ ? તૃપ્તિ ચહેરાથીજ માલમ પડી આવે છે. "ચહેરાની પ્રસન્નતાજ તેની ઓળખાણ આપે છે."

અસ્તુ. આ પ્રમાણે તુકારામ પ્રેમાવેશમાં ભગવાન સાથે ઉત્તર-પ્રત્યુત્તર અને હાસ્ય-વિનોદ કર્યા કરતા હતા.

કોઇ વાર કોઇ કોઈ શબ્દો બાહ્ય રીતે ઘણા કઠોર બોલતા હતા, પરંતુ તેમની અંદર આંતરિક પ્રેમનો જે ગાઢ રંગ ભરેલો હતો, તે એ વિઠ્ઠલરૂપ માતાથી થોડોજ છુપાયેલો રહેતો હતો ! ભગવાન તો અંદરની વાત જાણે છે ! તુકારામ તેમની સાથે જેવા ઝઘડતા હતા, તેવું ઝઘડવું પ્રેમ વિના થોડુંજ બને છે ? ઉત્કટ પ્રેમ વિના ઝઘડવાની પણ હિંમત કયાંથી હોઇ શકે ? તુકારામે ભગવાન સાથે ઝગડો કર્યો, હાસ્ય-વિનોદ કર્યો, પોતાની દીનતા પણ દેખાડી અને સમાનતાનો દાવો પણ કર્યો. તેમના હૃદયના આ વિવિધ ઉદ્ગારથી તેમનો ઉત્કટ પ્રેમજ વ્યક્ત થાય છે. તેમને બસ એજ એક લગની હતી કે, ભગવાન પોતાના સગુણ રૂપનું દર્શન આપે. જ્યાં સુધી ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન નથી થતાં, ' માત્ર સાંભળીએ છીએ કે, વેદ આ પ્રમાણે કહે છે, પ્રત્યક્ષ અનુભવ કંઇ પણ નથી ' ત્યાં સુધી માત્ર આ કહેવા-સાંભળવામાં શું ભર્યું છે ? સતીને વસ્ત્રાલંકાર પહેરાવીને ગમે તેટલી શણગારો, પરંતુ જ્યાં સુધી તેને પતિનો સંગ મળતો નથી, ત્યાં સુધી મનમાં ને મનમાં મુંઝાયા કરે છે. એજ પ્રમાણે ભગવાનનાં દર્શન વિના તુકારામને કંઇ પણ સારૂ લાગતું નહોતું.

પત્રીં કુશળતા ભેટી અનાદર,
કાય તેં ઉત્તર ચેઇલ માનૂં. ૧
આલોં આલોં ઐસી દાઊનિયાં આસ,
બુડોં બુડતયાસ કાય ધાવેં. ૨

અર્થાત્ "કાગળ-પત્રમાં તો ક્ષેમકુશળના સમાચાર લખે છે, પરંતુ પોતે આવીને મળવાની ઇચ્છા નથી કરતા. આવા કુશળ-સમાચારને હું શું માનુ ? હમણાં આવું છું અને પછી આવું છું એવી આશા આપવી અને જે ડૂબી રહ્યો છે તેને ડૂબવા દેવો એ શુ ઉચિત છે ?" આ તેમણે ભગવાનને પૂછયું છે.

" કેવળ વિવિધ પ્રકારનાં પકવાન્નોનાં નામ લેવાથીજ

ભોજન નથી થતું. તેથી ભગવન્ ! આપનાં દર્શન દો ! પ્રભુ ! દર્શન દો." આજ એક પોકાર તેઓ નિરંતર કરતા હતા.

"ભગવન્ ! તમારી સાથે જો મને પ્રત્યક્ષ મેળાપ નહિ થાય અને ખાલી વાતોજ કર્યા કરશો, તો આ સંતો મને શું કહેશે ? એ પણ જરા વિચારો."

મજ તે હાંસતીલ સંત, જીહીં દેખિલેતિ મૂર્તિમંત,
મ્હણોનિ ઉદ્વેગિલેં ચિત્ત, આહાચ ભક્ત ઐસા દિસે.

અર્થાત્ "એ સંતો મને હસશે, જેમણે તમને મૂર્તિમંત જોયા છે. વળી તેઓ કહેશે કે "આ ભક્ત એવોજ છે. (કેવળ ભક્તિનીજ વાતો કરે છે. ભગવાન સાથે એને મેળાપ ક્યાં થયો છે ?) આથી ચિત્ત વળી વધારે ઉદ્વિગ્ન થાય છે."

"મારા યશ અને કીર્તિનો ડંકો વાગવાથીજ મને સંતોષ થઇ શકતો નથી. 'જ્યાં સુધી હું તમારાં ચરણને જોઇશ નહિ, ત્યાં સુધી મારા ચિત્તને કળ વળવાની નથી, અને લોકોનાં ચિત્ત પણ સુખી થશે નહિ."

સકળિકાંચેં સમાધાન, નવ્હે દેખિલ્યાવાંચૂન. ૧
રૂપ દાખવિરે આતાં સહસ્ર, ભુજાંચ્યા મંડિતા. ૨

અર્થાત્ "આપનાં દર્શન વિના કોઇને સમાધાન નહિ થાય; તેથી હે સહસ્રભુજ ! હવે આપનું રૂપ બતાવો."

"હું જ્યારે તમારૂં રૂપ એક વાર જોઇ લઇશ, ત્યારે હું તેનેજ મારા ચિત્તમાં સદાને માટે આકર્ષ્યા કરીશ, અને ત્યારે સંતો પણ મને માનશે. જેણે ભગવાનનાં સાક્ષાત્ દર્શન નથી કર્યાં, તેને સંતો માન આપતા નથી. સંત અને ભક્ત એજ છે, કે જેને ભગવાનનો સગુણ સાક્ષાત્કાર થયો હોય. "તુકારામ કહે છે કે ભોજનવિના તૃપ્તિ ક્યાં ?"

## ૧૦–મિલનના મનોરથ

ભગવાનને મળવાની લાલસા આ પ્રમાણે વધતીજ ગઇ, ત્યાર પછી જાગ્રત અવસ્થામાં પણ તુકારામ એજ મિલ-

નના પ્રસંગનું સુખ-સ્વપ્ન જોવા લાગ્યા. ('ભાગલોં મી આતાં') વાળા અભંગમાં તેઓ એવા ભાવનું કહે છે કે-

"ભગવાન આલિંગન આપીને પ્રેમથી એ અંગોને શાંત કરશે અને અમૃતભરી દૃષ્ટિ નાખીને મારા જીવને ઠંડક કરશે, ગોદમાં ઉપાડી લેશે અને ભૂખ-તરસની ખબર પૂછશે તથા પીતામ્બરથી મારૂં મોં લૂછશે. પ્રેમથી મારી તરફ જોતાજોતા મારી દાઢી પકડીને મને સાંત્વના આપશે. તુકારામ કહે છે કે, હે વિશ્વંભર! મારાં મા-બાપ! હવે એવીજ કંઈક કૃપા કરો." આવા મધુર વિચારોમાં તેમનું મન મગ્ન થવા લાગ્યુ. પ્રત્યક્ષ મિલન કરતાં તે મિલનના પ્રસંગની અપૂર્વ આશાઓમાં કંઇક ઓરજ સુખ હોય છે! મિલનમાં એક વારજ ગળાસુધી પ્રેમોત્કંઠા સ્થિર થઇ જાય છે; પરંતુ મિલન પહેલાંના મનોરથો મોટાં મોટાં મનોહર દૃશ્યો બતાવીને વિલક્ષણ સુખ-વેદનાઓનો અનુભવ કરાવે છે. જે ક્ષણે બાળકોમાટે રમકડાં ખરીદવા નીકળો તે ક્ષણથી બાળકોના હાથમાં રમકડાં આવતાં સુધી તેમનાં મુખ આનંદની કલ્પનાઓથી પ્રફુલ્લિત થઈ કેવાં વિકસિત થાય છે! રમકડાં હાથમાં આવી ગયા પછી તે આનંદ નથી રહેતો. તે આનંદમાં બાળકો કેવી ધીંગા મસ્તી કરી મૂકે છે! પછી એ વાત નથી રહેતી. પછી તો શાંતિ આવી જાય છે. કહે છે કે, વસ્તુપ્રાપ્તિના સુખ કરતાં તેની પ્રતીક્ષાનું સુખ વધારે છે-વિલક્ષણ છે. હવે આ આનંદ જુઓ-

"પહેલાંના સંતો વર્ણન કરી ગયા છે કે, ભગવાન ભક્તિને વશ થઇને નાના બની ગયા, એ કેવી રીતે બને, તે હે કેશવ! મારાં માબાપ! મને પ્રત્યક્ષ થઇને બતાવો. આંખો વડે જોઇ લઇશ, ત્યારે તમારી સાથે વાતચીત પણ કરીશ, ચરણોમાં લોટપોટ થઇ જઇશ. પછી ચરણોમાં દૃષ્ટિ લગાડી હાથ જોડીને સામે ઉભો રહીશ. તુકારામ કહે છે કે, એજ મારી પ્રબળ વાસના છે, નારાયણ! મારી આ કામના પૂરી કરો."

પહેલાં બતાવી ગયા કે, ભગવાન મળશે ત્યારે તેઓ શું કરશે અને આ અભંગમાં બતાવવામાં આવ્યું કે, હું શું કરીશ! હું ભગવાનને આંખો તૃપ્તિ અનુભવે ત્યાં સુધી જોયાજ કરીશ, પ્રેમથી હૃદયને ભરપૂર કરીને તેમનાં ચરણો ગ્રહીશ. ચરણો ઉપર દૃષ્ટિ રાખીને હાથ જોડીને સામે ઉભો રહીશ, અને ભગવાન સાથે હૃદય ખોલીને, જીવ સંતોષ પામે ત્યાં સુધી વાતો કરીશ! તુકારામના અનેક અભંગો છે, કે જેમાં તેમની ભગવન્મિલનની આ પ્રબળ લાલસા વ્યક્ત થઇ છે. એક સ્થળે તેઓ કહે છે કે "ભગવાનની જે સેવા હું આજસુધી કરતો રહ્યો તે બરાબર હતી કે તેમાં કંઇ ભૂલ હતી,' એ હું તેમનેજ પૂછીશ અને તેમને કહીશ કે, હવે 'આપ આપના મુખેથી મને સેવા બતાવો, એમ હું ઇચ્છું છું.' અને મારી અભિલાષા છે કે—

બોલેં પરસ્પરે બાઢવાવે સુખ, પહાવેં શ્રીમુખ ડોળે ભરી.
તુકા મ્હણે સત્ય બોલતોં વચન, કરૂની ચરણ સાક્ષ તુઝે.

અર્થાત્ "આપની અને મારી વાતચીત થાય અને તેનાથી સુખ વધે. આંખો ભરીભરીને આપનું શ્રીમુખ જોઉં. તુકારામ કહે છે કે, આ હું આપનાં ચરણોને સાક્ષી રાખીને સાચેસાચું કહું છું." અર્થાત્ હું બીજું કંઇ ઇચ્છતો નથી."

"ભગવન્! આપ કહેશો કે તેં શાસ્ત્રો વાંચ્યાં છે, પુરાણોનાં પઠન કર્યાં છે, સંતોનો સંગ–સમાગમ કર્યો છે, કીર્તન–પ્રવચન સાંભળીને તથા બ્રહ્મવિદ્યાના ગ્રંથોનું અધ્યયન કરીને જાણ્યું છે કે, બ્રહ્મનું સ્વરૂપ શું છે. તે વ્યાપક રૂપને છોડીને હવે મારી નાનકડી મૂર્તિનાં દર્શન શા માટે ચાહે છે? તો સાંભળો—

કાસયાસી આમ્હી વ્હાવેં જીવન્મુક્ત, સાંડનિયાં ચીતપ્રેમસુખ.
સુખ આમ્હાં સાઠીં કેલેં હેં નિર્માણ, નિર્દૈવ તો કોણ હાણેલાથા.

અર્થાત્ "આ પ્રેમસુખ ત્યજીને હું જીવનમુક્ત શા માટે થાઉં? આપે મારે માટે આ સુખ નિર્માણ કર્યું છે. તો પછી એવો અભાગી કોણ હશે કે એને લાત મારે?"

"મારી ઉત્કંઠા–કામના શી છે તે તમને એક વાર સ્પષ્ટ શબ્દોમાં કહી દઉં છું—

ન કો બ્રહ્મજ્ઞાન આત્મસ્થિતિભાવ,
મી ભક્ત તૂં દેવ ઐસે કરીં. ૧
દાવીં રૂપ મજ ગોપીકારમણા,
ઠેવું હે ચરણાવરી માથા. ધ્રુ૦
પાહેન શ્રીમુખ દેઈન આલિંગન,
જીવેં લિંબલોણ ઉતરીન. ૨
પુસતાં સાંગેન હિતગુજ માત,
બૈસોનિ એકાંત સુખ ગોષ્ઠી. ૩
તુકા મ્હણે યાસી ન લાવી ઉશીર,
માઝેં અભ્યંતર જાણોનિયાં. ૪

અર્થાત્ "બ્રહ્મજ્ઞાન–આત્મસ્થિતિનો ભાવ મારે ન જોઇએ. એવું કરો કે, હું ભક્ત બની રહું અને આપ ભગવાનજ રહો. હે ગોપિકારમણ ! હવે મને આપનું રૂપ બતાવો કે જેથી કરીને હું મારૂં મસ્તક આપનાં ચરણોમાં રાખું. તમારૂં શ્રીમુખ જોઈશ, તમને આલિંગન કરીશ. તમારા ઉપરથી રાઈ–મીઠું ઉતારીશ. તમે પૂછશો તો મારી બધી વાતો કહીશ, એકાંતમાં બેસીને તમારી સાથે સુખની વાતો કરીશ. તુકારામ કહે છે કે, મારા હૃદયની સ્થિતિ જાણીને હવે વાર ન કરો."

"મુજ અનાથને માટે હે નાથ ! હવે તમે એક વાર ચાલ્યાજ આવો. શું કહું ?"

"તમારે માટે જીવ તરફડી રહ્યો છે, હૃદય અકળાઇ રહ્યું છે, ચિત્ત તમારાં ચરણોમાં લાગેલું છે. તમારા સિવાય હવે રહેવાતું નથી."

ભગવાનને મળવાની એવી લાલસા જાગી છે કે હવે તેમના વિના એક ક્ષણ પણ ચેન પડતું નથી. 'પોકારતાં–પોકારતાં કંઠ બેસી ગયો !' ઉંમર તો વીતી ચાલી, આ વિચારથી ભગવાન સિવાય હવે ચિત્તમાં બીજો કોઇ સંક-

લ્પજ ન રહ્યો. જ્યારે સઘળા સંકલ્પો નાશ પામી ગયા–એકલા ભગવાનજ રહી ગયા, ત્યારે એ શેષનાગ, એ માતા લક્ષ્મીજી અને એ ગરુડ ધ્યાનમાં સ્થિર થઇ ગયાં. ત્યારે તુકારામ તેમને પ્રાર્થના કરે છે.

"ગરુડના ચરણોમાં વારંવાર મસ્તક રાખું છું; હે ગરુડજી! એ હરિને જલદી જલદી લઇ આવો, મને દીનને તારો. ભગવાનનાં ચરણ જે લક્ષ્મીજીનાં કરકમળોમાં છે, તેમને કરગરીને વિનંતિ કરૂં છું કે, હે શ્રીલક્ષ્મીજી! એ હરિને તરતજ લઇ આવો અને મને દીનને તારો. તુકારામ કહે છે કે, હે શેષનાગ! આપ હૃષીકેશને જગાડો."

× × × ×

"હે નારાયણ! તમને પેલા ગોવાળોએ પોતાનાં પુણ્યવાન નેત્રો વડે કેવી રીતે જોયા હશે? તેમના એ સુખના લોભથી મારૂં મન લલચાયું છે! મને એ આનંદ ક્યારે મળશે? તમારા શ્રીમુખ તરફ તાકી રહેવાનો આનંદ કેવોક હશે? અનુભવ વિના હું શું જાણું? તમારૂં રૂપ આ આંખો વડે ક્યારે જોઇશ? તમારા આલિંગનનો આનંદ ક્યારે પામી શકીશ. ચિત્ત પ્રત્યેક ક્ષણે એજ વિચારે છે."

આ મધુર અભંગનો ભાવ કેટલો મિષ્ટ છે! એ ગોપાળોએ તમને કેવા જોયા હશે, એ ઉક્તિમાં 'કેવા' શબ્દ ચિત્તને એક ક્ષણવાર થંભાવી દે છે. 'કેવા' શબ્દથી ગોપાળોના એ સુખની અને 'પુણ્યવન્તી (પુણ્યવાન)' શબ્દથી તેમનાં નેત્રોની તુકારામને ખૂબ અદેખાઈ આવી, એ તો સ્પષ્ટજ છે; પરંતુ 'કેવા' જે ક્રિયાવિશેષણ છે તેને આ સ્થાનમાં એવું વિલક્ષણ અર્થગાંભીર્ય પ્રાપ્ત થયું છે કે ચિત્તને એક વાર રોકાયા પછી વિશેષ રોકાવું પડે છે! તે ઘનશ્યામ ઘનનીલ, તેમનું એ પીતામ્બર, એ મુકુટ, એ કુંડલ, એ ચંદનની અર્ચા, એ નિર્મળ કૌસ્તુભમણિ અને એ વૈજયન્તી માળા, એ સુખનિર્મિત શ્રીમુખ, એવા એ રાજસ સુકુમાર મદન–મૂર્તિ શ્રીકૃષ્ણ સામેજ ઉભા છે

અને તેમના સખા ગોપાળ ' यथौ निमेपालसपक्ष्मपङ्क्तिभिरुपोपिताभ्यामिव लोचनाभ्याम् ' (રઘુવંશ સર્ગ ૨-૧૯) આ કાલિદાસની ઉક્તિ અનુસાર અનિમેષ આંખો વડે તેમના સુંદર મુખકમળ તરફ આનંદાનુભવથી સ્થિર થઇને જોઈ રહ્યા છે–આ સંપૂર્ણ દૃશ્ય જ્યારે તેમણે ' કેવા ' શબ્દ લખ્યા હશે ત્યારે તેમનાં નેત્રો સામે નાચી રહ્યું હશે, તે આ શબ્દ પરથી સૂચિત થાય છે. આ શબ્દથી એવો ભાવ પણ પ્રકટ થાય છે કે, મારૂં ભાગ્ય ક્યારે ખુલશે કે જ્યારે મને પણ એ આનંદનો અનુભવ થશે ? ગોપાળોના એ સુખથી મારૂં મન પણ લલચાયું છે. મારી એ આશા ક્યારે પૂરી થશે, હું મારાં નેત્રો વડે શ્રીકૃષ્ણને જીવ ધરાતાં સુધી ક્યારે જોઇશ ? શ્રીકૃષ્ણ પોતાના હાથો વડે મને પોતાની છાતી સરસો ક્યારે લગાવશે. તુકારામ કહે છે કે, પ્રતિક્ષણે મારા ચિત્તમાં એજ લાલસા રહ્યા કરે છે.

તુકારામના જીવની આ લાલસા જાણીને ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણે તેમના ઉપર તરતજ કૃપા કરી.





# अध्याय १० मो—श्रीविठ्ठलस्वरूप

धरिलें रूप कृष्ण नामणुंथी, परब्रह्म क्षिती उतरलें. १
उत्तम हें नाम रामकृष्ण जगीं, तरावयालागीं भवनदी. २

અર્થાત્ "શ્રીકૃષ્ણ-નામની અંદર ભગવાને પોતાનું રૂપ ધારણ કર્યું. પરબ્રહ્મ ભૂમંડળ પર ઉતરી આવ્યા. ભવનદી પાર કરવા માટે જગતમાં આ રામ-કૃષ્ણ નામ શ્રેષ્ઠ છે."

× × × ×

देवकीनंदनें केलें, आपुल्या चिंतनें. १
मज आपुलिया ऐसें, मना लावूनियां पिसें. २

અર્થાત્ "દેવકીનંદને પોતાના ચિંતનથી મનને પાગલ-મસ્ત બનાવીને પોતાના જેવો બનાવી લીધો."

## ૧-વિઠ્ઠલ અર્થાત્ શ્રીકૃષ્ણનું બાલરૂપ

પાછલા અધ્યાયમાં આપણે જોયું કે, તુકારામ ભગવાનના સગુણ રૂપનાં દર્શન કરવા ઇચ્છતા હતા. હવે જોઇએ કે, તેઓ ભગવાનના કયા રૂપનાં દર્શન ઇચ્છતા હતા—કયા રૂપના પ્રેમી હતા. જેના ચિત્તમાં જે રૂપનું ધ્યાન થાય છે, તેજ રૂપમાં ભગવાન તેને દર્શન આપે છે, એ સિદ્ધાંત છે. એટલે તે કયા રૂપનું ધ્યાન કરતા હતા, કયું રૂપ તેમને અત્યંત પ્રિય હતું, કયું રૂપ, ચરિત્ર અને ગુણોનાં ગીત તેમણે ગાયાં છે; ખાતાં-પીતાં, બેસતાં ઉઠતાં, જાગતાં-ઉંઘતાં, ઘર-બહાર તેમજ સમાધિ-વ્યુત્થાનમાં ભગવાનના કયા રૂપ પર તેમને લગની લાગી હતી, એ જોઇએ. લોકો કહેશે કે, તુકારામ શ્રીપાંડુરંગ (શ્રીવિઠ્ઠલ)-

ના ભક્ત હતા, એ તો પ્રસિદ્ધજ છે, એમાં બીજી શી વાત છે? આ વિષે મારો જવાબ એ છે કે, આ વાત સાચેજ ખાત્રી કરવા જેવી છે. ઓછામાં ઓછું મને જે દિવસે આ વાતની ખબર પડી, તે દિવસે એ મોટી ગુંચવણ ઉકલી ગઇ. તે કઇ વાત છે તે હવે લખીએ છીએ. તુકારામના કુળ-દેવ વિઠ્ઠલ હતા. બાળપણથીજ તે વિઠ્ઠલની ઉપાસના કરતા. તેમના અભંગોમાં પણ સર્વત્ર પાંડુરંગ( વિઠ્ઠલ )નુંજ નામ-કીર્તન છે જે ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે, તેઓ વિઠ્ઠલનુંજ ધ્યાન ધરતા હતા. 'વિઠ્ઠલ' પદથી ( વિષ્ણુ-વિઠુ-વિઠ્ઠલ-વિઠોબા ) શ્રી વિષ્ણુનોજ બોધ થાય છે. 'વિષ્ણુ' શબ્દનો અર્થ 'વ્યાપક છે-'व्याप्नोतीति विष्णुः'-સર્વવ્યાપી 'अत्यतिष्ठद्दशाङ्गुलम्' ભગવાન મહાવિષ્ણુ. મહાવિષ્ણુની ઉપાસ-ના વેદોમાં પણ છે. વેદોનું વિષ્ણુસૂક્ત પ્રસિદ્ધ છે. મહા-રાષ્ટ્રમાં ભગવદ્ભક્તોને વિષ્ણુદાસ, વૈષ્ણવ કહે છે. 'આપણે વિષ્ણુદાસોએ આપણા ચિત્તમાં ભગવાનનું ચિંતન કરવું જોઇએ.' 'જગતને વિષ્ણુમય જોવું એ વૈષ્ણવોનો ધર્મ છે.' વૈષ્ણવ એજ છે કે જે ભગવાન ઉપરજ મમત્વ રાખે છે.'× ઇત્યાદિ વચનો તુકારામનાં પ્રસિદ્ધ છે. તેમણે 'વિઠોબા' નામની વ્યુત્પત્તિ 'ગરુડવાહન' 'ગરુડધ્વજ' કરેલી છે. એ આપણે પહેલાં જોઇજ ચૂકયા છીએ. હવે—

"તમે ક્ષીર-સાગરમાં હતા. પૃથ્વીમાં અસુરો ભરાઇ ગયા, તેથી ગોવાળોને ઘેર તમારો અવતાર થયો. પુંડ-લીક તમને પંઢરીમાં લઈ આવ્યા. ભક્તિ વડે* તમે હાથ

× વૈષ્ણવ સજ્જનો! જોયું, સાચું વૈષ્ણવત્વ કેવું છે! વળી ભક્ત કવિ નરસીંયાનું 'વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે' એ ભજન તો તમે જાણતાજ હશો. એવું સાચું વૈષ્ણવત્વ પ્રાપ્ત કરવા આપણે કેટલા પ્રયત્નો કરીએ છીએ, તે શું વિચારવા જેવું નથી? સાચું વૈષ્ણવત્વ આપણે સૌ પામીએ-પ્રાપ્ત કરી શકી-એ તો કેવું સારૂં! —ગુજરાતી અનુવાદક

* "ભક્તિ વડે વશ થાય, રમાપતિ ભક્તિ વડે વશ થાય."

—ગુજરાતી અનુવાદક

આવો છો."

ભગવાન વિષ્ણુએ પ્રત્યેક યુગમાં અવતારો ધારણ કર્યા છે. આ પાંડુરંગ 'બુદ્ધિના જન્મદાતા અને લક્ષ્મીના પતિ' છે. તેમણે અનેક અવતાર લીધા, પરંતુ 'कृष्णस्तु भगवान् स्वयम्' (શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૧-૩-૨૮) આ વચન અનુસાર શ્રી વિષ્ણુના પૂર્ણાવતાર શ્રીકૃષ્ણજ છે. શ્રી વિષ્ણુ શુદ્ધ-સત્વના ક્ષીર-સાગરમાં શયન કરી રહ્યા હતા અને એક વાર પૃથ્વી ઉપર કંસાદિ અસુરોએ ભારે ઉત્પાત મચાવ્યો ત્યારે જેમણે ગોકુળમાં ગોવાળોને ત્યાં અવતાર લીધો તે શ્રીકૃષ્ણ પરમાત્માનેજ પુંડલીકે પોતાની ભકિતના બળથી પંઢરીમાં ઇંટ ઉપર ઉભા રાખ્યા છે. વેદોએ જે ભગવાનની સ્તુતિ કરી છે, તેઓજ નંદને ત્યાં અવતર્યા—

નિગમાચેં વન, નકા શોધૂં કરૂં શીણ. ૧
યા રે ગૌળિયાંચેં ઘરીં, બાંધલેંસે દાવેવરી. ૨

અર્થાત્ "નિગમના વનમાં ભટકતાં ભટકતાં શા સારૂ થાકી જાઓ છો? ગોવાળોને ઘેર ચાલ્યા આવો; ત્યાં તેઓ દોરડીથી બંધાયેલા છે."

ભગવાન વિષ્ણુના પૂર્ણાવતાર શ્રીકૃષ્ણજ શ્રીવિઠ્ઠલ છે.

ગીતા જેણેં ઉપદેશિલી, તે હે વિટેવરી માઉલી.

અર્થાત્ "ગીતાનો જેમણે ઉપદેશ આપ્યો એજ મારી માતા આ ઇંટ ઉપર ઉભી છે."

તુકારામના હૃદયની પ્રિય મૂર્તિ એજ હતી—એજ શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણની મૂર્તિ તેનાંજ દર્શનોની તેમને લાલસા હતી.

"ઉદ્ધવ અને અક્રૂરને, અંબરીષને, રુકમાંગદ અને પ્રહ્‌લાદને જે રૂપ તમે દેખાડયું તે મને બતાવો. તમારૂં શ્રીમુખ અને શ્રીચરણ હું જોઇશ-જરૂર જોઇશ, તેમાંજ મન જોડાઇ જવાને અધીરૂં થઇ ગયું છે. પાંડવોને જ્યારે જ્યારે કષ્ટ થયું, ત્યારે ત્યારે સ્મરણ કરતાંજ તમે આવી પહોંચ્યા હતા. દ્રૌપદીને માટે તમે તેના કબજાની ગાંઠ—કસ

બાંધી દીધી. ગોપીઓ સાથે કૌતુક કરો છો, ગાયો અને ગોવાળોને સુખ આપો છો. આપનું એજ રૂપ મને બતાવો. તમે તો અનાથના નાથ અને શરણાગતોના આશ્રય છો. મારી આ કામના પૂરી કરો."

ઉદ્ધવ અને અક્રૂરને નિત્ય દર્શન દેનારા, પાંડવોને દુઃખમાં દર્શન આપનારા, દ્રૌપદીની લાજ રાખનારા, ગોપીઓની મનોવાંચ્છનાઓ પૂર્ણ કરનારા, ગાય-ગોવાળોને સંગ-સુખ આપનારા શ્રીકૃષ્ણનાંજ દર્શનને માટે તુકારામ તલસી રહ્યા હતા. તેઓ સ્પષ્ટજ કહે છે કે 'શ્યામરૂપ ચતુર્ભુજમૂર્તિ શ્રીકૃષ્ણનામજ ચિત્તનો સંકલ્પ છે.' તે શ્રી-મુખ અને શ્રીચરણ મને બતાવો, તે જોવાને માટે મારૂં મન ઉતાવળું થઇ ગયું છે.

વિઠ્ઠલ આમુચે જીવન, આગમનિગમાચેં સ્થાન.

અર્થાત્ " વિઠ્ઠલ એજ અમારૂં જીવન છે. વિઠ્ઠલજ આગમનિગમનું સ્થાન છે."

કૃષ્ણ માઝી માતા, કૃષ્ણ માઝા પિતા.

"કૃષ્ણજ મારી માતા છે અને કૃષ્ણજ મારા પિતા છે."

વિઠ્ઠલ અને શ્રીકૃષ્ણ એ બન્ને નામ જ્યાં ત્યાં એકજ લક્ષ્યનાં બોધક છે. જીવનું જીવન એક માત્ર શ્રીકૃષ્ણજ છે. તુકારામ શ્રીકૃષ્ણનું ધ્યાન કરતા હતા અને હવે આપણે એ જોઇશું કે, તે ધ્યાન બાલરૂપ બાલકૃષ્ણનું હતું. બાલ્ય-કાળના ત્રણ મુખ્ય વિભાગ હોય છે; સાત વર્ષ સુધી માત્ર બાળ, ચૌદ વર્ષ સુધી કૌમાર અને એકવીસ વર્ષ પર્યંત પૌગંડ. શ્રીકૃષ્ણની જે પ્રેમમય લીલાઓની પાછળ ભક્ત-જનો ગાંડા થઇ જાય છે, તે લીલાઓ ઘણે ભાગે સાત વર્ષ અંદરની વયનીજ છે.

એક અભંગમાં તુકારામે 'ઉમરડાના કીડાઓ'નું દૃષ્ટાંત આપીને પુરુષોત્તમ શ્રીઅનંતની વિરાટતા બતાવી છે. ઉમરડામાં અસંખ્ય જીવ હોય છે. એ જીવોને એ ઉમર-

તું જ બ્રહ્માંડરૂપે જણાય છે. આવાં અસંખ્ય ફળ ઉમરડાના ઝાડ ઉપર થાય છે. આવાં અસંખ્ય વૃક્ષ આ નવ ખંડની પૃથ્વી ઉપર છે. આપણે જેને બ્રહ્માંડ માનીએ—સમજીએ છીએ એવાં અસંખ્ય બ્રહ્માંડ એ વિરાટ્પુરુષના એક રૂંવામાં છે અને એવાં અસંખ્ય રૂંવાં તે વિરાટ્પુરુષના શરીર ઉપર છે તેમજ આવા અનંતકોટી વિરાટ્પુરુષ જેના પેટમાં સમયેલા છે તે પરમ પુરુષને આપણે કયાં શોધીએ, અને કયાં કયાં જોઇએ!

તો હા નંદાચા બાલમુકુંદ, તાન્હા મ્હણવી પરમાનંદ.

અર્થાત્ "એજ આ નંદના બાલમુકુંદ છે. એજ પરમાનંદ અહીં દૂધમલ નાના બાળક બન્યા છે."

"અનંત બ્રહ્માંડ જેના એક રૂંવામાં સમાયેલું છે, એવા એ મહાકાય (પરમપુરુષ) જુઓ તો ગોવાળોને ત્યાં ઉંબરા ઓળંગતા ઓળંગતા ઘૂંટણીયે ચાલે છે અને તેઓજ મોટા મોટા દૈત્યોને મારીને ધરતી પર પછાડે છે, અને પુરાણ તેમનાંજ ગીત ગાય છે. તુકારામ કહે છે કે, તેમનામાં બધી કળાઓ છે."

તત્ત્વજ્ઞાનના ભૂખ્યા વિદ્વાનોને માટે શ્રીકૃષ્ણે ગીતા ગાઈ છે. કથાઓના પ્રેમીઓ માટે મહાભારત મોજુદ છે. પરંતુ આજપર્યંત જે ભગવદ્ભકતો અને સાધુ-સંતો શ્રીકૃષ્ણ ઉપર મુગ્ધ થઈ ગયા તેઓ તેમના દિવ્ય પ્રેમમય બાલચરિત્રો ઉપરજ મુગ્ધ થયા છે. 'નંદનંદન' કહેવડાવનારા એ નાના કાનજી, બંસીના બજવૈયા, ગોપ-ગોપિકાઓને પ્રેમના દિવાના બનાવનારા, ગોવાળોનાં ભાથાં ખાનારા, એ દહીં-દૂધ-માખણચોર—

"વિશ્વાચા જનિતા મ્હણે યશોદેશી માતા."

વિશ્વને ઉત્પન્ન કરનાર પોતે યશોદાને માતા કહે છે!

× × × ×

"અનંત બ્રહ્માંડ જેના ઉદરમાં છે તે હરિ નંદને

ઘેર બાળક છે. કેવી આશ્ચર્યની વાત છે! કનૈયાની સમસ્યા કંઈ સમજાયામાંજ આવતી નથી. પૃથ્વીને જેણે સંતુષ્ટ કરી, તેને યશોદાજી ખવડાવે છે! જે વિશ્વવ્યાપક કમળાપતિ છે તેને ગોવાળણો ગોદમાં ઉઠાવી લે છે. તુકારામ કહે છે કે, એ એવા નટવર છે કે ભોગ ભોગવવા છતાં પણ બ્રહ્મચારી છે."

* * *

"સુંદર નવલ-નાગર બાલરૂપ છે અને વળી તે કાળીનાગને નાથનારા કાળરૂપ છે. તેઓજ ગાયો તેમજ ગોવાળોની સાથે પુંડલીકની પાસે આવી ગયા. એજ આ દિગંબર ધ્યાન છે, કેડ ઉપર હાથ રાખીને શોભા પામી રહ્યા છે. મૂઢ-અજ્ઞાન લોકોને તારવાના તેમણે પુંડલીક આગળ સોગન લીધા છે. તુકારામ કહે છે કે, વૈકુંઠવાસી ભગવાન ભક્તોની પાસે આવી રહ્યા છે."

બાલરૂપ ભક્તોને અત્યંતજ વહાલું લાગે છે. ગાય-ગોવાળોસહિતનું બાળરૂપજ તુકારામના જીવનું જીવન હતું. કાલીયદહમાં કાળીના કાળ થનાર આ 'બાલ'કૃષ્ણજ ભક્તોના પ્રાણધન બની બેઠા છે. એ 'ભોળા ભલા બાલ-પાંડુરંગ' કે જેમણે "બક વગેરે દૈત્યોને બાળપણમાંજ મારી નાખ્યા તેનુ મને દર્શન કરાવો. તે નંદ-નંદન મારા જીવનના આનંદ છે."

એજ 'ભોળા બાળ-પાંડુરંગ' તરફ તુકારામને સ્નેહ-લગની લાગી હતી.

પાંડરંગ ધ્યાનીં પાંડરંગ મનીં, જાગૃતીં સ્વપ્નીં પાંડરંગ.

* * * *

આંત હરિ બાહેર હરિ, હરિને ઘરીં કોંડિલે.

અર્થાત્ "અંદર અને બહાર હરિજ છે. હરિએજ પોતાની અંદર પોતાને બંધ કરી રાખ્યો છે."

બાલકૃષ્ણેજ તેમને પોતાનો રસાસ્વાદ લગાડી દીધો હતો. તેમના નિદિધ્યાસ અને કીર્તનના વિષય પણ શ્રીબાલકૃષ્ણજ હતા.

દીન આણિ દુર્બલાસી, સુખરાશિ હરિકથા. ૧
ચરિત્ર તેં ઉચ્ચારાવેં, કેલેં દેવેં ગોકુળીં. ૨
સાંવળે રૂપડેં ચોરટેં ચિત્તાચેં, ઉભેં પંઢરીચેં વિટેવરી.
ડોળિયાંચી ધણી પાહતાં નપુરે, તયાલાગીં ઝુરે મન માઝે.ધ્રુ૦
પ્રાણ નિધોં પાહે કુડી યે સાંડોની, શ્રીમુખનયનીં ન દેખતાં.૨
ચિત્ત મોહિયેલેં નંદાચ્યા નંદનેં, તુકા મ્હણે યેણે ગરુડધ્વજેં.

અર્થાત્ "દીન અને દુર્બળને માટે હરિકથા એજ સુખનું ભાથું છે. ભગવાને ગોકુળમાં જે ચરિત્રો કર્યાં તેનુંજ કીર્તન કરવું જોઇએ."

"એ શ્યામરૂપ-ચિત્તચોર પંઢરીની ઈંટ ઉપર ઉભા છે. તેમને જોતાં નેત્રો કદી તૃપ્ત થતાં નથી, તેમનેજ માટે મારો જીવ તરફડી રહ્યો છે. તે શ્રીમુખને આ આંખો વડે ન જોતાં પ્રાણ આ દેહને ત્યજીને નીકળી જવા ઇચ્છે છે. આ ગરુડધ્વજ એવા નંદનંદને મારૂં ચિત્ત મોહી લીધું છે."

આ બધાં વચનોથી સ્પષ્ટ થાય છે કે 'આ નંદનદન શ્યામેજ' તુકારામનું મન મોહી લીધું હતું. અને તેઓ પણ તેમનાંજ દર્શનો માટે વ્યાકુળ થઇ રહ્યા હતા.

## ૨–જ્ઞાનેશ્વર–નામદેવ વગેરેની સંમતિ

'વિઠ્ઠલ' નામ શ્રીકૃષ્ણના બાલરૂપનુંજ છે, આ વાત ધ્યાનમાં રાખવાથી સમજી શકાય છે કે, આપણા સાધુ-સંતોએ શ્રીકૃષ્ણની કેવળ બાળલીલાઓનેજ આવા વિલક્ષણ પ્રેમથી કેમ ગાઈ છે. સૂરદાસ, મીરાંબાઇ, નરસિંહ મહેતા વગેરે ઉત્તરાપથના શ્રીકૃષ્ણભક્ત અને જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, તુકારામ, નિલોબારાય વગેરે મહારાષ્ટ્રના શ્રીકૃષ્ણભક્ત શ્રીકૃષ્ણની બાળલીલાઓનાંજ અત્યંત પ્રેમથી વર્ણન કરે છે. મહારાષ્ટ્રના કૃષ્ણભકતોના શ્રીકૃષ્ણની બાળ-

લીલાનાં વર્ણન ભિન્ન ભિન્ન 'ગાથાઓ'માં છપાયેલાં છે. જ્ઞાનેશ્વર અને એકનાથે અધ્યાત્મદિશા બતાવતાં બાળલીલાઓનું વર્ણન કર્યું છે. તેમણે તથા નામદેવ, તુકારામ અને નિલાજીએ શ્રીકૃષ્ણનું બાળચરિત્ર કંસવધપર્યંત વર્ણવીને તથા શ્રીકૃષ્ણ દ્વારકાધીશ થયા એ પ્રમાણે સૂચવીને બાળલીલાનું વર્ણન સમાપ્ત કર્યું છે. શ્રીહરિ–હરની એકાત્મતા અને શ્રીવિષ્ણુના બધા અવતારોની–ખાસ કરીને રામ અને કૃષ્ણની ભક્તિનું જો કે એ બધાએજ વર્ણન કર્યું છે, તેમ છતાં એકનિષ્ઠ સગુણોપાસનાની દૃષ્ટિએ જોવામાં આવે તો આ પાંચે સંતો શ્રીકૃષ્ણના ઉપાસક હતા અને શ્રીકૃષ્ણના પણ બાલરૂપ—બાલચરિત (શ્રીવિઠ્ઠલ)નાજ ઉપાસક હતા, એ વાત નિર્વિવાદ છે. શું જ્ઞાનેશ્વરીમાં અને શું એકનાથી ભાગવતમાં શ્રીકૃષ્ણચરિત્ર સંબંધી જે જે ઉલ્લેખ છે, તે તેમની બાળલીલા સાથેજ સંબંધ રાખે છે. આનાં થોડાંક ઉદાહરણો અહીં આપીએ છીએ—

(વિ) જ્ઞાનેશ્વર મહારાજના અભંગોમાં શ્રીવિઠ્ઠલ ભગવાનની સ્તુતિના પ્રસંગમાં 'વસુદેવ–કુંવર દેવકીનંદન' 'વૃંદાવન–વિહારી' 'બ્રહ્મનંદન' એવાંજ વિશેષણ આવ્યાં છે અને વર્ણન પણ આજ પ્રકારનાં છે કે "ઉપનિષદોના અંતર્યામી છે; પરંતુ સશરીર પગ ઉપર ઉભા છે" "કેવો સુંદર ગોપવેશ છે" "વૃક્ષનાં પાંદડાંના ગુચ્છા મસ્તકમાં ખોસેલા છે ! હોઠ આગળ બંસી રાખેલા, નંદલાલ ગોવાળની શોભા શી વખાણું," "ઇન્દુવદન–મેળો ભરાયો છે ત્યાં વૃંદાવનમાં તેઓ રાસક્રીડા કરી રહ્યા છે." આ મનોહર વર્ણન શ્રીકૃષ્ણના બાળરૂપના ધ્યાનમાંથી નીકળ્યું છે. જ્ઞાનેશ્વરીમાં પણ 'વૃષ્ણીનાં વાસુદેવોઽસ્મિ' (ગીતા અ. ૧૦–૩૭) ઉપર ભાષ્ય કરતાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે—

"જે વસુદેવ–દેવકીને કારણે જન્મ્યા, જે યશોદાની કન્યાના બદલામાં ગોકુળ ગયા તે હું છું. પૂતનાને પ્રાણો સાથે જે પી ગયા તે હું છું. બાળપણુ હજી ખીલ્યું

નથી તેટલામાં પૃથ્વીના દાનવોનો જેમણે સંહાર કર્યો, જેમણે પોતાના હાથ ઉપર ગોવર્ધન પર્વત ઉપાડીને મહેન્દ્રનું અભિમાન હરી લીધું, જેમણે કાલીય નાગનું દમન કરીને કાલિન્દીનું–યમુનાનું દુઃખ દૂર કર્યું; જેમણે ભભૂકી ઉઠેલી આગમાંથી ગોકુળની રક્ષા કરી; જેમણે બ્રહ્માને, વાછરડાં લઇ જવા માટે, બીજાં વાછરડાં બનાવીને મૂર્ખ બનાવ્યા. બાળપણના પ્રભાતમાંજ જેમણે કંસ જેવા મોટા મોટા દૈત્યોને જોતજોતામાં સહેજ વાતમાંજ મારી નાખ્યા તે હુંજ છું." (જ્ઞાનેશ્વરી, અધ્યાય ૧૦, ૨૮૮–૨૯૧)

જ્ઞાનેશ્વરીમાં 'વિઠ્ઠલ' નામ 'નથી' કહેનારાઓએ આ અવતરણ સારી રીતે વાંચીને મનન કરવું જોઇએ. 'યાદવોમાં જે વાસુદેવ છે તે હુંજ છું." એ વિષે વ્યાખ્યાન કરતાં જ્ઞાનેશ્વર મહારાજ કંસવધસુધીનીજ શ્રીકૃષ્ણલીલાનું વર્ણન કરે છે અને આગળની હકીકત તો તમે જાણોજ છો, એમ કહીને આગળ કંઇ કહેવાનું બંધજ રાખે છે. એથી શું એ સ્પષ્ટ નથી થતું કે, જ્ઞાનેશ્વર મહારાજ મુખ્યત્વે બાલ–કૃષ્ણનીજ ભક્તિ કરતા હતા? જે વર્ણન તેમણે કર્યાં છે, તે શ્રીવિઠ્ઠલનાં છે અને શ્રીવિઠ્ઠલજ તેમના ઉપાસ્ય હતા, આ વાતના પ્રમાણરૂપે આ અવતરણ પૂરતું છે.

(૬) નામદેવરાયના અભંગોમાં પણ વિઠ્ઠલ સ્વરૂપની આવીજ સ્પષ્ટ સમજણ પડે તેવા અનેક પ્રસંગો છે. "અનિર્વચનીય બ્રહ્મ કહીને નિગમ જેનું વર્ણન કરે છે, જે ઉપનિષદોનું મંથન કરીને કાઢેલો અર્થ છે, વેદ જેને સારના સાર, શ્રવણોનું શ્રવણ, નયનોનું નયન, જ્ઞાનનું દર્પણ તેમજ સર્વ ભૂતોમાં વ્યાપક, ચિત્તને ચેતાવનારા, બુદ્ધિનું પાલન કરનારા," મન અને ઇન્દ્રિયોને ચલાવનારા, નિર્વિકલ્પ, નિરાકાર, નિઃશૂન્ય, નિરાધાર, નિર્ગુણ, અપરંપાર કહે છે, તે પરમાત્મા, નામદેવ કહે છે કે—

"ગોકુળના ગોવાળ બનીને યશોદાના લાલ કહેવડાવે છે—એજ કે જે ચિન્મય ચિદ્રૂપ અક્ષય અપાર

પરાત્પર કહેવાય છે."

× × × ×

"તેમનેજ જુઓ, ભીમાના તટ ઉપર સમચરણ વિઠ્ઠલરૂપ થઇને ઈંટ ઉપર ઉભા છે. જ્ઞાનીઓના જ્ઞેય-જાણુવા યોગ્ય અને યોગીઓના ધ્યેય-ધ્યાન કરવા યોગ્ય ત્યાં કેવી રીતે પહોંચ્યા ? વેણુ-નાદથી પ્રસન્ન થઇને ભગવાન પંઢરીમાં આ રેતીના મેદાનમાં આવ્યા. એ ચતુર્ભુજ-મૂર્તિને પુંડલીકે જ્યારે જોઇ ત્યારે તેમની સામે એક ઈંટ રાખી દીધી. તેજ ઈંટ ઉપર વિઠ્ઠલ ઉભા થયા. તે છબી ત્રિભુવન ઉપર છવાઈ ગઇ."

× × × ×

"નિર્ગુણનો વૈભવ ભક્તિના વેશમાં આવી ગયો, તેજ આ વિઠ્ઠલ-વેશ બની ગયો. પુંડલીકે પોતાની સાધના દ્વારા ભકિતનું જે સુખ આપ્યું તેના વડે ભાવમય ભગવાન મોહિત થઇ ગયા."

× × × ×

એ ભગવાન કોણ છે ?

"એ ભગવાન હરિ છે; ગોકુળના, વસુદેવ-કુળના, યશોદાની ગોદના બાલકૃષ્ણ છે."

નામદેવરાયે સ્તુતિ-સ્તોત્રમાં પણ—

શ્રીધરા અનંતા ગોવિંદા કેશવા, મુકુંદા માધવા નારાયણા.
દેવકીતનયા ગોપિકારમણા, ભક્તઉદ્ધરણા કેશિરાજા.

× × × ×

ગોવર્ધનધરા ગોપીમનોહરા, ભક્ત કરુણાકરા પાંડરંગા.

ભગવાન 'પાંડુરંગ'ને એજ બાલકૃષ્ણ-નામો વડે પોકારવામાં આવ્યા છે.

શ્રુતિને માટે જે પરબ્રહ્મ દુર્બોધ છે તે સગુણ કેવી રીતે થયા ? એનો ઉત્તર એ છે કે "જળમાં જેમ જળના

કરા હોય છે, તેમ નિરાકારમાં સાકાર હોય છે." સગુણ-નિર્ગુણ ભેદ માત્ર સમજાવવા માટેજ હોય છે, યથાર્થમાં *પાંડુરંગ " પૂર્ણતાની સાથે સહજમાં પણ સહજ છે.* એજ ભક્તોને માટે ઇંટ ઉપર ઉભા છે. તેમના નામસંકીર્તનથી નામદેવ કહે છે કે, મારા મનસ્તાપ નાશ પામ્યા, ચિત્તને શાંતિ મળી. પરબ્રહ્મ અવિનાશી ને આનંદઘન છે; પરંતુ મને તો પ્રેમથી ધવરાવનારી વિઠામાઇજ વહાલી લાગે છે."

(લ) એકનાથ મહારાજે બાલ-કૃષ્ણની ભક્તિની હદ વાળી દીધી છે. પહેલાજ અધ્યાયમાં તેઓ કહે છે કે—

"ભગવાને અનેક અવતારા લીધા, પરંતુ આ અવતારની નવીનતા કંઇક જુદીજ છે. એનો ઉદ્દેશ દેવતા પણ જાણતા નથી. એ અગમ્ય હરિલીલા જોવાથીજ સમજમાં આવે છે. જન્મતાંજ માતાથી અળગા થયા, પોતાની લીલા વડે પોતેજ ઉછરીને મોટા થયા. બાળપણમાંજ મુક્તિનો આનંદ અપાવવા લાગ્યા. પૂતના વગેરેને પોતાના શરીર દ્વારા મુકિત આપી. બાળક હોવા છતાં બળવાનોનેજ માર્યા. જગતની નજરે સિંહ જેવા મહાન પરાક્રમી હતા; પરંતુ બાળપણની બહાર તલભાર પણ રહ્યા નહિ. બ્રહ્મ હતા છતાં કરતા'તા ચોરી ! × × × પુત્ર-પૌત્રાદિ બધાં હોવા છતાં બ્રહ્મચારી હતા; આ લીલા પણ તેમણે બતાવી. ભક્તિ, ભુક્તિ અને મુક્તિ, ત્રણેને એક હારમાં બેસાડયાં ! એમની કીર્તિ હું શી વખાણું ! માટી ખાઇને તેમણે વિશ્વરૂપ બતાવ્યું !"

જે ચરિત્ર મનુષ્યને અત્યંત પ્રિય હોય છે, તેનું દિલ ખોલીને વર્ણન કર્યા સિવાય તેનાથી રહેવાતું નહિ. શ્રીકૃષ્ણના લાવણ્ય અને યશનું અનુપમ વર્ણન એકનાથી ભાગવતના એજ અધ્યાયમાં (૨૩૮ થી ૨૭૩ સુધી અને ૨૮૯ થી ૩૦૯ સુધી)નું અવશ્ય વાંચવા યોગ્ય છે. સકળ-લોકલાલન બાળકૃષ્ણ 'જેમની અંગ-સંગ (દેહની અને સમાગમની) તેજસ્વિતાથી સંસારને શોભા મળી' તે

સુવ્યક્ત પરબ્રહ્મજ છે.

"ઘી થીજેલું હોય કે પીગળી ગયેલું હોય, પરંતુ તે છે તો ઘીજ, તેનું ઘીપણું તો ક્યાંયે ગયું નથી. એજ પ્રમાણે જે બ્રહ્મ અવ્યક્ત છે તેજ સાકાર બની ગયા; આથી તેમનું બ્રહ્મત્વ તો ક્યાંયે ગયું નહિ. તેમનીજ બનેલી મૂર્તિ છે, પરબ્રહ્મ તો તેમનામાં નિત્ય સ્થિત છે અને પરબ્રહ્મના સગુણ રૂપ આ શ્રીકૃષ્ણ, સકળ સૌંદર્યના સ્થાન, મનોહર નટરૂપ ધારણ કરનાર લાવણ્ય-કલાન્યાસ અને સ્વયં જગદીશ છે. તેમના આ નિત્ય-નવીન સૌંદર્ય અને તેજને જોઇને એમનાં સમસ્ત અંગોમાં લોકોની આંખો જડાઇ જાય છે અને મન કૃષ્ણ-સ્વરૂપને આલિંગન કરે છે. નેત્ર આતુર થઇ જાય છે, તે લોભથી લલચાય છે, નેત્રોને જીભો નીકળી આવે છે. એવી એ સ્વાનંદગર્ભ સાકાર શ્રીકૃષ્ણની શોભા છે. જે દૃષ્ટિએ એ શ્રીકૃષ્ણને જોયા તે દૃષ્ટિ ફરી પાછું વાળીને જોતી નથી, શ્રીકૃષ્ણરૂપનેજ અધિકાધિક આલિંગન કરે છે, સમસ્ત સૃષ્ટિને શ્રીકૃષ્ણમયજ જુએ છે."

"કેડમાં સુવર્ણામ્બર-પીતાંબર સુંદર શોભા આપી રહ્યું છે. અને ગળામાં પગ સુધી પહોંચે તેવી વનમાળા લટકી રહી છે. તે સુંદર મધુર ઘનશ્યામને જોતાં જોતાં નેત્રોમાંથી જાણે પ્રાણ નીકળી પડે છે."

"શ્રીકૃષ્ણ લીલાવિગ્રહ-મૂર્તિ છે, તેમનું શરીર લોકાભિરામ ( લોકોને આનંદ આપે તેવું ) અને ધ્યાનધારણ-મંગલ છે. વેદોનું જન્મસ્થાન, છએ શાસ્ત્રોનું સમાધાન, ષડ્દર્શનોની સમસ્યા–એવા આ શ્રીકૃષ્ણનો પૂર્ણ અવતાર છે. ( નાથ ભાગવત ૩૧-૩૯૮ ) અને 'તેમાં પણ બાલ-ચરિત્રજ સૌથી વધારે મધુર સુંદર અને પવિત્ર છે.' (૩૮૨) અને એજ બધા ભક્તોને પ્રિય છે. એજ શ્રીકૃષ્ણની બાલ-મૂર્તિ પંઢરીમાં વિઠ્ઠલ-નામ-રૂપથી ઈંટ ઉપર ઉભી છે. એજ અમારા મહારાષ્ટ્રના સંતોના ઉપાસ્ય દેવ છે."

"શ્રીકૃષ્ણજ શ્રીવિઠ્ઠલ છે, એ વાત સંતોનાં વચનો-

થી સાબીત–સિદ્ધ થઇ ચૂકી છે. પરંતુ આજ સંબંધમાં એક ઐતિહાસિક પ્રમાણ પણ મળ્યું છે. શ્રીકૃષ્ણાવતારને સંવત ૧૯૯૦ ની જન્માષ્ટમીએ પૂરાં ૫૦૧૮ વર્ષ વીત્યાં ! શ્રીકૃષ્ણનો જન્મ વિક્રમ સંવત પૂર્વે ૩૦૨૮ ના વર્ષમાં ભાદરવા વદી આઠમે રોહિણી નક્ષત્રમાં મધ્ય રાત્રે થયો. રાવ બહાદૂર ચિંતામણિ વિનાયક વૈદ્યે પોતાના 'શ્રીકૃષ્ણ-ચરિત્ર'ના પરિશિષ્ટ–ભાગમાં જ્યોતિષની ગણુનાના આધારે લખ્યું છે કે, તે દિવસે બુધવાર હતો. આ વાંચવાથી સમજાય છે કે, વારકરીઓ બુધવારને આટલો પૂજ્ય અને પવિત્ર કેમ માને છે તેમજ તે દિવસે પંઢરીથી પ્રસ્થાન કરતા નથી અને વિઠ્ઠલનો વાર કહીને તે દિવસ શ્રીવિઠ્ઠલના ભજન–પૂજનમાંજ વીતાવે છે. તે દિવસ શ્રીકૃષ્ણનો જન્મદિવસ છે, આ વાત જાણવાથી ઘણો આનંદ થયો. પંઢરીના વારકરી સંપ્રદાયના આદિપ્રવર્તકના લક્ષમાં આ વાત અવશ્યજ હશે કે, બુધવારને દિવસે શ્રીકૃષ્ણનો જન્મ થયો છે, નહિ તો બુધવારનેજ ખાસ કરીને ભગવાનનો દિવસ નક્કી કરમાં ન આવત.

## ૩–શ્રીકૃષ્ણની બાળલીલાઓ

જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, તુકારામ અને નિલાજી દ્વારા વર્ણવાયલી શ્રીકૃષ્ણ–લીલાઓમાં શ્રીકૃષ્ણના બાલ-ચરિત્ર–અર્થાત્ બાલ્ય અને કૌમાર અવસ્થાનાં ચરિતજ ગાવામાં આવ્યાં છે. કંસાદિ અસુરોના અત્યાચારના ભારથી દબાયેલી પૃથ્વી ક્ષીરસાગરમાં શયન કરનાર શ્રીવિષ્ણુને શરણે ગઈ, વિષ્ણુએ તેને અભયદાન આપ્યું. વસુદેવ-દેવકીના વિવાહસમયે આકાશવાણી થઇ અને કંસને ખબર પડી કે, દેવકીનો આઠમો પુત્ર મારો કાળ થશે. તેણે તેમનાં સાત બાળક મારી નાખ્યાં, કારાગારમાંજ શ્રીકૃષ્ણ પ્રગટ થયા, વસુદેવે તેમને ગોકુળમાં નંદને ઘેર પહોંચાડી દીધા, રસ્તામાં લોઢાની બેડીઓ તડાતડ તૂટી ગઇ અને યમુના મૈયાએ રસ્તો આપ્યો, કૃષ્ણના મનોહર બાલસ્વરૂપે-

બધાં ગોપ–ગોપિકાઓનાં ચિત્તને મોહી લીધાં, કૃષ્ણને મારવા માટે કંસે મોકલેલાં પૂતના, શકટાસુર, તૃણાવર્ત, વત્સાસુર, પ્રલમ્બ, અઘાસુર, બક, કેશી, ધેનુકાસુર વગેરે અસુરોને શ્રીકૃષ્ણે બાળપણમાં સહેજમાંજ મારી નાખ્યા. આંગળી ઉપર ગોવર્ધન પર્વત ઉઠાવ્યો, યશોદાને પોતાના મુખમાં બ્રહ્માંડ બતાવ્યું, બ્રહ્માનો ગર્વ ઉતાર્યો, વૃંદાવનમાં ગોપબાળોની સાથે અનેક પ્રકારના ખેલ ખેલ્યા, દૂધ–દહીં અને માખણ ચોરીને ગોપીઓનુ ચિત્ત ચોર્યું, શ્રીકૃષ્ણના પ્રેમમાં તેઓ પતિ–પુત્ર–ઘરબાર ભૂલી ગઇ, ગોકુળ અને વૃંદાવનની લીલાઓથી આબાલ–વૃદ્ધ–વનિતા બધાં કૃષ્ણ-પ્રેમમાં પાગલ થઇ ગયાં. ત્યાર પછી કૃષ્ણે મથુરામાં જઇને ચાણૂર-મુષ્ટિક વગેરે મલ્લોને મારીને અંતે કંસનો પણ અંત આણ્યો, થોડા સમય પછી શ્રીકૃષ્ણ દ્વારકાધીશ થયા. આ બધી ઘટનાઓને શ્રીકૃષ્ણભક્ત સંતકવિઓએ બાળ-લીલામાં અત્યંત પ્રેમથી વખાણી છે. વળી કાંદોના અભંગ, ગોવાળણ, મોઇ–દંડાની રમત, આટિયા–પાટિયા, કબડ્ડી, (એક જાતની રમત–આપણી હુતુતુ જેવી) વગેરે રમતો ઉપર જે અભંગ છે તેનો પણ બાળલીલાનાં વર્ણનોમાંજ સમાવેશ થવાથી એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ રહેતો નથી કે, *ગોકુલવાસી વૃંદાવનવિહારી શ્રીકૃષ્ણજ આપણા* ભક્ત સંતોના ભગવાન શ્રીવિઠ્ઠલ છે. શ્રીકૃષ્ણના ઉત્તર-ચરિતની તો સૌ કોઇને જાણ છેજ. તુકારામનાંજ વચનો અનુસાર "જેમણે ગીતાનો ઉપદેશ કર્યો તેજ આ મારી માતા છે, કે જે ઇંટ ઉપર ઉભી છે." અર્જુનને ભગવદ્-ગીતા અને ઉદ્ધવગીતા બતાવનારા પાંડવના સહાયક દ્વાર-કાધીશ શ્રીકૃષ્ણ કૌરવ–પાંડવોના યુદ્ધને કારણે મહાભારત દ્વારા પરમ રાજનીતિજ્ઞરૂપે સંસારમાં પ્રગટ થયા; તથાપિ આપણા ભક્તો અને સંતોને જે શ્રીકૃષ્ણ પરમ પ્રિય છે, તે ગોકુળનાજ શ્રીકૃષ્ણ છે. ગોકુળના શ્રીકૃષ્ણ કુરુક્ષેત્રના ગીતા–વક્તા છે. શ્રીકૃષ્ણ એકજ છે, તથાપિ શ્રીકૃષ્ણે જગદુ-દ્ધારને માટે ગોકુળ–વૃંદાવનમાં જે ભક્તિરસથી ભરપૂર પર-

માનંદ આપનારી લીલાઓ કરી તેઓજ ભક્તોના પ્રેમની વસ્તુ છે. આ કારણે ગોકુળના શ્રીકૃષ્ણ તેમના ઉપાસ્ય છે. વળી સ્વામી વિવેકાનંદે× કહ્યું છે કે "શ્રીકૃષ્ણ સર્વ મનુષ્યોનો ઉદ્ધાર કરવા અવતરેલા પરમાત્મા છે. અને ગોપીલીલા માનવધર્મમાંના ભગવત્પ્રેમની સારસર્વસ્વ છે. આ પ્રેમમાં જીવ-ભાવનો લય થઇને પરમાત્મા સાથે તાદાત્મ્ય થઇ જાય છે. શ્રીકૃષ્ણે ગીતામાં "सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज" નો જે ઉપદેશ આપ્યો છે, તેની પ્રતીતિ આ લીલામાં થાય છે. ભક્તિનું રહસ્ય જાણવું હોય તો જાઓ, વૃંદાવનની લીલાનો આશ્રય લો. શ્રીકૃષ્ણ દીન-દુઃખીઓના, ભિખારી-કંગાલોના, પાપી-પામરોના, બાળ-બચ્ચાંના, સ્ત્રી-પુરુષોના, સર્વના પરમ ઉપાસ્ય છે. કુશાગ્રબુદ્ધિ પંડિત અને શાબ્દિક તત્ત્વજ્ઞોથી તેઓ દૂર છે, તેઓ તો ભલા-ભોળા અજ્ઞાનીઓની પાસે છે. તેમને જ્ઞાનનો શોખ નથી, તેઓ તો શુદ્ધ પ્રેમના ભૂખ્યા અને ભોક્તા છે. ગોપીઓને માટે શ્રીકૃષ્ણ અને પ્રેમ એકરસ થઇ ગયાં હતાં. દ્વારકામાં શ્રીકૃષ્ણે કર્મયોગ શીખવાડયો અને વૃંદાવનમાં ભક્તિ-પ્રેમનું શિક્ષણ આપ્યું. શ્રીકૃષ્ણ પ્રેમ, દયા અને ક્ષમાના સાગર છે."

## ૪-તુકારામે વર્ણવેલી ભગવાનની લીલાઓ

તુકારામે પોતાના ઉપાસ્ય ભગવાન શ્રીવિઠ્ઠલની જે બાળલીલાઓ ગાઈ છે, તેમાં પણ ગોપ-ગોપિકાઓની અલૌકિક ભક્તિ અને શ્રીકૃષ્ણની ભક્તવત્સલતાને અત્યંત પ્રેમથી વખાણી છે.

"અવિનાશી બ્રહ્મ આકાર ધારણ કરીને દૈત્યોનો સંહાર કરવા આવી ગયા. ભક્તજનોનું પાલન કરવા માટે ગોકુળમાં રામ અને કૃષ્ણ આવી ગયા. ગોકુળમાં આનંદસુખ પ્રગટ થયું. ઘેર ઘેર લોકો તેમનો આશરો લેવા લાગ્યા."

---

× "પ્રબુદ્ધ ભારત" સન ૧૯૧૫ના જાન્યુઆરી માસનો અંક.

વળી ગોપીઓની પ્રગાઢ સ્નેહભરી કૃષ્ણભક્તિ જુઓ—

જેમણે અંતરના આનંદથી અને બાહ્યસુખથી પણ મુરારીને રમાડ્યા અને તેમને પામીને તેમના મુખનું ચુંબન કર્યું તેમનાં પૂર્વપુણ્યોની શી ગણતરી થઇ શકે ! ! જેઓએ તેમને જાણ્યા, તેમને ભગવાને આંતરિક સુખ આપ્યું. શ્રીકૃષ્ણમાં જેમનું તન-મન લાગી ગયું, જે ઘરબાર અને પતિ-પુત્ર સુદ્ધાંને ભૂલી ગઇ, તેમને માટે ધન, માન અને લોકો ઝેર સરખાં થઇ ગયાં. "તેઓ એકાંતમાં વન વસાવવા લાગી. પોતાની ભોગેચ્છા તૃપ્ત કરવાને માટે તેઓ હરિને લઇને એકાંતમાં જતી અને જેમની ઉમ્મર મોટી થઇ ગયેલી હતી, તેમને માટે તેમના જેવાજ બનીને આંતરિક ઇચ્છાઓ ભગવાન પૂરી કરતા હતા. ભોગ કે ત્યાગ એમાંથી એકેય જેની પાસે નથી, તે તો તુકારામ કહે છે કે, સ્ફટિકની શિલા જેવો છે."

આ મધુર અભંગમાં રાસલીલા* બતાવી તથા તેનું

---

* ભક્તોને પરમસુખ આપનારી આ દિવ્ય રાસલીલા ઉપર ભક્તિવિમુખ વિદ્વાનોના આક્ષેપો થયા કરે છે. તેનું ઘણુંજ સુંદર ખંડન ચિપલૂણકર મંડળી દ્વારા પ્રકાશિત "હરિ વંશાવલી" મા અમારા મિત્ર શ્રી. માધવરાવ મોડકે કરેલું છે—મૂળ લેખક

(લેખક અને તેમના મિત્ર રાસલીલાના પક્ષકાર લાગે છે. આ બધી આધ્યાત્મિક લીલાજ હોય તો તો અમારે કશુંજ કહેવાનું નથી. પણ વાંચનાર! તમારા મન ઉપર આ લીલાવર્ણનો કેવી અસર કરે છે, તે તો અનુભવતાજ હશો. એમાંથી એમ તો નથી થતું ને કે, શ્રીકૃષ્ણે આટલા બધા વિલાસો માણ્યા તો આપણને બે-ચાર પરણી નાખવામાં શું હરકત છે ? પણ સાવધાન ! "સમરથકો નહીં દોષ ગુસાંઇ" એ ન્યાયે શ્રીકૃષ્ણચંદ્રની વાત તો ન્યારી છે, પણ જો આપણે રાસલીલાને માર્ગે પડ્યા તો તો મુવાજ પડ્યા છીએ. આપણે માટે તો ચાણુર, કંસ, કેશી વગેરે દૈત્યોને સંહારનાર બાલકૃષ્ણ, યદુનંદન, ગીતાગાયક, આનંદકંદ અને મુનિ મનમોહન કાનજીજ કલ્યાણકારી છે. આપણે તો રાસલીલાના શ્રીકૃષ્ણ કરતાં ઉપરોક્ત શ્રીકૃષ્ણનેજ પૂજીએ-વંદીએ.

—ગુજરાતી અનુવાદક)

રહસ્ય પણ બતાવ્યું.

"ચારે વેદ જેની કીર્તિને વખાણે છે તે ગોવાલણોના હાથે બંધાઇ જાય છે, માખણ ચોરવા માટે તેમનાં ઘરોમાં દાખલ થાય છે..........અંદર-બહાર એક જેવા છે, તેથી તેમની ચોરી પકડાતી નથી. આ ભેદ તેઓ જાણે છે કે, એ એકલાજ? બીજા બધા રસ્તા બંધ કરીને અમને બેસાડી દેશે; તેથી તેઓ નિશ્ચિંત એકાંતમાં નિઃસંગ થઇને કૃષ્ણનાજ ધ્યાનમાં અચળ લાગી રહી. યોગીઓના ધ્યાનમાં જે એક ક્ષણને માટે પણ આવતા નથી, તેમને ભાવિક ગોવાલણો પકડી રાખે છે. એ ગોપીઓની પાસે તો તે કાલાવાલા કરતો આવે છે અને સમજુ માણસો કહે છે કે, તે તો મળતાજ નથી."

* * * *

"દેહની સમસ્ત ભાવના વિસારી દેવી એજ નારાયણની સંપૂર્ણ પૂજા-અર્ચા છે. એવા ભક્તોની પૂજા ભગવાન ભક્તોના જાણ્યા વિના લઈ લે છે, અને તેમના માગ્યા વિનાજ તેમને પોતાનું સ્થાન આપી દે છે."

* * * *

"મનની બધી ઇચ્છાઓ હરિરૂપમાં લાગી ગઇ. ગોવાલણો તેમનેજ માટે વ્યગ્ર જણાય છે. તેથી તેમના પતિઓનું રૂપ ધારણ કરીને એ તેમને ઘેર જાય છે અને તેમને ભોગવે છે. સૌના ચિત્તમાં માત્ર એકજ પ્રકારનો ભાવ નથી હોતો, તેથી જેવો પ્રેમ તેવું રૂપ. બાળકને નાના મોટાનો ખ્યાલ નથી હોતો, એટલે નારાયણ પણ એવાજ કૌતુક સાથે ખેલતા રહે છે."

* * * *

હવે ગોવાળોનાં ભક્તિ-ભાગ્ય જુઓ—

"રામ અને કૃષ્ણે ગોકુળમાં એક કૌતુક કર્યું. ગોવાળોની સાથે ગાયો ચરાવતા હતા-સૌની આગળ ચાલતાં ચાલતાં ગાયો ચરાવતા હતા અને પીઠ ઉપર (પાછોટિયે)

માથાં બાંધેલાં રહેલાં હતાં. તેમની એ લાઠી અને કામળી ધન્ય થઈ. ગોવાળણોનું પણ કેવું મહાન્ પુણ્ય હતું! તેમનાં ગાય-ભેંસ અને બીજાં પશુ પણ કેવાં ભાગ્યવાન હતાં!"

× × × ×

"એ ગોપીઓએ વ્રત-યાગ વગેરે અનેક સંચિત પુણ્ય-કર્મ કર્યાં હશે કે આવી રીતે તે ફળ્યાં. ગોવાલણોને જે સુખ મળ્યું તે બીજાંઓને—બ્રહ્માદિને પણ દુર્લભ છે."

× × × ×

"નંદ અને યશોદાનાં કૃષ્ણભક્તિ-ભાગ્ય તો જુઓ! પરિશ્રમ કરીને ધન મેળવ્યું તે પણ તેમણે શ્રીકૃષ્ણાર્પણજ કર્યું! બધી ગાયો, ઘોડા, ભેંસો, દાસીઓ પ્રેમપૂર્વક કૃષ્ણને અર્પણ કરી દીધી. ક્ષણવાર પણ જો કૃષ્ણનો વિયોગ થતો તો તેમના પ્રાણ તરફડવા લાગતા. તેમના ધ્યાનમાં, મનમાં બધી રીતે હરિજ હતા. શરીરથી કામ કરતા હતા; પરંતુ ચિત્ત ભગવાનમાંજ લાગેલું રહેતું હતું. તેમનુંજ ચિંતન કરતા હતા. બસ, આજ એક પોકાર થતો કે, કૃષ્ણ કયાં ગયો? હજુ એણે ખાધું નથી, એ કયાં ચાલ્યો ગયો? તેઓ 'કૃષ્ણ'નું નામજ રટયા કરતા હતા. માતા યશોદા ખાંડતાં દળતાં કૃષ્ણનાંજ 'ગીતો' (હાલરડાં) ગાતી હતી. ભોજનમાં નંદ-યશોદા-કૃષ્ણને પોકારતાં હતાં, ધ્યાનમાં, આસનમાં, શયનમાં, સ્વપ્નમાં કૃષ્ણરૂપજ જોતા હતા. શ્રીકૃષ્ણ તો તેમનેજ દેખાતા હતા, પરંતુ દુષ્ટ ચિત્ત-વાળાઓને નહોતા દેખાતા. તુકારામ કહે છે કે, નંદ-યશોદા જેવાં માતા-પિતા ધન્ય છે."

× × × ×

પાસ-પડોશની ગોવાળણોની કૃષ્ણભક્તિ જુઓ અને અંતઃકરણમાં તે સુખને અનુભવીને પ્રેમાશ્રુ વહાવો.

એક સખી બીજી સખીને કહે છે "કૃષ્ણ આપણા પરિચારી-સેવક છે, કૃષ્ણ વ્યવહારી છે, અલી બાઈ! કૃષ્ણ-

ને ઉપાડી લે. કૃષ્ણના વિના તને કેમ કરીને સુખ મળે છે? સમય કેમ કરીને જાય છે? તમે લોકો આલતુ ફાલતુ-એવી બીજી બીજી પરચુરણ વાતો કર્યા કરો છો, સમય નકામો ગુમાવો છો; આ જીવતા જાગતાને કેમ ઉપાડી લેતી નથી? ઉપાડી લો અને એ સુખને તો જરા જોઇ લ્યો! આ સુખનો તમે અનુભવ કરશો, ત્યારે તમારે બારણે બારણે ભટકવું નહિ પડે. એક કૃષ્ણ સિવાય આ સઘળો ખેલ તમને જૂઠો જણાશે. બધાની સંગ-સોબત ત્યારે તમે છોડી દેશો તથા અનંતને સાથે લઈ વનમાં જશો અને પછી તમારા પ્રાણોથી અલગ કરશો નહિ. બીજાઓને પણ આ બાળકને લેવાને કહેશો. આ બાળકને જે પોતાને ઘેર લઇ જાય છે, તે તેના જેવીજ—તન્મય—તદ્રૂપજ બની જાય છે."

× × × ×

"તુકારામ કહે છે કે, જે કૃષ્ણને લઇ જાય છે, તે પાછી ફરીને આવતી નથી, કૃષ્ણની સાથે રમતાંજ આખો દિવસ વીતી જાય છે. કૃષ્ણના મુખ તરફ નિહાળતાં નિહાળતાં, ગમે તો દિવસ હો કે રાત, તેને કંઇ પણ સૂઝતું નથી. આખું શરીર તટસ્થ થઇ જાય છે. ઇન્દ્રિયો પોતાનો વ્યાપાર ભૂલી જાય છે. ભૂખ-તરસ, ઘર-બાર બધુંજ તેઓ ભૂલી જાય છે. તેમને અમે કયાં છીએ તેનું ભાન પણ રહેતું નથી. અમે કઇ જાતિની છીએ તે પણ ભૂલી ગઇ. ચારે વર્ણોની ગોપીઓ એક થઇ ગઈ. કૃષ્ણની સાથે ખેલ ખેલે છે, તેમના ચિત્તમાં કોઇ શંકા ઉઠતી નથી. એક સ્થળે તુકારામ કહે છે કે, શ્રીગોવિંદનાં ચરણોમાં ભાવના સ્થિર થઇ ગઇ."

× × × ×

"તેમણે પોતાના આપોપાને-આત્મતત્ત્વને જાણ્યું. તેમણે જાણ્યું કે, આ સંસારી ખેલ જેઓ ખેલી રહ્યા છે, તેઓ જુઠ્ઠા છે. ખરી રીતે તો મારા સગા-સંબંધી, ભાઇ-જમાઇ જે કંઈ કહીએ તે બધામાં એ એકજ છે. તેમનામાં

અમે બધી એક છીએ. તેથી નિઃશંકપણે બોલી શકીએ છીએ. આપણે કોની સાથે શું ખાઇએ છીએ અને મોંમાં તેનો શો સ્વાદ આવે છે તે બધું નથી જાણતી. બીજાઓનો અવાજ પણ કાન સાંભળતા નથી. કારણ કે ધ્યાનમાં–મનમાં હરિ બેઠા છે."

× × × ×

"કાંદોના અભંગોમાં એજ અનુપમ રસ ભરેલો છે. શ્રીગોપાલકૃષ્ણ પોતાના સખાઓની સાથે ગાયો ચરાવવા માટે મધુવનમાં જતા હતા. ત્યાં પોતપોતાનાં ભાથાં ખોલીને સૌએ જે ભોજન કર્યાં તથા જે જે ખેલ ખેલ્યા તેમનું ઘણુંજ ચિત્તરંજક વર્ણન તુકારામે કર્યું છે. ભગવાન પહેલાં કહે છે કે, બધા પોતપોતાની ભાથાની પોટલીઓ ખોલીને બતાવો તો ખરા કે કોણ શું શું લાવ્યા છો!' કારણ કે 'બધાની તપાસ કર્યા વિના હું મારું કંઇ પણ આપીશ નહિ.' મહો (ઘાટી છાશ), દહીં, પૌંઆ–ભાત જેની પાસે જે હતું તે તેણે કાઢ્યું. 'કોઇની ગાયો સ્થિર થઇ ગઇ, કોઇની આમતેમ ભટકવા લાગી.' બધાએ ભગવાનને વિનંતિ કરી કે 'હવે બધું વહેંચી દો, અમારી પાસે શું છે ને શું નથી તે બધું તો તમે જાણો છો. ભગવાનને લેખે બધું બરાબર છે, તે કોઇનાયે જીવને કષ્ટ થવા દેતા નથી."

"બધાને વર્તુલાકારે બેસાડીને તેઓ વચમાં બેસતા અને સૌનું સરખે ભાગે વહેંચી આપતા–સમાધાન કરતા."

નિષ્કપટ ખેલાડી કાનજીએ સૌને સો સૌની ભાવના અનુસાર વહેંચણી કરી દીધી.

"ગોપ–બાલો પોતપોતાની ભાવનાને લીધે દુઃખી થયા. જેની જેવી વાસના! કર્મના એ સાક્ષી આ લીલાને કૌતુકથી જોવા લાગ્યા. ખેલ ખેલતાં જે પોતાનો ભાર તેમનાજ ઉપર રાખતા તેમને માટે તેઓ કદી આડા ફરતા નહિ. કોઇ વાંકા આવી જતા, તો કોઇ આડે રસ્તે થઇને

સીધે રસ્તે આવતા, અથવા ફસાઇને છૂટી જતા હતા.”

× × × ×

બધા ગોપબાળોના ભોજનમાં હરિ પોતાની માધુરી–મીઠાશ ભરી દેતા હતા, પરસ્પર વાતો કરતા કરતા બ્રહ્માનંદ પ્રાપ્ત કરતા હતા. ભગવાન સૌના હાથમાં અને મુખમાં ગ્રાસ–કોળિયા આપતા હતા; કેમકે તેઓ બધા તો ભગવાનના સખા હતા ને!

ભોજન કરતાં કરતાં ગોપબાલો કહેતા: ‘મોં મીઠું થયું’, પણ હજુ પેટ ના ભરાયુ.’ એક બીજાનું એઠું ખાઈ લેતા, એમાં એમને કંઇ હીણપત લાગતી નહિ.

કાંદોની (એક ઉત્સવ જેમાં દહીં ભાતનો વિશેષ ઉપયોગ કરવામાં આવે છે) એ મોજ જોઇને, “ગાયો ચરવાનું ભૂલી ગઇ, પશુ–પક્ષી જડતાને ભૂલી ગયાં, યમુના–જળ સ્થિર થઇને વહેવા લાગ્યાં. સર્વ દેવતા જુએ છે અને તેમના મોંમાં પાણી આવે છે. અને તેઓ કહે છે કે, ગોપાળ ધન્ય છે, અમે તો કંઈજ નથી!’

કાંદોનુ દહીં પેટ ભરીને ખાઇને ગોપાળ કહે છે કે ‘તમારી દોસ્તી બહુ સારી! મને હમેશાં તે મળ્યા કરજો.’

પછી બધા પોતાની લાકડી અને કામળી ઉપાડીને ગાયો ચરાવવા ગયા. તેઓમાં કેટલાક વાંકા અંગવાળા, તોતડા, ગદ્દા, લંગડા, લૂલા વગેરે પણ હતા; પરંતુ શ્રીકૃષ્ણ એ બધાના પ્રિય હતા. અને ભગવાન પણ તેમના ભાવથી પ્રસન્ન હતા. ગાયો ચરાવતાં ચરાવતાં ગોપ–બાલો શ્રીકૃષ્ણને મધ્યમાં રાખીને દાંડિયાની રમત વગેરે રમતા હતા.

બાલક્રીડાના અભંગોમાં તુકારામે આધ્યાત્મિક ભાવ ભર્યો છે. ગોપીઓ જેમ રાસરંગમાં સમરસ થઇ, તેજ પ્રમાણે અમારી ચિત્તવૃત્તિઓ શ્રીકૃષ્ણપ્રેમમાં તરબોળ બની જાય અને તન્મયતાનો આનંદ પ્રાપ્ત કરે, એજ એ અભંગોનો આધ્યાત્મિક ભાવ છે. ભક્તોનાં પૂર્વસંચિત જોઇને ભગ-

વાન તેમાં પોતાનો પ્રસાદ મૂકી તેમના જીવનને મધુર બનાવે છે અને 'નીચેનું બારણું બંધ કરી દે છે-અર્થાત્ અધોગતિનો રસ્તો બંધ કરી દે છે. અસ્તુ. શ્રીકૃષ્ણપ્રેમમાં તુકારામ તરબોળ થયેલા હતા, એ કહેવાની હવે જરૂર નથી.

## ૫-શ્રીપંઢરીના વિઠ્ઠલનાથ

પંઢરપુરમાં શ્રીવિઠ્ઠલનાથની જે મૂર્તિ છે તેનું નિરીક્ષણ કરવાથી જણાઇ આવે છે કે, આ ભગવાનની બાલમૂર્તિજ છે. કેટલાક હાલના પંડિતોએ જે એવો તર્ક ચલાવ્યો છે કે, આ મૂર્તિ બૌદ્ધો યા જૈનોની છે તેમાં કંઇજ વજૂદ નથી. આ મૂર્તિ શ્રીમહાવિષ્ણુના અવતાર શ્રીગોપાલકૃષ્ણનીજ છે. એ ભગવાન ઇંટ ઉપર ઉભા છે. ઇંટ ઉપર ભગવાનના અત્યંત કોમળ ચરણ-કમળ છે. એ ચરણકમળોમાં અનેક ભકતોએ પોતાનાં મસ્તક નમાવ્યાં છે. પ્રેમાશ્રુઓથી હજારો વાર તેમને નવરાવ્યાં છે અને પોતાનું ચિત્ત સમર્પણ કર્યું છે. એ ચરણોએ લાખો જીવોના હૃદયના તાપ હરી લીધા છે, તેમનાં નેત્રોને કૃતાર્થ કર્યાં છે, તેમનું જીવન ધન્ય બનાવ્યું છે. હજારો પાપાત્માઓ અને મુકતોએ, બદ્ધો અને મુમુક્ષુઓએ, સિદ્ધો અને સાધકોએ, રંકો અને રાજાઓએ, પતિતો અને પતિત-પાવનોએ એ ચરણોના ધ્યાન અને ભજનથી પોતાનું જીવન સફળ કર્યું છે. લાખો જીવોને માટે આ દુસ્તર ભવસાગર એ ચરણોના ચિંતનચમત્કારથી ગોષ્પદ-ગાયના પગ જેટલો નાનકડો બની ગયો છે. આવાં એ શ્રી વિઠ્ઠલનાથનાં ચરણ આ ઇંટ ઉપર સ્થિર છે. ભગવાનના ડાબા પગ ઉપર એક ફોલ્લોઘા છે. ભગવાનની મુક્તકેશી નામની કોઈ દાસી હતી. ભગવાન ઉપર તેને અત્યંત પ્રેમ હતો. તે દાસી અત્યંત સુકુમાર હતી અને તેને પોતાની સુકુમારતાનો પુષ્કળ ગર્વ હતો. તેણે પોતાના જમણા હાથની આંગળી ભગવાનના ડાબા પગ ઉપર મૂકી. તે ભગવાનના અતિ સુકુમાર પગમાં પેસી ગઇ. ભગવાનનાં ચરણોની આ સુકુમારતા જોઇને પોતાની

સુકુમારતા તેને તુચ્છ જણાઈ અને પોતે બહુજ શરમાઈ ગઈ. તેનો ગર્વ ઉતરી ગયો. ભગવાનના બન્ને પગની વચમાં પીતામ્બરનો ઝલ્લો લટકી રહ્યો છે, તે બાલરૂપને યોગ્યજ છે. મોટી અવસ્થા બતાવવી હોત તો પીતામ્બર પગ સુધી લટકતું રાખ્યું હોત. જનનેન્દ્રિયના સ્થાન આગળ કંદોરાની ઘુઘરીઓનું એક ઝૂમખું લટકી રહ્યું છે. સોનાની કટિમેખલા-સાંકળી ઉપર ઇન્દ્રિયચિહ્ન જેવો સોનાનોજ ટુકડો છેઃ તે પહેલાંનો નથી–અર્થાત્ મૂર્તિ નગ્ન નથી; મૂર્તિ જૈન છે એવી શંકા કરવાનું પણ કારણ નથી. પીતામ્બર ઉપર કંદોરો છે. જમણા હાથમાં શંખ અને ડાબામાં પદ્મ છે. છાતી ઉપર જમણી બાજુએ ભૃગુલાંછન છે. કંઠમાં કૌસ્તુભમણિ લટકતો છાતી સુધી આવી રહ્યો છે. ભુજાઓમાં ભુજબંધ છે અને બન્ને કાનોમાં કાનોથી ખભા સુધી મકરાકૃતિ કુંડળ છે. ભગવાનનાં મુખ, નાસિકા અને નેત્ર પ્રસન્ન છે. મસ્તક ઉપર શિવલિંગાકાર મુકુટ છે. ભાલપ્રદેશમાં મુકુટની વચમાં એક બારીક પટ્ટી જેવું બાંધેલું છે. તે પાછળ પીઠ ઉપર લટકતા ભાથાનું ફૂમતું–છોગલું છે. પંઢરીના ગોપાલપુર, ત્યાંની બધી ચીજો અને કાંદોનો સમારંભ એ બધું ગોકુળનું છે. એવા શ્રીવિઠ્ઠલરૂપી બાલકૃષ્ણ ભગવાનને મારા અનેકાનેક પ્રણામ છે.×



# અધ્યાય ૧૧ મો–સગુણ સાક્ષાત્કાર

ભક્ત સમાગમેં સર્વભાવેં હરી, સર્વકામ કરી ન સાંગતાં. ૧
સાંઠવિલા રાહે હૃદયસંપુટી, બાહેર ધાકુટી મૂર્તિ ઉભા. ૨

અર્થાત્ " ભક્ત–સમાગમથી બધા ભાવ હરિના થઈ જાય છે, બધાં કામ બતાવ્યા વિના હરિજ કરે છે. હૃદય–સંપુટમાં સમાઈ રહે છે અને બહાર નાનકડી મૂર્તિ બનીને સામે આવે છે. "

## ૧–સત્ય સંકલ્પદાતા નારાયણ

ભગવાનનાં સગુણ દર્શનની કેવી તીવ્ર લાલસા તુકારામને લાગી હતી, એ આપણે નવમા અધ્યાયમાં જોઈ ચૂકેલા છીએ. હવે એ લાલસાનું તેમને શું ફળ મળ્યું તે આ અધ્યાયમાં જોઈશું. જીવમાત્રને તેનીજ ઇચ્છાને અનુરૂપ ફળ મળ્યા કરે છે. ' જેવી વાસના તેવું ફળ. ' મનુષ્યની ઇચ્છાશક્તિ એટલી પ્રબળ છે, તેના સંકલ્પના કર્મપ્રવાહ-ની ગતિ એટલી બધી અમોઘ છે કે તે જે ઇચ્છે તે કરી શકે છે. ' નર જો કરણી કરે તો નરનો નારાયણ થાય ' આ કબીર સાહેબનું વચન પ્રસિદ્ધજ છે. જે કંઇ કરવાની ઇચ્છા મનુષ્ય કરે તે તે કરી શકે છે, જે બનવાની ઇચ્છા કરે છે તે બની શકે છે, જે મેળવવાની ઇચ્છા કરે તે મેળવી શકે છે. પરંતુ એ ઇચ્છાશક્તિને શુદ્ધ આચરણ, દૃઢ નિશ્ચય, સદ્ભાવના અને નિદિધ્યાસનો પૂરો સાથ હોવો જોઇએ. સંકલ્પ પાર પડવાનો આધાર સંકલ્પની તીવ્રતા અને શુદ્ધિ ઉપર છે. મનની શક્તિ અસીમ છે, પરંતુ તે, નિષ્ઠાપૂર્વક તેનો પૂરો ઉપયોગ કરી લેનારાઓ માટેજ.

ટીપે ટીપે સરોવર ભરાય. એક એક પૈસો ભેગો કરીને વેપારી લખપતિ બને છે. સૂર્યકિરણોને એકજ સ્થળે કેન્દ્રીભૂત કરીએ તો અગ્નિ ઉત્પન્ન થઇ જાય છે અને એજ પ્રમાણે વરાળને એકઠી કરવાથી એંજીનદ્વારા રેલગાડીઓ ચાલે છે. એજ પ્રમાણે મનની શક્તિ પણ સામાન્ય નથી, અતિ પ્રબળ છે. હજારો રસ્તે જો તેને દોડવા દઇએ તો તે દુર્બળ થઇ જાય, પરંતુ જો એકજ સ્થળે સ્થિર કરવામાં આવે તો તે બ્રહ્મપદ મેળવી આપવા સુધીનું સામર્થ્ય પણ ધરાવે છે. મનજ મનુષ્યના બંધન અને મોક્ષનું કારણ છે. વિષયોમાં ચરવા માટે તેને છૂટું મૂકવામાં આવે, તો તે થાકી થાકીને દુર્બળ બની જાય છે, પરમાત્મામાં જોડવામાં આવે તો તે પરમાત્મરૂપ બની જાય છે. મન યાને ઇચ્છાશક્તિને અહીં તહીં વીખરાવા નહિ દેતાં એકાગ્ર કરવાથી, એક બ્રહ્મપદ ઉપર સ્થિર કરવાથી તેની શક્તિ અનહદ વધે છે. પરમાત્મા સર્વ ભૂતોમાં રમી રહ્યા છે; જળ, સ્થળ, લાકડું, પથ્થર બધામાં વિરાજી રહ્યા છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ એ પંચમહાભૂતોમાં અને સ્થાવર-જંગમ સર્વ પદાર્થોમાં વ્યાપી રહેલા છે. તેમના સિવાય બ્રહ્માંડમાં બીજી કોઇ વસ્તુજ નથી, આજ શાસ્ત્ર-સિદ્ધાંત છે અને એજ સંતોનો અનુભવ છે. 'યા ઉપાધિ માજી ગુપ્ત ચૈતન્ય અસે સર્વગત' અર્થાત્ આ ઉપાધિમાં ગુપ્તરૂપે ચૈતન્ય સર્વત્ર ભરેલ છે. (જ્ઞાનેશ્વરી અ૦ ૨-૧૨૬) પ્રાચીન ઋષિ-મુનિઓ અને સંત મહાત્માઓને આની પ્રતીતિ થઇ છે અને આ જમાનામાં પણ કલકત્તાના વિદ્વાનશિરોમણિ અધ્યાપક શ્રી. જગદીશ ચંદ્ર વસુ મહાશયે નવીન યંત્રોની મદદથી એજ સિદ્ધાંત સંસાર સમક્ષ પ્રત્યક્ષ કરીને બતાવી દીધો છે. વૃક્ષોમાં અને પથ્થરોમાં પણ ચૈતન્ય ભરેલું છે. સંતો એજ ચૈતન્યનું નિદિધ્યાસન કરે છે અને નિદિધ્યાસનથીજ તેમને તેનો સાક્ષાત્કાર થાય છે. વિશ્વમાં આથી પુનિત, પ્રિય અને શ્રેયસ્કર વિશ્વાસ બીજો નથી. એજ ચૈતન્યમાં સંપૂર્ણ ઇચ્છાશક્તિ ઘનીભૂત થવાથી

પુણ્યાત્મા પુરુષ બ્રહ્મપદને પ્રાપ્ત કરે છે. વેદોએ તેનું જ વર્ણન કર્યું છે. જ્ઞાની, યોગી તેમજ સંત તેમાંજ રમ્યા કરે છે. બીજા નશ્વર પદાર્થો ઉપર મનને ન જવા દઇને-અર્થાત્ વૈરાગ્યસંપન્ન થઇને તેઓ તેના મનનમાં લાગી જાય છે. મન, વાણી અને ઇંદ્રિયોથી તેનો પત્તો લાગતો નથી; પરંતુ મનને તેનીજ લગની-પ્રેમનો રંગ લાગવાથી મન તેને ગમે તે રંગમાં રંગી લીધા કરે છે. શાસ્ત્ર તેને ચૈતન્ય કહે છે, વેદ આત્મા કહે છે તેમજ ભકત તેનેજ નારાયણ કહે છે.

વેદપુરુષ નારાયણ, યોગિયાંચેં બ્રહ્મ શૂન્ય,
મુક્તાં આત્મા પરિપૂર્ણ, તુકા મ્હણે સગુણ ભોળયાં આમ્હાં.

અર્થાત્ " વેદોને માટે જે નારાયણ પુરુષ છે, યોગીઓને માટે જે શૂન્ય બ્રહ્મ છે, મુક્તાત્માઓને માટે જે પરિપૂર્ણ આત્મા છે, તુકારામ કહે છે કે, અમ ભલા ભોળા માણસો માટે તે સગુણ-સાકાર નારાયણ છે. "

તુકોબારાયે એ અનામ-અરૂપ-અચિન્ત્ય પરમાત્માને નામ અને રૂપ આપીને ચિન્ત્ય બનાવી દીધા. ગોકુળમાં ગોપ-ગોપીઓને રમાડનારી એ સુરમ્ય શ્યામલ બાલમૂર્તિ તુકારામના ચિત્તચિંતનમાં આવી ગઇ, તુકારામનું ચિત્ત તેમનેજ સમર્પિત થયું, ઇન્દ્રિયોને તેનાજ ધ્યાન-સુખનો ચસ્કો-રસાસ્વાદ લાગ્યો, શરીર પણ તેનીજ સેવામાં લાગી ગયું. આ પ્રમાણે મન, વચન અને કર્મથી તેઓ કૃષ્ણમય બની ગયા. આવી સ્થિતિમાં તેઓ જો આજ આંખો વડે કૃષ્ણનું રૂપ જોવાની લાલસા રાખે તો તે કેમ પૂરી ન થાય?

નિશ્ચયાચેં બળ, તુકા મ્હણે તેંચિ ફળ.

અર્થાત્ " તુકારામ કહે છે કે, નિશ્ચયનું બળ એજ તો ફળ છે." નિશ્ચયના બળની મતલબજ ફળની પ્રાપ્તિ છે. અહંકારની હવા ક્યાંયે ન લાગી જાય, તેથી ભક્તો કહ્યા કરે છે કે—

સત્ય સંકલ્પાચા દાતા નારાયણ, સર્વ કરી પૂર્ણ મનોરથ.

અર્થાત્ " સત્ય સંકલ્પ દાતા નારાયણુ છે. તેઓજ સર્વ મનોરથો પૂર્ણ કરે છે. " ભક્તોનું આ કથન સત્ય પણ છે. જીવોનો શુદ્ધ સંકલ્પ અથવા નિશ્ચયનું બળ અને નારાયણની કૃપા, એ બન્નેની વચ્ચે બહુજ થોડું અંતર છે ! તુકારામે શ્રીકૃષ્ણને પ્રસન્ન કરીને પ્રકટાવવા માટે શુદ્ધ અને તીવ્ર સંકલ્પ ધારણ કર્યો અને અંતે નારાયણને પ્રગટ થવુંજ પડયું. આ ભક્તનો મહિમા છે કે ભગવાનનો, ભક્તવત્સલતાનો કે એ બન્નેના એક બીજાના પ્રેમ અને સ્નેહનો ! આવા ભક્ત અને ભગવાનના અન્યોન્ય પ્રેમથી સંસારને એક કૌતુક જોવા મળ્યું. આવા નિશ્ચયથી હરકોઇ પોતાની રુચિ અનુસાર પોતાનું જીવન સફળ કરી શકે છે. તુકારામની જેવી લાલસા હતી તે પ્રમાણે ભગવાને તેમને ક્યારે અને કેવી રીતે દર્શન દીધાં એ હવે જોવું જોઇએ.

## ૨–રામેશ્વર અને તુકારામનો વિરોધ

ભગવાનને તુકારામની દર્શનલાલસા પૂરી કરવીજ હતી, પરંતુ એ તેમણે એક પ્રસંગને નિમિત્ત બનાવીને કરી. રામેશ્વર ભટ્ટે તુકારામને બધાં પોથી–પુસ્તકો ડુબાવી દેવાનું કહ્યું અને તુકારામે બ્રાહ્મણની આજ્ઞા મસ્તકે ચઢાવીને પોથી–પુસ્તકો ડુબાવી દીધાં, અને પછી ભગવાને એ બધા કાગળોને પાણીમાંથી બચાવી લીધા, એ સર્વ વાત પ્રસિદ્ધ છે. આજ પ્રસંગથી તુકારામને ભગવાનનાં સાક્ષાત્ દર્શન થયાં, તેથી આપણે હવે આજ પ્રસંગ જોઈએ. રામેશ્વર ભટ્ટ કોઇ સાધારણ માણુસ નહોતા. આ ભારે સુપાત્ર અને મહાવિદ્વાન બ્રાહ્મણ પૂનાથી ઇશાનમાં નવ માઇલ ઉપર વાઘોલી નામના સ્થાનમાં રહેતા હતા. તેઓ અતિ શીલવાન, કર્મનિષ્ઠ અને રામોપાસક તથા ધર્માધિકારી પણ હતા. તે સમયે તુકારામનું નામ ચોતરફ પ્રસિદ્ધ થયું હતું, તે પણ તેમના સાંભળવામાં આવ્યું હતું. જ્યારે તેમણે સાંભળ્યું કે, તુકારામ શૂદ્ર છે અને બ્રાહ્મણો પણ તેમનો ચરણસ્પર્શ કરે છે તથા તેમનાં ભજનોમાં વેદાર્થ

પ્રગટ થાય છે, ત્યારે તુકારામના સંબંધમાં અને સામાન્ય રીતે વારકરી સંપ્રદાય વિષે પણ તેમની ધારણા પ્રતિકૂળ થઈ ગઇ હતી. પરંતુ ખરી વાત એમ હતી કે તુકારામની કીર્તિ તેમનાથી સહન થઇ શકતી નહોતી અથવા તેમને ડંખતી હતી અને કોઇ પણ રીતે તેમને દુઃખ આપવા માટે હલકટ બુદ્ધિથી તેમણે કોઇ કામ કર્યું હોય. આપણે તુકારામમાટે સાદર સપ્રેમ અભિમાન લઇએ છીએ. પરંતુ જો કોઇ તેમના સમયમાં થોડા સમય માટે તેમના પ્રતિ-પક્ષી બનીને સામા આવે તો તે વિષયમાં આપણે કોઇ ભૂલભરેલો ખોટો ખ્યાલ ધારણ કરી બેસીએ નહિ. જ્યારે વાદવિવાદ ચાલે છે, ત્યારે પ્રતિપક્ષીના સંબંધમાં પોતાનું મન મેલું-કલુષિત કરી લેવાનો સામાન્ય જનોનો સ્વભાવ પડી ગયો હોય છે. પરંતુ એ તો એક પક્ષપાત છે. આનાથી ચિત્તને દૂર ખેંચી લઇ પ્રતિપક્ષીના પણ સારા ગુણોને માન આપવું એ વિચારશીલ પુરુષોનો સ્વભાવ હોય છે. પ્રતિપક્ષીના કથનમાં કયો વિચાર છે અને કયો અવિચાર છે તે જોઇને અવિચારવાળા અંશનુંજ ખંડન કરવાનું હોય છે અને તે પણ આવશ્યક હોય તોજ. રામેશ્વર ભટ્ટ કોઇ મંબાજી બુવા નહોતા! તેમની વિચાર કરવાની દૃષ્ટિ પણ વિચારવા યોગ્ય છે. વળી તુકારામ જે ભાગવત ધર્મના ઝંડા નીચે ઉભા રહીને ભગવદ્‌ભક્તિનો પ્રચાર કરી રહ્યા હતા, તે ભાગવત ધર્મની કેટલીક બાબતો સાથે તેમને પ્રામાણિક વિરોધ હતો. આ વિરોધ બહુ પહેલાંથીજ કંઈ ને કંઇ ચાલ્યો આવ્યો છે, અને આજે પણ તે સર્વથા નિર્મૂળ નથી થયો. આળંદી અને પૈઠણના બ્રાહ્મણોએ જે કારણોથી જ્ઞાનેશ્વર મહારાજનો અને એકનાથસુત પંડિત હરિ શાસ્ત્રીએ પોતાના પિતા એકનાથ મહારાજનો વિરોધ કર્યો એજ કારણોથી રામેશ્વર ભટ્ટ તુકારામ મહારાજની વિરુદ્ધ ઉભા થયા હતા. સ્પષ્ટ વાત એ છે કે, જ્ઞાનેશ્વર મહારાજના સમયથી વૈદિક કર્મમાર્ગી બ્રાહ્મણોની એક ધારણાજ એવી બંધાઇ ગઈ છે કે, આ ભાગવત ધર્મ વર્ણી-

શ્રમધર્મને ઉખાડી નાખવા માટે તત્પર થયેલો એક ખળવાખોર સંપ્રદાય છે. વસ્તુતઃ ભાગવતધર્મ વૈદિક ધર્મનો વિરોધી નથી, એટલુંજ નહિ પરંતુ વૈદિક ધર્મનું અત્યંત ઉજ્જ્વળ, વ્યાપક અને લોકોદ્ધારનું સાધક સ્વરૂપ ભાગવતધર્મમાંજ જોવા મળે છે. વૈદિક કર્મ અને ભાગવત ધર્મની વચ્ચે જે વાદ જેવું થઈ ગયું છે તેનો ઉત્તર સંતોએ પોતાનાં ચરિત્રોથીજ આપ્યો છે. વારકરી સંપ્રદાયના ભગવદ્ભકતો નાતજાત પૂછ્યા વિના એકબીજાનો ચરણસ્પર્શ કરે છે, સંસ્કૃત ભાષામાંનું જ્ઞાન-રહસ્ય પ્રાકૃત ભાષામાં પ્રકટ કરે છે અને તેનાથી દેવવાણી લાંછિત થાય છે, કર્મને ગૌણ બતાવીને ભક્તિ અને ભગવન્નામનોજ મહિમા સૌથી વધારે ગાવામાં આવે છે. આ વાતો પ્રાચીન પદ્ધતિના અનેક શાસ્ત્રી, પંડિતો તેમજ વૈદિક કર્મનિષ્ઠોને ગમતી નથી. બધા શાસ્ત્રીઓ પંડિતો આજ વિચારના પહેલાં હતા અથવા તો હમણાં છે, એવી વાત નથી. તથાપિ એવા વિચારના લોકો દ્વારા ભાગવત-ધર્મપ્રચારક જ્ઞાનેશ્વર અને એકનાથને પહેલાં જેવાં કષ્ટ પહોંચાડવામાં આવ્યાં, તેવાંજ દુઃખ દેવા માટે તુકારામના સમયમાં તેમને રામેશ્વર ભટ્ટ મળ્યા. એ બે અલગ અલગ પંથ છે. સંસ્કૃત ભાષામાંજ સંપૂર્ણ જ્ઞાન ને ધર્મ રહે અને તે બ્રાહ્મણોના મુખે બધી વર્ણોના લોકો સાંભળે, એ સંસ્કૃતાભિમાની વૈદિક કર્મ-માર્ગીઓનો દાવો છે, અને—

આતાં સંસ્કૃતા અથવા પ્રાકૃતા ભાષા જાલી જે હરિ-કથા।
તે પાવનચિ તત્વતા, સત્ય સર્વથા માનલી.

અર્થાત્ ભાષા સંસ્કૃત હોય કે પ્રાકૃત, જેમાં પણ હરિકથા થઇ તે ભાષા તત્ત્વતઃ પવિત્ર, સર્વથા સત્ય માની છે, આ ભાગવત ધર્મવાળાઓનો જવાબ છે. (નાથ ભાગવત ૧-૧૨૯) એકનાથ મહારાજ સંસ્કૃત ભાષાભિમાનીઓને પૂછે છે કે, કેવળ સંસ્કૃત ભાષાજ ભગવાને રચી તો શું પ્રાકૃત ભાષાને દસ્યુઓએ બનાવી છે ? સંસ્કૃતને વંદ્ય અને પ્રાકૃતને નિંદ્ય કહેવી એ તો અભિમાનવાદ છે, એમ

કહીને એકનાથ મહારાજ સિદ્ધાંત બતાવે છે—

દેવાસિ નાહીં વાચાભિમાન, સંસ્કૃત પ્રાકૃત ત્યા સમાન.
જયા વાણી જાહલેં બ્રહ્મકથન, ત્યા ભાષા શ્રીકૃષ્ણ સંતોષે.
(એકનાથી ભાગવત, અ૦ ૨૯–૧૦૨૯)

અર્થાત્ ભગવાનને ભાષાનું અભિમાન નથી. સંસ્કૃત–પ્રાકૃત બન્ને તેમના મનથી સમાન છે. જે વાણીથી બ્રહ્મકથન થાય છે, તેજ વાણીથી શ્રીકૃષ્ણને સંતોષ થાય છે. બીજી વાત નાતજાતની. વૈદિક કર્મમાર્ગી જાતિ–બંધનની બાબતમાં ભારે કટ્ટર હોય છે. અંત્યજથી તે બ્રાહ્મણ સુધીના સઘળા ઉંચ–નીચ ભેદોનુંજ તેમની આગળ વિશેષ માન છે. ભાગવત–ધર્મે નાત–જાતને નથી તો વધારી કે નથી તો તેના ઉપર ખડ્ગ ઉઠાવ્યું. ભાગવત ધર્મનો સિદ્ધાંત છે કે, મનુષ્ય કોઈ પણ વર્ણ યા જાતિમાં ઉત્પન્ન થયો હોય, તે જો સદાચારી અને ભગવદ્ભક્ત હોય તો તે સૌ કોઇને માટે વંદનીય અને શ્રેષ્ઠ છે. એકનાથ મહારાજ કહે છે કે—

હો કાં વર્ણામાજી અગ્રણી, જો વિમુખ હરિચરણીં.
ત્યાહૂનિ શ્વપચ શ્રેષ્ઠ માની, જો ભગવદ્ભજની પ્રેમળ.
(નાથ ભાગવત, ૫–૬૦)

અર્થાત્ કોઇ વર્ણથી જો અગ્રણી યા શ્રેષ્ઠ હોય (બ્રાહ્મણ હોય) પરંતુ તે જો હરિચરણોથી વિમુખ હોય× તો તેના કરતાં ભગવદ્ભજનના પ્રેમી ચાંડાળને શ્રેષ્ઠ માનો. આ

× સાચેજ, 'આ અનુવાદક જેવા ભજન–ભક્તિવિમુખ, ભ્રષ્ટ અને પતિત બ્રાહ્મણ–બંધુ કરતા એ ભગવદ્ભજનપ્રેમી ચંડાળ પણ સારો છે. આજના કહેવાતા બ્રાહ્મણો કરતાં એ ઘણે દરજ્જે સારો અને વંદનીય છેજ, એમાં તો આ લખનારને શંકાજ નથી. જો કે સાચા બ્રાહ્મણો–બ્રહ્મવેત્તાઓ વંદનીય અને માનનીય છેજ. પણ હાય ! આજ શી દશા છે, એ બ્રાહ્મણપુત્રોની ! ઓ ભારત માતા ! આજે તો 'ભિક્ષુ રસોઇયા થઇ બધે, ત્હારા તપસ્વી પુત્રો ક્યાં ગયા ?' એવીજ દુર્દશા પ્રવર્તે છે. —ગુજરાતી અનુવાદક

કારણથી શ્રેષ્ઠતા કેવળ જાતિમાંજ નથી રહી, પરંતુ એ સિદ્ધાંત થયો કે, જે ભગવદ્‌ભક્ત છે તેજ શ્રેષ્ઠ છે. કસોટી જાતિની નથી રહી, કસોટી સાધુતા, સત્યતા અને ભગવદ્‌ભક્તિની છે. આ કારણે પ્રાચીન મતાભિમાનીઓની એવી ધારણા થઈ ગઈ છે કે, આ ભાગવતધર્મ–સંપ્રદાય બ્રાહ્મણોની માન–પ્રતિષ્ઠા નષ્ટ કરવા માટે ઉત્પન્ન થયો છે. જ્ઞાનેશ્વર મહારાજને હેરાન કરવા માટે આ બેજ કારણો હતાં, તુકારામને હેરાન કરવા માટે એક ત્રીજું કારણ ઉપસ્થિત થયું. જ્યારે સંતજ શ્રેષ્ઠ થયા તો પછી આ શ્રેષ્ઠત્વ માત્ર બ્રાહ્મણોમાં ન રહ્યું. જે કોઈ સંત થયા તે શ્રેષ્ઠ મનાવા લાગ્યા. તુકારામનું સંતપણું જેમ જેમ સિદ્ધ થઈને પ્રગટ થવા લાગ્યું, તેમનું શુદ્ધ આચરણ, ઉપદેશ અને પ્રેમ–ભક્તિનો જેમ જેમ લોકો ઉપર પ્રભાવ પડવા લાગ્યો, તેમ તેમજ લોકો તેમને માનવા અને પૂજવા લાગ્યા. તુકારામના એ ભક્તોમાં અનેક બ્રાહ્મણો પણ હતા. જેવા કે દેહૂના કુલકર્ણી મહાદજી પંત, ચિખલીના કુલકર્ણી મલ્હાર પંત, પૂનાના કોંડો પન્ત લોહોકરે, તળેગાંવના ગંગારામ મવાળ વગેરે વગેરે. તુકારામની અમૃતવાણી સાંભળીને તેઓ તેમનાં ચરણોમાં ભ્રમરની પેઠે લીન થઈ ગયા. જેને જેના વડે પોતાની ઇચ્છિત વસ્તુ મળે છે, તેનું તેની પાછળ પડવું સ્વાભાવિકજ છે. લોકો વિશુદ્ધ ધર્મજ્ઞાન અને સાચો પ્રેમાનંદ ઇચ્છતા હતા અને તેમને ભગવાનની આંતરિક કથાઓ પ્રેમથી બતાવે એવા ગુરુ જોઈતા હતા. તેમને એવા ગુરુ તુકારામ મળ્યા અને તેથી તેઓ તેમને પૂજવા લાગ્યા. લોકોને સાચા-જૂઠાની ઓળખાણ હોય છે. તુકારામનીજ પાડોશમાં મંબાજી પોતાની મહંતીની દુકાન માંડીને બેઠા હતા. પરંતુ લોકોને જે જોઈતું હતું, તે તેમની પાસે હતું નહિ. આથી લોકો પણ તેમની એવીજ કદર કરતા હતા. મંબાજી અને તુકારામ—એક નકલી સિક્કો અને બીજો અસલી ! લોકોએ બન્નેને બરાબર પારખ્યા. તુકારામનો સ્વભાવ અને પ્રેમ તેમને પ્રિય લાગ્યો. તેઓ જાતિના શૂદ્ર

હતા, પરંતુ જો તેઓ બ્રાહ્મણ હોત તોપણ એટલાજ પ્રિય થાત અને જો અતિશૂદ્ર હોત તોપણ એટલાજ પ્રિય થાત! મંબાજી બ્રાહ્મણ હતા, પરંતુ સ્વયં બ્રાહ્મણોએ પણ તેમને ન માન્યા. ત્યારે તુકારામને હેરાન કરવા માટે જે ત્રીજું કારણ ઉપસ્થિત થયું તે એ હતું કે, તુકારામ શૂદ્ર છે, બ્રાહ્મણો એમને પગે પડે છે અને તેઓ બ્રાહ્મણોના ગુરુ બને છે; આ વાત તો સનાતન ધર્મથી વિપરીત છે. રામેશ્વર ભટ્ટે તુકારામને જે કષ્ટ દીધું તે એજ કારણથી કે, તેઓ એક તો શૂદ્ર થઇને પ્રાકૃત ભાષામાં ધર્મનું રહસ્ય પ્રગટ કરે છે, અને બીજું, બ્રાહ્મણો તેમનો ચરણસ્પર્શ કરે છે. પ્રાચીન મતાભિમાનથી પ્રેરાઇને રામેશ્વર ભટ્ટ જો તુકારામની વિરુદ્ધ ઉભા ન થયા હોત તો બીજા કોઇ શાસ્ત્રી પંડિત આ કામ કરત. જ્ઞાનેશ્વર મહારાજે બધાં કષ્ટ સહન કરીને એ વાત સિદ્ધ કરી દીધી કે, ધર્મરહસ્ય પ્રાકૃત ભાષામાં પ્રગટ કરવામાં કોઇ દોષ નથી અને ત્યારથી આ રસ્તો ખુલ્લી ગયો. હવે એ થવાનું બાકી હતું કે, શૂદ્ર પણ ધર્મરહસ્ય× નું કથન કરી શકે છે; કારણ, ધર્મરહસ્ય ગમે તે જાતિના શુદ્ધ ચિત્તવાળા મનુષ્યમાં પ્રગટ થાય છે. આને માટે તુકારામને તપાવવા અને તે તાપમાંથી તેમનું ઉજ્જવળ થઇને નીકળવું આવશ્યક હતું. તુકારામરૂપી સુવર્ણને આ રીતે તપાવી જોવાનું માન રામેશ્વર ભટ્ટને પ્રાપ્ત થયું. જ્ઞાનેશ્વર અને એકનાથની અલૌકિક શક્તિથી આળંદી, પૈઠણ અને કાશીના બ્રાહ્મણો ઉપર તેમનો પૂરો પ્રભાવ પડયો અને મહારાષ્ટ્રમાં સર્વત્ર ભાગવતધર્મનો જયજયકાર અને પ્રચાર થયો. આ જયજયકારનો સ્વર વળી વિશેષ વિસ્તારીને—પ્રચારનું કાર્ય વળી વિશેષ આગળ વધારીને ભાગવત–ધર્મના રથને એક કદમ વધુ આગળ વધારવાનો યશ

× મનુસ્મૃતિ અ૦ ૨ શ્લોક ૨૩૮–૨૪૧ જુઓ. મનુનું વચન છે કે વિદ્યા, રત્ન, ધર્મ, શિલ્પજ્ઞાન 'समादेयानि सर्वतः' જ્યાંથી પણ મળે ત્યાંથી અવશ્ય લેવું. —મૂળ લેખક

ભગવાન તુકારામને અપાવવા ઇચ્છતા હતા. એજ પ્રસંગ હવે આપણે જોઇએ.

## ૩—દેહૂમાંથી દેશનિકાલ !

રામેશ્વર ભટ્ટને તુકારામના ભાગવત ધર્મના સિદ્ધાંત કબૂલ નહોતા. પરંતુ એ સિદ્ધાંતોના વિરોધનો જે સીધો રસ્તો હોઈ શકે, તે રસ્તો છોડીને એ અવળે રસ્તે ચાલવા લાગ્યા. તેમણે વિચાર્યું કે, દેહૂમાં આ માણસ કીર્તન કરે છે અને પોતાનો રંગ જમાવે છે, તેમજ અહીંજ એના વિઠ્ઠલ દેવનું મંદિર પણ છે. એજ મૂળ વાત છે. એટલે અહીંથી આને કોઇપણ રીતે ભગાડી દેવો અને એવું કરી મૂકવું કે જેથી તે અહીં રહેવાજ ન પામે. મહીપતિ બુવા ભક્ત લીલામૃતના અધ્યાય ૩૫ માં કહે છે કે—

"મનમાં એવો વિચાર કરીને તેણે ગામના હાકેમને જઇને કહ્યું કે, તુકો શૂદ્ર જાતિનો છે અને શૂદ્ર થઇને શ્રુતિનું રહસ્ય બતાવ્યા કરે છે. હરિકીર્તન કરીને એણે ભલા ભોળા શ્રદ્ધાળુ લોકો ઉપર જાદુ કર્યો છે. બ્રાહ્મણો પણ તેને નમસ્કાર કરવા લાગ્યા છે! આ વાત તો આપણે માટે શરમાવનારી છે. બધા ધર્મોને એણે ઉડાવી દીધા છે અને કેવળ નામકીર્તનનોજ મહિમા બતાવતો ફરે છે. લોકોમાં એણે એવો ભક્તિપંથ ચલાવ્યો છે કે, ભક્તિનું તો માત્ર નામજ રહ્યું છે; વસ્તુતઃ તો કેવળ પાખંડજ જણાય છે."

દેહૂના ગ્રામાધિકારીને (મુખીને) રામેશ્વર ભટ્ટે ચિઠ્ઠી લખી કે, તુકારામને દેહૂમાંથી કાઢી મૂકો. મુખીએ આ ચિઠ્ઠી તુકારામને વાંચી સંભળાવી. ત્યારે તેઓ ભારે મુશીબતમાં આવી પડયા. તે સમયના તેમના ઉદ્ગાર આ છે—

"હવે શું ખાઉં? કયાં જાઉં? કોને આધારે ગામમાં રહું? પટેલ નારાજ, ગામના લોકો પણ નારાજ! હવે મને ભીખ કોણ આપશે? કહે છે કે હવે, આ ઉચ્છૃંખલ થઇ ગયો છે, મનમાં ફાવે તેમ વર્તે છે, હાકેમે પણ એજ

નિર્ણય કરી દીધો. એ ભલા+ માણસે જઇને ફરિયાદ કરી, ને આખરે હું દુર્બળનેજ મારી નાખ્યો. તુકારામ કહે છે કે, આવા માણસોનો સંગ સારો નથી, ચાલો હવે વિઠ્ઠલનેજ શોધવા ઉપડીએ."

## ૪–અભંગોની વહીઓ દહમાં (ધરામાં)

તુકારામ અહીંથી ચાલ્યા તે સીધા વાઘોલી પહોંચ્યા. ત્યાંજ રામેશ્વર ભટ્ટ રહેતા હતા. આ સમયે રામેશ્વર ભટ્ટ સ્નાન કરીને સંધ્યા-પૂજામાં બેઠા હતા. તુકારામ તેમની પાસે ગયા અને તેમને દંડવત્ પ્રણામ કર્યાં તથા બહુ પ્રેમથી ભગવાનનો નામોચ્ચાર કરીને હરિકીર્તન કરવા લાગ્યા. કીર્તન કરતાં કરતાં તેમના મુખમાંથી ધારા-પ્રવાહરૂપે અભંગ વાણી નીકળતી જતી હતી. તેના પ્રસાદની વાત શી કહેવી! તે પ્રાસાદિક નિર્મળ અને અભંગવાણી સાંભળીને રામેશ્વર ભટ્ટ બોલ્યા કે "તમે ભારે અનર્થ કરી રહ્યા છો! તમારા અભંગોથી શ્રુતિનો અર્થ પ્રગટ થાય છે અને તમે તો શૂદ્ર છો! તેથી આવી વાણી બોલવાનો તમને કોઈ અધિકાર નથી. આ તમારૂં કામ શાસ્ત્રવિરુદ્ધ છે, શ્રોતા-વક્તા બન્નેને નરકે લઈ જનારૂં છે. આજથી આવી વાણી બોલવાનું તમે છોડી દો."

એટલે તુકારામે કહ્યું—"પાંડુરંગની આજ્ઞાથી હું આ વાણી બોલું છું તે નકામીજ વપરાઇ. આપ બ્રાહ્મણ ઈશ્વર-મૂર્તિ છો. આપની આજ્ઞાથી હવે હું કવિતા કરવાનું છોડી દઈશ. પરંતુ અત્યારસુધી જે અભંગ રચ્યા છે તેનું શું કરૂં?"

રામેશ્વર ભટ્ટે કહ્યું–"તમે તમારા અભંગોની બધી વહીઓ-પોથીઓ લઇ જઇને પાણીમાં ડુબાડી દો."

તુકારામ—"આપની આજ્ઞા શિરોધાર્ય છે."

---

+ અહીં 'ભલો માણસ' રામેશ્વર ભટ્ટને કહ્યો છે. આ તેમનું સ્વભાવ-સૌજન્ય છે. આમાં એક સૌમ્ય વ્યંગ પણ છે તે સ્પષ્ટજ છે.
—મૂળ લેખક

આમ કહીને તુકારામ દેહૂ પાછા આવ્યા અને અભંગોની સઘળી વહીઓ પથ્થર સાથે બાંધીને અને ઉપરથી રૂમાલ લપેટીને ઇન્દ્રાયણીને કિનારે ગયા તથા વહીઓને દહમાં (ઊંડા ધરામાં) પધરાવી દીધી! અભંગોની વહીઓને આ પ્રમાણે ડુબાડી દીધાની વાત કાનોકાન ચારે તરફ ફેલાઇ ગઇ, ભકતજનોને આથી અત્યંત દુઃખ થયું અને કુટિલ-મૂર્ખ-નિંદકો આનંદ પામ્યા, જાણે તેમને કોઇ ભારે સંપત્તિ મળી ગઇ હોય. બીજાઓનું કંઇ પણ હીનત્વ-ઓછાપણું જોઇને જેની જીભ નિંદા કરવાના જોશમાં આવી જાય છે, એવા લોકો તુકારામ પાસે આવીને તેમની વિવિધ પ્રકારે મશ્કરી કરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે "પહેલાં ભાઈ સાથે લડીને બધાં પોથી-પુસ્તકો ડુબાડી દીધાં અને હવે રામેશ્વર ભટ્ટની સાથે ઝઘડો કરીને અભંગ ડુબાડી દીધા; બન્ને બાજુ પોતાની ફજેતીજ કરાવી. બીજું કોઈ હોત તો આવી હાલતમાં કોઇને ફરીથી પોતાનું મોં પણ ન બતાવત; ઢાંકણીમાં પાણી નાખીને ડૂબી મરત." આવી આવી વાતો સાંભળીને 'તુકારામનું હૃદય ભાગી ગયું.' તેમણે મનોમન વિચાર્યું કે 'લોકો તો બરાબરજ કહે છે. પ્રપંચને મેંજ આગ લગાડી છે ને તેમાંથી બહાર નીકળી આવ્યો છું, તેથી પ્રપંચમાં જે કંઇ મારા નામે મશ્કરીઓ થઇ તેમાં મારે શું! આખરે એ બધું ચાર દિવસનું ચાંદરણુંજ છે ને! પરંતુ આ બધું કરવા છતાં પણ જો ભગવાન ના મળ્યા, આ આઘાતોનું નિવારણ જો તેમણે ન કર્યું, દુર્જનોનાં મોં તેમણે બંધ ન કર્યાં અને પોતાના ભક્તવત્સલપણાનું બિરુદ સાચવ્યું નહિ તો જીવીને પણ શું? તેથી અન્નજળ છોડી, ભગવાનનાંજ ચરણોમાં તેમનું ચરણ-ચિંતન કરતો પડયો રહું, એજ ઉચિત છે; આગળ તેમને જે કરવું હશે તે કરશે." આમ વિચાર કરીને તુકારામ શ્રીવિઠ્ઠલ મંદિરની સામે તુલસીના વૃક્ષની પાસે એક શિલા ઉપર તેર દિવસ સુધી અન્ન-જળ ત્યજીને ભગવચ્ચિંતનમાં પડયા રહ્યા!

## ૫-તે અવસરના ઓગણીસ અભંગ

શિલા ઉપર પડયા રહ્યા તે અવસ્થામાં તેમના મુખમાંથી ઓગણીસ અભંગ નીકળ્યા. તે સમયની તેમના મનની સ્થિતિ એ અભંગોમાં સારી રીતે પ્રતિબિંબિત થઈ છે.

"મને ભૂખ લાગે એ તો ભગવન્! ભારે આશ્ચર્યની વાત છે. ભક્તિની એ પરિસીમા થઈ કે, દોષોનો વસવાટ કાયમનો થયો! જાગરણ કર્યું તો તેનું ફળ એ મળ્યું કે, તરફડાટજ નસીબમાં રહ્યો. તુકારામ કહે છે કે, ભગવન્! હવે હું સમજ્યો કે મારી સેવા કેટલી નિઃસાર હતી."

"હે ભગવન્! ભૂતમાત્રમાં ભગવદ્‌ભાવ રાખતાં રાખતાં, કોઇ પણ પ્રાણીની સાથે ઈર્ષા-દ્વેષ ન કરીને, ભૂતપતિ ભગવન્! આપનુંજ સદા ચિંતન કરતા રહેવા છતાંયે (અમારા ઉપર ભુત આવે) અમને પીડા આપે, એ ભારે આશ્ચર્યની વાત છે! મેં આજસુધી આપની જે ભક્તિ કરી તેની જાણે એજ હદ આવી કે મારી અંદર એવા દોષો આવીને વસી ગયા કે લોકો તેને લીધે નિંદા અને દ્વેષ કરવા લાગ્યા. એકાદશી અને હરિકીર્તનનાં આજ સુધી જે જાગરણ કર્યાં તેનું એજ ફળ મળ્યું કે, ચિત્ત તરફડવા લાગ્યું; પરંતુ આપને મારે શો દોષ દેવો? મારાથી કશી સેવાજ થઇ શકી નહિ ને!"

"જ્યાં સુધી સંપૂર્ણ જીવભાવ તમારી સેવામાં સમર્પિત ન કરૂં, ત્યાં સુધી તમારો શો દોષ?"

"હવે, કાં તો તમારી સાથે જોડાઇ જઇશ અથવા આ જીવનનો ત્યાગ કરીશ."

"હવે નિર્ણયનો દિવસ આવ્યો છે, હું કવિતા કરૂં કે ન કરૂં, લોકોને કંઇ બતાવું કે ન બતાવું, આ બધું તમને કબૂલ છે કે નાકબૂલ, એનો નિર્ણય હવે તમેજ કરનારા છો. એમ ને એમ હું કવિતા નહિ કરૂં. તમે કહો તો તમારી આજ્ઞાથી તમારે માટેજ કવિતા કરીશ. તુકારામ કહે છે

કે, હવે મારાથી રહેવાતું નથી ! તમે સાંભળો, એટલા માટે તો હું કવિતા કરતો રહ્યો ! તમે નથી સાંભળતા તો શબ્દોનું આ ભૂસું હું શા માટે નકામું ઝાટકયા કરું ? હવે તો એજ કરીશ કે, એકજ જગાએ બેસી રહીશ, તમે પોતે આવીને ઉઠાડશો ત્યારે ઉઠીશ. તમારાં દર્શનો માટે ઘણા ઉપાય કર્યા ! હવે વિશેષ કયાં સુધી રાહ જોઉં ? આશાનો તો અંત આવવા લાગ્યો ! હવે આ પાર કે પેલે પાર, જે કરવાનું હોય તે કરી નાખો. ભગવન્ ! મારા આ શબ્દો આપને સારા નથી લાગતા ! તો હવે શા માટે જીભ હલાવતો ફરૂં ? 'શબ્દોમાં જ્યારે તમારી રુચિ નથી ત્યારે તુકાને માટે એનો ઉપયોગજ શો રહ્યો છે ?' તમે મળો, એજ મારો સત્ય સંકલ્પ છે, એ પૂરો ન કરતાં પ્રસન્નતાની જરા જેટલીજ ઝલક બતાવીને છુપાઇ જાઓ છો ! એજ આજ સુધી કરતા રહ્યા છો."

"તમે પ્રસન્ન થાઓ એટલાજ માટે આ બધાં દુઃખો ઉઠાવ્યાં છે. અભંગો રચીને તમારી પ્રાર્થના કરી, પરંતુ એ બધા શબ્દોને તમે નકામા ગણ્યા. હવે મને એ અભય-દાન આપો કે મારો શબ્દ નીચે ધરતી ઉપર ના પડે-તે વ્યર્થ ન થાય. હવે દર્શન દો અને પ્રેમ-વાર્તા થવા દો."

"તમારા પ્રેમના શબ્દો સાંભળવા હું કાન ધરીને બેઠો છું. બીજા બધા છંદ છોડીને મેં હવે માત્ર તમારોજ છંદ પકડયો છે. તમે ઉદાર છો, ભક્તવત્સલ છો, તમારા આ બધા ગુણોનો ડંકો બજાવવાનીજ દુકાન મેં ખોલી રાખી છે; પરંતુ તમેજ જ્યારે મારા ઉપર ઘૃણા કરો છો, ત્યારે તો મારી પોતાની દુકાનજ ઉઠાવી લેવી પડશે ! એકલા એક જીવનો ઉદ્ધાર તો તમારાં નામથીજ થઇ જશે; પરંતુ એ બધા લોકોનો ઉદ્ધાર થાય, એટલા માટે તો મેં આ ફેલાવો કરી રાખ્યો છે. હું મારાં દુઃખોથી થાકી ગયો નથી, પરંતુ ભક્ત ઉપર આવેલાં કષ્ટોનું નિવારણ તમે નહિ કરો તો તમારા નામની શાખ નહિ રહે, તમારી નિંદા

થશે અને તે હું નહિ સાંભળી શકું."

તમારી અને તમારા નામની દુનિયામાં હાંસી ન થાય અને તમારા પ્રત્યે લોકોની અશ્રદ્ધા ન વધે, એજ—એટલુંજ ઈચ્છું છું. "કંઈ માગવું એ મારે માટે અનુચિત છે. માગવું એ મારી કુલ-રીતિજ નથી." પહેલાં જે અનેક જ્ઞાની—ભક્ત થઇ ગયા છે તેમણે નિષ્કામ ભજનનો સુંદર આદર્શ સામે રાખી દીધો છે. તે હું જોઈ રહ્યો છું, તેનેજ જોઇને ચાલી રહ્યો છું, તેથી હું કંઇ માગતો નથી. "દેહાદિ બધી ઉપાધિઓને તુચ્છ કરીને બુદ્ધિને આપની સેવામાં જોડી દીધી છે." તુકાજી કહે છે કે "આ દેહને વહેંચીને (છત્રીસ તત્ત્વોના દેહને તે તે તત્ત્વોમાં વહેંચીને) હું અલગ થઈ ગયો છું, અને કેવળ ઉપકારને માટે રહી ગયો છું."

"આપના નામ અને ખ્યાતિમાં કોઈ બટ્ટો ન લાગે અને આપના પ્રત્યે લોકોની શ્રદ્ધા વધે, તેટલા માટે આપને પ્રાર્થના છે કે, આપ પ્રગટ થઇને દર્શન દો અને મારી કવિતા ઉપર જે આઘાત થયો છે, તેનાથી તેની રક્ષા કરો. આપને હું આટલું કષ્ટ આપું, શું એ મારો અધિકાર નથી? શું હું આપનો દાસ નથી?"

"હે પંઢરીશ! વિચાર કરીને બતાવો તો ખરા કે હું આપનો દાસ શા કારણથી નથી? બતાવો, મેં પ્રપંચની હોળી શું કરવા કરી? આ ચરણો સિવાય બીજી પણ કોઇ ચીજ શું મારે માટે હતી? સત્ય છે. પરંતુ ધૈર્ય નથી તો ત્યાં આપે ધીરજ આપવી જોઇએ. ઉલટું બીજને એવું ન બાળી દેવું જોઇએ કે જેથી તે ઉગેજ નહિ. તુકારામ કહે છે કે, મારે માટે આ લોક—પરલોક અને કુળગોત્ર તમારાં ચરણો સિવાય બીજું કંઇ પણ નથી."

"તમારાં ચરણોમાં આવી અનન્ય પ્રીતિ રાખવા છતાં પણ મને દેશનિકાલ કરવામાં આવે, એ શું ઉચિત છે? છોકરાંનો ભાર તો માતાના ઉપરજ હોય છે. ...

પોતાનાં બાળકોને કદી પોતાની પાસેથી દૂર કરે છે? તેથી મારાં મા-બાપ શ્રીપાંડુરંગ! હવે દર્શન આપીને મારા જીવને શીતળ કરો. હું તમારો કહેવરાવું છું, પરંતુ એમ કહેવરાવવાનું મારી પાસે કશુંજ ઓળખાણ નથી કે હું જે કહું છું તે સાચું છે. આજ સુધી જે કંઇ બકવાદ કર્યો તે બધો નકામો ગયો! 'શબ્દ મોંમાંથી નીકળ્યા અને આકાશમાં મળી ગયા.' એ જોઇને હું ચકિત થઇ ગયો છું. મારૂં ચિત્ત તો તમારાં ચરણોમાં છે, તેથી ભગવન્! આવો અને એવાં દર્શન આપો કે ભવબંધનની ગ્રંથિ—મડાગાંઠ ખુલી જાય."

"તમારા રૂપે ચિત્તને વશ કરી લીધું છે. ચિત્ત હવે નિશ્ચિંત થઇને તમારાંજ ચરણોમાં છે. ભગવન્! તમે સર્વાંગ સુંદર છો. તમારૂં મુખ જોવાથી દુઃખનો ભેટો થતો નથી, ઇંદ્રિયોને વિશ્રાન્તિ મળે છે. તમારાથી અલગ થઇને ભટકનારાઓને પીડા થાય છે તેથી ભગવન્! મને દર્શન દો કે જેથી ભવબંધનની એ ગ્રંથિ—એ મડાગાંઠ છૂટી જાય."

આ પ્રમાણે શ્રીપાંડુરંગ ભગવાનનાં સાક્ષાત્ દર્શનોની લાલસા રાખીને તુકારામ દેહૂમાં શ્રીપાંડુરંગના મંદિરની સામે એ શિલાપર ચિંતન કરતા કરતા, આંખો બંધ કરીને, તેર દિવસ સુધી પડી રહ્યા. આ તેર દિવસોમાં તેમને અન્ન-જળનું પણ ભાન રહ્યું નહિ. હૃદયમાં શ્રીપાંડુરંગનું અખંડ ધ્યાન, બાળક ધ્રુવની પેઠે લાગેલું હતું.

## ૭–ભટ્ટજી ઉપર દૈવી કોપ

બીજી તરફ વાઘોલીમાં રામેશ્વર ભટ્ટ ઉપર દૈવી કોપ થયો. ભગવાનનું હૃદય કંઇક એવું છે કે, તેનો કોઇ દ્વેષ કરે તો તે સહન કરી લે છે; પરંતુ પોતાના ભક્તનો દ્રોહ તેનાથી સહેવાતો નથી. કંસ, રાવણ વગેરે હરિદ્રોહી અંતે મુક્તિ પામ્યા છે, પરંતુ ભક્તનો દ્રોહ કરનારા જો સમયસર સાવધાન થઇને પશ્ચાત્તાપ ન કરે અને તે ભક્તનું શરણ ન ગ્રહણ કરે તો તે અવશ્યજ નરકગામી થાય છે.

સઘળાં પ્રાણીઓના હિતમાં તત્પર રહેનારા, મન–વચન–કર્મથી સૌનું હિત સાધનારા એ મહાત્માઓનું અંતઃકરણ સર્વના અંતરમાં વ્યાપી રહે છે. આથી તેઓને લાગેલો ધક્કો ભૂતપતિ ભગવાનનેજ લાગે છે અને તેથી તેમને ક્ષોભ થાય છે. એટલે સાધુ–દ્વેષના સરખું બીજું કોઇ પાપ નથી. રામેશ્વર ભટ્ટ વાઘોલીથી પૂનામાં નાગનાથનાં દર્શન કરવા ચાલ્યા. નાગનાથ એ જાગ્રત દેવતા છે, અને રામેશ્વર ભટ્ટને તેમનામાં અત્યંત શ્રદ્ધા હતી. રસ્તામાંજ એક સ્થાનમાં અનગડ સિદ્ધ નામના કોઇ ઓલિયા રહેતા હતા. તેમણે પોતાના બગીચામાં એક વાવ બનાવરાવી હતી. આ વાવ અને અનગડશાહની બેઠક હજુ પણ ત્યાં મોજુદ છે. રામેશ્વર ભટ્ટ આ વાવમાં જેવા નાહ્યા ત્યાં તો તેમના આખા શરીરમાં બળતરા થવા લાગી. કોઇએ તેમને કહ્યું કે, આ એ પીરનો કોપ છે અને કોઇએ કહ્યું કે, તુકારામનો દ્વેષ કરવાનુંજ આ પરિણામ છે. રામેશ્વર ભટ્ટનું આખું શરીર જાણે બળવા લાગ્યું. તાપ–શમનના અનેક ઉપચાર શિષ્યોએ કર્યા, પરંતુ સઘળું વ્યર્થ ! તેમનું શરીર એ અસહ્ય તાપથી બળવા લાગ્યું. દુર્વાસાએ અંબરીષને છેતર્યા ત્યારે સુદર્શન ચક્ર તે મુનિની પાછળ પડયું અને તેમના હોશકોશ ઉડી ગયા. ( ભાગવત સ્કંધ ૯ અધ્યાય ૪–૫ ) એજ ગતિ તુકારામને છેતરનારા રામેશ્વર ભટ્ટની થઇ. " साधुषु प्रहितं तेजो प्रहर्तुः कुरुतेऽशिवम् " સાધુ પુરુષને તેજોહીન કરીને તેના ઉપર પોતાનો દાબ બેસાડનારા અને રોફ મારનારાઓનું અકલ્યાણજ થાય છે. આજ ન્યાય અંબરીષના આખ્યાનમાં ભગવાને પોતાના શ્રીમુખે કહ્યો છે. ભગવાને વળી એમ પણ કહ્યું છે કે—

तपो विद्या च विप्राणां निःश्रेयसकरोउभे।
ते एव दुर्विनीतस्य कल्पेते कर्तुरन्यथा ॥७०॥

અર્થાત્ તપ અને વિદ્યા, એ બન્ને સાધનો બ્રાહ્મણોને માટે શ્રેયસ્કર છે, પરંતુ જો બ્રાહ્મણ દુર્વિનીત–અવિનયી–

ગંગારામ મવાળ વગેરે ભક્તોને પ્રાતઃકાળે ભગવાને સ્વપ્ન આપ્યું કે "અભંગોની વહીઓ જળ ઉપર તરે છે, તે તમે જઈને લઈ આવો." સઘળા ભક્તોને ભારે કુતૂહલ થયું, તેઓ દહ તરફ દોડી ગયા અને તેમણે વહીઓને તુમડી-ની માફક જળ ઉપર તરતી જોઈ ! ! આથી તેમના આશ્ચર્ય અને આનંદનો પાર ન રહ્યો ! તેઓ મોટે અવાજે 'રામકૃષ્ણ હરિ'નું નામસંકીર્તન કરતા કરતા દશે દિશાઓ ગજાવવા લાગ્યા. બે–ચાર જણ પાણીમાં કૂદી પડીને તે વહીઓને કાઢી લાવ્યા. આ તરફ તુકારામે નેત્રો ખોલ્યાં તો જોયું કે, ભક્તજનો આનંદમાં ગાંડાગાંડા થઈને શ્રીહરિ-વિઠ્ઠલનું નામસંકીર્તન કરતા કરતા ચાલ્યા આવે છે. સર્વત્ર આનંદ, આનંદ અને આનંદ છવાઈ ગયો. ભક્તોના આનંદનો પાર રહ્યો નથી અને કુટિલ–ખલ–કામીઓના ચહેરા કાળા પડી ગયા. હવાના સપાટા સાથે કોઇ વાર આમ તો કોઇ વાર તેમ ઝોકાં ખાનારા અધકચરાઓની ચિત્તવૃત્તિઓ સ્થિર અને પ્રસન્ન થઇ ! પાંડુરંગનું કૌતુકીપણું યાદ કરીને તુકા-રામના હૃદયમાં તે પ્રેમાવેગ સમાઇ શક્યો નહિ અને તેમ-નાં નેત્રોમાંથી પ્રેમાશ્રુધારા વહેવા લાગી.

## ૮–તે સમયના સાત અભંગ

આ અવસરે તુકારામના શ્રીમુખમાંથી અત્યંત મધુર સાત અભંગ નીકળ્યા છે. તેમાં ભગવાનના સગુણ દર્શનની વાત સ્પષ્ટ બતાવવામાં આવી છે અને આ વાત ઉપર ભારે દુઃખ પ્રગટ કર્યું છે કે, ભગવાનને મેં કષ્ટ આપ્યું. આ સાત અભંગ અમૃતથી ભરેલાં સાત સરોવર છે. એ અભંગોના ગદ્ય રૂપાન્તરનો અનુવાદ આ પ્રમાણે છે—

(૧) "તું મારી દયામયી માતા, અમ દીનોની છત્ર–છાયા ! કેવી જલદી જલદી બાલવેશમાં મારી પાસે આવી ગઇ, અને પોતાનું સગુણ સુંદર રૂપ બતાવીને મારું સમા-ધાન કર્યું, અને મારા હૃદયને શીતળ કર્યું. (ધ્રુ૦) એ ભક્તો ઉપર પણ કૃપા કરાવી કે જે અહીં સંતોનાં ચરણો-

માં પડયા. મેં તમને અત્યંત કષ્ટ આપ્યું, એનું મને કેટલું દુઃખ છે તે તો મારૂં ચિત્તજ જાણે છે. તુકારામ કહે છે કે, હું અન્યાયી છું ! મારી મા ! મને ક્ષમા કરો ! હવે તમને આવું કષ્ટ કદી નહીં આપું."

(૨) "મેં ભારે અન્યાય કર્યો કે લોકોની વાતોથી ચિત્તને ક્ષોભ પમાડી તમારો અંત જોયો—તમારૂં સત્ જોયું. હું અધમ, મારી જાતિ હીન, શરીરને ક્ષીણ કરીને આંખો બંધ કરીને તેર દિવસ સુધી પડયો રહ્યો. બધો ભાર તમારા ઉપર છોડી દીધો, ભૂખ-તરસ પણ તમને આપ્યાં. યોગ-ક્ષેમ તમનેજ સોંપી દીધું. તમે જળમાંથી વહીઓ બચાવી, લોકાપવાદથી મને બચાવી લીધો અને મારો વિરહ સાચો કરી બતાવ્યો."

(૩) "હવે કોઇ ઇચ્છે તો મારી ગર્દન ઉતારી લે, દુર્જનો ઇચ્છે તેટલી પીડા આપે, પરંતુ એવું કામ કદી નહિ કરૂં કે જેથી તમને કષ્ટ થાય. એક વાર આ ચાંડાળથી એવી ભૂલ થઈ ગઇ કે તમારે જળમાં ઉભા રહીને વહીઓ બચાવવી પડી ! મેં વિચાર્યું નહિ કે, મારો અધિકારજ શો છે ! સમર્થ ઉપર ભાર રાખવાનું કેવું હોય છે, તે હું શું જાણું ! આજે જે કંઈ થયું તે અનુચિતજ થયું, પરંતુ તુકારામ કહે છે કે, હવે આગળની ખબર લ્યો."

(૪) "હું પાપી તમારો પાર શું જાણું ? ધીરજ રાખું તો તમે શું ન કરો; પરંતુ હું મતિમંદ હીનબુદ્ધિ અધીર થઇ ગયો, પરંતુ હે કૃપાનિધે ! તમે ફિટકાર કરીને મને અલગ ન કરી દીધો. તમે દેવાધિદેવ છો, સમસ્ત બ્રહ્માંડના જીવન છો, અમ દાસોને દયાની ભિક્ષા શામાટે માગવી પડે ? તુકારામ કહે છે કે, હે વિશ્વંભર ! હું સાચેજ પતિત છું કે, આ બીજો અન્યાય કર્યો કે તમારે બારણે લાંઘણ કરવા બેઠો."

(૫) "મને કોઇ મગરે પકડયો નહોતો કે મારી પાછળ વાઘ પડયો નહોતો કે મેં તમને પોકરી પોકારીને

આકાશ ને પાતાળ એક કરી નાખ્યું ! બન્ને જગાએ તમારે વહેંચાવું પડયું, મારી પાસે અને ધરામાં, પણ ક્યાંયથી મેં મારા ઉપર ચોટ આવવા દીધી નહિ. વળી માબાપ પણ આટલું સહન કરતાં નથી, જરા જેટલા અન્યાય ઉપરજ ક્રોધના માર્યા જીવ લેવા તૈયાર થઈ જાય છે. સહન કરવું એ સહજ નથી, સહેવાનું તો તમેજ જાણો છો. તુકારામ કહે છે કે, હે દયાળો ! તમારા જેવા દાતા કોઈ નથી. હું શું વખાણું, મારી વાણી આગળ ચાલતી નથી !"

(૬) "તમે માતાથી પણ વધારે મમતા રાખનારા છો, ચંદ્રમાથી પણ અધિક શીતળ છો, જળથી પણ અધિક તરલ–પ્રવાહી છો તેમજ પ્રેમના આનંદમય કલ્લોલ છો. હે પુરુષોત્તમ ! તમારી ઉપમા તમારા સિવાય કઇ ચીજ સાથે દઉં ? હું મારા આપોપાને તમારે ચરણે ન્યોછાવર કરીને સમર્પણ કરી દઉં છું. તમે અમૃતને મધુર બનાવ્યું, પણ તમે તેનાથી પણ પર છો, પાંચે તત્ત્વોને ઉત્પન્ન કરનારા બધાની સત્તાના નાયક છો અને બીજું કંઈ ન કહેતાં તમારાં ચરણોમાં મારૂં મસ્તક રાખું છું. તુકારામ કહે છે કે, હે પંઢરિનાથ ! મારા અપરાધ માફ કરો."

(૭) "હું મારો દોષ અને અન્યાય કયાં સુધી કહું ? વિઠ્ઠલ માતે ! મને તમારાં ચરણોમાં લઇ લ્યો. આ સંસાર હવે બહુ થયો, કર્મ ઘણાં દુસ્તર છે—એક સ્થાનમાં સ્થિર રહેવા દેતાં નથી. બુદ્ધિના અનેક તરંગો છે, તેઓ ક્ષણે ક્ષણે પોતાના રંગ બદલે છે, તેનો સંગ કરીએ છીએ, તો બાધક બને છે. તુકારામ કહે છે કે, હવે મારી ચિંતા–જાળ કાપી નાખો અને હે પંઢરિનાથ ! મારા હૃદયમાં આવીને આપનું આસન સ્થિર કરો."

પ્રથમ અભંગમાં સ્પષ્ટ સ્વરૂપમાં જણાવ્યું છે કે, શ્રીકૃષ્ણે બાલરૂપમાં હાજર થઇ પ્રત્યક્ષ દર્શન દઇને આ-લિંગન આપ્યું.

## ૯–કથાનું મહત્ત્વ

આ સાત અભંગામૃત–કુંભોમાં ભરેલો પ્રેમરસ—મહીપતિ બુવા કહે છે કે 'અત્યંત અદ્ભુત છે અને સંતો તેનું યથેષ્ટ પાન કરે છે.' મહીપતિ બુવા આગળ ચાલતાં એમ પણ દર્શાવે છે કે, ભગવાને તુકારામના અભંગોની વહીઓને જળમાંથી બચાવી લીધી, એ વાત દેશ–દેશાન્તરમાં ફેલાઈ ગઈ અને એથી કરીને 'ભૂમંડળમાં તુકારામ વિખ્યાત થયા.' મહીપતિ બુવાનું આ કથન માર્મિક અને વિચારવા જેવું છે. આ વાત સાચેજ એટલી મોટી છે કે તેનાથી તુકારામ ભગવદ્ભક્તતરીકે ચારે દિશામાં વિખ્યાત થયા. પ્રત્યેક મહાત્માના ચરિત્રમાં કોઈ ને કોઈ એવો પ્રસંગ હોયજ છે કે જેના વડે તે મહાત્માના બધા સદ્ગુણ શુદ્ધ થઈને વિશેષ ઉજ્જવળ બનીને પ્રકાશે છે. અને તે જગતના સન્માનપાત્ર તેમજ ભગવાનના પ્રેમના અધિકારી થાય છે. શ્રીમચ્છંકરાચાર્યે કાશીમાં રહીને સેંકડો વિદ્વાન શિષ્યોને પોતાના અદ્વૈત સિદ્ધાંતનું જ્ઞાન આપ્યું, પરંતુ તેમનું જગદ્ગુરુત્વ તો લોકોમાં ત્યારેજ પ્રસિદ્ધ થયું અને તેમની સત્કીર્તિ–પતાકા ત્રણે લોકમાં જ્યારે મંડન મિશ્ર જેવા દિગ્ગજને–સમર્થ પંડિતને—બુદ્ધિકૌશલ્યથી શાસ્ત્રાર્થમાં હરાવીને તેને પોતાનાં ચરણોમાં લઈ આવ્યા ત્યારેજ ફરકી રહી. જ્ઞાનેશ્વર મહારાજે પાડાને મુખે વેદમંત્રો બોલાવીને પૈઠણના વિદ્વાનોને ચકિત કર્યા અને જડ ભીંતને ચલાવીને ચાંગદેવ જેવા દીર્ઘાયુ તપસિદ્ધ પુરુષને પોતાનાં ચરણોમાં આળોટાવ્યો, ત્યારે સંતમંડળમાં તે ધર્મના સંસ્થાપક તરીકે પૂજ્ય ગણાયા. શિવાજી મહારાજે અનેક દુર્ગો અને રણયુદ્ધો જીત્યાં, પરંતુ કપટ કરવા આવેલા મહાપ્રતાપી અફજલખાંને તેમણે પ્રતાપગઢ પર નાકે ચણા ચવડાવ્યા–અર્થાત્ એની બાજીમાં ન ફસાતાં હેરાન હેરાન કરી મૂકયો—ત્યારે સ્વજનો અને પરજનો પર તેમની ધાક જામી અને લોકો તેમને મહાપરાક્રમી સ્વરાજ્યસંસ્થાપક માનવા લાગ્યા. તુકારામ મહારાજની પણ એવીજ વાત

છે. રામેશ્વર ભટ્ટ સાથે તેમને જે અથડામણુ થઇ તેનાથી રામેશ્વર ભટ્ટ જેવા વેદ–વેદાન્તવેત્તા, ષટ્શાસ્ત્રી અને કર્મઠ બ્રાહ્મણુ તુકારામ મહારાજના અલૌકિક ભકિત–સામર્થ્યને જોઇને અંતે તેમને શરણે આવીજ ગયા; અને જે સગુણુ ભકિતનો ડંકો વગાડતાં વગાડતાં તેમણે સેંકડો કીર્તન સંભળાવીને અને હજારો અભંગો રચીને લોકોને ભકિત-માર્ગ પર ચાલતા કરવાનું કંકણુ હાથે બાંધ્યું હતું–અર્થાત્ બીડું ઝડપ્યું હતું તે સગુણુ ભકિતના ઉત્કર્ષને માટે ભગવાને પોતે સગુણુ રૂપ ધારણુ કરીને તેમની વહીઓ જળમાંથી બચાવી તેમજ તેમને પ્રત્યક્ષ દર્શન દઇને તેમની બાંય પકડી; ત્યારે તેમનો અને ભાગવત ધર્મનો વિજય થયો અને ભકતોત્તમ–માલિકામાં તુકારામ મહારાજનું નામ સદાને માટે અમર થઇ ગયું.

## ૧૦–રામેશ્વર ભટ્ટ શરણે આવ્યા.

જ્ઞાનેશ્વર મહારાજનાં ચરણોની સેવામાં લાગેલા રામેશ્વર ભટ્ટને એક વખત રાત્રે સ્વપ્ન આવ્યું કે "મહાવૈષ્ણવ તુકારામની સાથે તમે વૈર બાંધ્યું, તેથી તમારૂં સઘળું પુણ્ય નાશ પામી ગયું છે. સંતને ઠગવાના પાપથીજ તમારો દેહ બળી રહ્યો છે. તેથી અંતઃકરણને નિર્મળ કરીને સદ્ભાવપૂર્વક તુકારામને શરણે જાઓ. એથી આ રોગથીજ નહિ, પરંતુ ભવરોગથી પણ મુકત થશો." આને જ્ઞાનેશ્વર મહારાજનોજ આદેશ માનીને રામેશ્વર ભટ્ટને પોતાની કરેલી કરણી ઉપર ખૂબ પશ્ચાત્તાપ થયો. એટલામાં તેમણે સાંભળ્યું કે, દહમાં ફેંકેલી અભંગની વહીઓ જળમાંથી ભગવાને બચાવી લીધી છે. ત્યારે તો તેમના પશ્ચાત્તાપનું કંઈ ઠેકાણુંજ રહ્યું નહિ! તે ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યા! તેમની આંખો ઉઘડી ગઇ અને તેમના સદ્ભાગ્યનો ઉદય થયો. તેમના ચિત્તમાં એ વાત પાકે પાયે સમજાઈ ગઈ કે, ભક્તિની આગળ વેદાભ્યાસ અને પાંડિત્ય કંઈ પણ હિસાબમાં નથી—નરદેહની સાર્થકતા સત્સંગ કરતાં કરતાં

ભગવાનનો પ્રસાદ પામવામાંજ છે. તેગણે જાણ્યું કે, તુકારામ ભગવાનના અત્યંત પ્રિય અને મહાન્ વિભૂતિ છે અને આ જાણીને તેમનો અહંકાર ચૂરેચુરા થઈ ગયો. ભક્તનું કાર્ય કરવા માટે ભગવાન પોતે સાકાર થાય છે અને અમારા પાંડિત્યમાં તો એટલુંયે સામર્થ્ય નથી કે ભક્તના શાપથી થનારા દાહનું શમન કરી શકે. આ જાણીને તેમનું અભિમાન પાણી પાણી થઇ ગયું—પીગળી ગયું. ચિત્તમાંથી જ્યારે દુરભિમાન ચાલ્યું ગયું, ત્યારે રામેશ્વર ભટ્ટ જે પહેલાં શુદ્ધજ હતા, તેઓ વળી વિશેષ શુદ્ધ થઈ ગયા. તુકોબારાય પ્રત્યે તેમના ચિત્તમાં અત્યંત આદરભાવ થયો. તેઓ તુકારામ મહારાજને શરણે ગયા. એક પત્ર લખીને તેમણે જે કંઇ બન્યું હતું તે તેમને નિવેદન કર્યું તથા ગદ્ગદ્ અંતઃકરણે તેમની ભારે સ્તુતિ કરી અને તુકારામે તેના ઉત્તરમાં આ અભંગ લખી મોકલ્યા—

ચિત્ત શુદ્ધ તરી શત્રુ મિત્ર હોતી, વ્યાઘ્ર હે ન ખાતી સર્પ તયા.
વિષ તેં અમૃત આઘાત તેં હિત, અકર્તવ્ય નીત હોય ત્યાસી.
દુઃખ તેં દેઇલ સર્વ સુખફળ, હોતીલ શીતળ અગ્નિજ્વાળા.૨
આવડેલ જીવાં જીવાચિયે પરી, સકળાં અંતરીં એક ભાવ.
તુકા મ્હણે કૃપા કેલી નારાયણ, જાણિજેતેં યેણેં અનુભવેં.૪

અર્થાત્ "પોતાનું ચિત્ત શુદ્ધ હોય તો શત્રુ પણ મિત્ર થઇ જાય છે, સિંહ તેમજ સાપ પણ પોતાના હિંસા-ભાવને વિસરી જાય છે, વિષ અમૃત થઇ જાય છે અને આઘાત કલ્યાણકારી થાય છે, બીજાઓના દુર્વ્યવહાર પોતાને માટે નીતિનો બોધ કરાવનાર થાય છે. દુઃખ સર્વ સુખસ્વરૂપ ફળ આપનાર બને છે, આગની જ્વાળાઓ શીતળ લહરિઓ બની જાય છે. જેનું ચિત્ત શુદ્ધ છે, તેને બધા જીવ પોતાના જીવનની પેઠે વહાલ કરે છે. કારણ કે તેના અંતરમાં એકજ ભાવ છે. તુકારામ કહે છે કે, મારા અનુભવથી આપ એમજ જાણો કે, નારાયણેજ આવીને આપદાઓમાં મારા ઉપર કૃપા કરી."

આ અભંગ રામેશ્વર ભટ્ટે વાંચ્યા—વારંવાર વાંચ્યા

અને તેનું ખૂબ ખૂબ મનન કર્યું, સાચી વાત તેમને સમજાઈ ગઇ. અનુતાપથી બળેલા તેમના ચિત્તમાં બોધનું આ બીજ વવાયું. તેમના શરીર અને મનનો તાપ પણ તેનાથી શમી ગયો. રામેશ્વર ભટ્ટ હવે એ પૂર્વના રામેશ્વર ભટ્ટ ન રહ્યા. તેઓ તુકારામ મહારાજનાં ચરણોમાં લીન થઇ ગયા. હવે રામેશ્વર ભટ્ટ નિરંતર તુકારામ મહારાજની પાસેજ રહેવા ઇચ્છે છે અને એ અજાતશત્રુ મહાત્માએ તે કબૂલ્યું પણ ખરું. આ રીતે તુકારામનો વિરોધ કરવા નીકળેલા રામેશ્વર ભટ્ટ તેમના શિષ્ય બની ગયા. શું તુકારામ પારસ હતા ? આઘાત કરનાર લોઢું પણ પારસના સ્પર્શમાત્રથી સોનું થઇ જાય છે, તેમ તુકારામના સ્પર્શથી રામેશ્વર ભટ્ટની કાયાજ પલટાઇ ગઇ.

## ૧૧–રામેશ્વર ભટ્ટના ચાર અભંગ

તુકારામ મહારાજના સબંધમાં કહેલા રામેશ્વર ભટ્ટના ચાર અભંગ પ્રસિદ્ધ છે. કહે છે કે "મને તો એનો ખૂબ અનુભવ થયો છે કે મેં જે તેમનો દ્વેષ કર્યો તેનાથી શરીરમાં વ્યાધિ થયો, અત્યંત કષ્ટ પામ્યો અને જગતમાં હાંસી પણ થઈ." આમ કહીને જ્ઞાનેશ્વર મહારાજે કેવી રીતે સ્વપ્ન આપ્યું અને તેને અનુસરીને તે તેમને શરણે ગયા તે બતાવ્યું છે. વળી કહે છે કે "ત્યારથી નિત્ય હું તેમનું કીર્તન સાંભળું છું. તેમની કૃપા વડે મારૂં શરીર નીરોગી થઇ ગયું." *પોતાના બીજા અભંગમાં રામેશ્વર* ભટ્ટ કહે છે કે, ભક્તની નાત-જાત કોઇ પૂછશોજ નહિ, ભક્ત કોઇ પણ વર્ણનો હોય તેનાં ચરણોનો સ્પર્શ કરવામાં કોઇ દોષ નથી. ગુરુ પરબ્રહ્મ છે, તેમને મનુષ્ય માનવા ન જોઇએ; કારણ કે જેઓ શ્રીરંગના નામરંગમાં રંગાઇ ગયા, તેઓ સાક્ષાત્ શ્રીરંગજ છે.

ઉંચનીચ વર્ણ ન મ્હણાવા કોણીજે કાં નારાયણી પ્રિય ઝાલે.
ચહૂં વર્ણાંસી હા અસે અધિકાર, કરિતાં નમસ્કાર દોષનાહીં.

અર્થાત્ "જે કોઇ નારાયણને પ્રિય થઇ ગયા તેમનો

ઉત્તમ કે કનિષ્ઠ વર્ણ કેવો? આ અધિકાર ચારે વર્ણનો છે, તેમને નમસ્કાર કરવામાં કોઈ દોષ નથી.”

આ સ્વીકૃતિ–સંમતિ વેદ–વેદાન્તપારંગત શ્રીરામેશ્વર ભટ્ટે આપેલી છે, કે જેમણે પોતાના અનુભવથી શ્રી તુકારામ મહારાજની મહત્તાને વખાણી છે. આ તુકારામ કોણ છે? “બ્રહ્માનંદના છંદથી બ્રહ્મ–તુલ્ય બનેલા તુકારામ છે, વિશ્વના સખા છે; એ વિશ્વસખાજ વિશ્વમાં આ લીલા કરી રહ્યા છે.” ‘વિશ્વ–સખા’ કહીને રામેશ્વર ભટ્ટે તેમની લોકપ્રિયતા પણ સૂચવી છે. પછી વળી કહ્યું છે કે, ધર્મને ક્ષય રોગ લાગ્યો હતો, તેને આ ધન્વંતરીએ દૂર કર્યો. તુકારામનું આચરણ જોઇને રામેશ્વર ભટ્ટ કહે છે કે “હે ભક્તરાજ! શાસ્ત્ર અને શિષ્ટાચારનો આમાં ક્યાંય પણ વિરોધ નથી.”

તુકારામ મહારાજે રામેશ્વર ભટ્ટના કથનાનુસાર, બ્રહ્મૈક્ય ભાવથી ભક્તિનો વિસ્તાર કર્યો—અર્થાત્ અદ્વૈત–સિદ્ધાંતને પકડી રાખીને ભક્તિનો પ્રવાહ વહાવ્યો. ‘દેવ–દ્વિજોની સર્વભાવે પૂજા કરી’–દેવતાઓ તેમજ બ્રાહ્મણોની ભક્તિભાવે સેવા કરી, ‘શાંતિરૂપી સતી સાથે તેમણે વિવાહ કર્યો, ક્ષમાની મૂર્તિ પોતાના દેહમાંજ ખડી કરી અને દયાની પ્રાણપ્રતિષ્ઠા કરી.” “સંસારના અજ્ઞાનાંધકારનો નાશ કરવા માટે સંતરૂપ ગ્રહમંડળમાં તુકારામરૂપી સૂર્ય ઉદય પામ્યા.” વગેરે વગેરે પ્રકારે રામેશ્વર ભટ્ટે આ અભંગમાં તુકારામ મહારાજની સ્તુતિ કરી છે અને પશ્ચાત્તાપ કર્યો છે કે ‘દેહબુદ્ધિને કારણે તથા વર્ણાભિમાનથી મેં આપને ના ઓળખ્યા અને ભારે કષ્ટ પહોંચાડયું; પરંતુ આપ દયાઘન છો, મને શરણ આપો. ‘હવે મારી ઉપેક્ષા ન કરો.’ પશ્ચાત્તાપપૂર્વક આવો વિનય–વિનતિ કરતાં કરતાં એ અભંગના અંતિમ ચરણમાં પોતાના આરાધ્યદેવ શ્રીરામચંદ્રને એવી પ્રાર્થના કરી છે કે ‘એ ચરણોમાં મારા તરફથી બુદ્ધિનો કોઈ વ્યભિચાર ન થાઓ.’ અર્થાત્ મહારાજનાં ચરણો પ્રત્યે મારા અંતઃકરણમાં જે આ નિર્મળ ભાવ ઉત્પન્ન થયો

છે, તે કદી મલિન ન થાઓ.

રામેશ્વર ભટ્ટ આ પ્રમાણે રૂપાંતર પામી ગયા. તેઓ વિદ્વાન અને કર્મનિષ્ઠ બ્રાહ્મણ હતા; તે છતાં તુકારામ મહારાજની સામે તેમનાં જ્ઞાન-કર્મ હાથ જોડીને ઉભાં રહી ગયાં અને ચિત્ત તુકારામનાં ચરણોમાં લીન થઇ ગયું. રામેશ્વર ભટ્ટ હાથમાં કરતાળ લઇને તુકારામની પાછળ ઉભા રહી નામ-સંકીર્તનમાં તેમનો સાથ દેવામાંજ પોતાનું અહોભાગ્ય માનવા લાગ્યા. રામેશ્વર ભટ્ટ સ્વભાવથી તો શુદ્ધજ હતા, પણ વચમાં અહંકારથી તેમની બુદ્ધિ મલિન થઇ ગઇ હતી. ગુરુનાં દર્શનોથી તેમનો મેલ કપાઇ ગયો અને તેમનાં નેત્ર ઉઘડી ગયાં.

રામેશ્વર ભટ્ટનો ચોથો અભંગ તુકારામ મહારાજના સદેહે વૈકુંઠગમન પછીનો છે. રામેશ્વર ભટ્ટે શ્રી તુકારામ મહારાજના ચરણ, જે એક વાર પકડી લીધા, તે પછી તેમણે કદી છોડયા નહિ, દશ-પંદર વર્ષ તુકારામની સાથે રહ્યા. આટલા લાંબા સમય સુધી આવો અપૂર્વ સત્સંગ પ્રાપ્ત કર્યા પછીજ તેમનો ચોથો અભંગ બનેલો છે. તુકારામની વાણીને તેમણે અનેકાનેક વાર 'અમૃત' કહેલી છે. અને આ અમૃતની નિત્ય 'વર્ષા'ના અનુભવનો આનંદ વ્યક્ત કર્યો છે. અંતમાં કહ્યું છે કે 'ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યનો' આવો પરમ શુભ સંયોગ 'આ આંખોએ બીજે નથી જોયો.' રામેશ્વર ભટ્ટની આ સંમતિ જગન્માન્ય થઇ. શ્રીકૃષ્ણ-દર્શનાનંદમાં નિત્ય રમણ કરનારા અંતરારામ શ્રીતુકારામ અને તેમના ચરણ-ભ્રમર બનીને તેમના સ્વરૂપમાં સમરસ થયેલા પંડિત શ્રી રામેશ્વર ભટ્ટ, એ બન્નેને અનન્યભાવે વંદન કરીને આ પ્રસંગને આપણે અહીંજ સમાપ્ત કરીએ.

## ૧૨-સમાધાન

આ પ્રસંગ બન્યા પછી તુકારામ સ્વાનુભવના આનંદ સાથે એમ કહેવા શક્તિમાન થયા કે 'મેં ભગવાનને જોયા

છે.' એક વાર શ્રીકૃષ્ણે તેમને પોતાના બાલરૂપની ઝાંખી કરાવી, ત્યારથી તેમને ભગવાનનાં ઇચ્છે ત્યારે અને જ્યાં ઇચ્છે ત્યાં દર્શન થવા લાગ્યાં, એ કહેવાની આવશ્યકતા નથી. ભગવાન ભક્તના કેવા દાસ બની જાય છે કે 'હમેશાં નિર્ગુણમાં છુપાઈ રહેનારા અવાજ કરતાંજ સામે આવીને ઉભા થઈ ગયા.' તુકારામ બતાવે છે કે 'જ્યારે ભગવાનની કૃપા થઇ ત્યારે દેહનો કંઇજ સંગ્રહ્યો નહિ—પોતાના ધ્યાસનો–ધ્યેયનોજ રંગ ચઢતો ગયો." ભગવાનનાં પહેલાં દર્શન થયાં, પછી ભગવાન્ મને મળ્યા–મારા પ્રાણધન મને મળ્યા; તમે પણ ભગવાનનાં ચરણો પકડી રાખો તો તમને પણ ભગવાન મળશે. તુકારામ મહારાજનાં કીર્તનોમાં હવે એવી સ્વાનુભવરસભરી વાતો સાંભળીને શ્રોતાઓને અભૂતપૂર્વ આનંદોત્સાહ અનુભવાવા લાગ્યો. "જનાબાઇ, નામદેવરાય અને એકનાથ વગેરે સંતોને જે ભગવાન મળ્યા તે મને પણ મળ્યા. હવે મારો થાક ઉતરી ગયો, હવે સંતોની આગળ મારૂં મોં બતાવી શકું છું." તુકારામે પોતાના મનમાં કોઇ વાર આમ કહ્યું પણ હશે. ભગવાનના મિલન પછી એ મિલનનો આનંદ તેમના કેટલાયે અભંગોમાં વ્યક્ત થયો છે.

> આતાં કોઠેં ધાંવે મન, તુઝે ચરણ દેખિલિયા. ૧
> ભાગ ગેલા શીણ ગેલા, અવઘા ઝાલા આનંદ. ધ્રુ૦

અર્થાત્ "તમારાં ચરણ જોયાં, હવે મન દોડીને ક્યાં જશે ? થાક–માંદગી બધું ચાલ્યું ગયું. હવે કેવળ આનંદજ આનંદ÷ છે."

---

÷ ધન્ય છે આવા સંતોને ! એમને દૈહિક દુઃખદ પરિસ્થિતિઓમાં પણ આંતરિક રીતે તો આનંદ, આનંદ ને આનંદજ રહ્યા કરે છે. એમને અમે મનોમન અનેકાનેક વંદન કરીએ છીએ. અને અંતરમાથી એજ અવાજ નીકળે છે કે "વાહ–વાહ, બલિહાર–બલિહાર, સાધુ–સાધુ, ધન્ય છે ! ધન્ય છે !" આવા કોઇ સંતની ચરણધૂલિ પ્રાપ્ત થાય તો તો જીવન કૃતકૃત્યજ થઇ જાય—ગુ૦ અનુવાદક

ન વ્હાવે તેં ઝાલે દેખિયેલે પાય, આતાં ફિરૂં કાય માગેં દેવા.
બહુદિસ હોતાં કરીત હે આસ, તેં આલેં સાયાસેં ફળઆજિ.

* * * *

અર્થાત્ "જે કદી ન બને એજ વાત બની—ભગવાનનાં ચરણો (આ આંખો વડે) જોઇ લીધાં. હવે શું, ભગવન્! પાછા ફરીને જવું છે? બહુ દિવસોથી આ આશા હતી, તે આજે પૂરી થઈ-બધો પરિશ્રમ સફળ થઈ ગયો."

* * * *

શ્રીકૃષ્ણ–દર્શનથી 'નેત્ર ઉઘડીને કૃષ્ણાઞ્જનથી સમુજ્જ્વળ થઇ ગયાં' ભગવાનના જે બાલરૂપનું દર્શન કર્યું તેજ નેત્રોમાં સ્થિર થઇ ગયું. 'તે છબી આંખોમાં એવી સમાઈ ગઇ કે વારંવાર તેનુંજ સ્મરણ થાય છે.' તે દિવ્ય દર્શનના સ્મરણ અને નિદિધ્યાસનો આનંદ વધતોજ ગયો. એવી તન્મયતા થઈ ગઇ કે—

તુકા મ્હણે વેધ ઝાલા, અંગા આલા શ્રીરંગ.

અર્થાત્ "તુકારામ કહે છે કે, લગની લાગી ગઇ અને અંગેઅંગમાં શ્રીરંગ સમાઇ ગયા.' ચોસરના (ચોપાટના) એક અભંગમાં તુકારામ કહે છે કે 'ચિત્તની ઉલટી ચાલમાં હું પણ ફસાઈ ગયો હતો, મૃગજળે મને પણ છેતર્યો હતો; પરંતુ ભગવાને અત્યંત કૃપા કરી કે મારાં નેત્રો ખોલી દીધાં.' પછી તમે મારો પોકાર સાંભળ્યો; એથી હું નિર્ભય થઇ ગયો છું."

સર્વસાધારણ જીવોને ભક્તિની શિક્ષા આપતાં તુકારામે ક્યાંક ક્યાંક સ્વાનુભવની વાતો પણ આપી છે—

ધીર તો કારણ, સાહ્ય હો તો નારાયણ.
　　હોઊં નેદી ક્ષીણ, વાહે ચિંતા દાસાસી. ૧
સુખેં કરાવેં કીર્તન, હર્ષે ગાવે હરિચે ગુણ;
　　વારી સુદર્શન, આપણુચિ કળિકાળા. ધ્રુ૦
જીવ વેંચી માતા, બાળાં જડ ભારી હોતાં;

હા તો નવ્હેં દાતા, પ્રાકૃતાં યા સારિખા. ૨
હેં તો માઝયા અનુભવેં, અનુભવા આલેં જીવેં,
તુકા મ્હણે સત્ય વહાવેં, આહાચ નયે કારણ. ૩

અર્થાત્ "નારાયણ સહાય થવામાં ધૈર્યંજ કારણ છે. ધૈર્યની સાથે ભક્તિપૂર્વક સાધના કરવાથી નારાયણ તો સહાય થાયજ છે.) તેઓ પોતાના ભકતને દુઃખી કરતા નથી, પોતાના દાસની ચિંતા પોતાનાજ ઉપર ઉઠાવી લે છે. સુખપૂર્વક હરિનું કીર્તન કરો. હર્ષની સાથે હરિના ગુણ ગાઓ.) કળિકાળથી ના ડરો. કળિકાળનું નિવારણ તો સુદર્શન ચક્ર આપોઆપજ કરી લેશે. બાળકોનો બોજો જ્યારે ભારે થઈ જાય છે, ત્યારે માતા તેને પણ છોડી દે છે, પરંતુ ભગવાન એવા પ્રાકૃત જીવ નથી. (તે પોતાના ભક્તોને કદી છોડતાજ નથી) આ વાત તો હું પોતાના અનુભવથી કહું છું. તુકારામ કહે છે કે જે સત્ય છે, તે સત્યજ છે; તે કદી નકામું નથી થતું."

સંસારીઓને માટે ભક્તિપંથનું રહસ્ય તુકારામે આ અભંગમાં, બહુ ટુંકામાં અને ઘણી સારી રીતે બતાવી દીધું છે—

અવઘ્યા દશા યેણેંચિ સાધતી, મુખ્ય ઉપાસના સગુણ ભક્તિ.
પ્રગટે હૃદયીંચી મૂર્તિ, ભાવશુદ્ધિ જાણોનિયાં. ૧
બીજ આણિ ફળ હરીચેં નામ, સકળ પુણ્ય સકળ ધર્મ.
સકળાં કળાંચેં હે વર્મ, નિવારી શ્રમ સકળહી. ધ્રુ૦
જેથેં હરિકીર્તન હેં નાચેપ, કરિતી નિર્લજ્જ હરિચે દાસ.
સકળ ઓથંબલે રસ, તુટતી પાશ ભવબંધાચે. ૨
યેતી અંગા વસતી લક્ષણેં અંતરીં દેવેં ધરિલેં ઠાણેં.
આપણુચિ યેતી તયાચે ગુણેં જાણેં યેણેં ખુંટે વસ્તીચે. ૩
નલગે સાંડવા આશ્રમ ઉપજલે કુળીચે ધર્મ.
આણીક ન કરાવે શ્રમ, પુરે એક નામ વિઠોબાચેં. ૪
વેદ પુરુષ નારાયણ યોગિયાંચેં બ્રહ્મ શૂન્ય,
મુક્તા આત્મા પરિપૂર્ણ, તુકા મ્હણે સગુણ ભોળયા આમ્હાં.

અર્થાત્ મુખ્ય ઉપાસના સગુણ ભક્તિ છે. એનાથી

બધી અવસ્થાઓ સાધ્ય થઇ જાય છે. એથી શુદ્ધ ભાવ જણાઇને હૃદયની મૂર્તિ પ્રગટ થઇ જાય છે. હરિનું નામજ બીજ છે અને હરિનું નામજ ફળ છે. એજ બધું પુણ્ય છે અને બધો ધર્મ છે. બધી કળાઓનો એજ સાર મર્મ છે. એનાથી સઘળો શ્રમ દૂર થાય છે. જ્યાં હરિના દાસ લોક-લાજ છોડીને હરિ-કીર્તન અને હરિ-નામસંકીર્તન કરતા રહે છે, ત્યાંજ સઘળા રસ આવીને હાજર થઇ જાય છે અને સંસારના બંધ ઓળંગીને વહેવા લાગે છે. જ્યારે ભગવાન અંદર આવીને આસન લગાવીને બેસી જાય છે, ત્યારે તેમને લીધે તેમનાં સઘળાં લક્ષણો પણ આપોઆપજ આવી વસે છે. પછી આ મૃત્યુલોકનું મરવું-જીવવું, આવવું-જવું કંઈ રહેતું નથી. આને માટે પોતાના આશ્રમને અથવા જે કુળમાં પેદા થયા તે કુળના ધર્મને છોડવાની કંઇ આવશ્યકતા નથી; બીજું કંઇ પણ કરવું પડતું નથી, કેવળ એક વિઠ્ઠલ (બાલ-શ્રીકૃષ્ણ)નું નામજ પૂરતું છે. વેદ જેને પુરુષ યા નારાયણ કહે છે, યોગીઓનો જે શૂન્ય બ્રહ્મ છે, મુક્ત જીવોનો જે પરિપૂર્ણ આત્મા છે, તુકારામ કહે છે કે તે અમ ભલા ભોળા જીવોને માટે સગુણ (સાકાર શ્રી-વિઠ્ઠલ-બાલકૃષ્ણ) છે.

શ્રીહરિના આ સગુણ રૂપની ભક્તિજ ભગવદ્ભક્તોની મુખ્ય ઉપાસના છે. નામસ્મરણ સંપૂર્ણ પુણ્યધર્મ, ફળ અને બીજ છે. લોકલાજ ત્યજીને કરાતા નામસંકીર્તનમાં સઘળા રસોનો આનંદ એકી સાથે આવે છે. જેના હૃદયમાં ભગવાન આવીને બેસી ગયા, તેનામાં જ્ઞાનીનાં સઘળાં લક્ષણ આપોઆપજ આવી જાય છે. પોતાનો આ-શ્રમ યા કુળધર્મ છોડવાનું કંઇ કારણ નથી, કેવળ હરિનામ એજ ઉદ્ધારનું સાધન છે. ચિત્ત શુદ્ધ થતાંજ આપણે જે મૂર્તિનું હૃદયથી ધ્યાન ધરતા હોઇએ, તે મૂર્તિ સામે આ-વીને ઉભી રહી જાય છે.

રામેશ્વર ભટ્ટ તુકારામ મહારાજના અનુગામી બની

ગયા, પરંતુ તેમના પ્રત્યે તુકારામની વિનયશીલતામાં કંઇ ફરક ન પડયો. તેઓ તો તેમનાં ચરણોમાં પડતા હતા. એ વિષે 'ભક્ત લીલામૃત' કાર અધ્યાય ૩૭ માં કહે છે કે—

"રામેશ્વર જેવા બ્રાહ્મણ તુકારામના સંપ્રદાયી બન્યા પરંતુ આ વિદેહી મહાત્માને જુઓ કે તે રામેશ્વરનાં ચરણોમાં પડી પડીને નમન કરે છે, મહંતપણું તો તેમને અડકતુંજ નથી. 'આ મારો શિષ્ય છે' એમ જાણવા છતાં પણ તે રામેશ્વરને દેવ સમાનજ માનતા હતા. અદ્વૈતભજનથી પરમ શાંતિને પામેલા જગદ્દગુરુ પૂર્ણ જ્ઞાની તો એમનેજ કહેવા જોઇએ."

## ૧૩—મધ્યખંડનો ઉપસંહાર

શ્રી તુકારામ મહારાજના ચરિત્રનો આ મધ્ય ખંડ અહીંજ સમાપ્ત થાય છે. તેથી હવે સહેજ સિંહાવલોકન કરી લઈએ અને પછી ઉત્તરખંડની શરૂઆત કરીએ. પૂર્વખંડમાં મંગલાચરણ પછી કાલ-નિર્ણય, પૂર્વવૃત્ત અને સંસારનો અનુભવ, એ ત્રણ અધ્યાય છે અને એમાં મહારાજના એકવીસમા વર્ષસુધીનું ચરિત્રકથન કરવામાં આવ્યું છે. તુકારામ સંસારના કડવા અનુભવોથી આ સંસારથી ઉપરામ થવા લાગ્યા, ત્યાં સુધીનું વર્ણન આ ખંડમાં થઇ ચૂકયું છે. તેમના પરમાર્થ—સાધનનો ઇતિહાસ મધ્યખંડમાં આવી ગયો. મહારાજ જે સાધનસોપાનથી સગુણસાક્ષાત્કાર સુધી પહોંચી ગયા, તે સાધનક્રમ વાચકોની સમજમાં સારી રીતે આવી જાય અને તેથી તેમને પણ આ માર્ગ દેખાવા લાગે, તેથી આ ખંડમાં તેનો વિસ્તાર કર્યો છે અને આ વિસ્તાર પણ મહારાજનાં વચનોને આધાર કર્યો છે, કે જેથી મુમુક્ષુ સાધકોને માટે આ ખંડ પૂરતો બોધપ્રદ થાય. આ ખંડના ચોથા અધ્યાયમાં 'યાતી શૂદ્ર વૈશ્ય કેલા વ્યવસાય.' (જાતિનો શૂદ્ર છું અને વૈશ્યની વૃત્તિ કરી) આ અભંગનોજ આધાર લઇને અને એનેજ બીજાધ્યાય માનીને તેના ઉપર (૧) વારકરી સંપ્રદાયનો સાધનમાર્ગ

(૨) ગ્રંથાધ્યયન (૩) ગુરુકૃપા અને કવિત્વ-સ્ફૂર્તિ (૪) ચિત્તશુદ્ધિના ઉપાય (૫) સગુણ ભક્તિ અને દર્શનોત્કંઠા, (૬) શ્રીવિઠ્ઠલ સ્વરૂપ તથા (૭) સગુણ સાક્ષાત્કાર-એ સાત અધ્યાયોની સપ્તપદી તૈયાર કરી છે. પાંચમા અધ્યાયમાં વાચકોએ વારકરી સંપ્રદાયનું સ્વરૂપ જોયું અને એકાદશી વ્રત, પંઢરીની વારી, હરિકીર્તનનો આનંદ, નિષ્કપટ ભક્તિભાવનું રહસ્ય તથા પરલોકનો અભ્યાસ-એ વિષયોની સમાલોચના કરી. છઠ્ઠા અધ્યાયમાં અંતઃપ્રમાણો સહિત એ જોયું કે તુકારામજીએ કયા કયા ગ્રંથોનું અધ્યયન કર્યું હતું અને અધ્યયનના મહત્ત્વ તરફ પૂરેપુરું ધ્યાન આપતાં એ પણ જોયું કે, તેમણે કેવી અવસ્થાની સાથે મૂળમાં-જ ગીતા, ભાગવત, થોડાં પુરાણ, વિષ્ણુસહસ્ર-નામાદિ-સ્તોત્ર તથા જ્ઞાનેશ્વરી, એકનાથી ભાગવત આદિ ગ્રંથોનું કેટલી બારીકાઇથી અધ્યયન કર્યું હતું અને નિત્યપાઠ પણ તેઓ કેટલી લગની સાથે કરતા હતા. પછી છેવટમાં એ પણ જોયું કે, તુકારામને જ્ઞાનેશ્વર અને એકનાથથી અળગા કરવાનો કેટલાક આધુનિક વિદ્વાનોનો પ્રયત્ન કેટલો નિર્મૂળ અને નિઃસત્વ છે. ૭ મા અધ્યાયમાં ગુરુકૃપા અને કવિત્વસ્ફૂર્તિનું વિવેચન થયું છે. પહેલાં સદ્ગુરુની કૃપાનું મહત્ત્વ, તુકારામની ગુરુદર્શન-લાલસા, બાબાજી ચૈતન્ય દ્વારા સ્વપ્નમાં ઉપદેશ, પછી તુકારામની ત્રયીપરંપરાની બે શાખાઓ, કેશવ અને બાબાજીનું એકજ વ્યક્તિ ન હોવું, બંગાળના શ્રીકૃષ્ણ ચૈતન્ય સાથે તુકારામની ભક્તિના આવિર્ભાવની કલ્પનાનું અપ્રામાણિકપણું-એ બાબતોની ચર્ચા કરેલી છે. આઠમા અધ્યાયમાં 'ચિત્તશુદ્ધિના ઉપાય' મુખ્યત્વે સાધકોને માટે વિસ્તારપૂર્વક લખવામાં આવ્યા છે. તુકારામની વિરાગતા અને સાવધાનતા, તેમની સાધન-સ્થિતિનો મર્મ અને તેમની લોકપ્રિયતાનું રહસ્ય વગેરે બાબતો જોતાં એ જોયું કે, તેમણે કયા પ્રકારે પોતાના મનને જીત્યું, જનસંગ અને દુષ્ટજનોની ઉપાધિથી કંટાળીને તેમણે કેવી રીતે એકાંતવાસ કર્યો અને એકાંતનો આનં-

ઠ લૂંટયો, પોતાના દોષો ભગવાનને નિવેદન કરીને તેમને કેવી કેવી રીતે પોકાર્યા, અને સત્સંગ તથા નામ–સંકીર્તન દ્વારા કેવી રીતે સાધનોની બધી સીડીઓ–પગથિયાં ચઢી ગયા. આ સમગ્ર અધ્યાય સાધકોને માટે અત્યંત બોધપ્રદ થશે. નવમા, દશમા અને અગીઆરમા અધ્યાયમાં ભગવાનના સગુણ–સાકાર–સાક્ષાત્કારના અત્યંત મધુર અને મનોહર પ્રસંગનું વર્ણન કરેલું છે. નવમા અધ્યાયમાં ભક્તિમાર્ગજ સૌથી શ્રેષ્ઠ કેમ છે તથા સગુણ અને નિર્ગુણ કેવી રીતે એકજ છે–એ બતાવીને તુકારામની સગુણ નિષ્ઠા કેવી દૃઢ હતી તે જોયું છે. તુકારામના ઉપાસ્ય દેવ શ્રીવિઠ્ઠલ છે. તેથી 'વિઠ્ઠલ' શબ્દ કેવી રીતે બન્યો, એ જોઇ લીધું. અને બતાવ્યું કે, જ્ઞાનેશ્વરીમાં 'વિઠ્ઠલ' નામનો ઉલ્લેખ ન હોવાથી કેટલાક આધુનિક વિદ્વાનો જ્ઞાનેશ્વરીને વારકરી સંપ્રદાય સાથે કંઈ લાગતું વળગતું નથી એમ જે કહેવા લાગ્યા છે તે કેટલું અપ્રામાણિક અને નિરર્થક છે. વળી તુકારામ મૂર્તિપૂજક હતા અને મૂર્તિપૂજામાં કેટલું બધું રહસ્ય છુપાયેલું છે, એ વાતોનો વિચાર કરીને તેમની ભગવદ્દર્શન–લાલસા, ભગવાન સાથે તેમનો પ્રેમકલહ અને મિલનનો નિશ્ચય, અભિલાષા અને નિરંતર પ્રતીક્ષાના મધુર પ્રસંગોનું વર્ણન કર્યું છે. ૧૦મા અધ્યાયમાં શ્રી વિઠ્ઠલ ભગવાનનું સ્વરૂપ જોયું, પંઢરપુરની શ્રી વિઠ્ઠલમૂર્તિને નિહાળી, સંતોનાં વચનોનું અવલોકન કર્યું અને જાણ્યું કે, શ્રીવિઠ્ઠલ ગોપવેશધારી શ્રી બાલકૃષ્ણજ છે. ૧૧ મા અધ્યાયમાં રામેશ્વર ભટ્ટનો પ્રસંગ છેડયો, જેના નિમિત્તે ભગવાને બાલરૂપમાં તુકારામને દર્શન દીધાં. રામેશ્વર ભટ્ટની યોગ્યતા તથા તેમના વિરોધમાં પ્રવૃત્ત થવાના ભાવોનું સ્પષ્ટીકરણ કરતાં કરતાં આ વાતનું વિવેચન કર્યું કે, કર્મઠોના વિરોધથી આજ પ્રકારે ભાગવત ધર્મનો હમેશાં જયજયકાર થતો આવ્યો છે. વળી તુકારામ મહારાજનાં વચનોને આધારેજ જોવામાં આવ્યું કે, તેમણે પોતાના અભંગોની પોથીઓ ઇંદ્રાયણીના દહમાં

ડુબાવી દીધી, જ્યારે સ્વયં ભગવાને તેની રક્ષા કરી. તુકારામનો અર્થાત્ ભાગવતધર્મનો વિજય થયો અને રામેશ્વર ભટ્ટ તેમને શરણે આવ્યા. આ સાત અધ્યાયોમાં સત્સંગ, સત્શાસ્ત્ર, ગુરુકૃપા અને સગુણ સાક્ષાત્કાર-એ ચારે મજલોને પાર કરીને તુકારામ કૃતકૃત્ય થયા, ત્યાં સુધી આપણે આવી ગયા. હવે વાચક ! આ મધ્યખંડમાં જે 'આત્મચરિત્ર' નો અધ્યાય છે, તેને ફરી એક વાર જોઈ લ્યો, ખાસ કરીને 'યાતિ શૂદ્ર વૈશ્ય કેલા વ્યવસાય' (જાતિથી શૂદ્ર છું અને વૃત્તિ-ધંધો વૈશ્યનો કર્યો) આ અભંગનું વિવરણ તો અવશ્યજ વાંચી લ્યો. આથી એ વાત સમજાઈ જશે કે, આજ અધ્યાય આ મધ્યખંડનો બીજાધ્યાય છે. રામેશ્વર ભટ્ટે જે ઉપાધિ કરી, તેજ પ્રસંગથી તુકારામને ભગવાનના સગુણ સાક્ષાત્કારનો પરમ લાભ થયો.

'આત્મચરિત્ર'ના અધ્યાયમાં તુકારામે જે એમ કહ્યું છે કે 'નિષેધનો કંઈક આઘાત લાગ્યો, તેનાથી જીવ દુઃખી થયો, વહીઓ ડુબાવી દીધી અને માગણું માગવા બેસી ગયો, ત્યારે નારાયણે સમાધાન કર્યું' (૧૬) આનો મર્મ હવે વાંચકોના સમજ્યામાં આવી ગયો હશે. આ પછી તુકારામ કહે છે કે—

"નારાયણ ભક્તની ઉપેક્ષા કદી પણ કરતા નથી. તે આવા દયાળુ છે, એ વાત હવે મારા સમજવામાં આવી ગઈ. (૧૭) હવે જે કંઈ છે તે સામેજ છે, આગળની વાત ભગવાન જાણે." (૧૮)

—તે આપણે હવેના ખંડમાં જોઈએ.





# અધ્યાય ૧૨ મો—મેઘવૃષ્ટિ

शैले येषु शिलातलेषु च गिरेः शृङ्गेषु गर्तेषु च
श्रीखण्डेषु विभीतकेषु च तथा पूर्णेषु रिक्तेषु च ।
स्निग्धेन ध्वनिनाऽखिलेऽपि जगतीचक्रे समं वर्षतो
वन्दे वारिदसार्वभौम भवतो विश्वोपकारिव्रतम् ॥१॥

## ૧ લોકોના ગુરુપણાનો અધિકાર

સગુણ સાક્ષાત્કારનો અલૌકિક પ્રકાશ આખા શરીર પર ઝગમગી રહ્યો છે. ઇંદ્રિયોમાંથી શાંતિની દિવ્ય શીતળ છટા ટપકી રહી છે, પ્રખર વૈરાગ્યનાં સઘળાં લક્ષણ દેહ પર પ્રકાશી રહ્યાં છે, પ્રાપ્તવ્યની પ્રાપ્તિનું પ્રેમમય સમાધાન નેત્રોમાં ચમકી રહ્યું છે—એવી એ તુકારામની શ્યામસુંદર છબી જે નેત્રોએ નિહાળીને જોઇ હશે, તે નેત્રો સાચેજ ધન્ય છે! શ્રી તુકોબારાયના મુખેથી આ પછી સતત પંદર વર્ષ સુધી જે અમૃત–ધારા વહેતી રહી તેમાં ડૂબીને તે પરમ રસનું આસ્વાદન કરવાનું સૌભાગ્ય જે પ્રેમી રસિક શ્રોતાઓને પ્રાપ્ત થયું હશે, તેમના સૌભાગ્યની શી પ્રશંસા કરવી! ભગવાનની સાંભળેલી વાતો સંભળાવનારા ઘણા મળે છે; પરંતુ જેણે ભગવાનને જોયા હોય, ભગવાનનો વરદ હસ્ત પોતાના મસ્તક ઉપર મુકાયો હોય, અને ભગવાન સાથે જેણે એકાંતનો અનુભવ કર્યો હોય, એવા સ્વાનુભવસંપન્ન પરમ સિદ્ધ ભગવદ્ભકતને જેમણે જોયા હોય, તેમના શ્રીમુખેથી શ્રીહરિકીર્તન અને હરિલીલા સાંભળ્યાં હોય, સદાચાર જ્ઞાન અને વૈરાગ્યનો

ઉપદેશ સાંભળ્યો હોય, તેઓ સાચેજ મહાભાગ્યશાળી છે. દેહૂ અને પૂનાનો પૂર્ણ ભાગ્યોદય થયો કે તુકારામ મહારાજ પોતાના શ્રીવિઠ્ઠલ મંદિરમાંથી ભક્તિભાવનાં ઉત્તમોત્તમ વસ્ત્રાભરણ નિર્માણ કરી પંઢરપુરના હાટ–બજારમાં મોકલવા લાગ્યા. તુકારામની વાણી હવે વિરહિણી ન રહી, સ્વાનુભવપ્રાણથી સનાથ થઇને પ્રેમ–મિલનના આનંદમાં નૃત્ય કરનારી થઈ. હવે તેમની વાણીમાંથી પ્રિય મિલનના પ્રેમાનંદ સાગરની લહેરો ઉઠી ઉઠીને શ્રોતાઓનાં હૃદયો પર પડવા લાગી અને લોકો માનવા લાગ્યા કે, જીવોના ઉદ્ધારનો ઉપદેશ કરવાનો અધિકાર તેમનેજ છે. તેનું સત્ તપાવેલા સુવર્ણની માફક પોતાની સમુજ્જવલતાથી લોકોનાં ચિત્તને પોતાની તરફ આકર્ષી ચૂકી હતી અને આ કારણે દંભી દુર્જનો ઉપર તેમનો જે વાણીપ્રહાર તેમના ઉદ્ધારને માટે થતો હતો, તેનાથી લોકો સાવધાન અને શુદ્ધ થવા લાગ્યા; તેમજ જૂઠનું બજાર વેરાન થવા લાગ્યું, સર્વત્ર તુકારામની બોલબાલા થવા લાગી. તેમનાંજ વચનો —વાણીને લોકો બોલવા લાગ્યા–અનુસરવા લાગ્યા.

આપણ જેઊન જેવવી લોકાં, સંતર્પણ કરી તુકા.

" અર્થાત્ પોતે જમીને લોકોને જમાડે છે, એવું સંતર્પણ તુકારામ કરે છે ! આ વિલક્ષણ વચનનું પ્રત્યક્ષ લક્ષણ હવે લોકોએ જોઈ લીધું. "

દેહૂમાં પરમાર્થની જાણે એક નવીન વિદ્યાપીઠ સ્થપાઈ. તુકારામ પોતે તેના સંચાલક અને સૂત્રધાર બન્યા. આસપાસનાં ગામોમાંથી તથા દૂર–દૂરથી પણ ભગવાનના પ્રેમીઓ આવી આવીને વિદ્યાપીઠમાં શિક્ષણ મેળવવા લાગ્યા. દેહૂ, લોહગાઁવ, તળેગાઁવ, પૂના, પંઢરપુર તથા પંઢરપુરના રસ્તામાંનાં સઘળાં સ્થાનોમાં તુકારામનાં કીર્તનોની ધૂમ મચવા લાગી. લોકો સહજ સ્વભાવેજ તેમને ગુરુ તરીકે પૂજવા લાગ્યા. આવા ઇંદ્રિયવિજયી વૈરાગ્ય–તેજના પુંજ, પૂર્ણકામ, વિશ્વપ્રેમી, લોકાલોકસ્વરૂપ ( લોકોને

પ્રકાશ આપનાર) લોકગુરુ આ સ્વાર્થી સંસારમાં ક્યાં મળે! જેમનું મહાભાગ્ય હોય છે તેમનેજ આવા જગર્દુર્લભ ગુરુ પ્રાપ્ત થાય છે. તૃપ્ત પુરુષનો એ સહજ ધર્મ બની જાય છે કે તે પોતાની તૃપ્તિનો આનંદ બધાને આપવા–અપાવવા ઇચ્છે છે. એનુંજ નામ તૃપ્તિ છે. જે પોતાના પૂર્ણ આત્મકલ્યાણને પ્રાપ્ત થાય છે, તે લોકકલ્યાણમાં પ્રવૃત્ત થાય છે. લોકકલ્યાણની કામના તૃપ્ત–આપ્તકામ પુરુષોના સ્વભાવમાંજ હોય છે. તુકારામે એજ કહ્યું છે કે 'હવે તો હું જેટલો બની શકે તેટલો ઉપકાર કરવા માટેજ છું.'

## ૨–મેઘવૃષ્ટિની પેઠે ઉપદેશ

ગુરુ થવાની પૂર્ણ પાત્રતા હોવા છતાં પણ તુકારામે ગુરુપણાને પોતાની પાસે ફરકવા પણ દીધું નહિ અને કોઇને પોતાનો શિષ્ય પણ ન કહ્યો. આજ પ્રમાણે તેમણે જે ઉપદેશ આપ્યા છે, તેમને ઉપદેશ નહિ કહેતાં તેમણે 'મેઘવૃષ્ટિ' કહી છે. આપણે પણ તેને 'મેઘવૃષ્ટિ' જ કહીએ.

તુકારામ 'કોઇના કાનમાં મંત્ર ફૂંકતા નહિ, તેમજ એકાંતનું કોઇ જ્ઞાન રાખતા નહિ.' અર્થાત્ તુકારામ એકાંતમાં ઉપદેશ અથવા મંત્ર આપતા નહોતા. હરિચિંતનનો આનંદ લે છે અને તેમાં બધાને એકઠા કરે છે. ગુરુપણાથી તો તેઓ દૂરજ રહે છે. એક સ્થળે તેમણે કહ્યું છે કે "લોકોને ભરમાવવાની કોઇ કપટવિદ્યા હું નથી જાણતો. ભગવન્! તમારૂજ કીર્તન કરૂ છું, તમારાજ ઉત્તમ ગુણોને ગાતો ફરૂ છું.' આમ કહીને તેમણે સામાન્ય લૌકિક ગુરુ–નામધારીઓનો નિષેધ કર્યો છે. આગળ જતાં તેમણે એમ પણ કહ્યું છે કે, મારી પાસે કોઇ જડી બુટ્ટી નથી, કોઇ ઐન્દ્રજાલિક ચમત્કાર નથી, હું જમીન–જાગીર જમાવનાર કોઇ મહંત–મંડલેશ્વર નથી, ઠાકોરજીની પૂજા જ્યાં વેચાતી હોય, એવી મારી કોઇ દુકાન નથી. જે કહે કંઇ ને કરે કંઇ એવો હું કથાવાચક નથી. હું પંડિત નથી કે

ઘટ-પટની ખટપટનો શાસ્ત્રાર્થ કરી શકું. એવો ભવાની-ભક્ત પણ નથી કે મસ્તક પર આગનો ઘડો લઇને ચાલું, ગોમુખીમાં હાથ નાખીને માળા જપનારો હું જપી નથી. ભગવન્! તમારા કીર્તન સિવાય હું બીજું કંઇજ ઇચ્છતો નથી. મારા ભગવાન મેદાનમાં છે. મારો 'રામ-કૃષ્ણ-હરિ' મંત્ર પ્રગટ છે, મારો ઉપદેશ પણ સીધી-સાદી વાત છે. મારે જે કંઈ કહેવાનું હોય છે તે બધું હરિ-કીર્તનમાં કહું છું-કંઇ છુપાવતો નથી." તુકારામનું બધું કામજ એવું નિષ્કપટ, નિર્મળ અને સરળ છે. તુકારામ કહે છે કે—

ગુરુ શિષ્ય પણ હેં તો અધમ લક્ષણ. ૧
ભૂતીં નારાયણ ખરા, આપણ તૈસાચિ દૂસરા. ધ્રુ૦

અર્થાત્ "ગુરુ બનવું અને ચેલા બનાવવા એ તો અધમતા છે. ભૂતમાત્રમાં નારાયણ છે, આ વાત જો સત્ય છે તો જેવા આપણે છીએ તેવાજ બીજા પણ છે." નારાયણ આપણી અંદર છે તેવાજ બીજાઓની અંદર પણ છે. તુકારામ ગુરુ બનીને-ગુરુ શિષ્યનો સંબંધ જોડીને-એકત્વના ભાવને ભેદીને, તોડીને-ગુરુના સંબંધથી નથી બોલતા. નારાયણ પ્રેરણા કરીને જેમ બોલાવે છે, તેમ બોલે છે—બોલે છે શું, મેઘ-વરસાદની પેઠે વરસે છે.

મેઘવૃષ્ટિનેં કરાવા ઉપદેશ, પરિ ગુરુનેં ન કરાવા શિષ્ય.
વાટા લાભે ત્યાસ, કેલા અર્ધ કર્માચા. ૧

અર્થાત્ "મેઘવૃષ્ટિની પેઠે ઉપદેશ કરો, પરંતુ ગુરુ બનીને કોઇને શિષ્ય ના બનાવો. જે કર્મ કરો તેનો અર્ધો ભાગ તેને મળે છે."

તેથી સારૂં તો એ છે કે—

એકમેકાં સાહ્ય કરૂં, અવઘે ધરૂં સુપંથ.

અર્થાત્ "આપસમાં એકબીજાને મદદ કરીએ અને બધા એક સાથે સન્માર્ગે ચાલીએ."

અમે-તમે પ્રેમથી એકપ્રાણ થઇને નારાયણનું અમૃત-

ગુણગાન કરીએ અને ભવસાગરને પાર કરીએ. 'અધિકાર ન હોવા છતાં પણ બળાત્કારે ઉપદેશ' કરનારા અને સાંભળનારા ગુરુ અને શિષ્ય અંતે પશ્ચાત્તાપના ભાગી બને છે.

**ઉપદેશી તુકા, મેઘવૃષ્ટિનેં આઇકા;**
**સંકલ્પાસી ધોકા, સહજ તેં ઉત્તમ. ૪**

અર્થાત્ "સાંભળો, તુકારામ મેઘવૃષ્ટિ દ્વારા ઉપદેશ આપે છે. સંકલ્પમાં નુકસાન છે, જે સહજ—સ્વાભાવિક છે, તેજ ઉત્તમ છે."

મેઘવૃષ્ટિથી ઉપદેશ કરવો એ પ્રેમ—રસનાં વાદળોની વૃષ્ટિ છે—પ્રેમથી જે નીકળી આવે, તેમાં સહજપણું હોય છે—અસલી રંગ હોય છે, અને પછી જેમ મેઘવૃષ્ટિ ગમે ત્યાં હોય—પથ્થરની શિલા પર હો કે ખેડીને તૈયાર કરેલાં ખેતરોમાં હો, તેનાથી ખેતર લીલાંછમ થઇ હસી ઉઠે કે પથ્થરની શિલાઓ ધોવાઇને સ્વચ્છ થાય અથવા જળ જામી જાય કે વહી જાય, વાદળોને તેની પરવા હોતી નથી. તેઓ વરસે છે, જેને જે લાભ થવાનો હોય છે તે થઈ જાય છે. નથી થવાનો હોતો તેને નથી થતો. વાદળ પોતાનું કાર્ય કરે છે. પરમાર્થનું સાધન તો સાધકે પોતેજ કરવું પડે છે. જે કમર કસીને લડશે, તેજ અવશ્ય વિજયી થશે; જે કાયર હશે તે રણ છોડીને ભાગી જશે. એ બધાના પોતાના કામ ઉપર આધાર રાખે છે. મેઘવૃષ્ટિ જેવા ઉપદેશ દ્વારા તુકારામ બધાને એકજ પ્રકારનું અમૃતપાન કરાવે છે. પાન કરવું યા ના કરવું એ સૌની પોતપોતાની ઇચ્છા ઉપરજ આધાર રાખે છે, પોતાના કલ્યાણનું સાધન પોતે કર્યા સિવાય બનતું નથી.

"ચોરના હૃદયમાં તેનો દોષ ખટકયા કરે છે. તેને હું શું કરૂં ! હું તો વરસાદની પેઠે વરસું છું."

જેના જે દોષ હોય છે તેને તે જાણતા હોય છે. અમે ગુણોની સ્તુતિ કરીએ છીએ અને દોષોનો ત્યાગ કરા-

વવા માટે દોષોની નિંદા કરીએ છીએ; કોઇના મર્મ પર ઘા કરવા માટે કોઈ વાત કહેતા નથી. કોઈ વ્યક્તિને ઉદ્દેશીને કંઈ નથી કહેતા. આ તો હરિગુણગાનની અમૃતધારા છે.

પરમ અમૃતાચી ધાર, વાહે દેવાહી સમોર. ૧
ઊર્ધ્વવાહિની હરિકથા, મુકુટમણુ સકળાં તીર્થા. ૨

અર્થાત્ "બધાં તીર્થોનો મુકુટમણિ આ હરિકથા છે. આ ઊર્ધ્વવાહિની પરમામૃતની ધારા ભગવાન સમક્ષ વહ્યા કરે છે."

ભગવાન ઉપર આ અમૃતધારાનો અભિષેક થતો રહે છે અને લોકોને ઉપદેશના રૂપમાં જ્યારે તુકારામ કંઈક કહે છે ત્યારે પણ 'વાદળ એમ નથી પૂછતાં કે કયું ખેતર કેવું છે?'

પાણી વરસીને ખેતરોમાં ખેતીના કામમાં આવે છે અથવા ગટરોમાંથી વહી જાય છે. તેનો વિચાર વરસાદ કરતો નથી. તેની વૃષ્ટિ તો સૌના ઉપર સમાનપણે થાય છે. પતિતપાવની ગંગા પતિત અને પાવન બન્નેને સમભાવે સ્નાન કરાવે છે. અગ્નિ દ્વારા દેવતાઓને હવિષાન્ન (રાંધેલું અન્ન અગ્નિને વૈશ્વદેવ—જમતા પહેલાં કરાતો હવન—સમયે હોમવામાં આવે છે તે) મળે છે અને ખાંડવ વન પણ ભસ્મ થાય છે. પરંતુ કોઇનો સ્પર્શદોષ અગ્નિને નથી લાગતો. એજ પ્રમાણે તુકારામની મેઘવૃષ્ટિ જેવી ઉપદેશદષ્ટિ સજ્જન–દુર્જન બન્નેના ઉપર સમાનરૂપેજ પડે છે, સજ્જન સુખી થઇને સ્તુતિ કરી લેશે અને દુર્જન મસ્તક ઉપર ફટકો લાગવાથી ગુસ્સે થઇને નિંદા કરવા લાગશે; પરંતુ 'મારે માટે આ પણ કંઇ નથી, તે પણ કંઇ નથી અને હું તો બન્નેથી અલગ છું."

"વરસાદ પોતાના સ્વભાવથી વરસે છે, જે ભૂમિ હરિયાળી થઇ જાય છે તે પોતાના દૈવથી–ભાગ્યથી."

## ૩-તુકારામની ઉપદેશપદ્ધતિ

સૌ કોઇને સમાન ઉપદેશ કરવાનો ભાવાર્થ બધાને એકજ ઉપદેશ કરવાનો નથી. હરિકીર્તન દ્વારા થતો ઉપદેશ તો બધાને માટે એકજ છે; અન્યથા 'અધિકાર તૈસા કરૂ ઉપદેશ' જેવો જેનો અધિકાર તેવોજ તેને ઉપદેશ કરવામાં આવે છે. જેનાથી જેટલો બોજો ઉઠાવવાનું બને તેટલોજ તેના ઉપર લાદવામાં આવશે. કીડીની પીઠ ઉપર હાથીની અંબાડી રાખવામાં આવતી નથી. પારધિની પાસે કુહાડી, ફાંસી અને જાળ બધુંયે હોય છે, પરંતુ એ બધાનો ઉપયોગ જુદે જુદે વખતે કરવામાં આવે છે. કુટિલ, મૂર્ખ, કંજૂસ, સંસારી, વિરક્ત, વિલાસી, શૂર, પાપી, પુણ્યાત્મા–બધાને અને બધી જાતિઓને તેમના સંસ્કાર અને અધિકાર પ્રમાણે ઉપદેશ કરવાનો હોય છે. સારી જાતનો સારો ઘોડો હોય તો તે માત્ર ઈશારાથીજ ચાલે છે અને અડિયલ ટટ્ટુ તો ચાબૂક લગાવ્યા વિના એક પગલુ પણ ચાલતું નથી. ધર્મ–નીતિ–વ્યવહાર વિષેનો કેટલોક ઉપદેશ સૌને માટે સમાન હોય છે, સૌ કોઇએ સર્વ સમયે ગ્રહણ કરવા યોગ્ય હોય છે અને કંઇક ઉપદેશ એવો પણ હોય છે કે જે એકને માટે આવશ્યક તે બીજાને માટે અનાવશ્યક પણ હોય છે. કોને કયા ઉપદેશનું પ્રયોજન હોય છે, એ તો બધાએ પોતેજ નિર્ણય કરવાની વાત છે. તુકારામે કયા પ્રસંગથી કોને માટે કયો અભંગ કહ્યો એ જાણવાનો હવે કોઈ ઉપાય રહ્યો નથી. તેમ છતાં તુકારામના શ્રોતાઓમાં સામાન્ય રીતે જે કોટીના લોકો હતા, તેજ કોટીના લોકો આજે પણ મોજુદ છે. જેટલા પ્રમાણમાં તે સમયે હશે, તેટલાજ આજે પણ છે અને હમેશાં રહેશે. તેથી હરકોઇ તુકારામના અભંગોથી પોતપોતાનો અધિકાર જાણીને બોધ પ્રાપ્ત કરી શકે છે. સંત સદ્વૈદ્યો સરખા હોય છે, તેમની પાસે સઘળા રોગોની દવાઓ અને ભસ્મ વગેરે હોય છે. પોતાના રોગ અને પ્રકૃતિ અનુસાર હરકોઇ ઔષધિ લઇને

અનુપાન સાથે સેવન કરવાથી નીરોગી થઇ શકાય છે. સંત ભવરોગને દૂર કરનારા છે. વૈદ્ય તો પૈસા અને પુરસ્કાર-ઇનામ-બક્ષિસ પણ ઇચ્છે છે, પરંતુ સંત પરોપકારી અને નિષ્કામ ભક્ત હોય છે. તેમને બીજી કોઇ મતલબ હોતી નથી, તેઓ ચતુર્વિધ પુરુષાર્થનું દાન કરવામાંજ સુખ માને છે. તુકારામના ઉપદેશોમાં તદ્દન સૌમ્ય ઉપાયોથી માંડીને 'પકડવા, બાંધવા અને ડામ દેવા' સુધીના ઉપાય સામેલ છે. તેમના 'અભંગ'દર્પણમાં પોતાનું મોં જોઇને પોતાની બિમારી-રોગને ઓળખો, ઔષધ સેવન કરો, પથ્ય પાળો અને આરોગ્ય પ્રાપ્ત કરો. વૈદિક બ્રાહ્મણોને તથા સ્વરાજ્ય-સંસ્થાપનાના મહત્કાર્યમાં લાગેલા શિવાજી મહારાજને, સિદ્ધોને અને પાપાત્માને, સાચા ભક્તોને અને દંભીઓને, સજ્જનોને તેમજ દુષ્ટોને, વીરોને તેમજ કાયરોને-બધાને તુકારામના અભંગોમાંથી ઉપદેશ મળશે. નિવૃત્તિમાર્ગીઓ અને પ્રવૃત્તિમાર્ગીઓ, બન્નેને તેમણે ઉપદેશ આપ્યો છે—અર્થાત્ વિવેકના મુખ્ય મુખ્ય સિદ્ધાંત બતાવી દીધા છે. સંત અને તત્ત્વદર્શી મુખ્ય સિદ્ધાંતજ બતાવ્યા કરે છે, તેમનાં કંઇ ચિહ્ન નથી. એ બધી વાતો વ્યવહારથી તથા બીજાઓનાં આચરણ જોવાથી જણાઈ આવે છે. તેઓ સિદ્ધાંત બતાવી દે છે. સંતોનું મુખ્ય કાર્ય જીવોને માયા-મોહની નિદ્રાથી જગાડી દેવાનું હોય છે. પોતે જાગતા રહે છે અને બીજાઓને જગાડે છે તેમજ ધર્મનું રહસ્ય બતાવીને ઉદ્ધારનો માર્ગ બતાવે છે. ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનો બોધ કરાવીને તેમની દેહબુદ્ધિ નષ્ટ કરે છે, તેમની જીવદશાનું દારિદ્ય દૂર કરીને તેમને સ્વાત્મસુખના ધ્રુવપદે બેસાડી દે છે. જીવોને અભયદાન આપે છે અને પોતાના પુણ્યચરિત્ર તથા ઉજ્જ્વળ પ્રબોધશક્તિથી જીવોનું દૈન્ય-દારિદ્ય નષ્ટ કરીને તેમને સ્વાનંદસામ્રાજ્ય પદે આરૂઢ કરે છે. સંતોના ઉપકાર માતા-પિતાના ઉપકારોથી પણ વધારે છે. બધી નાની-મોટી નદીઓ જેમ પોતાના નામ-રૂપની સાથે જઇને એવી મળી જાય છે કે જાણે તેમનું કોઇ અસ્તિ-

ત્વજ ન હોય, તેજ પ્રમાણે ત્રિભુવનનાં બધાં સુખ–દુઃખ સંતોનાં બોધરૂપી મહાસમુદ્રમાં વિલીન થઇ જાય છે. તુકારામ મહારાજ એવા વિશ્વોદ્ધારક મહામહિમાવાન મહાત્માઓની પ્રથમ શ્રેણીમાં છે. આવો, વાચક ! આપણે તેમના અમોઘ ઉપદેશની મેઘવૃષ્ટિ નીચે વિનમ્રભાવે આપણાં મસ્તક નમાવી આ અમૃતવર્ષાની ફરફરનો આનંદ લઇએ.

## ૪–હરિભક્તિનો સામાન્ય ઉપદેશ

હરિ–ભકિતનો ઉપદેશ સૌને માટે એકજ છે—

" ખોલ, ખોલ, આંખો ખોલ. બોલ, હજુ સુધી આંખો કેમ ખોલી નથી ? અરે, તારી માતાની કૂખમાં તું શું પથ્થર પેદા થયો ? તેં જે આ નરદેહ પ્રાપ્ત કર્યો છે તે મહાભારે નિધિ છે, જે વિધિથી કરી શકે તે વિધિથી તું તેને સાર્થક કર. સંત તને જગાડીને પાર ઉતારી જશે. (તું પણ પાર ઉતરવા ઇચ્છે તો કંઈક કર.)"

* * * *

" અનેક યોનિઓમાં ભટકયા પછી (આ નર–નારાયણ-ની) જોડી મળી છે, નરદેહ જેવું સ્થાન મળ્યું છે. નારાયણમાં પોતાના ચિત્તનો ભાવ જોડી દે."

* * * *

" અરે સજ્જન ! સાંભળ. તારા પોતાના હિતની વાત સાંભળ. મનથી પંઢરિનાથનું સ્મરણ કર, નારાયણનાં ગુણગાન કર, તે પછી બંધન કેવું ? ભવ–સિંધુને તો એમ જાણી લે કે, આજ કિનારામાં સમાઇ જશે, પછી પાર કરવાનું શું ? બધાં શાસ્ત્રોનો સાર અને શ્રુતિઓનો મર્મ તેમજ પુરાણોનો આશય તો એજ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર તથા ચાંડાળને પણ આનો અધિકાર છે; બાળકોને, સ્ત્રીઓને, પુરુષોને તેમજ વેશ્યા વગેરેને પણ આનો અધિકાર છે. તુકારામ કહે છે કે, અનુભવથી મેં આ જાણ્યું છે. આ આનંદ લેનારા બીજા પણ ભક્ત છે."

(જે હું કહી રહ્યો છું, તેજ તેઓ પણ કહેશે.)"

"જેવું મનન-ચિંતન કરશો તેજ પામશો. અભ્યાસથી શું નથી થતું !"

"ઉદ્યોગ કરવાથી અસાધ્ય પણ સાધ્ય થઇ જાય છે, અભ્યાસજ ફળ આપનાર છે."

"શ્રીહરિને શરણે જાઓ, તેમનાજ થઇને રહો, તેમના ગુણગાનમાંજ મગ્ન થઇ જાઓ, સંસાર જે હાઉ બનીને સામે આવ્યો છે, તેને નસાડી મૂકો, અને "આજ દેહ વડે આજ આંખોથી મુક્તિનો આનંદ લૂંટો." હરિ-નામ-સંકીર્તનથી ભવ-સિંધુ અહીંજ સંકોચાઈ જાય છે, એ તો તુકારામ મહારાજ પોતાના 'અનુભવ'થી કહે છે. હરિ-ભજનમાં કેવો આનંદ છે તે તુકારામમાંજ જોઇ લ્યો—

"રાત-દહાડાનું કંઈ ઠેકાણું નથી, અહીં તો અખંડ જ્યોતિ ઝગમગી રહી છે. આનો આનંદ કેવો હિલોળા લઇ રહ્યો છે તેના સુખનું વર્ણન કેટકેટલું કરૂં !"

શ્રીહરિના પ્રસાદથી બધાં દુ:ખ નાશ પામી જાય છે–

"આજ ભવ-રોગની ઓષધિ છે. જન્મ, જરા અને બધા વ્યાધિ એનાથી દૂર થઇ જાય છે, હાનિ તો કંઈ પણ થતી નથી. ષડ્રિપુઓનો નાશ અવશ્ય થઈ જાય છે. છએ શાસ્ત્ર, ચારે વેદ તેમજ અઢારે પુરાણોના જે સાર-સર્વસ્વ છે, તે શ્યામસુંદરની છબીને પોતાની આંખો વડે નીરખી લ્યો, કુટિલ-ખલ-કામીઓનો સ્પર્શ પોતાને ન થવા દો, મુખથી નિરંતર વિષ્ણુસહસ્રનામની માળા ફેરવતા રહો."

"પોતાના (નિજ સ્વરૂપના) ઘરની બહાર ન નીકળો, બહારની (દેહ-બુદ્ધિની) હવા ન લાગવા દો, બહુ બોલવાનું છોડી દો અને બીજા (અનાત્મ) સંગોથી સાવધાન થઇને તેનાથી દૂર રહો."

"અનુતાપ-પશ્ચાત્તાપરૂપી તીર્થમાં નાહી લ્યો અને

દિશારૂપી વસ્ત્ર ઓઢી લ્યો, કે જેથી કરીને આશાનો પરસેવો નીકળી જાય. એટલે તમે જેવા પહેલાં હતા, તેવાજ બની જશો ( અર્થાત્ મૂળ સચ્ચિદાનંદ સ્વરૂપ બની જશો.) તેથી તુકારામ કહે છે કે, વૈરાગ્યનો ઉપભોગ કરો."

"અનુતાપ કરતાં કરતાં ભગવાનને કહો કે 'હું તો અનાથ છું, અપરાધી છું, કર્મહીન છું, મંદમતિ અને જડબુદ્ધિ છું. હે કૃપાનિધે! હે મારાં માતાપિતા! પોતાની વાણીથી મેં તમને કદી યાદ કર્યા નથી. તમારાં ગુણગાન પણ સાંભળ્યા નહિ કે ગાયા નથી. સ્વહિત છોડીને લોકલાજની પાછળજ ભટકયા કર્યું. હરિ-કીર્તનમાં સંતોનો સંગ મને કદી સારો લાગ્યો નહિ. પરનિંદામાં ખૂબ રુચિ હતી, બીજાઓની અત્યંત નિંદા કરી. પરોપકાર ન તો મેં કર્યો કે ન તો બીજાઓ પાસે કદી કરાવ્યો. બીજાઓને પીડા કરવામાં કદી દયા ન આવી. ન કરવો જોઇએ તેવો વ્યવસાય કર્યો અને આખરે થયું એમજ કે, કુટુંબનો ભાર ઉપાડયા કર્યો. તીર્થોની કદી યાત્રા કરીજ નહિ, કેવળ આ પિંડનું પાલન કરવામાંજ હાથ-પગ હલાવતો રહ્યો. મારાથી ન તો સંતોની સેવા થઇ કે ન તો દાન-પુણ્ય બન્યું, ન તો ભગવાનની મૂર્તિનાં દર્શન કે પૂજન અર્ચન પણ કર્યાં. કુસંગમાં પડીને અનેક અન્યાય અને અધર્મ કર્યા. સ્વહિત શું છે, તેમાં શું કરવાનું હોય છે, તેની કશી સમજણ પડતી નથી. શું બોલું, શો સાદ કરૂં? ઓ પ્રભો! કંઈ પણ ખબર પડતી નથી. મેં મારી મેળેજ મારૂં સત્યાનાશ વાળી દીધું, હું મારી પોતાનીજ જાતનો બદલો લેનારો વેરી બન્યો. તુકારામ કહે છે કે, ભગવન્! તમે દયાના નિધાન-ભંડાર છો, મને આ ભવસાગરની પાર ઉતારો." ( વાચક! તુકારામની આ સુંદર પ્રાર્થનામાં ચાલો, આપણે પણ જોડાઇએ, અને એ દીનોનાં દુઃખ હરનારા દેવને વંદન કરીએ. )"

"ભગવાનને આ પ્રમાણે પશ્ચાત્તાપપૂર્વક ગદ્ગદ્ કંઠે પોતાનાં [illegible] કર્મો-અપરાધો કહેવા જોઇએ, તેમની પા[illegible]

કરુણાની ભિક્ષા અને મદદ માગવી જોઈએ, તેમને શરણે જવું જોઈએ. જે દોષ પહેલાં થઈ ગયા હોય, તે ફરીથી ન કરવાની બાબતમાં સાવધાન રહેવું જોઈએ અને હમેશાં ભગવાનનું સ્મરણ, ભગવાનનાં ગુણગાન અને ભગવાનનું ધ્યાન કરતા રહેવું જોઈએ. આથી તે દીનવત્સલ અવશ્ય દયા કરશે અને ઉપર ઉપાડી લેશે. શુદ્ધ ચિત્તથી ભગવાનના ગુણ ગાવા, સંતોનાં ચરણોમાં પડવું–મસ્તક નમાવવું, શરીરને સફળ કરવું અને આ પ્રમાણે ભગવાનનો પ્રસાદ પ્રાપ્ત કરવો."

* * * *

"ભવસાગર તરીને પાર કરતાં શી વાતની ચિંતા કરો છો? પેલે પાર તો તે કેડ ઉપર હાથ રાખીને ઉભા છે. જે કંઇ ઇચ્છતા હો તેનાજ તેઓ દાતા છે. તેમનાં ચરણોમાં જઈને વળગી પડો તે જગતસ્વામી તમારી પાસેથી કંઇ મૂલ્ય નહિ માગે, કેવળ તમારી ભક્તિથીજ તમને પોતાના ખભા ઉપર ઉપાડીને લઇ જશે. તુકારામ કહે છે કે, જ્યાં પાંડુરંગ પ્રસન્ન થયા, ત્યાં ભક્તિ—મુક્તિની શી ચિંતા ?–ત્યાં દૈન્ય અને દારિદ્ર ક્યાંથી ?"

## ૪–સંસારમાં રહેતાં સાવધાન રહો.

"'અમે સંસારી મનુષ્યો ભલા સંસારને કેમ કરીને છોડી શકીએ?' ઠીક છે, સંસારમાંજ રહો; પરંતુ હરિને ન ભૂલો. હરિનામ જપતાં જપતાં બધાં કામ ન્યાયનીતિથી કરતા ચાલો. એથી કરીને સંસાર પણ સુખી થાય છે; નહિ તો 'ખોદ્યો ડુંગર ને કાઢ્યો ઉંદર'વાળી કહેવતજ ફળીભૂત થઇ તો શું એ સંસાર ચલાવ્યો કહેવાશે? એ જો કંઈ સંસાર થયો કહેવાય તો પશુઓના જેવોજ, મનુષ્યોના જેવો નહિ! આ સંસારમાં સુખ છેજ નહિ. કારણ કે "સુખ જવ જેટલું છે તો દુઃખ પહાડ જેટલું છે!" સંસારના વિષયમાં સઘળાનો આજ અનુભવ છે. મા–બાપ, સ્ત્રી–પુત્ર, સંગી–સાથી, ધન–દોલત, રાજા–મહારાજા કોઇ

પણ શું આપણને મૃત્યુથી બચાવી શકશે ? 'આ શરીર તો કાળનો કોળિયો છે.'"

(૧) કોડી કોડી ભેગી કરીને કરોડ રૂપિયા એકઠા કરો; પરંતુ સાથે તો એક લંગોટી પણ આવશે નહિ.

(૨) સંગી–સાથી એકે એકે ચાલ્યા ગયા. હવે તમારી વારી પણ આવશે, ગાફેલ રહીને શું કરવા બેઠા છો ? હવે એકલા શું કરશો ? કાળ મસ્તક પર સવાર છે. હજુ પણ સાવધ થઇ જાઓ, એનાથી છૂટવાનો કંઇક ઉપાય કરો.

(૩) તમારો દેહ તો નહિ રહે, એને કાળ ખાઇ જશે. હજુ પણ જાગો, નહિ તો તુકારામ કહે છે કે છેતરાશો. (નશાની અંદર માર્યા જશો.)

આ વાત ધ્યાનમાં રાખો અને અંદરથી સાવધાન રહેતા થકા સંસાર ચલાવ્યા કરો.

"સચ્ચાઇ છોડયા વિના સાચા વહેવારથી ધન ભેગું કરો અને તેમાં મનને અટકાવ્યા–રોકયા સિવાય નિઃસંગ થઇને તેનો ઉપયોગ કરો. પરોપકાર કરો, પર–નિંદા ના કરો અને પરસ્ત્રીને મા–બ્હેન સમજો, પ્રાણીમાત્રમાં દયાભાવ રાખો, ગાય-બળદ વગેરેનુ પાલન કરો. જંગલમાં, જ્યાં કોઇ જળાશય ન હોય ત્યાં તરસ્યાને પાણી પાઓ."

આ પ્રમાણે પોતાનું આચરણ બનાવી લેશો તો ગૃહસ્થાશ્રમજ પરમાર્થનું સાધન બની જશે અને આ આચરણમાં કંઇ મુશ્કેલી પણ નથી.

"પર–સ્ત્રીને માતા માનવામાં આપણું શું ખર્ચાઇ જવાનું છે ?"

પર–દ્રવ્યની ઇચ્છા યા પરનિંદા હું નહિ કરૂં એવો નિશ્ચય જો કોઈ કરી લે તો 'એમાં પણ શું જવાનું ? બેઠાં બેઠાં રામ રામ રટયા કરે, સંત–વચનોમાં વિશ્વાસ રાખે, સત્ય ભાષણનુ વ્રત લે તો એથી શું નુકસાન થશે ?"

કરુણાની ભિક્ષા અને મદદ માગવી જોઇએ, તેમને શરણે જવું જોઇએ. જે દોષ પહેલાં થઇ ગયા હોય, તે ફરીથી ન કરવાની બાબતમાં સાવધાન રહેવું જોઇએ અને હમેશાં ભગવાનનું સ્મરણ, ભગવાનનાં ગુણગાન અને ભગવાનનું ધ્યાન કરતા રહેવું જોઇએ. આથી તે દીનવત્સલ અવશ્ય દયા કરશે અને ઉપર ઉપાડી લેશે. શુદ્ધ ચિત્તથી ભગવાનના ગુણ ગાવા, સંતોનાં ચરણોમાં પડવું–મસ્તક નમાવવું, શરીરને સફળ કરવું અને આ પ્રમાણે ભગવાનનો પ્રસાદ પ્રાપ્ત કરવો. ”

* * * *

“ ભવસાગર તરીને પાર કરતાં શી વાતની ચિંતા કરો છો ? પેલે પાર તો તે કેડ ઉપર હાથ રાખીને ઉભા છે. જે કંઇ ઇચ્છતા હો તેનાજ તેઓ દાતા છે. તેમનાં ચરણોમાં જઈને વળગી પડો. તે જગતસ્વામી તમારી પાસેથી કંઇ મૂલ્ય નહિ માગે, કેવળ તમારી ભક્તિથીજ તમને પોતાના ખભા ઉપર ઉપાડીને લઇ જશે. તુકારામ કહે છે કે, જ્યાં પાંડુરંગ પ્રસન્ન થયા, ત્યાં ભક્તિ—મુક્તિની શી ચિંતા ?–ત્યાં દૈન્ય અને દારિદ્ર ક્યાંથી ? ”

## ૪–સંસારમાં રહેતાં સાવધાન રહો.

“ ‘ અમે સંસારી મનુષ્યો ભલા સંસારને કેમ કરીને છોડી શકીએ ? ’ ઠીક છે, સંસારમાંજ રહો; પરંતુ હરિને ન ભૂલો. હરિનામ જપતાં જપતાં બધાં કામ ન્યાયનીતિથી કરતા ચાલો. એથી કરીને સંસાર પણ સુખી થાય છે; નહિ તો ‘ ખોદ્યો ડુંગર ને કાઢ્યો ઉંદર ’વાળી કહેવતજ ફળીભૂત થઇ તો શું એ સંસાર ચલાવ્યો કહેવાશે ? એ જો કંઈ સંસાર થયો કહેવાય તો પશુઓના જેવોજ, મનુષ્યોના જેવો નહિ ! આ સંસારમાં સુખ છેજ નહિ. કારણ કે “ સુખ જવ જેટલું છે તો દુઃખ પહાડ [illegible] છે ! ” સંસારના વિષયમાં સઘળાનો આજ અનુભવ [illegible] સ્ત્રી–પુત્ર, સંગી–સાથી, ધન–દોલત, રાજ–[illegible]

પણ શું આપણને મૃત્યુથી બચાવી શકશે ? 'આ શરીર તો કાળનો કોળિયો છે.' "

(૧) કોડી કોડી ભેગી કરીને કરોડ રૂપિયા ભેકઠા કરો; પરંતુ સાથે તો એક લંગોટી પણ આવશે નહિ.

(૨) સંગી–સાથી એકે એકે ચાલ્યા ગયા. હવે તમારી વારી પણ આવશે, ગાફેલ રહીને શું કરવા બેઠા છો ? હવે એકલા શું કરશો ? કાળ મસ્તક પર સવાર છે. હજુ પણ સાવધ થઇ જાઓ, એનાથી છૂટવાનો કંઇક ઉપાય કરો.

(૩) તમારો દેહ તો નહિ રહે, એને કાળ ખાઇ જશે. હજુ પણ જાગો, નહિ તો તુકારામ કહે છે કે છેતરાશો. (નશાની અંદર માર્યા જશો.)

આ વાત ધ્યાનમાં રાખો અને અંદરથી સાવધાન રહેતા થકા સંસાર ચલાવ્યા કરો.

"સચ્ચાઇ છોડયા વિના સાચા વહેવારથી ધન ભેગું કરો અને તેમાં મનને અટકાવ્યા–રોકયા સિવાય નિઃસંગ થઇને તેનો ઉપયોગ કરો. પરોપકાર કરો, પર–નિંદા ના કરો અને પરસ્ત્રીને મા–બહેન સમજો, પ્રાણીમાત્રમાં દયાભાવ રાખો, ગાય–બળદ વગેરેનુ પાલન કરો. જંગલમાં, જ્યાં કોઇ જળાશય ન હોય ત્યાં તરસ્યાને પાણી પાઓ."

આ પ્રમાણે પોતાનું આચરણ બનાવી લેશો તો ગૃહસ્થાશ્રમજ પરમાર્થનું સાધન બની જશે. અને આ આચરણમાં કંઇ મુશ્કેલી પણ નથી.

"પર–સ્ત્રીને માતા માનવામાં આપણું શું ખર્ચાઇ જવાનું છે ?"

પર–દ્રવ્યની ઇચ્છા યા પરનિંદા હું નહિ કરૂં એવો નિશ્ચય જો કોઈ કરી લે તો 'એમાં પણ શું જવાનું ?' બેઠાં બેઠાં રામ રામ રટયા કરે, સંત–વચનોમાં વિશ્વાસ રાખે, સત્ય ભાષણનું વ્રત લે તો એથી શું નુકસાન થશે ?"

"તુકારામ કહે છે કે, આથી તો ભગવાન મળશે, બીજું કંઈ કરવાનું કામજ નથી."

પરંતુ ઘર-ગૃહસ્થીના પ્રપંચમાં લાગી રહેતાં એક વાત ન ભૂલતા. કઈ વાત ?—

"આ ક્ષણિક દ્રવ્ય, દારા (સ્ત્રી) અને પરિવાર તમારાં નથી. અંતકાળે જે તમારૂં હશે તે તો એક વિઠ્ઠલજ છે. તુકારામ કહે છે કે, તેનેજ જઇને પકડો."

તુકારામ મહારાજનો આ મુખ્ય ઉપદેશ છે. 'મુખ્ય ઉપાસના સગુણભક્તિ'ના વિષયમાં વિસ્તારપૂર્વક વિવેચન આ અગાઉ આપવામાં આવ્યુ છે. યથાર્થમાં તુકારામના બધા અભંગ આજ પ્રકારની મેઘવર્ષા છે. આપણા ઉપર આ અમૃત-વર્ષાની ઝડી-ઝાપટ લાગે અને આપણામાંથી દરેક કૃતાર્થ થવાનો પોતાનો રસ્તો શોધી લે. 'ભગવાન, ભક્ત અને ભગવન્નામ'ના વિષયમાં તુકારામના ઉપદેશ આ પહેલાં અનેક વાર આવ્યા છે તેથી તેની પુનરાવૃત્તિ ન કરતાં હવે જોઇએ કે, સર્વસામાન્ય વ્યવહારનીતિના સંબંધમાં વિવિધ પ્રકારના લોકોને તેમણે કેવા કેવા ઉપદેશ આપ્યા છે.

## ૬-સંસારીઓને ઉપદેશ

નિષ્કામ ભક્તિનો ડંકો બજાવવા માટેજ તુકારામનો અવતાર થયો હતો. જે લોકો અને જે મતો ભક્તિના વિરોધી હતા, તેમની ખબર લેવાનું તુકારામને માટે આ પ્રસંગથી આવશ્યક થયું, એટલુંજ નહિ પરંતુ ભક્તિમાર્ગના પણ કેટલાયે સ્વાંગ અને ઢોંગ તેમને જડમૂળથી ઉખાડીને ફેંકી દેવા પડયા. ભક્તિના નામે સમાજમાં પ્રતિષ્ઠા પામેલા અનેક અભિમાની, વિષયાચારી, અનાચારી, પેટના પૂજારી અને દંભી લોકો પોતપોતાનો સ્વાર્થ સાધી રહ્યા હતા. તેમને સાચેસાચો ભક્તિમાર્ગ દેખાડવો આવશ્યક હતો, તેમજ તેમના દોષ પણ તેમને દેખાડવા એ

પણ જરૂરનું હતું.

"ભગવાનના કહેવડાવી ભગવાનનોજ અનાદર કરે છે ! આ જોઇને ભારે આશ્ચર્ય થાય છે. હવે જે બિચારાઓ ઉપર ગૃહસ્થાશ્રમનો ભાર લદાયેલો છે, તે સામાન્ય લોકોને કહી પણ શું શકીએ ?"

ભગવાનનો આદર-સત્કાર કેવી રીતે કરવામાં આવે છે, હાથ જોડીને કેવી નમ્રતાપૂર્વક તેમની આગળ રહેવું પડે છે, ભગવાનની આગળ કંઇ કોલાહલ ન થાય તેનો પ્રબંધ કરીને કેવી શાંતિ, શુદ્ધિ અને તલ્લીનતાપૂર્વક તેમનું પૂજન કરવું જોઇએ, ઉત્તમોત્તમ પદાર્થ ભગવાનને માટે કેમ કરીને ભેગા કરવામાં આવે છે, ઓછામાં ઓછું ભગવાનની આગળ તો મનના બધા મલિન વિચાર દૂર કરીને કેવી આંતર્બાહ્ય પવિત્રતાપૂર્વક જવું જોઇએ, આ બધી સીધી સાદી વાતો પોતાને ભગવાનના ભક્ત બતાવનાર લોકો ન જાણે, એ તો અત્યંત દુઃખ અને આશ્ચર્યની વાત છે ! કથા-કીર્તનમાં કથા-કીર્તનને એક તમાશો અથવા એક સામાન્ય રિવાજ સમજીને પોતપોતાના ધન-માનની મોટાઇમાં ફૂલ્યા રહીને તે સમય વાતચીતમાં ગમે તે રીતે વીતાવવો, મોટે અવાજે બોલવું, સંતોનો સત્કાર કરવામાં મોં મરડવું, પાન ચાવતાં ચાવતાં અથવા અપવિત્ર-સ્થિતિમાં ભગવાનની સમક્ષ જવું, ભગવાનની પૂજાને માટે સડેલી સોપારી રાખવી, મોટા જાડા ચોખા અને સસ્તામાં સસ્તુ ઘી હવન માટે લાવવું; એવી અસંખ્ય વાતો છે કે જે લોકો જાણ્યે અજાણ્યે કર્યાં કરે છે ! ભગવાનને ચાહતા હો તો ચિત્તને મેલું શા માટે રાખો છો ? અભિમાન, અક્કડપણું, આળસ, લોકલાજ, ચંચળતા અસદ્વ્યવહાર, મનનું મેલાપણું વગેરે કચરાપૂંજો શામાટે ભેગો કરી રાખ્યો છે ? ઓછામાં ઓછું ભગવાનના ભક્ત કહેવરાવનારાઓને માટે તો એમ નજ થવું જોઇએ. કેવળ બાહ્યવેશ પહેરી લેવાથી થોડોજ કોઇ ભક્ત થાય છે ?

"આગ લાગો એ બનાવટી સ્વાંગમાં, જેમાં કાળાશ ભરેલી હોય."

"વસ્ત્ર લપેટીને પેટ મોટું કરવાથી, ગર્ભવતી હોવાની વાત ફેલાવવાથી અને દોહદનો વેશ ભજવવાથી બાળક થોડુંજ જન્મે છે! એથી તો માત્ર મશ્કરીજ થાય છે!"

"ઇન્દ્રિયોનું નિયમન નથી, મુખમાં ભગવાનનું નામ નથી; આવું જીવન તો ભોજનની સાથે માખી ગળી જવા જેવું છે, આવું ભોજન શું કદી સુખ આપી શકે?"

*  *  *  *

"વિષય-લાલસામાં પડીને, મિષ્ટાન્નનું ભોજન કરીને આ પિંડ પોષવાનુંજ જેને સૂઝે છે, તેનું જ્ઞાન તો અત્યંત અધમ છે. એક એક કોળિયો બહુ સ્વાદપૂર્વક મોંમાં મૂકે છે અને જાણતો નથી કે, આ પિંડ તો ક્ષણ વારજ સાથે રહેનારો છે, એને પોષવાથી શું હાથમાં આવવાનુ છે!"

આટલી પણ જેનામાં સમજણ નથી, તેને તો કહેવુંજ શું? શુક, જનક જેવા મહાયોગી પોતાના વૈરાગ્યબળથીજ પરમ પદના અધિકારી થયા. સંસારની બધી આશાઓ અને અભિલાષાઓનો ત્યાગ કર્યા વિના ભગવાન મળતા નથી.

"આશાને જડમૂળથી ઉખાડી ફેંકી દો તો સાધુ-ગોસાંઇ કહેવડાવો; નહિ તો સંસારી રહો, પોતાની ફજેતી શુ કરવા પોતાની મેળેજ કરાવો છો?"

"શ્રીહરિને મળવા ઇચ્છતા હો તો આશા-તૃષ્ણાથી તદ્દન ખાલી થઇ જાઓ. જેઓ નામ હરિનુ લે છે, પરંતુ હાથ લોભમાં ફસાયલા રહે છે અને અસત્, અન્યાય તેમજ અનીતિને માર્ગે ચાલે છે, તેઓ પોતાના પૂર્વજોને નરકમાં નાખે છે અને નરકના કીડા બનાવે છે."

*  *  *  *

"અભિમાનનું મોં કાળું! તેનું કામ અંધારૂંજ ફેલાવવાનું છે. બધાં કામોની પાછળ લોક-લાજ લાગેલી છે."

"દંભ, આશા, તૃષ્ણા, અભિમાન, ભજન કરતાં લોકલાજ—એ બધા દોષો હોવા છતાં જે ભગવાનના વહાલા કહેવડાવે છે, તેઓ તો ખચેજ બચે! જેઓ ખરા દિલથી ભગવાનને ઇચ્છે છે, તેઓ પોતાના પ્રેમને સાવધાનીથી સાચવી રાખે, પ્રતિષ્ઠાને શૂકરી-વિષ્ઠા સમજે, વૃથા વાદમાં ન પડે, અહંકારી તાર્કિકોની સોબતથી દૂર રહે અને કોઇ ઢોંગ-પાખંડ ન કરે."

"સ્વાંગ-બહારનો ભપકો-ડોળદમામ કરવાથી ભગવાન મળતા નથી. નિર્મળ ચિત્તની પ્રેમપૂર્ણ ઇચ્છા નહિ હોય તો ગમે તે કરો, અંતે કેવળ આહજ છે! તુકારામ કહે છે કે, કેટલાક જાણે છે, પરંતુ જાણીને પણ આંધળા બને છે!" (હા પ્રભો! આવા અંધપણાથી બચાવો! બચાવો!! બચાવો!!)

"સૌ કોઇના જુદા જુદા રાગ છે. તેમની પાછળ પોતાના મનને વેડફી મારો નહિ. પોતાના વિશ્વાસને જતનથી સાચવો, બીજાઓના રંગમાં ન રંગાઓ."

* * * *

"જ્યાં વાદવિવાદ થતો હોય, ત્યાં ઉભા રહેશો તો એ જાળમાં ફસાઈ જશો. જેઓ સર્વતોભાવે સમ-રસમાં મળેલા હોય તેમનામાં મળો-ભળો. તેઓજ તમારા કુલ-પરિવારના છે."

"ભક્તોના મેળાનો જે આનંદ છે, તેનો કંઇ પણ આસ્વાદ અવિશ્વાસુને મળતો નથી અને તે રાંધેલા અન્નમાંના કાંકરાની પેઠે અલગજ રહે છે."

"ભગવાનની પૂજા કરો તો નિર્મળ મનથી કરો. તેમાં બહારના દેખાવનું શું કામ? જેને જણાવવા ઇચ્છો

છો, તે અંતરની વાત જાણે છે. કારણ, સાચાઓમાં સાચો તો તેજ છે."

પરંતુ—"ભક્તિની વાતજ એવી છે કે સર્વસ્વથી હાથ ધોવા પડે છે."

* * * *

"નેત્રોમાં અશ્રુબિન્દુ નથી, હૃદયમાં તરફડાટ નથી; તો ભક્તિ કેવી ? તે તો ભક્તિની વિડંબનાજ છે, ફોગટ માણસોનું મન રાજી કરવાની વાત છે. સ્વામીની સેવામાં જે સાદર સમર્પણ થતો નથી, તેને મળીજ શું શકે ? તુકારામ કહે છે કે, જ્યાં સુધી દૃષ્ટિ સાથે દષ્ટિ મળતી નથી, ત્યાં સુધી મિલન થતું નથી."

"આ તો ક્રિયાયુક્ત અનુભવનું કામ છે."

"અહંતા નાબુદ થવી જોઇએ, ભગવાનના સ્તુતિ-પાઠમાં સાચી ભક્તિ જોઇએ, હૃદયની સાચી લગની જોઇએ. હરિનાં ચરણોમાં પૂર્ણ નિષ્ઠા હોય તોજ કામ બને."

"સેવકના શરીરમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી સ્વામીની આજ્ઞાજ તેને માટે પ્રમાણ છે."

"દેવ-ધર્મગુરુઓની આજ્ઞાનું આ પ્રમાણે નિષ્ઠાપૂર્વક પાલન કરીને ભગવાનના થઇને રહો. અધકચરા જ્ઞાનવાળા તાર્કિકો કરતાં અજ્ઞાન, અભણ, ભલા-ભોળા માણસોજ સારા હોય છે. તુકારામ કહે છે કે, 'બલ્કે મૂર્ખ સારા છે; આ વિદ્વાન તાર્કિક તો કંઇજ કામના નથી.'"

તુકારામનું કીર્તન સાંભળવા અથવા દર્શન કરવા જે લોકો આવ્યા કરતા હતા, તેમાં ઘણે ભાગે સંસારી લોકોજ આવતા. તુકારામે પોતાના ગૃહસ્થાશ્રમની હોળી કરી દીધી. એકનાથ મહારાજનો ગૃહસ્થાશ્રમ અનુકૂળ ગૃહિણી હોવાથી સુખેથી નભી ગયો અને સમર્થ રામદાસ ગૃહસ્થાશ્રમના બંધનમાં પડયાજ નહિ. એ ત્રણેય મહાત્માઓ વિરક્ત હતા. ત્રણેય અંદરથી પૂર્ણત્યાગી હતા,

બહારના વેશની વાત તો કોઇ પણ હાલતમાં ગૌણજ હોય છે; પરંતુ સર્વસામાન્ય મનુષ્ય એવા કેમ કરીને બની શકે ? બધા તો બાળ-બચ્ચાં, ઘર-બાર, કામ-ધંધામાંજ મચ્યા રહે છે. કોઇ એકાદજ નહિ મચ્યો રહેતો હોય ! તેથી આ મહાત્માઓએ સંસારને અનુરૂપજ ઉપદેશ આપ્યો છે. ઘર–ગૃહસ્થીથી બધું કામ કરો, પરંતુ ભગવાનને ના ભૂલો, મુખથી ' હરિ, હરિ ' બોલો સદાચારથી રહો. શ્રુતિ–સ્મૃતિ–પુરાણોક્ત ધર્મનું પાલન કરો. સામાન્ય જનોને આથી વધારે બીજો શો ઉપદેશ આપી શકાય ! ભગવાન માટે સર્વસ્વથી હાથ ધોવા તૈયાર થઇ જવું, એ પૂર્વના પુણ્યવિના ભાગ્યમાં નથી હોતું. તેથી હવે સામાન્ય માણસોને તુકારામે વિવિધ પ્રકારે કેવી રીતે સમજાવ્યા છે; કોઈ વાર મનાવીને તો કોઇ વાર દબડાવી–ધમકાવીને શી રીતે સાવધાન કર્યા છે; પાટા ઉપરથી નીચે ઉતરી પડેલી સમાજની ગાડીને ધર્મનીતિ–ન્યાયના પાટા ઉપર ફરીથી કેવી રીતે ચઢાવી દીધી છે; લોકોના દોષ દૂર કરવાને માટે એ દોષોને કેવા બેધડક સીધા લઇ આવ્યા છે અને તેમણે તેમનામાં ભગવાન, ભક્ત અને ધર્મ પ્રત્યે સાચો પ્રેમ જગાવવાના પ્રયત્નની કેટલી હદ વાળી દીધી છે, તે આપણે હવે જોઇએ.

" આ સંસારમાં આવ્યા છો તો હવે ઉઠો, જલદી કરો અને એ ઉદાર પાંડુરંગને શરણે જાઓ. આ દેહ તો દેવતાઓનો છે, બધું ધન કુબેરનું છે, એમાં મનુષ્યનું શું છે ? આપનાર–અપાવનાર, લઈ જનાર–લેવડાવી જનાર કોઈ બીજોજ છે. એનું અહીં શું છે ? આ પ્રાણીને નિમિત્તરૂપેજ ધનવાન બનાવ્યો છે અને તે તો ' મારૂં–મારૂં ' કહીને નકામોજ દુઃખ ઉઠાવ્યા કરે છે. તુકારામ કહે છે કે, રે મૂર્ખ ! નાશવાનની પાછળ પડીને ભગવાન તરફ પીઠ શા સારૂ ફેરવે છે ? "

" બુદ્ધિમાનોને માટે આ એકજ વચન બસ છે ! ચંચળ

ચિત્તની પાછળ ન તણાતાં, બધો સમય પ્રેમપૂર્વક નામ ગાતા રહો,' નામ જેવું બીજું કોઈ સુલભ સાધન નથી. એ નિશ્ચયનો ગેરુ છે. સૌને હાથ જોડીને તુકારામ વિનતિ કરે છે કે, પોતાના ચિત્તને શુદ્ધ કરો."

"ભગવાનનુ ચિંતન કરવામાંજ હિત છે. ભક્તિ વડે મનને શુદ્ધ કરી લ્યો. ત્યારે, તુકારામ કહે છે કે દયાનિધિ આ નામને લીધે પાર ઉતારશે."

"કથા–કીર્તન સાંભળતાં નિદ્રા આવી જાય છે. અને પલંગ ઉપર પડયો પડયો આ સંસારની ગડમથલમાં તરફડતો જાગીને રાત વીતાવે છે!! કર્મની ગતિ આવી ગહન છે, કોઇ કયાં સુધી રૂવે!' આજ જાગરણુ અને આજ તરફડાટ ભગવાનના ચિંતનમાં કેમ થતો નથી? ભગવાને આપેલી ઇન્દ્રિયોને ભગવાનના કામમાં કેમ જોડતા નથી?"

"મુખથી તેમનુ કીર્તન કરો, કાનો વડે તેમની કીર્તિ સાંભળો, નેત્રો વડે તેમનુંજ રૂપ જુઓ. એને માટે તો આ ઇન્દ્રિયો છે. તુકારામ કહે છે કે, પોતાનું કંઇ પણ હિત સાધવામાં હવે તો સાવધાન થઇ જાઓ."

* * * *

"સંસારનો બોજો માથા ઉપર લઈને દોડવામાં ઘણા ખુશ છો. બજારૂ જવાને માટે પણ પથરા એકઠા કરો છો. મનમાં પણ તેના સંકલ્પ કરો છો. લોકલાજ માત્ર નારાયણના કામમાં છે, ત્યાં કંઇક બોલતાં જીભ અચકવા લાગે છે. તુકારામ કહે છે, અરે નિર્લજ્જ! તારા સંસારીપણા ઉપર–બળદની પેઠે આ બોજો ઉપાડવામાં આટલુ બધું અભિમાન કેમ ધરાવે છે?"

આવા અત્યંત આસક્ત સંસારીઓને માટે તુકારામનો ઉપદેશ છે કે—

"શ્રીહરિના જાગરણમાં તારૂ મન કેમ રમતું નથી?

આમાં નુકસાન શું છે? તારું જીવન નકામું શા માટે ગુમાવે છે? જેમાં તું તારું મન રોકી બેઠો છે, તે તો અંતે તને છોડી દેશે. તુકારામ કહે છે કે, વિચારી લે કે તારો લાભ શામાં છે?"

* * * *

"પર-દ્રવ્ય અને પરનારીની જ્યાં અભિલાષા થઇ, ત્યાંથી ભાગ્યનો નાશ શરૂ થયો."

"સ્ત્રી અને ધન સારાં નથી. કેટલાયે મહાપુરુષો એના ચક્કરમાં પિસાઇ ગયા. તેથી એ બન્નેને ત્યજી દો. એથીજ અંતે સુખ મળશે."

તુકારામે આ ઉપદેશ વારંવાર આપ્યો છે, પોતાની સ્ત્રીના ઇશારા પર નાચીને સ્ત્રૈણ ન બનો અને પર-સ્ત્રીને અસ્પૃશ્ય માનો! આથી ગૃહસ્થાશ્રમનો બધો પ્રપંચ ઉદાસીન ભાવે કરતાં કરતાં બધું ધ્યાન પરમાર્થમાં રોકવાનું બની શકે છે. આજ ઉદ્દેશથી એક સ્થાને સંત તુકારામે કહ્યું છે કે 'સ્ત્રીને દાસી (સેવિકા)ની પેઠે રાખો.' શ્રીમદ્‌ભાગવતમાં પણ સ્ત્રી અને સ્ત્રૈણનો સંગ ઘણોજ હાનિકારક બતાવ્યો છે.

"વિધિપૂર્વકનુ સેવન વિષયત્યાગની બરાબર છે. વિષયીપણું સ્ત્રી અને પુરુષ બન્નેને હાનિકર છે."

* * * *

અહિંસાનું તો ભાગવતધર્મમાં ખાસ મહત્ત્વ છે. કોઈ વારકરી માંસાહારી હોતો નથી, જો કોઈ હોય તો તેને લુચ્ચો-લફંગો સમજવો જોઇએ. સૌમાં ભગવાનને જુઓ, એ તો સંતોની મુખ્ય શિખામણ છે. પ્રાણીમાત્રમાં હરિ સિવાય બીજું કોઇ જુદાપણું ન જુઓ. આ સ્થિતિને જે પ્રાપ્ત થવા ઈચ્છે, તેને માટે હિંસા તો ત્યાજ્યજ છે. 'ધિક્કાર છે એ દુર્જનને કે જેનામાં ભૂત-દયા નથી.' સઘળા જીવોને જે પોતાના સરખા સમજતો નથી, તેવા

ચાંડાલને શું કહેવું ?

"તુકારામ કહે છે કે બીજાના ગળા ઉપર છરી ફેરવતાં તો એને મજા આવે છે, પણ જ્યારે પોતાની વારી આવે છે ત્યારે તે રૂવે છે."

કાલી માતાની આગળ પોતાની માનતા પૂરી કરવા કે પેટ ભરવા—"બીજાઓનાં માથાં કાપે છે, એ નિર્દયતાની કોઈ હદ નથી ! બચ્ચાજી ! બીજાઓનાં ગળાં શું કરવા કાપો છો ? ઉધાર લઈને ખાઓ છો અને યમપુરીમાં જઈને તે ચૂકવો છો. બીજાઓની ગરદન ઉપર જે છરી ચલાવે છે, તે ભૂલી જાય છે કે એ જીવોમાં પણ જીવ હોય છે. તેના જેવો પાપી તેજ છે. આત્મા—નારાયણ—ઘટ ઘટમાં છે, પશુઓમાં પણ છે; એટલી વાત પણ શું તે નથી સમજી શકતો ? જીવને તરફડતો, બેં બેંની ચીસો પાડતો જોઈને પણ આ નિર્દયીનો હાથ તેના ઉપર કોણ જાણે કેમ ચાલે છે ?"×

આવા ચાંડાળને એમ પણ નથી સૂઝતું કે આ કામથી તે આવતા જન્મને માટે વૈરી ઉભો કરી રહ્યો છે !

"બહુ શોખથી તેનું માંસ ખાય છે, પણ એમ નથી જાણતો કે, આ રીતે તો વૈરીજ વધે છે !"

* * * *

"કન્યા, ગાય અને હરિકથાનો વિક્રય કરીને નરકનો રસ્તો માપનારાઓને સંત તુકારામે વારંવાર ધિક્કાર્યા છે. 'ગાયત્રી વેચીને જે પાપી પેટને પાળે છે, કન્યાનો વિક્રય કરે છે અને નામગાન કરીને જે દ્રવ્ય માગે છે, તેઓ ભયંકર નરકમાં પડે છે, તેનો સંગ અમને પસંદ નથી.'

---

× કાલીને મંદિરે આ બલિદાનપ્રથા એકાદ–બે વાર જોયા પછી તો એ માતાને મંદિર જવાનું પણ મન થતું નથી. આપણે માટે તો એ દૃશ્યજ અત્યંત કમકમાટી ઉપજાવે એવું હોય છે.

—ગુજરાતી અનુવાદક

એ મનુષ્યયોનિમાં 'કૂતરા અને ચાંડાળ છે.' શાસ્ત્રોમાં, અલંકૃત કરેલી કન્યાનું દાન, પૃથ્વીદાન સમાન' કહેલું છે. પરંતુ જે કન્યાવિક્રય કરે છે, ગો-રક્ષણ અને ગોપાલન પોતાનો સ્વધર્મ હોવા છતાં પણ જે ગાયોને વેચવાનો વ્યવસાય કરે છે, જે હરિકથા-માતા અને નામામૃતને વેચતા ફરે છે, તેઓ અધમોથી પણ અધમ છે."

× × × ×

સ્ત્રીજાતિને માટે તુકારામનો સામાન્ય ઉપદેશ એટલોજ હતો કે, સ્ત્રી પતિવ્રતા રહે, શીલ-ચારિત્ર્યની રક્ષા કરે, ધર્મ-કાર્યમાં પતિને અનુકૂળ આચરણ કરે, ઘર-આંગણું ઝાડી ઝૂડીને, લીંપી ગુંપીને સ્વચ્છ રાખે, તુલસી અને ગાયની પૂજા કરે, અતિથિઓનું આતિથ્ય અને બ્રાહ્મણોનો સત્કાર કરે, કથા-કીર્તન શ્રવણ કરે, ઘરમાં બધાને સુખી અને શાંત રાખવાનો યત્ન કરે, તેમજ બાળબચ્ચાંમાં પણ હરિભજનનો પ્રેમ ઉત્પન્ન કરતા રહે. એક સ્થળે તેમણે કહ્યું છે કે, કુળવતી સ્ત્રી પોતાની શુદ્ધતા અને સતીત્વની રક્ષાને માટે પોતાના પ્રાણ પણ ન્યોછાવર કરી દે છે, પરંતુ કદી પણ અનાચારમાં પ્રવૃત્ત થતી નથી.

સ્ત્રીનું ચિત્ત શાંત અને સંતોષી હોવું જોઇએ, એ બતાવતાં ક્રોધી સ્ત્રીનું તેઓ વર્ણન કરે છેઃ

"તેનાં ભવાં હમેશાં ચઢેલાંજ રહે છે, અને હૃદય હમેશાં બળતુંજ હોય છે. મોં એવું લાગે છે કે જાણે વચ્ચેથી ભાંગેલું છાણું! તુકારામ કહે છે કે, તેનું ચિત્ત તો કદી શાંત રહેતુંજ નથી."

સંત તુકારામે સ્ત્રીનો મુખ્ય ધર્મ પાતિવ્રત્યજ કહેલ છે. પતિજ તેને માટે 'પ્રમાણ' છે. વળી તેમણે પોતાની સ્ત્રીને જે ઉપદેશ આપ્યો હતો, તે પ્રસંગ આગળ આવશે; પરંતુ અહીં—

"ઝાડવું-ઝાપટવું, તુલસી, અતિથિ અને બ્રાહ્મણોનું

પૂજન, સર્વભાવે ભગવદ્‌-ભક્તોનું દાસત્વ અને મુખમાં હમેશાં શ્રીવિઠ્ઠલનું નામ,–એ ૭ નિયમરત્નોનો આ રત્નહાર તુકારામના પ્રસાદરૂપે સ્ત્રીમાત્રે પોતાના ગળામાં પહેરી લેવો જોઇએ અને આ રીતે તેઓ—

"પોતાનું ગળું આ જંજાળમાંથી છોડાવી લે, ગર્ભવાસના મહાન કષ્ટથી બચે, આ ક્ષુદ્ર સુખ ઉપર થૂંકે અને પરમાનંદને પ્રાપ્ત કરે."

× × × ×

"સ્ત્રૈણ પતિ, કુલટા સ્ત્રી અને ગુરુની અવજ્ઞા કરનારા કુપુત્રોને તુકારામે ખૂબ ફીટકાર્યા છે. જે સ્ત્રી એવી જબરજસ્ત હોય કે જે પતિ પાસે 'પોતાનીજ સેવા કરાવતી હોય, પોતાનીજ ભગવાનની માફક પૂજા કરાવતી હોય અને પતિને 'કૂતરો બનાવીને રાખી રહી હોય' અને તે પતિ પણ 'ગધેડો બનીને' કામાંધ થઇને તેની પાછળ પડ્યો રહેતો હોય અને એને ખાતર પોતાનાં સ્વજનોને દૂર રાખતો હોય, તે પોતાના જીવનકાર્યનો વ્યર્થજ નાશ કરી રહ્યો છે."

"જેનું જીવન સ્ત્રીને અધીન થઈ જાય છે, તેના દર્શનથી ભારે અપશુકન થાય છે. મદારીના માંકડા જેવા આ જીવો કોણ જાણે શામાટે જીવે છે?"

સ્ત્રીના મિષ્ટ-ભાષણ પર મરી ફીટનારા કામી પુરુષ પોતાના હિત અને નાતીલાઓને કેવી રીતે ત્યજી દે છે, તેનું અત્યંત રમુજી વર્ણન તેમણે ત્રણ ચાર અભંગોમાં આપ્યું છે!

"એક લાડકી સ્ત્રી પોતાના પતિને કહે છે કે શું કરૂં! મારાથી હવે ખવાતું પણ નથી. દિવસમાં ત્રણવાર થઇને ઘઉંનો આખો જથો પૂરો થાય છે! પરમ દિવસેજ તમે ખાંડ લાવ્યા હતા, તે સાત દિવસમાં દશ શેરજ વપરાઇ! પેટમાં પીડા રહે છે, તેથી બીજું તો કંઈ નહિ, માત્ર

દૂધ સાથે ભાત ખાઉં છું અને તેના ઉપર ઘી અને ખાંડનું અનુપાન છે ! કોઈ ને કોઈ રીતે દિવસ વીતાવું છું ! નિદ્રા આવતી નથી અને તેથી પથારીમાં ફૂલો બિછાવવાં પડે છે. બાળકોને પાસે સુવાડવાનું પણ ગમતું નથી, એટલી હું દુર્બળ થઇ ગઇ છું. તેથી તમનેજ કહું છું કે, બાળકોને સાચવો, માથામાં હમેશાંજ દર્દ રહ્યા કરે છે, તેથી સુખડ-ચંદનનું લેપન કરવું પડે છે ! મારી તો આ હાલત છે ! મરી જાઉં છું, પરંતુ આપને શું ! મારાં તો 'હાડ ગળી ગયાં અને આ માંસ ફૂલી આવ્યું છે ! કેટકેટલું રડું અને કોની પાસે રડું !'

"તુકારામ કહે છે કે, જીવતાં ગધેડો બન્યો અને મરીને સીધો નરકમાં પહોંચ્યો."

પતિની આવી ગતિ કરનાર સ્ત્રી-આ પ્રમાણે માથે ચઢી બેઠેલી જબરદસ્ત સ્ત્રી—પતિના કાન ફૂંક્યા કરે છે અને ફળતા-ફૂલતા ઘરમાં ફૂટ પાડે છે. 'પતિને મીઠું-મરચું ભભરાવીને વાતો કહે છે. કહે છે કે, મારા જેવી દુખિયારી બીજી કોઇ નથી !' મને સતાવવામાં તમારી મા, મારી દેરાણી, જેઠાણી, દિયર, જેઠ, નણંદ-બધાંયે એક થઇ ગયાં છે. હવે હું કોની છાયામાં રહું, કહો જોઈએ !"

"પ્રાણોને મુઠ્ઠીમાં લઇને બની ઠનીને ચાલું છું કે જેથી કોઇ કશું જાણે નહિ, પરંતુ આપને હજીસુધી કશો ખ્યાલ નથી, કંઇ શરમ નથી ! હવે આપણુ ઘર જુદું કરો તોજ હું રહી શકીશ, નહિ તો હવે પ્રાણ ત્યજવા પડશે."

લાડકી સ્ત્રીનો જ્યારે આવો નિશ્ચય સાંભળ્યો, ત્યારે તે કામાંધ લંપટ પતિ પોતાની સ્ત્રીને કહે છેઃ-'તું આટલું બધું દુઃખ ન લગાડ. જો, હું કાલેજ મા-બાપ, ભાઇ-બહેન બધાંને જુદાં કાઢું છું અને પછી—

"તને સાંકળી, બાજુબંધ (હાથનું લોકીટ), ચંદનહાર, બેઠી કર્ણફૂલ (એરીંગ)—બધુંયે બનાવરાવી દઇશ.

પછી આપણી જુગલ-જોડી બહુ સુંદર થશે.”

“ તુકારામ કહે છે કે, સ્ત્રીએ તેને ગધેડા બનાવ્યો અને તે પણ હોંશે હોંશે તેની પાછળ પાછળ ચાલ્યો.”

આવા સ્ત્રૈણ પુરુષોનું જીવન તદ્દન નકામું છે. તેનો ‘નથી તો આ લોક સારો થતો કે નથી તો પરલોક પણ સારો થતો.’ નથી તો તે ગૃહસંસાર પણ સારી રીતે ચલાવી શકતો કે નથી તો તે પરમાર્થ પણ સાધી શકતો. આપણો હિંદુ સમાજ સદાકાળથી અવિભક્ત કુટુંબપદ્ધતિમાં માને છે. મા-બાપ, ભાઇ-બહેન, દિયર-જેઠ, દેરાણી-જેઠાણી, સાસુ-નણંદ, અતિથિ-અભ્યાગત, એ બધાંથી ભરેલું ગોકુળ સરખું ઘર મહાભાગ્યનુંજ લક્ષણ માનવામાં આવે છે. પરંતુ આવા ઘરમાં જો એક પણ પુરુષ સ્ત્રૈણ બન્યો, તો પછી તે ઘરનાં માન-પ્રતિષ્ઠા ધૂળમાં મળતાં વાર લાગતી નથી, પરંપરા તૂટી જાય છે અને કુલધર્મોનો નાશ થઈ જાય છે. તેથી સંત તુકારામે આવા સ્ત્રૈણ પુરુષોને ધિક્કાર્યા છે. મિયાંબીબી બનીને રહેનારા દેવાળિયાઓના સાંસારિક ધર્મ-કર્મનો લોપજ થાય છે. પછી એજ થાય છે કે—

“ સ્ત્રીજ મા બની જાય છે, અને પોતેજ બાપ બની જાય છે. ખર્ચ તો ખૂબ થાય છે, પરંતુ સઘળી ચેષ્ટાઓ ઉલટી બની જાય છે.”

પ્રિયાને કષ્ટ પડશે એ ભયથી તે દેવધર્મ અને પિતૃકર્મ બધાને છોડી દે છે. શ્રાદ્ધપક્ષમાં સ્ત્રીજ માતાના સ્થાને અને પોતે પિતાના સ્થાનમાં બેસીને સારી પેઠે ભોજન કરે છે અને હાથ-પગ લંબાવીને સૂઇ જાય છે! ખર્ચ ખૂબ વધારી મૂકે છે! આમ તો અપસવ્ય કરવાનું કામ શ્રાદ્ધપક્ષમાંજ હોય છે, પરંતુ એમની સર્વ ચેષ્ટાઓ અપસવ્ય યાને વામ (ઉલટી-અવળી) ધર્મહીન થાય છે. ઈશ્વર, ધર્મ, પિતૃ, સંત એ બધા તરફ પીઠજ ફેરવીને રહે છે. તુકારામે આવાઓને ખૂબજ ધિક્કાર્યા છે!

પર્વકાળમાં કોઇ બ્રાહ્મણ આવી ગયો તો તેને ખાલી હાથે પાછો વાળવો, એકાદશીને દિવસે પેટ ભરીને ભોજન કરવું, બ્રાહ્મણને માટે ખાંડ પણ ના મળે અને રાજદરબારમાં અથવા રાજદ્વારે બની—ઠનીને જવું, કીર્તનમાંથી ભાગીને પાનાં યા સોગટાબાજી ખેલવાં યા નટોના નાચતમાશા જોવા, સંતોની નિંદા કરવી અને રસ્તામાં કોઇ સંત મળી જાય, તો તેની સાથે ચોર-લૂંટારા જેવું વર્તન કરવું, ગાયની સેવા નહિ કરતાં ઘોડાની ચાકરી કરવી, બારણે તુલસીનો છોડ ન રાખવો, દેવપૂજન અને અતિથિ-સત્કાર નહિ કરતાં પોતાનું પેટ ભરીને ભોજન કરવું, બારણે ભિખારી બૂમો પાડતો હોય તો બૂમો પાડયા કરે, તેને મુઠ્ઠી અન્ન પણ ના આપવું, કન્યા-વિક્રય કરવો, સ્ત્રીને કથા-કીર્તન સાંભળવા ન જવા દેવી વગેરે વગેરે અનેક અનાચારોનો ઘણા કઠોર-આકરા શબ્દોમાં સંત તુકારામે નિષેધ કર્યો છે. પતિત, દુરાચારી, દંભી ક્યાંય પણ મળી જાય તો તુકારામ તેની ખબર લઈ નાખતા. બ્રાહ્મણોમાં જે અનીતિ, અન્યાય, ઢોંગ અને દુરાચાર તેમણે જોયા, તેના ઉપર પણ તેમણે પુષ્કળ ચાબખા લગાવ્યા છે. પરંતુ એમ કરવાથી કોઇ પણ સારા બ્રાહ્મણને ફટકો લાગતો નથી. અને ફટકો લાગે તો તે બ્રાહ્મણજ શાનો ! ગમે તેનામાં દોષ હોય, તે નિંદ્યજ છે. વ્યાજ ખાવાની વૃત્તિ કરનારા, અંત્યજોને ઘેર જઈ તેમની પાસેથી ખીચડી માગીને આનારા અને તેમની પાસે લેણદેણ કરતાં તેમનું થૂંક પોતાના ચહેરા પર પડવા દેનારા, ગંદી ગાળો દેનારા, આચારભ્રષ્ટ બ્રાહ્મણોની તેમણે ખૂબ ખબર લીધી છે. તુકારામના આ પ્રહાર કોઇ પણ જાતિ ઉપર નથી; જેમનામાં જે દોષ છે, તેમના ઉપરજ છે, એ ખાસ ધ્યાનમાં રાખવું. આમ તો તુકારામ બ્રાહ્મણોને પૂજ્ય માનતા હતા. બ્રાહ્મણો પ્રત્યે તેમનો પૂજ્યભાવ તેમના સેંકડો ઉદ્‌ગારો દ્વારા પ્રકટ થયો છે. ધર્મકર્મ અને અગ્રપૂજાનું માન તેઓ બ્રાહ્મણો-નેજ આપતા હતા અને સર્વ વર્ણોને તેમનો એજ ઉપદેશ

હતો કે, ×બ્રાહ્મણોને ધર્મગુરુ માનો. સર્વ વર્ણો ભગવાને રચેલા છે અને તે બધાજ નારાયણના છે, એજ તેમણે કહ્યું છે. બ્રાહ્મણવિરોધી અને બ્રહ્મદ્વેષીઓને એમ કહીને તેમણે ખૂબ ફીટકાર આપ્યો છે કે, આ લોકો એવા છે કે 'બ્રાહ્મણોને નમસ્કાર કરતાં એમના ચિત્તમાં ભક્તિ થતી નથી અને પરદેશીઓની સામે જતાં તો એમની દાસીના દીકરા બનીને જાય છે.' તુકારામ ઈચ્છતા હતા કે, સમાજમાં બ્રાહ્મણોનું જે ગુરુપદ છે, તેની પ્રતિષ્ઠા–માનઆબરૂ જળવાઇ રહે અને તેમનામાં જે દોષ આવી ગયા છે તેનો નાશ થઈ જાય.

## ૭–ઢોંગીઓને ફીટકાર

સંસારી જીવોને 'હરિભજન અને સદાચાર'નો ઉપદેશ કરતા થકા દુરાચાર ફેલાવનારા દંભીઓનાં પોકળ પણ ઘણીજ નિર્ભયતાથી તેમણે ખુલ્લાં કર્યાં છે. સીધો રસ્તો જોઇને ચાલતાં ચાલતાં રસ્તામાં પડેલા કાંટાઓને પણ અળગા કરતા કરતા જવું પડે છે અને આવા કાંટા સંસારી જીવો કરતાં પરમાર્થનો ઢોંગ કરનારા ઉપદેશક અને ગુરુ બનીને પૂજા કરાવનારાઓમાંજ વધારે હોય છે! દેવર્ષિ, ભક્ત, યોગી, મૌની, માનભાવ, શાકત, નાથપંથી, વૈરાગી, ગોસાંઇ, અતિત્યાગી, સાધક, ભિક્ષાવ્યવસાયી, વિતંડાવાદી વગેરે વિવિધ વેશધારી બહુરૂપી બહુરંગીઓને તેમણે ખૂબ ચાબખા લગાવ્યા છે. એ વિવિધ પંથોમાં જે અનીતિ અને અનાચાર, દંભ અને દુરાચાર, છળકપટ અને છેતરપંડી વગેરે પ્રકારો દિવસેદિવસે વધતાજ જતા હતા, તે બધાને સંત તુકારામે ઉધડા લીધા છે. 'ઢોંગ કરવાથી

---

× બ્રાહ્મણ એટલે બ્રહ્મને–પરમાત્માને જાણે તે, બીજા બધા બ્રાહ્મણ નહિ પણ બ્રાહ્મણબંધુ. કન્યાવિક્રય કરનારા, પ્રેતાન્ન જમનારા અને છૂપા કુકર્મો કરનારા વિષયી કુતરાઓ–લંપટોને માટે આ શબ્દો નથી. પણ સાચા તપોધન અને સાત્વિક બુદ્ધિ–વૃત્તિવાળા જ્ઞાન–ચારિત્ર્યસંપન્ન બ્રાહ્મણોનેજ ઉદ્દેશીને આ શબ્દો છે. ગુ. અનુવાદક

ભગવાન મળે છે, એમ નથી.' એમ કહીને તેઓ કહે છે કે 'આવી જે માયાજાળ છે તેમાં નંદલાલ નથી.' તેથી આ 'પેટ-પૂજારી સંતો'ના ચક્કરમાં-ફેરમાં કોઈ ન પડે, એજ તેમણે લોકોને વારંવાર બતાવ્યું છે. તેમના સિવાય વળી કીર્તન-કથા-વાચક વ્યાસ, ગુરુ, કવિ, વિદ્વાન, ભક્ત, સંત વગેરે કહેવડાવનારાઓમાં પણ જે જે બુરાઈ તેમની નજરે પડી તેની તેમણે બરાબર ઝડતી લીધી છે!

આ બધા ઉપદેશોથી સમાજનું ઘણું હિત થાય છે, સમાજને એની આવશ્યકતા છે, તેથી લોકો તેમને માને છે પણ ખરા; એટલે તો ખાસ તેમણે પોતાની જાતને અત્યંત નિર્દોષ અને નિર્મળ બનાવી લેવી જોઇએ. પરંતુ આવી બુદ્ધિ, આવું હૃદય, આવી સત્ય નિષ્ઠા ઘણાજ ઓછા માણસોમાં હોય છે. ઘણેભાગે બજારૂ માણસોજ વધારે હોય છે. તુકારામ તેમને ઉપદેશ આપે છે કે, આવું ઢોંગીપણું છોડી દો, જીવને હરિપ્રેમમાં જોડો ને સદાચારનું પાલન કરો. આ ઉપદેશનાં થોડાંક ઉદાહરણ આપણે પણ જોઇ લઇએ. હરિકીર્તન સાથે તુકારામને અત્યંત પ્રીતિ હોવાથી તેમને એવી લાલસા હતી કે, કીર્તન કરનારાઓમાં કોઇ પણ દંભી અને ઢોંગી ન હોય. પેટને માટે કોઇ કીર્તન ન કરે—કીર્તનને ધંધો બનાવી ન લે. કીર્તનને નામે 'જે દ્રવ્યની આપ-લે કરે છે, તુકારામ કહે છે કે તેઓ બન્ને નરકમાં પડે છે.' કીર્તનકાર અને વ્યાસ સમાજના ગુરુ છે. તેમણે નિર્લોભી, નિઃસ્પૃહી અને દંભરહિત થઇને હરિ-ભક્તિ અને સદાચારનો સમાજમાં પ્રચાર કરવો જોઇએ, જેવું કહેવું તેજ પ્રમાણે પોતે પણ વર્તવું જોઇએ. હરિ-કીર્તન કરનારા હરિદાસ, પૌરાણિક, કથાવાચક વ્યાસ, શાસ્ત્રી, પંડિત, ગુરુ બનનારા, સંત બનીને ફરનારા, વૈદિક, કર્મઠ, જપી, તપી, સંન્યાસી—બધાને ડંકો વગાડીને સંત તુકારામ એજ કહે છે કે 'ઢોંગ કરીને લોકોને ફસાવો નહિ, ઇંદ્રિયોને જીતીને પહેલાં પોતાને તાબે કરી લ્યો, પોતે ન્યાય-નીતિથી વરતો, કહેણીના જેવી પોતાની કરણી

બનાવી લ્યો, અર્થકરી ઉદરંભરી વિદ્યા અને પરમાર્થની ખીચડી ન કરો. પોતે છેતરાઓ નહિ અને બીજાને છેતરો નહિ. નિષ્કામ ભજનથી ભગવાનને પ્રસન્ન કરો અને નિ-ષ્કામ બુદ્ધિથી મનમાં ને લોકોમાં તેનાંજ ગુણગાન કરો, જ્ઞાનનું વિશેષ પ્રદર્શન ન કરો, દંભથી હમેશાં દૂર રહો, ભક્તિ અને ઉપાસનામાં રચ્યા પચ્યા રહો. ભક્તિ વિના અદ્વૈત જ્ઞાનની લાંબી લાંબી વાતો કરીને લોકોને ઠગો નહિ, પોતે તરો અને પછી બીજાઓને તારો.' આ ઉપદેશ તુકારામે ક્યાંક મીઠા અને ક્યાંક કડવા શબ્દોમાં પરંતુ સર્વ-ત્ર સાચી ઉંડી હાર્દિક લાગણીથી વ્યાકુળ થઇને કર્યો છે.

"આધાર વિના શું કહ્યે જાઓ છો ? પંઢરિનાથનોજ પરિચય ન પામો ત્યાંસુધી ખાલી વાતોમાં શું બળ્યું છે ? તમારા આ શુષ્ક બ્રહ્મજ્ઞાનને માને છેજ કોણ ?"

× × × ×

"અદ્વૈતમાં તો બોલવાનું કંઈજ કામ નથી, તેથી ફોગટ મગજમારી શા માટે કરી રહ્યા છો ? ગાવા ઇચ્છતા હો તો શ્રીહરિ ( વિઠ્ઠલ )નું નામ ગાઓ, નહિ તો છાના-માના ઉભા રહો."

અદ્વૈત કહેવાની વાત નથી, સ્વયં-પોતે થવાની-અનુ-ભવવાની વાત છે. ગ્રંથોને આધારે પંડિતાઈ બતાવીને જો અદ્વૈતનું પ્રતિપાદન કરશો તો એથી શ્રોતાઓને કંઈ લાભ થવાનો નથી. હરિનું નામ-સ્મરણ કરો, ભગવાનને ભજો. આથી તમે રસ્તે આવી જશો, ફોગટમાં મોટી મોટી વાતો કરીને વાણીને થકવી નાખવી એ યોગ્ય નથી."

"રામ અને કૃષ્ણનું નામ સીધેસીધા લ્યો, અને એ શ્યામસ્વરૂપનું મનથી સ્મરણ કરો."

શાંતિ, ક્ષમા અને દયા, એ આભૂષણોથી પોતાના શરીર ને મનને શણગારો, નારાયણનું ભજન કરો, કામાદિ ષડરિપુઓને જીતો એટલે પોતેજ બ્રહ્મ બની જશો. બ્રહ્મ-

જ્ઞાનની વાતો કહેવાથી કોઈ બ્રહ્મ નથી થતું; લોઢાના ચણા ચાવવા પડે છે, ત્યારેજ બ્રહ્મપદે નૃત્ય કરવાનું બને છે. બનાવટી ઉભો કરેલો લોભી સાક્ષી જેમ વગર જાણ્યેજ સાક્ષી પૂરે છે, તેવીજ સ્થિતિ વગરજાણ્યે બ્રહ્મનું નિરૂપણ કરનારાઓની છે. આવા બ્રહ્મજ્ઞાનને કોણ સાચું માને ?"

"જે બીજાઓને બ્રહ્મજ્ઞાન બતાવે છે, પરંતુ પોતે અનુભવતો નથી તેના મુખ પર થૂથૂ. તે વૈખરીને નકામોજ કષ્ટ આપે છે. કંઇક દ્રવ્યાદિ મળવાની આશાથી તે ગ્રંથો જુએ છે અને બ્રહ્મ તરફ બુદ્ધિ દોડાવે છે. એ બધા ઢોંગ પેટને માટે થાય છે. ત્યાં શ્રીપાંડુરંગ-શ્રીરંગ ક્યાંથી ?"

* * * *

પોતાની બુદ્ધિ પ્રમાણે સંતવાણીના પ્રસાદને ચોળાચોળ કરનારા અને 'સોનાની સાથે લાખનું જતન'ના ન્યાયે પ્રાસાદિક કવિ-વચનોના શાલ-દુશાલામાં પોતાની અક્કલનાં ચીંથરાં જોડનારા 'કવીશ્વર' શું કરે છે ?

"એંઠાં પતરાળાં એકઠાં કરીને પોતાના કવિત્વનો ચમત્કાર બતાવે છે !"

આવા કવિઓ અને કાવ્યોના વાચકોને 'આ ફોતરાંની દવાથી શું હાથ આવવાનું છે ?' વળી પાછા અત્યંત વ્યાકુળતાપૂર્વક તેઓ કહે છે કે—

"જ્યાંસુધી સેવ્ય શું અને સેવકપણું શું તેની ખબર ના પડી, ત્યાં સુધી આ લોકો ભટકતાજ રહે છે !"

ઉપાસનાનો રંગ જ્યાંસુધી તેમના ઉપર ના ચઢયો, તેનો રસાસ્વાદ તેમને ન થયો, ત્યાં સુધી તેઓ શબ્દજાળમાંજ ફસાયેલા રહે છે. હરિનો પ્રસાદ પામવાનો અને સિદ્ધ સ્વાનુભવસંપન્ન પુરુષોના ગ્રંથોમાં રમતાં રમતાં હૃદયગ્રંથિ ખોલાવવાના સીધા સરળ માર્ગને છોડીને આ લોકો 'કવિ' બનીને કોણ જાણે શા માટે સંસાર સમક્ષ હાજર થાય છે ?

"ઘેર-ઘેર એવા કવિ થઈ ગયા છે કે જેમને પ્રસાદનો કંઇ સ્વાદજ કદી ન મળ્યો હોય. બીજાઓની બનાવેલી-તૈયાર કવિતાઓ લઇ લીધી, તેમાં કંઇક પોતાની વાત મેળવી દીધી; બસ, તેમની કવિતા બની ગઇ!"

તુકારામના સમયમાં સાલોમાલ નામે એક કવિતાચોર હતો. તે તુકારામની કવિતાઓ ઉઠાવી લેતો અને તેમાં 'તુકા'ની જગાએ પોતાનું ઉપનામ જોડી દેતો અને તેને પોતાની કવિતા કહીને લોકોમાં પ્રસિદ્ધ કરતો હતો. તુકારામે આ કવિતાચોરને પોતાની વાણીમાં ગીરફતાર-કેદ કરીને નવ અભંગોની નવ સોટીઓ લગાવી છે.

"સંતોનાં વચનોને તોડી ફોડીને અને મારી-મચડીને આવા કવિઓ પોતાનાં આભૂષણ બનાવે છે અને સંસારમાં એક દુષ્ટ રિવાજ ચલાવે છે."

* * * *

"વિદ્વાનોને જુઓ, તો શું યુવાન કે શું પ્રૌઢ, લગભગ બધા પોતાનાજ ફુઆણમાં-ભપકામાં મરી જાય છે અને સાધુ-સંતોનો પરિહાસ કરવામાંજ પોતાની વિદ્યાને સફળ માને છે!"

"જરા જેટલી વિદ્યા ઉપર એટલું બધું અભિમાન કરે છે કે એની કોઇ હદજ નહિ; અભિમાનને માથે શોભનાર બુદ્ધિ જાગી જાય છે. એ સમજે છે કે, મારાથી મોટો જ્ઞાની બીજો કોઇજ નથી! એટલો અક્કડ થઇને ફરે છે કે કોઇનું કંઇ માનતોજ નથી અને સાધુ-સંતોને હેરાન કરે છે. તુકારામ કહે છે કે, આવા જે માયા-જાળમાં ફસેલા છે તેમની પાસે નંદલાલ ક્યાંથી?"

પરંતુ આ માયાવીઓ માનના ભૂખ્યા હોય છે અને તેમની હાલત એવી હોય છે કે 'ઇચ્છે છે માન ત્યાં થાય છે અપમાન.' અલ્પ વિદ્યાના અભિમાનના નશામાં ચકચૂર બનીને સંતોની નિંદા કરીને તેઓ અપમાનિતજ થાય છે.

ગુરુ બનવાનો ધંધો કરનારા પેટના પૂજારીઓના ભ્રષ્ટ આચાર તુકારામને બહુજ ખટકતા હતા. તેમના વિષે તેમણે કહ્યું છે કે—

"ગુરુપણાના મદથી એ બધો સમય અપવિત્ર રહે છે. કહે છે કે, બ્રહ્મમાં કોઇ નાતજાત નથી. કોઈ શૌચાચાર પાળનારો પવિત્ર પુરુષ થયો તો તેને કાંટો સમજીને ઉખાડીને ફેંકી દેવા ઇચ્છે છે. અનામી આત્મિકને એ માને છે. કોણ જાણે કેવાયે હોમ-હવન કરે છે અને બધા લોકો એક જગાએ બેસીને ખાય છે. કહે છે કે, એમાં કંઇ પાપ નથી, એ તો મોક્ષનું દ્વાર છે. તુકારામ કહે છે કે, આવા પૂરા ગુરુ અને પૂરા શિષ્ય, શ્રીવિઠ્ઠલના સોગન ખાઇને હું કહું છું કે, નરકગામી બને છે."

"ઘાંટા તાણીને બોલે છે, જોરથી ઉપદેશ આપે છે, સ્ત્રીઓ અને બાળકો ઉપર રંગ જમાવે છે; એવો કંઇ ઉપાય કરે છે, કે જેનાથી કંઇક બાંધી આવક થયા કરે. બ્રહ્મ નિરૂપણ કરે છે, પરંતુ જેમ કહે છે તેમ કરતા કંઈ પણ નથી." આવા બની બેઠેલા ગુરુઓ અને સંત બનીને ફરનારા દંભીઓના કાન, તુકારામે ઠીક આમળ્યા છે.

"આવા પેટપૂજારી સંતોની પાસે ભગવંત ક્યાંથી ?" પર-સ્ત્રી, મદ્યપાન, અસત્ય, દંભ, માન ઇત્યાદિની પાછળ પડીને પરમાર્થની દુકાન માંડનારાઓને તુકારામે કહ્યું છે કે 'એ મનુષ્ય નથી, ચાર પગવાળા છે; મનુષ્ય હોવા છતાં કુત્તા છે.' વેદજ્ઞ, વેદાન્તવિદ્, ગુરુ અને સંત કહેવડાવનારા લોકોમાં ઘણા 'બકરા' હોય છે અને અદ્વૈતનો દુરુપયોગ કરીને વિષયવનમાં ચર્યા કરે છે."

"વિષયમાં જે અદ્વૈત છે, તેનાથી આપણે દૂર રહીએ-તેનો સ્પર્શ પણ ન કરીએ. ભગવાન ત્યાં અદ્વય નથી; તેનાથી અલગ છે, બધાથી અલગ નિષ્કામ છે. જ્યાં વાસના લપટાયેલી છે ત્યાં બ્રહ્મસ્થિતિ કેવી ?"

* * * *

"સંસારમાં નામ થાય, એટલા માટે તું સંન્યાસી-ત્યાગી બન્યો. તેને માટે તેં ગ્રંથો વાંચ્યા તેથી અસલી મર્મ તો તારાથી દૂરજ રહ્યો. તારા ચિત્તમાં અનુતાપ-પશ્ચાત્તાપ ના થયો. તો તો જૂઠેજૂઠું જ ભગવું પહેરી લીધું અને જૂઠોજ બકવાદ કરીને તારી જીભને કષ્ટ દીધું!"

વિદ્વાનોમાં મત, તર્ક અને પંથ તો ઘણાયે હોય છે, પરંતુ અનુતાપથી શુદ્ધ થઈને ભગવાનનાં ચરણ ગ્રહણ કરનાર તો કોઇક વિરલાજ હોય છે.

"શીખેલા બોલ આ લોકો બોલી શકે છે, પરંતુ અનુભવ તો કોઇને પણ થતો નથી. પંડિત છે, કથાઓના અર્થ બતાવી દેશે; પરંતુ જે અર્થથી એમનું સુખ વધે તેનાથી તો તેઓ કોરાજ રહે છે!"

* * * *

"તાર્કિકો ભારે ચતુર હોય એમાં તો સંદેહજ શો? પરંતુ એમની ચતુરાઇને શ્રીવિઠ્ઠલની કંઇજ ખબર નથી. અક્ષરોની મોટાઇમાં એ ચઢા-ઉતરી કરી શકે છે, પરંતુ શ્રીવિઠ્ઠલની મોટાઇને જાણી શકતા નથી."

* * * *

"મત-મતાન્તરોના એ કોષ-ખજાનો છે, શબ્દોની વ્યુત્પત્તિના ભંડાર છે, પાઠ-પાઠાન્તરોના અભ્યાસી છે અને એમની વાચાળતાની તો વાતજ શી! પરંતુ મારા વિઠ્ઠલનો ભેદ એ નથી જાણતા. તે તો એટલા દૂર છે કે ત્યાં સુધી ભેદભાવ પહોંચીજ શકતો નથી. યજ્ઞ-યાગ, જપ-તપ, અનુષ્ઠાન, ધ્યેય ને ધ્યાન આ બધું બાજુજ રહી જાય છે. તુકારામ કહે છે કે, ચિત્ત જ્યારે ઉપરામ થાય ત્યારેજ પ્રેમરસ ઉત્પન્ન થાય છે."

કેવળ શાબ્દિક જ્ઞાન, દેહબુદ્ધિને હયાત રાખ્યા કરનારૂં જ્ઞાન, મુડદાને પહેરાવેલાં આભૂષણો સમાન વ્યર્થ છે! વેદવાણી સાંભળો, સાર ગ્રહણ કરો, વેદોની આજ્ઞા-

ઓનું પાલન કરો, શાસ્ત્રોના અર્થ જુઓ, તેમનું તાત્પર્ય સમજો, ચિત્તને ઉપરામ થવા દો, અનાત્મભાવનાના મૂળને ઉખાડીને ફેંકી દો અને પ્રેમથી મારા પાંડુરંગનું ભજન કરો, એજ તુકારામે પંડિતોને કહ્યું છે. 'પેટમાં અન્ન ન હોય તો શૃંગાર–શણગારની શી શોભા ?' તેજ પ્રમાણે શ્રીહરિના પ્રેમ વિના કોઇ જ્ઞાન કંઇજિ કામનું નથી. જેને માટે વેદ, શાસ્ત્ર અને પુરાણ થયાં તે નારાયણને જાણશો, ભજશો તો તમારૂં જ્ઞાન સફળ થશે, નહિ તો સમાજમાં અહંકારી વિદ્વાનની કોઢી મનુષ્યના જેવી ગતિ થાય છે. પંડિત થઇને પેટને માટે મનુષ્યની સ્તુતિ કરવી યા વાદ-વિવાદમાંજ વાણીનો વ્યય કરવો એ બરાબર નથી. એજ તુકારામે અતિ નમ્રતાથી તેમને સમજાવ્યું છે.

"સાંભળો, હે પંડિતગણુ! આપનાં ચરણોમાં હું વંદન કરૂં છું. આપ મારી આટલી વિનતિ માની લ્યો કે, કદી મનુષ્યોની સ્તુતિ ના કરો. અન્નવસ્ત્ર મળવાં, એ તો પ્રારબ્ધને અધીન છે, જ્યારે જે મળી જાય તે ખરાં. તેથી તુકારામ કહે છે કે, તમારી વાણીને નારાયણના ગુણગાનમાં જોડી દો."

તુકારામ જેવા શ્રીહરિપ્રેમી પ્રેમમય સંતના મુખમાંથી દુર્જનો અને દંભીઓ પ્રત્યે તિરસ્કારભર્યા એવા એવા કઠોર શબ્દો નીકળતા હતા કે સાંભળનારાઓને કોઇ કોઇ વાર ભારે આશ્ચર્ય થતું હતું, કે હરિપ્રેમનું આ કયું લક્ષણ છે! સંત તુકારામે આનો ઉત્તર આ રીતે આપ્યો છે કે 'પ્રાણીમાત્રમાં મારા હરિજ વિરાજી રહ્યા છે, એ તો હું જાણું છું.' પરંતુ રસ્તો ભૂલીને વાંકે રસ્તે ચાલનારાઓને સીધો રસ્તો બતાવવાને માટેજ હું તેમના દોષ બતાવીને તેમની આંખો ઉઘાડું છું. 'દુનિયાની નિંદા કરવી પડે છે.' એ તો ઠીક, પરંતુ ન કરૂં તો શું કરૂં ? 'બીજાઓના મત સાથે મારા ચિત્તનો મેળ બેસતો નથી!' મિઠાઇથી જ્યારે નથી માનતા, 'મુખમાં કોળિયો મૂકવા

જાય છે તો મોં ફેરવી લે છે' ત્યારે હાથ પકડીને અને કોઇ વાર કાન પકડીને પણ સીધા કરવાજ પડે છે. રોગીનું મન માને તે રીતે વર્તવાથી કામ નહિ ચાલે, કઠોર થયા વિના—કડવી દવા પીવડાવ્યા વિના તેનો રોગ કેમ કરીને દૂર થશે ? એ લોકોની દયા આવે છે, તેમની દશા જોઈને હૃદય રડે છે-જ્યારે રહેવાતું નથી ત્યારે જેનો હું પોતે અનુભવ કરૂં છું તેજ જગતને આપું છું.' ભાવિક લોકો મારા ગળામાં માળા પહેરાવે છે, પગે પડે છે, મિષ્ટાન્ન ભોજન જમાડે છે, પરંતુ તેમનાથી મને સંતોષ થતો નથી. તેથી અધીરો થઈને કહું છું કે 'અરે ! ભગવાનનાં ચરણોનું ચિત્તમાં ચિંતન કરો.' જ્યારે નથી માનતા ત્યારે કડવી દવા પાવી પડે છે ! જે કંઇ કહું છું તે એટલા માટેજ કહું છું કે—

"આ ભવસાગરમાં લોકોને ડૂબતા આ આંખો વડે જોવાતા નથી, હૃદય તરફડી ઉઠે છે."

"માન અથવા દંભથી હું કોઇને છેતરતો નથી, એ શ્રીવિઠ્ઠલના સોગન ખાઇને કહું છું."

"સંસારમાં સર્વત્ર ભગવાનજ છે, તેમ છતાં પણ હું જે નિંદા કરૂં છું તે મારો સ્વભાવ છે. આ લોકો કાળના મુખમાં ધસી રહ્યા છે, એ જોઇને દયાથી રહેવાતું નથી !"

"તેમ છતાં પણ હું જે આ પ્રકારે દંભનું પોકળ ખુલ્લું પાડું છું તે કોઇને અપ્રિય લાગતું હોય, તેનાથી કોઇને કંઇ કષ્ટ થતું હોય, તો 'હુંજ દુષ્ટ અને ચાંડાળ છું.' અને તેથી બધાની પાસે ક્ષમા માગું છું."

## ૮–લાંઘવા બેઠેલા બ્રાહ્મણને બોધ

એક બ્રાહ્મણ આળંદીમાં લાંઘવા બેઠો હતો. જ્ઞાનેશ્વર મહારાજે તેને તુકારામ પાસે મોકલ્યો. તુકારામ એ કંઇ મોટાઈ ઇચ્છનારા નહોતા, પરંતુ જ્ઞાનેશ્વર મહારાજની આજ્ઞા જાણી તેમણે આ બ્રાહ્મણને ઉપદેશ આપ્યો. પરંતુ તે

બ્રાહ્મણ તો એ ઉપદેશ અને મહાફળ ત્યાંજ છોડીને ચાલ્યો ગયો. તે પ્રસંગ ઉપર તુકારામે અગિયાર અભંગ કહ્યા છે. તેમાંના થોડાકનો ભાવાર્થ આ નીચે આપ્યો છેઃ—

"ગ્રંથોને ભરોસે ના રહો, હવે એ વાતની ઉતાવળ કરો કે મનને દેહભાવથી ખાલી કરીને ભગવાનના પ્રેમથી ભગવાનને મનાવો. બીજાં સાધન કાળના મોઢામાં નાખી દેશે, ગર્ભવાસનાં કષ્ટોથી કોઇ પણ મુક્ત નહિ કરે."

"ભગવાનની પાસે મોક્ષનો કોઈ થેલો થોડોજ રાખેલો છે, કે તેમાંથી થોડા થોડા કાઢીને તે તમને પણ આપી દેશે ? ઇંદ્રિયવિજયથી મનને વશ કરો, નિર્વિષય બની જાઓ. બસ, મોક્ષનું આજ મૂળ છે...........તુકારામ કહે છે કે, ફળ તો મૂળનીજ પાસે છે, તે મૂળને પકડો; શીઘ્ર શ્રીહરિનું શરણ લ્યો."

તે કરુણાકર પાસે કરુણા માગો, પોતાના મનને સાક્ષી રાખીને તેને પોકારો. ક્યાંયે દૂર જવું-આવવું નથી પડતું; તે તો અંતરમાં સાક્ષીસ્વરૂપે વિરાજમાન છે, તુકારામ કહે છે કે, તે કૃપાના સિંધુ છે, ભવબંધનને તોડતાં એમને કેટલી વાર લાગે છે.

"ગ્રંથો વાંચીને પછી કીર્તન કરો, ત્યારે તેમાં (જ્ઞાનમાં) ફળ લાગશે, નહિ તો વ્યર્થજ ગાલ વગાડ્યા અને વાસના તો હૃદયમાં રહીજ ગઇ. બુદ્ધિ જ્યારે હરિનામમાં સ્થિર થશે, ત્યારેજ તપ-તીર્થાટન વગેરે કર્મોની સિદ્ધિ થશે. તુકારામ કહે છે કે, બીજા બીજા ઝગડાઓમાં ના પડો. બસ, એજ એક સંસારના સારરૂપ હરિનામને ધારણ કરી લ્યો."

"શ્રીહરિ-ગોવિંદના નામની ધૂન જ્યારે લાગી જશે, ત્યારે આ કાયા-દેહ-શરીર પણ ગોવિંદ બની જશે, ભગવાનથી કોઇ દૂરપણું-કોઈ ભેદભાવ નહિ રહી જાય. મન આનંદથી ઉછળવા લાગશે, નેત્રોમાંથી પ્રેમ વહેવા લાગશે,

કીડો ભમરો બનીને જેમ કીડાના રૂપમાં જુદો રહેતો નથી, તેમજ તમે પણ ભગવાનથી અલગ નહિ રહો."

"જે જેનું ધ્યાન ધરે છે, તેનું મન તેજ બની જાય છે. તેથી બીજી બધી વાતોને અલગ કરો, પાંડુરંગનું ધ્યાન-ધારણા કરો."

× × × ×

"સંકોચાઈને આવા નાના કેમ બની ગયા છો? બ્રહ્માંડનું આચમન કરી લ્યો. પારણાં કરીને સંસારથી હાથ ધોઈ નાખો. બહુ વાર થઈ, હવે વાર ના કરો. બાળકોની રમતનું ઘર બનાવીને તેમાં છુપાઈને બેસી રહેવાથી અંધારૂં છવાયેલું હતું, કંઈ ન સૂઝવાથી ગભરાટ હતો! રમતની આ જંજાળને માથા પરથી ઉતારી દીધી અને બગલમાં દબાવી દીધી. બસ, કામ તો એટલુંજ છે."

"અવિશ્વાસીનું શરીર અશૌચ-અપવિત્રતામાં રહે છે, એજ પાપીની સાથે ભેદભાવ રહે છે અને આભડછેટ લાગે છે. તેની હૃદયવેલનો લતામંડપ બની શકતો નથી. જેવો વિશ્વાસ હોય છે, તેજ સામે આવે છે. જેમ રાંધેલા અન્નમાં કોઈ કાંકરો હોય, તેવોજ અવિશ્વાસુ નકામો હોય છે."

તે બ્રાહ્મણ જ્ઞાનેશ્વર મહારાજને પ્રસન્ન કરવાને માટે આળંદીમાં ૪૨ દિવસ સુધી અન્ન-જળ છોડીને લાંઘણ માંડીને બેઠો હતો. જ્ઞાનેશ્વર મહારાજે તેને સ્વપ્નું આપ્યું કે, તુકારામની પાસે જાઓ, તેમના દ્વારા તમારી ઇષ્ટ-સિદ્ધિ થશે. તુકારામ લૌકિક ઉપાધિઓથી કંટાળી ગયા હતા. તેઓ કહ્યા કરતા હતા કે "લોકોમાં નકામુંજ મારૂં નામ આટલું બધું ગવાઈ ગયું છે, સાચું દાસત્વ તો મેં જાણ્યું નથી." તેમ છતાં પણ જ્ઞાનેશ્વર મહારાજની આજ્ઞાને કેમ કરીને ટાળી શકે? તેથી તે બ્રાહ્મણને ઉપદેશ આપવા માટે તેમણે ૧૧ અભંગ કહ્યા. બ્રાહ્મણ ગાંડા જેવો હતો, તે ઉપદેશને ત્યાંજ છોડીને ચાલ્યો ગયો.

પરમાર્થ કોઇ સોનાનું પક્ષી નથી, ઘેર બેઠાં છાપરામાંથી મળનારૂં દ્રવ્ય નથી, કંઈ પણ કર્યા–કારવ્યા સિવાય સર્વ કંઈ આપોઆપ થઇ જાય, એવો કોઈ ચમત્કાર નથી. જે લોકો એને એવો સમજે છે, તેઓ પેલા બ્રાહ્મણની પેઠે ઉપરોક્ત ઉપદેશ વાંચીને નિરાશ થઇને પાછા ફરશે; પરંતુ જે પરમાર્થપથના પથિક છે, તેમને માટે એમાં ઘણુંજ પથ્યકર ભાથું છે. એને વિસ્તારથી સમજાવવાની આવશ્યકતા નથી. વાચક પોતેજ પોતાની બુદ્ધિથી એ ગ્રહણ કરી લેશે.

## ૯–તુકાજી અને શિવાજી

છત્રપતિ શ્રી શિવાજી મહારાજનો જન્મ× સંવત ૧૬૮૬ (શાકે ૧૫૫૧)ના ફાગણ માસમાં–અર્થાત્ સંત તુકારામના જીવનના ૨૧ મા વર્ષમાં જે ભયંકર દુકાળ પડયો હતો, તેજ દુકાળના વર્ષમાં થયો હતો. શિવાજી મહારાજે પોતાની ૧૭ વર્ષની ઉંમરે તોરણાના કિલ્લા પર પોતાનો અધિકાર જમાવીને ત્યાંથી સ્વરાજ્ય–સંસ્થાપનાના પ્રયત્નના શ્રીગણેશ માંડયા હતા. તે પછી ત્રણ વર્ષ બાદ સંવત ૧૭૦૬ (શાકે ૧૫૭૫)માં તુકારામ વૈકુંઠ સિધાવ્યા. સમર્થ રામદાસ સ્વામીનો જન્મ સંવત ૧૬૬૫ (શાકે ૧૫૩૦) છે. પુરશ્ચરણ અને તીર્થયાત્રા કરીને સંવત ૧૭૦૨ માં સમર્થ સ્વામી કૃષ્ણાતટે આવ્યા. ત્યારે સંવત ૧૭૦૩ અને ૧૭૦૬ ની વચ્ચે કોઈ સમયે સમર્થ, શિવાજી અને તુકારામ, એ ત્રણેનો સમાગમ થયો હશે. તુકારામનાં કીર્તન પણ શિવાજીએ આજ ત્રણ વર્ષમાં સાંભળ્યાં હશે.

શિવાજી મહારાજનાં માતા જીજાબાઇ અને ગુરુ

× પહેલાં એવી ધારણા હતી કે, સંવત ૧૬૮૪ (શાકે ૧૫૪૯) માં શિવાજી મહારાજ જન્મ્યા. હવે પછી જે નવીન ઇતિહાસનું સંશોધન થયું છે તેનાથી એ નિર્વિવાદરૂપે સિદ્ધ થયું છે કે, શિવાજી મહારાજનો જન્મ સંવત ૧૬૮૬ (શાકે ૧૫૫૧) માંજ છે.

—હિન્દી અનુવાદક

તથા કાર્યવાહક દાદાજી કાંડદેવના તત્ત્વાવધાનમાં અને તેમના પ્રોત્સાહનથી સ્વરાજ્ય–સંસ્થાપનનો ઉદ્યોગ શરૂ થયો. તુકારામ જેવા અવતારી પુરુષ હતા, તેવાજ શિવાજી મહારાજ પણ અવતારી પુરુષ હતા. બન્નેનું મુખ્ય કાર્યક્ષેત્ર પૂના પ્રાંત હતો. તુકારામે ધર્મજાગૃતિ કરીને લોકોના ઉદ્ધારનો રસ્તો ખુલ્લો કર્યો. જે સમયે તુકારામનું કાર્ય પૂરજોસથી ચાલતું હતું, તેજ સમયે સ્વરાજ્યસંસ્થાપનાનું કાર્ય શરૂ થયું. ભારતવર્ષના સઘળા અવતારી પુરુષોનું મુખ્ય ધ્યેય સ્વધર્મરક્ષણજ રહ્યું છે. 'ધર્મના સંરક્ષણને માટેજ મારે આ બધો પ્રપંચ કરવો પડે છે.' સંત તુકારામની આ ઉક્તિ અનુસારજ તેઓનું આ કાર્ય હતું. અને "હિંદી સ્વરાજ્ય શ્રીએ અમને આપ્યું છે." "હિંદુ ધર્મ–સંરક્ષણને માટે અમે ફકીરી વેશ ધારણ કર્યો છે." એમ કહેનારા શિવાજી મહારાજનું કાર્ય પણ ધર્મરક્ષાનુંજ હતું. બન્નેનું ધ્યેય અને ધ્યાન એકજ હતું. રાષ્ટ્રના અભ્યુદય અને નિઃશ્રેયસ–કલ્યાણ બન્નેય ધર્મસંરક્ષણથીજ બને છે. ધર્મસંરક્ષણનું મુખ્ય અંગ વર્ણાશ્રમ–ધર્મ–રક્ષણ છે. કારણ કે *વર્ણાશ્રમ–ધર્મજ સનાતન ધર્મનો પાયો છે. સંત તુકારામ, શિવાજી મહારાજ અને સમર્થ રામદાસ, એ ત્રણેય વર્ણાશ્રમ ધર્મની નાશ પામતી સ્થિતિને સુધારવા માટેજ અવતર્યા હતા. સંત તુકારામે તો તે સમયનું યથાર્થ વર્ણન કરીને પોતાના અભંગોમાં બતાવ્યું છે કે, કળિના પ્રભાવથી કેવી રીતે બધા વર્ણો ભ્રષ્ટ થતા ચાલ્યા

---

* આ વાત ચાતુર્વર્ણ્ય વર્ણાશ્રમ ધર્મ માટેજ છે. અત્યારે તો "બાર પૂરબિયા ને તેર ચોકા" જેવી નાતો અને પેટાજ્ઞાતિઓ એટલી બધી વધી ગઇ છે કે તેને માટે તો પેટાજ્ઞાતિઓનું સંયોગીકરણ આવશ્યક છેજ. અને મૂળ ચાતુર્વર્ણ્યના પાયા ઉપર અત્યારની જ્ઞાતિઓનું સંસ્કરણ થશે, તોજ હિન્દુ જાતિનો ઉદ્ધાર છે. નહિ તો હવે એનું આવીજ બન્યું છે. કૂતરાં બિલાડાંને અડનાર હિંદુઓ જનતાની ઉપયોગીમાં ઉપયોગી સેવા બજાવનારને અસ્પૃશ્ય ગણે એના જેવી દુઃખની વાત બીજી કઇ હોઇ શકે? —ગુજરાતી અનુવાદક

હતા. "કોઇ વર્ણ-ધર્મને માનતું નહોતું, સ્પૃશ્યાસ્પર્શ્ય નહોતું માનતું, બધા એકાકાર થઇને ઉચ્છૃંખલતા કરી રહ્યા હતા." આ જોઇને તેમને ભારે દુઃખ થયું અને આવા વર્ણ-કર્મ-વૃત્તિની સંકરતાનો તેમણે નિષેધ કર્યો. "જપ, તપ, વ્રત,. અનુષ્ઠાનાદિ કરવાં એ લોકોને ભારે બોજો જણાય છે; પરંતુ આ માંસના પિંડને પોષવો બહુ સારો લાગે છે."

ઈશ્વર અને ધર્મને લોકો ભૂલી ગયા છે-દેહનેજ દેવ અને ભોજનનેજ 'ભક્તિ' સમજી બેઠા છે, કર્તવ્ય-જ્ઞાન કંઇ રહ્યુંજ નથી, "ચારે વર્ણ અને અઢારે જાતિના માણસો એક પંક્તિમાં બેસીને ભોજન કરનારા" સહભોજન-પ્રેમી બન્યા છે!

કળિયુગનો પ્રભાવ છે કે, પુણ્ય અલ્પ થઈ ગયું અને પાપ બળવાન બની બેઠું. બ્રાહ્મણો-દ્વિજોએ પોતાના આચાર છોડી દીધા, નિંદક અને ચોર બની ગયા. તિલક કરવું ત્યજીને પાયજામાના શોખીન બન્યા અને ચામડાને સારૂં માનવા લાગ્યા. હાકેમ બનીને ફરે છે અને લોકોને વિના અપરાધેજ સતાવે છે. નીચની ચાકરી કરે છે અને ભૂલચૂક થતાં માર ખાય છે. રાજા પ્રજાને પીડે છે......... ........જ્યારે મોટાઓની આ દશા છે, ત્યારે તેમને શું કહેવું! બધો બનાવટી રંગ ઉપરથી સજેલો છે. તુકારામ કહે છે કે, ભગવન્! આપ એવા કેવા ઉંઘી ગયા છો, હવે જલદીથી 'દોડી આવો.'

ધર્મભ્રષ્ટ થવાથીજ લોકોના આવા બુરા હાલ થયેલા જોઇ તુકારામનું હૃદય વ્યાકુળ થઇ જતું હતું. કહે છે કે—

"હવે બીજું શું થવાનું બાકી છે? રાષ્ટ્રને પીડાતો જોઇને હવે ધીરજ રાખી શકાતી નથી."

પરંતુ ધર્મના સંરક્ષણ અને પુનઃ સંસ્થાપનને માટે રાષ્ટ્રમાં ક્ષાત્રતેજનો ઉદય થવાની આવશ્યકતા હોય છે,

સ્વધર્મજાગૃતિને માટે સ્વરાજ્યનું પણ બળ હોવું જોઇએ, આ વાત તુકારામ જાણતા હતા.

"દયા એટલે બધાનું પાલન કરવું અને કાંટાઓને ઉખેડી નાખવા."

'દયા'નું આ લક્ષણ તેમણે બતાવ્યું છે–'परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्' નોજ આ પ્રતિધ્વનિ છે. ગીતામાં ભગવાને કહ્યું છે કે 'मामनुस्मर युध्य च' સમર્થ રામદાસે કહ્યું છે કે "પહેલું હરિભજન અને બીજું રાજકારણ." બધાનું તાત્પર્ય એકજ છે. બ્રહ્મતેજ અને ક્ષાત્રતેજ પ્રગટીને એકીભૂત થયા વિના રાષ્ટ્રના અભ્યુદય નિઃશ્રેયસ–કલ્યાણરૂપ ધર્મ ઉદય પામતો નથી. 'शापादपि शरादपि' એવું ઉભયવિધ સામર્થ્ય જ્યારે રાષ્ટ્રમાં ઉત્પન્ન થાય છે, ત્યારે રાષ્ટ્રધર્મ વિજયી થાય છે. એ બન્ને કાર્યોમાંથી એક કાર્ય સંત તુકારામે પોતાના શિરે ઉપાડી લીધું અને તેને ઉત્તમ રીતે પાર પાડ્યું. હવે એને સ્વધર્મવાળી રાજસત્તાની મદદની આવશ્યકતા હતી. લોકો પોતાના આચારધર્મથી વિમુખ થઇ ગયા હતા, તેમને યોગ્ય માર્ગે લઈ આવવા દંડશક્તિની આવશ્યકતા હતી.

"શું કરૂં ભગવન્ ! મારામાં એ બળ નથી કે તેમને દંડ દઈને હવેના લોકોને રસ્તા ઉપર લઈ આવું."

આ તેમના ઉદ્ગાર છે ! આને માટે તેઓ ભગવાનને પ્રાર્થના કરતા હતા. તેમની આ ઈચ્છા તેમના જીવિતકાળમાંજ પૂરી થઈ. ઓછામાં ઓછાં છેલ્લાં ત્રણ ચાર વર્ષ તો શિવાજી મહારાજ તેમની આગળ હતાજ. તેઓ ધર્મ તેમજ ધર્મપ્રચારક સાધુ–સંતો પર હાર્દિક સ્નેહ રાખતા. માતા જીજાબાઇ અને ગુરુ દાદાજી કાંડદેવ બન્નેએ તેમને એજ શિક્ષણ આપ્યું હતું કે, સાધુ–સંતોના કૃપાશીર્વાદનું બળ–ભરોસો–વિશ્વાસ–પ્રાપ્ત કર્યા વિના તારૂં રાજકાર્ય સફળ નહિ થાય. રામાયણ ને મહાભારતની

વીરગાથાઓ સાંભળવાનો તેમને ઘણો પ્રેમ હતો. સાધુ-સંતોને મળવું, તેમનો સત્કાર અને સત્સંગ કરવો, એ તો તેમનો સ્વભાવજ બની ગયો હતો. અંતે તેમણે સમર્થ રામદાસનો ખૂબ સમાગમ કર્યો અને તેમની પાસેથી ઉપદેશ પણ લીધો, એ વાત તો પ્રસિદ્ધજ છે. પરંતુ તે પહેલાં પણ ચિંચવડના ચિંતામણિદેવ અને પૂનાના અનગડશાહનાં દર્શને મહારાજ ગયા હતા. મૌની બાવા અને બાબા યાકૂબની શિવાજી મહારાજ ઉપર અત્યંત કૃપા હતી, એ બ્રહ્મેન્દ્ર સ્વામીએ કહ્યું છે. (મહારાષ્ટ્ર ઇતિહાસ-સાધન, ખંડ ૩) કૃષ્ણ દયાર્ણવ 'હરિવરદા' ગ્રંથમાં કહે છે કે, એકનાથ મહારાજના શિષ્ય ચિદાનંદ સ્વામી ને તેમના શિષ્ય સ્વાનંદને "શિવ ભૂપતિ પોતાની કલ્યાણકામનાથી પ્રાર્થના કરીને રાય-દુર્ગમાં લઇ આવ્યા અને ત્યાં સર્વ પ્રકારે તેમની સેવાનો પ્રબંધ કર્યો હતો. આથી બન્નેને અત્યંત સંતોષ થયો." શ્રી શિવાજી છત્રપતિ આવા સંત-સમાગમપ્રેમી હતા. તો પછી તુકારામ મહારાજને એ ન મળે, એમ કેમજ બને ?

## ૧૦-શિવાજી ઉપર પત્ર

પહેલવહેલાં, સંત તુકારામ જ્યારે લોહગાંવમાં હતા, ત્યારે શિવાજી મહારાજે પોતાના માણસો સાથે તેમની પાસે મશાલો, ઘોડા અને અનેક જવાહીર મોકલીને તેમને પૂના પધારવા વિનતિ કરી. પરંતુ તુકારામ તો મહાવિરક્ત રહ્યા, તેમણે ઝવેરાતને જોયુ પણ નહિ અને એમ ને એમજ શિવાજી મહારાજ પાસે મોકલી દીધું, સાથે નવ અભંગોનો એક પત્ર પણ મોકલ્યો.

* * * *

"મશાલ, છત્ર તેમજ ઘોડાઓ લઇને હું શું કરૂં ? એ બધું મારે યોગ્ય નથી. હે પંઢરિનાથ ! હવે આમાં મને શુ કરવા નાખો છો ? માન અને દંભનું કોઇ કામ

મારે માટે શૂકરી વિષ્ઠાજ છે. તુકારામ કહે છે કે, દોડી આવો અને મને આનાથી છોડાવી લ્યો."

"મારૂં ચિત્ત જે નથી ઇચ્છતું તેજ તમે આપ્યા કરો છો, એટલો બધો હેરાન શું કામ કરી રહ્યા છો?"

"સંસારથી તો હું અલગ રહેવાજ ઇચ્છું છું, એનો સંગ ઇચ્છતોજ નથી. હું તો ઇચ્છું છું કે, એકાંતમાં રહું; કોઇની સાથે કંઇ પણ ન બોલું. જીવ જન-ધન-તનને વમન-ઉલટી જેવાં માનવાને ઇચ્છે છે. તુકારામ કહે છે કે, હું ઇચ્છું છું તો ખરો, પરંતુ કર્તા-કારવતા તો તમેજ છો."

"મારી ઇચ્છાને તમે જાણોજ છો, પરંતુ અંતર જાણીને પણ ટાળી દો છો. તમને તો એવીજ ટેવ પડી ગઇ છે કે, જે તમને ચાહે છે, તેની આગળ તમે એવી એવી વસ્તુઓ લાવીને રજુ કરો છો કે તે તેમાં ફસાઇને તમને ભૂલીજ જાય. પરંતુ તુકારામે જે તમારા ચરણો પકડી રાખ્યા છે તે હું જોઉં તો ખરો કે તમે કેવા છોડાવો છો?"

પોતાના નિશ્ચયને સ્થિર-દૃઢ રાખીને સંત તુકારામ શિવાજી મહારાજને તે પત્રમાં લખે છે—'કીડી અને નરપતિ બન્નેય મારે માટે એકસરખા જીવ છે. મોહ અને આશા જે કળિકાળનો ફાંસો છે તે હવે કંઇજ રહ્યો નથી. સોનું અને માટી બન્નેય મારેમાટે સરખાં છે. તુકારામ કહે છે કે, સમસ્ત વૈકુંઠજ ઘેર બેઠાં આવી ગયું છે. ઉણપ મારે શી વાતની છે?"

"ત્રણે ભુવનોના સંપૂર્ણ વૈભવનો ધનવાન બની બેઠો છું. ભગવાન-મારાં માતાપિતા-મને મળી ગયા, હવે મારે બીજું શું જોઇએ? ત્રણે ભુવનનું સંપૂર્ણ બળ તો મારી અંદર આવી ગયું! તુકારામ કહે છે કે, બધી સત્તા તો હવે મારીજ છે."

"આપ મને આપીજ શું શકો છો? હું તો વિઠ્ઠલને

ચાહું છું. હા, આપ ઉદાર છો. ચકમક પથ્થર આપીને પારસમણિ ઇચ્છો છો; પ્રાણ પણ આપી દો તો પણ ભગવાનની કહેવાતી એક વાતની પણ બરાબરી થઇ શકાશે નહિ. જે તુકારામને માટે ગોમાંસ સમાન છે, તે ધન શા માટે આપો છો !"

"હા, કંઈ આપવાજ ઇચ્છતા હો તો એકજ દાન દો—તેનાથી હું સુખી થઈશ—મુખેથી 'વિઠ્ઠલ' 'વિઠ્ઠલ' કહો. આપનું બીજું બધું ધન મારે માટે માટી સરખું છે. ગળામાં તુલસીની કંઠી પહેરી લો, એકાદશીનુ વ્રત કરો, હરિના દાસ કહેવડાવો. બસ, એજ તુકારામની એક માત્ર આશા છે."

આ સાત અભંગો સિવાય બીજા પણ બે અભંગ છે. તેમાં તેઓ કહે છે કે "મોટા મોટા પર્વત સોનાના બનાવી શકાય છે, વન-વનનાં વૃક્ષોને કલ્પતરુ બનાવી શકાય છે, નદીઓ અને સમુદ્રોને અમૃતનાં બનાવી શકાય છે, મૃત્યુને રોકી રાખી શકાય છે, ભૂત ભવિષ્ય વર્તમાન પણ બતાવી શકાય છે, રિદ્ધિ-સિદ્ધિઓને પ્રસન્ન કરી-કરાવી શકાય છે, યોગમુદ્રાઓ સિદ્ધ કરી શકાય છે, પ્રાણને બ્રહ્માંડમાં ચઢાવી શકાય છે; આ બધુંયે કરી-કરાવી શકાય છે. પરંતુ પ્રભુનાં ચરણોમાં પ્રેમ કરવો અતિદુર્લભ છે ! આ બધી સિદ્ધિઓથી તે ચરણોની પ્રાપ્તિ થતી નથી. એવા શ્રીવિઠ્ઠલના જગદુર્લભ પરમપાવન પરમાનંદ આપનારાં ચરણો મને મહાભાગ્યે મળ્યાં છે. તેની આગળ આ દીપદાન, છત્ર અને ઘોડાઓને મારા હૃદયમાં હું ક્યાં સ્થાન આપું ?"

મેઘવૃષ્ટિ અને ગંગાપ્રવાહનાં દૃષ્ટાંત આપતાં બીજા અભંગમાં તુકારામ મહારાજ કહે છે કે, પડતર જમીન અને ખેતર બન્ને ઉપર મેઘવૃષ્ટિ તો એકસરખીજ થાય છે. અને ગંગાના પ્રવાહમાં પુણ્યવાન અને પાપી સ્નાન કરીને એકસરખા પવિત્ર બને છે; એજ પ્રમાણે મારું હરિકીર્તન

અધિકારી અને અનધિકારી, રાજા અને રંક સૌને માટે એકસરખુંજ છે. ×

શિવાજી મહારાજને માટે લખાયેલો એક બીજો અભંગ પણ છે. તેનો ભાવ આ પ્રમાણે છે—

" આપે મોટા મોટા બળવાનોને આપના મિત્ર બનાવ્યા છે, પરંતુ અંતસમયે તેઓ કામ નહિ આવે. પહેલાં રામનામ લ્યો, આ ઉત્તમ ' રામ 'ને તમારી અંદર ભરી લ્યો. આ પરિવાર, આ લોક, આ સૈન્ય કોઈ કામ નહિ આવે. જ્યાં સુધી કાળ મસ્તક ઉપર સવાર થયો નથી, ત્યાં સુધીજ આપનું આ બળ છે. તુકારામ કહે છે કે, વહાલાઓ ! લખચોરાશીના ચક્કરથી બચો."

## ૧૧–સિપાઈપણાના અભંગ

આ પછી શિવાજી મહારાજ પોતેજ શ્રી તુકારામ મહારાજનાં દર્શને લોહગાંવ ગયા. મહારાજનું કીર્તન સાંભળીને શિવાજી મહારાજ અત્યંત પ્રસન્ન થયા. તેમનું કીર્તન સાંભળવાનો હવે તેમને સ્વાદજ લાગી ગયો. કેટલાયે દિવસો સુધી શિવાજી મહારાજનો એજ નિત્યક્રમ રહ્યો કે, રાત્રે વાળુ કર્યા પછી ઘોડા ઉપર સ્વાર થતા અને શ્રી તુકારામ મહારાજ દેહૂ કે લોહગાંવ જ્યાં પણ હોય ત્યાં પહોંચીને તેમનું કીર્તન સાંભળતા તથા પ્રાતઃકાળે આરતી થયા પછી પૂનામાં પાછા ફરતા. આમ કર-

---

× સંત તુકારામના આ નવ અભંગવાળા પત્રથી જણાતો પ્રખર વૈરાગ્ય અને અલૌકિક આત્મનિષ્ઠાનો પૂનાના રાજમંડળ પર તથા ભક્તો ઉપર ભારે પ્રભાવ પડ્યો હશે, એમાં સંદેહજ શો છે ? તુકારામના અભંગોના કેટલાક સંગ્રહોમાં એ નવ અભંગો સિવાય ૫ મોટામોટા બીજા અભંગો છે. તેમા છત્રપતિ શ્રી શિવાજી મહારાજ, તેમના આઠ પ્રધાન અને સમર્થ શ્રી રામદાસ સ્વામીનાં પણ નામ આવે છે. પરંતુ વારકરીઓમાં તે પ્રક્ષિપ્ત મનાય છે. અને આ લખનારને પણ તે પ્રક્ષિપ્તજ લાગે છે. પરંતુ આ નવ અભંગ તુકારામ મહારાજનાજ છે, એમાં સંદેહ નથી.—મૂળલેખક

તાં કરતાં એક દિવસ મહારાજના ચિત્તમાં પૂર્ણ વૈરાગ્ય વ્યાપી ગયો અને નિત્યક્રમ અનુસાર તેઓ પૂના પાછા આવ્યા નહિ, દેહૂમાં તુકારામ મહારાજની પાસેજ રહી ગયા. જીજાબાઈને લાગ્યું કે, રખેને મહારાજ રાજકાજ છોડીને ક્યાંક વૈરાગ્ય-યોગ ધારણ કરી ના લે. તે પોતે દેહૂ પહોંચ્યાં. સંત તુકારામે હરિકીર્તન કરતાંકરતાં વર્ણાશ્રમ ધર્મ બતાવ્યો અને ક્ષાત્રધર્મ-રાજધર્મનું રહસ્ય દર્શાવીને શિવાજી મહારાજને સ્વકર્તવ્યને માર્ગે ચઢાવ્યા. એક દિવસની વાત છે કે તુકારામ મહારાજ કીર્તન કરતા હતા. શ્રોતાઓમાં શિવાજી મહારાજ બેઠા બેઠા સાંભળી રહ્યા હતા. એવે અવસરે એક હજાર પઠાણો ચઢી આવ્યા અને તેમણે મંદિરને ઘેરી લીધું. તેમણે વિચાર કર્યો કે, શિવાજી મહારાજને ગીરફતાર કરવાનો આવો સરસ લાગ બીજો ક્યારે મળવાનો હતો ! પરંતુ તુકારામ મહારાજના પુણ્યપ્રતાપને જુઓ અથવા શિવાજી મહારાજની સાવધાનતાની પ્રશંસા કરો કે તેમને પકડવા આવેલા એ એક હજાર પઠાણોની આગળ થઈને એક હજાર પુરુષ એવા નીકળી ગયા કે જે જોવામાં શિવાજી મહારાજના જેવાજ જણાતા હતા અને આ હજાર શિવાજીઓને જોઈને પઠાણોના તો હોશકોશ ઉડી ગયા; તેઓ ઓળખીજ ના શક્યા કે, આમાં કોણ શિવાજી છે અને કોણ નથી ! શિવાજી એમ નીકળીને ભાગી ગયા અને મોગલ સેનાના સિપાઈઓ તો આભાજ બનીને ઉભા રહ્યા ! આ વાત તો સૌ કોઈ જાણેજ છે. મહીપતિ બુવાએ આ હકીકતનું વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે. અત્રે એટલો વિસ્તાર નહિ કરતાં એક પ્રસંગની વાત વળી વિશેષ લખીએ છીએ.

એક વાર તુકારામ મહારાજ કીર્તન કરી રહ્યા હતા, અને 'શ્રીવિઠ્ઠલના રણબંકા વીર' શ્રવણ કરતા હતા. તેઓમાં શ્રી શિવાજી અને તેમના ધીર અમાત્ય તથા વીર સૈનિકો પણ બેઠા બેઠા સાંભળતા હતા. શ્રોતાઓ તરફ જોતાંજ તુકારામના ચિત્તમાં થયું કે, આ દ્વિવિધ નિષ્ઠાવાળાઓનો-

અર્થાત્ વિઠ્ઠલભક્ત વારકરીઓને અને સ્વરાજ્યસંસ્થાપનાનો ઉદ્યોગ કરનારાઓને એકસાથેજ બોધ આપવો. તેજ સમયે રચીને તેમણે સિપાઇપણાના ૧૧ અભંગ કહ્યા. રાજકાર્યમાં કે પરમાર્થસાધનમાં વીરતા મહાદુર્લભ વસ્તુ છે. ઘર-ગૃહસ્થીના પ્રપંચમાં, દેશના રાજકાર્યમાં અને પરમાત્માના પરમાર્થ-સાધનમાં જ્યાં પણ જુઓ, સામાન્ય લોકોનીજ ભરતી થાય છે. સામાન્ય જીવોજ સર્વત્ર દેખાય છે અને તેથી તેઓ સામાન્ય કહેવાય છે પણ ખરા. વીરત્વ-ગુણસંપન્ન પુરુષ દુર્લભ હોય છે. વીરત્વ ગમે ત્યાં હોય તેની જાત એકજ છે. ભીરુ અને વીર, પામર અને સંત એક જાતિના નથી. પશુઓમાં વીર એકજ હોય છે—સિંહ મનુષ્યોમાં વીરત્વ-ગુણવાળી જાતિ હોવા છતાં તેના પ્રકાર ભિન્ન ભિન્ન છે. કોઇ ને કોઇ સમયે અવશ્ય નાશ પામનારા આ શરીર અને આ શરીર સંબંધી બધા વિકારોથી જે અળગો થઇ જાય છે તે વીર છે! શરીર અને શરીર સંબંધી ક્ષુદ્ર વાસનાઓમાં જે બંધાઇ રહે છે, તે ભીરુ અને જે આ દૂષિત વાયુમંડલથી મનોભાવે ઉંચો થઇ ગયો હોઇ તે વીર છે. બુદ્ધિમત્તા, ઉદ્યોગદક્ષતા, ઉચ્ચધ્યેયતા, પરાક્રમ, સાહસ, લોકકલ્યાણ, કર્મનિષ્ઠતા ઇત્યાદિ અસલી ખરા વીરના સહજ-સ્વાભાવિક ગુણ છે. અંગ્રેજ ગ્રંથકાર-કાર્લાઇલ અને અમેરિકન તત્ત્વવેત્તા ઇમર્સને વીર પુરુષોની અલગ અલગ કક્ષાઓ નક્કી કરી છે. તેજ કક્ષાઓમાં જો આપણે, આપણા વીરોને બેસાડવા ઇચ્છીએ તો એમ કહી શકીએ કે, શંકરાચાર્ય અને જ્ઞાનેશ્વરાદિ તત્ત્વવેત્તા અને ધર્મસંસ્થાપકો એકજ કક્ષા યા જાતિના વીર છે; વાલ્મીકિ, વ્યાસ, સૂર અને તુલસીદાસ બીજી જાતિના વીર છે; વિક્રમાદિત્ય, શિવાજી, વગેરે રામરાજ્ય-સંસ્થાપક ત્રીજી જાતિના વીર છે; કેશવ, વિહારી, હરિશ્ચંદ્ર વગેરે પંડિત અને ગ્રંથકાર ચોથી જાતિના વીર છે. આ બધા વીરજ છે. સંત તુકારામ, રામદાસ અને શિવાજી વીરજ હતા. એ બધા યોદ્ધા હતા, માથાને બન્ને હાથમાં

છુપાવીને રોનારા નહોતા, એ તો અસાધ્ય-અશક્યને સાધ્ય-શક્ય બનાવી દેનારા હતા. શિવાજી મહારાજે સ્વરાજ્યની સ્થાપના કરીને એ બતાવી દીધું, સંત તુકારામે ભગવાનને પ્રત્યક્ષ કર્યા. તેમણે શૂરવીર થવાનો બોધ આપતાં સિપાઇપણાના અભંગ કહ્યા છે. તુકારામ મહારાજે શિષ્ય અને શિવાજીના સૈનિક, ધર્મવીર અને રણવીર બન્નેને ઉપદેશ આપ્યો છે. તે ઉપદેશનો મહત્ત્વનો ભાગ આ નીચે આપીએ છીએ, મર્મજ્ઞ તેના મર્મને સમજી લેશે.

"સિપાઇપણાની સાથે સિદ્ધાંતનું પાલન કરીને વીર બનો, વીરગાથાઓ ચિત્તમાં ધારણ કરો. સિપાઇ બન્યા વિના પ્રજાપીડનનો અંત આવશે નહિ અને પ્રજાને સુખ નહિ થાય. પ્રાણદાન દેવામાં ઉદાર સિપાઇ બનો, સિપાઇઓના ક્ષેમ-કુશળનો—યોગક્ષેમનો બધો ભાર સ્વામી પર છે. સિપાઈપણાના સુખથી જે કોરોજ રહ્યો તેનું જીવન વ્યર્થ છે, તેના જીવનને ધિક્કાર છે! તુકારામ કહે છે કે, એક ક્ષણમાં બધી વાત બની જાય છે, પછી સિપાઈના સુખનો કંઈ અંતજ નથી."

* * * *

"ધડાધડ ગોળીઓ છૂટી રહી છે. બાણો ઉપર બાણ આવીને પડે છે, આ બધું તે સહી લે છે અને એવી મૂસળધાર વૃષ્ટિ કરે છે કે જેનું કઇ માપજ નહિ! સ્વામી અને તેમનું કાર્યજ સામે દેખાઇ રહે છે. તે યુદ્ધની શોભાજ કંઇ ઓર છે! જે શૂર અને વીર સિપાઇ છે, તે આવા યુદ્ધમાં અંદર અને બહાર ખૂબ સુખ લૂંટે છે."

* * * *

"સિપાઇઓએ આત્મરક્ષણ કરવું જોઇએ, પરદેશીઓને લૂંટે, તેમનું સર્વસ્વ છીનવી લે, પોતાના ઉપર કંઇ ફટકો આવવા ન દે, શત્રુઓને પોતાની ખબર પણ લાગવા દે નહિ, એવો જે સિપાઇ હોય છે, તેને દુનિયા પોતાનો નાથ માને છે. તુકારામ કહે છે કે, જેના સિપાઈ આવા

છે, તેજ ત્રણે લોકોના અમિત-અમાપ પરાક્રમી સેનાના નાયક છે."

*　　*　　*　　*

"સિપાઇઓએજ પરદેશીઓના બળને તોડી પાડીને માર્ગને ચાલવા યોગ્ય બનાવી દીધો. પરદેશીઓની છાવણીઓ પોતાના હાથમાં લઈ લીધી અને ત્યાં પોતાના માણસો મૂકી દીધા. જે લોકો રસ્તો છોડીને ચાલે છે, તેમને આ સિપાઇઓ મારી નાખે છે, કે જેથી બીજાઓને શિખામણ મળે. તુકારામ કહે છે કે, આ સિપાઇઓ વિશ્વાસ વડે વિશ્વને સુખ આપતા ચાલે છે."

*　　*　　*　　*

"જે સિપાઈ શરીરને તણખલું અને સોનાને પથ્થર સમાન સમજે છે, તેનાથી તેના સ્વામી ભિન્ન નથી. વિશ્વાસ વિના સિપાઇનું કંઈ મૂલ્ય નથી."

"પ્રાણોની હોડ મૂકવાની ઉદારતા જે સિપાઇઓમાં છે, તેઓજ સિપાઇ તરીકે શોભે છે. અને તેમની વચમાં નાયક મુકુટમણિની માફક શોભા પામે છે. ભીરુઓની તો કંઈ વાતજ નથી, તેઓ તો જ્યાં ત્યાંથી મળી આવે છે. તેમના આવવા-જવાની હાર ચાલીજ જાય છે, કયાંયથી તે તૂટતી નથી."

×　　×　　×　　×

"એકજ સ્વામી છે, તેનાજ બધા સિપાઇ છે; જે જેટલો મોટો યોદ્ધો, તેટલુંજ તેનું વિશેષ મૂલ્ય છે. તુકારામ કહે છે કે, મરનાર તો બધા છે, પરંતુ મરવાથી ડરવું એ નામર્દનું કામ છે; બધું મૂલ્ય છે તે નિર્ભયતાનુંજ છે."

×　　×　　×　　×

"સાચો સિપાઇજ સિપાઇને ઓળખે છે. તેનામાં એકજ સ્વામીને માટે આદર અને નિષ્ઠા હોય છે. પેટને માટે જેઓ હથિયાર બાંધે છે (લડવાને તૈયાર થાય છે), તેઓ તો મેલાં કપડાં ઉપાડી જનાર ગધેડા છે. જે સાચો

સિપાઇ છે તે મારતાં અને બચાવતાં જાણે છે. તે શું પરદેશીઓને પોતાનું અસ્તિત્વ સોંપી દેશે? તુકારામ કહે છે કે, જેઓ એવા વીર થયા હોય તેમને અમે દેવ માનીને વંદન કરીશું. તેમનાં લક્ષણ અમે જાણીએ છીએ."

× × × ×

આવી તેજસ્વી વાણીથી સંત તુકારામે ભગવદ્ભક્તો અને સ્વરાજભક્તોને, કંઠીધારી વારકરીઓને અને તલવારધારી રણરંગીઓને એકસાથેજ ઉપદેશ આપ્યો છે. સાચો વીર કોણ છે? સાચો ભગવદ્ભક્ત કોણ છે તેમજ સાચો રાષ્ટ્રભક્ત કોણ છે? તેમની ઓળખાણ અને તેમનાં લક્ષણ આ અભંગોમાં બહુ ખુબીથી બતાવ્યાં છે.

આ પ્રસંગ સિવાય બીજે પણ તુકારામ મહારાજના અભંગોમાં વીરશ્રીના અનેક ઉદ્ગાર છે—

"જે શૂરવીર છે, તેજ હાથનું કૌશલ્ય—મારતાં અને બચાવતાં—જાણે છે. બીજાઓને એ શું બતાવી શકાય? તુકારામ કહે છે કે, શૂરવીર બનો યા મજૂરી કરીને પેટ ભરો અને આરામથી સૂઇ જાઓ."

સમર્થ રામદાસ સ્વામીએ પણ કહ્યું છે કે 'જેને પ્રાણનો ભય હોય, તે ક્ષાત્રકર્મ ન સ્વીકારે; કોઇ પણ ઉપાયે તે પોતાનું પેટ ભલે ભર્યા કરે.' જો કોઇ વખત લડવું—ઝગડવું હોય તો સરદારની જ સામે થવું, ઝગડાઓની પાછળ ન પડવું—

"જો લડવાનું જ થયું તો પહેલાં સમજો કે, જીવ કરીજ શું શકે છે? ભયને તો સામે આવવાજ ના દો. પ્રાણપણે લડો અને કોઇ વાત ચિત્તમાં છુપાવી ના રાખો. ભીરુ—ડરપોક બનીને ના જીવો, એવા જીવવા કરતાં તો મરવું સારૂં છે. તુકારામ કહે છે કે શૂર બનો, કાળની સાથે કાળ થઇને લડો"

કંઇક વધારે બુદ્ધિવાળાઓએ તુકારામ મહારાજને 'અકર્મણ્ય અને ભીરુ' કહીને પોતાનાજ ઉપર પોતાનું થુંક પાડવાનો ઉપહાસાસ્પદ ખરાબ પ્રયત્ન કર્યો છે.

## ૧૨–સંતોને ભીરુ વગેરે કહેનારાઓની મૂર્ખતા

ઉપર સંત તુકારામના સિપાઇપણાના જે અભંગ આપ્યા છે તેનાથી વિશેષ સ્પષ્ટ, નિર્ભય અને ઉજ્જવળ તેજ બીજા કોના ઉપદેશમાં પ્રકટ થયું છે? આવી મેઘગર્જના જેવી ગંભીર, આકાશ જેવી નિર્મળ, સૂર્ય જેવી તેજસ્વી વાણી વડે તેમણે જે ઉપદેશ કર્યો છે, તે અત્યંત સ્પષ્ટ, નીડર અને પ્રભાવોત્પાદક છે. ભગવાનને પોકારવામાં, સંતોના ગુણ ગાવામાં, નામનો મહિમા બતાવવામાં, દંભીઓની પોલ ખોલવામાં અને વિવિધ પ્રકારના લોકોને ઉપદેશ કરવામાં તેમની વાણીમાંથી જે તેજ નીકળે છે, એજ તેજ આ રાજકારણવિષયક ઉપદેશમાં પણ છે, અને આ ઉપદેશ તેમણે કોઇ સ્થાનમાં બેસીને છાનામાના આપ્યો નથી, બલ્કે હરિકીર્તનની ભરસભામાં કર્યો છે અને એ ઓગણીસ વર્ષના વીર શિવાજી તથા તેમના સાથીઓને કર્યો છે, કે જેમણે તરતમાંજ સ્વરાજ્યસંસ્થાપનાનું મહાન ઉદ્યોગપર્વ શરૂ કર્યું હતું. જે તુકારામ મહારાજનું સમસ્ત જીવન 'રાતદિવસ આંતર્બાહ્ય જગત અને મનની સાથે યુદ્ધ કરતું' અને તેનાપર સ્વામિત્વ સ્થાપિત કરતાં વીત્યું, પરસ્ત્રી માત્રને જેમણે માતા માની અને સત્વહરણ કરવા આવેલી અપ્સરાને 'માતા રખુમાઇ' કહીને વિદાય કરી, જેમણે રાજા તરફથી ભેટમાં આવેલાં બહુમૂલ્ય રત્નોને 'ગોમાંસ સમાન' દ્રવ્ય કહીને પાછાં મોકલી દીધાં, રામેશ્વર ભટ્ટ જેવા દિગ્ગજ વિદ્વાનને જેમના આધ્યાત્મિક તેજ આગળ બારજ દિવસોમાં નતમસ્તક થઇને પોતાનું આપોપું સદાને માટે ભૂલી જવું પડ્યું, શિવબા કાસાર જેવા ધનલોભીને જેમણે એક સપ્તાહમાં કીર્તનરંગમાં એવો રંગી નાખ્યો કે તેણે બધો વૈભવ છોડીને વૈરાગ્ય ધારણ કરી લીધો, શિવાજી મહારાજ જેવા પરમ તેજસ્વી, પરમ પરાક્રમી મહાપુરુષને જેમણે પોતાની અંતર–બાહ્ય એકતા અને વિશુદ્ધ સિદ્ધ પ્રબોધ–જ્ઞાનવાણી વડે ભક્તિભાવના ઉલ્લાસનો આનંદ આપીને તેમાં તેમની પાસે નૃત્ય કરાવ્યું,

જેમણે સ્વયં પરમાત્માને નિર્ગુણમાંથી સગુણ સાકાર બનવાને ફરજ પાડી અને ત્રણસો વર્ષથી લાખો જીવોના હૃદય પર જેમનો પ્રભાવ અખંડરૂપે વહ્યા કરતો તે હૃદયોને પરમપ્રસાદ દેતો રહ્યો છે, તે સંત તુકારામની વાણી વીર્યવતી નહિ હોય તો બીજા કોની હશે? તે વાણી વીર્યવતી, તેજસ્વી અને અભયદાયિની છે. પરંતુ એમાં આશ્ચર્યની કંઇ વાત નથી. જેવા વીરશિરોમણિ તુકારામ તેવીજ વીર્યશાળી તેમની અભંગવાણી. આશ્ચર્યની વાત તો એ છે કે, આવા તેજોપુંજ પરમ પુરુષાર્થી મહાપુરુષને તથા તેમના જેવા અને તે ગુરુસ્થાને પહોંચેલા શ્રીજ્ઞાનેશ્વર, એકનાથાદિ સિદ્ધ પુરુષો અને મહાત્માઓ તથા સમસ્ત વારકરી સંપ્રદાયને કેટલાક આધુનિક 'દેશભકતો'એ 'અકર્મણ્ય, ભીરુ, રાષ્ટ્રને કોઈ કામના નહિ, રાષ્ટ્રની હાનિ કરનારા' વગેરે દુષ્ટ વિશેષણોથી નવાજીને પોતાની બુદ્ધિની ભારે પ્રશંસા કરી છે, અને દુઃખની વાત છે કે, તેમના આ ઉચ્છૃંખલ બુદ્ધિચાંચલ્યથી અનેક નવયુવકોનો બુદ્ધિભેદ થાય છે! સંતોની નિંદા ભગવાનને પ્રિય નથી થતી, અને સમાજને માટે પથ્યકર પણ નથી. શ્રીજ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામ વગેરે ભકતોએ યા વારકરી સંપ્રદાયે આ નવીન રોશનીવાળાઓનું કોણ જાણે શું'યે બગાડયું છે! દેશભક્તોના સંપ્રદાયને આ પ્રમાણે *સંતોની નિંદા, સંતોનો વિરોધ અને ધર્મનો ઉચ્છેદ સૂઝે એ બહુજ ખરાબ છે. ભારતવાસીઓનાં હૃદયો પર સંતોનો એટલો ઉંડો પ્રભાવ પડયો છે કે તેમની આગળ કોઇપણ નિંદા, વિરોધ અને ઉચ્છેદનું દુઃસાહસ ટકીજ શકતું નથી. જો ભારતીય સાહિત્યમાંથી

* લેખક મહોદય દેશની યથાશક્તિ સેવા કરનારાઓ ઉપર કાદવ ઉડાડતા જણાય છે. અમને ખબર નથી કે, એમની દષ્ટિ સમક્ષ કયા 'દેશભકતો' તરવરે છે! વેવલી બુદ્ધિ-ભક્તિ અને વેવલાપણા ઉપર સારી પેઠે પ્રહારો કરવામાં આવ્યા હશે ખરા, પરંતુ સાચા દેશભક્તોએ કદી સંતોની નિંદા કરી જાણી નથી. ઉલટી તેમની બનતી ગુણપૂજાજ કરી છે. — ગુજરાતી અનુવાદક

સંતોની વાણી અલગ કરવામાં આવે, જો મહારાષ્ટ્રના સાહિત્યમાંથી સંતોની વાણી જુદી પાડવામાં આવે અને જો મહારાષ્ટ્રના સાહિત્યમાંથી જ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામ અથવા હિન્દી સાહિત્યમાંથી સૂરદાસ, તુલસીદાસ, કબીર વગેરેની વાણીને અલગ કરવામાં આવે તો એ સાહિત્યોમાં બાકી શું રહેશે? શ્રીજ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામ વગેરે સંતોએ મહારાષ્ટ્રમાં ધર્મજાગૃતિનું પ્રચંડ કાર્ય કર્યું, રાષ્ટ્રની મનોભૂમિ શુદ્ધ કરી, લોકોને ધર્મ, નીતિ અને સદાચારના પાઠ શીખવ્યા, વિધર્મી રાજસત્તાથી પદદલિત બેભાન જનતાને ધર્મની સંજીવનીવડે ચૈતન્યમાં આણી, વૈદિક ધર્મની રક્ષા કરી, ઘણીજ કઠણ પરિસ્થિતિમાં હિન્દુ ધર્મ અને હિન્દુ-સમાજને સંભાળ્યો અને પાળ્યો. મરાઠી ભાષાનો વૈભવ વૃદ્ધિંગત કર્યો, પોતાના ઉજ્જવળ ચરિત્ર અને દિવ્ય પ્રબોધશક્તિથી મહારાષ્ટ્રમાં નવજીવનનો સંચાર કર્યો અને એથી શ્રીશિવાજી મહારાજ સ્વરાજ્યસંસ્થાપનાના કાર્યમાં સમર્થ થયા. સૂર્યપ્રકાશ જેવા દેદીપ્યમાન આ ઘટનાઓને જોવા છતાં પણ જે લોકો પાશ્ચાત્યોની દેશપ્રેમ સંબંધી કલ્પનાના ચક્કરમાં અવળે રસ્તે જઇને એ લોકકલ્યાણકારી સંતોની અવગણના કરે છે તેમને શું કહેવું? મનોજયના મૂર્તિમાન આકાર, નિશ્ચયના મેરુ, જ્ઞાન અને વૈરાગ્યના સાગર, લોકકલ્યાણના અવતાર, અખિલ મહારાષ્ટ્રને માટે માતાપિતાથી પણ અધિક પૂજ્ય, લોકકલ્યાણ ઇચ્છનારાઓ જેમનાં ચરણો નજીક બેસીને આશીર્વાદ પામી બળવાન બન્યા એવા મહામહિમાવાન ઈશ્વર સમાન સિદ્ધ મહાત્માઓને 'અકર્મણ્ય'+ અને 'ભીરુ' તેમજ 'રાષ્ટ્રનું મનોબળ નષ્ટ કરનારા' કહીને નિંદા કરનારા આત્મઘાતી જીવો કમમાં કમ એટલું તો કરેજ કે, પહેલાં તેમના બધા

+ કયા દેશભક્તો સંત મહાત્માઓને આવા કહે છે તે અમને ખબર નથી. અમને ખબર છે ત્યાંસુધી મહાત્માજી અને પંડિત માલવિયાજી જેવાઓના અંતરમાં તો આ સંતો પ્રત્યે સારી પૂજ્યબુદ્ધિ છે.
—ગુજરાતી અનુવાદક

ગ્રંથો વાંચી જાય. એ લોકોનો એવો ખ્યાલ છે કે, રાષ્ટ્રને આ સંતોએજ નષ્ટ ભ્રષ્ટ કરી નાખ્યો હતો, પરંતુ રામદાસે આવીને રાષ્ટ્રને ઉગારી લીધો. સમર્થ રામદાસ સ્વામીની સ્તુતિ કોને પ્રિય નહિ હોય? તેમની સ્તુતિ જેટલી કરો તેટલી ઓછીજ છે; પરંતુ તે માટે સંતોની નિંદા કરવી આવશ્યક નથી. શિવાજી મહારાજને સમર્થ રામદાસ વરદ અને સહાયક થયા, એ તો સ્પષ્ટજ છે. પરંતુ સમજવાની વાત એ છે કે, સ્વરાજ્યસાધનાના કામમાં શિવાજી મહારાજને જે પરાક્રમી, ન્યાયી, સદાચારસંપન્ન, દૃઢનિશ્ચયી અને શીલવાન સાથી તેમજ સેવક મળ્યા, જેમણે રાષ્ટ્રકાર્ય સાધવા માટે પોતાનું સર્વસ્વ શિવાજીના ઝંડા આગળ સમર્પણ કરી દીધું, તે સચ્ચરિત્રશીલ વીર એકનાથ, તુકારામ વગેરે સંતોની સંજીવન વાણીથી નવજીવન પામેલા મહારાષ્ટ્રમાંજ મળ્યા કે આસમાનમાંથી ઉતરી આવ્યા? સંતોએ જો મહારાષ્ટ્રને ડરપોક બનાવ્યું હતું, તો તુકારામની મેઘ-ગર્જનાથી ગાજતી મહારાષ્ટ્રની ગિરિકંદરાઓમાંથીજ શિવાજીને પોતાના વહાલા માવળા સૈનિકો મળ્યા હતા કે તેમણે તેમને ક્યાંકથી પાર્સલથી મંગાવ્યા હતા! ઇતિહાસ તો એ વાત મુક્તકંઠે સ્વીકારે છે કે, એ પહાડોમાં રહેનારા કટ્ટર, ઇમાનદાર અને શૂરવીર માવળાઓની એકનિષ્ઠ સહાય અને સેવા પામીનેજ શિવાજી મહારાજ રાજ્ય સ્થાપી શક્યા. માવળાઓ ઘણે ભાગે ખેડુત હોય છે અને અન્ય દેશોના ખેડુતોની પેઠે તેમને પણ લાવણીઓ અને 'પોવાડા'× ગાવાનો શોખ હોય છે. આજે પણ જઇને કોઇ મવાળોના પ્રદેશમાં ફરી આવે તો જણાશે કે, તુકારામ મહારાજના અભંગ પરંપરાથી ગવાતા હજુ સુધી ચાલ્યા આવે છે. માવળાઓનું ધર્મસંબંધી જે કંઈ જ્ઞાન

× પોવાડા એટલે વીરરસપ્રધાન કાવ્ય. આવું એક કાવ્ય અમે વિદ્યાર્થી અવસ્થામાં સાંભળ્યું હતું. ત્યારે ભાષાનું અજ્ઞાન હોવા છતાં પણ એ ગીતમાંથી પ્રેમશૌર્ય અને વીરતાના તણખા ઝરતા અનુભવ્યા હતા. શિવાજીના પોવાડા મહારાષ્ટ્રમાં પ્રસિદ્ધ છે. —ગુ૦ અનુવાદક

છે તે તુકારામનું નામ અને અભંગોનું સ્મરણમાત્રજ છે. તેમનું સમસ્ત સાહિત્ય એટલુંજ છે. શિવાજીના માવળાઓના બાર જીલ્લા એકબીજામાં મળેલા છે અને એક જેવાજ છે. તાનાજી માલુસરેના ઇતિહાસપ્રસિદ્ધ શેલાર મામા દેહૂથી દોઢ કોસ ઉપર શેલારવાડીમાં રહેતા હતા. પછી શિવાજીના સફેદ વેશવાળા સિપાઇઓ પર સમર્થ રામદાસ સ્વામીની છાપ પડી હતી એમાં કંઇજ સંદેહ નથી. પરંતુ એની પણ પહેલાં માવળાઓને ધર્મ, નીતિ તેમજ વ્યવહારનું અમોઘ શિક્ષણ તુકારામનાં હરિ–કીર્તનોમાંથી પ્રાપ્ત થયું હતું, એ સંબંધે કોઇ પણ માણસ ના પાડી શકે તેમ નથી. મનુષ્યસમાજ એક વિરાટ્ પુરુષ છે અને વિરાટ્ બનેલા મહાત્મા સિવાય તેને બીજો કોઇ હલાવી ડુલાવી શકે તેમ નથી. આ ગમે તેવા આલી–મવાલીઓનું કામ નથી. કળિકાળના પ્રભાવથી રાષ્ટ્ર ઉપર ધર્મગ્લાનિની ઘટા વચ્ચે વચ્ચે ઘેરાઇ આવે છે અને એવે સમયે લોકો શક્તિહીન, દુર્બળ, કાપુરુષ–બાયલા જેવા બની જાય છે. પરંતુ ધર્મરક્ષાને નિમિત્તે જ્યારે મહાપુરુષો અવતરે છે, ત્યારે આ ઘટા છિન્નભિન્ન થઇને નષ્ટ થઈ જાય છે. મહાપુરુષોના પ્રભાવથી રાષ્ટ્રમાં સર્વ પ્રકારના પુરુષાર્થી પુરુષ ઉત્પન્ન થાય છે અને રાષ્ટ્રની સર્વાંગ ઉન્નતિ થાય છે. સમાજને માટે આ લોકપરલોકમાં સંતો સિવાય બીજો કોઈ તારનાર નથી, સંતોના નેતૃત્વ અને કૃપાશીર્વાદ સિવાય રાજકીય પ્રયત્નો પાનાના ખેલ જેવા બની જાય છે! તેનું કંઇ મૂલ્ય યા મહત્ત્વ નથી. સમર્થ રામદાસ સ્વામીએ પણ એજ કહ્યું છે કે 'પહિલે તેં હરિકથા નિરૂપણ, દુસરેં તેં રાજકારણ.' (પહેલાં હરિભજન અને તે પછી રાજકારણ.) સાધુ–સંતો પર આક્ષેપો કરવામાં આવે છે કે, તેમણે સંસારને 'મિથ્યા' અને 'નાશવાન' કહ્યો તેથી લોકો અકર્મણ્ય બની ગયા; પરંતુ આવું કહેનારાઓને પૂછવું જોઇએ કે, શું સમર્થ રામદાસ સ્વામીએ સંસારને 'સત્ય અને અવિનાશી' કહ્યો છે? જો 'ના' તો તુકારામ અથવા અન્ય

સંતોએ કંઇ મિથ્યા અને વિનાશની વાતો કરી છે? ભગવાન શ્રીકૃષ્ણે પણ એજ કહ્યું છે કે 'अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्वमाम्' વેદ અને શાસ્ત્ર શું બતાવે છે? અને પોતાનો અનુભવ પણ આખરે શું કહે છે, તે તો જુઓ. સાચા દેશભક્ત શ્રીશિવાજી મહારાજ સંતોના તેજ અને બળને પારખનારા હતા અને તેમનાં ચરણોમાં લીન રહેતા હતા! રાજશક્તિની સાધના જો ધર્મ-વિવેકના ત્યાગપૂર્વક કરવામાં આવશે તો બારણે બારણે ભટકીને અંતે માથું પછાડવું પડશે. રાજસ આંદોલનોના ધપ્પા ખાઈને હતાશ થયા પછી જ્યારે પૂર્ણ નિરાશા રાષ્ટ્રને ઘેરી લે છે, ત્યારે રાષ્ટ્ર ઈશ્વર, ધર્મ અને સાધુ-સંતો તરફ વળે છે, ત્યારે તેને યોગ્ય રસ્તો પ્રાપ્ત થાય છે, સાચો સાત્વિક પ્રેમ, બંધુ-બાંધવોનું ઐક્ય અને આત્મરતિનું તેજ તથા ધર્મનું બળ પ્રાપ્ત થાય છે અને તે રાષ્ટ્ર પોતાના ઉદ્યોગમાં યશસ્વી બને છે. જ્યારે સમાજ ધર્મ-કર્મરહિત, વિવેકહીન અને મૂઢ બની જાય છે, ત્યારે તેમાં સર્વત્ર ગંદકીજ ફેલાઈ જાય છે, સામાન્ય વરસાદથી તે ધોવાઈ જતી નથી; તેને માટે તો મૂસળધાર વરસાદની જરૂર હોય છે. જ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામ અને રામદાસ પોતાની મેઘગર્જના વડે સમસ્ત સમાજને હલાવી નાખે છે; તેમની મેઘવૃષ્ટિથી સમાજની બધી ગંદકી વહી જાય છે અને કૂવા, નદી, નાળાં પાણીથી ભરાઇ જાય છે. પથરાળી જમીન સિવાયની બાકીની ભૂમિ ભીંજાઇ જાય છે ને એવી ફળદ્રૂપ ભૂમિમાંથી શિવાજી જેવા કુશળ અને સમર્થ ખેડુત ગમે તે અન્ન ઉપજાવી લે છે તથા સમસ્ત રાષ્ટ્ર સુખી અને સમૃદ્ધ 'આનંદવન-ભુવન'માં ફેરવાઇ જાય છે. મહારાષ્ટ્રને આવી સમૃદ્ધિ સંત તુકારામના પ્રયાણ પછી વીસ બાવીસ વર્ષમાંજ પ્રાપ્ત થઈ. એ સુખ-સમૃદ્ધિને જોઇને ભૂમિની અને કમાનારાઓની, ખેતરોની હરિયાળીની, એ અન્નપ્રચુરતાની તથા તેના ભોક્તાઓના સદ્ભાગ્યની જેટલી પ્રશંસા કરો તેટલી યોગ્યજ છે અને તેમાં સૌ કોઇ સહ-

મત છે. પરંતુ પ્રેમથી એટલીજ વિશેષ વિનતિ છે કે, તે આનંદમાં વૃષ્ટિના ઉપકારોને ન ભૂલીએ. હતાશ, પરવશ, ધર્મશૂન્ય બનેલા મહારાષ્ટ્રમાં એ મેઘવૃષ્ટિ થતાંજ દીન, દરિદ્ર, દુ:ખી મહારાષ્ટ્ર 'આનંદવન-ભુવન' થઇ ગયું. તે આનંદભુવનનું માહાત્મ્ય આપણે શ્રી સમર્થ રામદાસ સ્વામીનાજ મેઘગર્જન વડે સાંભળીને આ મેઘસમૂહને વિનમ્રભાવે વંદન કરીએ. શ્રીશિવાજી મહારાજના રાજ્યાભિષેકનું પરમ મંગલમય શુભ કાર્ય પૂરું થયા પછી સમર્થ રામદાસ સ્વામીએ બહુ આનંદપૂર્વક કહ્યું કે—

"આ દેશ હવે આનંદવન-ભુવન બની ગયો. સ્નાન-સંધ્યા, જપ-તપ અને અનુષ્ઠાનને માટે પવિત્ર જળની હવે કોઈ કમી નથી રહી. જે લખ્યું હતું તે બધું થઇ ગયું, ખૂબ આનંદ થયો, હવે પ્રેમ આ આનંદવનભુવનમાં દિવસે બમણો ને રાત્રે ચારગણો વધતો જશે. પાખંડ અને વિદ્રોહનો-બળવાનો અંત આવી ગયો, શુદ્ધ આધ્યાત્મિકતા વધી. આ આનંદવન-ભુવનના રામજ કર્તા અને રામજ ભોક્તા બની ગયા. ભગવાન અને ભક્ત એક થઇ ગયા, સર્વ જીવોનું મિલન થયું અને બધાજ આ આનંદવનભુવનને પામીને સંતોષ પામ્યા. સ્વર્ગની રામગંગા જ્યાં આવીને વહેવા લાગી, એવા આ આનંદવન-ભુવન તીર્થની ઉપમા કયા તીર્થ સાથે આપી શકાય ? સ્વધર્મના માર્ગમાં જે વિઘ્ન હતાં, તે બધાં દૂર થઇ ગયાં, ભગવાને પોતે કેટલાયે કુટિલ-ખલ-કામીઓને ઉપાડીને પછાડી દીધા, કેટલાયને મસળી નાખ્યા અને કેટલાયને કાપી પણ નાખ્યા. બધા પાપીઓ ખતમ થઇ ગયા, હિંદુસ્થાન ધમધમાવીને આગળ વધ્યું, હવે આનંદવન-ભુવનમાં ભક્તોનો જય અને અભક્તોનો નાશ થયો. ભગવાનના દ્રોહી ગળી ગયા, ભાગી ગયા, મરી ગયા, બહાર કાઢી મૂકવામાં આવ્યા. પૃથ્વી પાવન થઇ ગઇ અને જે આનંદવન-ભુવન હતું તે વળી પાછું હતું તેવું આનંદવન-ભુવન બની ગયું.

# अध्याय १३ मो—चातकमंडळ

पिपासाक्षामकण्ठेन याचितं चाम्बुपक्षिणा ।
नवमे घोज्झिताचास्य धारा निपतिता मुखे ॥

## સંત તુકારામના મુખ્ય શિષ્ય

તુકારામ મહારાજે પોતે ગુરુ બનવાની કદી ઇચ્છા કરી નથી. મેઘવૃષ્ટિની પેઠે તેઓ ઉપદેશ આપ્યા કરતા હતા. અને મેઘના તરફ અનન્ય ગતિવાળા થઇને જોનારા ચાતક નારાયણની સૃષ્ટિમાં ઉત્પન્ન થયેજ જાય છે. આમાં મેઘની ઇચ્છા કે અનિચ્છાની કોઇ વાત નથી. તુકારામનું કીર્તન હજારો શ્રોતાઓ સાંભળતા, સાંભળીને સુખી થતા અને પછી તરત પોતાના જૂના અભ્યાસમાં લાગી પણ જતા હતા; પરંતુ એમાં અનેકો એવા પણ હતા, કે જેમણે મન, વચન અને કર્મથી સંત તુકારામનું અનુસરણ પણ કર્યું. આવા બડભાગી જીવોનાં પાવન નામો અને તેમનાં પુણ્ય ચરિત્રોનું આ અધ્યાયમાં દર્શન કરીએ.

દેહૂગામમાં એક પુરાણા સંગ્રહમાં સંત તુકારામના મુખ્ય મુખ્ય શિષ્યોનાં નામ એક સાથે લખેલાં મળે છે. ૧–નિળોબારાય પિંપલનેરકર, ૨–રામેશ્વર ભટ્ટ વાઘોલીકર, ૩–ગંગારામ મવાળ કડૂસકર, ૪–મહાદજી પંત કુળકર્ણી દેહૂકર, ૫–કોંડો પન્ત લોહોકરે, ૬–માલજી ગોડ યેલેવાડીકર, ૭–ગબાર શેટવાણી સુદુંબ્રેકર, ૮–મલ્હાર પંત કુલકર્ણી ચિખલીકર, ૯–અંબાજી પંત લોહગૉંવકર, ૧૦–કાન્હોબા બંધુ દેહૂકર, ૧૧–સંતાજી જગનાડે તળેગૉંવકર, ૧૨–કોંડ પાટીલ લોહગૉંવકર, ૧૩–નાવજી માળી લોહ-

ગાંવકર અને ૧૪–શિવબા કાસાર લોહગાંવકર.

આ ચૌદ નામ છે. એમાં સૌથી પહેલું નામ નિલોબારાય (યા નિવાજીરાય)નું છે. આ નામનો ઉલ્લેખ એટલા માટે નથી થયો કે, મહારાજની સાથે કરતાળ બજાવનારાઓમાં તેઓ હતા, બલ્કે એટલા માટે થયો છે કે તેઓજ તેમના શિષ્યોમાં સૌથી અગ્રણી હતા. આ ૧૪ શિષ્યોમાં ૭ બ્રાહ્મણ હતા અને ૭ અન્ય વર્ણના હતા. કોઈ કોઈ વાર જે એમ સાંભળવામાં આવે છે કે 'તુકારામને બ્રાહ્મણોએ સતાવ્યા' તે બ્રાહ્મણશિષ્યોનાં આ નામોથી વ્યર્થવતજ જણાય છે. આ ભેદ વારકરી સંપ્રદાયમાં તો કદી હતોજ નહિ. તુકારામની છત્રછાયામાં બધા શિષ્ય ભગવત્કથામૃત પાનમાંજ મસ્ત રહેતા અને તેમનો પરસ્પરનો પ્રેમ પણ અવર્ણનીય હતો. નિલાજી સિવાય બીજા તેર શિષ્ય પૂના પ્રાંતનાજ રહેવાસી અને દેહૂની પંચક્રોશીનીજ અંદરના હતા. કાન્હોબા બંધુ અને માલજી ગાડે જમાઈ તો ઘરના માણસ હતા. આ ચૌદ શિષ્યો સિવાય કચેશ્વર બ્રહ્મે તથા બહિણાબાઈના ખબર છેલ્લાં દશ વર્ષમાં મળી આવે છે, તેથી આ અધ્યાયમાં એમનો પણ સમાવેશ થવો જોઈએ. પહેલાં તેર શિષ્યોવિષે સાંભળો. તેરમાં ચાર લોહગાંવના છે. લોહગાંવમાં સંત તુકારામનું મોસાળ હતું અને ત્યાંના લોકો તેમના ઉપર બહુ પ્રેમ રાખતા હતા. તેથી પહેલાં તેર શિષ્યોનો પરિચય કરીને પછી લોહગાંવ જઈશું અને ત્યાર પછી કચેશ્વર અને બહિણાબાઈનાં દર્શન કરી અંતે નિલાજીરાયનું ચરિત્ર જોઈશું. એ સોળ શિષ્યોમાંથી નિલાજીરાય, કાન્હજી અને બહિણાબાઈના અભંગ મોજૂદ છે; રામેશ્વર ભટ્ટના પણ ચાર અભંગ અને બે આરતીઓ છે.

## ૧–મહાદજી પંત

એ દેહૂના જ્યોતિષી કુલકર્ણી હતા. તુકારામના શરૂઆતથીજ પરમભક્ત હતા. તેમના કુટુંબ સાથે તેમના કુટુંબનો સ્નેહ–સંબંધ પહેલેથીજ ચાલ્યો આવતો હતો.

તુકારામ મહારાજના ગૃહપ્રપંચની ચિંતા એમને વધારે રહેતી. જીજાબાઈને વખતોવખત અન્નાદિ અને દ્રવ્યાદિ આપીને તે તેમને મદદ કરતા હતા, તેમની સંભાળ રાખતા હતા અને આપત્તિકાળમાં મદદ કરતા હતા. મહાદજી પંતનો આ સઘળો વહેવાર ઘરના વૃદ્ધ-વડીલો જેવો હતો. ઇંદ્રાયણીના તટે જ્યાં દેવીઓની અનેક મૂર્તિઓ એકસાથે છે, ત્યાં સંત તુકારામ ભજન કરતા અને ભજનમાં લીન થઈ જતા. એક વાર પાડોશનો એક ખેડુત તુકારામને પોતાના ખેતરની રખવાળી માટે મૂકીકોઈ કામે એક બીજે ગામ ગયો. તુકારામને પોતાના શરીરનું ભાન તો રહેતું નહોતું, તેઓ ભજનમાંજ લીન રહેતા હતા. પક્ષીઓ આવીને દાણા ચણવા લાગતાં તો તેમનામાં તેમને નારાયણની મૂર્તિઓ દેખાતી. આથી પક્ષીઓ પણ નિશ્ચિંતપણે પ્રસન્નતાથી ખેતરમાં ચણી જતાં અને તેઓ હાથ જોડીનેજ બેસી રહેતા હતા ! આ ખેડૂત આ રખેવાળીના બદલામાં અર્ધો મણ અનાજ આપવાનું તુકારામને કહી ગયો હતો, પરંતુ જ્યારે તે પાછો ફર્યો ત્યારે બધાં ડુંડાં ખાલીજ જોયાં, એકેયમાં દાણા નથી ! ક્રોધનો માર્યો હાથપગ પછાડતો પછાડતો તે પંચ પાસે ગયો. પરંતુ પંચ જ્યારે જોવા માટે ખેતરમાં આવ્યું ત્યારે આખું દૃશ્યજ બદલાઇ ગયું. જ્યાં એક પણ દાણો નહોતો, ત્યાં બસો મણ અનાજ નીકળ્યું ! પંચે સો મણ અનાજ તુકારામને અપાવ્યુ, પરંતુ તુકારામે અર્ધા મણથી વધારે લેવાની ના પાડી.+ ત્યારે લોકોના કહેવાથી મહાદજી પંતે એ અન્નને પોતાના ઘરમાં રખાવી દીધું અને શ્રીવિઠ્ઠલમંદિરના જીર્ણોદ્ધારના કામમાં તે સાચા દિલથી ખર્ચ્યું.

## ૨-ગંગારામ મવાલ,

એ તુકારામના કીર્તનમાં ધ્રુવપદ આલાપતા હતા.

---

+ ધન્ય ધન્ય છે તમારી જાત રે, તુકાજી સંત નમું નમું.
—ગુજરાતી અનુવાદક.

ચાકણના રહેવાસી હતા અને એમનું કુળ-નામ સોનવણે અને પુત્રનું નામ બાલાજી. એમના વંશજ તળેગાંવમાં હયાત છે. સંતાજીના હાથની લખેલી તુકારામના અભંગોની વહીઓ તળેગાંવમાં છે. કહે છે કે, તુકારામ અને સંતાજીની પરસ્પર પ્રતિજ્ઞા હતી કે, આપણા બેમાંથી જેનું મૃત્યુ પહેલું થાય, તેને જે જીવતો રહે તે માટી દે—અંતિમ સંસ્કાર કરે. તુકારામનું અવસાન તો થયું નહિ—તેઓ તો અદૃશ્ય થયા. તેમના અદૃશ્ય થયા પછી કેટલાંક વર્ષો બાદ સંતાજીનું શરીર છૂટયું. તેમના ઘરના લોકો તેમને માટીમાં દાટી દેવા લાગ્યા, પરંતુ કેટલીયે માટી નાખવા છતાં સંતાજીનું મુખ માટીમાં દાટી શકાયું નહિ, તે માટીની ઉપર ખુલ્લુંજ રહ્યું. કોઇ પણ રીતે મોં દાટી શકાયું નહિ, ત્યારે મધ્યરાત્રે તે સ્થાનમાં તુકારામ સ્વયં પ્રગટ થયા અને તેમણે પોતાના હાથે માટી પૂરી, ત્યારે માટી દેવાનું કામ પૂરું થયું. તે અવસરે સંતાજીના પુત્ર બાલાજીને તુકારામે તેર અભંગ આપ્યા. તેમાંથી એકનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

"ગાયો ચરાવતાં મેં જે વચન આપ્યું હતું તેથી મારે એક તેલીને માટે આવવું પડયું. ત્રણ મુઠ્ઠી માટી દેવાથી તેનું મોં દેખાતું બંધ થયું. (આ તો બાહ્ય વાત છે, ખરી વાત તો) તુકારામ કહે છે કે, હું આને વિષ્ણુલોકમાં લઇ જવા માટે આવ્યો છું."

સંતાજીની સમાધિ ભંડારા પર્વત નીચે રાહુંબર નામના ગામમાં છે.

## ૪–ગબર શેઠ–વણિક

આ કર્ણાટકનો લિંગાયત વાણિયા સુદુંબરમાં રહેતા હતા. ભારે સાત્વિક હતા. તુકારામના મહાપ્રયાણ પછી એમનો દેહ છૂટયો. મૃત્યુ પહેલાં એમણે રામેશ્વર ભટ્ટ અને કાનજીને પોતાની પાસે બોલાવી લીધા હતા અને તેમના મુખેથી તુકારામના અભંગ સાંભળતાં સાંભળતાં એમણે

દેહત્યાગ કર્યો હતો. તે સમયે તુકારામના રૂપપ્રત્યે તેમને એવી લગની લાગી હતી કે અંતસમયે તુકારામ પ્રગટ થયા. તેમણે પોતાના હાથ વડે તુકારામના લલાટમાં ચંદનની અર્ચા કરી અને ગળામાં ફૂલનો હાર પહેરાવ્યો. તુકારામને બીજા કોઈએ જોયા નહિ, પરંતુ બધાએ અદ્ધર હાર લટકેલો જોયો અને તેમના નામનો જયધ્વનિ કર્યો, એજ ધ્વનિમાં મળીને ગબર શેઠના પ્રાણ ચાલ્યા ગયા.

### ૫–માલજી

આ તુકારામના જમાઇ (તેમની કન્યા ભાગીરથીના પતિ) હતા. પતિ–પત્ની બન્નેને તુકારામ પ્રત્યે ઘણી ભક્તિ હતી. તુકારામે માલજીને નિત્યપાઠ માટે ગીતાની પોથી આપી હતી.

### ૬–તુકાભાઈ કાન્હજી

સંત તુકારામના ભાઇ કાન્હજી પહેલાં તો તુકારામ પાસેથી ભાગ વહેંચી લઇને જુદા થયા હતા, પરંતુ પાછળથી તેમના હૃદય ઉપર તુકારામનો પ્રભાવ પડયો અને એ તેમને શરણે આવીને તેમના શિષ્ય બન્યા. એ તુકાભાઇ કહેવાવા લાગ્યા. સંત તુકારામના અભંગોની 'ગાથા'માં તેમના પણ અનેક ઉત્તમ અભંગ છે. તુકારામના મહાપ્રયાણ વખતે તેમણે જે વિલાપ કર્યો છે અને ભગવાનને જે ખરી–ખોટી સંભળાવી છે, તે વિષયના અભંગ તો અત્યંત કરુણારસપૂર્ણ છે.

### ૭–મલ્હાર પંત ચિખલીકર

એઓ પણ તુકારામના ભારે નિયમનિષ્ઠ ભક્ત હતા અને કીર્તનમાં કરતાલ બજાવતા હતા.

### ૮–કોંડો પંત લોહકરે

એ પણ ધ્રુવપદ ગાયા કરતા હતા. એક વાર તેમણે તુકારામ આગળ પોતાની એવી ઇચ્છા પ્રગટ કરી કે, હું

કાશીની યાત્રાએ જવા ઇચ્છું છું. આપના અનેક ધનવાન આબરૂદાર ભક્તો છે, તેમને કંઇક કહેશો તો હું આરામથી પહોંચી જઇશ. સંત તુકારામે આ વાત સાંભળી અને પોતાના આસન નીચેથી એક મહોર કાઢીને તેમના હાથમાં મૂકી તથા કહ્યું કે "આ લ્યો, આને વટાવીને જરૂરી સામાન મેળવ્યા કરજો; પરંતુ જે કંઈ ખર્ચ કરો તેમાંથી એક પૈસો જમા રાખજો. આથી તે પૈસાની બીજે દિવસે સોનામહોર બનતી રહેશે." કોંડો પંતે ભારે આશ્ચર્યપૂર્વક તે અશરફી પોતાની કેડે ખોસીને ત્યાંથી વિદાય લઇને તેજ દિવસે તેનો ચમત્કાર અજમાવ્યો. પૈસાની સોનામહોર બની જાય છે, એ પ્રત્યક્ષ જોઇને તેમના કુતૂહલનું કંઈ ઠેકાણુંજ ન રહ્યું. તુકારામ મહારાજે તેમને કહી રાખ્યું હતું કે, આ વાત બીજા કોઇને ન કહેવી. અસ્તુ. સંત તુકારામે તેમની સાથે કાશીમાં ત્રણ અભંગ મોકલ્યા હતા. પહેલા અભંગમાં ગંગાજીને માતા કહ્યાં છે અને પ્રાર્થના કરી છે કે—

(૧) "ભગવતિ માતા ! મારી વિનતિ સાંભળો. આપનાં ચરણોમાં હું મારૂં મસ્તક નમાવું છું. આપ મહાદોષનિવારિણી ભાગીરથી સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ છો, જીવન્મુક્તિ આપનાર છો, આપના કિનારા ઉપર મરવું એ મોક્ષ આપનારૂં છે. આ લોક અને પરલોક બન્નેને માટે આપ સુખ આપનાર છો. સંતોએ જેને પાળ્યો–પોષ્યો તે શ્રીવિષ્ણુનો દાસ તુકારામ આ વચનપુષ્પ આપને ભેટ મોકલે છે."

(૨) બીજા અભંગમાં શ્રી કાશીવિશ્વનાથને પ્રાર્થના કરે છે—

"આપ વિશ્વનાથ છો, અને હું દીન, રંક, અનાથ છું, હું આપનાં ચરણોમાં પડું છું, આપ કૃપા કરો. જેટલી કૃપા કરશો, તે થોડીજ હશે; કેમકે હું (આપની કૃપાનો) ભારે ભૂખ્યો છું. આપની પાસે સર્વ કંઈ છે અને મને થોડાથીજ સંતોષ થઇ જાય છે. તુકારામ કહે છે કે, હે

ભગવન્! મારે માટે કંઈક ખાવાનું મોકલો.”

(૩) “વિષ્ણુ–પદમાં મારે હાથે પિંડદાન દઈ ચૂકયો છું, હું ગયાજીનું વર્ણન કરી ચૂકયો છું, પિતૃઓના ઋણથી –હું મુક્ત થઈ ચૂકયો છું. હવે મેં કર્માન્તર કરી લીધું છે. હરિ–હરના નામથી બમબમ બજાવી ચૂકયો છું. તુકારામ કહે છે કે, હવે મારો બધો બોજો ઉતરી ગયો છે.”

આ ત્રણ અભંગોમાં ભાગીરથી, કાશી વિશ્વેશ્વર અને વિષ્ણુપદની પ્રાર્થના કરી છે. કોંડાજીએ તુકારામ પાસેથી મળેલી સુવર્ણમુદ્રા વડે બધીજ યાત્રા પૂરી કરી, ચાતુર્માસ તેમણે કાશીમાં કર્યા અને પછી લોહગાંવમાં પાછા ફર્યા. તુકારામનાં ચરણોમાં વંદન કર્યા અને યાત્રાની બધી હકીકત જણાવી; પરંતુ એક વાત જૂઠી કહી દીધી. તેમને ડર લાગ્યો કે, રખેને તુકારામ પોતાની સુવર્ણમુદ્રા કયાંક પાછી માગી લેશે તો ? એટલે તેમણે ખૂબ સમયસૂચકતાપૂર્વક પહેલાંજ કહી દીધું કે, યાત્રામાંથી પાછા ફરતાં સુવર્ણમુદ્રા કોણ જાણે કયાંયે ખોવાઇ ગઇ. સંત તુકારામે કહ્યું:— “તથાસ્તુ.” ઘેર આવીને કોંડાજી પંતે જોયું તો દુપટ્ટાના છેડે બાંધી રાખેલી સુવર્ણમુદ્રા કોણ જાણે કયાંયે અલોપ થઇ ગઇ! તુકારામ જેવા સર્વસમર્થ પુરુષ સાથે આવું કપટ કર્યું, એથી તેમણે ઘણો પશ્ચાત્તાપ કર્યો અને તેમનાં ચરણોમાં પડી તેમની પાસે પોતાનો અપરાધ માફ કરાવ્યો.

## ૯–રામેશ્વર ભટ્ટ

રામેશ્વર ભટ્ટ તુકારામના દુશ્મન હતા, અને પછી તેમના પરમ ભક્ત બન્યા, એ વાત પહેલાં કહેવાઈ ગઇ છે. વાઘોલીમાં રામેશ્વર ભટ્ટના ભાઇના વંશજ છે અને બહુલ નામના સ્થાનમાં સ્વયં રામેશ્વર ભટ્ટના વંશજ છે. રામેશ્વર ભટ્ટના વડદાદા કાન્હ ભટ્ટ કર્ણાટક પ્રાંતમાં બાદામી નામના સ્થળે રહેતા હતા. ત્યાંથી તેઓ પૂનામાં આવ્યા અને ત્યાંજ વસ્યા. તેમના પૂર્વજ કર્ણાટકનાજ હતા, તેમના સમયથી આ કુળ મહારાષ્ટ્રીય થયું છે. કાન્હ ભટ્ટના પુત્ર

ચંડ અથવા ચાણ્ડ ભટ્ટ, ચાણ્ડ ભટ્ટના પુત્ર કાન્હ ભટ્ટ અને કાન્હ ભટ્ટના પુત્ર રામેશ્વર ભટ્ટ થયા. રામેશ્વર ભટ્ટના પુત્ર વિઠ્ઠલ ભટ્ટ થયા, વિઠ્ઠલ ભટ્ટનો વંશ બહુલ ગામમાં હયાત છે. રામેશ્વર ભટ્ટના કુળમાં વેદાધ્યયન પૂર્વપરંપરાથીજ ચાલ્યું આવતું હતું. તેઓ સમસ્ત વેદ પોતાના પિતા પાસેથીજ શીખ્યા. એ રામના ઉપાસક હતા. જે મૂર્તિની તેઓ પૂજા કરતા હતા, તે મૂર્તિ બહુલગામમાં એમના વંશજોની પાસે છે. વાઘોલીમાં વ્યાઘ્રેશ્વર મહાદેવનું સ્થાન પ્રસિદ્ધ છે. રામેશ્વર ભટ્ટે અહીં મોટું અનુષ્ઠાન કર્યું હતું. ઘરની શ્રીરામમૂર્તિની પૂજા-અર્ચા કરીને તેઓ હમેશાંજ વ્યાઘ્રેશ્વરના મંદિરમાં આવીને એકાદણી (એકાદશ-અગીઆર રુદ્રપાઠ) કરતા હતા. તેમના વંશજો 'બહુલકર' કહેવાય છે અને એમની પરંપરાગત જ્યોતિષી વૃત્તિનાં (જીવિકાનાં) વાઘોલી, ભાંવડી, બહુલ, ચિંચોલી અને શિંદેગવ્હાણ—એ પાંચ ગામ હજુ સુધી તેમના અધિકારમાં છે. રામેશ્વર ભટ્ટ તુકારામના શિષ્ય થયા ત્યારથી વારકરીમંડળમાં તેમની ખૂબ પ્રતિષ્ઠા થઇ. સંત તુકારામની પાછળ તેઓ ઝાંઝ લઇને ઉભા રહેતા હતા. દશ-બાર વર્ષ એ સંત તુકારામના સત્સંગમાં રહ્યા, અને તુકારામે મહાપ્રસ્થાન કર્યું, ત્યારે તે દેહૂમાંજ હતા અને કંઇક ઝગડો થતાં ત્યાં તેમણેજ શાસ્ત્રીય વ્યવસ્થા કરી હતી. એમની સમાધિ વાઘોલીમાં છે. બહુલકરોને ત્યાં માગશર સુદી ૧૪ ને રોજ તેમની તિથિ ઉજવવામાં આવે છે.

## ૧૦–શિવબા કાસાર

લોહગાંવમાં તુકારામનું મોસાળ હતું અને લોહગાંવના લોકો પણ તેમને બહુ ચાહતા હતા. આથી લોહગાંવમાં તુકારામનું આવવું-જવું ઠીક ઠીક થતું હતું. ત્યાં સંત તુકારામના કીર્તનનો રંગ વળી વિશેષ ઘેરો રહેતો હતો. આખું લોહગાંવ એમના કીર્તન પર તૂટી પડતું હતું અને આસપાસના પણ સેંકડો માણસો આવતા જતા હતા;

પરંતુ નહોતા આવતા શિવબા કાસાર. એટલુંજ નહિ પણ ઘેર બેઠાં બેઠાં તુકારામની ખૂબ નિંદા પણ કરતા હતા. તે કેવા દુષ્ટ, ભ્રષ્ટ અને કુટિલ હતા, તે સૌ કોઇ જાણતા હતા. પરંતુ સંત તુકારામનું દયાર્દ્ર અંતઃકરણ તો એજ ઇચ્છતું હતું કે, કોઇ પણ ગમે તેવો દુષ્ટ પ્રકૃતિનો મનુષ્ય હોય, તે કીર્તન શ્રવણ કરે, ભક્તિ-ગંગામાં નાહી લે અને શુદ્ધ થઇને તરી જાય. લોકોએ બહુ કહ્યાથી લોકોનું માન રાખવા માટેજ તેઓ એક દિવસ કીર્તન સાંભળવાને આવ્યા. બીજે દિવસે મન કહેવા લાગ્યું કે ચાલો, જરા કીર્તનજ સાંભળી આવીએ; વળી એજ મન એમ પણ કહેતું કે, અરે, ક્યાં જાય છે ? ઝગડોજ વધારવા દે ને! પરંતુ તેમના પગ તેમને ઘસડીજ લાવ્યા. ત્રીજે દિવસે કંઇ ગડમથલ ન થઈ. પોતાની મેળેજ અતિ પ્રસન્નતાથી કીર્તન સાંભળવા આવ્યા. આ પછી ત્રણ દિવસ સુધી તેમની ઉત્કંઠા વધતીજ ગઈ. સાતમે દિવસે તો તેઓ સંત તુકારામના ભક્તજ બની ગયા. એ સંતના નિર્મળ હૃદયની અમોઘ વાણીનો આ પ્રસાદ હતો, કે જેણે સાત દિવસમાં એક મહાદુષ્ટને સુધારીને ભગવાનનો પ્રેમી બનાવી દીધો. સંત તુકારામે કહ્યું છે કે ‘ ખલ દુર્જનને નિર્મળ સુજન બનાવી દેશે, ગધેડાને ઘોડો બનાવી દેખાડશે. ’ શિવબા કાસારને સાચેજ તેમણે શુંના શું બનાવી દેખાડ્યા. આ પથ્થરનેજ પિગળાવવાનું કામ હતું. સંત તુકારામના સંગથી શિવબાનું રૂપાંતર થઇ ગયું. તેમની સ્ત્રી પોતાના પતિનું નવું રૂપ, રંગ અને ઢંગ જોઇને ખૂબ ગભરાઇ. તેના જે પતિદેવતા ‘ હાય પૈસા ! હાય પૈસા ! ’ કરતા પૈસાને માટે કોણ જાણે કેવાં કેવાં કારસ્તાન કરતા હતા, તે હવે ‘ વિઠ્ઠલ ! વિઠ્ઠલ ’ કહેતા અને આંખો મીંચીને બેસી રહેવા લાગ્યા ! ભલા, આ કોઇ સંસારીનું કામ છે ? સંસારમાં આસક્ત તે સ્ત્રીને સંત તુકારામ ઉપર અત્યંત ક્રોધ વ્યાપ્યો. તેણે એ સંતને આનો બદલો આપવાનો નિશ્ચય કર્યો, અને એવા વખતની તે રાહ જોવા લાગી. એક

દિવસ શિવબા તુકારામ મહારાજને ખૂબ પ્રેમ અને સન્માનપૂર્વક પોતાને ઘેર તેડી લાવ્યા. તુકારામ સ્નાન કરવા બેઠા ત્યારે આ 'કૃત્યા'એ જાણી જોઇને તેમના મોં ઉપર આંધણનું ઉકળતું પાણી રેડી દીધું. આથી શરીરની શી દશાથઈ તે સાંભળો—

"આખા શરીરમાં બળતરા થવા લાગી, જાણે શરીરમાં દાવાનળ ભભૂકી રહ્યો છે ! અરે રામ ! હરે નારાયણ ! શરીર–કાન્તિ બળી ઉઠી, રોમરોમ બળવા લાગ્યાં, આવું હોલિકાદહન સહન થતું નથી, બુઝાવ્યું બુઝાતું નથી. શરીર જાણે ફાટીને બે ટૂકડા થઇ જાય છે, મારા મા–બાપ કેશવ ! દોડી આવો, મારા હૃદયને શું જુઓ છો ? જળ લઇને વેગથી દોડી આવો. અહીં બીજા કોઈનું કશુંયે નહિ ચાલે. તુકારામ કહે છે કે, તું મારી જનની છે, આવું સંકટ પડતાં તમારા સિવાય બીજું કોણ બચાવી શકે તેમ છે ?"

જેનું ચિત્ત ફૂલથી પણ કોમળ હોય છે, તે પરોપકારી મહાત્માઓની સાથે નીચ મનુષ્યો જ્યારે આવી નીચતા કરે છે, ત્યારે થોડી વાર માટે તો આ સંસારના પ્રત્યે અત્યંત ઘૃણા આવે છે અને જીવ ઇચ્છે છે કે, અહીંથી ચાલી નીકળો. એ ચૂડેલે એ કરુણાનિધિના કોમળ અંગો ઉપર ઉકળતું પાણી રેડયું, એ શબ્દો સાંભળતાંજ શરીર બળી ઉઠે છે. તુકારામ શિવબાની સ્ત્રી ઉપર જરા પણ ક્રોધાયમાન થયા નહોતા, પરંતુ ભગવાનનો તેના ઉપર કોપ થયો—તેના શરીર ઉપર કોઢ ફૂટી નીકળ્યા. તેની વ્યથાથી તે તરફડવા લાગી. પછી રામેશ્વર ભટ્ટે કહેવાથી સંત તુકારામને સ્નાન કરાવવાનો નિર્ણય કરાયો. દૈવી લીલા કંઇક વિચિત્રજ હોય છે. સંત તુકારામના આ સ્નાનથી જે માટી ભીંજાઈ તે શિવબાએ પોતાની સ્ત્રીના આખા શરીરે ચોળી દીધી. તેનાથી તે મહારોગ દૂર થઈ ગયો ! તેના પણ ભાગ્યોદયનો સમય આવ્યો.

તેણે ખૂબ પશ્ચાત્તાપ કર્યો, ધ્રૂસકે ધ્રૂસકે પુષ્કળ રડી, તુકારામનાં ચરણોમાં પડી; એ મહાન સંતે તેને આશ્વાસન આપીને શાંત કરી. તેનું બાકીનું જીવન પોતાના પતિની સાથે ' શ્રી રામકૃષ્ણ હરિ વિઠ્ઠલ 'ના ભજનમાં બહુ સુખપૂર્વક વીત્યું.

## ૧૧–નાવજી માલી

એ પણ લોહગાંવના રહેવાસી હતા. સંત તુકારામના મહાન ભક્ત હતા. સુગંધી પુષ્પોની માળાઓ બહુ પ્રેમથી ગૂંથી ગૂંથીને એ સંતને પહેરાવતા હતા. આ પ્રમાણે તેમણે પોતાની કળાજ તુકારામને અર્પણ કરી હતી. માળાઓ ગૂંથીને વેચવામાં તો તેની જીવિકા હતી, પરંતુ તે પોતાની આજીવિકાપ્રાપ્તિનો ઘણોખરો સમય ભગવત્પ્રેમમાં ખર્ચતા હતા. ખૂબ પ્રેમથી શ્રી વિઠ્ઠલનાથ, શ્રી તુકારામ અને શ્રી હરિકીર્તનના શ્રોતાઓને માટે બહુ સુંદર હાર અને ગજરા તૈયાર કરીને લાવતા હતા તથા વારી પ્રમાણે બધાને પહેરાવતા હતા. તેમણે પોતાના બાગમાં બહુ ભક્તિપૂર્વક તુલસીના છોડ ઉછેર્યા હતા તથા વિવિધ પ્રકારનાં સુંદર સુગંધયુક્ત ફૂલોનાં ઝાડ અને છોડવા તો ઉછેરેલાજ હતા. તેમની ક્યારીઓમાંથી ઘાસ નીંદતાં, જળ સીંચતાં, ફૂલ તોડતાં અને માળા ગૂંથતાં તેઓ શ્રીવિઠ્ઠલનુ ધ્યાન ધરતા ધરતા નિરંતર નામ–સ્મરણ કરતા રહેતા હતા અને પ્રેમપૂર્વક ભજન કરતા હતા. તેમનાં પ્રેમમધુર ભજન અને નૃત્યને જોઇને તુકારામ એમના ઉપર અત્યંત પ્રસન્ન રહેતા હતા. નાવજી જ્યારે કીર્તનમાં આવીને બેસતા, ત્યરે તુકારામ એમજ કહીને તેમનું સ્વાગત કરતા કે ' મારા પ્રાણ–વિશ્રામ આવી પહોંચ્યા ! '

## ૧૨–અંબાજી પંત

એ લોહગાંવના જોશી કુલકર્ણી હતા. તેમણે તુકારામની ચરણસેવાથી કૃતાર્થતા પ્રાપ્ત કરી હતી. તે એકાગ્રચિત્તે કથા સાંભળતા હતા: શ્રોતાઓમાં આવી એકાગ્રતા બીજા

કોઈની નહોતી થતી. એક સમયની વાત છે કે લોહગાંવમાં મધ્યરાત્રે એ તુકારામનું કીર્તન સાંભળતા તલ્લીન થઇ ગયા હતા અને તેજ સમયે તેમને ઘેર તેમના બાળકના પ્રાણ ચાલ્યા ગયા. બાળકની માતા એ દુઃખથી ગાંડા જેવી બની ગઇ અને બાળકના મુડદાને ઉઠાવીને કીર્તન-સ્થાને લાવી; ત્યાં મુડદાને નીચે મૂકીને પોતાના પતિ અને તુકારામને ખૂબ ખોટી-ખરી સંભળાવવા માંડી અને પ્રલાપ કરવા લાગી. તેના પ્રલાપ અને વિલાપને જોઇને તુકારામના મુખમાંથી એક અભંગ નીકળ્યો. આ અભંગમાં તુકારામે ભગવાનને પ્રાર્થના કરી કે—

"હે નારાયણ! આપને માટે નિષ્પ્રાણને ચૈતન્ય બનાવી દેવો એ તે શી મોટી વાત છે! હે સ્વામિન્! પહેલાંની તમારી વાતો હું શું જાણું! હવે અહીંજ એ વાતોને પ્રત્યક્ષ કરીને કેમ ન બતાવો? મારૂં અહોભાગ્ય છે કે આપને શરણે છું, આપનો દાસ કહેવાઉં છું. તુકારામ કહે છે કે, આપનું સામર્થ્ય બતાવીને હવે આ નેત્રોને કૃતાર્થ કરો."

આ પ્રમાણે ભગવાનને વિનતિ કરતાં અને ભગવાનનું ભજન કરતાં એક પહોર વીતી ગયો; ત્યારે તુકારામના હૃદયની બૂમ ભગવાનને સાંભળવી પડી તથા તે મરણ પામેલા બાળકને પ્રાણદાન દઈને જગાડવો પડયો. ભક્તોનાં ચરિત્રોમાં આવી આવી અદ્ભુત ઘટનાઓ થાયજ છે, પરંતુ આ વિષયમાં ધ્યાનમાં રાખવાની વાત એ છે કે, ભક્તના ચિત્તમાં એ ભાવ નથી હોતો કે આ કામ મેં કર્યું અથવા મારે લીધે બન્યું. આવું અભિમાન તેમના ચિત્તને દૂરથી પણ સ્પર્શ કરી શકતું નથી. ભક્ત જ્યારે પૂર્ણ નિરભિમાન થાય છે અને એજ જ્ઞાનમાં લીન રહે છે કે કરનાર-કરાવનાર ભગવાન છે, ત્યારે તેમની વાણી પણ ભગવાનનીજ થઇ જાય છે—જે કંઇ વાણી ભક્તના મુખેથી નીકળી જાય છે, તેને ભગવાન પરિપૂર્ણ કરે છે.

## ૧૩—કોંડ પાટીલ

સંત તુકારામ જ્યારે લોહગાંવ જતા, ત્યારે એમ ત્યાં ઉતરતા હતા. એ તાલ દેવામાં ભારે પ્રવીણ હતા તુકારામને ખૂબ વહાલા હતા.

### લોહગાંવ

શિવબા કાસાર, નાવજી માળી, અંબાજી પંત અને કોંડ પાટીલ, એ ચારે શિષ્યો લોહગાંવના નિવાસી હતા સંત તુકારામ દેહૂ અને લોહગાંવ એ બે ગામોમાં વધારે રહેતા હતા, એજ બે ગામોમાં તેમના સ્વજન અને પ્રિયજનો વધારે હતા. દેહૂમાં તો તેમનું પોતાનું ઘર જ હતું, અને લોહગાંવમાં તેમનું મોસાળ હતું. દેહૂથી પણ વિશેષ તેમને લોહગાંવના લોકો ચાહતા હતા. મહીપતિ બુવા પોતાના ભક્તિલીલામૃતમાં કહે છે કે—

"શ્રીકૃષ્ણનો જન્મ તો મથુરામાં થયો, પરંતુ તેનો આનંદ ગોકુળને જ મળ્યો; તેજ પ્રમાણે તુકારામનો સમસ્ત પ્રેમ લોહગાંવેજ લૂંટયો."

આ લોહગાંવ× પૂનાથી ઇશાન ખૂણામાં યરવડાની પેલી બાજુ નવ માઈલ ઉપર આવેલું છે. વારકરી મંડળમાં એ ગામ પ્રસિદ્ધ પણ છે. તુકારામનું મોસાળ એજ ગામમાં હતું અને તેમની માતાના પિયરનું કુળ નામ 'મોઝે' હતું. ગામની રચના તથા ગામવાળાઓ પાસે જે કાગળ–પત્રો છે, તે જોવાથી એ વિષયમાં કોઇ શંકા રહેતી નથી. તુકારામના મોસાળવાળા ઘરમાં એક શિલા હતી

---

× પ્રસિદ્ધ ઇતિહાસકાર રા૦ રાજવાડેએ લોહગાંવને પૂનાની નાગઝરી નદીના કિનારાનું એક ગામ બતાવ્યું હતું. પરંતુ કેટલાક વર્ષ પહેલા આ ગ્રંથના લેખકે તેનું સપ્રમાણ ખંડન કરીને અમલી લોહગાંવનું સ્થળ બતાવ્યું છે. ભારત ઇતિહાસ સંશોધક મંડળના ત્રીજા સમેલનના વૃત્તાંતમાં શ્રી. પાંગારકર મહોદયનો એ લેખ છપાયો છે. લોહગાંવનું ઉપરોક્ત વર્ણન આ લેખકે તેજ લેખમાંથી અત્રે ઉતાર્યું છે. —હિંદી અનુવાદક

તેના ઉપર બેસીને તુકારામજી ભજન કર્યાં કરતા હતા. તુકારામના પ્રયાણ પછી આ શિલા ઉપાડીને એક ' વૃંદાવન '+ આગળ મૂકેલી છે. અહીં વારકરીઓનાં હજુ પણ ભજન થાય છે. પંઢરપુરના વારકરી આળંદી જતાં માગશર વદી નવમીને દિવસે અહીં રોકાય છે. થોડાક વખત સુધી મોઝે-વંશના લોકો અહીં જમીનદાર હતા, આજે આ વંશના કૃષ્ણ મોઝે નામક વ્યક્તિ મુંબઇમાં એક મેવાવાળાને ત્યાં નોકર છે. શિવબા કાસારનું મકાન હજી ખંડેરના રૂપ-માં મોજુદ છે. તેની ભાંગી-તૂટી દિવાલોથી જણાય છે કે આ કોઇ મોટી ભારે હવેલી હશે. આ હવેલીનો દરવાજો પશ્ચિમ તરફ હતો. હવેલીની સામે મહાદેવજીનું એક મરામત થયા વિનાનું મંદિર છે. લોકો કહે છે કે, એજ મંદિરમાં બેસીને તુકારામજી અને શિવાજી મહારાજ વાતો કર્યાં કરતા હતા. લોહગાઁવના શિવજી પાસે પાંચસો બળદ હતા, તે મારફતે તે કલાઇ, સીસું અને વાસણનો મોટો વેપાર કરતા હતા. તુકારામના સમયમાં પુનવાડી (પૂના) નાનકડું બજાર હતું અને લોહગાઁવના ઇલાકામાં આવેલું ગણાતું હતું. લોવગાઁવનાં મોટાં મોટાં પડેલાં મકાનો, ત્યાંનો ઘણો મોટો મહારવાડો, ત્યાંના માળીઓ અને કાસારો તથા પુરાણું મકાન અને ગામનો આકાર જોતાં લાગે છે કે, તે કોઇ વાર મોટો કસ્બો હશે. લોહગાઁવથી પગે ચાલીને આળંદી અઢી કોસ, દેહૂ સાત કોસ અને સાસવડ નવ કોસ ( એક કોસ એટલે બે માઇલ ) છે. લોહગાઁવમાં કાસાર, મોઝે, ખાંદવે અને માળી જૂના રહેવાસી છે. કોંડ પાટીલ ખાંદવે, નાવજી માળી અને શિવબા કાસાર ( તુકારામના શિષ્ય ) આજ લોહગાઁવના હતા. માળીઓમાં ભાલેકર, ઘોરપડે, ગરુડ અને ભૂકણ, એ ચાર ઘર વેતનવાળાં છે–અર્થાત્ જીવિકા માટે જાગીરતરીકે મળેલ છે. ....ગાઁવમાં તુકારામનું મંદિર છે. આ મંદિર સિવાય

+ તુલસીની ઉંચી કયારી અથવા તુલસી કયારાને મહારાષ્ટ્રમાં વૃંદાવન કહે છે.—હિંદી અનુવાદક

તુકારામનું સ્વતંત્ર મંદિર બીજે ક્યાંય નથી. આ મંદિર ગુંડાજી બાબાના શિષ્ય ઇરાપ્પાનું બનાવેલું બતાવવામાં આવે છે. પુનવાડી તરફથી ગામમાં દાખલ થતાંજ 'કાસારવિહીર' (વાવ) આવે છે, તે વાવ ઘણી મોટી અને રમણીય છે. વાવની પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ, એ ત્રણે દિશાઓમાં મોટાં મોટાં તાકાં–ગોખલા છે અને વાવની અંદરજ ચારે ઘાટની એટલી મોટી જગા છે કે પચાસ પચાસ બ્રાહ્મણ એકસાથે બેસીને સંધ્યાવંદન કરી શકે છે. વાવમાં દક્ષિણ તરફ એક શિલાલેખ કોતરેલો છે. એ શકે ૧૫૩૪ નો છે. શિલાલેખ ઉપર તુલા (ત્રાજવાં)નું ચિહ્ન કોતરેલું છે. વચ્ચેનો મુખ્ય લેખ સારી રીતે વાંચી શકાય છે. આજુબાજુના અક્ષરો શિલાના ખૂણા ને કિનારીઓ ઘસાઇ જવાથી વાંચી શકાતા નથી. આ શિલાલેખ પરથી જણાય છે કે સંવત ૧૬૬૯માં આ ગામ 'લોહગાંવ' કસ્બો હતું.

અહીંના એક પટામાં લખેલું મળી આવે છે કે, અમુક 'કાન્હોજી રાયગઢમાં મહારાજની નોકરીમાં હતા, તે મળવાને માટે ગામમાં આવ્યા.' આથી પણ એ વાતને પુષ્ટિ મળે છે કે તુકારામના હરિકીર્તનથી ગાજી ઉઠેલા માવળ પ્રાંતમાંથીજ શિવાજીની શૂરવીર સેના તૈયાર થઇ હતી.

## ૧૪–કચેશ્વર બ્રહ્મે

ભારત ઇતિહાસ મંડળના શાકે ૧૮૩૫ ના વાર્ષિક વિવરણમાં શ્રી. પાંડુરંગ પટવર્ધને કચેશ્વર કવિની આત્મચરિત્રાત્મક ૧૧૧ ઓવીઓ, કંઇક કાગળ–પત્રો અને બે આરતીઓ પ્રસિદ્ધ કરી છે. આરતીઓ તો આ પહેલાંજ અમને મળી ચૂકી હતી, આત્મચરિત્ર નહોતું મળ્યું. આ આત્મચરિત્ર અત્યંત મહત્ત્વનું છે. ચાકણમાં બ્રહ્મે નામના વેદપાઠી બ્રાહ્મણનું કુળ પ્રસિદ્ધ છે. કચેશ્વર આજ કુળમાં ઉત્પન્ન થયા હતા. બચપણમાં તેઓ ભારે તોફાની અને ઉધમાતીઆ હતા. જીર્ણપુર (હાલનું જુન્નર)થી વિજાપુર સુધી ચક્કર મારી આવ્યા, પછી કચેશ્વર કહે છે કે 'મને

કંઈક ચમત્કાર દેખાયો અને તેનાથી મને ગીતા ઉપર પ્રેમ થયો.' આ પછી તેઓ વિષ્ણુસહસ્ર નામનો પણ પાઠ કરવા લાગ્યા. એક વાર કોઈએ તેમને ભોજનમાં ઝેર ભેળવીને ખવડાવી દીધું. આથી તેમને દમનો રોગ થયો. કોઈએ સલાહ આપી કે 'મંબાજી પંતને ઘેર તુકારામના અભંગોનો સંગ્રહ છે, ત્યાં જાઓ અને તે અભંગ વાંચો, એટલે તમારો રોગ દૂર થઈ જશે.' કચેશ્વરને આ સલાહ ઠીક લાગી અને તે દેહૂમાં આવ્યા. અહીં-ભગવાનનાં દર્શન કરીને મન પ્રસન્ન થયું. સંતોના મુખમાંથી હરિ-કીર્તન સાંભળ્યું, લાગ્યું કે જાણે તુકારામ મહારાજ પોતેજ કીર્તન કરી રહ્યા છે અને આનંદથી મસ્ત છે. વંટોળિયાથી જેમ કેળ હાલે છે, તેજ પ્રમાણે તુકારામ ડોલી રહ્યા હતા. કચેશ્વરને લાગ્યું કે, તુકારામ નૃત્ય કરતા કરતા હવે ક્યાંક નીચે ના પડી જાય તેથી તેમણે તેમને ખભાનો ટેકો આપીને તેમને સંભાળી લીધા. બીજે દિવસે સંત તુકારામની આજ્ઞાથી કચેશ્વર પોતેજ કીર્તન કરવા લાગ્યા. તેમનો વ્યાધિ દૂર થઈ ગયો. આ પ્રમાણે શૂદ્રોના મેળામાં જઈને કચેશ્વર નાચ્યા-ગાયા કરે એ વાત એમના પિતાને ગમતી નહોતી. કચેશ્વરને પોતાની જાતનું ભાન નહોતું, ભગવદ્ભજન અને હરિનામસંકીર્તન આગળ તેઓ કોઇનુ કંઈ સાંભળતાજ નહોતા. પિતાએ આખરે તેમને ઘરમાંથી કાઢી મૂક્યા. તેઓ નીકળી ગયા. થોડા સમય પછી તેમને પોતાની જમીન-જાગીર મળી. યોગ-ક્ષેમની કંઇ ચિંતા ન રહી. કથા-કીર્તનમાં સમય ગાળવા લાગ્યા. ચિત્ત પરમાર્થના પરમરસનું અધિકાધિક આસ્વાદન કરવા લાગ્યુ. કચેશ્વરની થોડીક કવિતાઓ પણ પ્રસિદ્ધ છે. તેમણે એક વાર એક ચમત્કાર પણ બતાવ્યો હતો. શાકે ૧૬૦૭માં ચાકણ ચૌગસી ગામોમાં વરસાદ ન પડવાને કારણે મહાભયંકર દુકાળ પડયો, યજ્ઞાદિ અનેક અનુષ્ઠાન કર્યાં પણ ઇંદ્ર ભગવાન પ્રસન્ન થયા નહિ. ત્યારે બધા લોકોના કહેવાથી કચેશ્વરે વરસાદ માટે હરિકીર્તન કર્યું.

કચેશ્વરના હરિકીર્તનના પ્રતાપથી વાદળ ચઢી આવ્યાં અને જોરથી વરસવા લાગ્યાં. આ કથા પ્રસિદ્ધ છે. આ સંબંધના કાગળ-પત્રો પણ હવે પ્રસિદ્ધ થઈ ગયા છે. વરસાદને માટે કીર્તન કરવાનું સ્વીકારતાં તેમણે કહ્યું હતું કે 'શ્રીહનુમાનજીના મંદિરમાં આનંદગિરિ મઠમાં હરિકથા માટે મંડપ ઉભો કરો. શ્રીહરિની કથા-કીર્તન કરીશું, ભગવાનને પોકારીશું, એથી વરસાદ અવશ્ય પડશે.' કથા-સંકીર્તન શરૂ થયાં, નામ-સંકીર્તન થવા લાગ્યું અને તેજ ક્ષણે વૃષ્ટિ શરૂ થઈ તથા દિવસ અને રાત ૨૪ કલાક સુધી એટલો જોરથી મૂસળધાર વરસાદ પડયો કે લોકો તૃપ્ત થઇ ગયા અને કહેવા લાગ્યા કે, હવે વૃષ્ટિ અટકી જાય તો સારૂં ! આ પ્રમાણે બધા લોકો બહુ સુખી થયા. આ કથાનું સમર્થન કરનારાં ઐતિહાસિક પ્રમાણો પણ મોજૂદ છે. કચેશ્વરના વંશજો પૂના અને સતારામાં આજે જાગીરદાર છે.

## ૧૫-બહિણાબાઈ

તુકારામના શિષ્યમંડળમાં બહિણાબાઇનું સ્થાન ઘણું ઉંચું છે. એ કેટલાંયે વર્ષોસુધી દેહૂમાં રહ્યાં, તેમનાં કીર્તન સાંભળતાં રહ્યાં અને તેમની કૃપાથી સ્વાનુભવસંપન્ન પણ થયાં. તેમણે થોડાક આત્મચરિત્રાત્મક અને કેટલાક ઉપદેશાત્મક અભંગ રચ્યા છે. નિલોબારાય અને મહીપતિ બુવાનાં વચનોને ખૂબ માન આપવામાં આવે છે, પરંતુ તેમનાથી પણ અધિક મહત્ત્વ બહિણાબાઈનાં વચનોને આપવામાં આવે છે. કારણ કે બહિણાબાઇએ તુકારામ મહારાજના સંબંધમાં જે કંઈ લખ્યું છે તે એ સંતને પ્રત્યક્ષ જોઇને તથા તેમના સત્સંગથી લાભ ઉઠાવીને અધિકારયુક્ત વાણીથી લખ્યું છે. બહિણાબાઇના અભંગોનો સંગ્રહ સંવત ૧૯૭૦ માં ખામગાંવના શ્રી. ઉમરખાને પ્રસિદ્ધ કર્યો હતો. પરંતુ મને એ અભંગોની મૂળ હસ્તલિખિત પ્રત બહિણાબાઇના શિઊર (શિવપુર) ગામમાં બહિણાબાઇના વંશજ શ્રી રામજી પાસેથી પ્રાપ્ત થઇ છે. એજ શિઊર

ગામમાં બહિણાબાઈની તથા નિલોબારાયના શિષ્ય શંકર સ્વામીની સમાધિ છે. તેમના વંશજ પણ એજ સ્થાનમાં રહે છે. બહિણાબાઈનું નામ તુકારામ મહારાજના શિષ્યોનાં નામોમાં છે અને રામદાસ સ્વામીના શિષ્યોની નામાવલીમાં પણ છે. તેથી યથાર્થમાં બહિણાબાઈ વારકરી હતાં કે રામદાસી, અથવા બહિણાબાઈ એક નહિ પણ બે હતાં એ એક વિવાદયુક્તજ હતું. પરંતુ શિઊરમાં ત્રણ દિવસ રહીને બધી પોથીઓ અને કાગળ-પત્રો તપાસ્યા પછી એમ નક્કી થયું કે, બહિણાબાઇ બે નહિ, પરંતુ એકજ છે. તેમણે તુકારામ પાસે દીક્ષા લીધી હતી અને ઉત્તરવયમાં તે રામદાસના સત્સંગમાં રહેલાં. સમર્થ રામદાસે હનુમાનજીની એક નાનકડી મૂર્તિ આપી હતી. આ મૂર્તિ બહિણાબાઇના રામમંદિરમાં હજુ સુધી છે. બહિણાબાઈ ઉપર ક્યારે અને કેવી રીતે તુકારામે અનુગ્રહ કર્યો, એનું વર્ણન બહિણાબાઇએ પોતે પોતાના અભંગોમાં કર્યું છે. બહિણાબાઇના અભંગોની મૂળ હસ્તલિખિત પ્રતમાં પણ કેટલીયે જગાએ 'સદ્ગુરુ તુકારામ સમર્થ' 'શ્રીતુકારામ' 'રામ તુકા' કહીને ગુરુરૂપમાં 'શ્રીતુકારામ મહારાજ તથા શ્રીરામદાસ સ્વામી' બન્નેનીજ વંદના કરેલી છે.

બહિણાબાઇનો જન્મ સંવત ૧૬૯૦માં થયો. તે બાર વર્ષની હતી, ત્યારે સ્વપ્નમાં સંત તુકારામે તેના પર અનુગ્રહ કર્યો. એમના અભંગ-સંગ્રહમાં આત્મચરિત્રના ૫૩, નિર્યાણના ૩૪ તથા ભક્તિ, વૈરાગ્ય બ્રહ્મ અને માયા, વિઠ્ઠલ, પંઢરી, ત્રિગુણ, અનુતાપ, સંત, સદ્ગુરુ, જ્ઞાન, મનોબોધ, બ્રહ્મકર્મ, પ્રતિવ્રતા ધર્મ, પ્રવૃત્તિ વગેરે વિષયો પર અનેક અભંગ છે. નિલોબારાયના જેવીજ એમની વાણી પ્રાસાદિક છે. એ પૂર્વજન્મનાં યોગભ્રષ્ટ હતાં, પૂર્વનાં પુણ્યોના પ્રતાપથી ઉત્તમ કુળમાં જન્મ ગ્રહણ કરીને તેમણે તુકારામનો અનુગ્રહ પ્રાપ્ત કર્યો, રામદાસ સ્વામીનો પણ સત્સંગ પ્રાપ્ત કર્યો અને પરમપદને પામ્યાં. સંત તુકારામે તેમના ઉપર જે અનુગ્રહ કર્યો તે પ્રસંગ અહીં જોઇએ.

કોલ્હાપુરમાં જયરામ સ્વામીનાં કીર્તન થતાં હતાં તે સમયે બહિણાબાઇ બાલિકા હતી. એ કીર્તનો તે સાંભળતી. એજ કીર્તનોમાં તેમણે તુકારામના અભંગો સાંભળ્યા અને ચિત્ત ઉપર એ અભંગ જડાઇ ગયા. તેમના પુણ્ય સંસ્કારથી ઘડાયેલા મન ઉપર તેજ બાળવયમાં તુકારામની વાણી નૃત્ય કરવા લાગી અને તે સંતનાં દર્શનને માટે તલપાપડ થવા લાગી. બહિણાબાઇ પોતેજ કહે છે કે— .

" તુકારામનાં પ્રસિદ્ધ અદ્વૈત પદો પછી ચિત્ત તેમનાં દર્શન માટે તરફડવા લાગ્યું છે. જેમનાં આવાં દિવ્ય પદ છે, તે જો મને દર્શન આપે તો હૃદયને અત્યંત સંતોષ થાય. કથામાં તેમનાં પદ સાંભળતાં સાંભળતાં તેમનાજ તરફ આંખો લાગી ગઇ છે. હૃદયમાં તુકારામનું ધ્યાન ધરૂં છું અને તે ધ્યાનનું ઘર બનાવીને તેની અંદર રહું છું. બહિણ કહે છે કે, મારા સહોદર સદ્ગુરુ તુકારામ જ્યારે મને મળશે ત્યારે તો અપાર સુખ થશે."

× × × ×

" જેમ જળ વિના માછલી તરફડે છે, તેજ પ્રમાણે હું તુકારામ વિના તરફડ્યા કરૂં છું. જે કોઈ અંતઃકરણના સાક્ષી હશે, તેઓજ અનુભવથી આ વાત સમજશે. સંચિતને બાળી નાખે એવું સદ્ગુરુ વિના બીજું કોણ હોઈ શકે ? બહિણ કહે છે કે, મારો જીવ નીકળી જાય છે, તુકારામ ! તમને દયા કેમ આવતી નથી ?"

આર્ત્ત ચાતકની દશા ઉપર કરુણાઘનને ભલા દયા કેમ ન આવે ! સાત દિવસ અને સાત રાત તુકારામનુંજ નિરંતર ધ્યાન હતું, બીજી કોઈ વાતનું ભાન નહોતું, ત્યારે માગશર વદી પાંચમને રવિવારને (સંવત ૧૬૯૭) દિવસે તુકારામે તેમને સ્વપ્નમાં દર્શન દીધાં, ઉપદેશ આપ્યો, અને હાથમાં ગીતા મૂકી. ત્યારે બહિણાબાઇ કહે છે કે—

"મન આનંદિત થયું, ચિન્મયસ્વરૂપ અંતઃકરણમાં

ભરાઇ ગયું અને 'આ શો ચમત્કાર થયો' એમ વિચારતી વિચારતી ઉઠીને બેઠી. સંત તુકારામનું એ સ્વરૂપ યાદ આવે છે, તે સ્વરૂપમાં તેમણે જે મંત્ર બતાવ્યા તે યાદ આવે છે. સાચેજ, સ્વપ્નમાં તેમણે મારા ઉપર પૂર્ણ કૃપા કરી—જેના સ્વાદની કોઈ ઉપમા નથી એવું અમૃત પાઇ દીધું ! એનો સાક્ષી તો મનમાંજ છે. બહિણુ કહે છે કે, સદ્ગુરુ તુકારામે સાચેજ પૂર્ણ કૃપા કરી. તેમનાંજ પદોમાંથી વિશ્રાંતિ મળે છે. શ્રી વિઠ્ઠલના જેવીજ તેમની મૂર્તિ છે. સાચેજ, તુકારામની ઇંદ્રિયોના ચાલક શ્રીપાંડુરંગજ છે."

બહિણાબાઈને બીજી વાર ફરીથી તુકારામનું સ્વપ્નદર્શન થયું. પછી તે પોતાના પતિની સાથે દેહૂમાં આવી. અહીં તુકારામનાં પ્રત્યક્ષ દર્શન થયાં.

"માતા, પિતા, ભાઇ અને પતિની સાથે હું જ્યાં ઇન્દ્રાયણી વહેતી વહેતી ચાલી આવી છે ત્યાં આવી. ત્યાં આવીને ઇન્દ્રાયણીમાં સ્નાન કર્યું, શ્રી પાંડુરંગનાં દર્શન કર્યાં, અંતરંગમાં સૃષ્ટિ આનંદમય દેખાવા લાગી. તે સમયે તુકારામ મહારાજ ભગવાનની આરતી કરી રહ્યા હતા, તેમને પ્રણામ કરીને ચિત્તને પ્રકૃતિસ્થ કર્યું, સ્વપ્નમાં તેમનું જે રૂપ જોયું હતું તેજ ત્યાં પ્રત્યક્ષ જોયું, એ રૂપને આંખો વડે ધરાઇ ધરાઈને નીરખી લીધું."

દેહૂમાં તો આવ્યા પણ ઉતરે કયાં ? એ વિચારમાં રસ્તો કાપતા હતા, એટલામાં મંબાજીનું 'મોટું મકાન' દેખાયું. એજ ઘરમાં આ લોકો ઘુસી ગયા. તેમને ઘુસી જતા જોઇને તે મહાક્રોધી મંબાજી અત્યંત ક્રોધે ભરાઈ ગયો અને મારવા દોડયો. આ બિચારા ત્યાંજ ઓસરીમાં પોતાનો બધો સામાન મૂકીને બહાર નીકળી આવ્યા. બહાર નીકળતાંજ કોંડાજી પંત લોહોકરે સાથે તેમને મેળાપ થયો. કોંડાજીએ આ બધાને આગ્રહપૂર્વક પોતાને ત્યાં ભોજન માટે બોલાવ્યા. એમને તેમણે કહ્યું કે—

"અહીં શ્રીવિઠ્ઠલ મંદિરમાં હમેશાં હરિ-કથા થાય

છે. કથા તુકારામ મહારાજ પોતે કરે છે, તે અમ વૈષ્ણુ-વોની સાક્ષાત્ માતા છે. આપ અહીં રહો, ખાધા-પીધાની કંઇ પણ ચિંતા ના કરો, તેનો પ્રબંધ અમે કરી લઇશું, એ પુણ્ય પણ અમને મળશે. બહિણુ કહે છે કે, પછી અમે તુકારામ ને માટે દેહૂમાં રહી ગયાં."

તુકારામ મહારાજનાં દર્શન, કીર્તન અને સત્સંગનું પરમસુખ લૂંટનારી મહાભાગ્યવતી બહિણુબાઇ કહે છે કે-

"મંદિરમાં હમેશાંજ હરિકથા થયા કરે છે અને હું પણ રાતદહાડો તે કથા શ્રવણ કરૂ છું. તુકારામની કથા કેવી થાય છે, જાણે વેદોના અર્થ પ્રગટ થાય છે. તેથી મારું ચિત્ત શાંત બને છે. તુકારામનું જે ધ્યાન પહેલાં કોલ્હા-પુરમાં સ્વપ્નમાં જેયુ હતું, તેજ જ્ઞાનમૂર્તિ ત્યાં પ્રત્યક્ષ જેઇ. આથી નેત્રોમાં જાણે આનંદ નૃત્ય કરવા લાગ્યો ન હોય! દિવસે અથવા રાત્રે નિદ્રા તો ક્ષણુવાર પણ આવતી નથી. કયાંથી આવે ? હવે તો તુકારામજ અંદર આવીને બેસી ગયા છે. બહિણુ કહે છે કે, આનંદની એવી લહેરો આવે છે કે હું શું કહું ! જે કોઇ એ જાણે છે તે અનુભવથીજ જાણે છે."

## ૧૬-મંબાજીની કથા

બહિણુબાઇ તો આ પ્રમાણે અન્ય ભક્તોની સાથે જે સમયે તુકારામનાં દર્શન અને ઉપદેશનો આનંદ લઇ રહ્યાં હતાં, તે સમયે ગોસ્વામી મંબાજી બુવા શું કરી રહ્યા છે, તે જેવું હવે જરૂરી છે. આ અધ્યાયમાં આપણે મહા-રાજના ભક્તોનેજ જેયા કે તેઓ તેમને કેટલા માનતા તથા પૂજતા હતા અને તેમના પર કેટલો ગાઢ સ્નેહ રાખ-તા હતા. પરંતુ આ મિષ્ટાન્ન ભોજનની સાથે કંઇક ખટાશ પણ હોવી જેઇએ, સુંદર સુશોભિત વહાલા મુખડાને નજર ન લાગવા દેવા માટે એક કાળું ટપકું તો હોવું જેઇએ ને! જે એમ ન હોય તો આ સંસાર સંસારજ નહિ રહે.

આ પરીક્ષામાં પૂરેપુરા પાર ઉતર્યા. તુકારામે મંબાજીનો માર છાનામાના સહન કરી લીધો, મુખેથી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ અને વિરોધ પણ ના કર્યો. મહીપતિ બુવા કહે છે કે તુકારામની પીઠ ઉપર દસ–વીસવાર ફટકા (કાંટાળા) પડયા. છતાં તેઓ શાંત રહ્યા, શાંતિથી આની ફરિયાદ મંદિરમાં ભગવાનની પાસે લઇ ગયા. એ પ્રસંગે તેમણે છ અભંગ કહ્યા, તેમાંના એકનો ભાવ આ પ્રમાણે છેઃ-

"બહુ સારૂં કર્યું ભગવન્! આપે ઘણું સારૂં કર્યું કે ક્ષમાની અવધિ જોવા માટે કાંટાનાં ઝાંખરાં વડે માર મરાવ્યો, ગાળોનો વરસાદ વરસાવ્યો, અનીતિ દ્વારા નકામી તકલીફ અપાવી અને અંતે ક્રોધથી પણ છોડાવ્યો.

'કાંટાળો રસ્તો સાફ કરવા ગયો તો' કાંટાવડેજ માર મરાવ્યો.' આથી તુકારામનું ચિત્ત કંઇક દુઃખી તો થયું. પરંતુ ભગવાને 'ક્રોધથી છોડાવ્યો' તેનાથીજ તેમને ખૂબ સંતોષ થયો. જીજાઇએ ખૂબ સાવધાનીથી એકેએક તેમના શરીરમાંથી બધા કાંટા કાઢયા અને તેમને આરામથી સુવાડયા. તે પછી જ્યારે કીર્તનનો સમય થયો અને મંદિરમાં કીર્તનની તૈયારી થઇ ચૂકી તથા તુકારામે જોયું કે, મંબાજી હજુ સુધી આવ્યા નથી, ત્યારે તેઓ પોતે તેમને ઘેર ગયા, તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને તેમના પગ દબાવતા દબાવતા પગ પાસે બેસી ગયા. મંબાજીના ચિત્તમાં ડંખે એવી કોઇ વાત તેમણે કહી નહિ. તેઓ સરળ અને વિનમ્રભાવે કહેવા લાગ્યા કે 'દોષ તો મારોજ છે. મેં છોડને નુકસાન ન કર્યું હોત તો તમને પણ ગુસ્સો ન થાત. મને બહુ દુઃખ થાય છે કે આપના હાથ અને મોંમાં મારે લીધે દર્દ થતું હશે.' આમ કહેતા કહેતા આંખોમાં આંસુ લાવી મસ્તક નીચું નમાવીને તેઓ તેમના પગ દબાવવા લાગ્યા.* તુકારામનું આ વિલક્ષણ સૌજન્ય જોઇને

* ધન્ય છે! ધન્ય છે!! પ્રાતઃસ્મરણીય સંત તુકારામ! તમારી આ અહિંસક મનોવૃત્તિને! 'અહિંસા એ વીરનું શસ્ત્ર છે' એ વાત

મંબાજીનું કઠોર હૃદય પણ થોડી વાર માટે પીગળી ઉઠયુ; મનોમન તેઓ બહુ શરમાયા અને તુકારામની સાથે કીર્તનમાં ગયા. તેમની શાંતિ, ક્ષમા અને દયાએ સદાને માટે લોકોનાં હૃદયોમાં પોતાનું ઘર બનાવી લીધું.

મંબાજીની આ કથા અતિ પ્રસિદ્ધ છે. પરંતુ આટલાથી તેમના ક્રોધી અને ઈર્ષ્યાળુ સ્વભાવનો પૂરો ઉપાય થવા પામ્યો નહોતો. તેમના ઇર્ષ્યા–દ્વેષની આગની જવાળાઓ બહિણાબાઇને પણ જઇ વળગી. બહિણાબાઈ પોતાના સઘળા સામાન સાથે એમનેજ ત્યાં ઉતર્યાં હતાં. મંબાજીની એવી ઇચ્છા હતી કે, આવી શ્રદ્ધાળુ સ્ત્રીઓએ તો મારા જેવા આચારવાન ગુરુઓ પાસેથીજ દીક્ષા લેવી જોઇએ. બહિણાબાઈની સમજણ એટલી બધી તો નહોતી તેથી એ તેમની પાછળ પડયા અને કહેવા લાગ્યા કે "તુકારામ તો શૂદ્ર છે. તેમનું કીર્તન સાંભળવા ન જાઓ. શૂદ્રને તે વળી જ્ઞાન થતું હશે! હા, જો તમારે ઉપદેશ લેવો હોય તો મારી પાસેથી લ્યો." રોજ રોજ આવીજ વાતો સાંભળતાં–સાંભળતાં બહિણાબાઇ થાકી ગઇ અને એક દિવસ તેણે મંબાજીને રોકડો જવાબ પરખાવી દીધો કે 'હું તો ઉપદેશ લઇ ચૂકી છું. હવે મને ઉપદેશની જરૂર નથી.' આ સાંભળતાંજ મંબાજીના ક્રોધની આગ ભભૂકી ઉઠી. બહિણાબાઈની એક ગાય હતી, તેને એમણે પકડીને બાંધી અને તેના ઉપર ખૂબ ક્રૂરતાથી દંડા ચલાવ્યા. ગાયની પીઠ ઉપર જે દંડા પડયા તેના સોળ લોકોએ તુકારામ મહારાજની પીઠ ઉપર પડેલા જોયા. બહિણાબાઇ આવા આવા અત્યાચારોથી અત્યંત હેરાન થઈ. ત્યારે મહાદજી પંતે તેમને પોતાના ઘરમાં ઉતારો આપ્યો. આ બધી હકીકત કહીને બહિણાબાઇ કહે છે કે—

"તુકારામની સ્તુતિનો પાર કોણ પામી શકે છે?

---

આપના જીવનથી વિશેષ સમજાય છે. 'તમે સાચા અહિંસક વીર રે, તુકાજી સંત નમું નમું.' —ગુજરાતી અનુવાદક

તુકારામને આ યુગના પ્રહ્‌લાદ માનો. પોતાના અંતઃકરણને સાક્ષી રાખીને જે પણ તેમની સ્તુતિ કરે છે, તેઓ નિજાનંદમાં મસ્ત રહે છે. બહિણુ કહે છે કે, લોકો તેમની વિવિધ પ્રકારે સ્તુતિ કરે છે, પરંતુ એક શબ્દમાં તેમની યથાર્થ સ્તુતિ એજ છે કે તુકારામ કેવળ પાંડુરંગ હતા."

## ૧૭–નિલાજીરાય

પિંપળનેરના નિલોબા અથવા નિલાજીરાય સંત તુકારામના શિષ્યોમાં શિરોમણિ થયા. લગભગ બધા શિષ્યો ભલા–ભોળા, શ્રદ્ધાળુ, પ્રેમી અને નિષ્ઠાવાન હતા અને તુકારામ તેઓ બધા પર અત્યંત પ્રેમ રાખતા. રામેશ્વર ભટ્ટ વિદ્વાન હતા અને બહિણાબાઈનો અધિકાર વધારે હતો. પરંતુ સંત તુકારામના ઉપદેશોની પરંપરા ચાલુ કરનારા અને ત્રિભુવનમાં તેમનો ઝંડો ફરકાવનાર જે એક શિષ્ય થયા તે નિલોબારાય હતા. સંત તુકારામને ત્રણ પુત્ર હતા, તેમાં પરમાર્થ બાબતમાં નારાયણ બુવા સારા હતા, પરંતુ નિલોબાનો અધિકાર મેળવનાર કોઈ પણ ન થયો. એમનો અધિકાર સંત તુકારામનીજ કૃપાનું ફળ હતું, એમાં સંદેહ નથી. પરંતુ તે અધિકાર સંત તુકારામના અધિકારની બરાબરીનો હતો. નિલોબારાયનું ચરિત્ર, જાણે કે તુકારામ મહારાજનાજ ચરિત્રની નવી આવૃત્તિ હતું. વારકરી સંપ્રદાયના દેવ પંચાયતનમાં આજ પાંચ દેવતા છે. જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, તુકારામ અને નિલોબા. આ પંચાયતન સર્વમાન્ય અને સર્વપ્રિય છે. ઉત્કટ ભગવત્પ્રેમ, પ્રખર વૈરાગ્ય, અલૌકિક જ્ઞાન ઇત્યાદિ ગુણો નિલોબામાં પોતાના ગુરુ તુકારામના જેવાજ હતા. લોકદૃષ્ટિમાં તેમનો આદર પણ એવોજ હતો કે તુકોબા અને નિલોબા એકજ માનવામાં અવતા હતા અને એ માન્યતા યોગ્ય પણ હતી. નિલોબાની ગુરુપરંપરાનું વિવરણ આ અગાઉ અપાઇ ચૂકયું છે. ગુરુકૃપાના સંબંધમાં નિલોબા કહે છે કે—

" પરમ કૃપાળુ શ્રીસદ્‌ગુરુનાથ તુકારામ સ્વામી પ-

ધાર્યા. તેમણે પોતાનો હાથ મારા મસ્તક પર મૂક્યો અને પ્રસાદ આપીને આનંદ કરાવ્યો. મારી બુદ્ધિને વધારી દીધી. અને ગુણવાન કરવાની સ્ફૂર્તિ આપી. નિલાજી કહે છે કે, બોલતો હું જણાઉં છું, પરંતુ એ સત્તા તેમની છે. ”

અત્યારસુધી નિલાજીનું કોઇ સ્વતંત્ર ચરિત્ર નહોતું. મહિપતિ બુવાએ પોતાના ‘ ભક્તિવિજય ’ ગ્રંથ ( અધ્યાય ૫૬ ) માં એમના વિષે બેએક વાતો કહીને પોતાના એ ગુરુભાઇને ગૌરવાન્વિત કર્યા છે. પરંતુ હવે મને નિલોબાના સંપૂર્ણ ઓવીબદ્ધ ચરિત્રની હસ્તલિખિત પોથી તેમનાજ વંશજો પાસેથી મળી છે. આ ‘ નિલા ચરિત્ર ’ માં ૨૦ અધ્યાય છે અને બધી મળીને ૩૪૦૦ ઓવીઓ છે. આ ચરિત્રગ્રંથ પરથી જણાય છે કે, નિલાજી સંત તુકારામના સમકાલીન નહોતા, તુકારામને તેમણે જોયા પણ નહોતા. સંત તુકારામના વૈકુંઠધામ પધાર્યા પછી ૨૫–૩૦ વર્ષે સંવત ૧૭૩૫ (શાકે ૧૬૦૦)ની લગભગ તુકારામે તેમને સ્વપ્નમાં દર્શન દીધાં અને તેમના પર અનુગ્રહ કર્યો. પિંપલનેર, નગર જીલ્લાની અંદર પરંતુ પૂના જીલ્લાની સરહદ પર છે. નિલાજી પછી અહીં આવીને રહ્યા, પરંતુ તેમનું જન્મસ્થાન ત્યાંથી કંઇક દૂર નૈઋત્ય ખુણામાં શિળર નામથી પ્રસિદ્ધ છે. આ શિળરના જોશી કુલકર્ણી હતા. તેમના દાદા ગણેશ પંત અને પિતા મુકુંદ પંત સુખી અને સંપન્ન હતા. તેઓ ઋગ્વેદી દેશસ્થ બ્રાહ્મણ હતા. ધન–ધાન્યથી સમૃદ્ધ હતા, વાડો ગાય–બળદોથી ભરેલો હતો, જીવિકાનું સાધન સારૂં હતું, તેમને સૌ વાતે સાનુકૂળતા હતી.

નિલાજી જયારે ૧૮ વર્ષના થયા ત્યારે સંસારપ્રપંચ–ગૃહસ્થાશ્રમનો સમસ્ત ભાર તેમના ઉપર પડયો. તેમની સ્ત્રી મેનાબાઇ સાધ્વી, શીલવતી અને ધર્માચરણમાં પતિને સર્વથા અનુકૂળ હતી. તેમનો સમય તેમની સાથે અત્યંત સુખમાં વીતતો હતો. તેમને કેવી રીતે વૈરાગ્ય પ્રાપ્ત થયો, એ વાત ખૂબ મનોરંજક છે. એમનો નિત્યક્રમ હતો કે,

પ્રાતઃકાળે સ્નાનાદિ કરીને એ શ્રીરામલિંગનું ખૂબ ભક્તિથી પૂજન કરતા અને ત્યાર પછી કુલકર્ણીનું-મુખીપણાનું કામ સંભાળતા હતા. એક વાર એવો પ્રસંગ બન્યો કે, એ પૂજામાં બેઠા હતા અને કચેરીમાંથી તેમને તેડું આવ્યું. તેમણે કહેવરાવી દીધું કે 'ઠીક, આવું છું.' પરંતુ પૂજામાંથી વચમાં કેવી રીતે ઉઠી શકે ? એટલામાં ચાર વાર ચપરાસી આવી ગયો, પરંતુ તેમની પૂજા સમાપ્ત થઈ નહિ. ત્યારે આખરે તેમને પકડી મંગાવવામાં આવ્યા. કચેરીમાં પહોંચીને તેમણે પોતાનો હિસાબ આપ્યો અને ત્યાંથી જે પાછા આવતાં એવો નિશ્ચય કરીને બેસી ગયા કે હવે આ ચાકરીને અંતિમ નમસ્કાર છે.

જ્ઞાન તરફ દૃષ્ટિ કરીને વિવેકથી પોતાની અંદર જોયું અને કહેવા લાગ્યા કે, આવા સંસારમાં આગ લાગો, આવો પ્રપંચ-ગૃહસ્થાશ્રમ બળીને ભસ્મ થઇ જાઓ, કે જે પરમાર્થમાં બાધક થાય છે ! જો હું સ્વતંત્ર હોત તો શું દેવપૂજાને આમ વચમાંજ છોડીને જાત ? ધિક્કાર છે પરાધીન થઇને જીવવાને ! ખોટાં કામ કરો, ખેડૂતોને લૂંટો, નીચ બનીને બીજાનું ધન હરી લો અને પોતાનું તેમજ પોતાના કુટુંબપરિવારનું પેટ ભરો, આથી વધારે લજ્જાજનક જીવન બીજું કયું છે ! આવા જીવનને ધિક્કાર છે ! !'

નિલાજીએ તે દિવસે વૃત્તિ (આજીવિકાનું સાધન) નો ત્યાગ કર્યો અને નિશ્ચય કર્યો કે, સંસાર-દારિદ્રને નષ્ટ કરવા માટે હવે સાધુ-સંતોનો સંગ કરીશ અને પરમાર્થરૂપી ધન એકઠું કરીશ. તેમના પોતાના જીવન ઉપર ભારે અનુતાપ થયો. 'અનુતાપ-પશ્ચાત્તાપથી દેહ બળવા લાગ્યો, કંઠ ભરાઇ આવ્યો અને નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી.' પોતાની સહધર્મિણી આગળ પોતાનો નિશ્ચય જણાવતાં તેમણે કહ્યું: 'હું તો હવે ભગવાનને શોધવા માટે ઘર-બાર ત્યજીને ચાલ્યોજ જઈશ. પરંતુ હું તરી જાઉં અને તું આ માયામાં તરફડતી પડી રહે, એ મને

કેમ પસંદ પડે ! તેથી તું અખંડ પરમાર્થસુખ ઇચ્છતી હોય તો મારી સાથે ચાલ.' મેનાવતી શરમથી મુખ નીચું રાખીને બોલીઃ ' હું મન, વચન અને કર્મથી આપનાં ચરણોની દાસી છું.' આપ આજ્ઞા કરો અને હું તેનું પાલન કરૂં, એ તો મારો ધર્મ છે. માયા–મોહના સમુદ્રમાં હું ડૂબી રહેલી છું અને આપ આપનો સાથ આપીને મને ઉગારી રહ્યા છો. આથી વિશેષ સદ્ભાગ્ય મારૂં બીજું કયું હોય ? નાથ ! આપના વિના હું અહીં રહી શકીશ નહિ, એવા રહેવાથી તો મરી જવું સારૂં છે. આપ જ્યાં પણ જશો ત્યાં—હું ખૂબ પ્રસન્નતાપૂર્વક આપની પાછળ પાછળ ચાલીશ. ઠાકોરજી વિનાના મંદિર અને જળ વિનાના કમળ જેવી બનીને હું નહિ રહું. દીપજ્યોતિની પેઠે મારો–આપનો અતૂટ સંબંધ છે.'

આ સાંભળીને નિલાજી અત્યંત પ્રસન્ન થયા અને પોતાનું ઘર–બાર, ગાય–બળદ બધું દાન દઇને સહધર્મિણીને સાથે લઇને તેમણે પ્રસ્થાન કર્યું ! ફરતાં–ફરતાં પંઢરીમાં આવ્યા, ત્યાંના અપાર પ્રેમાનંદમાં બન્ને જણ તલ્લીન થઈ ગયાં. તે સમયે સંત તુકારામની કીર્તિ સર્વત્ર ફેલાઇ હતી. તેમનો મહિમા જાણીને આ પતિ–પત્ની આળંદી થઇને દેહૂમાં આવ્યાં. દેહૂમાં તે સમયે તુકારામના પુત્ર નારાયણ બુવા હતા, તેમની સાથે નિલાજીને અત્યંત સ્નેહ–સંબંધ બંધાયો. નારાયણ બુવા પાસેથી તેમણે તુકારામનું સંપૂર્ણ ચરિત્ર સાંભળ્યું. આથી સંત તુકારામના ચરણોમાં તેમનું ચિત્ત સ્થિર થઇ ગયું. થોડો સમય ત્યાં રહ્યા પછી નિલાજી પંત અને મેનાવતી તીર્થયાત્રા કરવા આગળ વધ્યાં. અનેક તીર્થોમાં ભ્રમણ કર્યું. જ્ઞાનેશ્વરી, નાથભાગવત, સંત તુકારામના અભંગ વગેરેનું શ્રવણ–મનન બરાબર થતું રહ્યું. અંતે તેમને સંત તુકારામની એવી લગની લાગી કે—

તુકા ધ્યાનીં તુકા મનીં, તુકા દિસે જનીં વનીં.<br>
તુકા તુકા મ્હણોની, નિશીદિની બોભાટ. (૪–૧૩૪)

સંત તુકારામનાં દર્શન માટે મન અત્યંત વ્યાકુળ થઈ ઉઠયું. બસ, એજ એક ધૂન લાગી ગઈ કે 'તુકા ! આપનાં ચરણોનાં દર્શન કરાવો.' અંતે તેમણે અન્ન જળ પણ તજી દીધાં, અને લાંઘણ માંડીને બેસી ગયા, ત્યારે તુકારામે સ્વપ્નમાં દર્શન દીધાં અને ઉપદેશ આપ્યો.

"તુકારામે તેમના મસ્તક ઉપર હાથ મૂકયો અને ઉઠાડીને બેસાડયા તથા કહ્યું: 'નીલા ! સાવધાન થઈ જા. બંધ થયેલાં નેત્રો હવે ઉઘાડ.' પછી શ્રી મહારાજે મંત્ર આપ્યો, તેમના કપાળમાં કસ્તૂરીનું તિલક કર્યું, અને ગળાની તુલસીમાળા ઉતારીને નિલાજીના ગળામાં પહેરાવી."

સંત તુકારામે નિલાજીના ગળામાં આ પોતાના સંપ્રદાયનીજ માળા પહેરાવી અને આજ્ઞા કરી કે 'આબાલવૃદ્ધ નર-નારી બધાંને ભક્તિમાર્ગમાં ચોજો.'
"પોતાનું સંચય કરેલું બધું ધન જેમ પિતા પોતાના પુત્રને આપી જાય છે, તેજ પ્રમાણે સદ્ગુરુ (તુકારામે) પોતાનું સંપૂર્ણ આત્મજ્ઞાન એમને આપી દીધું."

નિલાજી ઉપર તુકારામ પૂર્ણ પ્રસન્ન થયા. તુકારામ પંઢરપુરની જે વારી-યાત્રા કરતા હતા, તે નિલાજીએ ચાલુ રાખી. નિલાજી હરિકીર્તન કરવા લાગ્યા, શ્રોતાઓ ઉપર તેમનો ભારે પ્રભાવ પડયો. તેમની પ્રાસાદિક સ્ફૂર્તિદાયી વાણી શ્રોતાઓનાં હૃદયોને પોતાની તરફ આકર્ષતી હતી. તેમના મુખમાંથી ધારાપ્રવાહની પેઠે અભંગ નીકળવા લાગ્યા. પાંડુરંગ ભગવાન પૂર્ણ પ્રસન્ન થયા. પિંપળનેરના પાટીલ (પટેલ) તેમના આશીર્વાદથી રોગમુક્ત થયા, ત્યારે ખૂબ સત્કારપૂર્વક તેઓ નિલાજીને પિંપલનેર લઈ આવ્યા અને તેમની ખૂબ સેવા કરવા લાગ્યા. નિલાજી સંત કહેવાયા, પછી તો તેમનો સંકીર્તન-સમાજ વધ્યો. તેમનો યશ વધારનારા અનેક દૈવી ચમત્કાર થયા. નિલાજીની કન્યાનો જ્યારે વિવાહ થયો ત્યારે તેની બધી સામગ્રી ભગવાને

પોતેજ હાજર કરી દીધી. આવી આવી અનેક અદ્ભુત ઘટનાઓ બની હતી. નગરમાં સતત બે માસ સુધી કીર્તન ચાલ્યા કર્યાં. નગરનો કાયદો હતો કે, બે પહોર રાત વીતી ગયા પછી કીર્તન બંધ કરવું. તે પ્રમાણે તેમના કીર્તનને માટે પણ નગરના કોટવાળે એજ હુકમ ચાલુ રાખવા ઇચ્છયું; પરંતુ અહીં તો ભગવાનનો દરબાર હતો. ત્યાં મનુષ્યોનું કોણ સાંભળે ? નિલાજી કીર્તન કરી રહ્યા છે, બે પહોરને બદલે ત્રણ પહોર રાત વીતી ગઇ છે, તો પણ કીર્તન બંધ નથી થતું. એટલે કોટવાળ સિપાઇઓની ટુકડી સાથ કીર્તન બંધ કરાવવા પોતેજ ચાલ્યો આવ્યો. આવીને બેઠો, બેસતાંજ હરિનું નામ અને ભક્તની વાણી તેના કાનોમાં પડી. સંકીર્તનના પ્રેમાનંદે તેના હૃદય ઉપર એવો અધિકાર જમાવી લીધો કે કોટવાળ કીર્તન બંધ કરવાની વાત ભૂલીને ત્યાંજ જામી ગયો અને નિલાજીનાં ચરણોમાં પડીને તેમનો શિષ્ય બન્યો.

"નિલાજી શરીરે ઠીંગણા હતા, વર્ણ ગોરો હતો, નાક સરળ હતું, નેત્ર મોટાં હતાં. હૃદય વિશાળ અને કમર પાતળી હતી. શરીરનો ઘાટ બધી રીતે સુશોભિત હતો."

ગળામાં તુલસીની માળા અને હાથમાં ફૂલોના ગજરા શોભતા. કીર્તનને માટે ઉભા થતા ત્યારે બહુ સુશોભિત લાગતા અને કીતન-રંગમાં બ્રહ્મસ્વરૂપજ પ્રતીત થતા હતા. તેમની કીર્તનશૈલી એવી સરળ ને સુબોધક રહેતી કે આબાલ-વૃદ્ધ વનિતા તથા તેલી-તંબોળી સુધીના બધા સરળતાપૂર્વક સમજી શકતા અને તેનો લાભ ઉઠાવતા હતા. એક વાર નિલાજીનુ કીર્તન સાંભળવા એક વણ-જારો આવ્યો હતો. તે ઘણોજ ક્રૂર સ્વભાવનો માણસ હતો, પરંતુ નિલાજીનુ કીર્તન સાંભળતાં સાંભળતાં એને પશ્ચાત્તાપ થયો અને એ નિલાજીને શરણે ગયો તથા વારકરી બન્યો. નિલાજી એક વખત એના આગ્રહથી એને ઘેર પણ ગયા હતા. તેણે તેમની ખૂબ સેવા કરી. પરંતુ

તેની સ્રીએ નિલાજીને ઘણી ખરી-ખોટી વાતો કહી. તેણે કહ્યું કે—' તમે લોકો ભારે જુઠ્ઠા, કપટી અને ઢોંગી છો. મારા પતિને ફોસલાવીને તો તમે લોકોએ મારું સત્યાનાશ વાળી દીધું છે; તમે મહાકુટિલ, લોભી અને પાપી છો. વગેરે ' આ સાંભળીને નિલાજી તેમની પાસે દોડી ગયા અને તેમના પગ પકડી લીધા તથા બોલ્યા કે ' માતા! તું સત્ય કહે છે, હું એવોજ પતિત છું, મંદબુદ્ધિ છું, તેં બહુ સારો ઉપદેશ કર્યો. હવે હું સમજ્યો. હવે તું જનનીનાં આ વચનોને હું હૃદયમાં ધારણ કરીશ."

નિલાજીનો અધિકાર મહાન્ હતો, એ તેમની અભંગવાણી પરથી પણ સ્પષ્ટ જણાય છે. તેમનાં વૈરાગ્ય, ક્ષમા, શાંતિ અને ઉપદેશપદ્ધતિએ લોકોનાં હૃદયોમાં ઘર કરી લીધું. સંત તુકારામ પછી વારકરીઓના ભક્તિપંથનો પ્રચાર જેટલો નિલાજીએ કર્યો, તેટલો બીજો કોઇ પણ કરી શક્યો નહિ. તેમણે સાચેજ સમસ્ત મહારાષ્ટ્ર પર ભાગવત-ધર્મનો ઝંડો ફરકાવ્યો હતો.

## ૧૮–શ્રી તુકારામ મહારાજ પછી–

નિલાજીના મુખ્ય શિષ્ય શિઊરના ગર્ગગોત્રી યજુર્વેદી બ્રાહ્મણ શંકર સ્વામી હતા. તેમના પ્રપૌત્રના પૌત્ર હાલમાં હયાત છે. તેમનું કુળનામ લાખે હતું, વડવાઓ–પૂર્વજો લખપતિ હતા. તેઓ શરાફીનું કામ કરતા હતા. શંકરસ્વામી જ્યારે પૂનામાં હતા, ત્યારે નિલાજીની સાથે આળંદી અને પંઢરીની યાત્રા કરતા હતા. તેમના ઉપર જ્યારે નિલાજી પૂરેપુરા સંતુષ્ટ થયા ત્યારે એ શિઊરમાં જઇને રહેવા લાગ્યા. શંકરસ્વામીના શિષ્ય મલાપ્પા વાસકર નામના એક લિંગાયત વણિક હતા. તે નિઝામ રાજ્યમાં ભાલકી નામના ગામમાં રહેતા હતા. મલાપ્પા વાસકરેજ પહેલવહેલી વારકરી મંડળની એક નવી શાખા સ્થાપી અને અષાઢી એકાદશીને દિવસે જ્ઞાનેશ્વર મહારાજની

પાલખીx આળંદીથી ભજન–સમારંભપૂર્વક પંઢરપુર લઇ જવાની પ્રથા ચાલી. સંત તુકારામના પુત્ર નારાયણ બુવાને છત્રપતિ શાહૂ મહારાજ પાસેથી બક્ષિસ તરીકે ત્રણ ગામ મળ્યાં. તેમના પુત્ર જાગીરદારની માફક રહેવા લાગ્યા. એક વાર મલાપ્પા કીર્તન કરતા હતા અને ત્યાં તુકારામના પૌત્ર ગોપાલ બુવા પધાર્યા. મલાપ્પાએ તેમનાં ચરણોમાં વંદન કર્યાં અને જણાવ્યું કે, શ્રીહરિનું કીર્તન કરવાનો અધિકાર યથાર્થમાં આપનો છે. આપની ગેરહાજરીમાં મારાથી જેટલું બની શક્યું, તેટલું મેં કીર્તન કર્યું છે; હવે આપજ કીર્તન સંભળાવીને આ કાનોને પવિત્ર કરો. કહે છે કે, તે સમયે ગોપાળ બુવાના મુખેથી બે અભંગ પણ શુદ્ધ રૂપમાં ના નીકળ્યા ! આથી તેમની ખૂબ મશ્કરી થઇ ત્યાર પછી મલાપ્પાએ બરાબર સંભળાવી. ગોપાળ બુવાના ચિત્ત ઉપર તેનો ખૂબ પ્રભાવ પડયો, તે ભંડારા પર્વત ઉપર છ વર્ષ રહ્યા. ત્યાં તેમણે સંત તુકારામના અભંગ તથા જ્ઞાનેશ્વરી વગેરેનું અધ્યયન કર્યું અને પછી કીર્તન પણ કરવા લાગ્યા. તેમણે વારકરી સંપ્રદાયની એક બીજી શાખા ખોલી. એ દેહૂની શાખા થઇ; ત્યારથી વારકરી સંપ્રદાયની બે શાખાઓ ચાલી આવે છે. સીધી ગુરુ-પરંપરાથી ચાલી આવેલી શાખા વાસકરોની છે. તેથી એજ વિશેષ માન્ય છે. ગયાં સો–બસો વર્ષની અંદર વારકરી સંપ્રદાયમાં અનેક મહાત્માઓ ઉત્પન્ન થયા અને બધી જાતિઓમાંથી થયા. સંતોનાં ચરિત્રના લેખક અને સંત તુકારામના કૃપાપાત્ર મહીપતિ બુવાનું (સંવત ૧૭૭૨–૧૮૪૭) વિસ્મરણ ભલા કેવી રીતે થઇ શકે ? સખારામ બુવા અમલનેરકર, બાબા અઝરેકર, નારાયણ અપ્પા,

---

x કેટલાંક વર્ષો પહેલા આ ગ્રંથના સંપાદક સાથે બે ત્રણ દિવસ આળંદીમા વસવાનો અને આ પાલખી તથા વારકરીઓનાં ભજનો સાંભળવાનો અને દર્શનનો લાભ લેવાનો સુયોગ આ લખનારને મળ્યો હતો, તે પ્રસંગ યાદ આવે છે અને એ ભક્તોના ભક્તિભાવને નમન–વંદન કરવાનું મન થાય છે.—ગુજરાતી અનુવાદક

પ્રહ્‌લાદ બુવા બડવે, ચાતુર્માસે બુવા, ત્ર્યંબક બુવા ભીડે, હૈબન્તરાવ બુવા, ગંગુ કાકા, ગોદાજી પાટીલ, ઠાકુર બુવા, ભાનુદાસ બુવા, ભાઊ કાટકર, સાખરે બુવાના મૂળગુરુ કેસકર બુવા, બાબા પાધ્યે, જ્યોતિ પંત મહાભાગવત, પૂનાના ખંડોજી બુવા વગેરે અનેકાનેક ભક્ત થયા, તેમનાં નામ સંસ્મરણીય છે. સાખરે બુવા, વિષ્ણુ બુવા જોગ, વ્યંકટ સ્વામી વગેરેએ પણ વારકરી સંપ્રદાયની મહાન સેવા કરી છે. ગયાં છસો વર્ષોમાં મહારાષ્ટ્રમાં ભાગવત ધર્મ સારી રીતે પ્રસર્યો છે. કોલ્હાપુર, સતારા, શોલાપુર, નગર, પૂના, નાસિક, ખાનદેશ, બરાર, નાગપુર અને નિઝામ રાજ્યનાં મરાઠી ભાષા બોલનારાં બધાં સ્થાનોમાં જ્ઞાનેશ્વર મહારાજ, નામદેવરાય, એકનાથ જનાર્દન, તુકારામ મહારાજ અને નિલોબારાય તેમજ અનેક સત્પુરુષો ભાગવત ધર્મનો પ્રચાર કરી ગયા છે. જ્ઞાનેશ્વર મહારાજે જેનો પાયો નાખ્યો, નામદેવે જેનો વિસ્તાર કર્યો, એકનાથે જેના ઉપર ભાગવતનો ધ્વજ ફરકાવ્યો અને અંતે તુકારામ મહારાજ જેના શિખર બન્યા તે ભાગવત ધર્મનું અખંડ અને અભંગ દિવ્ય ભવન ત્રિભુવનસુંદર શ્રીકૃષ્ણ વિઠ્ઠલની કૃપા-છત્રછાયામાં આજે પણ પોતાના અતિ મનોહર રૂપમાં ખડું છે. એવા આ ભાગવતધર્મનો નિરંતર જય હો ! જય હો !





# अध्याय १४ मो—संत तुकाराम अने जीजाबाई

સ્ત્રી, પુત્ર, ઘરબાર સર્વ કંઇ રહે; પરંતુ તેમાં આસક્તિ ન થાઓ. પરમાર્થયુક્ત સાધન દ્વારા ચિત્તવૃત્તિ હમેશા સાવધાન બનેલી રહો.
—શ્રીનાથ ભાગવત, અધ્યાય ૧૭

## ૧—જીજાઇનો ગૃહસ્થાશ્રમ

સંત તુકારામની પ્રથમ પત્ની રુક્મિણીબાઇ દુકાળમાં-જ કાળનો ગ્રાસ થઇ હતી અને ત્યારથી તેમનો ગૃહસંસાર બરાબર ચાલતો નહોતો. વસ્તુતઃ તેમનાં બીજાં પત્ની જીજાબાઇનુંજ ઘરમાં રાજ્ય ચાલતું હતું. તુકારામને ૧૭ વર્ષ પણ પૂરાં થયાં નહોતાં તે અરસામાં જીજાઇ સાથે તેમનો વિવાહ થયો હતો. અને તુકારામ મહારાજ જ્યારે વૈકુંઠ સિધાવ્યા ત્યારે ગર્ભવતી જીજાઇને પાંચમો મહિનો હતો. આ રીતે બન્નેનો સમાગમ ૨૬ વર્ષ રહ્યો. તે દરમિયાન તેમને અનેક સંતાન થયાં અને બહુ અગવડભરી હાલતમાં જીજાઇને દિવસો કાઢવા પડયા. સંત તુકારામ બાવીસમે વર્ષે સંસારથી વિરક્ત થયા અને સંસાર તરફથી એમણે જે મોં ફેરવી લીધું તે પછી કદી તેમને સંસારમાં આસક્તિ થઇ નહિ ! લોકાચારને માટે તેઓ સંસારી બન્યા હતા, પણ કહેતા એમજ હતા કે મારૂં ચિત્ત આ પ્રપંચમાં નથી, મારા શરીરનું પણ મને ભાન રહેતું નથી. લોકોને 'આવો, પધારો, બેસો' એમ કહીને લોકાચારનું પાલન કરવું પણ, એવી અવસ્થામાં તેમનાથી કેવી રીતે બની શકે ? એક અભંગમાં તેમણે કહ્યું છે કે "મને મારાં

કપડાંનું ભાન નથી, ત્યાં હું બીજાઓની ઇચ્છાઓનો કયાં ખ્યાલ રાખ્યા કરૂં !"

તેમણે પોતાનાં સઘળાં પોથી-પુસ્તકો ઇન્દ્રાયણીને ભેટ કર્યાં ત્યારથી તેમણે કદી ધનનો સ્પર્શ સુદ્ધાં કર્યો નથી. તેથી લોકદૃષ્ટિએ તેમની સ્થિતિ સારી નહોતી. જીજાઈનાં માતા-પિતા અને ભાઈ પૂનામાં રહેતાં હતાં અને તેઓ સાધનસંપન્ન પણ હતાં. જીજાઇ શરૂ શરૂમાં તેમની પાસેથી મદદ લઇને બનતા સુધી તુકારામનો ગૃહસ્થાશ્રમ સંભાળતી હતી. પોતાના ભાઇને વચ્ચે રાખીને તેણે કેટલીક વાર વેપારમાટે તુકારામ મહારાજને રૂપિયા અપાવ્યા. કેટલીક વાર પોતે પણ ખાતુ પાડી આપી મહાજનો પાસેથી રૂપિયા લાવીને તુકારામને આપ્યા; પરંતુ તુકારામ તો રહ્યા સાધુ પુરુષ ને એવા સાધુ પુરુષોનો ઉચિત-અનુચિત લાભ ઉઠાવનારાઓની આ સંસારમાં કંઈ કમી નથી. આ કારણથી જે પણ વેપાર તેમણે કર્યો, તેમાં તેમને નુકસાનજ વેઠવું પડયું અને જ્યારે પોતાના ભાઈ કાનજીથી જુદા થઇ ગયા, ત્યારે તો જીજાઇને ગૃહસ્થાશ્રમ ચલાવવો ઘણોજ કઠણ થઈ પડયો. આવી સ્થિતિમાં જીજાઇને સંતાન પણ થતાં રહ્યાં. પતિદેવ એવા કે કયાંયથી એક પૈસો કમાઇ લાવવાનું જાણતા નહિ અને ઘરમાં બાળ-બચ્ચાંને માટે અન્નના સાંસા પડતા ! આવી વિચિત્ર ચિંતાજનક સ્થિતિ હોવાને લીધે જીજાઈનો સ્વભાવ ચિડિયો અને ઝગડાખોર થઇ ગયો હોય તો આશ્ચર્ય નથી. તેમનો જો આવો સ્વભાવ ન હોત તો કદાચ આ રીતે વારે વારે ઘેરથી ભંડારા પર્વત તરફ દોડી જાત નહિ; અને સંસારનો બધો ભાર એકલી જીજાઇ ઉપર ન પડત તેમજ અન્ન-વસ્ત્રને માટે સાંસા ન પડત તો જીજાઇ પણ આવા ચિડિયા સ્વભાવની ન બનત, પરંતુ 'શું થાત ને શું ન થાત'નો વિચાર તો ગૌણજ છે, 'શું હતું ને છે' એજ જોવું જોઇએ. પ્રારબ્ધ કહો કે ઈશ્વરનું કૌતુક કહો, તુકારામ અને જીજાઇને આખું જીવન એકસાથેજ રહીને ગાળવું પડયું.

યુરોપના તત્ત્વવેત્તા સાધુ સુક્રાતની સ્ત્રી બહુ ઝઘડાખોર હતી. લોકો કોઈ કોઇ વાર જીજાઇને એ સ્ત્રીની ઉપમા આપે છે; પરંતુ જીજાઇમાં અનેક ઉત્તમ ગુણો પણ હતા અને મહારાજનો નિત્ય સમાગમ હોવાથી તેની ઉત્તરોત્તર ઉન્નતિજ થતી રહી હતી. તુકારામના વૈરાગ્ય ને અભ્યાસને માટે જીજાઇનો સંગ ભારે ઉપકારક હતો. તેથી એમજ કહેવું જોઇએ કે, ભગવાને બરાબરજ જોડી મેળવી હતી. આ જોડી મેળવવામાં 'અચ્યુત' કહેવડાવનારા ભગવાન ચ્યુત થયા અથવા ચૂકી ગયા, એમ તો કહી શકાય નહિ. સમુદ્રમાં કોઇ લાકડું ગમે ત્યાંથી વહેતું ચાલ્યું આવ્યું અને કોઈ કયાંથી, અને એ બન્ને મળી જાય છે અને પછી જુદાં પણ થઇને ભિન્ન ભિન્ન દિશાઓમાં ચાલ્યાં જાય છે; તેજ પ્રમાણે જીવોનો પણ સંયોગ-વિયોગ થયા કરે છે. પ્રત્યેક જીવનાં પ્રારબ્ધકર્મ ભિન્ન છે, પ્રત્યેક પોતાના કર્માનુસાર જીવદશા ભોગવે છે, કોઈ કોઇને સુખ-દુઃખ આપતું નથી. એજ જો શાસ્ત્રસિદ્ધાંત છે અને જીવ સ્વકર્મ સૂત્રમાં બાંધેલો છે તો જીજાઈ અને તુકારામના પરસ્પર સમાગમ અને સુખ-દુઃખનું કારણ પણ તેમનાં પૂર્વ-કર્મજ છે. જીજાઈના સ્વભાવમાં કંઇક કડવાશ હતી અને તે કડવાશે પરિસ્થિતિને કારણે વિશેષ કડવાશનું રૂપ લીધું હતું, એ વાત સાચી છે. પરંતુ સાથે સાથે તેનું કોઇ એવું મહાન્ પુણ્યબળ પણ હતું કે જેથી તેને આવા મહાન્ ભગવદ્ભક્તનો સમાગમ પ્રાપ્ત થયો અને ભગવાન, ધર્મ અને સંતોના પુણ્યપ્રદ મહાફળદાયી સત્સંગનો લાભ પ્રાપ્ત થયો.

## ૨-" योगक्षेमं वहाम्यहम् "

ભક્તોનું યોગ-ક્ષેમ ભગવાન કેવી રીતે ચલાવે છે, તેની લાજ કેવી રીતે રાખે છે અને તેની વાત ઉંચી—ઉપર રાખે છે, તેની થોડી વાતો મહીપતિ બુવાએ ખૂબ પ્રેમથી વર્ણવી છે. એક વાર તુકારામ મહારાજે જીજાઇની સાડી કોઇ અનાથ સ્ત્રીને આપી દીધી અને જીજાઈની પાસે બસ

આજ એક સાડી હતી, કે જે તે ક્યાંક આવવા-જવાને પ્રસંગે અથવા લોકો આગળ જવાનું થતાં પહેરતી હતી. હવે તેની પાસે એવી કોઇ સાડી ન રહી. શરીર ઢાંકવા પૂરતુંજ કોઇ ફાટયું-તૂટયું જૂનું કપડું પહેરવાની અને તેજ કપડે લોકો આગળ જવું પડે તેવી દશા થઈ; ત્યારે ભક્તવત્સલ ભગવાન પાંડુરંગે પોતેજ જરી ભરતની કારીગરીવાળું ઓઢણું તેને લાવી દીધું અને તેની લાજ રાખી.

મહારાજના પ્રથમ પુત્ર મહાદેવને પથરીની બિમારી થઇ હતી. જીજાઇએ લાખ ઉપાય કર્યા તો પણ કોઈનાથી કશો લાભ થયો નહિ. બધા ઉપાય કરીને જ્યારે તે થાકી ગયાં, ત્યારે તેને ઉન્માદ-ગાંડપણ જેવું થઇ આવ્યું અને તેજ અવસ્થામાં તે પોતાના પુત્રને લઇ જઇને શ્રીવિઠ્ઠલનાં ચરણોમાં પછાડવાના વિચારથી મંદિરમાં ગઇ. મંદિરમાં પ્રવેશ કરતાંજ છોકરાને પિશાબ થયો અને છોકરો સાજો સારો થઈ ગયો.

એક બીજી ઘટના પણ અહીં બતાવીએ. ગૃહસ્થાશ્રમની બધી જંજાળ સંભાળતાં સંભાળતાં જીજાઇને નાકે દમ આવતો હતો, તેમ છતાં આ હાલતમાં તુકારામને માટે ભોજન તૈયાર કરીને પર્વત ઉપર લઇ જવું પડતું હતું. આ આવવા-જવાની પંચાત એવી થઈ પડી કે તેને લીધે કોઇ કોઈ વાર તેના ક્ષોભનો પાર રહેતો નહિ. એક દિવસ જીજાઈ આ રીતે રોટલા પાણી લઇને પર્વતનો ઢાળ ચઢતી હતી, તાપની અતિશય ગરમી પડતી હતી, પગ બળતા હતા, કાંકરા ખૂંચતા હતા, આખું શરીર બળું બળું થઇ રહ્યું હતું, માથે તો જાણે અંગારા વરસતા હતા. આથી જીજાઇ વ્યાકુળ થઇ ગઇ. આ સ્થિતિમાં ઉપર ચઢતાં ચઢતાં તેમના પગના તળિયામાં એક મોટો કાંટો એવો પેસી ગયો કે જેથી તેમનો પગ વીંધાઇ ગયો. આથી જીજાઇ આકુળ-વ્યાકુળ થઇ ગયાં અને બેહોશ થઇને પડી ગયાં. જળપાત્ર હાથમાંથી પડી ગયું—પાણી ધરતી ઉપર ઢોળાઈ ગયું

અને પગમાંથી ધડધડાટ રુધિરધારા વહેવા લાગી. થોડી વારે તેમને ભાન આવ્યું, પોતાનાજ હાથે કાંટો કાઢવા ઇચ્છા કરી પરંતુ તે કોઈ રીતે નીકળ્યો નહિ. જીજાઈ કાંટો કાઢવાનો પ્રયત્ન કરે છે, વિધતાની કરણીનો તે વિચાર કરે છે, પોતાના આવા દુર્ભાગ્યને રડી રહી છે, પોતાના પિતાને શાપ દઇ રહી છે કે કેવો સારો પતિ શોધી કાઢયો અને સૌથી વધારે દાંત પીસી રહી છે પેલા કાળિયા ઉપર, કે જેનો પીછો પકડીને તુકારામ ઉભા છે અને ઇચ્છે છે કે, કોઇ પણ રીતે આ કાંટો નીકળી જાય તો સારૂં ! પરંતુ કાંટો એવો ખૂંચ્યો છે કે કોઈ રીતે નીકળતો નથી ! પગમાંથી લોહી વહી રહ્યું છે અને જીજાઇનાં મનોમય નેત્રો આગળથી પોતાના આવા પતિની સાથે વિવાહ થયાના સમયનાં દૃશ્ય એકે એકે પસાર થાય છે ! તે વિચારે છે કે, કેવા ઠાઠમાઠ સાથે પિતાએ મને પરણાવી હતી, ભાઇએ કેવા ઉત્સાહથી અને વાજતે ગાજતે વરઘોડો કઢાવ્યો અને તુલા પણ કરાવી. પિયરમાં પસાર થયેલા એ સુખના દિવસો યાદ કરી કરીને તથા તુકાજીની સાથે રહેવાથી પડેલાં કષ્ટો યાદ કરીને તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી ! આંખોમાંથી શુભ્ર-સ્વચ્છ જળધારા વહી રહી છે અને પગમાંથી રક્તધારા ! આ તરફ મહારાજના પેટમાં ભૂખની જવાળા ઉઠી અને પેલી બાજુ તેની ઝાળ શ્રીવિઠ્ઠલનાથના હૃદય ઉપર લાગી. જીજાઇનાં કષ્ટોએ પણ ત્યાં પહોંચીને દયા મૈયાને જગાડયાં. કારણ કે આ કષ્ટ એક પતિવ્રતાના સ્વધર્મપાલનનાં કષ્ટ હતાં. સ્વધર્માચરણ કરનારાઓ ઉપર ભગવાન દયા કરેજ છે. દયાના ભંડાર શ્રી પાંડુરંગ ભગવાન એ ધગધગતા તાપમાં તાપની બળતરા અને કાંટાની પીડાથી તરફડતી જીજાઇ સમક્ષ પ્રગટ થયા. જેમણે જીજાઇના સમસ્ત ગૃહસુખને પોતેજ હરી લીધું હતું. અને આ કારણે જીજાઇ જેને પોતાના સુખના હર્તા સમજીને ભજતી હતી, તે નારાયણ પણ આવા ભજનને અધીન થઈ ગયા. શ્રીવિઠ્ઠલનાથજીની એ શ્યામ સગુણ લાવણ્યમૂર્તિ સામે

ઉભેલી જોઇને શું જીજાઇને કંઇ સંતોષ થયો ? ના, ત્યાં તો ક્રોધાગ્નિ વળી વિશેષ વેગથી ભભૂકી ઉઠયો અને જીજાઇ ક્રોધના અંગારા વરસાવવા લાગી. તે કહેવા લાગી કે 'આજ એ કાળિયો–કપટી, જેણે મારા પતિને ગાંડા બનાવી દીધા ! અરે ઓ નિર્દય ! તું હજુ પણ પીછો છોડતો નથી ! શું હવે મારી પાછળ પડવા ઇચ્છે છે ? મારી આગળ તારૂં કાળું મોં લઇને શું કરવા આવ્યો છે ?' આમ કહીને જીજાઇએ ભગવાન તરફ પીઠ ફેરવી અને બીજી બાજુ મોં કરીને બેસી ગઈ ! જીજાઇની એ વિલક્ષણ દૃઢતા જોઇને ભગવાનના મનમાં પણ કંઇક કૌતુક કરવાની ઇચ્છા થઈ ! તે લીલાનટવર જે બાજુ જીજાઇએ મોં ફેરવ્યું હતું, તે તરફ સામા જઇને ઉભા રહ્યા ! જીજાઇએ ગુસ્સે થઇને ફરીથી મોં ફેરવી લીધું. ભગવાન ત્યાં પણ સમ્મુખ થયા ! આઠે દિશાએ જીજાઈ ફરી વળી, પરંતુ જ્યાં જુઓ ત્યાં કૃષ્ણ કનૈયો જીજાઇનો કપટી–કાળિયો ઉભોજ છે ! અહીં જુઓ તો પણ એજ, પણે જુઓ તો પણ તેજ, ઉપર જુઓ તો પણ તેજ અને નીચે નજર કરો તો પણ તેજ ! તે કયાં નથી ? તે સમયે જીજાઈની આ હાલત થઈ ગઇ !

રાવણ, કંસ, શિશુપાળ વગેરેને જેમણે તેમના ભગવાનની સાથેના વેરને–દુશ્મનાવટને કારણે તાર્યા તે લીલાનટવર શ્રીવિઠ્ઠલે પોતાના પરમ ભક્તની સહધર્મિણીની ચારે બાજુ ચક્કર લગાવી તેની દૃષ્ટિ પોતા તરફ આકર્ષી લીધી તો એમાં આશ્ચર્ય પણ શું છે ! કોઇ પણ નિમિત્તે ભલેને હો પણ ભગવાન તરફ જ્યાં ચિત્ત લાગ્યું કે જીવનું બધું કામ થઇ ગયું. જીજાઇ જે તરફ દૃષ્ટિ ફેંકતી તે તરફ તેને શ્રીકૃષ્ણજ નજરે પડતા. આખરે તેણે પોતાનાં બન્ને નેત્રો બન્ને હાથ વડે સજ્જડ બંધ કરી લીધાં, ત્યારે તો ભગવાન અંતરમાં પણ દેખાવા લાગ્યા ! પિતા જે પ્રમાણે પોતાની પુત્રી ઉપર હાથ ફેરવે, તેજ પ્રમાણે ભગવાને જીજાઇના અંગ ઉપર પોતાનો કોમળ હાથ ફેરવ્યો, અને જીજાઇનો પગ પોતાના પગ ઉપર મૂકીને જીજાઇને જરા

પણ વેદના જણાય નહિ, તેવી રીતે તે કાંટો કાઢી લીધો. પછી જીજાઈ અને તેની સાથે સાથે ભગવાન તુકારામની પાસે ગયા. તુકારામે એ બંનેને એક સાથે જોયાં એટલે તેમને રાત્રિ અને દિવાકર-ભગવાન્ સહસ્રરશ્મિ એક સાથે આવ્યાનું ભાન થયું. તુકારામની સાથે સાથે ભગવાન અને જીજાઈએ પણ ભોજન કર્યું. ત્યાં બેઠાં બેઠાં ભગવાને એક પથ્થર ખસેડયો તો ત્યાંથી સ્વચ્છ જળનું ઝરણુ વહેવા લાગ્યું.

## ૩–દોષિત કોણ ?

તુકારામ અને જીજાબાઇના ઝગડામાં દોષિત કોણ છે—તુકારામ કે જીજાઇ ? એ પ્રશ્ન ઉપસ્થિત કરીને, બીજાઓના ઝગડાઓમાં પંચ બની બેસનારા કેટલાક વિદ્વાનોએ આની ખૂબ ચર્ચા કરી છે. કેટલાકનું કહેવું છે કે, તુકારામ જ્યારે ગૃહસ્થ હતા, એક સ્રીનો હાથ પકડયો હતો અને તેને ઘરમાં રાખી હતી, તેનાથી તેમને સંતાન પણ થયાં હતાં, ત્યારે તેમણે તે સ્રી અને એ સંતાનોને અવશ્યજ પાળવાં-પોષવાં જોઈતાં હતાં. એ તેમનું કર્તવ્યજ હતું. આ કર્તવ્યપાલન તેમણે ના કર્યું, તેથી તુકારામજ સંપૂર્ણ દોષિત છે. વાચક ! આપણે પણ જરા આ પ્રશ્નનો આ અવસરે વિચાર કરીએ. સમસ્ત જગતને ઉપદેશ કરનારા તુકારામને શું એટલું પણ જ્ઞાન નહોતું કે, પોતાની સ્રી અને સંતાન પ્રત્યેનું પોતાનું કર્તવ્ય તેઓ ન સમજી શકે ? અને એવી વાત ભલા કોણ કહી શકે ? અને એવી વાત હોઇ પણ કેમ શકે ? તેથી વાત કંઇક બીજીજ છે. તુકારામ અને જીજાઇને જે ના બન્યું તેમાં યથાર્થ દોષ તો કોઈનો પણ નથી. તુકારામના અભંગ-સંગ્રહોમાં 'તુકારામ પ્રત્યે તેમની સ્રીનાં કઠોર વચનો' એ મથાળાવાળા સાત અભંગો છે. એ અભંગોને કેટલાકો મૂળ માને છે અને કેટલાક નથી પણ માનતા. ગમે તેમ હો, પરંતુ એ અભંગોથી એટલું તો અવશ્યજ જાણી શકાય છે કે, તુકારામ ઉપર જીજાઇ કેવા કેવા આક્ષેપ કરતાં

હતાં. જીજાઇનું કહેવું જાણે એમજ હતું કે—

(૧) એ કોઈ કામકાજ કરતા નથી, કંઇ કમાતા પણ નથી; લગ્ન કરીને મારા પતિ તો બની બેઠા છે, પરંતુ તેમને તથા બાળકોને માટે અન્ન-વસ્ત્ર તો મારેજ ભેગાં કરવાં પડે છે. સ્ત્રીની જાત હું કેટલુંક દુઃખ ઉઠાવું અને કોની કોની આગળ મારૂં ગરીબ મોં બતાવું ?

(૨) એમને પોતાના શરીરની કંઇ ચિંતા ન હોય એ તો ઠીક, પણ એમને તો અમારી પણ કંઈ ચિંતા નથી !

(૩) પોતે તો કંઇ કમાઇને લાવતા નથી, પરંતુ જો કયાંકથી કંઇક આવી જાય તો તે પણ લૂંટાવી દે છે. અન્ન, વસ્ત્ર કે બીજી ગમે તે વસ્તુ હોય, જે કોઇ જે કંઇ માગે છે, તે પોતાનાં બાળકોને પૂછતા પણ નથી અને તેને આપી દે છે. બીજાનાં પેટ ભરે છે, પરંતુ મારી કે મારાં બાળકોની પરવા કરતા નથી. કદી એક પૈસો કમાવો નહિ, હા, ઘરમાં જો કંઇ પડયું હોય તો તે પણ ગુમાવી દેવું, એજ એમનો ધંધો છે.

(૪) ઘરમાં રહેવાનું તો જાણતાજ નથી, જ્યારે જુઓ ત્યારે વનમાંજ દોડી જાય છે, એમને શોધીને પકડી લાવવા પડે છે, ત્યારે તો એ આવે છે.

(૫) બધા કીર્તનિયા મળીને રાત્રે ભારે કોલાહલ મચાવે છે, કોઇને સૂવા દેતા નથી. એમના સંગથી તેમના સાથી પણ ઘરબાર ત્યાગી વૈરાગી બન્યા છે અને તેમની સ્ત્રીઓ પણ ઘરોમાં બેઠી બેઠી મારી માફક રડે છે.

જીજાઇના આ આક્ષેપ છે. તેમને તુકારામ પણ જૂઠું નથી કહેતા. જે સાત અભંગોની આ વાત છે, તેમાંથી પ્રત્યેક અભંગના છેલ્લા ચરણમાં તુકારામનો ઉત્તર પણ આપ્યો છે. ઉત્તર એકજ છે કે 'સંચિતનો ભાગ મિથ્યા છે, મિથ્યાનો ભાર ઉપાડવામાં વ્યર્થજ માથું ફોડવાનું છે.'

જીજાબાઇનું કથન તેમની પોતાની દૃષ્ટિએ ઠીક છે,

સામાન્ય સંસારી જનોની દૃષ્ટિએ પણ ઠીક છે, સંસારને સત્ય માનવાની દૃષ્ટિથી પણ તદ્દન ઠીક છે. જીજાઈને એકલે હાથે તુકારામના ગૃહસંસારનો બધો ભાર પોતાને માથે ઉપાડવો પડયો. આથી તેમને ખૂબ કષ્ટ પડયાં, કષ્ટોથી તેમનો સ્વભાવ ચીડિયો બની ગયો, ચીડિયાપણામાં જે કંઈ તેણે કહ્યું તે આ રીતે તદ્દન બરાબર છે અને તેનાં દુઃખો પ્રત્યે સંસારી જીવોને સ્વાભાવિકજ સહાનુભૂતિ થાય છે. પરંતુ તુકારામ તરફ જોઈએ અને તેમની દૃષ્ટિથી વિચારીએ, તો તેમનો પણ કોઈ દોષ દેખાતો નથી. સંસારનું મિથ્યાત્વ સમજાઈ ગયું, તેનાથી મન ઉપરામ થઈ ગયું, ત્યારે એ સાંસારિક સુખદુઃખથી ઉત્પન્ન થનારાં કર્તવ્યજ કયાં રહી ગયાં ? તેથી આમાં તો તુકારામનો પણ કંઈ દોષ જણાતો નથી. સૂર્યની સામે જ્યારે અંધકારજ ન રહ્યો—જાગી ઉઠયા પછી સ્વપ્નગત સંસારજ જ્યારે ના રહ્યો, નદીની પેલી પાર પહોંચ્યા છતાં નદીની લહરિઓની અસર ના થઇ તો એમાં સૂર્ય, જાગ્રત અવસ્થા અને પાર ઉતરેલા પુરુષને કોઇ પણ વિવેકી પુરુષ દોષિત કેમ કહી શકે? જાગતો પુરુષ અને સ્વપ્નમાં બડબડનારી સ્ત્રી, એ બન્નેના મિલનના જેવું તુકારામ અને જીજાબાઈનું જીવનમિલન છે. સ્વપ્નમાં બડબડનારી સ્ત્રીના શબ્દોનું જાગ્રત પુરુષ પાસે કંઇ મૂલ્ય હોતું નથી, પરંતુ જાગતો પુરુષ તેને પણ જગાડવાનોજ પ્રયત્ન કરે છે. તેજ પ્રમાણે તુકારામે જીજાઇને જગાડવા માટે 'પૂર્ણબોધ'ના અભંગ કહ્યા છે. તુકારામ અને જીજાઇનો ઝગડો સત્વગુણ અને રજોગુણનો ઝઘડો છે, પરમાર્થ અને પ્રપંચનો યા બ્રહ્મ અને માયાનો ઝગડો છે. પ્રકૃતિના દાસ જીવ પ્રકૃતિનાં બધાં કામોને બરાબરજ સમજે છે. પરંતુ પ્રકૃતિના સ્વામી—પુરુષની સમક્ષ પ્રકૃતિ આવતીજ નથી, પછી તેનું કાર્ય શું અને તેનું અસ્તિત્વજ કેવું ? પુરુષ તો અનંત અને ઉદાસીન છે, નિર્ધન અને એકાકી છે, જરાથી જીર્ણ થયેલો અતિ વૃદ્ધથી પણ વૃદ્ધ છે; પરંતુ અકર્તા, ઉદાસીન અને અભોક્તા હોવા છતાંયે

પતિવ્રતા પ્રકૃતિ તેની પાસે ભોગ ભોગવાવે છે. તે અવિકારી છે, પરંતુ એ (પ્રકૃતિ) પોતેજ તેમાં વિકારરૂપ બની જાય છે, તેજ તે નિષ્કામની કામના, પરિપૂર્ણની પરિતૃપ્તિ, અકુળનું કુળ અને ગોત્ર બની જાય છે. આ પ્રમાણે પ્રકૃતિ પુરુષમાં ફેલાઈને અવિકારી પુરુષને વિકારવશ બનાવી લે છે. (જ્ઞાનેશ્વરી અ. ૧૩) પુરુષ આવો અને પ્રકૃતિ આવી છે! તુકારામ પુરુષ અને જીજાઇ પ્રકૃતિનો આ વિવાદ અનાદિકાળથી ચાલ્યો આવે છે. આ તો અધ્યાત્મદૃષ્ટિ થઈ, પરંતુ લોકદૃષ્ટિએ જોઇએ તો પણ તુકારામને દોષી ઠરાવી શકાય તેમ નથી. સંસારમાં રહો અને એમ રહેતા થકા પરમાર્થ પણ સાધો, એ કહેવું તો ઘણું સરળ છે; પરંતુ બે નાવ ઉપર પગ રાખનાર કોઈ એક નાવ ઉપર પણ નથી રહેતો. આ લોકોક્તિ અનુસાર બધા મહાત્માઓનો અનુભવ છે. સમર્થ રામદાસ સ્વામીએ પણ (જૂના દાસબોધ સમાસ ૧૮ માં) એજ કહ્યું છે. બચપણમાં માતા-પિતાએ વિવાહ કરાવી દીધો, પછી વૈરાગ્ય થયો. આવી અવસ્થામાં કોઈ પણ સાચો સાધક, તુકારામ રહ્યા તેજ પ્રમાણે રહી શકે. બાળ-બચ્ચાંનું પોષણ કરવું અને તેને માટે નોકરી-ચાકરી અથવા કોઇ વાણિજ્ય-વેપાર કરવો એ તો બધા કરે છે. તુકારામ પણ જો એમજ કરત તો પરમ અર્થનો જે ભંડાર તેમને હાથ લાગ્યો, તે કદી ન લાગ્યો હોત; અને જે ધન તેમણે સંસારમાં વહેંચ્યું તે પણ ન વહેંચી શકયા હોત, એ તો સ્પષ્ટજ છે. કશાનો પણ ત્યાગ કર્યા સિવાય કશુંયે હાથ લાગતું નથી. પ્રપંચ અને લોભને ત્યજ્યા વિના પરમાર્થપ્રાપ્તિ થઈ શકતી નથી. તુકારામ મહારાજના ચિત્તે સંસારને જડ મૂળ સહિત ત્યજી દીધો. આથી પરમાર્થનું મૂળ તેમને હાથ આવ્યું. મહાન્ લાભને માટે થોડાનો ત્યાગ કરવોજ પડે છે. બે કર્તવ્યોની વચમાં જ્યારે ઝગડો ચાલે, ત્યારે શ્રેષ્ઠ કર્તવ્યને ખાતર કનિષ્ઠ કર્તવ્ય તજવું પડે છે-સર્વસ્વત્યાગી બનવું પડે છે. ત્યારે ફળોના પણ ફળ, સુખોના પણ સુખ, ધ્યેયોના પણ ધ્યેય જે પરમાત્મા છે,

તેમની પ્રાપ્તિ થાય છે. તે પ્રાપ્તિને માટે તુકારામે કોઈને કોઇ કામે નાશ પામનારા સંસારનો ત્યાગ કર્યો તો એમાં શું ભૂલ કરી? છીપ ફેંકીને પારસ લેવો એ તો બુદ્ધિમાનોનુંજ કામ છે. નારાયણને માટે ઘર, પુત્ર, પત્ની વગેરે સંસારની અહંતા—મમતાનો મેલ કાપીનેજ તેમણે સંસારને સુવર્ણ બનાવી દીધો. સંસારમાં સુવર્ણની માયા રાખનારા સંસારને સુવર્ણ બનાવતા નથી, પરંતુ જે પોતાના હૃદયસંપુટમાં નારાયણનાં ચરણ જોડે છે, તેનોજ સંસાર સુવર્ણમય બની જાય છે! તેમના અસંખ્ય જન્મોનાં સંસારબંધનો તૂટી જાય છે અને સંસાર સુખમય બની જાય છે! સંત તુકારામે એક સંસારી તરીકે પોતાની કોઈ આબરૂ રાખી નથી, એમ ભલે અજ્ઞાની જીવો કહ્યા કરે; પરંતુ તેમની પોતાની દૃષ્ટિમાં અને તેમના જેવી દૃષ્ટિવાળાઓની નજરે તેમનો સંસાર—તેમનો પ્રપંચ—તેમનું જીવન સુખમય, લાભમય અને પરમ સૌભાગ્યમયજ થયું! આ સુખ, લાભ ને સૌભાગ્યને આગલા અધ્યાયમાં વિસ્તારથી જોઇશું.

## ૪—જીજાઇને પૂર્ણબોધ

સૂતેલાને જગાડવો, અવળે રસ્તે ગયેલાને સીધે રસ્તે લાવવો અને પોતાનું સુખ બીજાઓને વહેંચવું, એજ સાચો પરોપકાર છે. તુકારામે સંસારને જાગ્રત કર્યો, તેજ સંસારમાં જીજાઈ પણ આવી ગઇ. પરંતુ જીજાઇને ખાસ રીતે જુદો પણ ઉપદેશ દઇને મહારાજે લોકદૃષ્ટિથી પણ પોતાના કર્તવ્યનું પાલન કર્યું. જીજાઇને માટે તેમણે જે ઉપદેશ કર્યો તે 'પૂર્ણબોધ'ના બાર અભંગ છે. જીજાઈ ભજન કરનારા વારકરીઓના કોલાહલથી અકળાઇને જેમ કઠોર વચનો કહ્યા કરતી, તેમ તુકારામ તેને પૂર્ણ શાંતિથી સમજાવતા કે 'આપણે ઘેર કોઈ શા માટે આવે છે? બધાને પોતપોતાનું કામકાજ લાગેલુંજ છે! કોણ એવો નવરો છે કે જે કશી પણ ગતલબ વિના આપણે ત્યાં આવ્યા કરે? જે કોઇ આવે છે તે ભગવાનના પ્રેમથી આવે છે,

ભગવાનને માટેજ અખિલ બ્રહ્માંડ પોતાનું બની જાય છે. ભક્તોને માટે તું જે કઠોર વચનો કહે છે, તે ન કહેતાં મૃદુ વચન કહે તો એમાં તારૂં શું જવાનું છે? આદર-માનપૂર્વક બોલાવવાથી પ્રેમવશ થઇ એટલા લોક આવે છે કે જેનો કોઇ હિસાબજ નથી."

'પૂર્ણબોધ'નો પહેલો અભંગ કંઇક કઠિન-અઘરો છે—"ખેતરમાં જે ઉત્પન્ન થાય છે, તે અમારો વહાલો ચૌધરી (જમીનદારની પદવીનું નામ છે) પાંડુરંગ અમને વહેંચી આપે છે. મહેસુલના રૂા. ૭૦) દેવાના હજી બાકી છે તે તે માગે છે. અત્યાર સુધી ૧૦ રૂપિયાજ આપ્યા છે. ઘરમાં હાંડી વાસણ છે, ગમાણમાં ગાય-બળદ છે. એ માગણું માગતા ઓસરીમાં ખાટલા ઉપર બેઠા છે. મેં કહ્યું કે "ભાઇ! લઇ લો, એક વારમાંજ બધું લેણું ચૂકવી લો, આ રીતે જ્યારે હું તેમને વળગી પડયો ત્યારે તેઓ ચૂપ થઇ ગયા!"

કહેવાનો ભાવ એ છે કે, આ શરીરરૂપી ખેતરના પ્રભુ પાંડુરંગ છે, તેમણે આ નર-શરીર આપણને વાસણ તરીકે આપ્યું છે. તે આપણને ભૂખે મરવા દેતું નથી. આ ખેતરનું મહેસુલ ૮૦ રૂપિયા છે. એમાંથી હું દશ રૂપિયા આપી ચૂકયો છું. ૭૦ બાકી છે, તે તેઓ માગે છે—અર્થાત્ આ શરીર ૮૦ તત્ત્વોનું છે, આજ ૮૦ તત્ત્વો તેમને ગણાવી દેવાં પડશે. એમાંથી ૫ કર્મેન્દ્રિય અને ૫ જ્ઞાનેન્દ્રિય છે, તેમને તો મેં ભજનમાં જોડી દીધી છે. આ રીતે ૮૦ રૂપિયાના મહેસુલમાંથી ૧૦ રૂપિયા આપી ચૂકયો, હવે બાકીને માટે તગાદો છે. ખાટલા ઉપર બેઠા છે એટલે હૃદયમાં વિરાજી રહ્યા છે.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં તત્ત્વસંખ્યા (અ૦ ૧૩, શ્લોક ૫-૬) ૩૬ આપેલી છે. શ્રીમદ્ ભાગવતમાં (સ્કંધ ૧૧ અ૦ ૨૨) એ તત્ત્વોની સંખ્યાનો કેટલીક રીતે હિસાબ કરીને ૪ થી ૨૮ સુધીની ભિન્નભિન્ન સંખ્યાઓ બતાવવામાં

આવી છે. શ્રી દાસબોધમાં ( દશક ૧૭ સમાસ ૮-૯ ) તત્ત્વોની સંખ્યા ૮૨ બતાવેલી છે, તે કારણ અને મહાકારણ દેહને અલગ રાખવાથી ૮૦ જ બાકી રહે છે. અંતઃકરણ ૫, પ્રાણ ૫, જ્ઞાનેન્દ્રિય ૫, કર્મેન્દ્રિય ૫ અને વિષય ૫, આ પ્રમાણે ૨૫ તત્ત્વ થયાં. એ ૨૫ના બબ્બે ભેદ—૨૫ સૂક્ષ્મ અને ૨૫ સ્થૂળ, એ રીતે ૫૦ થયા. એમાં સ્થૂળ અને સૂક્ષ્મ દેહ મેળવવાથી ૫૨ થયા. એ ૫૨ માં ૪ સ્થાન, ૪ અવસ્થાઓ, ૪ અભિમાની, ૪ ભોગ, ૪ માત્રાઓ, ૪ ગુણ અને ૪ શક્તિ યાને ૨૮ તત્ત્વ એ મેળવવાથી તત્ત્વોની કુલ સંખ્યા ૮૦ થઇ. ૮૦ તત્ત્વ આ પ્રમાણે ગણતાં 'एको विष्णुर्महद्भूतम्'ની પ્રતીતિ અને વૈકુંઠની પ્રાપ્તિ થાય છે.

દેહૂમાં સંત તુકારામના અભંગોના એક જૂના સંગ્રહમાં આ અભંગનો આશય-ભાવાર્થ આ પ્રમાણે સૂચવેલો છે:—"ઉપજ=સ્વરૂપ, ખેતર=ભક્તિ, અમને=ચાર ખાણ-ચાર વાણીના જીવોને, વહેંચણી-અધિકાર, ચૌધરી=સ્થૂળ, સૂક્ષ્મ કારણ અને મહાકારણ—એ ચાર દેહોના ધારક ચતુર્ધર-ચૌધરી, વહાલા=પુરુષોત્તમ, પાંડુરંગ=સગુણ, સીત્તેર રૂપિયા=સીત્તેર તત્ત્વ, દશ-દશ પ્રાણ, આપ્યા=સગુણ ભક્તિને સમર્પણ કર્યા, હાંડી=અહંકાર, વાસણ=પંચમહાભૂત, ગાય-બળદ=ઇંદ્રિયો, ઓસરી=હૃદય, ખાટલો=પલંગ, જ્યારે હું ગુંચવાઇ પડયો ત્યારે આપ ચૂપ થઇ ગયા=દશપ્રાણ સમર્પિત કરી દીધા ત્યારે જીવભાવ નાશ પામ્યો, પોતાના શિવત્વની પ્રતીતિ થઇ, ત્યારે તુકારામ ભગવાન સાથે લડી પડયા અને કહેવા લાગ્યા કે, મારો બધો હિસાબ પૂરો થઇ ગયો, હવે મારે નામે કશું બાકી નથી રહ્યું. આ પ્રમાણે ૮૦ તત્ત્વ પૂરાં થયાં."

આ અભંગમાં પંચીકરણ સૂચવેલું છે. સદ્ગુરુ જ્યારે શિષ્યને ઉપદેશ કરે છે, ત્યારે પહેલાં એકાંતમાં પંચીકરણ સમજાવી દે છે. સંત તુકારામે એકાંતમાં જીજાઇને પંચીકરણ સમજાવી દીધું હશે. આથી જીજાઇનો અધિકાર પણ

સૂચિત થાય છે. આગળ જતાં તુકારામ કહે છે કે—

"વિવેક વડેજ આ બધું એકછત્ર સામ્રાજ્ય છે. એક-જ સિંહાસનારૂઢ સમ્રાટ્ છે, તેમના સિવાય બીજો કોણ મને પોતાની પીઠ ઉપર બેસાડી શકે છે?"

"ભગવાન સિવાય બીજું છેજ કોણ? એમનું ખેતર મેં ખેડયું-વાવ્યું, તેમનો માણસ થઇને રહ્યો અને "હવે એ મારી પાછળ લાગ્યા છે!" એમનું લેણું-માગણું મેં આ દેહમાં રહીનેજ ચૂકવવાનો નિશ્ચય કર્યો છે. સારા માલિક મળ્યા! એવા હરિ છે કે, સર્વ કંઈ હરી લે છે, તેથી કોઇ એની પાસે ભયનું માર્યું જતું પણ નથી. એણે કેટલાયને લૂંટી લીધા અને કેટલાયને સંતોના જામીન ઉપર છોડી દીધા છે. એની નિષ્ઠુરતા જોઇને લોકો એના નામ ઉપર હસે છે. એ સર્વસ્વ છીનવી લે છે, પરંતુ ખરી વાત એમ છે કે, સર્વસ્વ છીનવી લઇને વૈકુંઠપદ-પરમપદ આપે છે. આપણે એમના સકંજામાં ખૂબ ફસાઇએ. આ પ્રમાણે બોધ કરતાં જીજાઇને તુકારામ કહે છે કે, મારા વિચારમાં તારા વિચાર મેળવી દે તો મારો-તારો વિરોધ મટી જાય. ભગવાન સાથે મને અંતરંગ સ્નેહ થઈ ચૂકયો છે. એ મારા કરવાથી નથી થયો, તેમનાજ આદેશથી થયો છે. તારે માટે આ ઉપદેશ છે—

"છોકરાંને માટે આમ જોઇએ ને તેમ જોઇએ એ લાલસા ત્યજી દે. જેમણે એમને જન્મ આપ્યો, તેમનાંજ તેઓ છે. એજ તેમની દેખરેખ રાખશે. તું તારૂં ગળું છોડાવી લે અને ગર્ભવાસની યાતનાઓથી બચી જા."

વાસના છોડી દો, માયા ભેગી કરવાની બુદ્ધિ ત્યજી દો. વાસનાથીજ યમદૂત ગળામાં પોતાનો ફાંસો નાખે છે. તેનો માર ઘણો ભયંકર છે, સ્મરણ માત્રથીજ 'મારૂં તો કાળજું કંપવા લાગે છે.' જો તને મારી ઈચ્છા હોય—તું મને ચાહતી હોય તો તું તારા ચિત્તને મોટું કર—વિશાળ બનાવ. ચિત્તને એવું ઉદાર બનાવ કે—

" સજ્જનોનો સંગ તને અનુકૂળ લાગે, સંસારમાં તારી કીર્તિ વધે. એમ કહેવા તૈયાર થઈ જા કે, મારાં ગાય–બળદ મરી ગયાં, વાસણ–કુસણને ચોર ચોરી ગયા અને બાળકો તો જાણે જન્મ્યાંજ નથી. આશા છોડીને હૃદયને વજ્ર જેવું બનાવી લે. આ ક્ષુદ્ર સુખ ઉપર થૂંકી દે, અક્ષય પરમાનંદને પ્રાપ્ત કર. તુકારામ કહે છે કે, ભવબંધનો તૂટવાથી ઘણાં ભારે કષ્ટોથી રક્ષણ થશે."

હું તો જલદીજ વૈકુંઠધામ જવાનો છું, તું પણ મારી સાથે ચાલ. ત્યાં આપણે સાથે માન પામીશું. ઘર–બાર આગળ તુલસીપત્ર મૂકીને બ્રાહ્મણોને દાન દઇ આ જંજાળમાંથી નીકળી આવ. વિચારી લે, બરાબર સમજી–વિચારીને જોઈ લે. 'હું અને મારૂ' એનો સર્વથા ત્યાગ કર; ભૂખ–તરસ, દ્રવ્યાદિનો લોભ, મમત્વ—એ બધાથી તારી જાતને છોડાવી લે અને જેવો હું છું, તેવી તું સુખી બન–

" મારી ભૂખ–તરસ કેવી સ્થિર છે, અસ્થિર મન પણ જ્યાંનું ત્યાંજ સ્થિર થઇને બેઠું છે."

" 'ગુરુકૃપાથી ભગવાને મારી પાસે જે કહેવડાવ્યુ' તેજ હું તને કહી રહ્યો છું."

" સાચેજ, ભગવાને મારો અંગીકાર કર્યો છે, હવે બીજું કંઈ વિચારવાની વાતજ ક્યાં રહી? તારે માટે હવે એજ ઉપદેશ છે કે, કટિબદ્ધ થઇને બળવાન થા."

તુકારામ મહારાજે જીજાબાઇને આ છેલ્લો ઉપદેશ આપ્યો. આ ઉપદેશ વૃથા ન ગયો. સિદ્ધોની વાણી ભલા કેવી રીતે મિથ્યા થઈ શકે? જીજાબાઇનું આચરણ શુદ્ધ, નિષ્કલંક, પવિત્ર તેમજ પતિવ્રતા ધર્મને અનુકૂળ હતું. પતિને ભોજન કરાવ્યા સિવાય તેમણે કદી ભોજન કર્યું નહોતું. લૌકિક વ્યવહારમાં પતિ સાથે એમને બનતું નહોતું, તેમ છતાં પણ પતિ પ્રત્યે તેમના પ્રેમનો પ્રવાહ અત્યંત શુદ્ધ અને એકધારો હતો. સંત તુકારામને તે પ્રાણથી પણ

વધારે ચાહતાં હતાં. તેમનો પતિપ્રેમ નિષ્કપટ અને નિર્મળ હતો. સંત તુકારામના ઉપદેશોનું પરિણામ તેમના ઉપર ઘણુંજ સારૂં આવ્યું. બીજેજ દિવસે તેમણે પોતાનાં બધાં ઘર-બાર બ્રાહ્મણને દાનમાં આપી દીધાં અને સંસારી બંધનોથી મુક્ત થઇ ગયાં. તુકારામ જેવા મહાત્માનો સંગ નિષ્ફળ કેમ જાય ? તુકારામ પણ ભગવાન સાથે ખૂબ લડયા-ઝગડયા, પરંતુ તેમનો ભગવત્પ્રેમ જ્વલંત હતો. એવીજ વાત જીજાઇની પણ સમજવી. પ્રેમ વિના ઝગડો થતો નથી. ઝગડાની સચ્ચાઇથી નિષ્કપટ પ્રેમ, શુદ્ધ આચરણ અને સાચી નિર્વ્યાજ પ્રગટ થાય છે.

## ૫-સંતાન

જીજાઇને કાશી, ભાગીરથી અને ગંગા, એમ ત્રણ કન્યાઓ અને મહાદેવ, વિઠ્ઠલ અને નારાયણ, એ ત્રણ પુત્રો થયા. એમાં કાશી સૌથી મોટી હતી અને નારાયણ સૌથી નાનો હતો. તુકારામ મહારાજના મહાપ્રસ્થાન સમયે જીજાબાઈ ગર્ભવતી હતાં-અર્થાત્ તુકારામના પ્રયાણ પછી તેમનો જન્મ થયો હતો. તુકારામ મહારાજે પોતાના આ પુત્રને પોતાની આંખો વડે જોયો નહિ અને તેણે પણ પોતાના પિતાને જોયા નહિ. સૌથી મોટી કાશી, તેનાથી નાના મહાદેવ, તેના પછી ભાગીરથી, પછી વિઠ્ઠલ, વિઠ્ઠલથી નાની ગંગા અને ગંગાથી નાના નારાયણ. નારાયણનો જન્મ થયો, તે સમયે ગંગા બહુ નાની હતી. તેને સાચવવા માટે ણુધાઈ નામની એક દાસી રાખી હતી. તુકારામ જ્યારે ભંડારા યા ભામનાથ પર્વત ઉપર જઈ ભગવાનના ભજનમાં તલ્લીન થઇ જતા, ત્યારે તેમને ભૂખ-તરસનું ભાન રહેતું નહિ; પરંતુ જીજાઇ તેમને ભોજન કરાવ્યા વિના કદી ખાતી નહોતી. કોઇ વાર તો તે પોતે ભોજન લઇને વન-જંગલમાં તેમને શોધતી-ફરતી ને કોઇ વાર કાશીને પણ મોકલતી. મહાદેવ અને વિઠ્ઠલનું ચિત્ત ઘણું ખરૂં રમતમાંજ લાગેલું રહેતું, એથી જીજાઇનું કહ્યું હમેશાં

તેઓ માનતાંજ હતાં એમ નહોતું. કન્યાઓના વિવાહ વગેરે ખૂબ ગરીબાઇમાં થયાં. કન્યાઓને માટે તુકારામે વર પણ એવા શોધ્યા કે વર શોધવા ઘરમાંથી બહાર નીકળ્યા, થોડે દૂર જઇને જોયું, રસ્તામાં થોડાં છોકરાં રમે છે, ત્યાંજ ઉભા રહ્યા. તેઓમાં પોતાની જાતિના બે બાળકોને તેમણે જોયા, તેમને ઘેર તેડી લાવ્યા અને વરવધૂને હળદરથી રંગીને—પીઠી ચોળીને વિવાહ કર્યા!! જમાઇઓની ન તો કોઇ જાન તેડવામાં આવી, તેમ ન તો ભેટ-પહેરામણી આપ્યાં, ન તો જાન-જાફતો ઉડાવી કે ન તો રીસામણાં-મનામણાં કરવાં પડયાં! "દૂધ સાથે ભાતનું ભોજન આપ્યું અને પંચામૃતનું પાન કરાવી દીધું." તે બાળકોનાં માતા-પિતા સાધનસંપન્ન હતાં અને તુકારામ તરફ તેમના ભક્તો પણ તૈયાર હતા, એટલે પાછળથી ચાર દિવસ વિવાહનો આનંદ-ઉત્સવ થયો. આથી જીજાબાઇને કંઇક સંતોષ થયો. તુકારામના આ જમાઇઓ મોસે, ગોડે અને જાંબુલકર કુટુંબના હતા. મહારાજની વચેટ કન્યા ભાગીરથી પિતૃભક્ત અને ભગવદ્ભક્ત હતી. તુકારામે પ્રયાણ પછી જેઓને દર્શન દીધાં હતાં તેમાં એક ભાગીરથી પણ હતી. તુકારામ મહારાજના ત્રણે પુત્રોમાં નારાયણ બુવા સારા પુરુષાર્થી નીકળ્યા. દેહૂ વગેરે ગામ તેમણેજ પ્રાપ્ત કર્યાં. દેહૂના પાટીલ ઇંગળેની કન્યા સાથે તેમનું લગ્ન થયું હતું. નારાયણ બુવા પછી પણ તુકારામના વંશજોની સાથે દેહૂના પાટીલ ઇંગળેનો સંબંધ ચાલુ રહ્યો હતો. અત્યારે દેહૂમાં ઘણે ભાગે તુકારામ મહારાજના વંશજોનાંજ ઘર છે.



# અધ્યાય ૧૫ મો–ધન્યતા અને પ્રયાણ

"મનની સ્થિરતાથી જે સ્થિર થઇ જાય છે, ભક્તિની ભાવનાથી જેનું અંતઃકરણ ભરાઇ જાય છે અને યોગશક્તિથી સજ્જ થઇને જે ઠેકાણે આવી જાય છે, તે કેવળ પરબ્રહ્મ, પરમ પુરુષ કહેવડાવનાર મારૂં પોતાનું ધામ–નિવાસસ્થાન થઇને રહે છે."

—જ્ઞાનેશ્વરી અ૦ ૮—૯૬, ૯૯

"જે સ્વરૂપ પ્રાપ્ત થયા પછી નીચે પડવાનું નથી હોતું તે શ્રીકૃષ્ણ-સ્વરૂપ છે. શ્રીકૃષ્ણની કીર્તિ ગાતાં ગાતાં ભક્ત પોતેજ શ્રીકૃષ્ણરૂપ થઈ જાય છે." **(નાથ ભાગવત, અધ્યાય ૩૧)**

## ૧–પરમાર્થ ને સુખ

પરમાર્થની સાધના પરમ સુખને માટે કરવાની હોય છે. સંત તુકારામે સંસારપ્રપંચને તિલાંજલિ આપી પરમાર્થની પ્રાપ્તિ કરી–અર્થાત્ ક્ષણિક સુખનો ત્યાગ કરીને અખંડ અવિનાશી સુખ પ્રાપ્ત કર્યું. પ્રપંચ એટલે પાંચ વિષયોનો સમૂહ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધમાંથી સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી અને તેની પાછળ ફર્યા કરવું. બધા જીવો પ્રપંચી છે અને એથીજ દુઃખી છે. બધાં શરીરોમાં નરતનુ–માનવશરીરજ શ્રેષ્ઠ રત્ન છે. સઘળાં સુખોમાં જે સર્વોત્તમ સુખ છે, જે મળવાથી બીજા કોઇ સુખની ઇચ્છા રહેવા પામતી નથી, જે સુખનો કદી ક્ષય થતો નથી, જેની બીજા કોઇ સુખ સાથે ઉપમા આપી શકાય તેમ નથી, તે પરમ સુખ આ નરદેહથીજ પ્રાપ્ત કરી શકાય છે–નરમાંથી રાયણ બની શકાય છે, સચ્ચિદાનંદ પદવી પ્રાપ્ત કરી શકાય આ મનુષ્ય–દેહ દ્વારા ચારે અર્થ–ધર્મ, અર્થ, કામ મોક્ષ–પ્રાપ્ત કરી શકાય છે. તેમાં અર્થ અને કામ

અસ્થિર અને ક્ષણભંગુર છે. આથી એ સૌથી પર ધર્મ છે અને ધર્મથી પણ પર મોક્ષ છે. તેજ પરમ અર્થ–પરમ પુરુષાર્થ છે. ચારે વર્ગનું એજ પરમ ધ્યેય છે. એજ સર્વ દુઃખોનો નાશ કરનાર મહાનંદ છે. પ્રત્યેક જીવ સુખને માટે તરફડયા કરે છે. પ્રપંચી જીવોની પેઠે પારમાર્થિક જીવ પણ સુખનીજ પાછળ દોડી રહ્યો છે! અંતર એટલુંજ છે કે, કોઈ વિષયનેજ સુખનો ઝરો સમજીને તેમાં ડૂબકાં ખાઇ રહ્યા છે અને કોઇ વિષયોથી પર જે નિર્વિષય આનંદ છે તેમાં ડૂબકીઓ લગાવી રહ્યા છે. વિષયસુખ પૂર્ણ સુખ નથી, તેથી પારમાર્થિક મનુષ્યો આ સુખનો ત્યાગ કરીને અથવા એનાથી ઉદાસીન રહીને અખંડ સુખની સાધનામાં લાગ્યા રહે છે. દેહ, ઇન્દ્રિય અને વિષયોના સંબંધથી થતા સુખથી કંટાળીને તેઓ દેહાતીત, ઇન્દ્રિયાતીત અને વિષયાતીત સુખનેજ શોધે છે. આ પરમાર્થમાર્ગે ચાલવા માંડતાંજ પરમ સુખનો રસાસ્વાદ મળવો શરૂ થાય છે. સંપૂર્ણ માર્ગ સુખાનુભવની વૃદ્ધિનોજ માર્ગ છે, પગલે પગલે અધિકાધિક આનંદ છે. પરમાર્થના સંબંધમાં અનેકોની વિચિત્ર ધારણાઓ થઈ જાય છે. તેમના ચિત્તમાં એ વાત સમજાઇ જાય છે કે, પરમાર્થ એટલે સંસારનું રુદન, પરમાર્થનુ સાધન કરવું એટલે રડતાં રડતાં ચાલવું અને એવી જગાએ પહોંચવું કે જ્યાં પીટી જવા સિવાય બીજું કંઇ હાથ આવતું નથી. પરંતુ આવી સમજણ સૂર્યના પ્રકાશને આંખો બંધ કરીને ઘોર અંધકાર માની લેવા જેવી વાત છે. વસ્તુતઃ પરમાર્થ એટલે રુદન નથી, રુદનને હાસ્ય બનાવી દેવાનું છે, મરવા–પીટવાનું નથી, અજર અમર પદ પ્રાપ્ત કરવાનું છે; દુઃખનાં આંસુ નથી, પરંતુ આપૂર્યમાણ–અપાર આનંદસમુદ્ર છે. જીવનું વાસ્તવિક હિત, વાસ્તવિક લાભ, વાસ્તવિક શાંતિ અને સમાધાન એમાંજ છે. તેથી તો એને પરમાર્થ, પરમ સુખ, પરમ પુરુષાર્થ કહે છે. પારમાર્થિક લોકો ગાંડા, નાદાન, દિવાના, માથે હાથ દઇને બેસી રહેનારા, આળસુ, કાપુરુષ–બાયલા, દુનિયાથી અજાણ

અને આંધળા નથી હોતા; જે સંસારમાં આપણે રહીએ છીએ, તેને તેઓજ સારી રીતે સમજે છે અને જુએ છે, હમેશાં સાવધાન રહીને અજ્ઞાન અને મોહનો વીરતાથી સામનો કરતા એક ક્ષણ પણ ઉદ્યમ વિના ખાલી નહિ જવા દેતાં, નફા-નુકસાનનો હિસાબ બરાબર રાખે છે. નુકસાનથી બચે છે ને લાભ મેળવે છે. પરમાર્થનાં સાધન-ઉપાય ભિન્ન ભિન્ન હોઇ શકે છે. ધ્યેય સંબંધી શ્રદ્ધા અને વિશ્વાસ અથવા કલ્પનાના પ્રકાર ભિન્ન ભિન્ન હોઈ શકે છે; પરંતુ બધાનો સંયોગ એજ એક સકળ દુઃખ વિયોગરૂપ અખંડ સુખના મહાયોગમાંજ થાય છે. તુકારામે જ્યારથી આ પરમાર્થમાર્ગમાં પ્રવેશ કર્યો, ત્યારથી તેમના વૈકુંઠપદ પ્રાપ્ત કરતા સુધીનું સમસ્ત ચરિત્ર આજ પરમ સુખની વૃદ્ધિરૂપ ભરતીનોજ ઇતિહાસ છે. જ્યાં આ ભરતીની હદ આવી જાય છે, ઘટવા-વધવાની ભાવાજ જ્યાં રહેતી નથી, લાભની પરિપૂર્ણતા અને સુખના એકાકારપણાનો જ્યાં અનુભવ થાય છે તેજ મોક્ષ છે, તેજ વૈકુંઠધામ છે. વિષયોનો સંબંધ જ્યાં દૃઢતાપૂર્વક છૂટી ગયો—કપાઇ ગયો ત્યાં આનંદસાગર ઉભરાવા લાગે છે. અને એવી ભરતી ચઢી આવે છે કે આનંદની એ ભરતીમાં અપૂર્વ આનંદતરંગો ઉપર નાચતો નાચતો, વહેતો વહેતો પેલે પાર પહોંચી જાય છે, જ્યાં આગળ મંગલ છે, પરંતુ પાર તેની સીમા નથી. એજ કૃતાર્થનું પરમપદ છે. તુકારામ મહારાજ આ પરમ પદવીને પ્રાપ્ત થયા અને ત્રણે લોકોમાં ધન્ય થયા. તેમનું લૌકિક જીવન વિવિધ દુઃખોમાં અને યાતનાઓમાં વીત્યું, તેમના સંસારપ્રપંચનું—ગૃહસ્થાશ્રમનું દૃશ્ય ઘણુંજ અસહ્ય હતું; પરંતુ એ બાહ્યદૃષ્ટિ છે, બહિર્મુખી લક્ષ્યહીન મોહદૃષ્ટિનો અભિપ્રાય છે; લક્ષ પર સ્થિર થયેલી દૃષ્ટિનો નહિ! એ દુઃસહ દુઃખો તેમજ યાતનાઓથી ઘેરાયલા તુકારામનું લક્ષ્ય શું હતું ? કયા લક્ષ્ય ઉપર તેમની દૃષ્ટિ સ્થિર થયેલી હતી, તેઓ આ દુઃખો અને યાતનાઓમાં થઇને કયી તરફ જતા હતા અને તેમણે પોતાનો માર્ગ કેવી રીતે સાફ

કરી લીધો, ક્યાં પહોંચ્યા અને શું પામ્યા? તેમણે પોતાનું લક્ષ્ય પ્રાપ્ત કરી લીધું, દુઃખો અને યાતનાઓનું ભીષણ રૂપ જોઇને તે ડરી ગયા નહિ, પરિસ્થિતિના ચક્રની પાછળ ફરતા, ગોથાં ખાતા, ભૂલતા-ભટકતા ન રહ્યા, દુઃખો અને યાતનાઓના ઘેરાને તોડીને, પરિસ્થિતિને ભેદીને પોતાના લક્ષ્ય તરફ દૃષ્ટિ રાખીને નિશ્ચિત ઇષ્ટમાર્ગે ચાલતા ગયા અને લક્ષ્યસ્થાને પહોંચી ગયા. તેમની યાત્રા પૂરી થઇ, સાધના સફળ થઈ, સંપૂર્ણ સુખ, સંપૂર્ણ આનંદ, સંપૂર્ણ જ્ઞાન, સંપૂર્ણ ભક્તિ-બધુંયે મળી ગયુ. સર્વેશ્વર શ્રીપાંડુરંગ પોતેજ સ્વસ્વરૂપ થઇ ગયા. ભવસાગર પાર ઉતરી ગયા, કૃતકૃત્ય થઇ ગયા, ધન્ય થઇ ગયા! તે કૃતકૃત્યતા અને ધન્યતાના સાધનમાર્ગે ચાલતાંચાલતાં તથા સાધ્યને સાધતાં સાધતાં જે જે આનંદ તેમણે પ્રાપ્ત કર્યો, તેના ઉદ્ગાર આપણે આ ગ્રંથમાં સંભળતાજ રહ્યા છીએ. હવે તે અનિર્વચનીય રસનો પણ કંઈક સ્વાદ લઇ શકીએ તો લઇએ, કે જે અનિર્વચનીય હોવા છતાં સંત તુકારામની દયાથી તેમનાં વચનોદ્વારા ટપકી રહ્યો છે. બધાં સાધનોની પરિસમાપ્તિ કેવી રીતે અખંડ નામસ્મરણમાં જઇને થઈ તે આપણે પહેલાં જોઈ ચૂક્યા. નામ અને નામી, ગુણી અને નિર્ગુણ, શિવ અને જીવ, એમની એકરૂપતાના આનંદમાં નિમગ્ન તુકારામ 'પ્રેમથી નાચે છે, ગાય છે, ગાતાં-ગાતાં તેમાંજ મળી-ભળી જાય છે.'

## ૨-આત્મતૃપ્તિના ઓડકાર

જ્યાં સાધન, સંપ્રદાય, ભગવાન અને ભક્ત; વર્ણ-ધર્મ, પાપ-પુણ્ય, ધર્માધર્મ-એ બધું એકમાં મળી જાય છે, એને માટે 'બધું તોફાન હતું-બધી ગમ્મત હતી!' બધા પ્રયત્નો સફળ થયા, વિશ્રાંતિ મળી અને 'તૃષ્ણાની દોડ સમાપ્ત થઈ.'

"લજ્જા, ભય, ચિંતા કંઇ પણ ન રહ્યું! સમસ્ત સુખ આવીને ચરણોમાં આળોટવા લાગ્યું."

* * * *

"ભક્તિપ્રેમ–માધુરીથી હૃદય ભરપૂર થઈ ગયું, ચિત્તને આનંદ, આનંદ ને આનંદજ મળવા લાગ્યો. શ્રીવિઠ્ઠલે અજ્ઞાનનો પડદો દૂર કરી દીધો, તેથી જગતજ બ્રહ્માનંદથી ભરપૂર થઇ ગયું."

* * * *

"સંસારની સ્મૃતિ–વિસ્મૃતિ થઇને પાછળજ રહી ગઇ. ચિત્ત શ્રીરંગ તરફ લાગી ગયું. તે માધુરીનું જેટલું પાન કરો, તેટલીજ તેની તરસ રહ્યા કરે છે. તે પ્રેમ–મિલનમાં જેટલા ગળો, તે મિલનની રુચિ તેટલીજ વધે છે; પાંડુરંગમાં તે કદી ધરાતી નથી. જીવ કદી કંટાળતો નથી. ઇંદ્રિયોની લાલસા તૃપ્ત થઇ જાય છે, પરંતુ ચિંતન હમેશાં ચાલુજ રહે છે. તુકારામ કહે છે કે, પેટ ભરાઇ જાય છે, પરંતુ તેની ભૂખ રહ્યાજ કરે છે. આ સુખ એવું છે કે આની કોઇ ઉપમા નથી; કલ્પનાની ત્યાં સુધી પહોંચજ નથી. તે સુંદર, સુમધુર, શ્રીમુખ પ્રત્યક્ષ સુષમામાધુરીજ છે. તેને જોતાંની સાથેજ શોક–મોહ–દુઃખ નાશ પામી જાય છે."

* * * *

"સગુણ–નિર્ગુણ એકરસ છે, તે ચિદાનંદ છે. તેમાંજ ચિત્ત ડૂબેલું રહે છે, મન પોતાની સઘળી વૃત્તિઓની સાથે તેમાંજ ડૂબી જાય છે, દેહમાં દેહભાવનું ભાનજ રહેતું નથી."

શ્રીરંગ પ્રતિ ચિત્ત લાગ્યું, એના ચિંતનનું સુખ એવું છે કે તેનાથી જીવ કદી કંટાળતો નથી, તેનાથી કદી તૃપ્તિ થતી નથી, બીજાની ઇચ્છા રહ્યાજ કરે છે. હવે કોઇ સાંસારિક ચિંતા રહી નથી, કળિકાળનો ભય ભાગી ગયો, મોહ–દુઃખ–શોક બધું દૂર થઇ ગયું, હવે તો કેવળ એક શ્રીહરિજ છે, અંદર પણ તેજ છે, બહાર પણ તેજ છે. ('तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः' ઈશાવાસ્ય ઉપનિ-

ષટ્પદમાં આ આનંદનું વર્ણન કરવામાં આવ્યું છે.)

તુકારામના 'વિરહિણી'ના ૨૫ અભંગ છે. અધ્યાત્મનો રંગ શૃંગારની ભાષામાં કોઇ જોવા ઇચ્છે તો એ અભંગો અવશ્ય વાંચે. આ પ્રપંચરૂપ પતિને ત્યજી દીધો, તેનાથી મારી વાસના તૃપ્ત થવા પામી નહિ; તેથી મેં 'પરમ પુરુષ' સાથે સહવાસ કર્યો. આ ભેદ લોકો જાણી ગયા, આથી લોકો મને સતાવવા લાગ્યા. હું તો પરપુરુષમાંજ રત થઇ ગઇ, તેનામાંજ રંગાઇ ગઇ અને હવે સૌને કહી દઉં છું કે, આ વ્યભિચારીને હું કદી–ત્રિકાળમાં પણ છોડીશ નહિ, આ રંગમાં તુકારામ સ્ત્રીત્વ સ્વીકારીને કંઈક વાણીવિલાસ કરી ગયા છે. બ્રહ્મનું સ્વરૂપ '**न स्त्री न षण्ढो न पुमान् न जन्तुः**' જેવું છે અને તેની સાથેજ તુકારામને આ સખ્ય–મિત્રતા અને તાદાત્મ્ય છે. તેથી તેમણે આ મનોવિનોદ કર્યો છે. એ અભંગોમાં સ્વાનુભવનો પ્રસાદ ભરેલો છે.

"લોકો મને છીનાળ કહીને મારો બહિષ્કાર ભલે કરે, પરંતુ આ બનવારી–છેલ છબીલો તો મને એક ક્ષણ વાર પોતાનાથી અળગી કરતો નથી. લોકલાજને તો મેં ઉતારીને વેગળી મૂકી છે. તેનાથી ઉદાસ થઇને બેઠી છું, મને હવે મારા જીવનો કંઇજ ડર રહ્યો નથી અને નથી તો કોઇની આશા રાખીને બેઠી. હું તો તેનેજ રાત–દહાડો પાસે બેસાડી રાખવા ઇચ્છું છું, તેના વિના મારાથી એક ક્ષણ વાર પણ રહેવાતું નથી. લોકો હવે મારૂં નામ છોડી દે, સમજી લે કે હું મરી ગઇ છું. તુકી હવે અનંતની પાસે પડી રહે છે. તેને એમાંજ સુખ મળે છે. એજ એનો નિયમ છે. ગોવિંદની પાસે બેસી ગઇ, હવે હું પાછી ફરનારી નથી. હવે કંઇ જોવા, સાંભળવા–સંભળાવવા ઇચ્છતી નથી, ચિત્તમાં એકલો ચિત્તચોર આવીને બેસી ગયો છે. બળવાનને પામીને બળવાન થઈ બેઠી છું, સમસ્ત સંસાર ઉપર મારો અધિકાર જમાવીશ. પળ વાર પીડા સહન કરી

લીધી. હવે અપાર નિજાનંદ મળ્યો છે. હવે હસીશ, રિસાઇશ અને અપાર આંતરિક મધુરતાને વધારીશ. સેવા-સુખથી વિનોદ વચન કહે છે કે, હું અને કોઇ નથી, કેવળ એક નારાયણ છે. તુકારામ કહે છે કે, હવે હું દ્વંદ્વથી ઉપર ચાલી ગઈ છું, સ્વચ્છંદ ગોવાળણોની સંગાથે ચાલી રહી છું."

"'અખિલ ભૂતોનું સંતર્પણ કર્યું' બધી જમીન દાન આપી દીધી; રાત-દિવસ એક પર્વકાળ બની ગયાં; જપ, તપ, તીર્થ, યોગ, યાગ બધાં કર્મ સાંગોપાંગ થઇ ચૂક્યાં. બધાં ફળ અનંતને સમર્પણ કરી દીધાં. તુકારામ કહે છે કે, હવે અબોલ બોલ બોલું છું, તન-મન-વચનમાં તો હવે હું રહી ગયો નથી."

"ભગવાન સામે આવી ગયા"—'શુભ-અશુભનો બધો થાક દૂર થઇ ગયો છે.' તેમણે કેવળ-ક્રીડા-કૌતુકને માટે જીવ-શિવની પતંગો બનાવી છે, ત્યાં એ લોકોનો ક્યાં પત્તો છે? આ સઘળો આભાસ અનિત્ય છે.' અર્થાત શુભાશુભ કલ્પનાઓ વિલીન થઇ ગઇ. જીવ અને શિવ, ભગવાન અને ભક્ત એકજ છે, તેમાં ભેદ નથી, ભેદ તો કેવળ એક કૌતુક હતો! સાત લોક અને ચૌદ ભુવન માત્ર આભાસરૂપજ રહી ગયાં! એક હરિ સિવાય બીજું કંઇજ નથી, વર્ણધર્મ તો તેનો ખેલ છે. 'એકનીજ બધી બનાવટ છે, તેમાં ભિન્ન અને અભિન્ન શું? વેદપુરુષ નારાયણે એજ નિર્ણય સંભળાવ્યો છે.'"

"તુકાને અસાહરસની ગોઠાશ પ્રાપ્ત થઈ, ચરણો નજીક નિવાસ મળ્યો, એટલો નિકટ કે કંઇ ભેદજ રહેવા પામ્યો નહિ."

"હવે હું સુખસ્વરૂપ છું. દુઃખાન્તકારી આ સુખ-સમુદ્ર ક્યાંથી કેવી રીતે ઉભરાઈ આવ્યો? 'ભેદની ભાવના જડમૂળથી જતી રહી.'"

"મારૂં-તારૂં એ સાગરના તરંગો જેવું છે. બન્નેમાં

એકજ વિઠ્ઠલ શ્રીપંઢરીનાથ છે. તારનું વણાયેલું વસ્ત્ર જેમ એક છે, તેમજ વિશ્વભરમાં તુકારામ વ્યાપ્ત છે. મીઠું પાણીમાં ભેળવી દો તો શો ભેદ રહેશે ? એજ પ્રમાણે તારી અંદર સમરસ–એકરસ થઇને હું સમાઇ ગયો છું. આગ અને કપૂર મળે છે તો શું કાજળ–મેશ અલગ રહી જાય છે ? તુકારામ કહે છે કે, એજ પ્રમાણે તારી–મારી એકજ જ્યોતિ છે. બીને શેકી નાખી લાહી બનાવી, પછી જન્મ–મરણ ક્યાંથી ? અને જ્યારે દેહજ ભગવાનમય બની ગયો તો પછી આકારને હવે સ્થાન ક્યાંથી ? ખાંડમાંથી પાછી શેરડી બનતી નથી, *ત્યારે મારો ગર્ભવાસ ક્યાંથી ? તુકારામ* કહે છે કે, આ સમસ્ત યોગ છે, ઘટ–ઘટમાં પાંડુરંગ છે. ”

બીજ શેકીને ખાવા લાયક અથવા લાહી કરવા જેવાં બનાવી દીધાં તો પછી તે વાવવાના ઉપયોગમાં આવી શકતાં નથી, તેજ પ્રમાણે તુકારામ કહે છે કે, મારાં કર્મ જ્ઞાનાગ્નિથી બળી ચુકયાં છે, તેથી હવે મારાં જન્મ–મરણ થઇ શકશે નહિ. શેરડીમાંથી ખાંડ બને છે, પરંતુ ખાંડ થઇને તે શેરડીના રૂપમાં પાછી આવી શકતી નથી; તેજ પ્રમાણે દેહનો આશ્રય કરીને આપણે બ્રહ્મસ્થિતિમાં આવી ગયા, હવે આ બ્રહ્મસ્થિતિ પાછી ફરીને દેહ બની શકતી નથી. ઘટ–ઘટમાં ભગવાન છે, અને હું પણ તદ્રૂપ છું. મારૂં શરીર પણ ભગવાન બની ગયું છે, નાશવંત શરીર સાથે મારે કોઈ સંબંધ રહ્યો નથી.”

“ દેહભાવ પ્રેતભાવ થઈ ગયો. ”—બધા દેહધર્મ નાશ પામી ગયા. કામ–ક્રોધાદિ નિરાધાર થઇને ધ્રૂસકે ધ્રૂસકે રડે છે અને યમરાજ નિસાસા નાખે છે ! શરીર વૈરાગ્યની ચિતામાં જ્ઞાનાગ્નિથી બળી રહ્યું છે. દેહકુંભને ભગવાનની ચારે બાજુ ફેરવીને તેમનાં ચરણોની પાસે ફોડી નાખ્યો અને મહાવાક્ય–ધ્વનિ કરીને બમ–બમનો પોકાર કર્યો. કુળ અને નામરૂપને તિલાંજલિ દઈ દીધી ! તુકારામ કહે છે કે, આ શરીર જેનું હતું તેને ( પંચમહા-

ભૂતોને ) સોંપીને હું નિશ્ચિંત થઇ ગયો. ”

‘ પોતાને હાથે પોતાના શરીરમાં આગ લગાડી દીધી ’—પંચભૌતિક દેહને બ્રહ્મજ્ઞાનના અગ્નિમાં બાળી નાખ્યો. જ્ઞાનાગ્નિથી ભભૂકતી ચિતા ઉપર અમૃતસંજીવની છાંટીને જમીનને શાંત કરી દીધી, ઘર ખોદી નાખ્યું, તેજ ક્ષણે સર્વ કર્મ સમાપ્ત થઇ ગયાં ! હવે કેવળ શ્રીહરિના નામનોજ સંબંધ રહી ગયો છે. ‘ તુકારામ કહે છે કે, હવે આનંદ આનંદ ને આનંદજ છે, સર્વત્ર ગોવિંદ છે, જ્યાં જુઓ ત્યાં ગોવિંદજ છે. ’

“ આ પિંડ આપીને પિંડદાન કરી દીધું. ”

“ આ દેહપિંડનેજ દાન દઇ દીધો, અને પિંડની મૂળત્રયી તથા ત્રિગુણને તિલાંજલિ આપી. ‘ सर्वं विष्णुमयं जगत् ’ નું રહસ્ય ખુલી જવાથી સઘળાં સવ્યાપસવ્ય કર્મ સમાપ્ત થઇ ગયાં. તુકારામ કહે છે કે, સૌનું ઋણ ઉતારી દીધું, હવે એક વાર સૌને અંતિમ નમસ્કાર કરૂં છું.

પોતાનું મૃત્યુ પોતાની આંખો વડે જોઇ લીધું. તે આનંદનું શું કહેવું ! ત્રણે ભુવન આનંદથી ભરાઇ ગયાં; સર્વાત્મભાવે તે આનંદને લૂંટયો. જન્મ–મરણના અશૌચથી, પોતાના આપોપાના સંકોચથી હું નિવૃત્ત થઇ ગયો.”

આ પ્રમાણે તુકારામ નારાયણસ્વરૂપ થયા. સદેહે વૈકુંઠ જવાનો નિશ્ચય હોવાથી, બનવા જોગ છે કે તેમને એમ જણાઇ ગયું હોય કે મારા ચાલ્યા ગયા પછી મારૂં ક્રિયા–કર્મ કોઇ નહિ કરે, તેથી જીવતાંજ તેમણે પોતાનું બધું ક્રિયા–કર્મ* પોતેજ કરી નાખ્યું અને સંપૂર્ણ કર્મ

---

* કેટલાક માણસો જીવતા છતાં પોતાનું ‘ જગતિયું ’ કરતા જાય છે. તેવી વાત આ લાગે છે, પણ દેહનું ભાન હતું તે દશામાંજ જે કંઇ દાન ધર્મ અને સેવા–સાધનાને સમર્પણ કરવાં હતાં તે બધુંયે તુકારામ કરી પરવારીને નિશ્ચિંત અને તદ્રૂપ થઇ રહ્યા હતા. ધન્ય એ માનવજીવન ! —ગુજરાતી અનુવાદક

બંધનથી મુક્ત થઈ ગયા. વિશ્વને ધ્રુજાવનારા કળિકાળને પણ તેમણે વશ કર્યો હતો! 'विद्ययामृतमश्नुते,' 'मृत्योः समृत्युमाप्नोति' ઈત્યાદિ ઉપનિષદ્‌નાં વચનો પ્રમાણે તુકોબારાય મૃત્યુને મારીને પોતે જીવતા રહ્યા.

"નિરંજનમાં બંધાયેલા મેં મારા ઘર"—દૃશ્ય વિશ્વનો, માયાનો (અંજનનો) જ્યાં કોઈ સ્પર્શ પણ નથી, તે નિરંજનમાં મેં અખંડ નિવાસ કર્યો છે. અહંકારની આભડછેટ છૂટી ગઈ છે અને હવે હું શુદ્ધબુદ્ધ નિરાભાસ પરમાત્મરસમાં એકરસ–સમરસ થઇને રહું છું."

"પાંડુરંગેજ કરી કૃપા પૂર્ણ"—પાંડુરંગનોજ આ કૃપાપ્રસાદ છે. 'મારી વિઠામાઇ મૈયાએ મને પોતાના સ્વરૂપના પારણામાં પોઢાડી દીધો છે અને તે પોતાના બાળકને માટે અનાહત ધ્વનિથી ગાન ગાઇ રહી છે."

× × × ×

રક્તશ્વેત કૃષ્ણ પીત પ્રભાભિન્ન,
ચિન્મય અંજન સૂદલેં ડોળાં. ૧
તેણેં અંજનગુણેં દિવ્ય દૃષ્ટી ઝાલી,
કલ્પના નિમાલી દ્વૈતાદ્વૈત. ધ્રુ૦
દેશકાલ વસ્તુ ભેદ માવળલા,
આત્મા નિર્વાળલા વિશ્વાકાર. ૨
ન જાલા પ્રપંચ આહે પરબ્રહ્મ,
અહંસોહં બ્રહ્મ આકળલેં. ૩
તત્ત્વમસિ વિદ્યા બ્રહ્માનંદ સાંગ,
તેંચિ જાલા અંગેં તુકા આતાં. ૪

અર્થાત્ લાલ (રજ), શ્વેત (સત્વ), કૃષ્ણ (તમ) અને પીળો, એ ગુણ–પ્રકાશથી પર જે ચિન્મય અંજન છે, તે શ્રીગુરુએ મારાં નેત્રોમાં આંજ્યું. તેથી મારી દૃષ્ટિ દિવ્ય થઇ ગઇ, દ્વૈત અને અદ્વૈતના ભેદની કલ્પના જતી રહી અને નિર્વિકલ્પ બ્રહ્મસ્થિતિ પ્રાપ્ત થઇ. દેશગત, વસ્તુગત, કાળગત–સઘળા ભેદ નાશ પામી ગયા, એક અવિનાશી વિશ્વાકાર આત્મા પ્રત્યક્ષ થયા. સમજાઇ ગયું કે,

પ્રપંચ તો ક્યાંય હતો નહિ, કેવળ એક પરબ્રહ્મજ છે. જીવ-શિવ એક થઇ ગયા. તુકારામ સશરીર બ્રહ્મ થઇ ગયા!

× × × ×

ક્ષરલા સાગર ગંગાઓધીં મિળે,
આપણચિ ખેળે આપણાશી. ૧
મધીલ તે વાવ અવઘી ઉપાધી,
તુહ્માં આહ્માંમધી તેચિ પરી. ધ્રુ૦
ઘર મઠ ઝાલે આકાશાચે પોટીં,
વચનેંચિ તુટી તેથેંચિ તેં. ૨
તુકા મ્હણે બીજેં બીજ દાખવિલેં,
પત્ર પુષ્પ આલેં ગેલેં વાયા. ૩

સમુદ્ર બાફ બનીને આકાશમાં જાય છે અને મેઘરૂપે વૃષ્ટિ કરીને નદીમાં આવીને મળી જાય છે. અને પછી નદી પ્રવાહની સાથે સમુદ્રમાં જઇ મળે છે. આ પ્રમાણે સમુદ્ર પોતેજ પોતાની મેળે ખેલે છે, એવોજ સંબંધ હે ભગવન્! મારી અને આપની વચ્ચે છે. વચમાં જે નામ-રૂપાદિ ઉપાધિ છે તે વ્યર્થ છે. મુંડકોપનિષદમાં કહ્યું છે કે-

'यथा नद्यः स्यन्दमानाः समुद्रे-
ऽस्तं गच्छन्ति नामरूपे विहाय।'

આજ દૃષ્ટાંત આ અભંગમાં સ્પષ્ટ થયુ છે. જ્યાંથી શ્રુતિ બોલે છે, ત્યાંથીજ તુકારામની વાણી નીકળી છે, આથી તેમની વાણીને શ્રુતિમત્તા પ્રાપ્ત થઇ છે.

× × × ×

ક્ષણિક સંસારસુખને તિલાંજલિ દઇને સંત તુકારામે જે અખંડ અક્ષય પરમાત્મસુખ ભોગવ્યું તેનો સ્વાદ તો તેઓજ લઇ શકે, કે જેઓ તેમની ભૂમિકાએ પહોંચ્યા હોય. અહીં તો માત્ર દિગ્દર્શનજ કરવાનો પ્રયત્ન કર્યો છે. આમાં જ્ઞાન અને ઉપાસના એક થઇ ગયાં છે; એ કેવળ દ્વૈત નથી તેમ કેવળ અદ્વૈત પણ નથી. આ અદ્વૈત ભક્તિ, મુક્તિથી પરની ભક્તિ, અભેદભક્તિ છે. આ અભેદભક્તિજ

ભાગવત ધર્મનું રહસ્ય છે, આનું વિવેચન પહેલાં આવી ગયું છે. અખિલ જગતને કાળે પોતાનો કોળિયો બનાવી દીધું છે, પરંતુ તુકારામે નામને અવિનાશી કહ્યું છે. આથી પણ સ્પષ્ટ થાય છે કે, જ્ઞાન પછી પ્રેમભક્તિનો આનંદ વધતોજ જાય છે. 'એજ ભક્તિ એજ જ્ઞાન, એક વિઠ્ઠલનેજ જાણ.' આ જ્ઞાન પછીની ભક્તિનો મર્મ છે. સગુણ નિર્ગુણરૂપ જે હરિ છે તે 'મારા એક (શ્રીહરિ)ના વિના તેને માટે આ આખું જગત અને તે પોતે પણ કંઈજ નથી.' આવા ભક્તની સ્વાભાવિક સ્થિતિ એજ જ્ઞાનભક્તિ છે. તેને જ્ઞાની કહો, ભક્ત કહો, ગમે તે કહો, એ બધું શોભે છે. તેના અધ્યાત્મરંગમાં ભક્તિનો રસ હોય છે. અને ભક્તિના રંગમાં અધ્યાત્મરસ હોય છે. 'ૐ તત્સદિતિ' સૂત્રનો સાર, કૃપાના સાગર પાંડુરંગ. આ પ્રમાણે શ્રીહરિના રાસ–રંગમાં લવલીન થઈ ગયા અને 'પૂરેપુરા અંતર્બાહ્ય એજ બની રહ્યા.'—હરિરૂપ થઇ ગયા. દેહનું ભાન તો જતુંજ રહ્યું હતું. હવે તેમના મહાપ્રસ્થાનનો સમય આવ્યો. શ્રોતાઓનું સદ્ભાગ્ય પરવારવા લાગ્યું. સંત તુકારામનું અવતારકાર્ય પૂરૂં થયું. સંવત ૧૭૦૬ (શાકે ૧૫૭૧)નો ફાગણ માસ આવ્યો. તુકારામ મહારાજની વૈકુંઠસ્થિતિ અચળ બની રહી. બારશને દિવસે જીજાઇને પૂર્ણબોધ આપ્યો. કૃષ્ણપક્ષ (અર્થાત્ પૂર્ણિમાન્ત માસના હિસાબે ચૈત્ર કૃષ્ણપક્ષ)ના પડવાની રાત્રે ગોપાલપુરા નામના સ્થાનમાં નાંદુરગીના વૃક્ષ નીચે કીર્તન કરવા તુકારામ મહારાજ ઉભા થયા. કીર્તન શરૂ થયું.

## ૩—પ્રયાણ

પ્રયાણના અભંગ પ્રસિદ્ધ છે. મહારાજનું શરીર જ્ઞાનભક્તિના યોગથી બ્રહ્મરૂપ થઈ ચૂક્યું હતું. તેમણે તે દિવસે નામસંકીર્તન–ભક્તિની અમૃતવર્ષા કરી. પ્રેમામૃત પાન કરીને સંત–સજ્જનોનાં હૃદય આનંદથી ભરાઇ ગયાં. નામ–ભક્તિની મહત્તા બતાવવાને તુકારામનો અવતાર થયો હતો.

શોધિતાંચિ નયે, મ્હુણોનિ વોગળતાં પાયે. ૧
આતાં દિસોં નયે જનાં, ઐસેં કરા નારાયણા. ૨

" ઘોટેં સબલાર જેતે બ્રહ્મજ્ઞાની " આ અભંગ શરૂ થયા. તુકારામ કહેવા લાગ્યા કે ' જે જે બ્રહ્મજ્ઞાની મુક્ત, તીર્થયાત્રી અને યજ્ઞ, દાન, તપ કર્મ–કર્તા છે તે બધાના મુખમાં નામ–સંકીર્તનરસની મિઠાશ ઉત્પન્ન કરીશ, પછી તેઓ તેનો રસ લીધાજ કરે. જ્ઞાનસહિત બધાં સાધનોને કીર્તનભક્તિના આનંદ આગળ ઢાંકી દઈશ. હું જ્યારે ચાલ્યો જઈશ, ત્યારે લોકો મને ધન્યવાદ આપશે અને શ્રોતાઓ પોતાનાં બાળ–બચ્ચાંને કહેશે કે ' અમારાં ધન્ય-ભાગ્ય કે અમને તુકારામનાં દર્શન થયાં હતાં ! '

ભગવન્નામનો મહિમા ગાતાં ગાતાં, તુકોબા જે વૈકુંઠમાંથી મૃત્યુલોકમાં આવ્યા હતા તે વૈકુંઠ, તે શ્રીમહાવિષ્ણુ, તે સનકાદિ સંત, એ દેવર્ષિ નારદ, એ વાહનેશ્વર ગરુડ, એ આદિમાયા શ્રી મહાલક્ષ્મી—એ બધા વૈકુંઠવાસી ભક્તજનો બધાં નેત્રોમાં સમાઇ ગયાં અને તેમનામાં તેઓ પણ તન્મય થઈ ગયા. જાગ્રદવસ્થા જેનું ધ્યાન રહે છે, તે પલકવારમાંજ દૃષ્ટિ સમક્ષ હાજર થઈ જાય છે, તેજ પ્રમાણે આખું જીવન જે ધ્યાનમાં વીતે છે, તેજ મૃત્યુસમયે હૃદયમાં રહે છે. સંત તુકારામનાં નેત્ર જે કંઇ જોતાં હતાં, કાન જે કંઇ સાંભળતા હતા, મન જે કંઈ માનતું હતું, વાણી જે કંઇ બોલતી હતી, ચિત્ત જે કંઇ ચિંતન કરતું હતું, અંદર–બહાર જે કંઇ ભાવ-ભક્તિ હતાં તે બધું વિઠ્ઠલમય હતું. આથી પ્રયાણસમયે શ્રીવિઠ્ઠલ સિવાય તેમની બીજી કોઇ ગતિજ નહોતી ! વિષ્ણુસહસ્રનામમાં ' वैकुण्ठः पुरुषः प्राणः ' વૈકુંઠને મહાવિષ્ણુનાં નામોમાં ગણાવ્યું છે. તેમનો લોક પણ વૈકુંઠજ છે. સઘળા પરમ વિષ્ણુભક્તો વૈકુંઠમાંજ રહે છે. વૈકુંઠમાંથી જગતના કલ્યાણ માટે માનવલોકમાં આવે છે અને ધર્મકાર્ય કરીને પછી પાછા સ્વધામમાં ચાલ્યા જાય છે. આખું

વિશ્વ અવ્યક્તમાંથી વ્યક્ત થાય છે અને પછી અવ્યક્ત-માંજ લીન થઇ જાય છે. જે જ્યાંથી આવે છે, ત્યાંજ તે પાછું ફરે છે. તુકારામ વૈકુંઠમાંથી આવ્યા, જીવનપર્યંત વૈકુંઠ તરફજ ધ્યાન લગાવીને રહ્યા અને પ્રયાણ પણ વૈકુંઠ-માંજ કરી ગયા.

"હે સનકાદિ સંત ! આપ અત્યંત કૃપાળુ છો. આટલો ઉપકાર કરો કે ભગવાનને મારા નમસ્કાર કહો અને કરુણા ઉપજાવીને વૈકુંઠના રાણાને એવી વિનતિ કરો કે તુકારામ કહે છે કે હવે મારી જલદી જલદી ખબર અંતર લો અને તરત સવારી મોકલી આપો."

ચક્ર શોભતાં હતાં. ગરુડજી ધ્રૂજતા ધ્રૂજતા ઘણી ઝડપથી દોડી આવ્યા, તેમના ફફડફડાટથી 'નાભી–નાભી' એવો ધ્વનિ નીકળતો હતો. ભગવાનના મુકુટ–કુંડળોના પ્રકાશ આગળ સૂર્યનારાયણ અસ્ત પામી ગયા. મેઘ–શ્યામ વર્ણ, વિશાળ નેત્ર, સુંદર મધુર ચતુર્ભુજ મૂર્તિ પ્રગટ થઈ. ગળામાં વૈજયન્તી માળા લટકી રહી હતી, પીતામ્બર એવું ચળકતું હતું કે જાણે દશે દિશાઓ ઝળહળી ઉઠી ન હોય! વૈકુંઠાધિપતિને ઘેરજ આવી પહોંચેલા જોઈને તુકારામ ખુશી થયા."

આમ કહેતાં કહેતાં તુકારામ અંતર્ધાન થઈ ગયા. તેમનું શરીર પછી કોઈએ જોયું નહિ! તે અદ્દશ્ય થઈને અદ્દશ્યમાં મળી ગયા–સશરીર વૈકુંઠમાં ભળી ગયા.

તુકારામ મહારાજના પુત્ર નારાયણ બુવાએ એક લેખમાં લખી રાખ્યું છે કે "તુકોબારાય કીર્તન કરતા કરતા અદ્દશ્ય થઈ ગયા—હાથ આવેલું અમૂલ્ય રત્ન ગુમાવી દીધું." એમ કહીને બધા શિષ્યો ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યા. તે ચૈત્ર વદી (અમાસાન્ત માસ ફાગણ વદી) બીજને દિવસે તુકારામ મહારાજ અદ્દશ્ય થયા. પાંચમને દિવસે તેમનાં કરતાળ, તંબૂરો અને કામળો હાથ આવ્યાં, પાંચ દિવસ ભક્તોએ કીર્તન–ભજનનો મહોત્સવ કર્યો. તુકારામ સશરીર વૈકુંઠ ગયા, તેથી તેમની ઉત્તરક્રિયા કરવાનું કારણ રહ્યું નહિ. એ શાસ્ત્રીય વિધિ સાતમને દિવસે રામેશ્વર ભટ્ટે કરી અને પછી એ બધાએ કબૂલ રાખી. ત્યારથી તુકારામ મહારાજનો પ્રયાણમહોત્સવ દેહૂમાં દર વર્ષે એજ માસની વદ બીજથી પાંચમ સુધી થયા કરે છે.

તુકારામ મહારાજ ચાલ્યા ગયા ત્યારે તેમના ભક્તોના શોકનો કંઈ પાર રહ્યો નહિ. તે પ્રસંગ વિષે કાનજીએ સાડત્રીસ અભંગો રચ્યા હતા, તે ઉપરથી અનુમાન કરી શકાય છે કે દુઃખથી તેમનું હૃદય કેટલું ફાટી જતું હતું–

"દુઃખથી હૃદય ફાટી જાય છે, ગળું રૂંધાઈ ગયું

છે ! હાય ! અમારા સખા ! અમે એવો કયો અપરાધ કર્યો કે તમે અમને આવા ભયાનક વનમાં છોડીને ચાલ્યા ગયા ? એવા કરુણ સ્વરથી બાળકો તમને પોકારી પોકારીને રડી રહ્યાં છે કે ધરતી ફાટી જવા ઇચ્છે છે ! અમો સૌ તમારાં અંગ નહોતાં ? શું અમને આપની સાથે તમે લઇ શકો તેમ નહોતું ? તમે જાણો છો કે, તમારા સિવાય બન્ને લોકમાં અમારો કોઈ સખા–મિત્ર નથી. 'કાનો' કહે છે કે, તમારા વિયોગથી અમે બધા અનાથ થઇ ગયા છીએ ! આવો, વહાલા ! એક વાર આવીને મળી તો જાઓ !"

* * * *

"ભક્તિ, મુક્તિ અને તમારા બ્રહ્મજ્ઞાનમાં આગ લાગો ! પહેલાં મને મારો ભાઈ જલદી લાવી આપો. રિદ્ધિ, સિદ્ધિ અને મોક્ષ—બધાને ખૂંટીએ ટીંગાવી દો. પહેલાં મને મારો ભાઈ તરત લાવી આપો, તમારા વૈકુંઠમાં ન લઇ જાઓ. પહેલાં મને મારો ભાઇ જલદી લાવી આપો. તુકાભાઇ ( તુકારામનો ભાઈ ) કહે છે કે, પાંડુરંગ ! સાવધાન ! ક્યાંક એવું ન થાય કે તારે માથે હત્યા ન લાગે !"

## ૪–સદેહે વૈકુંઠ જવું

સંત તુકારામ જે સદેહે વૈકુંઠ ગયા તે વાત પર અત્યારના કેટલાક વિદ્વાનોનું મગજ ભમી ગયું છે, તેઓ ચર્ચાનો ચરખો ચલાવીને પોતપોતાના વિચારો પણ પ્રગટ કરી રહ્યા છે. એ વિચારોના ખંડન–મંડનના ચક્રાવામાં પડવાનું કોઈજ પ્રયોજન નથી; પરંતુ અનેકોએ મને પૂછ્યા કર્યું છે કે "તુકારામ સદેહે વૈકુંઠ શી રીતે ચાલ્યા ગયા ?" આ પ્રશ્નનો ઉત્તર ભલા હું શો આપી શકું ? એમ તો નથીને કે હું વૈકુંઠમાંથી ચાલ્યો આવ્યો છું અને અહીં આવીને 'મુમુક્ષુ' કાર્યાલયમાં બેસીને આ ચરિત્ર લખી રહ્યો છું ! હું વૈકુંઠની આંખોએ જોયેલી હકીકત ભલા કેવી રીતે બતાવી શકું ? જ્યાં પ્રત્યક્ષ પ્રમાણ ન હોય ત્યાં શબ્દપ્રમાણ માનવામાં આવે છે, તે આ પ્રસંગમાં ભર-

પૂર છે અને તેજ હું રજુ કરૂં છું ! અને તુકારામ મહારાજના સદેહે વૈકુંઠ જવા વિષે વધુમાં વધુ એટલુંજ કહી શકું છું કે, આ અદ્ભુત બનાવમાં મને પૂરેપુરો વિશ્વાસ છે. આ જમાનો આધિભૌતિક શાસ્ત્રના પ્રચારનો છે-અર્થાત્ આ ચર્મચક્ષુઓથી જે દેખાય તેનેજ માનવું, દશ્યજગતથી પરની અદશ્ય શક્તિઓનો અસ્વીકાર કરવો, શબ્દપ્રમાણને ઉડાવી દેવાં અને મનમાં આવી તે વાતો લખી મારવાનો જમાનો છે. સામાન્ય વિદ્વાનોની આવીજ પ્રવૃત્તિ છે. આવા સમયમાં જ્યારે શ્રદ્ધાનું ભાનજ નથી, ધર્મની ધારણાશક્તિનો આધારજ છૂટી ગયો છે, ત્યારે તુકારામના સદેહે વૈકુંઠગમનની વિલક્ષણ વાતો બુદ્ધિને સમજાવી દેવી અસંભવિતજ છે. અને મારી તો એટલી યોગ્યતા પણ નથી કે, આ વિષયમાં મારા અનુભવની કોઇ વાત કહી શકું. ભગવાનની દયાથી આ જીવનમાં થોડોક સત્સંગ પ્રાપ્ત થયો છે અને સંતસમાગમથી કેટલીયે એવી વાતો જાણવામાં આવી છે કે ત્યાં સુધી આધિભૌતિક વિજ્ઞાન પહોંચી શકે તેમ નથી. આવી વાતો મેં જોઇ છે, ઘણાએએ જોઇ હશે. કૃમિ–કીટથી લઇને મનુષ્યદેહ સુધીની થોડીઘણી માહિતી આપણને પ્રાપ્ત થઇ છે, પરંતુ એવું કોઇ જ્ઞાન અમને નથી અથવા એવું કોઇ પ્રમાણ અમારી પાસે નથી, કે જેથી અમે કહી શકીએ કે, મનુષ્યયોનિથી પર દેવ–ગંધર્વાદિ લોક નથીજ. મન, બુદ્ધિ અને અંતરાત્માનું કયું નિશ્ચિત જ્ઞાન આપણને મળી ગયું છે? દેહ વિષે પણ આપણું જ્ઞાન કેટલું છે! ×સ્વપ્નસૃષ્ટિની સમસ્યા તો હજુ સુધી સમજાઇજ નથી. જાગૃતિનું થોડુંક જ્ઞાન, સ્વપ્નસૃષ્ટિનું નહિ જેવું જ્ઞાન અને તેનાથી પર શૂન્યજ્ઞાન–એ તો આપણા

---

× આ બાબતમાં મને લાગે છે કે, કોઇ સત્પુરુષ સ્વપ્ન દ્વારા પણ ઉપદેશ–સલાહ–સૂચના કે ગુપ્ત વાત કહી દે છે. અને તેથી મન કેટલીક વાર આત્મસંતોષ પણ અનુભવે છે. કોઈ કોઇ વાર સ્વપ્નોમાં પણ આંતરિક મુંઝવણોના સુંદર ઉકેલ મળતા આ લખનારે જાણ્યા-અનુભવ્યા છે. —ગુજરાતી અનુવાદક

જ્ઞાનની પૂંજી છે. આટલા જ્ઞાન અથવા લગભગ પૂરેપુરા અજ્ઞાનના બળ ઉપરજ અમે અધ્યાત્મયોગ તથા સાધુ અને સંતોની બધી વાતોને જૂઠી કહી દેવાનું ખોટું સાહસ કરીએ તો તે માત્ર 'मुखमस्तीति वक्तव्यम्' સિવાય બીજું કંઇ હોઈ શકે નહિ ! એ તો માત્ર વાણીનો વિલાસજ છે! આવા અનધિકારી કહેવાતા વિદ્વાનોને અધિકારી અનુભવી પુરુષ 'फाल्गुने बालका इव' સમજીને ચૂપજ રહે છે. યુરોપ અને અમેરિકામાં મનોવિજ્ઞાન તથા બીજી ગૂઢ વિજ્ઞાનની શોધો નવી રીત પ્રમાણે હાલમાં કરવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. આને માત્ર અધ્યાત્મજ્ઞાનના શ્રીગણેશજ કહી શકાય. ભારતવર્ષ અધ્યાત્મજ્ઞાનનો ભંડાર છે. કોણ જાણે કેટલાએ સૈકાઓથી અહીં આ ગૂઢ જ્ઞાન–વિજ્ઞાનનું અધ્યયન–અધ્યાપનજ નહિ, પરંતુ અનુભવ અને આનંદ ફેલાયલાં છે! કેટલા પ્રત્યક્ષદર્શી મહાત્માઓ થઇ ગયા છે, તેની કંઈજ ગણત્રી નથી ! તુકારામ આજ દેહે, આજ દેહ સાથે કેવી રીતે વૈકુંઠ પામ્યા, વૈકુંઠ શું છે ને કયાં છે, ત્યાં કોઈ કેવી રીતે પહોંચી શકે છે વગેરે બાબતોનું જ્ઞાન એવાજ સ્વાનુભવસંપન્ન પુરુષ બતાવી શકે, કે જેઓ સંત તુકારામ જેટલી કક્ષાએ પહોંચ્યા હોય. ગણિતના કોયડાઓ ગણિતશાસ્ત્રીજ સમજી શકે છે. કોઈ મજૂરી કરનારો બિચારો તેમાં શું સમજે ? તે જો મજૂરી કરવાનેજ ગણિતનું બધું જ્ઞાન માની લે અને ગણિતશાસ્ત્રમાં માથું મારે તો તેને .આપણે જે કંઇ કહી શકીએ તેજ જે આધિભૌતિક વ્યાપારની કંઈક બાહ્ય જીવનોપયોગી વ્યવહારની વાતોનું જ્ઞાન ઉપાડીને ફર્યા કરે છે. પરંતુ આંતરિક અધ્યાત્મ વાતોની જેમને કંઈ ખબરજ નથી, તે વિદ્વાનોને પણ કહેવાય. તુકારામ મહારાજે ભક્તિયોગનો સામો કિનારો જોયો, ઉત્કટ ભક્તિયોગથી આકર્ષાઇને 'આઠે મહાસિદ્ધિઓ તેમને બારણે આવીને હાથ જોડીને ઉભી રહેતી હતી.' 'પિંડમાં પિંડનો પિંડો' પાર કરીને–અર્થાત્ શરીરનો પાર્થિવ અંશ પાણીમાં, પાણીનો તેજમાં, તેજનો વાયુમાં અને વાયુનો

આકાશમાં, એ પ્રમાણે પંચભૌતિક દેહનો લય કરીને તેઓ વૈકુંઠસ્વરૂપ થયા. કેટલાય જાણકારોનું આમ કહેવું છે. ગુલાબરાય મહારાજ કહેતા હતા કે, દેહ સાથે વૈકુંઠ જઈ શકાય છે. શબ્દપ્રમાણ જોતાં રામેશ્વર ભટ્ટનું વચન છે અને બીજા અનેક સંતો અને કવિઓનું વચન છે, બધાનો એજ અભિપ્રાય છે કે, તુકારામ સદેહે વૈકુંઠ ગયા.

રામેશ્વર ભટ્ટ કહે છે કે "પહેલાં જે મોટા મોટા કવીશ્વર થયા, તે બધાને પૂછ્યું કે આપનું શરીર કોણ લઈ ગયું ? બધાને પૂછીને તેઓ વિમાનમાં બેસીને ચાલ્યા ગયા. નિલોબારાય 'માનવદેહને લઈને સ્વધામ ચાલ્યા ગયા.' આ ભાવાર્થવાળી આરતીમાં કહ્યું છે કે 'શ્રી તુકારામના યોગની એજ સિદ્ધિ હતી કે તેઓ શરીર સાથે મુક્ત થયા.' મયૂર કવિ કહે છે કે 'શ્રીરામ જેવા તુકારામ સદેહે વૈકુંઠધામ પધાર્યા.' કચેશ્વર કહે છે કે 'શ્રીતુકારામે સંતોમાં જે મહાન્ કીર્તિ પ્રાપ્ત કરી છે, તે એજ છે કે, તેમણે આ દેહને પણ સાયુજ્ય ગતિ આપી.' મધ્વનાથ કહે છે કે 'તુકારામે આ જડ દેહને વિમાનમાં બેસાડયો.' રંગનાથ સ્વામીનું એક ઘણું મજાનું પદ આ પ્રસંગ વિષે છે, તેનો ભાવાર્થ આ પ્રમાણે છે—

"નરદેહ સાથે જે વાણિયો ત્યાં પહોંચ્યો હતો તેની વાણી સાંભળો. ઘડાને ફોડી નાખીને જનક વગેરેએ તેમાં માટીનો અનુભવ કર્યો; આ તુકો એવો નથી. એણે તો ઘડાને રાખીને ચિત્તમાં તેને ધારણ કરી લીધો છે. બીજાઓએ દૂધ છોડીને પાણી પીધું; આ તુકો એવો નથી. તેણે તો દૂધ રહેવા દઈને તેનું માખણ ચાખ્યું છે. બીજાઓએ 'कोऽहम्'નું કોચલું કાઢી નાખીને 'सोऽहम्'નો રસ પીધો છે; આ તુકો એવો નથી. તે તો 'कोऽहम्'ને છોલ્યા વિનાજ ખાઈને પચાવી ગયો. બીજાઓએ આ મિશ્રણમાંથી મૂળ વસ્તુને ફેંકી દીધી; આ તુકારામ એવો નથી. એણે તો પારસ વડે લોઢાને પણ સોનું બનાવી દીધું છે. જડબુદ્ધિ

'अहम्'વાળા આ દેહને સ્વસ્વરૂપમાં લઇ ગયો, પોતાના રંગમાં આનો રંગ જોવાનોજ શ્રીરંગે નિશ્ચય કર્યો. અસ્તુ. હવે આ વાણીનો મૂળ સાર કહું છું કે, યોગીઓનો જન્મ એટલે જગતને દર્શન દેવાં અને મરણ એટલે જગતથી અદૃશ્ય થઇ જવું. વ્યક્ત અને અવ્યક્ત થવાનો આ અઘટિત ધર્મ એ યોગીઓનો પોતાનો રંગ છે."

મારા વિદ્યાલયના ગુરુ અને સુવિખ્યાત સંસ્કૃતજ્ઞ પંડિત ગોપાળરાવ નંદરગીકર શાસ્ત્રીએ સદેહે સ્વર્ગે જવાનાં ચાર-પાંચ દૃષ્ટાંત વાલ્મીકિ રામાયણમાંથી શોધી આપ્યાં છે, તે હું વાંચકો સમક્ષ રજુ કરૂં છું—

(૧) કૌશિકની બહેન સત્યવતી આ શરીર સહિતજ સ્વર્ગમાં ગઇ.

सशरीरा गता स्वर्गं भर्तारमनुवर्तिनी । (બાલ૦ ૩૪-૮)

(૨) બાલકાંડ ૫૭-૬૦ માં ત્રિશંકુની આખી કથા વાચકે વાંચી લેવી ત્રિશંકુના ચિત્તમાં તીવ્ર લાલસા હતી કે, એક મહાયજ્ઞ કરીને સદેહે સ્વર્ગમાં જવું-'गच्छेयं स्वशरीरेण देवतानां परां गतिम्' (૫૭-૧૨) પરંતુ વસિષ્ઠે આનો વિરોધ કર્યો અને શાપ દીધો કે, તું ચાંડાળપણાને પામીશ. ત્રિશંકુ ચાંડાળ થયો. પછી તે વિશ્વામિત્રને શરણે ગયો. વિશ્વામિત્રે તેને વરદાન આપ્યું કે—

अनेन सह रूपेण सशरीरो गमिष्यसि ॥ (૫૯-૪)

અને યજ્ઞ કરવા માટે બ્રાહ્મણોને બોલાવી વિશ્વામિત્રે તેને કહ્યું કે—

स्वेनानेन शरीरेण देवलोक जिगीषया ।
यथायं स्वशरीरेण देवलोकं गमिष्यति ॥
तथा प्रवर्त्यतां यज्ञो भवद्भिश्च मया सह । (૬૦ ૩-૪)

"આપણે બધા મળીને એવો યજ્ઞ કરીએ કે જેથી આ રાજા આજ શરીર વડે સ્વર્ગમાં ચાલ્યો જાય."

યજ્ઞ શરૂ થયો. દેવતાઓને હવિનો ભાગ આપવાનો સમય આવ્યો ત્યારે વિશ્વામિત્રે તેમનું આવાહન કર્યું; પરંતુ દેવતા આવ્યા નહિ, ત્યારે વિશ્વામિત્રનો ક્રોધ ભભૂકી ઉઠયો અને તેમણે કહ્યું—

स्वार्जितं किञ्चिदप्यस्ति मया हि तपसः फलम् ॥
राजंस्त्वं तेजसा तस्य सशरीरो दिवं व्रज ।
उक्तवाक्ये मुनौ तस्मिन् सशरीरो नरेश्वरः ॥
दिवं जगाम काकुत्स्थ मुनीनां पश्यतां तदा । (६०-१४-१६)

અર્થાત્ "મેં જે કંઇ તપનું ફળ પ્રાપ્ત કર્યું છે તેના તેજ વડે હે રાજન્! તમે સદેહે સ્વર્ગમાં જાઓ. મુનિનાં આ વચનના પ્રતાપે તે રાજા બધા મુનિઓના દેખતાં સદેહે દિવ્યલોકમાં ચાલ્યો ગયો."

(૩) અયોધ્યાકાંડ સર્ગ ૧૧૦ માં મહર્ષિ વસિષ્ઠે શ્રી રામચંદ્રજીને રઘુકુળના પૂર્વપુરુષોની નામાવળી કહી છે. તેમાં રાજા ત્રિશંકુના સંબંધમાં કહ્યું છે કે—

स सत्यवचनाद्वीरः सशरीरो दिवं गतः ।

અર્થાત્ "તે વીર પુરુષ સત્ય વચનથી સદેહે દિવ્ય લોકમાં ગયો."

(૪) વને વનમાં ફરતાં ફરતાં એક વાર એક વનમાં આવી પહોંચતાં સુગ્રીવ રામચંદ્રજીને તે વનનો ઇતિહાસ વર્ણવતાં કહે છે કે

अत्र सप्तजना नाम मुनयः शंसितव्रताः ।
सप्तैवासन्नधः शीर्षा नियतं जलशायिनः ॥
सप्तरात्रे कृताहारा वायुनाचलवासिनः ।
दिवं वर्षशतैर्याताः सप्तभिः सकलेवराः ॥
(किष्किन्धा० १३-१८, १९)

(५) अदृश्यं सर्वमनुजैः सशरीरं महाबलम् ।
प्रगृह्य लक्ष्मणं शक्रस्त्रिदिवं संविवेशह ॥ (उत्तर० १०६-१७)

(૬) શ્રી રામચંદ્રજી પોતેજ પોતાના શરીર તથા ભાઇઓ સાથે વૈષ્ણવતેજમાં પ્રવેશ્યા—

विवेश वैष्णवं तेजः सशरीरः सहानुजः ॥ (उत्तर० ११०-१२)

મહાભારત (સ્વર્ગારોહણ પર્વ અધ્યાય ૩-૪૧,૪૨) માં વર્ણન છે કે, ધર્મરાજ યુધિષ્ઠિરે આ માનવદેહનો ત્યાગ કરીને દિવ્ય શરીર ધારણ કર્યું અને દેવતાઓની સાથે દિવ્ય ધામમાં ગયા—

गङ्गां देवनदीं पुण्यां पावनीमृषिसंस्तुताम् ।
अवगाह्य ततो राजा तनुं तत्याज मानुषीम् ॥
ततो दिव्य वपुर्भूत्वा धर्मराजो युधिष्ठिरः ।

તુકારામ મહારાજ સદેહે વૈકુંઠ ગયા અને કીર્તન કરતા કરતા તેઓ અદશ્ય થઇ ગયા. આ ઘટના અપૂર્વ તો છેજ, પરંતુ આજ પ્રકારની ગતિને બીજા કેટલાક મહાત્માઓ પણ પામ્યા છે. મુક્તાબાઇ આજ રીતે જોતજોતામાં અદશ્ય થઇ ગયાં. કબીર સાહેબને વિષે પણ આવીજ વાત કહેવામાં આવે છે. કબીર સાહેબે ૧૦૧ વર્ષની ઉંમરે એક દિવસ પોતાના શિષ્યોને ગુલાબનાં ફૂલોની પથારી તૈયાર કરવા કહ્યું. પથારી તૈયાર થઈ, કબીર સાહેબ તેના ઉપર એક શાલ ઓઢીને સૂઇ ગયા. થોડાક સમય પછી શિષ્યોએ શાલ ઉપાડીને જોયું તો કબીર સાહેબ નથી. ત્યાંથી તેઓ અદશ્ય થઇ ગયા. આ ઘટના અનેક હિન્દુ અને મુસલમાન લેખકોએ આંખોએ જોયેલી કહીને લખી રાખી છે. (અદ્યાર બુલેટિન, માર્ચ ૧૯૧૬.) શીખ સંપ્રદાયના સંસ્થાપક ગુરુ નાનકનો પણ અંત આ પ્રમાણેજ થયો હતો. ૭૦ મે વર્ષે તેમની આ સંસારયાત્રા પૂરી થઈ. તેમના છેલ્લા સંસ્કાર હિન્દુ ધર્મની વિધિ પ્રમાણે કરવા કે ઇસ્લામની વિધિ અનુસાર, એ ઝગડો તેમના શિષ્યોમાં ઉભો થયો. આ વિવાદ ચાલતો હતો તેવામાં એક શિષ્યે જ્યારે તેમના મૃત શરીર ઉપરથી ચાદર ઉઠાવીને જોયું

તો તેમનું શરીર અદૃશ્ય થયેલું જણાયું. આથી બાળવા કે દાટવાનો ઝગડોજ મટી ગયો. (એની બિસેન્ટ કૃત "ધી રીલિજીયસ પ્રોબ્લેમ ઇન ઇન્ડિયા") દ્રાવિડ દેશના સંત તિરૂપન્ન (અલવર)' અને શૈવ સાધુ માણિક્યની બાબતમાં આવીજ સદેહે હરિસ્વરૂપ થઈ જવાની વાતો તે બાજુ પ્રસિદ્ધ છે. ખ્રિસ્તીઓના ધર્મશાસ્ત્ર બાઇબલમાં 'પ્રેષિતોનાં કૃત્ય' નામના પ્રકરણમાં આજ પ્રકારનાં વર્ણન છે. સઘળા સાધુ-સંતો, રામાયણ, મહાભારત જેવા ગ્રંથ, કાલિદાસ જેવા કવીશ્વર (રઘુવંશ, સર્ગ ૧૫) અને બીજા ધર્મગ્રંથો પણ એકમત થઈને શ્રીતુકારામ મહારાજના "સદેહે વૈકુંઠ જવાની અને કીર્તન કરતાં કરતાં અદૃશ્ય થઇ જવાની" ઘટનાની સત્યતા સાબિત કરી રહ્યા છે. તેમ છતાં પણ જેમને આ સત્કથાના પ્રસંગને વિષે ખાત્રી ન થતી હોય, તેમણે કૃપા કરીને શ્રીતુકારામ મહારાજના અભંગોનું 'શ્રદ્ધા અને આદર'પૂર્વક શાંત ચિત્તે અધ્યયન કરવું અને એમણે ભગવત્પ્રસાદ પ્રાપ્ત કરવાનો જાતે અનુભવેલો સાધન-માર્ગ તેજ અભંગોમાં બતાવ્યો છે તેને અનુસરે એજ પ્રાર્થના કરીને—

"શ્રી તુકારામ મહારાજની જય"ના ઘોષ વડે આ ચરિત્રગ્રંથ પૂરો કરીએ છીએ અને આટલાં વાક્પુષ્પ શ્રીપાંડુરંગ ભગવાનનાં ચરણોમાં સમર્પણ કરીને વાચકોની વિદાય લઇએ છીએ.

॥ इति ॐ तत्सत् श्रीकृष्णार्पणमस्तु ॥



॥ श्रीहरिः ॥

# गीता प्रेस, गोरखपुर

## की पुस्तकें और चित्रोंकी

# सूची



मिलनेका पता—गीता प्रेस, गोरखपुर

पुस्तकों और चित्रोंके बड़े सूचीपत्र मुफ्त मँगाइये

# पुस्तकें बेचनेके नियम

छोटे-बडे सभी ग्राहकों और बुकसेलरोंको कमीशन एक चौथाई दिया जायगा।

३०) की पुस्तकें लेनेसे ग्राहकोंके रेलवे स्टेशन पर मालगाडीसे फ्री-डिलीवरी दी जायगी। परन्तु केवल गीता ही न ले कर थोडी अन्य प्रकारकी पुस्तकें भी लेनी होंगी।

३०) की पुस्तकें लेनेवाले सज्जनोंमेंसे यदि कोई जल्दी के कारण रेल पार्सलसे पुस्तकें मँगवावेंगे तो उनको केवल आधा महसूल बाद दिया जायगा।

फ्री-डिलीवरीमें आपको बिल्टी भेजनेमें लगनेवाला डाकखर्च, रजिष्ट्रीखर्च, मनिआर्डरकी फीस या बैंकचार्ज आदि शामिल नहीं हैं, वे ग्राहकोंको अलग देने पडते हैं।

फ्री-डिलीवरीके योग्य पुस्तकोंके साथ चित्रोंकी फ्री डिलीवरी नहीं दी जा सकेगी। पुस्तकोंके साथ चित्र मँगवानेवालोंको चित्रोंका और चित्रोंके ही कारण पुस्तकों पर जो विशेष भाडा लगेगा वह देना होगा।

इससे अधिक कमीशनके लिये लिखा-पडी न करें। किसीको एजेन्सी देनेका नियम हमारे यहां नहीं है।

यह कमीशन सिर्फ गीता प्रेस, गोरखपुरसे ही मिल सकता है।

पुस्तकोंका मूल्य नगद लिया जायगा या वी० पी० से भेजी जायँगी, पहले लिख देनेसे बिल्टी बैंकद्वारा भी भेजी जा सकती है। जिस बैंकसे मँगवानी हो उसका नाम-पता लिख देना चाहिये। बेची हुई पुस्तकें वापिस नहीं ली जायँगी। हमारे यहां 'कमीशन-सेल' या मासिक हिसाब पर पुस्तकें बेचनेको देनेका नियम नहीं है।

किसी आदेशपत्रके अनुसार पुस्तकें रवाना कर देनेके पहले ही यदि इस बातकी सूचना मिल जाय कि माल न भेजा जावे तो माल न भेजा जायगा, पर माल भेज देनेके बाद यदि ऐसी सूचना मिलेगी तो दोनों तरफका किराया आदि खर्च ग्राहकके जिम्मे रहेगा।

यहांसे माल जाँच कर भेजा जाता है। डाकमें या रेलगाडीमें खराब हुइ या खोई चीजोंके लिये हम जिम्मेवार नहीं हैं।

रेल-पारसलसे पुस्तकें मँगवानेवाले सज्जनोंको यह मालूम होगा कि रेलवे कानूनके अनुसार १० सेरसे कुछ भी वजन ज्यादा होने पर पन्दरह सेरका भाडा लग जाता है। इस लिये पुस्तकें मँगवानेवाले यदि आर्डर देते समय हमें लिख दिया करें कि अमुक अमुक पुस्तकें हमें तौल देखकर कम-ज्यादा भेजें तो हम भाडेकी किफायत-का हिसाब देख कर कुछ पुस्तकें कम-ज्यादा भेज सकते हैं। इससे व्यर्थका ज्यादा भाडा नहीं देना पडेगा। कभी-कभी हम उनके लाभके विचारसे उनके समाचार विना भी ऐसा कर देते हैं।

नये ग्राहक जब अधिक माल अर्थात् चार-छः या दस-बीस रूपयोंका मँगवाना चाहें तब वे कृपाकर आधे दाम पहले भेज दें ताकि माल भेजनेमें हमें संकोच या रुकावट न हो।

आर्डरकी पुस्तकोंमें जो-जो तैयार होती हैं, वे भेज दी जाती हैं। बाकी दुबारा मँगवाने पर तैयार होनेसे भेजी जाती है।

कल्याण और उसके विशेषाङ्क (रामायणांकको छोड-कर) और बाहरकी पुस्तकों (मानसपीयूषको छोडकर) पर कमीशन नहीं दिया जाता है। बाहरकी पुस्तकों पर फ्री-डिलीवरी भी नहीं दी जाती।

ये नियम और चीजोंके दाम, विना सूचना बदले जा सकते हैं।



# गीता प्रेस, गोरखपुरकी पुस्तकसूची

श्रीमद्भगवद्गीता-शांकर भाष्य, सरल हिन्दी अनुवाद, पृष्ठ ५१६, ३ चित्र, मूल्य साधारण जिल्द २॥) कपड़ेकी जिल्द ... ... ... ... २॥।)

श्रीमद्भगवद्गीता-मूल, पदच्छेद, अन्वय, साधारण भाषा-टीकासहित, पृष्ठ ५७०, ४ चित्र, मूल्य... ... १)

श्रीमद्भगवद्गीता-गुजराती टीका, गीता १)वालीकी तरह मोटा टाइप, सचित्र, पृष्ठ ५६०, सजिल्द, मूल्य... १)

श्रीमद्भगवद्गीता-मराठी टीका, गीता १। वालीकी तरह, मोटा टाइप, सचित्र, पृष्ठ ५७०, सजिल्द, मूल्य स० १)

श्रीमद्भगवद्गीता-(श्रीकृष्णविज्ञान) गीताका मूलसहित हिन्दी-पद्यानुवाद, सचित्र, पृष्ठ २७६,मूल्य ०॥।) स० १)

श्रीमद्भगवद्गीता-प्रायः सभी विषय १। वालीके समान, साइज और टाइप कुछ छोटे, पृष्ठ ४६८, ॥≡) स० ॥।≈)

श्रीमद्भगवद्गीता-बंगला टीका, प्रायः सभी विषय हिन्दी गीता ॥≡ वालीकी तरह, पृष्ठ ५३६, मूल्य ... ॥।)

श्रीमद्भगवद्गीता-श्लोक, मोटे टाइप, साधारण भाषाटीका सहित, पृष्ठ ३१६, मूल्य ॥), सजिल्द ... ... ॥≡)

गीता—साधारण भाषा-टीका, त्यागसे भगवत्प्राप्ति-सहित, सचित्र, पृष्ठ ३५२, मूल्य ≈)॥, सजिल्द ≡)॥

गीता—मूल मोटे अक्षरवाली, सचित्र, (२५००० छप चुकी) पृष्ठ १०६, मूल्य ।-), सजिल्द ... ... ।≡)

गीता—भाषा, इसमें श्लोक नहीं हैं। केवल भाषा है, अक्षर मोटे हैं, १ चित्र भी लगा है, मू० ।), सजिल्द ।≈)

गीता-पञ्चरत्न, मूल, सचित्र, मोटे टाइप, पृष्ठ ३२८, ।)

गीता-मूल ताबीजी, साइज़ २×२॥ इञ्च, (७५००० छप चुकी है) पृष्ठ २१६, सजिल्द, मूल्य ... ... ≈)

गीता-मूल विष्णुसहस्रनामसहित, सचित्र और सजिल्द ११९९०० छप चुकी है, पृष्ठ १३०, मूल्य ... -)॥

गीता-७॥×१० इञ्च साइज़के दो पन्नोंमें सम्पूर्ण, मूल्य -)

गीता-डायरी पञ्चाङ्गसहित सन् १९३७, गत वर्षों में लाखों बिक चुकी, पृष्ठ ४५०, मूल्य ।) सजिल्द ... ।-)

ईशावास्योपनिषद्-हिन्दी अनुवाद-शाङ्करभाष्य सहित,

सचित्र, पृष्ठ ५०, मूल्य ... ... ... ≡)
केनोपनिषद्-सानुवाद शाङ्करभाष्य सहित, सचित्र, ६×९ इञ्च साईझके पृष्ठ १४६, मूल्य ... ... ... ॥)
कठोपनिषद्-सानुवाद शाङ्करभाष्य सहित, सचित्र, ६×९ इञ्च साईझके पृष्ठ १७२, मूल्य ... ... ॥-)
मुण्डकोपनिषद्-सानुवाद शाङ्करभाष्य सहित, सचित्र, कद ६×९ इञ्च साईझके पृष्ठ १३२, मूल्य ... ।≡)
प्रश्नोपनिषद्-सानुवाद शाङ्करभाष्य सहित, सचित्र, कद ६×९ इञ्च साईझके पृष्ठ १३०, मूल्य ... ... ।≡)
उपरोक्त पाँचों उपनिषद् एक जिल्दमें सजिल्द (उपनिषद्-भाष्य खण्ड १) मूल्य ... ... ... २।-)
माण्डूक्योपनिषद्-सानुवाद शाङ्करभाष्य एवं गौडपादीय कारिका सहित, सचित्र, पृष्ठ ३००, मूल्य ... १)
तैत्तिरीयोपनिषद्-सानुवाद शाङ्करभाष्य सहित, सचित्र, ६×९ इञ्च साईझके पृष्ठ २५२, मूल्य ... ०।॥-)
ऐतरेयोपनिषद्-सानुवाद शाङ्करभाष्य एवं गौडपादीय कारिका सहित, सचित्र, पृष्ठ १०४, मूल्य ... ।=)
उपरोक्त तीनों उपनिषद् एक जिल्दमें सजिल्द (उपनिषद्-भाष्य खण्ड २) मूल्य ... ... २।=)
श्रीविष्णुपुराण-हिन्दी-अनुवादसहित, ८ चित्र, पृष्ठ ५४८, मूल्य साधारण जिल्द २॥), कपडेकी जिल्द २॥।)
अध्यात्मरामायण-सातों काण्ड सम्पूर्ण, मूल और हिन्दी-अनुवादसहित, ८ चित्र, पृष्ठ ४००, १॥।), स. २)
प्रेमयोग-लेखक-श्री. वियोगी हरिजी, सचित्र, ११००० प्रत छप चुकी है, एण्टिक कागज, पृष्ठ ४२०, मूल्य १।), सजिल्द ... ... ... ... १॥)
श्रीतुकाराम-चरित्र पृष्ठ ६९४, चित्र ९, मू० १)≡ स० १॥)
भक्तियोग-'भक्ति' का सविस्तर वर्णन, ले०-चौधरी श्री. रघुनन्दनप्रसादजी, सचित्र, पृष्ठ ७०८, मूल्य १=)
भागवतरत्न प्रह्लाद-३ रंगीन, ५ सादे चित्रोंसहित, मोटे अक्षर, सुन्दर छपाई, पृष्ठ ३४०, मूल्य १) सजिल्द १।)
विनयपत्रिका-गो० तुलसीदासकृत सरल हिन्दी भावार्थ सहित, अनुवादक-श्री. हनुमानप्रसादजी पोद्दार, ६ चित्र, मूल्य १), सजिल्द ... ... ... १।)

गीतावली-सरल हिन्दी-अनुवाद सहित, अनुवादकः-
श्री. मुनिलालजी, ८ चित्र, पृष्ठ ४६०, मूल्य १) स० १।)

श्रीश्रीचैतन्य-चरितावली (खण्ड १)-ले० श्री. प्रभुदत्तजी
ब्रह्मचारी, ६ चित्र, पृष्ठ ३६०, मूल्य ।।।=) सजिल्द १=)

श्रीश्रीचैतन्य-चरितावली (खण्ड २)-९ चित्र, पृष्ठ ४५०,
पहले खण्डके आगेकी लीलाएँ, मूल्य १=) सजिल्द १।=)

श्रीश्रीचैतन्य-चरितावली-(खण्ड ३)-११ चित्र, पृष्ठ
३८४, मूल्य १) सजिल्द ... ... ... १।)

श्रीश्रीचैतन्य-चरितावली-(खण्ड ४)-१४ चित्र, पृष्ठ
२२४, मूल्य ।।=) सजिल्द ... ... ... ।।।=)

श्रीश्रीचैतन्य-चरितावली-(खण्ड ५)—१० चित्र, पृष्ठ
२८०, मूल्य ।।।) सजिल्द ... ... ... १)

तत्त्वचिन्तामणि भाग १-सचित्र, ले०-श्रीजयदयालजी
गोयन्दका, पृष्ठ ३५०, एण्टिक कागज, मू० ।।=) स० ।।।-)

तत्त्व-चिन्तामणि भाग १-सचित्र, ले०-श्रीजयदयालजी
गोयन्दका, पृष्ठ ४४८, गुटका, प्रचारार्थ मू० ।-) स० ।=)

तत्त्व-चिन्तामणि भाग २-सचित्र, ले०-श्रीजयदयालजी
गोयन्दका, पृष्ठ ६३२, एण्टिक कागज, मू० ।।।=) स० १=)

तत्त्व-चिन्तामणि भाग २-सचित्र, ले०-श्रीजयदयालजी
गोयन्दका, पृष्ठ ७५०, गुटका, प्रचारार्थ मू० ।=) स० ।।)

मुमुक्षुसर्वस्वसार-भाषा टीका सहित, अनुवादक-श्री.
मुनिलालजी, पृष्ठ ४१४, मूल्य ।।।-) सजिल्द ... १-)

श्रीज्ञानेश्वरचरित्र-सचित्र, महाराष्ट्रके प्रसिद्ध संतकी
जीवनी और उपदेश, पृष्ठ ३५६, मूल्य ... ।।।-)

पूजाके फूल-श्री. भूपेन्द्रनाथ देवशर्माके अनुभवपूर्ण
भावमय लेखोंका संग्रह, सचित्र, पृष्ठ ४१४, मूल्य ।।।-)

एकादश स्कन्ध-(श्रीमद्भागवत) सचित्र हिन्दी-टीका-
सहित, यह स्कन्ध बहुत ही उपदेशपूर्ण है, पृष्ठ
४२०, मूल्य ।।।) सजिल्द ... ... ... १)

श्रीविष्णुसहस्रनाम-शांकरभाष्य, हिन्दी-अनुवाद-सहित,
सचित्र, पृष्ठ २७६, मूल्य ... ... ... ।।=)

देवर्षि नारद-५ चित्र, पृष्ठ २४०, मूल्य ।।।) सजिल्द १)

शरणागतिरहस्य-सचित्र, पृष्ठ ३६०, मूल्य... ... ।।≡)

शतपञ्च चौपाई-सानुवाद, सचित्र, पृष्ठ ३४०, मूल्य ।।=)

आनन्दमार्ग-सचित्र, पृष्ठ ३२४ मूल्य ... ... ॥-)
सूक्तिसुधाकर-सानुवाद सचित्र, पृष्ठ २७६, मूल्य... ॥=)
स्तोत्ररत्नावली-अनुवाद सहित, ४ चित्र, पृष्ठ २३०, मूल्य ॥)
श्रुतिरत्नावली-सचित्र, संपादक-श्रीभोले बाबाजी, मूल्य ॥)
नैवेद्य-लेखक—श्री. हनुमानप्रसादजी पोद्दार, पृष्ठ ३५०, मूल्य ॥) सजिल्द ... ... ... ... ॥≡)
तुलसीदल-सचित्र, पृष्ठ २९२, मूल्य ॥) सजिल्द ... ॥≡)
श्रीएकनाथ चरित्र—सचित्र, ६×९ इञ्चके पृष्ठ २४०, मूल्य ॥)
दिनचर्या-सचित्र, पृष्ठ २२२, मूल्य ... ... ।')
"धी स्टोरी ऑफ मीराबाई" (अंग्रेजी) पृष्ठ ९२, ... ॥)=
"माइन्ड, इट्स मिस्टरीज़ एण्ड कंट्रोल" (अंग्रेजी), मूल्य ॥)
श्रीरामकृष्ण परमहंस-५ चित्र, पृष्ठ २५०, मूल्य ... ।≡)
धूपदीप—लेखक—श्री. 'माधव' जी, पृष्ठ २४०, मूल्य ।≡)
उपनिषदोंके चौदह रत्न—पृष्ठ १००, चित्र १०, मूल्य ।=)
प्रेमदर्शन-(नारदरचित भक्तिसूत्रकी विस्तृत टीका) ।-)
गृह्याग्निकर्मप्रयोगमाला, कर्मकाण्ड, पृष्ठ १८२, मूल्य ।-)
लघुसिद्धांत कौमुदी-सटिप्पण, पृष्ठ ३५०, मूल्य ... ०।=)
तत्त्वविचार-सचित्र, पृष्ठ २०६, मूल्य ... ... ।=)
भक्त-भारती—(७ चित्र) कवितामें सात भक्तोंके चरित्र ।≡)
भक्त बालक—५ चित्रोंसे सुशोभित, पृष्ठ ८०, मूल्य ।-)
भक्त नारी—६ चित्रोंसे सुशोभित, पृष्ठ ८०, मूल्य... ।-)
भक्त-पञ्चरत्न-६ चित्रोंसे सुशोभित, पृष्ठ ९८, मूल्य ।-)
भक्त-चन्द्रिका-७ चित्रोंसे सुशोभित, पृष्ठ ९२, मूल्य ।-)
आदर्श भक्त-७ चित्रोंसे सुशोभित, पृष्ठ ११२, मूल्य ।-)
भक्त-सप्तरत्न-७ चित्रोंसे सुशोभित, पृष्ठ १०६, मूल्य ।-)
भक्त-कुसुम- ६ चित्रोंसे सुशोभित, पृष्ठ ९२, मूल्य ।-)
प्रेमी भक्त-९ चित्रोंसे सुशोभित, पृष्ठ १०४, मूल्य... ।-)
यूरोपकी भक्त स्त्रियाँ-३ चित्रोंसे सुशोभित, पृष्ठ ९२, ।-)
विवेक-चूडामणि—सचित्र, सटीक, पृष्ठ २२४, मूल्य ।-)
गीतामें भक्तियोग-सचित्र, ले०-श्री.वियोगी हरिजी, मू० ।-)
श्रुतिकी टेर-सचित्र, लेखक-श्री. भोलेबाबाजी, मूल्य... ।)
व्रजकी झाँकी-वर्णनसहित लगभग ५६ चित्र, मूल्य ... ।)

रामायणांकका गेटप, छपाई, सफाई, कागज और बाईंडिंग सब सुन्दर हैं।

रामायणांकमें श्रीरामजीकी लीलाओंके अनेक सुनहरे, बहुरंगे, सादे चित्र एवं अनेक पवित्र तीर्थ-अयोध्या, प्रयाग, काशी, चित्रकूट, पञ्चवटी, रामेश्वर, जनकपुर, शृंगवेरपुर आदिके दर्शनीय चित्र हैं। रामायणकालीन भारतके कई भौगोलिक मानचित्र भी हैं।

रामायणांकमें अनेक महात्माओं, देशी-विदेशी विद्वानों और रामायणप्रेमियोंके लेख है।

रामायणांक सुखमय जीवनका अमोघ साधन है।

आजतक कल्याणके सिवा इतने बडे किसी भी सामयिक पत्रको दुवारा छपकर आपकी सेवा करनेका अवसर नहीं मिला। यदि आप इस वार इस अङ्कको न अपना सकेंगे तो समझ लीजिये कि एक उत्कृष्ट वस्तुसे वञ्चित रह जायँगे, क्योंकि इसके शीघ्र तीसरी वार छपनेकी आशा हम अभी आपको नहीं दिला सकते। अतः लेनेवालोंको शीघ्र मँगा लेना चाहिये।

व्यवस्थापक—कल्याण, गोरखपुर

---

## 'कल्याण' का अंग्रेजी संस्करण

**चार वर्षसे निकल रहा है, इसके भी ४ विशेषांक निकल चुके हैं।**

इस 'कल्याण-कल्पतरु' (अंग्रेजी) मासिक पत्रका चौथे वर्ष *(जनवरी-१९३७ ई०)* का *प्रथम अंक 'श्रीकृष्णाङ्क'* के नामसे विशेपाङ्कके रूपमें बहुत सज-धजके साथ प्रकाशित हो गया है। इसमें अनेक देशी-विदेशी संत, विद्वान् और कृष्णप्रेमियोंके लेख संग्रह किये गये है। अनेक तरहके कलापूर्ण चित्रोंसे सुसज्जित २८० पृष्ठके सुन्दर विशेपाङ्कका मूल्य केवल २॥) है, ४॥ भेजकर सालभरके ग्राहक बननेवालेको पूरी फाइलके साथ 'कृष्णाङ्क' भी मिल जायगा।

व्यवस्थापक—" कल्याण कल्पतरु " गोरखपुर